# प्रस्थान




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

---

૧૯૯૬ — વૈશાખ

સંપાદક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

# અનુક્રમણિકા

૩૦ વૈશાખ : ૧૯૯૬ અંક ૧




…ર ખબરના એજન્ટ : મેસર્સ શુક્લ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, પાડિયા, અમદાવાદ

…જમ : હિંદમાં ૫–૦–૦ અમાં તથા પ…રેશના રૂ. ૭–૮–૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦–૮–૦

…ક : રણછોડલાલ કેશુરભાઈ મિસ્ત્રી : ૧ … ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિભાઈ છગનલાલ શાહ … પ્રિ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૬–૬–૪૦

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ વૈશાખ : ૧૯૯૬ અંક ૧


## ભગવાન શંકર—કાલિદાસની દૃષ્ટિએ*


રસિકલાલ છો. પરીખ


સર ચીનુભાઈ, સજ્જનો અને સન્નારીઓ !

શ્રીહાટકેશ્વરના ઉત્સવ પ્રસંગે આજે આ નાગરી નાત સમક્ષ મારા જેવા અનાગર અને જ્ઞાતિ-નાસ્તિકને વ્યાખ્યાન આપવા આપના પ્રમુખસાહેબે અને મંત્રીસાહેબે નિમંત્રણ આપ્યું છે તે માટે આપ સૌ તેમનો જરૂર જવાબ માગશો,—અને ખાનગી વાત જાહેર કરું તો તમારી જ્ઞાતિના અગ્રણી વ્યક્તિ બાબુરાવ મહેતાની તથા અગ્રણી વિદ્વાન રત્નમણિરાવ જોટેની ખાસ ખબર લેજો. સાઠોદરા-નાગરોના સંમેલનને જ્ઞાતિની દૃષ્ટિએ ઉપયોગી એવું શું કહેવું ? જે જ્ઞાતિએ દયારામ અને બાલાશંકર જેવા કવિ, મણિલાલ નભુભાઈ અને કેશવ હર્ષદ ધ્રુવ સમા વિદ્વન્મણિઓ ગુજરાતને આપ્યા, રણછોડભાઈ છોટાલાલ જેવા ઉદ્યોગવીર તથા નાગરિક જીવનના પ્રણેતા, અને સર ચીનુભાઈ માધવલાલ જેવા દાનવીર ધર્મપરાયણ શેઠ ગુજરાતને આપ્યા તે જ્ઞાતિના સત્ત્વ વિષે તો શંકા જેવું પણ કેમ થઈ શકે ? એ સત્ત્વ તમારામાં ઊતર્યું હશે જ અને એનો પુરાવો તમે વર્તમાનમાં નહિ આપતા હો તો ભવિષ્યમાં તો જરૂર આપશો એમ માની લેવું જોઈએ. બાકી તો પૂર્વજોની બહુ પ્રશંસા કરવી આનંદદાયક નથી હોતી; કારણ કે ઘણીવાર તે આપણને 'દીવા પાછળ અંધારું,' 'અંગારા પાછળ કોયલા' એવી એવી કહેવતોનું સ્મરણ કરાવે છે. અને એ ગ્લાનિ ઉપજાવે એવી કહેવતો આપણા ઉત્સાહનો ભંગ કરે છે. વળી વર્તમાન યુગમાં જ્ઞાતિ જેવા સમવાયો

* તા. ૨૨-૪-૪૦ના રોજ આપેલું ભાષણ.

ઘણાને સંકુચિત લાગે છે, વિશાળ સમવાયો યોજવાની જરૂર દેખાતી જાય છે—અને છેવટે કાંઈ નહિ તો જ્ઞાતિનાં બંધનો પળાય એટલાં પાળી બુદ્ધિને તો વિશાળ વર્તુલમાં વિહરવું ગમે છે. એનો એક પુરાવો એ છે કે તમે આજે મારા જેવાને તમારી સમક્ષ વ્યાખ્યાન કરવા બોલાવ્યો છે.

સંકુચિત વર્તુલને વિશાળ કરવામાં સમાજની–સંસારની જરૂરિયાતો કારણભૂત થાય છે; વિશાળને સંકુચિત કરવામાં પણ કારણભૂત થાય છે. પણ સમાજની–સંસારની જરૂરિયાતોને વર્તુલ વિના ચાલતું નથી. સંસાર એટલે જ વર્તુલમાં સંસરવું! પણ માણસને આ વર્તુલ ભેદી મુક્ત થવાની ઇચ્છા થાય છે: વર્તુલ નાનું મોટું થાય એટલાથી સંતોષ થતો નથી. સમાજ અને સંસારના વર્તુલને ભેદી મુક્ત વિહાર તેનો આત્મા ઇચ્છે છે. આવી મુમુક્ષા દરેક જીવમાં થોડે ઘણે અંશે હોય છે. સંસારી ભાવમાં પણ આ મુમુક્ષા તેની પાસે બંધનો તોડાવે છે; પણ એમાં એને એવો અનુભવ થાય છે કે એક બંધન તોડવું એટલે બીજાં બંધનમાં બંધાવું. દ્વન્દ્વના એક પક્ષમાંથી બીજા પક્ષમાં જવાનો જ તેને હક હોય એમ દેખાય છે: સરકસના પ્રાણીઓની જેમ તેને એક વર્તુલમાંથી બીજા વર્તુલમાં જ દોડવાનું હોય છે. આટલાથી એની મુમુક્ષા તૃપ્ત થતી નથી; એટલે એ કાંઈ એવું શોધે છે કે જેમાં આ મુમુક્ષા તૃપ્ત થાય, એવી વિશાળતા અને ગહનતા તેને મળે કે જેમાં એનો આત્મા લીન થઈ મુક્તિનો આનંદ પ્રાપ્ત કરે! માણસની આ શોધમાંથી ઈશ્વરનો આવિર્ભાવ થયો!

આથી આજના પુણ્ય પ્રસંગે જ્ઞાતિબંધારણ કે એવા કોઈ સામાજિક વિષયની ચર્ચા કરવા કરતાં જેમને આપ સૌ ઇષ્ટદેવતા તરીકે માનો છો અને પૂજો છો તે ભગવાન શંકરનું ભક્તિભાવે સ્મરણ કરવાનું નિમિત્ત મળે એવો કોઈ વિષય પસંદ કરવો એ મને ઉચિત લાગે છે. જેના મહિમાનો કોઈ પાર પામ્યું નથી તેના સ્વરૂપની ચર્ચા કરવી એ મારો વિષય છે એમ કહેવું એ ધૃષ્ટતાની પરાકાષ્ઠા છે! એટલે જ મારો પ્રયાસ ભારતવર્ષના મહાકવિની પ્રતિભામાં એ સ્વરૂપ કેવું પ્રતિબિમ્બિત થયું છે એ સમજવા પૂરતો છે.

કાલિદાસ એ મહાકવિ છે, અને એનું મહાકવિત્વ એના મહાન દર્શન અને મહાન વર્ણનમાં પ્રતીત થાય છે. કાલિદાસની પ્રસિદ્ધિ શૃંગાર કવિ તરીકે છે. શૃંગાર એટલે કે રતિ જેનો સ્થાયી ભાવ છે એવો કાવ્યરસ–અને રતિ એટલે કે સ્ત્રી–પુરુષનો પરસ્પર આસ્થાબન્ધ–અર્થાત્ કાલિદાસ સ્ત્રીપુરુષના પરસ્પર આસ્થાબન્ધનું દર્શન કરતો અને વર્ણન કરતો મહાકવિ છે. એની આ ખ્યાતિ યોગ્ય જ છે. એણે આ દૃષ્ટિથી જગત તરફ જોયું છે અથવા એમ કહો કે જગતમાં તેને ખાસ જોવા જેવું અને વર્ણન કરવા જેવું આ જ લાગ્યું છે. પણ એનો અર્થ એવો નથી કે જગતના બીજાં નાના મોટા પદાર્થોનું એને દર્શન થયું નથી; એમ હોત તો એને મહાકવિનું બિરૂદ ન મળત! ઊલટું કાલિદાસની કૃતિઓ તેની સર્વગ્રાહી પ્રતિભાનું આશ્ચર્યકારક ભાન કરાવે છે!

અને એમાં વળી, ભગવાન શંકર તો કાલિદાસના ઇષ્ટ દેવ હતા!–ઈશ્વરને કાલિદાસ શંકર રૂપે પૂજતો હતો. એટલે એ મહાકવિની પ્રતિભામાં જે પ્રતિબિમ્બ પડ્યું છે તે ખરેખર નિહાળવા જેવું છે! કોઈ શુષ્ક દર્શનચર્ચાથી ઈશ્વરનું સ્વરૂપ સમજાય કે કેમ એ શંકા છે; જ્યારે આ શૃંગારી કવિની વાણી તો ભગવાન શંકરને હૃદયમાં ઉતારે છે: એ એકલા

મેઘને ઉજ્જયિનીના મહાકાલ મંદિર આગળ 'ભક્તિનમ્ર' કરે છે એમ નહિ, એના વાણી-મેઘમાંથી જલબિંદુઓ ઝીલનારને પણ કરે છે. અથવા એમ કહું કે કાલિદાસની પ્રતિભાની વિશિષ્ટ મહત્તા એણે ભગવાન શંકરનું જે દર્શન અને વર્ણન કર્યું છે એમાં દેખાય છે ?

કાલિદાસની પહેલાં–તેનો સમય ઈ. પૂ. પહેલા સૈકાથી તે ઈ. સ. ના પાંચમા સૈકા સુધી ગમે ત્યાં મૂકો–પણ તેની પહેલાં ભારતવર્ષમાં અધ્યાત્મવિદ્યા અનેક શાખાઓમાં ફૂલીફાલી હતી. બાહ્ય ઉપાસનાના પ્રવાહમાં અનેક દેવ-દેવીઓ તરતાં હતાં–જ્યારે તત્ત્વ ચિંતનમાં ઠેઠ ઋગ્વેદમાં एकं सद् विप्रा बहुधा वदन्ति–એવું અનેક અને એકના સંબંધનું દર્શન થયું છે. અથર્વવેદમાં અને ઉપનિષદોમાં બધા દ્વન્દ્વોને સમાવી લે એવા તત્ત્વને 'અનિર્વચનીય' કહીને પણ સમર્થ રીતે નિરૂપવાનો પ્રયત્ન છે. આ પરમતત્ત્વને–બ્રહ્મને–પરમાત્માને પામવાનો રુચીનાં વૈચિત્ર્યાદ્ ઋજુ અને કુટિલ એવા વિવિધ માર્ગો પણ પડી ગયા હતા. કાલિદાસ આ સમગ્ર વિદ્યાનો વારસદાર બન્યો હતો એમ તેની કૃતિઓ ઉપરથી જણાય છે. આ અધ્યાત્મવિદ્યાના પરિશીલનથી એની બુદ્ધિ ઉદાર બની હતી–અને જો કે ભગવાન શંકર જ તેના ઇષ્ટદેવ તોપણ બ્રહ્મા અને વિષ્ણુનું તેણે જે નિરૂપણ કર્યું છે તે બતાવે છે કે કાલિદાસ કોઈ સંકુચિત સાંપ્રદાયિક ન હતો.

અને છતાં ઋગ્વેદમાં જેમ પ્રશ્ન પૂછાયો છે કે कस्मै देवाय हविषा विधेम કયા દેવને હવિષથી પૂજીએ–અને જેમ ઉત્તરમાં ઋષિએ કહ્યું છે કે प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव હે પ્રજાપતિ ! તારા સિવાય બીજો કોઈ આ વિશ્વના પદાર્થોને વિંટાઈ રહેલો નહતો–એવો ઉત્તર વાળે છે તેમ દરેક મહાકવિને પણ આવો પ્રશ્ન થાય છે;–અને नानृषिः कविर्भवति ઋષિ ન હોય એ કવિ ન થાય એ ન્યાયે એને પોતાનું દર્શન પણ થાય છે. આ પ્રશ્ન મહાકવિ કાલિદાસને પણ થયો હશે; એને પણ થયું હશે કે કયા દેવને હવિષથી પૂજું. ઉત્તરમાં–વારસામાં મળેલી સર્વતોમુખી અધ્યાત્મવિદ્યામાંથી એ મહાકવિને એની કવિરુચિને રુચે એવું વિશિષ્ટ દર્શન-કલ્પન થયું હશે.

કાલિદાસ સ્ત્રી-પુરુષના હૃદયબંધનો કવિ હતો. અને તેણે જગતનાં માતપિતાને પણ એ દૃષ્ટિએ જોવાની અને વર્ણવવાની ધૃષ્ટતા કરી. આ ધૃષ્ટતા માટે કાલિદાસ શાપિત થયો હતો એમ દંતકથા કહે છે એ ગમે તે હોય પણ શંકરનું સ્વરૂપ જેવું કુમારસંભવમાં પ્રતીત થાય છે એવું બીજે ક્યાંઈ થતું નથી ! અને કેમ ન થાય—ઉમાની દૃષ્ટિએ શંકર જેવા દેખાય એવી બીજી કોઈ દૃષ્ટિએ દેખાય ! કુમારસંભવથી તમે બધા પરિચિત છો એટલે એ સુભગ વૃત્તાન્ત વિસ્તારથી કહેવાનો લોભ છોડી દઉં છું–ટુંકામાં જ કહું છું. શંકરના ક્રોધથી કામ બળીને ભસ્મ થયો અને પછી ઉમાએ તપ કર્યું–તપના આરંભે આશ્રમમાં જે વૃક્ષો રોપ્યાં હતાં તેને ફળ આવ્યાં ત્યાં સુધી પણ ઉમાનો મનોરથતરુ ફળ્યો નહિ, न च प्ररोहाभिमुखोऽपि दृश्यते मनोरथोऽस्याः शशिमौलिसंश्रयः । પણ અંતે ઉમાના તપથી 'ક્રીત' થવાને—ખરીદાવાને—શંકર પોતે બટુક રૂપે આવ્યા: કાલિદાસની ગિરામાં—

अथाजिनाषाढधरः प्रगल्भवाग् ज्वलन्निव ब्रह्ममयेन तेजसा ।
विवेश कश्चिज्जटिलस्तपोवनं शरीरबद्धः प्रथमाश्रमो यथा ॥

સત્કાર થયા પછી उमां स पश्यन् ऋजुनैव चक्षुषा—ઋજુ ચક્ષુથી ઉમાને જોતા જોતા બ્રહ્મચારીએ તપનું કારણ પૂછ્યું: (ઋજુ શબ્દ ઉપર ધ્યાન ખેંચું છું.) અને તપનું નિમિત્ત શંકર છે એમ જાણ્યું એટલે કહ્યું:–अमङ्गलाभ्यासरतिं विचिन्त्य तं तवानुवृत्तिं न च कर्तुमुत्सहे । અને પછી શંકરના જેટલાં આપણી સંસારીની દૃષ્ટિએ અપલક્ષણ કહેવાય તે બધા વર્ણવે છે અને છેવટે સાર રૂપે કહે છે કે

> द्वयं गतं संप्रति शोचनीयतां समागमप्रार्थनया पिनाकिनः ।
> कला च सा कान्तिमती कलावतः त्वमस्य लोकस्य च नेत्रकौमुदी ॥
> वपुर्विरूपाक्षमलक्ष्यजन्मता दिगम्बरत्वेन निवेदितं वसु
> वरेषु यद्बालमृगाक्षि मृग्यते न दृश्यते व्यस्तमपि त्रिलोचने ॥

અર્થાત્ કે રૂપ, કુળ કે ધન જે ગુણો માટે વર પસંદ થાય છે તેમાંનું એક પણ શંકરમાં નથી! ટુંકામાં, સંસારની દૃષ્ટિએ જે જે કાંઈ ઇષ્ટ ગણાય તેનો અભાવ શંકરમાં છે–અને એ રીતે ઉમાનું મન શંકર તરફથી નિવૃત્ત કરવાનો પ્રયત્ન થાય છે. ઉમાના સ્થાને આપણી ચિત્તવૃત્તિ મૂકો–આવો વર-તે કેમ વરાય–આવો ભગવાન તે કેમ પૂજાય! સંસારમાં જે કાંઈ સારું ગણાય તે બધાનો જ આમાં અભાવ! પણ ઉમાની દૃષ્ટિએ શંકર જોવાના છે; અને ઉમાને રખેને તમે કાંઈ ચિત્તવૃત્તિનું સ્વરૂપ કે એવું કાંઈ શુષ્ક રૂપક માનવાની ભૂલ કરો–એ તો આ બ્રાહ્મણભાઈની પ્રતિકૂલ વાણી સાંભળી प्रवेपमानाधरलक्ष्यकोपया । આંખનો ખૂણો લાલ કરી અને ભવાં ચઢાવી જવાબ આપે છે:—

> उवाच चैनं परमार्थतो हरं न वेत्सि नूनं यत एवात्थ माम् ।
> अलोकसामान्यमचिन्त्यहेतुकं द्विषन्ति मन्दाश्चरितं महात्मनाम् ॥

પરમાર્થ રૂપે હરને જાણતો નથી માટે જ તું એમ મને કહે છે. લોકસામાન્ય નહિ અને જેનો હેતુ સમજણમાં આવતો નથી એવા મહાત્માઓના ચરિતનો મન્દ બુદ્ધિવાળા દ્વેષ કરે છે.

બટુકે શંકરને અમંગલના પરિચયમાં પ્રેમવાળો કહી જુગુપ્સા ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો: ઉમા જવાબ આપે છે: મંગલની અપેક્ષા કોને હોય છે? જેને આપત્તિ દૂર કરવાની હોય અને જેને ઐશ્વર્યની ઇચ્છા હોય તેને હોય છે. પણ જે આખા જગતનું કારણ છે અને જેને કશો અભિલાષ નથી એને આશાઓથી આત્મવૃત્તિને દૂષિત કરતા એવા મંગલોને શું કરવા છે? किमेभिराशोपहतात्मवृत्तिभिः । અર્થાત્ મંગલ–અમંગલની દીનતાથી એ અતીત છે. અને એ જ રીતે, ભલે તે અકિંચન હોય છતાં બધી સંપત્તિઓ તેનામાંથી જ આવે છે; ભલે સ્મશાનમાં એનો વાસ હોય છતાં ત્રિલોકનો નાથ એ છે. ભલે ભીમરૂપ હોય છતાં એ જ શિવ કહેવાય છે: ટુંકામાં न सन्ति याथार्थ्यविदः पिनाकिनः । પિનાકીને યથાર્થ રૂપે જાણનારા જ નથી! જાણે કાલિદાસ પોતાનો જ અસંતોષ વ્યક્ત કરતો હોય એમ નથી લાગતું! એ વિશ્વમૂર્તિના રૂપનું કોણ અવધારણ કરી શકે એમ છે? વિભૂષણોથી પ્રકાશતું હોય કે સાપ વીંટ્યા હોય, ગજચર્મ ધાર્યું હોય કે દુકૂલ ધાર્યું હોય, કપાલી હોય કે ઇન્દુશેખર હોય! એને કોણ પૂરો ઓળખે છે! પેલા બટુએ આક્ષેપ કર્યો હતો કે એનો જન્મ ક્યાંથી છે એ કોઈ જાણતું નથી. ઉમા કહે છે 'તેં ભુંડાએ દોષ કહેતાં કહેતાં ગુણ કહ્યો, કારણ કે જે બ્રહ્મનું પણ કારણ છે તેનો જન્મ ક્યાંથી સમજાય?' यमामनन्त्यात्मभुवोऽपि कारणं कथं स लक्ष्यप्रभवो भविष्यति । પહેલાં કહ્યું તેમ ઉમાની નજરે શંકરને જુઓ! પણ રખેને આપણે કાંઈ

તત્ત્વજ્ઞાનની શુષ્કતાથી શંકરનું રૂપ નિશ્ચિત કરી નાખીએ એટલે ઉમા કહે છે: अलं विवादेन यथाश्रुतस्त्वया तथाविधस्तावदशेषमस्तु सः । ममात्र भावैकरसं मनः स्थितं न कामवृत्तिर्वचनीयमीक्षते ॥ અહીંઆ ઉમાની રતિની પરાકાષ્ઠા છે, અને કાલિદાસની ભક્તિની પરાકાષ્ઠા છે। भावैकरसं मनः–આ શબ્દો ફરી ફરી ઉચ્ચારવાનું મન થાય એવા છે।

સંસારમાં જે જે પદાર્થો અને ભાવોને આપણે અનિષ્ટ–ત્યાજ્ય–ઘૃણાજનક ગણીએ છીએ તે બધાનો આરોપ ભગવાન શંકરમાં કેવી રીતે ઘટાવ્યો છે તે જુઓ! કાલિદાસની ઈશ્વરની કલ્પના દ્વન્દ્વના એક પક્ષ કે નિષેધ ઉપર નથી રચાઈ–તે દ્વન્દ્વોના સમાધાન ઉપર રચાઈ છે। જે સ્વરૂપમાં ઉમાનું મન ભાવૈકરસ થયું એનું જ વર્ણન સંક્ષેપમાં પણ સ્પષ્ટતાથી માલવિકાગ્નિમિત્રમાં આ મહાકવિએ કર્યું છે:

एकैश्वर्ये स्थितोऽपि प्रणतबहुफले यः स्वयं कृत्तिवासाः
कान्तासंमिश्रदेहोऽप्यविषयमनसां यः परस्ताद् यतीनाम् ।
अष्टाभिर्यस्य कृत्स्नं जगदपि तनुभिर्बिभ्रतो नाभिमानः
सन्मार्गालोकनाय व्यपनयतु स वस्तामसीं वृत्तिमीशः ॥

ભક્તોને બહુ ફલદાયી એવા ઐશ્વર્યમાં હોવા છતાં પોતે તો ચર્મધારી, કાન્તા સાથે સદા સંલગ્ન છતાં જેમના મનને વિષયો આકર્ષી શકતા નથી એવા યોગીઓના અગ્રેસર, અને સમગ્ર જગતને આઠ તનુઓમાં ધારણ કરતાં છતાં જેને હું ધારણ કરું છું એવું ભાન નથી–આવા વિરોધોના સમાધાનમાં કાલિદાસને ઈશ્વરનું સ્વરૂપ દેખાય છે. અને આ જ ભગવાન શંકર તે વેદાન્તોમાં–ઉપનિષદોમાં–દ્યાવાપૃથ્વી વ્યાપી રહેલો જે અદ્વિતીય પુરુષ કહ્યો છે તે જ–એમ વિક્રમોર્વશીયમાં કાલિદાસ કહે છે. ઈશ્વર શબ્દ યથાર્થાક્ષર બીજા કોઈને–બીજા કોઈ સ્વરૂપને લાગુ પડી શકતો જ નથી.

આ ભગવાન શંકરને યોગ આદિ સાધનોથી મુમુક્ષુઓ અંતઃકરણમાં શોધે છે। પણ મહાકવિ કહે છે કે તે સ્થિર ભક્તિયોગે સુલભ છે–જો ભાવૈકરસ મનઃ હોય તો સુલભ છે.

જગતના વિરોધી ભાવોનું દ્વન્દ્વ આપણી ફિલસૂફીએ છેવટે પુરુષ અને પ્રકૃતિના દ્વન્દ્વરૂપે જોયું! કાલિદાસે પણ આ દ્વન્દ્વ જોયું પણ તેમાં વાણી,–અને તેના અર્થમાં જે બે હોવા છતાં એકપણું છે તે રૂપે જોયું: આ મહાકવિને જગતનાં માતપિતા વાણી અને અર્થ જેવાં જુદાં અને જોડાયેલાં લાગે છે: અને તેને તે વંદન કરે છે. આપણે પણ તે મહાકવિના શબ્દોમાં વંદન કરીએ:

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

# मातृभक्त नाना आठवले

काका कालेलकर

નાના આઠવલે એટલે મહારાષ્ટ્રનું પાણીદાર મોતી. પૂનામાં હું પ્રથમ જ એમને મળ્યો ત્યારે તેઓ પોતાનું 'दुर्वर्तनी मुलांची सुधारणा' (દુર્વર્તની બાળકોની સુધારણા) નામનું પુસ્તક લઈને મારી પાસે આવેલા. રાષ્ટ્રીય શિક્ષણને વરેલી આ વ્યક્તિ ગૂજરાતી સાહિત્યના સંસર્ગમાં પણ છે તે જાણીને મને એમને વિષે ભાવ થયો. અમે વારંવાર મળવા લાગ્યા. 'સેન્ટ વિનિફ્રેડ' નામની ડીન ફેરારની શાળાજીવન સંબંધે એક નવલકથા વાંચવાની મેં એમને ભલામણ કરી. એમને એ ગમી. 'એ પુસ્તકનું મરાઠી વેશાંતર કરશો?' એવો મેં એમને પ્રશ્ન કર્યો. રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થામાં માણસ તદ્રૂપ બની ગયા સિવાય એના જેવી નવલકથાનું મરાઠી રૂપાંતર કરી શકે નહિ એની મને ખબર હતી. સમર્થ વિદ્યાલય ચલાવવામાં નાનાએ પોતાનાં બાર વર્ષ—એક તપ જેટલાં વર્ષ—ખર્ચ્યાં હતાં. એમણે ઘણા આનંદથી મારી માગણીનો સ્વીકાર કર્યો અને સ્વીકારેલું કામ પૂરું પણ કરી દેખાડ્યું. ડૉ. દિનશા મહેતાના આરોગ્યભવનમાં હું દુગ્ધાહારનો પ્રયોગ કરતો હતો ત્યારે નાના ઘણી વાર ત્યાં આવતા અને 'व्यास विद्याश्रम'નાં પ્રકરણો વાંચી સંભળાવતા. મૂળે જ અંગ્રેજીમાં કથા અપ્રતિમ અને તેમાં શિક્ષણ અને માનસશાસ્ત્રને વરેલા નાના જેવા મરાઠી વેશ પહેરાવનાર. પછી પૂછવું જ શું! છાત્રાલયના વિદ્યાર્થીઓનું વાતાવરણ એટલું પૂણીદાર ચીતર્યું કે મરાઠી ભાષાને એક નવું જ આભૂષણ મળ્યું એવું મને લાગ્યું. નાનાએ તરત જ મારી પાસેથી એની પ્રસ્તાવના લખી લીધી અને પછી પુસ્તક કેમ છપાવવું તેનો અમે વિચાર કરવા લાગ્યા. એકાદ પ્રકાશકને એ પુસ્તક આપી દઈને પ્રકાશનની અકળામણમાંથી છૂટી જવું એવો મારો આગ્રહ હતો. પણ નાના એ વિષયમાં વધુ અનુભવી. એમણે કહ્યું, 'આજકાલ મહારાષ્ટ્રમાં પ્રેમવાર્તાઓ સિવાય બીજા સાહિત્યની કિંમત નથી. આ પુસ્તકને પ્રકાશક મળવા કઠિન છે.'

નાનપણમાં 'हरि आणि त्रिंबक' નામની વાર્તા અમે જે હોંશથી વાંચતા હતા, તેનું સ્મરણ કરતાં નાનાનો મત હું સ્વીકારી શકું એમ ન હતું.

પણ પછી એ વાત તો ત્યાં જ રહી. રાષ્ટ્રીય શિક્ષણ વિષે અમે ખૂબ ચર્ચા કરતા. સમર્થ વિદ્યાલયમાં કામ કરતાં નાનાની પ્રકૃતિ ઠીક ખડતલ હતી. પછી તો એમને કાળજાનો રોગ થયો અને શારીરિક શ્રમનું કંઈ જ કામ એમનાથી ન થાય. નકામા ન બેસવું એમ લાગતું તેથી તે ચિરંજીવના હરિભાઉ જોશીને મદદ કરતા.

એ જ વખતે શ્રી જમનાલાલજીનું કન્યાશ્રમ ખૂલ્યું અને 'એકાદ સારા રાષ્ટ્રીય વૃત્તિના શિક્ષક શોધી આપો' એમ કહી તેઓ મારી પાછળ પડ્યા. મને નાનાનું સ્મરણ થયું. સેવાનું નિમંત્રણ અને તે ય રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રમાં! નાનાએ તુરત જ જવાબ આપ્યો અને વર્ધા આશ્રમમાં તેઓ સ્થપાયા. અહીં એમને કેટલા યે ફેરફારો થયા. નાનાની ઠીક કસોટી થઈ. પણ એમની તત્ત્વનિષ્ઠા અને ટેક છોડ્યા વિના એમણે બધા પ્રસંગોએ સાચવી લીધું.

સમર્થ વિદ્યાલયમાં બાર વર્ષમાં નાનામોટા મતભેદ થતા લોકો એકમેકને કેમ ઉતારી પાડે છે તેનો અનુભવ હોવાથી નાના ખૂબ જ ધીરજ અને મનમેળ રાખીને બોલતા. તત્ત્વની બાબતમાં આગ્રહી હોવા છતાં સાથી કાર્યકર્તાઓ સાથે દરેક વખતે નમ્રતા અને મીઠાશથી કેમ બોલી શકતા તેનું મને આશ્ચર્ય થાય છે. સંસ્થા સંબંધે અમે કલાકો સુધી વાતો કરતા. ધીમે ધીમે સંસ્થાનો તમામ ભાર નાના ઉપર આવી પડ્યો ત્યારે પણ બધાં કામ કરતાં છતાં પોતાના વાચનમાં બિલકુલ અદ્યતન રહેતા. ઇંગ્લંડ અને અમેરિકામાં કયા કયા શિક્ષણ-પ્રયોગો થાય છે તેની વિગતવાર માહિતી એમને હોય. સિનેમાને કારણે કુમાર-કુમારિકાઓનાં ચારિત્ર્ય ઉપર કેવાં પરિણામો આવે છે એ સંબંધે એક વિસ્તૃત રિપોર્ટ વાંચીને એમણે 'લોકશિક્ષણ'માં લખેલા બે લેખો વાચકોના સ્મરણમાં તાજા જ હશે. ગુજરાતીમાં પણ તે લેખો આવ્યા હોવાથી વાચકોને નાનાનો પરિચય તો 'પ્રસ્થાન' મારફતે થયો છે જ.

શિક્ષકનો ધંધો એમના લોહીમાં એટલો ભળી ગયો હતો કે અમારી સાથે વાત કરતાં પણ દરેક મુદ્દો ઉલટાવી સુલટાવી ફરી ફરીને અમારી પાસે મૂકતા. જ્યારે એમને અમે અંગત પ્રશ્ન પૂછતા ત્યારે જ એમની વાચા કુંઠિત થતી મહિલા વિદ્યાલયની બધી છોકરીઓને મન નાના એટલે વડીલ. છોકરીઓ એમની જોડે રિસાતી કે એમના પર ગુસ્સો કરતી ત્યારે પણ વડીલ સાથે કરતી હોય તેમ જ. જે છોકરીએ એમના પર ગુસ્સો કર્યો હોય તે જ તેમની પાસે પોતાના સાંત્વનને અર્થે જાય એવો એમનો જીવ મળી ગયો હતો.

સ્ત્રીઓની સંસ્થા ચલાવવી એટલે કાજળની કોટડીમાં જઈ અંગે ડાઘ ન લાગવા દેતાં પાછા બહાર આવવા જેવું છે. એનો નાનાને ખ્યાલ હતો. એક વખત એક પ્રૌઢ વિધવાએ બાધાઈથી એમની વધુ નજીક આવવાનો પ્રયત્ન કર્યો, ત્યારે નાનાએ જે રુક્ષવતાર ધારણ કરેલો તે તો તેમના જેવો માતૃભક્ત જ કરી શકે.

નાનાનું આ જગતમાં જો કોઈ પૂજાસ્થાન હોય તો તે એમનાં માતુશ્રી હતાં. સહજ વાત કરતાં પણ માતુશ્રીનો ઉલ્લેખ થાય કે તરત એમનામાં જે ભક્તિની ભીનાશ આવી જતી તે જોઈને મને ઘણો આનંદ થતો. દર સાલ પોતાની માને મળવા તેઓ પૂના જતા. એમની પ્રત્યે એમનો પ્રેમ અધિક હતો કે ભક્તિભાવ એ કહેવું મુશ્કેલ છે. નાનાના ઉજ્જવળ ચારિત્ર્યનો મક્કમ પાયો એમની આ માતૃભક્તિમાં મને જડયો હતો.

'નાના! લગ્નની જાળમાંથી તમે કેમ બચી ગયા?' એમ એક વખત મેં પૂછેલું. એ કહેવા જ જતા હતા, પણ એકાએક એમણે પોતાના મનને પાછું વાળી લઈ કઠોર બનાવ્યું, અને મારો પ્રશ્ન ઉડાવી દીધો. તે એટલું જ બોલ્યા, 'કૈ. અપ્પાસાહેબ પટવર્ધનની મારા જીવન પર જબરી અસર પડી છે.' લગ્ન ન કરવાનું એમનું એ રહસ્ય નાનો મરણપથારીએ હતા ત્યારે એમનાં માતુશ્રીને મોંએથી ગાંધીજીએ જાણ્યું. પંજાબમાં થએલા અત્યાચાર સાંભળીને એમણે પ્રતિજ્ઞા કરેલી કે દેશ જ્યાં સુધી ગુલામીની દશામાં છે ત્યાં સુધી લગ્ન ન કરવાં.

શ્રી. જમનાલાલજી વિષે એમને હમેશાં આદરભાવ રહેતો. એમને વિષે મારી સાથે બોલતાં

તેઓ પોતાના ઝીણામાં ઝીણા મતભેદો પણ સ્પષ્ટ કરીને કહેતા. પણ એ ચર્ચામાં પણ શ્રી. જમનાલાલજી સાથેનો એમનો કૌટુમ્બિક જેવો સ્નેહ સ્પષ્ટ દેખાઈ આવતો. સંસ્થાનો કંઈ બગાડ થતાં તે કોઈના દોષને છોડતા નહિ. વર્ધા શિક્ષણ પરિષદ વખતે, એમના એક શિક્ષકને મેં ઠરાવેલ મુદત કરતાં વધુ કામમાં રોકી રાખ્યા. અને એ માટે એમણે મારી જે ખબર લઈ નાખી તેવો અનુભવ તો મને કદી ક્યાંય થયો નહોતો. પણ એથી મારો તો નાના વિષેનો આદર વધ્યો.

સ્ત્રીઓની સંસ્થા છેવટે તો સ્ત્રીઓએ જ સંભાળવી જોઈએ એવું તો અમે પહેલેથી જ ઠરાવેલું હતું. એટલે કુમારી કૃષ્ણાબાઈ કોલ્હાટકર સંસ્થાને આવી મળતાં જ નાનાએ મને આવીને કહ્યું, કે 'કૃષ્ણાબાઈ કરતાં વધુ યોગ્યતાવાળી શિક્ષિકા તમને મળવાની નથી. જો તમારે તમારો સિદ્ધાંત પાળવો હોય તો અત્યારે જ સંસ્થા એમને અધીન કરી દઈને મને છૂટો કરો.' છેવટે એવું નક્કી કર્યું કે નાનાએ હજી એક વર્ષ વધુ સંસ્થાનું સંચાલન કરવું અને કૃષ્ણાબાઈ સંભાળતાં જાય તેમ તેમ એકેક ખાતું એમને સોંપતાં જવું. નાનાની સાથે મેં ઠરાવ્યું હતું કે મહિલાશ્રમને હળવે હળવે મહિલા વિદ્યાપીઠ બનાવી દઈ, ઘેર રહીને અભ્યાસ કરવા ઇચ્છતી સ્ત્રીઓને પત્રવ્યવહાર પદ્ધતિથી શિક્ષણ આપવાની યોજના કરવી. આ પદ્ધતિથી સર્વોત્કૃષ્ટ સાહિત્યનું અધ્યયન દેશભરમાં પ્રસરશે, ખાદી વિદ્યાનો પ્રચાર થતો જશે અને દરેક પ્રાંતમાં દેશસેવિકાઓ પણ તૈયાર થતી જશે.

નાનાને ગૂજરાતી એટલું બધું સરસ આવડતું કે તેથી મહાત્માજીને ખૂબ જ આશ્ચર્ય થયું. એનું કારણ એમને એમનાં માતુશ્રી પાસેથી મળ્યું કે નાનાનું શિક્ષણ નાનપણમાં કાઠિયાવાડમાં ગૂજરાતી ભાષામાં જ થયું હતું.

માંદા પડ્યા તે દિવસે પરોઢમાં નાના મારી પાસે આવેલા. એમાં સંસ્થા વિષે અને બીજી વાતો કરતાં એમણે મને પૂછ્યું, 'ગીતાનું ભાષાન્તર નવીન પદ્ધતિએ, જે હું એમને લખાવતો તે પૂરું કરનાર છું કે અધવચ જ મૂકી દેનાર છું?' એમ કહેતાં મને એમણે ઠીક ચીમકી આપી હતી. અને મેં પણ વચન આપેલું કે દિવાળીની રજાઓ પછી એ જ કામ હાથ ધરીશ.

'વ્યાસ વિદ્યાશ્રમ'. એ નવલકથા જેમ એમણે મારા આગ્રહને વશ થઈને લખી એ જ પ્રમાણે 'જેકિલ અને હાઈડ'નું ભાષાન્તર પણ 'ડૉ. શરચ્ચન્દ્ર'ને નામે એમણે તૈયાર કર્યું હતું. એ નિતાન્તસુંદર કલાકૃતિનું ભાષાન્તર કરવું સહેલ નથી એવા ગાંધીજીના કથનને મેં નાનાના કાન પર નાખ્યું. ભાષાભક્ત નાનાને એટલી ચેતવણી બસ હતી. એમણે તરત જ એ પુસ્તક હાથમાં લીધું અને ભાષાન્તર પૂરું કર્યું. એમાંના વિષય સબંધે અમે સારી રીતે ચર્ચા કરી હતી. સારાં સારાં પુસ્તકોની પ્રસ્તાવના લખી આપીને મફતની મોટાઈ ખાટી જવાનો મારો ઇજારો હોવાને લીધે મને લાગ્યું હતું કે તેઓ મારી પાસે પ્રસ્તાવનાની માગણી કરશે. પણ પુસ્તક છપાઈને તૈયાર થયું તો પણ પ્રસ્તાવનાની એમણે વાત જ ન કાઢી. મને લાગ્યું કે હું વખતસર કામ કરી આપતો નથી એની ચીડ આવી રીતે તેઓ મારી પાસે વ્યક્ત કરે છે! પણ એનું રહસ્ય જુદું જ હતું અને તે મારા જન્મ દિવસે જ મારા જાણવામાં આવતાં મને ઘણી શરમ ઊપજી. [ એ પુસ્તક એમણે મને અર્પણ કરેલું છે. ]

નાનાએ બાલમાનસશાસ્ત્ર ઉપર એક શાસ્ત્રીય ગ્રંથ પૂરો કર્યો છે. નાગપુરના અનહટ્ટીની ગ્રંથમાળામાં એ છપાયો છે. એમનું 'व्यास विद्याश्रम' છેવટ એમણે પોતાને જોખમે છપાવવાનું કર્યું. એમની છેલ્લી માંદગીમાં એ પુસ્તકનાં પ્રૂફો આવીને અનાથ છોકરાની પેઠે ખૂણામાં પડયાં હતાં !

મોતી જેવી પાણીદાર અને મોતી જેવી સૌમ્ય તેજસ્વી એવી નાનાની મૂર્તિ મોતી પ્રમાણે જ ભંગુર નિવડી એ તો એમની છેલ્લી માંદગીએ સાબીત કર્યું. કોલેરામાંથી જેમ તેમ કરીને સારા થયા પણ તેમના પહેલેથી જ નબળા કાળજાથી માંદગીનો આઘાત સહન થયો નહિ અને તે થાકીને બંધ થઈ ગયું. છેલ્લે દિવસે પૂજ્ય બાપુજીની એમણે ઝંખના કરી એટલે ગાંધીજી એમને મળવા શેગાંવથી પગે ચાલીને આવ્યા. ગાંધીજીને જોતાં જ એમનામાં નવું ચૈતન્ય આવેલું દેખાયું. પણ તે તો બુઝાતા દીપકનું ચૈતન્ય હતું.

રાષ્ટ્રીય શિક્ષણના કાર્યને માટે તો નાના અમને મળી રહેત, સ્ત્રી શિક્ષણની સંસ્થા ચલાવવા માટે એમના જેવા ચારિત્ર્યધન માણસો પણ ક્યાંકથી મળી જાત, પણ નાનાએ એમની માતુશ્રીને ખાતર આટલી ઉમરે મરવું જોઈતું નહોતું એમ મને વારે ઘડીએ લાગ્યા જ કરે છે. જ્યારે એમના જીવવાની આશા ન રહી ત્યારે એમણે પૂનાનું પોતાનું રહેવાનું ઘર પૂનાના આયુર્વેદ રુગ્ણાલયને દાન આપી દીધું.

નાનાએ પ્રત્યક્ષ પિતૃપદ લેવાની ના કહી હતી, પણ એમની આશ્રમની વિદ્યાર્થિનીઓ આજ પિતૃવિયોગે દુઃખી થાય છે. મારી તો ખાત્રી છે કે માતૃભક્ત વ્યક્તિ સમાજને ઋષિ તુલ્ય જ હોય છે. અધ્યયન અધ્યાપનના સ્વધર્મનો અખંડ જાપ કરીને નાનાએ એ પદ મેળવ્યું હતું. અવિવાહિત માણસોમાં ક્યારેક ક્યારેક જે અહંપ્રેમી નીરસ રુક્ષપણું જોવામાં આવે છે તે નાનામાં ક્યારેય નહિ દેખાતું. દરેક વ્યક્તિ તરફ ઉદાર દૃષ્ટિએ તેઓ જોતા, કારણ કે તેઓ ઉત્કૃષ્ટ માનસશાસ્ત્રી હતા અને તેઓ ચારિત્ર્યની કિંમત પણ જાણતા.

એમની માતા ઉપર તો જાણે આભ તૂટી પડયું. પણ જેમને ખોળે સેવાવીર પાકયો તેમને જ્યારે ગાંધીજીએ ધીરજ આપી ત્યારે તે બોલ્યાં—નાનાની માતાને શોભે એવા જ વચન તે હતાં—"બાપુજી, નાના આ ભવે સેવામાં દૂબળું શરીર લઈને આવેલો એટલે એનાથી મનમાની સેવા થઈ નહિ. હવે તે બળવાન શરીર લઈને સેવા માટે વધુ સમર્થ બનીને આવવા માટે જાય છે." નાના જેવી સેવાપરાયણ વ્યક્તિની સ્તુતિ આ કરતાં કયા વધુ શબ્દોમાં થઈ શકે ?

નાના જેવી ઉદારતા આપણામાં પ્રગટાવીને જ આપણે એમનું ગુણગૌરવ કરી શકીએ.*

સપ્ટેમ્બર, ૧૯૩૮.

☆

# कालोऽसि

સુન્દરમ્

' कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः । '
હા, નાથ, હે શાશ્વત ધર્મગોપ્તા ।
कालोऽसि लोकक्षयकृत् प्रवृद्धः ।

ચક્ષુઓ દિવ્ય દેઈ ને દાખવ્યું રૂપ શિષ્યને
સુદુર્દર્શ મહાઘોર રૂપ, તે અમ સર્વને
કર્યું તેં સહજ દશ્ય, કૃપા કે અકૃપા જ આ ?

હે નાથ ! લોકક્ષયકારી, આજે
પ્રવૃદ્ધ તું લોકસંહાર કાજે,
નિહાળતાં ઉગ્ર અઘોર રૂપ
લોકત્રય પ્રવ્યથિત પ્રભો, આ.

સ્વરૂપ આ દુર્નિરીક્ષ્ય સર્વતઃ
દીપ્તાનલાર્કદ્યુતિ અપ્રમેય
અનાદિમધ્યાંત. અનેકવર્ણું
વિરાટ વિસ્ફારિત આજ વિશ્વે.

તારાં મુખો દાઢ કરાળવંતાં
કાલાનલે પ્રોજ્જ્વલ ભઠ્ઠીઓ શાં
દિશાદિશાએ વિકસ્યાં વિજૃમ્ભતાં
ગ્રસંત આ ભૂમિ સમસ્તને શું !

સુઘોર કે ઘર્ઘરતાં વિમાનની
પાંખો પીંખી પ્રાણુવાયુ રહી છે,
ને સાગરોનાં મુખ કે વિકાસી
ગ્રાહો સમાં સંતરતી ધરાને
ગ્રસી રહ્યાં લૌલ્ય અપૂર્વથી કો.

અખંડ ભૂમંડળ આજ ધારે
વિમૂઢ ચિત્તે અભિમન્યુ પેઠે
સુસજ્જ આપ ચિણુકાગ્ર હેઠે;
પ્રત્યંચનું છેદન, વાર એટલી !

હે નાથ ! તેં પૂર્વથી સર્વને આ
મૂક્યા હણી શું ? બનનાર સર્વે
અન્યોન્યના સંહનને નિમિત્ત ?

ભલે, ભલે ! આ જનની જિયૂક્ષા
વિરૂદ્ધ વેગે સજી પાંખ વાયુની
હોમાય દીપ્તાનલમાં. પતંગ શી !

સુઘોરકર્મા ! કરુણાક્ષ ! તારા
સહસ્ર બાહુ જન પામરોના
કરો થકી ક્રીડનકો વિનાશનાં
લ્યો છીનવી ને ઉરમાં વસેલાં
યુગો થકી સંચિત આવિલોને
જલાવી દો દિવ્ય હુતાશ તારો.

હે ઉગ્ર ! હે દીપ્તહુતાશવક્ત્ર !
ઉજ્જવાલ કાલાનલ ક્રુદ્ધ તારો
નેત્રો દમે, જીવનવારિ સૂકવે,
જલી ઊઠે પદ્મ શી કૂંળી શ્રદ્ધા.
દુર્દર્શ આ રૂપની રૌદ્ર લીલા
સંકેલ તું એમ શું પ્રાર્થવું ઘટે ?
તેં ઇચ્છયું તે ઇષ્ટ અમારું સર્વનું.

આરૂઢ યંત્રે જગ તેં કર્યું જે
તે પૂર્ણ વેગે તવ લક્ષ્ય અંતે
સાધો અને જીવનનાં નવામૃત
તું વર્ષજે. હે ઘનશ્યામ ! તારી
પ્રફુલ્લજો નેત્રની કૌમુદી પુનઃ
પૃથ્વી વિષે પાંગરજો મધુશ્રી
તારી સુધા, પદ્મપ્રફુલ્લનેત્ર !

☆

# અન્યાયનો ભોગ

'વિરંચી'

"'હમેરા બાલા જોબન હૈ'"
"'હમેરા બાલા જોબન હૈ'"
"છાતી ઉપર હાથ મૂકો. 'હમેરા બાલા જોબન હૈ'"
"'હમેરા બાલા જોબન હૈ'"
"'હમેરા બાલા જોબન હૈ'"
"'હમેરા બાલા જોબન હૈ'"
"હં બરોબર. 'ઉસસે ના છેડો'"
"'ઉસસે ના છેડો'"
"'ઉસસે ના છેડો'"
"'ઉસસે ના છેડો'"—

"બટકા, આ લીટી ગવાઈ રહ્યા પછી તારે રતિયાનો હાથ ઝાલીને આગલી લાઈટ સુધી ફરવું. શું સમજ્યો?"

"જી હા સાહેબ."

"અને મિ. ગોપાલદાસ?"

"જી"

"તમારે દશ રૂપિયાની નોટ ઈનામ માટે આ લીટી ગવાતી હોય ત્યારે જ કાઢી રાખવી, શું સમજ્યા?"

"હા સાહેબ."

બપોરના બે વાગ્યા હતા. 'શ્રીકૃષ્ણ નાટક કંપની'ના થિયેટરમાં રિહર્સલ ચાલી રહી હતી. ડિરેક્ટર મિ. મનમોહન તદ્દન નવો જ ખેલ 'અન્યાયનો ભોગ' તૈયાર કરી રહ્યા હતા. 'શ્રીકૃષ્ણ નાટક કંપની' એક 'જૂની અને જાણીતી' નાટક કંપની હતી. પચ્ચાસ વર્ષની તેની જ્વલંત કારકીર્દિમાં તેણે અનેક નાના રાજાઓ પાસેથી તેમજ મોટા મોટા અમલદારો પાસેથી માનચાંદ મેળવ્યા હતા. તેના કેટલાક એક્ટરોનાં નામ તો ઘરે ઘરે બોલાતાં. સંગીતની વાત થાય ત્યાં મા. ગોપાલદાસનું નામ બોલાવાનું જ. તેના લાંબા લાંબાં આલાપો ઉપર લોકો મુગ્ધ હતા. 'ચેલૈયા' ખેલમાંનું તેનું દર્દથી ભરપૂર હાલરડું સાંભળીને સ્ત્રીઓની ગેલેરીમાં ભાગ્યે જ કોઈ રડયા વિના રહ્યું હશે. બીજા જાણીતા એક્ટરોમાં મા. છગન અને મા. મગનની જોડી મુખ્ય હતી. લોકો તેમને બન્નેને જાણે કે એક જ વ્યક્તિ હોય તેમ 'છગનામગના'થી જ ઓળખતા. કોમિક તો બસ છગનામગનાનું જ. નવીનૂતીના કજિયાના કોમિકમાં પ્રેક્ષકો વન્સમોર આપતા કેમે કર્યા ધરાતા જ નહિ. બીજો લોકપ્રિય એક્ટર મા. બટુક હતો. તેણે અનેક રાજદરબારોમાં રાજાઓ પાસેથી નાચ કરીને તેમની ડોકમાંથી હીરામોતીના (અસમસ્ત કલ્ચર મોતીના) હાર ઈનામમાં મેળવ્યા હતા. તે સિવાય પણ તે બીજા અનેક પાઠોમાં ઊતરતો. અભિમન્યુના ખેલના તેના બાળ

અભિમન્યુ તરીકેના વીરત્વ ઝરતા સંવાદો અનેક યુવાનોને લગભગ મોઢે થઈ ગયા હતા. લોકો તેને બાળનટ મા. બટુક તરીકે ઓળખતાં પણ 'બટુક' સંબોધનમાં જરા વધારે પડતો વિવેક આવી જતો હોવાથી કંપનીના જગતમાં તેને બધા 'બટકા' કહીને જ બોલાવતા! થોડા વખતથી—ખાસ કરીને ચલચિત્રો તથા બોલપટોના આગમન પછીથી—કંપનીની પૂર્વની જાહોજલાલી ધીમેધીમે ઘટતી જતી હતી. આથી હમણાં હમણાં તેના વ્યવસ્થાપકો નવા જમાનાને અનુકૂળ થવા પ્રયત્નો કરતા હતા. પૌરાણિક નાટકો ધીમેધીમે ઓછાં કરી સામાજિક નાટકો વધારે ભજવાતાં હતાં હજી હમણાં જ બે સામાજિક નાટકોને ઘણી જ સફળતા મળી હતી અને અત્યારે એવો જ એક ત્રીજો ખેલ 'અન્યાયનો ભોગ' તૈયાર થઈ રહ્યો હતો. વળી આ ખેલમાં તો એક સ્ત્રી અભિનેત્રી મિસ નિર્મળાકુમારી પણ નાયિકાનો પાઠ ભજવતી હતી. 'અન્યાયનો ભોગ' માટે કંપનીએ જર તથા જહેમતનો સારો ભોગ આપ્યો હતો. લોકો પણ આ ખેલ જોવા તલપાપડ થઈ રહ્યા હતા. મા. ગોપાળદાસ નાટકના મુખ્ય પાત્ર શેઠ સાંકળચંદને ન્યાય આપવાના હતા. 'સુરિલા' બાળનટોમાં મા. બટુક મુખ્ય હતો અને શેઠ સાંકળચંદના લક્ષ્મીસદનમાં તેનો નાચ હતો. વળી 'કોકિલકંઠી' મિસ નિર્મળાકુમારી શેઠની પત્ની કમલા બનતી હતી. ખેલ તૈયાર થઈ ગયો હતો અને આજે છેલ્લી રિહર્સલ હતી.

"સાલ્લા, ડાબી આંખ ફાંગી કરતાં નથી આવડતું?" દિગ્દર્શકે 'બટકા'ને એક તમાચો ચોડી દીધો. "બોલ 'મારો ના નજરિયાં'......જો......રોયો છે તો બીજી ખાવી પડશે."

"મારો ના નજરિયાં"

"અરે તબલચી, જરાક ધીમે...હં...બસ. અને માસ્તર, દાદરાને લગતો ટપુન વધુ ફાવશે આમાં," સંગીતનિર્દેશકે કહ્યું.

"એક હાથ કેડ ઉપર મૂકી વાંકો વળ સહેજ."

"મારો ના નજરિયાં"

"જો વળી આંખ મીંચતાં..."

"મારો ના નજરિયાં"

"હં બરોબર છે. પ્રવેશ છઠ્ઠો શું છે? બોલો."

"સરિયામ રસ્તો. કમલા, દિનુ તથા અન્ય બાળકો"

"જો આ બજારનો સીન છે એટલે બધાંએ આ વીંગથી પેલી વીંગ સુધી ફેરા ખાવાના છે હોં."

"જી હા" બેઠેલાં બોલ્યાં.

"અને વચ્ચેનો કોમિક સીન આવતો હોય ત્યારે બટકાને નિશાળિયાનો ડ્રેસ પહેરાવી દેજો. અને મિસ નિર્મળાકુમારી, તમે ત્યારે ફાટેલ સાડલો પહેરી વાળ વીંખી રાખજો. શું સમજ્યાં? બટકાને છાતીએ ચાંપતી વખતે તમે ડૂસકું બરોબર નથી કાઢી શકતાં? આંસુ ન આવી શકે તો ગ્લિસરિન તૈયાર રાખજો......અરે નાથાભાઈ! સાંજે વિઠ્ઠલને મોકલીને એક ઔંસ ગ્લિસરિન તો મંગાવી રાખજો..."

"ભલે. સાંજ મોર રડી તમારે" નાથાભાઈએ કહ્યું.

"હં, ચાલો કરો શરૂ."

મિસ નિર્મળાકુમારી : ઓહ ! પ્રભુ ! હવે હું શે જીવીશ ? હાય ! મેં એવાં તે શાં પાપ કર્યાં હશે તે મારા ઉપર આટલો જુલમ થયો ? હું કદરૂપી છું તેથી શું ઘરમાં રહેવાને પણ લાયક નહિ ? શું કદરૂપાં માટે આ જગતમાં સ્થાન જ નહિ હોય ? આહ ! પતિદેવ ! તમે આટલાં નિર્દય થશો એવી મને ખબર નહોતી. તમે ભલે બીજી પરણ્યા પણ મને કાઢી નહોતી મૂકવી. અને કાઢી મૂકી તો મારા દિનુને તો મારી સાથે આપવો 'તો !...અરે દિનુ ! બેટા ! તું અત્યારે શું કરતો હોઈશ ! તને તારી મા યાદ આવતી હશે ? મને શું તારું મોં પણ જોવા નહિ મળે ? ઓહ પ્રભુ !......

( દિગ્દર્શક : 'ઊંચે જુઓ' )

ઓહ પ્રભુ ! મારાં જ બાળકનું મને દર્શન નહિ ? હવે તો એ કેવડો મોટો થઈ ગયો હશે !...વહાલા દિનુ ! તું ઘોડિયામાં હતો ત્યાં જ મને મારીને કાઢી મૂકી !......પણ તું બહાર તો નીકળીશને !......

( દિગ્દર્શક : 'જરા હસો' )

પણ તને ક્યાંથી ખબર પડે કે હું તારી મા છું !...અરે ! પણ સામેથી કોણ છોકરાં આવે છે ? દિનુ તો તેમાં નહિ હોય !

( 'આ તરફ આવો' દિગ્દર્શકે કહ્યું )

...અરે ! પેલાનું મોં તો દિનુના જેવું જ છે ! તે જ દિનુ હશે ? હા, તે જ શાળાના કાઘ ! લાવ બોલાવું. દિનુ ! બેટા ! અહીં આવ.

બધાં છોકરાં : ત્યાં જા મા એય. એ તો ગાંડી છે. મારશે.

મિસ નિર્મળાકુમારી : નહિ મારું હો બેટા ! આવ, આવ, મારી પાસે આવ ! હું તને મીઠાઈ ખવરાવું. આવ ! બ્હી મા ! આવ ! તારું નામ શું બેટા ?

બટુક : ( જરા ગભરાઈને ) દિનુ.

મિસ નિર્મળાકુમારી : હેં ! તું કોનો દીકરો ? તારા બાપનું નામ, બેટા ?

બટુક : સાકળચંદ.

મિસ નિર્મળાકુમારી : હેં ! ! ( બચી લે છે )

( દિગ્દર્શક : 'આ બાજુને ગાલે લ્યો' )

બધાં છોકરાં : અરે, આ ગાંડી છોકરાને ખાઈ જાય છે, કમલી ગાંડી ! કમલી ગાંઆ...આડી !

બટુક : ( મોટેથી રડી પડે છે ) ઓય મા !

મિસ નિર્મળાકુમારી : નહિ, રડ મા બેટા, હું તારી મા છું હો ! (આખે ડીલે હાથ ફેરવે છે અને જોરથી રડી પડે છે. ડૂસકું સંભળાય છે. )

( દિગ્દર્શક : 'પડદો.' )

"ચાલો હવે બાકીના ત્રણ સીન સાંજે ડિરેક્ટ કરશું. નહિ નાથાભાઈ ?" દિગ્દર્શકે આરામખુરશીમાં લંબાવ્યું.

"હા, હવે સાંજે. અરે વિકલા! ચાર સ્પેશિયલ લાવ."

"અલ્યા બટકા," માલિકે બટુક બહાર નીકળતો હતો તેને કહ્યું, "જો બધું બરોબર ગોખી નાખજે, નહિતર ચામડું ફાટી જાશે."

બધાં વ્યાસપીઠ ખાલી કરી ગયા પછી માલિક, મેનેજર તથા દિગ્દર્શક વાતે વળગ્યા.

"એ તો જરા ડારો રાખવો જોઇએ. બાળક છે ને?"

"પણ ઉમ્મરના પ્રમાણમાં કામ સારું આપે છે," દિગ્દર્શકે અભિપ્રાય આપ્યો. "હજી એક એવડો જ છોકરો આવી જાયને તો કામ થઈ જાય. કેમકે બટકાને ત્રણત્રણ ચારચાર પાઠ આપવા પડે છે."

"લખો પાછું અનાથાશ્રમવાળાને, નાથાભાઈ," માલિકે નાથાભાઈને કહ્યું, "પણ ના ના, હમણાં નહિ; હમણાં ન લખતા. આ વખતના હાઉસ પછી વિચાર કરશું."

"હાઉસ બાબત તો તમે બેફિકર રહોને. મિસ નિર્મળાકુમારી છેને! દરોડો પડશે." દિગ્દર્શકે ભવિષ્ય ભાખ્યું, "તમે પણ આબાદ ગોતી આવ્યા છો હો નાથાભાઈ! ક્યાંથી હાથ આવી ગઈ? હવે જો બીજી સહેજ નાની આવી જાયને, તો જોઈ લ્યો હાઉસફુલ. પછી જમનને ઘાઘરી પહેરાવવી મટે."

"નાની કહેશો તો નાની લઈ આવશું."

"પણ ક્યાંથી?"

"ક્યાંથીનું તમારે શું કામ? જા લ્યા, ત્રણ પાન ચોપડાવતો આવ. એક તેજ તમાકુ અને એક, તમે સોપારી ખાઓ છો ને મોહનભાઈ?...બે સાદાં. જા ઝટ."

*

રવિવાર હતો. રાતના નવ વાગ્યા હતા. 'શ્રીકૃષ્ણ નાટક કંપની'નું થિયેટર વિજળીના દીવાઓથી ઝળાંહળાં થતું હતું. ઠેકાણે ઠેકાણે "અન્યાયનો ભોગ" મોટા મોટા અક્ષરે ચીતર્યું હતું. મિસ નિર્મળાકુમારીની કેટલીક છબીઓ પણ ટાંગી હતી. ટિકિટ ઑફિસ ઉઘડવાને એક કલાક પહેલેથી જ માણસ માતું નહોતું. ટિકિટ શરૂ થઈ ને 'દરોડો' પડ્યો અને થોડીવારમાં તો થિયેટરની અંદર એક પણ જગ્યા ખાલી ન રહી અને બહાર 'હાઉસફુલ'નું પાટિયું ટાંગવું પડ્યું.

એક, બે અને ત્રણ ઘંટી બજી અને તોપના અવાજ સાથે પડદો ઉંચકાયો. એક પછી એક પ્રવેશ પૂરો થતો જતો હતો. ખેલનાં વિલાસી નાયક સાકળચંદ શેઠ અને તેમની પત્ની કમલાનો ગૃહકંકાસ આબાદ રીતે ભજવાયો. કમલા ઉપરના તેની સાસુ તથા નણંદના અસહ્ય જુલમોએ પ્રેક્ષકો પાસે સહાનુભૂતિના શબ્દો બોલાવ્યા.

બીજો અંક એથી યે વધુ સફળતાપૂર્વક પૂરો થયો. છગનામગનના કૉમિકે પ્રેક્ષકોને ઉલટી થાય તેટલા હસાવ્યાં અને વન્સમોર ઉપર વન્સમોર લીધાં. પણ સાથે સાથે કમલાનાં કરુણ ગાયનો યે પણ તેટલી જ અસર કરી અને તેના ગૃહત્યાગ પછી તો પ્રેક્ષકોને વન્સમોર આપવાની પણ ઇચ્છા નહોતી રહી.

વીંગમાં દિગ્દર્શક, માલિક તથા મેનેજર આજે ખુશખુશ હતા. ખેલ ધાર્યા કરતાં પણ વધારે સફળ થયો હતો. ત્રીજા અંકના ચોથા પ્રવેશે તો સફળતામાં ઔર વધારો કર્યો. વિલાસપ્રિય શેઠ સાકળચંદના 'લક્ષ્મી ભુવન'માં કંચનિઓના નાચે કમાલ કરી નાખી. મા. બટુક 'હમેરા બાલા જોબન હૈ' કહી છાતી ઉપર હાથ મૂકતો હતો ત્યારે કેટલાએ નૃત્યરસિકોએ 'હૈ'થી તાલ પૂર્યો હતો અને 'મારો ના નજરિયાં' વખતે તેણે એક તરફ નમીને આંખ મીંચી ત્યારે 'ઓય વોય!' 'વાહ તારો નખરો!' વગેરે ઉદ્ગારો તો ઘણાંએ સાંભળ્યાં હશે. ઉપરાઉપર ત્રણ વન્સમોર આપીને પ્રેક્ષકોએ ધરાઈને 'નૃત્ય' જોયું. ચોથો વન્સમોર પણ અપાઈ તો ગયો હતો પણ પડદો પડી જવાથી 'કાંઈ નહિ હવે,' 'બિચારૂં છોકરું છે', 'જરાક તો દયા રાખો,' 'બીજો પ્રવેશ કાપી નાખશે' કહી સંતોષ માન્યો. વીંગમાં મેનેજર નાથાભાઈ બટકા ઉપર આફરીન થઈ ગયા અને મિસ નિર્મળાકુમારીને તેનાં વાળ વીંખી નાખી ફાટેલ સાલ્લો પહેરવાનું તથા બટકાને નિશાળિયાનાં કપડાં પહેરવાનું કહી ત્રણ સ્પેશિયલ મંગાવી પીવામાં રોકાયા.

વચ્ચેનો કોમિક સીન પૂરો થયો અને પડદો ઉંચકાયો. સાંકળચંદ શેઠની પત્ની કમલા કલ્પાંત કરતી હતી.

ઓહ! પ્રભુ! હાય! હવે હું શે જીવીશ? ઓહ! મેં એવાં તે ક્યાં પાપ કર્યાં હશે તે મારા પર આટલો જુલમ થયો? શું હું કદરૂપી છું તેથી ઘરમાં રહેવાને પણ લાયક નહિ? શું કદરૂપાં માટે આ જગતમાં સ્થાન જ નથી?... આહ! પતિદેવ! તમે આટલા નિર્દય થશો તેવી મને ખબર નહોતી. તમે ભલે બીજી પરણ્યા પણ મને કાઢી નહોતી મૂકવી—અને કાઢી મૂકી તો મારા હિનુને તો સાથે આપવો 'તો!....

('અરે હિનુ!' વીંગમાંથી અવાજ)

અરે હિનુ! બેટા! તું અત્યારે શું કરતો હોઇશ? તને તારી મા યાદ આવતી હશે? મને શું તારું મોં પણ જોવા નહિ મળે?...

('કપાળ પર હાથ પછાડો' વીંગમાંથી અવાજ)

અરે પ્રભુ! મારાં જ બાળકનું મને દર્શન નહિ?... હવે તો એ કેવડો મોટો થઈ ગયો હશે! વહાલા હિનુ! તું ઘોડિયામાં હતો ત્યાં જ મને કાઢી મૂકી... પણ તું બહાર તો નીકળીશને?...પણ તને ક્યાંથી ખબર પડે કે હું તારી મા છું?... અરે! પણ સામેથી કોણ છોકરાં આવે છે?

"છોકરાંનું ટોળું ક્યાં?" મેનેજરે પૂછ્યું.

"આ રહ્યું, તૈયાર છે."

"બટકો આવી ગયો છે ને?"

"બટકો? ના સાહેબ, બટકો નથી!"

"હેં! ક્યાં મરી ગયો? સુવ્વ..."

"એ રહ્યો સાહેબ પછવાડે."

"ક્યાં? ક્યાં છે અહીં! ક્યાં?"

"એ ડ્રેસની પેટી ઉપર કોણ પડ્યું છે?"

"સાઆલ્લા ! તારા બાપનું ઘર છે તે ઊંઘે છે ? ઊઠ." મેનેજરે તેનો ટાંગો ખેંચીને નજીક ઢસરડતાં કહ્યું, "જો આ છેલ્લા સીનમાં તારે કામ કરવાનું છે હો, બટુક ! પછી તું નિરાંતે ઊંઘી જાજે હો ! જા. તને દિનુ કહી બોલાવે એટલે તુરત જાજે હો !... જો આંખ ચોળી નાખ એટલે ઊંઘ ઊડી જશે......જાવ..."

મિસ નિર્મળાકુમારી : બેટા દિનુ ! આવ.
છોકરાં : જામાં એ તો ગાંડી છે. મારશે.

મિસ નિર્મળાકુમારી : નહિ મારું હો, બેટા ! આવ ! આવ ! હું તને મીઠાઈ ખવરાવીશ. આવ ! બ્હી મા ! આવ ! આવ ! તારું નામ શું બેટા ?

બટુક : હીરો.

('દિનુ ! દિનુ બોલ' વીંગમાંથી અવાજ ).
મિસ નિર્મળાકુમારી : હેં ! તું કોનો દીકરો? તારા બાપનું નામ શું, બેટા?
('સાકળચંદ' વીંગમાંથી અવાજ )
બટુક : કરસન.
મિસ નિર્મળાકુમારી : હેં !! (બાથમાં દાબીને બચી લે છે)
છોકરાં : અરે આ ગાંડી છોકરાંને મારે છે.
બટુક : એઈમા ! મને ગાંડી મારે છે.

મિસ નિર્મળાકુમારી : બેટા; હું જ તારી મા છું (એકદમ દાબી રાખીને ઉપરાઉપર બચી લે છે) હું તારી મા છું હો ! હું જ તારી માં છું......હું તારી મા છું.

(ડૂસકું સંભળાય છે)
("બસ છોડી દો" વીંગમાંથી અવાજ ) .
બેટા ! હું તારી મા છું...હું જ તારી મા છું...મા...છું.
("પડદો" અવાજ )

માલિક, મેનેજર તથા દિગ્દર્શક સહુ આનંદમાં આવી ગયાં અને ફરી ત્રણ સ્પેશિયલ ચાનો ઓર્ડર આપ્યો.

અને ખરેખર મિસ નિર્મળાકુમારીના અભિનયે હદ કરી નાખી હતી. આખાએ થિયેટરમાં એવી તો શાંતિ છવાઈ ગઈ હતી કે શ્વાસોચ્છવાસ પણ સંભળાય. કેટલાંક પ્રેક્ષકો તો અધખુલે મોઢે જોઈ જ રહ્યાં. બોકસમાં કેટલાંએ સાંભળ્યાનાં છેડાં 'માનાં હેત તો એવાં છે' કહી આંખ લૂછતાં ઊંચા થયા. કોઈ ઉઘાડે માથે બેઠેલો યુવાન તો કોઈની દરકાર કર્યા વગર બોલતો હતો : 'Oh nice! Well acted...very good...oh! excellent !!'

છેલ્લાં દૃશ્યમાં કમલાનો મગજની અસ્થિરતાને લીધે કુવામાં પડીને કરેલો આપઘાત જોઈ ને બધાં ભારે હૃદયે ઘેર ગયાં.

એક નોકર હાંફતો હાંફતો આવીને કહે, "સાહેબ, આપણાં નિર્મળાબાઈ...છે ને ? હેં !...

"હા શું છે પણ બોલને."

"તે સાહેબ હું ત્યાં ગયો'તોને, તે ઓરડીમાં કોઈ છે નહિ. સાવ ખાલી છે. સરસામાન પણ નથી."

"હેં!"

"ક્યાં ગયાં ?"

"શું કહે છે ?"

"હોય નહિ."

"ચાલ હું જોઉં."

બીજો છોકરો દોડતો આવીને કહે, "સાહેબ, બટકો નથી જડતો. ખૂબ ગોત્યો, પૂછી જુઓ આને ખોટું કહેતો હોઉં તો."

☆

બીજે દિવસે રવિ પણ પહોંચી ન શકે ત્યાં પહોંચી જનારા છાપાવાળાઓએ તેમનાં છાપામાં મોટા મોટા અક્ષરોએ છાપ્યું હતું:

"જાણીતી નાટક કંપનીમાંથી નાસી ગયેલાં મા અને દીકરો !"*

---

* બધાં નામો કોઈ જાતના અંગત રાગદ્વેષ વગર પસંદ કરવામાં આવ્યાં છે. કોઈનીએ બદનક્ષી કરવાનો લેશમાત્ર ઇરાદો નથી—લેખક

# દીનબંધુ એન્ડ્રુઝ

લાભશંકર પાઠક

એ કોણ છે ?
એ શુભ્ર સૌમ્ય સરોજકાન્તિ કોણ છે ?
ભવ્ય ભાસ્વર ભાલ છે,
નીચાં નમેલાં નેણ છે,
વિદ્યાવિભૂષિત વેણ છે,
એ પ્રેમપૂર્ણ પ્રશાન્ત કોમલ કોણ છે ?

આંગ્લભૂમિઉપજ્યું એ નૂર છે.
ઈસુઆદિષ્ટ માનવભાવના ભરપૂર છે.
એ સેવના ને ચાહના ચકચૂર છે.
સેવા-દયાક્ષેત્રે ચરિત એનાં મહા મશહૂર છે.

આરામ શમ શાન્તિ મળ્યાં આનંદ શાન્તિનિકેતને,
એને અહિંસા સત્યનાં દર્શન નવાં ગાંધી કને,
આર્યત્વ આર્યાવર્તનું આકર્ષતું આત્માર્થને,
હમદર્દી એને હિંદ શું માને વતન સમ હિંદને.

બિહાર, ઉત્કલ, આફ્રિકા,
કવેટા, ફિજી, ચીન, કેનિયા,
જ્યાં દીનતા, જ્યાં દુઃખ, જ્યાં જ્યાં આકરી આફત પડે
ત્યાં ત્યાં ફ્રિસ્તો એ દયાનો વિદ્વની વ્હારે ચડે.
કરુણાર્દ્ર કોમળ કાળજું પરદુઃખ અનુકમ્પે દ્રવે,
એના ઉદાત્ત ઉરે પરાર્થે નિર્મળા નિર્ઝર ઝરે.

એ સ્વજનનો પ્રિય ‘ ચાર્લી ’ છે,
‘ ગુરુદેવ’–અન્તેવાસી છે,
ને દીનવત્સલ તેથી હિંદે ‘ દીનબંધુ ’ જ્ઞાત છે,
સી. એફ. એન્ડ્રુઝ વ્હાલસોયું નામ જગવિખ્યાત છે.

વિમલતા વિકસી નરી
મૃદુલ માનવતા ભરી
જગબંધુતા ત્યાં પાંગરી
સેવા સમર્પણ ઝંખના જ્યોતિ મુખે જળકન્ત છે,
એવી વિરલ વૈશિષ્ઠ્યધારી વ્યક્તિ એ

# ગાંધીવાદ અને સમાજવાદ

## સંસ્કાર અને રોટીનો સમન્વય

જગન્નાથ દેસાઈ

ઘણીવાર માણસો નજીવા અને અલ્પ મતફેરો ખાતર વિરોધી છાવણીઓ ઊભી કરે છે અને પરસ્પર ખંડનમાં પોતાની શક્તિઓ વેડફે છે; અન્યના ખંડન ઉપર જ પોતાનું મંડન શક્ય છે, એવી એકાંગી ભ્રમણાને વશ થઈને પોતાનાં મંડળોનાં ચિત્રવિચિત્ર કુંડાળાં ઊભાં કરે છે. આ ભ્રમણાત્મક માન્યતાને લીધે પરસ્પર સહકાર અને સમન્વયનાં તત્ત્વો, વિરોધનાં તત્ત્વો કરતાં કેટલાં વધુ છે તે જોવાની તેઓ કદી તકલીફ લેતા નથી. અત્યાર સુધી ધર્મો અને પંથોમાં તો આમ ઘણું બન્યું છે; વર્તમાન રાજકારણ અને જાહેર જીવનમાં ગાંધીવાદ અને સમાજવાદ પણ અત્યારે એ જ વસ્તુની પુનરાવૃત્તિ કરી રહ્યા છે. પોતાને ગાંધીવાદી અગર સમાજવાદી કહેવરાવતા લોકો ગાંધીવાદ અને સમાજવાદમાં પરસ્પર સહકાર, સુમેળ અને સમન્વયની જાણે કોઈ ભૂમિકા જ ન હોય તેમ, અરસપરસના ખંડનમાં મચી રહ્યા છે, અને એક બીજા પ્રત્યે નિષેધાત્મક વૃત્તિ ધારણ કરીને એકના અભાવ ઉપર જ બીજાનું અસ્તિત્વ ટકી રહેશે એમ માનીને પોતાની પ્રવૃત્તિઓ ચલાવે છે; અને તેમની મોટા ભાગની શક્તિ પ્રશ્નને આગળ લઈ જવાને બદલે પરસ્પર ગજગ્રાહ જમાવીને પોતાની સમતુલા સાચવવામાં જ ખર્ચાય છે.

વાસ્તવમાં જોઈએ તો, ગાંધીવાદ અને સમાજવાદ એ અરસપરસ વિરોધી ફિલસૂફીઓ નથી, પરંતુ બન્નેમાં અરસપરસનાં પૂરક તત્ત્વો ઘણા મોટા પ્રમાણમાં છે; અને જો બન્નેના સમન્વયની ભૂમિકા ઉપર પ્રજાજીવનની પ્રગતિ સાધવાનો પ્રયાસ કરવામાં આવે તો દેશ અને દુનિયાને લાભદાયી પરિણામો આવવાની તેમાં શક્યતા છે.

માનવ જીવનનાં ધારણ, પોષણ અને વર્ધનનાં બે મુખ્ય તત્ત્વો સંસ્કાર અને રોટી છે. સંસ્કાર એટલે અંગ્રેજીમાં જેને Culture કહે છે તે; અને રોટી એટલે ઐહિક સંપત્તિ. ગાંધીવાદ એ સંસ્કારપ્રધાન વિચારશ્રેણી છે, સમાજવાદ એ રોટીપ્રધાન વિચારશ્રેણી છે. ગાંધીવાદમાં રોટીનો ઈન્કાર નથી, પણ તેનો પાયો સંસ્કાર ઉપર જ રચાયેલો છે. સંસ્કારને કેન્દ્રમાં રાખીને પછી જ તે બીજી બધી વસ્તુઓને ગોઠવે છે. સંસ્કારની જાળવણી અર્થે તે રોટી તો શું પણ જીવનને પણ ફના કરી દેવાનો આદેશ આપે છે. આદર્શોની જાળવણી કરતાં કરતાં જેટલી રોટી મળે તેટલી જ તેને કામની છે.

જ્યારે સમાજવાદ એ રોટીપ્રધાન વિચારશ્રેણી હોવાથી તેમાં સંસ્કાર ગૌણસ્થાને છે. સમાજવાદમાં સંસ્કારનો ઈન્કાર નથી, પરંતુ રોટીની સિદ્ધિ કરતાં કરતાં સંસ્કાર આવી રહેશે, એમ તેમાં માનવામાં આવે છે. રોટી ન મળે ત્યાં સુધી સંસ્કાર એ સમાજવાદને મન શ્રીમંત અને મધ્યમવર્ગી ભદ્ર લોકોનો (બુર્ઝવા) ફુરસદીયો શોખ છે.

ગાંધીવાદ ગરીબી દૂર કરવા ચાહે છે; પણ ગરીબાઈ તેને મન ગુનો નથી. ઐહિક સંપત્તિની કંગાલિયત કરતાં માનસિક કંગાલિયત એ ગાંધીવાદની દૃષ્ટિએ વધુ ભૂરી ચીજ છે. એટલે માનસિક સંસ્કાર સાચવવામાં જો ગરીબાઈને વરવી પડતી હોય તો ગાંધીવાદ તેને વધાવી લે છે, જ્યારે સમાજવાદ માનસિક ગરીબાઈનાં કારણોમાં સ્થૂલ ગરીબીને ગણાવે છે. અને જ્યાં સુધી આમ જનતાની ગરીબી દૂર નહિ થાય ત્યાં સુધી માનસિક કંગાલિયત પણ જવાની નથી એમ માનીને સમાજવાદ આગળ ચાલે છે. આથી આ કંગાલિયતને દૂર કરવા માટે બળ, હિંસા કે બીજા ઉપાયો લેવાનું સમાજવાદની દૃષ્ટિએ ત્યાજ્ય નથી.

ગાંધીવાદ અને સમાજવાદ બન્નેનો ઉદ્દેશ માનવસમાજના કલ્યાણનો છે. પણ ગાંધીવાદમાં સંસ્કાર ઉપર વધુ ભાર હોવાથી તે સાચવતાં રોટી માટે મથે છે; જ્યારે સમાજવાદની કૂચનું પહેલું પગલું રોટી છે અને પછી સંસ્કાર છે. આથી ગાંધીવાદમાં હૃદયપરિવર્તન, સત્ય, અહિંસા, પ્રેમ અને વિશ્વબંધુત્વના સનાતન આદર્શોની શીતળ પરિભાષા જણાય છે; જ્યારે સમાજવાદમાં પીડિતો અને શોષિતોના પુણ્યપ્રકોપની ભભૂકતી જ્વાળા વ્યક્ત થાય છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં બન્ને અરસપરસના પૂરક છે. બન્નેના સમન્વયમાં જ સમાજની પૂર્ણ પ્રગતિ શક્ય છે; કેમકે સંસ્કાર વિનાની રોટી એ પશુજીવન છે; તેમ રોટી વગરના સંસ્કાર એ હવાઈ જીવન છે. ગાંધીવાદના મૂળભૂત આદર્શોને ગુરુસ્થાને સ્થાપ્યા વગર સમાજવાદ ગમે તેટલો પ્રયાસ કરે છતાં તેથી માનવસમાજની પૂર્ણ પ્રગતિ શક્ય નથી; કેમકે રોટી એ જીવનનો આદિ અને અંત નથી, ન હોઈ શકે. તેવી જ રીતે સમાજવાદની વૈજ્ઞાનિક વિચારશ્રેણીના જોમ વગર ગાંધીવાદની ગતિ ઘણી ધીમી રહેવાની; અને ગાંધીવાદની અપીલ માત્ર ભદ્ર લોકો પૂરતી રહેવાની. આદર્શવાદી ગાંધીવાદને વાસ્તવવાદી સમાજવાદના ઈન્જેક્શનની જરૂર છે; તેમ વાસ્તવવાદી સમાજવાદને પ્રેરણા માટે ગાંધીવાદના ઈન્જેક્શનની જરૂર છે. અને આ બન્નેના સમન્વય અને સુમિલનની જે નવી ભૂમિકા થાય તેમાં હિંદ અને દુનિયાના પૂર્ણ વિકાસની ચાવી રહેલી છે.

આપણા રાજકારણમાં અને જાહેર જીવનમાં ગાંધીવાદીઓની અને સમાજવાદીઓની પરસ્પર વિરોધી ખેંચતાણને સ્થાને બન્નેના સુવર્ણસંગમની એકતા સ્થપાય તો ?

☆

# શ્રી મેઘાણીની કવિતા : ઊડતી નજરે

ચન્દ્રકાન્ત મહેતા

લોકસાહિત્યના ધાવણથી પોષાયેલો કવિ-આત્મા યુગબળોની પ્રેરણા લઈ કાવ્યો લખે તો એ કાવ્યો કેવાં હોય, એવા પ્રશ્નનો ઉત્તર આપણને શ્રી મેઘાણીનાં કાવ્યોદ્વારા મળે છે. શ્રી મેઘાણીએ એમનાં લગભગ બધાં જ કાવ્યો લોકગીતોના તથા ચારણી ઢાળોના અભ્યાસને પરિણામે લોકઢાળોમાં વા ચારણી છંદોમાં લખ્યા છે. આથી વિવેચકો માટે એક સરળતા એ થઈ ગઈ કે મેઘાણીનાં કાવ્યો પૂરતી એમને કાવ્યની ગેયતા, અગેયતા, યતિભંગ, પ્રવાહીતા, છાન્દસયતિ વા આર્થયતિ વગેરે આજના કાવ્યસાહિત્યના કૂટ પ્રશ્નોની ચર્ચા કરવાની રહેતી નથી. તેથી અર્વાચીન કવિતાના બાહ્યકલેવર વિષે કવિશ્રી ખબરદારાદિ જે ટીકા કરે છે તે ટીકાના પ્રહારોમાંથી શ્રી મેઘાણીનાં કાવ્યો બચી જાય છે. વળી આજની કવિતા માટે કહેવાય છે કે, એ વિચાર અને ભાવના પરત્વે ગાંધીજીને અનુસરે છે, અને કાવ્યના બાહ્યસ્વરૂપ પરત્વે એ પ્રો. ઠાકોરને અનુસરે છે, તે મેઘાણીનાં કાવ્યોના બાહ્યકલેવર માટે સાચું નથી. એમનાં બધાંજ કાવ્યો ગેય છે એટલું જ નહિ, પણ સુગેય છે, અને ગેયતા જ એનું પ્રથમ આકર્ષક તત્ત્વ છે. 'કોઈનો લાડકવાયો', 'છેલ્લો કટોરો', કે 'કવિ તને કેમ ગમે' એ કાવ્યોમાં જે અસરકારકતા આવી છે, ભાવાલેખનમાં જે સચોટતા આવી છે, તેનાં મુખ્ય કારણોમાં તેના ગેયત્વને વા તેના ઢાળને લેખ્યા વિના છૂટકો જ નથી. આ જ કાવ્યો જો સંસ્કૃતવૃત્તમાં લખાયાં હોત તો એમાં આટલી મધુરતા ન જ આવત, એમ એમના 'અભિસાર,' 'તદ્દૂરે તદન્તિકે' વગેરે કાવ્યોનું બાહ્યકલેવર આપણને જણાવશે. આમ લોકઢાળો પ્રત્યેનું એમનું મમત્વ અને એના પરનું એમનું પ્રભુત્વ એ એમની કવિ તરીકેની વિશિષ્ટતા છે; આમ છતાં સંસ્કૃતવૃત્તોમાં પણ એમની કવિતાને પોતાપણું લાગે છે એ એમના 'અભિસાર' અને 'તદ્દૂરે તદન્તિકે' ઇત્યાદિ કાવ્યો દર્શાવશે. વળી આ ઢાળોની પસંદગીએ એમના વિવેચકોનું કાર્ય એક બીજી રીતે સરળ કરી મૂક્યું છે. આજે જેને વિષે પુષ્કળ ચર્ચા થાય છે અને જે કાવ્યસ્વરૂપોની બેહદ ટીકા થાય છે તેવાં સૉનેટ, મુક્તક, ખંડકાવ્યો વગેરેની ચર્ચા એમનાં કાવ્યો પરત્વે કરવાની રહેતી નથી. આપણે જેને નાનાં ઊર્મિકાવ્યો કહીએ છીએ, તેવા પ્રકારો પણ શ્રી મેઘાણીનાં કાવ્યોમાં નહિ મળે. એમનાં કાવ્યો કાં તો લાંબાં હોય છે, વા મધ્યમ કદનાં હોય છે, તેથી, એમનાં કાવ્યસ્વરૂપો પણ પ્રચલિત કાવ્યસ્વરૂપોથી જુદાં પડે છે.

એમના આ કાવ્યસંગ્રહનું નામકરણ પણ, એમના કાવ્યવિષયોની પ્રેરણા માટે આપણને ઘણી માહિતી આપે છે. એમણે આ યુગબળો પાસેથી જ પોતાનાં કાવ્યો માટે પ્રેરણા મેળવી છે. અર્થાત્ આ કાવ્યોના વિષયો એમને સમકાલીન, રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક વાતાવરણે આપ્યાં છે; અને આથી જ, કવિ, પોતાના કાવ્યની પ્રેરણા આપનાર યુગદેવતાને વન્દે છે. પૂંઠા પરનું ચિત્ર પણ આ ભાવનાને યોગ્યરીતે નિરૂપે છે. 'લોકવાણીમાં' અને 'લોકસૂરે' ગાતો કવિ જાજરમાન યુગદેવતાને . એકતારો બજાવતો

વન્દે છે. કારણ કે એ યુગદેવે જ એને ગાતો કર્યો છે. અને, આપણો '૩૦–૩૨ નો સત્યાગ્રહ સંગ્રામ, વિશ્વવંદ્ય ગાંધીજી જેવી વ્યક્તિ આપણને પ્રેરણા આપનાર અને નવચેતન આપનાર હોય, રશિયન ક્રાન્તિની અસર, આ યુગપલટો, આ બધું વાતાવરણ, અકવિને પણ કવિતા લખવા પ્રેરે એવું નથી ? અને સાચેજ, આ સમકાલીન યુગના બધાજ મુખ્ય પ્રસંગો, અને પ્રશ્નોને શ્રી મેઘાણીએ એમના કાવ્યમાં વર્ણ્યા છે. સત્યાગ્રહ સંગ્રામમાં આપણી તૈયારી ( છેલ્લી પ્રાર્થના, કોઈનો લાડકવાયો ), ગાંધીજીનું ગોળમેજીમાં જવા પ્રયાણ ( છેલ્લો કટોરો ), એમનું આગમન ( માતા તારો બેટડો આવે ), ગાંધીજીનું અનશન વ્રત ( છેલ્લી સલામ ), મહાસભાનો સુવર્ણમહોત્સવ ( ઝાકળનું બિન્દુ ), ભગતસિંહની ફાંસી ( ફૂલમાળ ), નિશસ્ત્રીકરણનો પ્રશ્ન (વણ રે બોલે ને), શ્રમજીવીઓની યાતના, યુવકનું કર્તવ્ય વગેરે એમના કાવ્યસંગ્રહના નામના સાર્થકયની સાક્ષી પૂરશે. આ યુગબળની કહો, વા લોકસાહિત્ય પ્રત્યેના એમના પક્ષપાતની કહો–મુખ્ય અસર એમના પર એ થઈ છે કે અંગ્રેજી કવિતામાં વર્ડઝવર્થ, ટેનીસન, શેલી વા હાર્ડી જેવા પ્રસિદ્ધ કવિઓ શ્રી મેઘાણીને પ્રેરણા નથી આપતા, પરન્તુ ગરીબનું દુઃખ ગાનાર, ગરીબના કવિ થોમસ હુડનું Song of the Shirt, આપણને પરિચિત નહીં એવી કોઈ અંગ્રેજી સ્ત્રી લ્યુક્રાસેનું Somebody's Darling, વા આપણને સુપરિચિત છતાં નવા જ કાવ્યવિષયો પર દૃષ્ટિ ઠેરવતા હરિન ચટ્ટોપાધ્યાયનું The Mask જ એમને આકર્ષે છે. અને આ તત્ત્વ પણ એમનાં કાવ્યોને અન્ય કવિઓનાં આંગ્લકવિઓની પ્રેરણાથી લખાયેલાં કાવ્યોથી જુદાં પાડે છે. આ સાથે સમાજવાદ, તથા એમના યુનિવર્સિટી શિક્ષણને પરિણામે જન્મેલા અભ્યાસશોખને પરિણામે એમની દૃષ્ટિ વ્યાપક અને વિશાળ બની, અને એમણે આપણા લોકસાહિત્યના સંકુચિત વર્તુલમાં જ પૂરાઈ ન રહેતાં અંગ્રેજી લોકસાહિત્યનો, અને ઈતરદેશીય લોકસાહિત્યનો અભ્યાસ કર્યો. એમનું ' આખરી સન્દેશ ' એક અંગ્રેજી ' બેલડ ' પરથી રચાયેલી કૃતિ છે. વળી પરતઃ પ્રેરણા લઈને એમણે રચેલાં કાવ્યો માટે એ પણ સાચું છે કે, એ મૂળ કાવ્યના અનુવાદો તથા પ્રતિધ્વનિઓને આ યુગબળોએ જ સફળ બનાવ્યાં છે. આના દૃષ્ટાન્ત માટે ' કોઈનો લાડકવાયો ' લો. આ કાવ્યની મૂળ પ્રેરણા તો અંગ્રેજીની, પણ ધારાસણાના લાઠીમારો અને તત્કાલીન કાવ્યાનુકૂળ વાતાવરણ ન હોત તો, એ કાવ્યમાં આટલી વેધકતા આટલી શક્તિ ન જ હોત.

આજના કાવ્યસાહિત્ય વિષે એમ કહેવાય છે કે, એ વિચાર અને ભાવના પરત્વે ગાંધીજીને અનુસરે છે. આ વિધાન શ્રી મેઘાણીની કવિતા માટે પૂર્ણાંશે સાચું નથી. ગાંધીજીના વ્યક્તિત્વ માટે એમને પૂજ્યભાવ છે, ગાંધીજીના મનોમંથનને ગાંધીજીનું પ્રમાણપત્ર મળે એટલી સચોટતાથી એઓ નિરૂપે છે ( જુઓ ' છેલ્લો કટોરો ' માટે શ્રી મેઘાણીને ગાંધીજીએ લખેલો પત્ર ). ગાંધીજીને સમજી, જનતા સમક્ષ ગાંધીજીને સાચા સ્વરૂપમાં નિરૂપવાનો એઓ સફળ પ્રયત્ન કરે છે; ગાંધીજીના જીવનના આ યુગમાં બનેલા ચારે મહાન પ્રસંગોએ, એમને કાવ્ય લખવાની પ્રેરણા આપી છે. આ બધું છતાં શ્રી મેઘાણીનાં કાવ્યો વિચાર પરત્વે તથા ભાવના પરત્વે ગાંધીજીને અનુસરે છે એ સાચું નથી. એઓ સત્યાગ્રહી સૈનિક ત્રિવિક્રમના મૃત્યુમાં જેટલી કાવ્યમયતા જુએ છે, તેટલી જ કાવ્યમયતા ભગતસિંહ અને એના સાથીની ફાંસીમાં જુએ છે. અને 'વિદાય' અને

'ફૂલમાળ' એ કાવ્યોમાં એઓ, હિંસાવાદીઓના માર્ગની પણ ભક્તિભરી પ્રશંસા કરે છે. 'વિદાય' કાવ્યમાં તો હિંસાવાદીઓનું માનસ, એમની વકીલાત કરતા હોય એવી રીતે રજુ કર્યું છે. આને આપણે ગાંધીવાદનો કવિ કહીશું? આટલું જ નહિ પરન્તુ રશિયન ક્રાન્તિની અસરથી લખાયેલાં એમનાં વર્ગનિગ્રહનાં જ કાવ્યો જુઓ. એઓ 'વૈશાખી દાવાનળ આવો' જેવાં કાવ્યોમાં ભીષણ દુઃખને આમંત્રે છે, કારણ કે તો જ પૂરેપૂરી ક્રાન્તિ થશે. એઓ તો માતા પોતાના બાળકને ખાઈ જવા તૈયાર થાય એવો ભૂખમરો માગે છે. "દિન દિલ વિષવેલડી!" વવાય એમ ઇચ્છે છે.

નિર્જળ દુકાળ મહારોગ હાડમારી
નરનારી બાળકોની જૂજવી બિમારી.
જગવો ઘર ઘર કૂસંતની પથારી (વૈશાખી દાવાનળ)

આ પ્રકારનો વર્ગવિગ્રહ વા દુઃખને આવાહન. આ ક્રાન્તિવાદ ગાંધીજીને અનુસરતા કવિનું લક્ષણ નથી જ. વળી, આવી ક્રાન્તિ આવતાં, ભયાનક અવ્યવસ્થા જન્મશે તો કવિ કહે છે,

થોડી ઘડી વાર ભલે બુઝાતા દીવડા
ચોર ધાડપાડ ભલે લૂંટો (ઓતરાતા વાયરા)

આ ભાવનાની પ્રેરણા ગાંધીજી તરફથી આવી છે એમ કોણ કહેશે? આ તો ઠીક. પણ એમનું ગાંધીજી વિષયક 'અંતરની આહ' કાવ્ય જ જુઓ: એમણે બ્રિટનને સંબોધતા ગાંધીજીના મુખમાં નીચેના શબ્દો મૂક્યા છે:

ત્યારે વાહ સુજાન! ઈમાનદારી કેરી
વાત તારે તો નવી ને નવી,
હું સુલેહ સુલેહ સુલેહ રટયો
નવ નેકીને પંથેથી લેશ હટયો
દિલે ત્હારેથી તોય ન દંશ મટયો
હું કરાર દબાવ રીબાવ વિના, બીજો દાવ એકેય શીખી નથી.

ગાંધીજીએ બ્રિટિશ શાહીવાદને સખતમાં સખત શબ્દોમાં તિરસ્કાર્યો છે, ઉગ્રમાં ઉગ્ર શબ્દો વાપર્યા છે, આમ છતાં અહીં ગાંધીજીના મુખમાં જે શબ્દો મૂક્યા છે, તે શ્રી મેઘાણીએ લાગણીવિવશ બની મૂક્યા છે અને ગાંધીજી આવા શબ્દો ન વાપરે એવું મને લાગે છે. જો કે, એમ કોઈ સાબીત પણ કરી આપે કે ગાંધીજી આવું બોલે, તો પણ એથી, મેઘાણી વિચાર અને ભાવના પરત્વે ગાંધીજીને અનુસરતા નથી, એ મારું કથન નિર્બળ બનતું નથી.

રસદૃષ્ટિએ શ્રી મેઘાણીનાં કાવ્યોની વિચારણા કરીએ તો, વીરરસ અને કરુણરસ એ બે મુખ્ય રસોનું આલેખન એમનાં કાવ્યોમાં પ્રધાનતઃ દૃષ્ટિએ પડે છે. અને શ્રી મેઘાણીનું માનસ જ, આ બે રસના આલેખનને અનુકૂળ છે. વીરરસપ્રધાન સોરઠનું લોકસાહિત્ય સાંભળીને, એ વાતાવરણમાં ઓતપ્રોત થયેલા શ્રી મેઘાણીનું માનસ જ વીરરસ-

પ્રધાન બનેલું; તેમાં ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહ સંગ્રામમાં એમણે પ્રત્યક્ષ ભાગ લીધો, અને મધ્યકાલીન, સોરઠના કલ્પનાચક્ષુએ જોયેલા વીરત્વના પ્રસંગો, એમણે સગી આંખે જોયા, તેથી એમના હૃદયમાં રહેલા વીરરસને અનુકૂળ માર્ગ મળી ગયો અને 'આખરી સદેશ', 'કોઈનો લાડકવાયો', 'આગે કદમ,' 'તરુણોનું મનોરાજ્ય' વગેરે કાવ્યો, વીરરસના આલેખનમાં શ્રી મેઘાણીની શક્તિનો અનુભવ કરાવશે. આ વીરરસ એમની પાસે, આપણી માતૃભૂમિના ભૂતકાલીન ઈતિહાસમાંથી પણ વીરરસના પ્રસંગો જ પસંદ કરાવે છે. એની પ્રતીતિ 'શિવાજીનું હાલરડુ' તથા 'શૌર્યવતીના વિલાપ' કરાવશે. 'ઓતરાતા વાયરા ઉઠો' એમની રસોચિત શબ્દાવલિઓથી થતી અસરનું, તથા આ રસના આલેખનની એમની શક્તિનું અમર પ્રતીક લેખી શકાય. રશિયન ક્રાંતિની અસરથી જન્મેલી વર્ગવિગ્રહની ભાવનાએ તથા લોકસાહિત્યના અભ્યાસને અંગે થયેલા ગ્રામજનનાના નિકટ સંપર્કે શ્રી મેઘાણીએ, વર્ગવિગ્રહનાં અને ગરીબો તથા પીડનોની કરુણ વાસ્તવિક સ્થિતિ દર્શાવતાં અનેક કાવ્યો લખ્યાં છે. આ કાવ્યોમાં એ લોકોની દુર્દશાની કરુણકથની છે (ખીડી વાળનારીનું ગીત), શ્રમજીવી અને મૂડીવાદી વર્ગોની સ્થિતિનો વિરોધ દર્શાવ્યો છે (દૂધવાળો), ગરીબીનું હૃદયદ્રાવક ચિત્ર છે (ખાંસી ખા માં); અને એમના કાવ્યના બીજા ગુચ્છને તો એમણે 'પીડિતદર્શન' એવું નામ પણ આપ્યું છે. એમનાં કાવ્યોમાં શ્રી સુન્દરમના 'ત્રણ પડોશી' વા 'રૂડકી'ની જેમ, એ લોકોનાં દુઃખનું માત્ર દર્શન જ નથી. પરંતુ, એ દશામાંથી મુક્ત થવા માટેના ઉપાયો પણ છે. તેથી જ એ 'વૈશાખી દાવાનળને' અને 'ઓતરાતા વાયરાને' આમંત્રે છે. એમાં પીડિતો અને શ્રમજીવીઓ માટેની ઉત્કટ લાગણી હોવા છતાં, શ્રી સુન્દરમમાં ઉપર નિર્દિષ્ટ કાવ્યોમાં છે તેમ એમનાં આ કાવ્યોનો કરુણ રસ માંદલો નથી થતો; એ કરુણમાંથી રૌદ્ર વા ભયાનક રસમાં સંક્રાન્તિ થઈ શકે એટલો પૌરુષથી ભરેલો છે, એટલો એ ગંભીર છે. ધન્ય છે 'ખાંસી ખા માં'માં એમની મજૂરણ પોતાની કરુણકથા કહેતાં રડતી નથી. એમનો દૂધવાળો તાબડી ઢોળાય પાઘડી વિખાય કે તાવ આવે તો યે રડવા બેસતો નથી. પણ કોઈ અજબ હિંમતથી પોતાનું કાર્ય કર્યે જાય છે. એમની બીડી વાળનારી આંસુ સારતી નથી. અને આથી જ એમનો કરુણરસ બરાબર જામે છે. એટલું જ નહિ પરંતુ ભવ્ય બને છે. શ્રી. ઠાકોરે આપણી આંસુ સારવાની રીતિ વા આપણા લાગણીવેડા સામે જે ફરિયાદ કરી છે અને "પુષ્કળ કવિતા માત્ર પોચા આંસુ સારતી" એ વિધાન કર્યું છે તે મેઘાણીની કવિતા માટે તો સાચુ નથી જ. એમની કરુણતા એટલી પ્રબળ અને વેગવાન છે, કે કરુણતા ઉપજાવવા એમને ક્યાંય આંસુ કે મૃત્યુ જેવા સહેલા ઉપાયો યોજવા પડતા જ નથી. અને "દૂધવાળો" કાવ્યમાં જ્યાં મૃત્યુદ્વારા કરુણતા જન્મી છે ત્યાં યે પોતાના એ કાવ્યથી એમને સંતોષ થયો નથી એમ એમણે ટિપ્પણમાં નિખાલસભાવે કહ્યું છે અને ગરીબો પ્રત્યેની સાચી કરુણ લાગણી જ ટાગોરની આટલી બધી મનોહર કાવ્યસમૃદ્ધિમાંથી એમની પાસે 'સાંતાલની નારી' કે 'અભિસાર' જેવાં કાવ્યો જ અનુવાદ માટે પસંદ કરાવે છે. અને દ્વિજેન્દ્ર રોયનાં પણ સુખદુઃખ જેવાં કાવ્યો જ એમને આકર્ષે છે. આમ મેઘાણીના વક્તવ્યને વીર અને કરુણરસના વિષયો અનુકૂળ હોવાથી, અને એમની કાવ્યપ્રતિભા આ બે વહેણમાં જ વહેતી હોવાથી છેલ્લા ભાગનાં કાવ્યો 'આત્મસવેદન' અને 'પ્રેમલહરી' નબળાં અને અન્ય વિભાગોનાં

કાવ્યોની સરખામણીએ મોળાં લાગે છે. આવા ઉત્કૃષ્ટ રાષ્ટ્રપ્રેમ પાસે વા વિશ્વબંધુત્વની ભાવના સામે ક્રાન્તિના પ્રચંડ અગ્નિ સામે વૈયક્તિક પ્રેમની વા આત્મલક્ષી સંકુચિત ભાવો ટકી જ કેમ શકે ?

આજના બીજા કવિઓ કરતાં શ્રી મેઘાણીનાં કાવ્યોની અન્ય વિશિષ્ટતા એ છે કે એમનાં કાવ્યોમાં માનવજાતનું જ આલેખન જોવામાં આવે છે. અને એઓ પ્રકૃતિનો આશ્રય લે છે તે પણ માનવભાવને યોગ્ય રીતે કથવા જ. એઓ * 'વૈશાખી દાવાનળને' કે 'ઓતરાતા વાયરાને' બોલાવે તે ક્રાન્તિની ભાવના બરાબર જમાવવા જ. કુદરતનું સૌન્દર્ય જોવાનો એમને અવકાશ નથી. માનવને દુઃખો જ કેટલાં બધાં છે તે ગાતાં પરવારે ત્યારે પ્રકૃતિ પાસે જાયને! અને તેથી એમની કવિતામાં કલ્પનાવિહાર નથી, આધ્યાત્મિક ભાવનાનાં ઉડ્ડયનો નથી. આનો અર્થ એમ નથી કે કલ્પના કાવ્યો એઓ લખી શકતા નથી. ના, સુંદર રમ્ય કલ્પનાખેલ એઓ કરી શકે છે, અને 'સાગર રાણો' એ આવા કાવ્યનું એક યશસ્વી દષ્ટાંત છે. એમાં કલ્પના સુંદર છે, એમાં ઔચિત્ય છે, અને વાણી ભાવોચિત છે. પણ એવાં કાવ્યો પોતે લખી શકે છે છતાં લખતાં નથી, અને 'કવિ તને કેમ ગમે' વા 'જુદો જુદો કવિજન ગાયો, ફાગણ આયો' ગાનાર કવિ દંભ કરવા ઈચ્છતા નથી. આ યુગનો પ્રધાન ધ્વનિ કે જેમાંથી સાચા કવિએ પ્રેરણા લેવી જોઈએ તે જણાવતાં કવિ કહે છે કે

કવિઓનાં લાડકડા મલયાનિલ મંદમંદ
રહેજો ચંદનની ગોદ સૂતો
નથી નથી શરપુષ્પધન્વાનું આજ
વિપ્લવના ઢોલડા ધડુકે

ને સાચે જ એમની કવિતામાં વિપ્લવના ઢોલડા જ ધડૂકે છે. મલયાનિલ ચંદનની ગોદમાં જ લપાઈ ગયો છે. પ્રકૃતિને એમણે પોઢાડી દીધી છે; માનવભાવને જ કથ્યો છે, અને તેથી આપણા નવા કવિઓમાં માત્ર માનવભાવોના જ કવિ કોઈ પણ હોય તો તે મેઘાણી જ.)



* જો કે શેલીના Ode to the West Wind પરથી વૈશાખી દાવાનળને, વા ઉત્તરના વાયરાને સંબોધવાની પ્રેરણા શ્રી. મેઘાણીને મળી હોય એ સ્વાભાવિક છે. અને, આપણા દેશમાં વૈશાખનો પવન, કે ઉત્તર તરફનો વાયરો, ઈંગ્લાંડના West Wind જેવો વિનાશક કે પ્રેરણાકારી નથી. માટે આ કાવ્યરીતિ જ—વિનાશક બળોનું અમુક પ્રતીક લઈ તેને સંબોધવાની રીતિ—યોગ્ય નથી, એ શ્રી. પાઠકનું મંતવ્ય મને સ્વીકાર્ય છે.

# સાક્ષાત્કાર

ગોવિંદભાઈ રા. અમીન

ડબ્બામાં દાખલ થઈ હું એક ખાલી જગા પર બેઠો. કોઈ ઓળખીતો પાસે હોય તો વખત સારી રીતે પસાર થાય એમ વિચારી મેં લાંબી નજરે ડબ્બામાં જોયું. દૂર એક માણસ મારા તરફ તાકી રહ્યો હતો. મને થયું કે તેને ઓળખું છું, પણ તે કોણ હતો તે મારાથી નક્કી થઈ શક્યું નહિ. કદાચ તે પ્રેમચંદ હોય અને માંદગીથી લેવાઈ ગયો હોય. પણ તે તો હસમુખો અને આનંદી હતો. તેના ચહેરા પર આટલી બધી નિરાશા ક્યાં હતી? એટલામાં તે માણસ મારા તરફ આવ્યો.

"કેમ છો, સદુભાઈ?" તેણે મને પૂછ્યું અને તેના સ્વર ઉપરથી મને ખાત્રી થઈ કે તે પ્રેમચંદ જ છે.

"ઓહો, પ્રેમચંદ, બહુ વર્ષે મળ્યા! આવ બેસ." તે મારી પાસે બેઠો. "હું તને ઓળખી શક્યો નહિ! તારામાં આટલો ફેરફાર ક્યારનો થઈ ગયો?"

"એ બહુ લાંબી વાત છે. નાહક તમને કંટાળો આવશે."

"તારી વાતમાં કંટાળો આવે?"

"ઠીક ત્યારે. આપણે ક્યારે છૂટા પડ્યા?"

"૧૯૨૫ માં."

"બસ, તે સાલથી મારી પનોતી બેઠી છે. મારા પિતા અચાનક ગુજરી ગયા. ઘરમાં પુરુષવર્ગમાં હું એકલો હતો. ઘરનો ઘણો ભાર મારે માથે આવી પડ્યો. અમારી સ્થિતિ સારી ન હતી તે તો તમે જાણો છો. મારી મા અને નાના ભાઈને મારે પોષવાનાં હતાં. નિશાળ છોડ્યા વિના છૂટકો ન હતો."

"હં."

"નિશાળ છોડી મેં એક વેપારીને ત્યાં નોકરી લીધી. મને વીસ રૂપિયાનો પગાર મળતો હતો. એટલામાં અમારું પૂરું થાય એમ ન હતું. મારી મા પરચૂરણ કામ કરી થોડું લાવતી અને કરકસર કરી ઘર ચલાવતી."

"હં."

"પણ પિતાના મરણનો ઘા તેના હૃદયમાંથી રૂઝાયો ન હતો. તે દિવસ-રાત છાનું છાનું રડતી. આખો દિવસ તેને કામ કરવાનું હોય જ. વધારામાં અમારી સ્થિતિ ખરાબ એટલે તે પેટ ભરીને ખાતી નહિ, અને અમારું શું થશે તેની ફિકર કર્યા કરતી. પરિણામે તેનું શરીર લેવાવા માંડ્યું અને તેને ઝીણો તાવ રહેવા લાગ્યો."

"હં."

"ઘણો આગ્રહ કરી હું તેને ડૉક્ટર પાસે લઈ ગયો. ડૉક્ટરે તપાસી ક્ષય છે એમ જણાવ્યું. ખરચની બીકે માએ દવા કરવા ના કહી. અમારે ખાતર તેણે જીવવું જોઈએ

એવી દલીલ કરી અમે તેને પરાણે દવા લેવડાવી. દવા માટે અમારી પાસે પૈસા ન હતા. જેમતેમ કરી થોડા કરજે આણી દવા કરી. પણ તેથી શું વળે ? થોડા દિવસમાં તે બાપુની પાછળ ગઈ!"

"અરેરે!"

"ઘરનો બધો ભાર મારે માથે પડ્યો. માતા ગુજરી ગયાનો તાજો શોક મારા હૃદયમાં હતો. રોતા-કકળતા ભાઈને મારે આશ્વાસન આપવાનું હતું. ઘર કેમ ચલાવવું તેની મૂંઝવણમાં હું હતો. એવામાં મારા શેઠ તૂટ્યા અને મારી નોકરી ગઈ!"

"હેં!" મારા હૃદયમાંથી ઉદ્ગાર નીકળી ગયો.

"હું ઘણો નિરાશ બની ગયો. શું કરવું તેની સૂઝ પડતી નહિ. મને મારી ફિકર ન હતી. મારી મુખ્ય ચિંતા ભાઈ બાબતની હતી. બા મરતી વખતે મને સોંપી ગઈ હતી. ઉપરાંત નાનપણથી મને તેના ઉપર ખૂબ વહાલ હતું. તેને દુઃખ નહિ પડવા દેવું એવો મારો નિશ્ચય હતો."

"હં."

"હું ગામમાં બીજી નોકરી શોધવા લાગ્યો. એક વેપારીએ મને નોકરીમાં લેવાની મરજી બતાવી. મારે નોકરીમાં તેના માણસ સાથે મુસાફરીમાં ફરવાનું હતું. નોકરી લેવામાં મારે મોટી અડચણ હતીઃ ભાઈનું શું કરવું? મુસાફરીમાં ફરતો હોઉં ત્યારે અહીં તેનું કોણ? અમારે કોઈ તનનાં સગાંસંબંધી ન હતાં કે જેમને ત્યાં તેને મૂકી શકાય."

"હાઆ."

"એક ઉપાય હતો. અમારી નાતમાં કન્યાની ઘણી છત છે. મારે નોકરી તૈયાર હતી. હું પરણું તો ભાઈને કોઈ રાખનાર મળે એ દષ્ટિથી મેં એક કન્યા સાથે લગ્ન કર્યાં."

"હં."

"ઘર અને ભાઈ બૈરીને સોંપી હું નોકરીએ ચડ્યો. થોડા દિવસ પછી હું ઘરની ખબર લેવા પાછો આવ્યો ત્યારે ભાઈ મારી પાસે આવી રડી પડ્યો. હું બધું સમજી ગયો. મને કભારજા બૈરી મળી હતી. મારી ગેરહાજરીમાં તે ભાઈ પાસે ઘરનું કામ કરાવતી, ઓછું ખાવા આપતી, વઢતી, સતાવતી. મેં તેને કહ્યું કે મેં તને ભાઈ માટે આણી છે અને તેને સારી રીતે રાખવાનો છે. પણ તેણે મારું કહ્યું ગણકાર્યું નહિ અને ભાઈને ઘરકામના કામમાં નોકરી લેવડાવવાની સલાહ આપી. મારે અભણું જેવા જેવું પડેલું, પણ ભાઈને સારું શિક્ષણ મળે તેવી મારી ઇચ્છા હતી. ભાઈ હતો પણ બુદ્ધિશાળી. તેનું ભણવાનું છોડાવવું મને ઠીક ન લાગ્યું. એ સાથે તેને બૈરી પાસે મૂકાય તેમ પણ ન હતું. ફરવાની નોકરી છોડી કોઈ સ્થાયી જગા હું શોધવા લાગ્યો."

"હં."

"પણ નસીબ આગળનું આગળ હતું. ઘણો ભટક્યો, પણ નોકરી ન મળી. ઘણી જગાએ ખાલી જગા ન હોય, કોઈ જગાએ હોય તો દાખલ થવાની લાગવગ ન હોય. લાગવગ થયા જેવી જગા મારા ગયા પહેલાં પૂરાઈ ગઈ હોય. અરે, એક જગાએ મને દાખલ કરી પછી વધારાના માણસ તરીકે કાઢી નાખવામાં આવ્યો હતો. છેવટે થાકી હું ઘેર આવ્યો."

મેં ભારે હૃદયે હુંકારો ભણ્યો.

"મારી પાસે હતા તે બધા પૈસા નોકરીની શોધમાં ખર્ચાઈ ગયા હતા. ઘરનું રાચરચીલું ધીરે ધીરે વેચાઈ ગયું હતું. બીજો કોઈ આધાર રહ્યો ન હતો. ભૂખમરો અમારી તરફ ડોળા કાઢી તાકી રહ્યો હતો."

"હું."

"આવી સ્થિતિ થઈ એટલે ખરાબ તબિયતના બહાના નીચે બૈરી પિયર ચાલી ગઈ. ભાઈ ભૂખે મરે એ મારાથી સહેવાયું નહિ. કચવાતે દિલે મેં તેને એક કુટુંબમાં છોકરાં રાખવા મૂક્યો, અને નિશાળેથી ઉઠાડી લીધો. હું ફરીથી નોકરી શોધવા નીકળ્યો."

"હું."

"ખૂબ રખડી, નિરાશ થઈ, બેત્રણ મહીને હું ઘેર પાછો આવ્યો ત્યારે મને ખબર મળી કે ભાઈ અકસ્માતનો ભોગ બન્યો હતો! પેલું કુટુંબ આનંદ કરવા બૅંગલોર ગયું હતું, ત્યાં તે મોટરની અડફટમાં આવી જઈ ખલાસ થયો હતો. એ ખબરે મારા પગ ભાંગી નાખ્યા. દૈવનો મારા ઉપરનો તે મોટામાં મોટો ફટકો હતો. ત્યારથી નાહિમ્મત અને નિરાશ બની હું ઘરમાં પડી રહેવા લાગ્યો."

"હં."

"પડયા પડયા મને દુનિયાના અને મારા પાછલા જીવનના વિચાર આવવા લાગ્યા. આટલી નાની ઉમ્મરમાં મેં કેટલાં જીવન જીવ્યાં!—મને નડેલા અકસ્માતો, મારી ઉપર તૂટેલી આફતો, મને મળેલી નિષ્ફળતાઓ, એ બધું મારી આંખ આગળ તરવરવા લાગ્યું. જાણે કોઈ હેતુપૂર્વક મારી ઉપર તે બધું મોકલતું હોય તેમ મને ભાસ થવા લાગ્યો. જુઓ, એક તો હું ગરીબ કુટુંબમાં જન્મ્યો કેમ? જન્મ્યો તો માબાપ મરે કેમ? મરે તો મારો શેઠ દેવાળું કાઢે કેમ? તે દેવાળું કાઢે તો મને આવી બૈરી મળે કેમ? બૈરી આવી મળે તો ભાઈ હોય કેમ? નોકરી કેમ ન મળે? ભાઇ કેમ મરે?...તે શક્તિ હોય, કુદરત હોય કે નસીબ હોય—ગમે તે હોય. તેણે મારી ઉપર આપત્તિઓ નાખી હતી, મને નિષ્ફળ બનાવ્યો હતો, મારો નાશ કરવા ઈચ્છ્યું હતું મને તે કટ્ટા શત્રુ જેવું લાગ્યું, તેની ઉપર રીસ ચઢી. બીજી જવાબદારીઓમાંથી હું મુક્ત થયો હતો. એટલે હું ચેટો નફિકરો બન્યો હતો......એ વસ્તુને નિષ્ફળ કરવાનું જોર મારામાં આવવા લાગ્યું. ઘર છોડી અમદાવાદ ગયો અને ખાધાસાટે એક લૉજમાં નોકરીએ રહ્યો."

"હં."

"બે મહિનામાં મેં એટલી સારી રીતે નોકરી કરી કે મને દસ રૂપિયાનો પગાર કરી આપવામાં આવ્યો. હવે, મને હિમ્મત આવી કે હું તે શક્તિને હંફાવી શકીશ—નિષ્ફળ કરી શકીશ. એવામાં લૉજમાંથી સો રૂપિયા ચોરાયા, તેનો આરોપ મારા ઉપર આવ્યો અને મને ત્રણ મહિનાની સખત જેલ મળી!"

"હેં—શું કહે છે?"

"મારી નવી હિમ્મત ભાંગી ગઈ. મારી પાછળ પડેલી શક્તિનો બરાબર પરચો થયો આટલાં દુઃખ પડ્યાં પછી નવેસર તેની સામે થવા માટે પસ્તાવા લાગ્યો. આજે હું

રેલમાંથી છૂટયો છું, અને મારે ગામ જાઉં છું. હવે બીજી શી આફત આવે છે તેની રાહ જોતો હું ત્યાં રહીશ. ”

તે શાંત બન્યો. તેની વાત ઉપર હું વિચારમાં પડયો. પુરુષાર્થ અને પ્રારબ્ધના વિષય ઉપર મેં કદી વિચાર કરેલો નહિ એટલે આવી કફોડી હાલતમાંથી તેને કેમ છોડાવવો તેની સૂચના મારામાંથી નીકળી નહિ. પણ સ્નેહી તરીકે મારે તેને મદદ કરવાની ફરજ હતી. જેને માટે તે પ્રવૃત્તિ કરતો હતો તે રહ્યાં ન હતાં. કુદરત તેની પ્રવૃત્તિની વિરુદ્ધ હતી, પણ તેને પ્રવૃત્તિની જરૂર રહી ન હતી, પ્રશ્ન તેના પોતા પૂરતાનો હતો. તેને મારે ત્યાં કેમ ન લઈ જવો ? પરચૂરણ કામકાજમાં મદદ કરશે અને રહેશે. આવા વિચારથી મેં તેને કહ્યું :

“ તારે ગામ જવાને બદલે તું મારે ત્યાં ચાલ. ત્યાં તું રહેજે. આપણે તારો વિચાર કરીશું. ”

“ નહિ, હવે મારે કંઈ કરવું નથી. ”

“ કંઈ કર્યા વિના રહેજે. એકલા દિવસ જશે નહિ અને જીવન નીભાવવા કંઈ જોઈશે તો ખરું ને ! ”

“ એ પ્રશ્ન છે. તમારા મોટા ખાતામાં હું ભારરૂપ નહિ થાઉં તે હું જાણું છું. પણ મારું મન ના કહે છે : મારું કમભાગ્ય તમને હેરાન તો નહિ કરે !”

મને હસવું આવ્યું. “ અમારાં બધાંનાં નસીબ ભેગાં થઈ તારાનો સામનો નહિ કરી શકે ! દરેક બાબતને હદ હોય છે. થોડા દિવસ રહી જો; ઠીક ન પડે તો ચાલ્યો જજે. ”

તે કચવાતે દિલે કબૂલ થયો. સ્ટેશન આવતાં અમે ઊતર્યા અને ટોળામાં ઝાંપા તરફ ચાલ્યા. ઝાંપા આગળ આવતાં મેં ટિકિટ માટે ખીસ્સામાં હાથ નાખ્યો. કોઈ ખીસ્સાકાતરુ મારું પાકીટ ટિકિટ સાથે કાઢી ગયો હતો ! મેં પ્રેમચંદને કહ્યું, અમે પોલીસને ખબર આપી અને આજુબાજુના માણસોમાં ચોરને શોધવા લાગ્યા.

ચોર જડયો નહિ. પ્રેમચંદ ગાંડા જેવો દેખાવા લાગ્યો. મેં તેને સ્વસ્થ થવા કહ્યું.

“ નહિ—નહિ, તમને એ ચોર નહિ જડે ! તમે મને આશરો આપવા તૈયાર થયા છો અને મારું કમભાગ્ય તમારી પાછળ આવે છે !......હું તમારી સાથે નહિ આવું.”

એટલામાં ગાડી ઊપડી હું કંઈ બોલું ને પહેલાં તે દોડી ગાડીમાં ચઢી ગયો !

આખો પ્રસંગ, અને વધુ તેના છેવટે, મારામાં એવી શિથિલતા આણી હતી કે પાકીટના ચોરની વધુ તપાસ કર્યા વિના હું મકાન તરફ ચાલ્યો.

# મ પ્રેમને

'સ્વપ્નસ્થ'

પ્રભુત્વનાં- કૌતુકમય ખેલને
હેલ માટી, જલ, કુશ, દર્પણો,
પશ્ચાત આ જીવન, કોઇ સ્વપ્નને
સાધી રહ્યું નૂતન વસ્તુ વસ્તુએ.

આકાશમાં ઈશ્વર મૂર્તિ કલ્પી
એ ભવ્યતા-સુંદરતા ચઢી-ગ્રહી,
એ છત્ર નીચે વસનાર વિશ્વમાં
વ્યાપી રહ્યું મુગ્ધ બની અનેકતા.

એ બાલ્યની મુગ્ધ દશા સરી જતી
કૌમાર્યની ઉત્સુક દૃષ્ટિ ખૂલતી
નિસર્ગના ભવ્ય પ્રસારમાં-બધે
અગમ્ય કો' મોહક ઝંખના મળે.

ગમ્યાં કંઈ પુષ્પ અને પતંગો,
સંધ્યા ઉષાના અણમોલ રંગો,
ને ચાંદનીનાં સ્મિતના પ્રસંગો
આનંદભીની નિજ કીકીઓમાં,
ધર્યાં કંઈ સંચરતાં મહારૂપો
પરેક કાજે જ :
મહાબ્ધિ મોજમાં—
અનંત તે શું રમશો બની શકે !
સ્પર્શી જરા અંતરને, હિલોળતા
અનંત ઓથે ભમતા અનાદિમાં :
યુગવ્યથા અંતર તીવ્ર ભેદે,
અમાપ આ સુંદર વિશ્વ સ્વપ્નની
નિષ્પંતના આર્તિ નવી પ્રગટે,
ત્યાં સ્વપ્નને સત્ય-સુસાધ્ય કાલે
શુક્ર પ્રભા શી તવમૂર્તિ સાંપડે

ચંદ્રાર્થ સંક્ષુબ્ધ સમુદ્રવારિને-
મહાપરે જેમ હસંત ચંદ્રિકા
તેવી જ સૌંદર્ય પ્રભૂત આર્તિમાં
સંક્રાંત તારા શુભ પ્રેમની સુધા
અજ્ઞાત કો આંતર ઊર્મિ વેગે
ઔત્સુક્ય ને કૌતુક સર્વ ઓસરે
અહેતુ જેવી મુજ ચારુ-ઝંખના
સજીવ અર્થો લઈ ચિત્તમાં સ્ફુરે :—
ફૂલો ગમે, કિન્તુ તને સુગંધના
સાજે સજાવા; નભ નીલિમા ગમે,
તરે વિરાજી ઉર વાત બોલવા;
ગમે સમુદ્રો, પણ એવ આપણા
હૈયે ભરેલા પ્રણયાબ્ધિ કેરાં
મહાજલોની ઉપમાની ચાહના;
ને ચંદ્રિકા તે અમૃતાક્ષરી થવા
આ આપણાં જીવનની નિશામાં
ધરેલ અંતઃસ્મિતની અમર્ત્યતા.
અમાપ આ વિશ્વ વિરાટ કેરી
હવે કશી હોય જ આર્તિ શાની !
કાં કે અહીં અંતરમાં જ આપણાં
હસે છ લાખ્ખો દુનિયા હમેશની !
ને આપણે આ અવિરામને તટે
આજે સુધાસ્નાત રમી રહેલાં,
વિશ્વસ્ત સૌંદર્ય બધું અહીં-અહીં
આ આપણાં દર્શનમાં રહ્યું હસી,
વિશ્વાત્મનાં ગૂઢ બધાં રહસ્યો
તું હું તણા દેહ તણા નિગૂઢ
આકર્ષણોમાં સમજાય હાવાં,
દિવ્યત્વ મારા સરખા જ તારા

# ઉકરડાનું કાવ્ય

નટવરલાલ પ્ર. બૂચ

ઉકરડો એ આપણી એક સનાતન લોકસંસ્થા છે. લોકગીતની પેઠે એની ઉત્પત્તિ અને વિકાસ પણ અનેક અજ્ઞાત માણસોને હાથે થાય છે. શેરીની બાજુમાં કે ગામને છેડે આવેલી એકાદ ખુલ્લી જગ્યા પર કોઈક આવી રાખની ઢગલી કરી જાય. કલાક બે કલાકે બીજું કોઈ જણ આવી દૂધીનાં છોતરાં કે ડુંગળીનાં ફોતરાં ત્યાં ફેંકી જાય. વળી થોડી વારે ત્રીજું કોઇ આવી તૂટેલી તાવડી કે ફાટેલો જોડો નાખી જાય. આમ ઉકરડાનો પાયો નંખાય. પછી તો વાર્તાઓમાંની રાજકુમારીની પેઠે તે દિવસે ન વધે તેટલો રાતે વધે અને રાતે ન વધે તેટલો દિવસે વધે અને એમ કરીને જોતજોતામાં ભારે ઝડપી વિકાસ સાધે. આજે નાની સરખી ઉકરડી હોય તે આવતી કાલે વધીને મોટાં મહાકાવ્ય જેવડો ઉકરડો બની જાય. તે ક્યારે વધે તે આપણને ખબર પણ ન પડે. તેથી જ આપણે ઉકરડાના વિકાસને તારુણ્યમાં પ્રવેશતી કન્યાની વૃદ્ધિ સાથે સરખાવીએ છીએ.

વેદાંતમાં અવિદ્યા વિશે એમ કહેવાયું છે કે તે અનાદિ છે પણ અનંત નથી—સાન્ત છે. ઉકરડો એથી વિપરીત લક્ષણોવાળો છે—એને આદિ છે પણ અંત નથી. એકવાર શરૂ થયેલો ઉકરડો પછી ચાલ્યા જ કરે છે. એ કદાચ સ્થાનાંતર કરે, કદાચ પોતાથી મોટા બીજા ઉકરડામાં ભળી જાય, પણ નાશ તો ન જ પામે.

બ્રહ્મની માફક ઉકરડો પૃથક્કરણથી પર છે. જો એ વાત ન માની શકતા હો તો એકવાર ઉકરડાનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કરી જુઓ. જોડાનું તળિયું, ભાંગેલી સગડી, ફાટેલી ટોપી, ફૂટેલો પ્યાલો, ફાડેલા કાગળ, એઠાં પતરાળાં, હાંડલીનો કાંઠો વગેરે એક પછી એક વસ્તુઓ બાજુએ મૂકતા જાઓ. બે ત્રણ કલાકે તમે થાકશો જ; અને થાકશો ત્યારે જોશો કે મૂળ ઉકરડો જરા નાનો થયેલો પણ હજુ તેવો ને તેવો જ છે અને વધારામાં, તમે બાજુએ મૂકેલી ચીજોનો એક નવો ઉકરડો બની ગયો છે! મતલબ ઉકરડામાંથી ઉકરડો લઈ લઈએ તો પાછળ ઉકરડો જ વધે, શૂન્ય ન વધે, "पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा-वशिष्यते।" આ પ્રમાણે બ્રહ્મની પેઠે ઉકરડો અપૃથક્કરણીય, અવિભાજ્ય, અનિર્વચનીય છે. એનું પૃથક્કરણ કરી એનું રહસ્ય જાણવા ઇચ્છનારને હું ગાંધીજીએ પોતાના આધ્યાત્મિક સંદેશમાં કહેલા શબ્દો યાદ આપું: "All I advise is not to attempt the impossible."

ઉકરડાને મર્યાદાનાં બંધનો નથી; છતાં અમુક ચોક્કસ મર્યાદા એ મૂકતો નથી એટલું સારું છે. ઉદધિ કે ઉકરડો જો માઝા મેલે તો જગતનું આવી જ બને. પણ છતાં પોતાને અમુક ચોક્કસ ઘનફૂટમાં મર્યાદિત કરવાના પ્રયત્નોને તો એ સાંખતો નથી જ. આજકાલ શહેરોમાં સુધરાઈવાળાઓ અમુક ઘનફૂટ કચરો સમાય એવા લોઢાના કે બીજી કોઈ વસ્તુના ગોળ કે ચોરસ મોટા ડબ્બાઓ ચૌટે ચૌટે મૂકી ઉકરડાને તેનાથી આગળ ન વધવા દેવાનો પ્રયત્ન કરે છે. પણ બને છે એવું કે બીજે જ દિવસે એ ખાનું છલકાઈ જઈ આજુબાજુ ઉકરડો ફેલાઇ જાય છે. ઘણીવાર તો સમુદ્રમાં નૌકા ડૂબી જાય તેમ તેમનો એ ડબ્બો ઉકરડામાં દટાઈ જાય છે અને ઉકરડાનું એક અંગ બની જાય છે. સાગરને ગાગરમાં સમાવવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડે તેમાં શી નવાઈ?

ઉકરડાને અસ્વચ્છતાનું ધામ કરી આપણે ઉતારી પાડીએ છીએ. અસ્વચ્છતા હોય તો જ અને ત્યાં સુધી સ્વચ્છતાની કાંઈ પણ કિંમત છે એ આપણે કેમ ભૂલી જતા હઈશું?

અસ્વચ્છતા ન હોય તો સ્વચ્છતાનો જન્મ જ કદાચ ન થયો હોત! અસ્વચ્છ પંક વિના સ્વચ્છ, સુંદર પંકજનું અસ્તિત્વ શી રીતે હોત? પણ આપણી ઉમદામાં કિમદા સેવા કરનારને હડધૂત કરવો એ આપણો પ્રજાગત દુર્ગુણ છે; તેથી આપણે અંત્યજની અવગણના કરતા આવ્યા છીએ અને ઉકરડાને ઉતારી પાડીએ છીએ. પણ ઉકરડાની ઉદારતાનો જોટો જડવો પણ મુશ્કેલ છે. સમાજમાં સારી, સ્વચ્છ, સુંદર વસ્તુઓ લેવા તો સૌ કોઈ તૈયાર હોય છે; ખરાબ, ગંદી વસ્તુ જ કોઈને ખપતી નથી. સમુદ્રમાંથી ચૌદ રત્નો નીકળ્યાં તેમાંનાં સારાં લેવા ઘણા આગળ આવ્યા; પણ હળાહળ ઝેર સ્વીકારનાર તો માત્ર શિવ જ નીકળ્યા. સુખની શોધમાં માણસ માત્ર ભમે છે; પણ દુઃખીની પાસે જઈને " On me be thy misery and pain" એમ કહેનાર તો કોઈ વિરલ સંત જ હોય છે. તેમ આખા ગામની ગંદકીને વિનાસંકોચે સંઘરનાર માત્ર ઉકરડો જ છે. અને ગંદકીના ધામ સમાં બીજાં સ્થાનો હોવા છતાં એ બધાં પવિત્ર ગણાય છે; નિંદાય છે માત્ર ઉકરડો જ. મહાસાગર એ શું છે? અનેક શહેરોની, અનેક નદીઓ દ્વારા આવતી ગંદકીને સંઘરનાર સમુદ્ર પણ એક પ્રવાહી ઉકરડો જ છે; છતાં એનું આપણે પૂજન કરીએ છીએ. અનેકનાં પાપ અને શારીરિક મેલ સંઘરનાર ગંગાને આપણે પતિતપાવની કહીશું; અનેક તીર્થસ્થાનોના કુંડો ગંધાતા હોવા છતાં તેમાં આપણે ડૂબકી મારશું; પણ ઉકરડો આવે તો આપણે તરીને ચાલશું. ભમે તેટલો અવગણીએ પણ ઉકરડા વિના ચાલે જ નહિ. અનેક નિરુપયોગી અને અનાવશ્યક વસ્તુઓનો બનેલો હોવા છતાં ઉકરડો પોતે સમાજને અત્યંત ઉપયોગી અને આવશ્યક છે.

ઉકરડો એ ગૂજરાતની જ વિશિષ્ટતા છે એમ કહેવામાં આવ્યું છે. હું આશા રાખું છું કે આ વાત સાચી ન હોય. હિંદના બીજા પ્રાંતો વિશે હું કહી શકું નહિ; પણ મેવાડ અને મહારાષ્ટ્રમાં ઉકરડા જોયાનું મને સ્મરણ છે. મારું મન કહે છે કે હિંદનું એક પણ ગામ ઉકરડા વગરનું નથી. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય તેમ ઉકરડો પણ (ઓછામાં ઓછો એક) હોય જ. ન હોય તો ગામમાં એટલી ઉણપ લાગે. કાળું કલંક પણ ચંદ્રની શોભા વધારે છે તેમ ઉકરડો એ તો ગામની શોભા છે.

આ જમાનો સનાતન વસ્તુમાત્રની અવગણનાનો છે. સનાતન ધર્મ, સનાતન રૂઢિઓ, સનાતન સંસ્થા—જે કાંઈ સનાતન હોય તેને ઉતારી પાડવાની એક હવા ચાલી છે. ઉકરડાની બાબતમાં પણ તેવું જ કરવાના પ્રયત્નો ચાલે છે. ઘણાં શહેરોમાંથી ઉકરડાને નાબૂદ કરવાની યોજનાઓ થાય છે અને દુર્ભાગ્યે તે સફળ થતી જોવામાં આવે છે. મોટાં શહેરોમાં બહાર જાહેર રસ્તા પર ક્યાંય કચરો એકઠો થવા દેવામાં આવતો નથી. મને પોતાને આ બહુ સારાં ચિન્હો લાગતાં નથી. આવી રીતે અસ્વચ્છતાને બહાર દેખાતી અટકાવવાથી અસ્વચ્છતા મરી જવાની નથી. રોગનાં બાહ્ય લક્ષણોને દાબવાથી રોગ જતો નથી તેમ એવાં શહેરો બહારથી સ્વચ્છ ભલે લાગે; પણ એ તો નાહ્યાધોયા વગર નવાં કપડાં પહેરી ફરનાર માણસ જેવી સ્વચ્છતા થઈ. સ્વચ્છતાનો આવો ખ્યાલ આપણે ત્યાં પશ્ચિમથી આવ્યો છે. એવા પાશ્ચાત્ય ખ્યાલથી દોરવાઈ આપણે આપણી જગજૂની સંસ્કૃતિના એક અંગ સમા ઉકરડાને ઉવેખીએ તે ઠીક નથી. ઉકરડો એ તો આપણી સ્વચ્છતાનો માપક છે. એ માપકનો આપણો ખ્યાલ પણ પશ્ચિમથી તદ્દન જુદો જ છે. પાશ્ચાત્ય દેશોમાં ઉકરડાઓ અને સ્વચ્છતાનો સંબંધ વ્યસ્ત પ્રમાણમાં ગણવામાં આવે છે—એટલે કે જેમ ઉકરડા ઓછા તેમ સ્વચ્છતા વધારે; જ્યારે આપણા દેશમાં ઉકરડા અને સ્વચ્છતાનો સંબંધ આપણે સમપ્રમાણમાં ગણીએ છીએ—જેમ જેમ ઉકરડા વધે તેમ તેમ સ્વચ્છતા વધે. આમ આપણા અને પશ્ચિમના દૃષ્ટિબિંદુમાં પણ ફેર છે—બન્ને એકબીજાથી

ભિલટાં છે. તેવી સ્થિતિમાં આપણે આંખ મીંચીને પશ્ચિમનું અનુકરણ નહિ કરવું જોઈએ. કિપ્લીંગ સાહેબે ઠીક કહ્યું છે: " East is East and West is West.

આમ ઉકરડો એ આપણું એક સનાતન સંસ્કૃતિકેન્દ્ર છે. બીજી સનાતન વસ્તુઓ સાથે એ પણ અવગણાવા લાગ્યો છે. હજુ તો આ અવગણના શહેરમાં જ થાય છે. પણ એનો ચેપ ગામડાંઓમાં પ્રસરતાં વાર નહિ લાગે. ઉકરડાની અવહેલનાથી આપણે કશો લાભ નહિ કાઢીએ. રેંટિયો ભૂલી આપણે સ્વાતંત્ર્ય ખોયું, ધર્મને ધકેલી આપણે પાપભીરુ મટયા, ગામડાંના ઉદ્યોગોને વિસારે પાડી આપણે આર્થિક આપત્તિ વહોરી લીધી; તેમ ઉકરડાને ઉપેક્ષી આપણે આંતરિક અસ્વચ્છતા વધારતા જઇશું. પરિણામે, બધી સનાતન વસ્તુઓના હ્રાસની સાથે આપણી સંસ્કૃતિ નાશ પામશે અને પ્રજા તરીકે આપણે નામશેષ બની જશું. આપણે જાગીએ, આપણે ચેતીએ. સદ્ભાગ્યે નિરાશાના અંધકાર વચ્ચે આશા–ઉષાનાં કિરણો ફૂટવાની તૈયારી દેખાય છે. કેટલીક જૂની નષ્ટપ્રાય વસ્તુઓ પુનરુજ્જીવન પામી છે: રેંટિયો મેડા પરથી નીચે ઊતરી, ધૂળ ખંખેરી, ફરી ગુંજારવ કરવા લાગ્યો છે; છેલ્લા શ્વાસ લેતા કેટલાય ગ્રામઉદ્યોગો ફરી સજીવન થયા છે. એ હકીકતથી પ્રેરણા પામીને હું પણ ઉકરડાના ઉદ્ધારનું સૂચન કરી રહ્યો છું. રાષ્ટ્રીય નિયોજન સમિતિએ પોતાનું કામ શરુ કરી દીધું છે. પોતાના કાર્યક્ષેત્રમાં ઉકરડાનો ઉમેરો કરી તેના ઉધ્ધાર અને વિકાસની યોજના વિચારવાનું કામ તે એક પેટાસમિતિને સોંપી દે તો બહુ યોગ્ય થાય.

એ કાર્ય કરવાની રીતો અનેક હોઈ શકે. આપણે સૌ ઉકરડા તરફ સહાનુભૂતિથી જોવા લાગીએ. આપણા કવિઓ ઉકરડાની ઉપયોગિતા સમજાવવા માટે તેને વિશે પ્રચારલક્ષી કાવ્યો લખે. આપણા નગરવિધાયકો નગરવિધાનની યોજનામાં બીજાં civic centresની પેઠે ઉકરડાઓ માટે પણ ખાસ જગ્યાઓ ઠેરઠેર ખાસ ઈલાયદી રાખે. આપણા લક્ષ્મીનંદનો જેમ પોતાની ખાસ સંગીત મંડળી, નૃત્ય મંડળી, ખાસ શાળા રાખે છે તેમ પોતાના ખાસ ઉકરડાઓ રાખે આપણે જૂના ઉકરડાઓ જ વધારીએ અને નવા ઉકરડાઓ સ્થાપીએ. ઉકરડાને પ્રતિષ્ઠા આપવા માટે નવી સંસ્થા અથવા નવાં મકાનની પેઠે નવા ઉકરડાઓનો ઉદ્ઘાટન વિધિ કોઈ મોટા માણસને હાથે કરાવીએ. દરેક શહેરમાં એક મુખ્ય સ્થાનિક ઉકરડો, દરેક પ્રાંતમાં એક પ્રાંતિક ઉકરડો (પ્રાંતિક ધારાસભાની પેઠે), અને આખા હિંદનો એક મધ્યવર્તી ઉકરડો સ્થાપવામાં આવે. અને છેલ્લે, ઉકરડોધ્ધારની પ્રવૃત્તિનો ઉમેરો કરી દેશ સમક્ષ રજુ થયેલા રચનાત્મક કાર્યક્રમને ચતુર્વિધને બદલે પંચવિધ બનાવવામાં આવે. અત્યારે તો હું હિંદનો વિચાર કરીને જ આ સૂચનાઓ કરી રહ્યો છું. પણ ભવિષ્યમાં જો કદાચ આખી દુનિયા હિંદની સંસ્કૃતિને અપનાવે તો તે દિવસે બીજી બધી વસ્તુઓ સાથે જીનિવામાં આંતરરાષ્ટ્રીય પ્રજાસંઘની માફક, દેશદેશના કચરાને પોતાનામાં સમાવતો એક આંતરરાષ્ટ્રીય ઉકરડો–સંઘ આપણે સ્થાપીશું. આમ મેં તો થોડીક સૂચનાઓ કરી, બાકી તો ઉપર સૂચવ્યા પ્રમાણે જો રાષ્ટ્રીય નિયોજન સમિતિ ઉકરડાના પ્રશ્નને હાથમાં લઈ તેને માટે એક પેટા સમિતિ નીમી દે તો એ દિશામાં ઘણું કામ થાય. હું આશા રાખું છું કે ઉકરડા વિશેના મારા આ વિચારોને અને સૂચનાઓને કેવળ મનોરાજ્ય વિજૃંભણ ગણી ઉકરડે નાખી દેવામાં નહિ આવે. નહિતર મારે વેદવ્યાસની જેમ એમ કહેવા વખત આવશે કે—

" ગણું તાણી બરાડું હું—ન કો ' સાંભળતું મને ! "

☆

# ઉમાશંકરને

અશોક હર્ષ

ખોફ, ખુન્નસ ને ખુમારીમાં ખચી
કૈ ગુમાનીઓ જગત્ ખૂંદી જતા.
તું તરુવ્વુરને બળે ગુજરાતથી
ખૂંદતો આલમ બધી દાનાઈમાં.

રૂસનો પુશ્કિન ફિદા મશરેક પે
મિત્સ્કિયેવિચ હિજરતી ઇસ્લામ પે
બાયરન આશક વડો યૂનાનનો
તું ફિદાઈ સર્વ એ મિસ્કીનનો.

શું કરું તારીફ તારી? શું બયાં?—
હું ય બુલબુલ ઇશ્કમાં જ્યાં બેઝબાં?
ઓ ગુલે ગુજરાત! તવ ગુલઝારમાં
ના ખિઝાં હોજો અમારી એ દુવા.



તરુવ્વુર = કલ્પના. મશરેક = પૂર્વ. યૂનાન = ગ્રીસ.
મિસ્કીન = રંક. બયાં = વર્ણન. બેઝબાં = જેને વાચા નથી એવો, મૂંગો.
ખિઝાં = પાનખર. દુવા = આશિષ.

# તેણે તાળી કેમ ન પાડી ?

અનુ૦ : માણેકલાલ જોષી

ઓચિંતી જ મારી નજર તેના પર પડી.

આ કોઈ વિચિત્ર માણસ લાગે છે—બધા ભેગો એ પણ તાળીઓ કેમ નથી પાડતો ?

ભાષણકર્તાના ઉત્તેજનભર્યા શબ્દોથી ઉશ્કેરાઈ જઈને સમગ્ર પ્રેક્ષકવર્ગ તાળીઓના અવાજથી સભાગૃહ ગજવી રહ્યો હતો. ક્ષણભર તો જાણે મુશળધાર વરસાદ સાથે તોફાનનું ગાજવીજ થતું લાગ્યું હતું. કેટલાક તો ખૂંસો પણ પાડતા હતાં.

" બરાબર છે ! "

" તેમ જ થવું જોઈએ ! "

" એ અન્યાયનો બદલો લેવો જ જોઈએ ! "

" હવે સક્રિય પગલાં ભરવાં જ જોઈએ ! "

સભાની ચારે પાસ પોલિસ ગોઠવાઈ ગઈ હતી. તે આવી ઉશ્કેરાટભરી હાલત જોઈ લાઠી બરાબર પકડી ટટાર થઈ ને ઊભી અને હુકમની રાહ જોવા લાગી. પરંતુ પ્રેક્ષકવર્ગ પર તેની જરા પણ અસર નહોતી. ભાષણકર્તાએ સચોટ દલીલો, સ્પષ્ટ દાખલા અને સરકારી આંકડાઓથી પ્રેક્ષકવર્ગને પોતાનો કરી લીધો હતો. સરકાર નવા સુધારા કરવાને બહાને દેશ પર ખરચનો બોજો વધારી રહી હતી અને તે માટે નવાં નવા કરો નાખવાની યોજના કરતી હતી, તેનો વિરોધ કરવા આ સભા ભરાઈ હતી. સભામાં ખૂબ જ ઉશ્કેરાટ ફેલાઈ ગયો હતો, અને એમ લાગતું હતું કે જો આવી પરિસ્થિતિ બેપાંચ મિનિટ ચાલુ રહી તો જરૂર પોલીસ અને પ્રેક્ષકવર્ગ વચ્ચે અથડામણ થવાનો પ્રસંગ આવી પડશે.

વ્યાસપીઠ પર ભાષણો ચાલુ જ હતાં.

પરંતુ આખા ય સભાગૃહમાં આ એકલો જ માણસ કેમ સાવ જુદો તરી આવતો હતો, કેમ જાણે બધા તરફ ઉદાસીન હોય તેવો તે ભાસતો હતો ? તે મારી જોડાજોડ જ બેઠેલો હતો. તેની આંખો ઊંડી ઊતરી ગયેલી અને ગાલનાં હાડકાં બહાર ઉપસી આવેલાં હતાં. તેણે સામાન્ય શ્રમજીવી જેવાં કપડાં પહેરેલાં હતાં, અને તે કોઈ મિલમજૂર જેવો લાગતો હતો. તેણે હોઠ જોરથી દબાવી રાખ્યા હતા અને ભાષણકર્તા તરફ તે એકીટસે જોઈ રહ્યો હતો.

બેવકૂફ ! આમ શું કરવા એ એકીટસે જોઈ રહેતો હશે ? જાણે કે તે એકએક વિગત જાણવા મથતો હોય તેમ શા માટે ભાષણકર્તાના મોં સામે જોઈ રહેતો હશે ?

હું તેના તરફ વારંવાર જોવા લાગ્યો. આખા ય ભાષણ દરમ્યાન તેણે એક વાર પણ તાળી નહોતી પાડી, તેમ ન તો એકવાર કશો ઉદ્‌ગાર કાઢ્યો હતો—જાણે કે ભાષણના શબ્દોની તેના ઉપર કશી અસર જ થતી નહોતી.

મને એક પ્રકારની વિચિત્ર લાગણી થઈ આવી.

મને લાગ્યું કે એ કયાં તો છૂપી પોલીસનો માણસ હશે, યા તો આ પ્રકારની સભાઓ અને ભાષણોથી ટેવાઈ ગયો હશે.

" એય મિસ્ટર, " સામે ભાષણ ચાલતું હોવા છતાં હું તેને ઉદ્દેશીને બોલી ઊઠયો.

બરાબર તે જ પળે એક પ્રકારનો અદ્‌ભુત પ્રકાશ તેની આંખોમાં ચમકી રહ્યો.

વાહ ! ભાઈને કાંઈક અસર થઈ ખરી !

જાણે તે તાળી પાડવા જતો હોય તેમ તેણે પોતાનો જમણો હાથ ઊંચો કર્યો, પરંતુ તેવો જ તે તેના ઘૂંટણો પર પાછો પડયો.

તે મારા સામે જોઈ રહ્યો. બીજી જ ક્ષણે મારી નસોમાં વહેતું લોહી જાણે કે ઠરી જ ગયું.

તેના ઘૂંટણો પર પડેલા તેના બન્ને હાથ બનાવટી હતા!

એને હાથ જ ન હતા ! *



* સુચિત

# બીજ અને શુક્રીને

પ્રજારામ ન૦ રાવળ

[ વસંતતિલકા ]

આંખીપીંળી તિમિરથી પ્રસવેલ તાજી.
–સદ્યપ્રસૂત શિશુરાજ શી મેલવાળી–
સૂનો સૂનો કરતી અન્ય પ્રતીચિઅંક,
ઝૂલી રહી નવલ બીજ કશી રૂપાળી! ૧

શુક્રી સખી સહિત શોભત રમ્ય તારી
ન્હાળી રહું મધુર મૂર્તિ ફરી ફરીને;
હૈયા તણો હરખ શું સુખડું ઉજાળે
શુક્રીતણું, કંઈ દિને તુજને મળીને! ૨

નિઃસીમ આ જગતનો પટ પાથરેલો.
ઘૂમી રહ્યાં સતત સર્વ ઠરેલ ચીલે.
ઘૂમંત એ નિયતિચક્રમહીં ફરીથી,
ખોઇ સખી મળી ગઇ તુજને રસીલે! ૩

( ઘૂમી રહું હું પણ તું સમ પંથ મારે.
ના જાણું ક્યારથી, ક્યહીં લગી ઘૂમવાનો!
અસ્પષ્ટ, ઊંડું કંઈ અંતરમાંહિં થાતું
'મેં ખોયું કોઇ યુગથી કંઇ;' રોઉં છાનો! ૪

ના જાણું એહ મળશે મુજને કદા તે,
ઢૂંઢી રહું વિફલ આંખથી,–અંધ જેમ—;
વીતી ગયા યુગ કંઇ, વરસો વહે છે
એવાં જ; રેંટની વહે ઘટમાળ તેમ. ૫

ઘૂમંત આ જગતમાં તુજ જેમ કો'દિ
હૈયા તણા પ્રીતમને મુજ પાંમવાનો.
—એનું શુભાગમન!—અંતરખંડ વાળી,
સૌગન્ધપૂર્ણ કરી, રાહ નિહાળવાનો. ) ૬

ઝૂલી રહે તું, સખી તાહરી સંગમાંહીં
તેજસ્વી બે ય, મધુરાં, મલકંત મીઠું.
સૌન્દર્યનાં વિકિરતા શુચિ મંત્ર કાંઈ,
ઝૂલો; નિહાળું તમમાંહિં સદા અદીઠું. ૭

કે કે યુગોથી કંઈ વેળ તમે મળંતાં,
અન્યોન્યથી અધિક સુન્દર બે ય થાતાં,
સૌન્દર્યપૂર્ણ, સુપ્રસન્ન, તમારી જોડી
સૌન્દર્યના સુખભરી પ્રસવંત શાતા. ૮

સૌન્દર્યચુંબક કંઈ ઉર ઊછળાવે,
–ગાંડો થતો ઉદધિ પૂનમચંદ્ર ભાળી–
હેલે ચડેલ ઉર, ત્રેમલ વર્ડઝવર્થે
ગાઈ કથા તમ, પ્રકાશભરી રસાળી. ૯

ગાઇ હશે કવિવરે કંઇ, કૈંક ગાશે;
સૌન્દર્યગાન રહી તોય જશે અધૂરાં.
ઝીલંત અર્ધ્ય સહુ કોમળ એ, તમારાં
વાધી રહો અધિક સુન્દરતા કુમારાં. ૧૦

સૌન્દર્યના અમરધામની રમ્ય ગાથા
મૂંગી કવંત, તમ જોડી ઝૂલો રૂપાળી;
ખૂંપેલ કાજળમહીં કદિ કો ઉરોમાં
સૌન્દર્યપ્રાપ્તિતણી પ્યાસ જગાડનારી! ૧૧

## ઉષા કનકથાળમાં —

ગોવિંદ સ્વામી

[પૃથ્વી]

ઉષા કનકથાળમાં સુભગ કંકુ સૌભાગ્યનું
લઈ નિજ સુભાગ્યનો દિપક નિત્ય પ્રજ્જવાળવા
પ્રભાત ફૂટતાં જ પૂર્વમહીં નિત્ય પાયોધરે.
અછન્ન નભમધ્ય તપ્ત રવિરાજના રાજતા
સુભવ્ય પગલાં પડે, ભર બપોર જ્યારે થતા.
અને સુભગ સંધિ સાંધ્ય સમયે રજે સ્વર્ણની
રસી રવિ વિદાય પૃથ્વીતણી રમ્ય લેઇ રહે.
ખીલ નમણી બાંકીરેખ નભગોખમાં ચંદ્રની.
અને દિનની બાંભીએ પ્રગટી શુક્રતારાકણી.
પળેપળ નવું નવું વસન રાત્રિરાણી ધરે;
સુખેથી સ્મિતપુષ્પશા ધવલ તારલાઓ ખરે.
દિને દિન નવા નવા પ્રકૃતિ રૂપ-રંગો ધરે.
અહો દિવસ—રાતશી નિયતિ, ચક્રમાળા ફરે !
અસંખ્ય ઉરથી શીળા પ્રકૃતિગીતસોતો ઝરે.

## પ્રદોષે

ગોવિંદ સ્વામી

[પૃથ્વી]

ઢીલાય નભતેજ : ક્લાંત દીસતો રવિ પશ્ચિમે
જતો વિરમવા; પળેક નવરંગી તારો વડે
ગૂંથી અલક સંધિકાની, શરમાળ મુગ્ધા સમી.
વિનમ્ર બની વેલી વૃક્ષ વળી આ લીલૂડી ધરો
દઈ રહી વિદાય સ્વારી રવિરાજની સાંજની
ચઢી, જલદ-પાલખી ડગુમગુ થતી દૂર જતી.
નિશા અભિનવા, થઈ મુદિત લેતી ઓવારણાં.
ભીડાય રવિના જતાં જગતતેજનાં બારણાં.
ખીલે પળપળે નવા ગગનગોખમાં તારલા :
ખચે નિજકિરીટમાં રજની કેટલા હીરલા !
શશાંક નભચોકમાં પ્રણય રંગરાગે ખીલે :
વિશુદ્ધ ઉરભાવથી રસદ છેડછાડો કરે :
વિલોલ નિજ નેત્રથી પ્રિય નિમંત્રણો પાઠવે.
યુવા હૃદયદમ્પતી પ્રણયરાગસ્તોત્રો સ્તવે.

# ઇટાલી શું કરશે?

ડુંગરશી ધરમશી સંપટ

ઇટાલીનો વિસ્તાર ૧,૧૯,૭૧૩ ચોરસ માઈલનો છે. ભૂમધ્ય સમુદ્રમાં તે લાંબા રાક્ષસની પેઠે સૂતો છે. એના કિનારાની લંબાઈ આસરે ૬૭૦ માઈલની છે. એની વસ્તી ૪,૧૧,૭૬,૬૭૧ ની સને ૧૯૩૧માં હતી. હમણાં સાડા ચાર કરોડ ઉપર હશે. પ્રજાનો ૯૯।। ટકા ભાગ રોમન કેથોલિક ખ્રિસ્તી ધર્મ પાળે છે. ચૌદ વરસનાં કિશોર અને કુમારિકા માટે શિક્ષણ ફરજિયાત છે. શારીરિક શિક્ષણ પણ ફરજિયાત છે. લશ્કરી શિક્ષણ પણ ફરજિયાત છે. ૬૦ લાખ બાળકો પ્રાથમિક શાળાઓમાં કેળવણી લે છે. કુલ શાળાઓની સંખ્યા ૧,૧૦,૦૦૦ની છે, અને શિક્ષકોની સંખ્યા ૧,૩૫,૦૦ છે. માધ્યમિક સ્કૂલો ૩૫૦૦ છે. તેમાં સવા બે લાખ વિદ્યાર્થીઓ અને દોઢ લાખ વિદ્યાર્થિનીઓ કેળવણી લે છે. યુનિવર્સિટીઓની સંખ્યા ૨૭ ની છે, તેમાં ૪૫૦૦ શિક્ષકો અને ૩૪૦૦૦ ગ્રેજ્યુએટો શીખે છે. વાણિજ્યની ૧૨ સ્કૂલોમાં ૧૦ હજાર વિદ્યાર્થીઓ શીખે છે. ખેતીની ૬ સ્કૂલોમાં ૧૦૦૦ વિદ્યાર્થીઓ શીખે છે. ૯ એન્જીનીઅરીંગ કૉલેજોમાં ૪૦૦૦ વિદ્યાર્થીઓ શીખે છે. એવી રીતે પશુ ચિકિત્સા, સ્થાપત્ય, હુન્નર, ઉદ્યોગ, લલિત કળાનાં અનેક શિક્ષણ મંડળો છે.

### રાજ્યબંધારણ, પેદાશ, ખર્ચ

રાજા વિકટર ઈમાન્યુએલ ૭૦ વરસની ઉંમરના છે. રાજ્યની નામની કુલ સત્તા એમના હાથમાં છે, પરંતુ સત્તા ફેસીસ્ટોની મહાન કાઉન્સિલના હાથમાં છે. પરંતુ તેની ખરી ચાવી સીનોર મુસોલિની ધરાવે છે. તે ઇટાલીનો સર્વસત્તાધીશ અને સર્વાધ્યક્ષ છે. એના સિવાય બીજા સર્વે પૂતળા જેવા છે. ઇટાલીની કુલ પેદાશ ૨૦ અબજ લીરાની છે. ઘણીખરી પેદાશ પ્રજા ઉપરના કરોથી મળે છે. ખર્ચ ૨૩ અબજ લીરા જેટલું છે. લગભગ ૩૫ ટકા ખર્ચ સૈન્ય, મનવારો અને વિમાનો પાછળ થાય છે ઇટાલી પાસે સોનાનો જથ્થો ઘણો થોડો છે. આથી એના ચલણની દેશપરદેશમાં ખાસ કિંમત નથી. ઇટાલીએ ઘણા દેશો સાથે વેપારી કરારો કર્યા છે. માલનો અદલોબદલો કરી ઇટાલી પોતાનું અર્થતંત્ર નીભાવે છે. એનું ઘણુંખરું કરજ દેશ અંદરનું છે. બહારનું જૂનું કરજ મૃતપ્રાય પડયું છે.

### ઇટાલીના હુન્નરઉદ્યોગો, ખેતી

ઇટાલીના કારીગરો કુશળ ગણાય છે. તેઓ મોટરો, હવાઈ વિમાનો સરસ બાંધે છે. આખા રાજ્યના બધા ઉદ્યોગો રાજ્યની દેખરેખ અને સલાહ મુજબ ચાલે છે. મુસોલિની રાજ્યાશ્રય અને ઉત્સાહ આપી પ્રજાને વધારે મોટા પ્રમાણમાં પાકી વસ્તુઓ બનાવવા ભગીરથ પ્રયત્નો કરે છે. આથી ઉદ્યોગોનો ખૂબ વિકાસ થયો છે. રાજ્યે મોટી રકમો ખર્ચી ખારી, પાણીથી ભરેલી, નદીઓના કિનારાની જમીન, સાગર કિનારાની જમીન, ખેતી લાયક બનાવી છે. આથી ઇટાલીમાં ખેતીની પેદાશ ઘણી વધી છે. એનો વેપાર

વધ્યો છે. દેશ પણ સાધારણ સમૃદ્ધ થયો છે. પરંતુ પ્રજાની આવકનો મોટો ભાગ, લગભગ ૭૫ થી ૮૦ ટકા, એક અથવા બીજી રીતે સરકારી ખજાનામાં જઈ સૈન્યની મજબૂતી કરવા અને દેશમાં સુધારા કરવા પાછળ ખર્ચાય છે. એટલે પ્રજામાં મોટા મૂડી-ધારીઓ કોઈક જ છે. રાજ્ય કે પ્રજા સમૃદ્ધિશાળી નથી પરંતુ બેકારી પણ બિલકુલ નથી. કામ કરો ને ખાઓ એવી વાત છે.

## ઈટાલીની યુદ્ધનીતિ

સીનોર મુસોલિનીએ ૨૦ વર્ષના ગાળામાં ઈટાલીને ત્રીજા નંબરની પંક્તિમાંથી પહેલા નંબરના રાજ્ય તરીકે સ્થાપ્યું છે. એની પરદેશનીતિ આક્રમણકારી છે. યુદ્ધ એ પ્રજાને બળવાન બનાવવાનું મુખ્ય સાધન છે એમ ફેસીસ્ટો માને છે. અહિંસા, સુલેહ, શાંતિ એ નામર્દોના ધર્મો મનાય છે. નબળી પ્રજાઓનો પરાજય કરી તેમને ચૂસવાનો હક્ક સમર્થ પ્રજાઓનો ઈશ્વરદત્ત હક્ક મનાયો છે. આથી સને ૧૯૨૨ ની સાલથી જ મુસોલિનીએ પોતાની પ્રજાના યુવકોને ફરજિયાત લશ્કરી તાલીમ આપવા માંડી છે. ઉત્સાહ આપીને અને સાધનો પૂરાં પાડીને પછાત ઈટાલિયન પ્રજાને એણે ખૂબ પાનો ચડાવીને શક્તિશાળી બનાવી છે. આજે યુવાનો લડવાને માટે ભારે હોંસ ધરાવે છે. વિમાનો, મનવારો, સબમરીનો અને ટેંકોનો મોટો વિકાસ કરાવી એણે પોતાના સૈન્યને આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ કરેલ છે. એની પાસે ૫૦ લાખ સૈનિકો તૈયાર છે. ચાર મોટી મનવારો દરેક દશ કરોડ રૂપિયાના ખર્ચે એણે તૈયાર કરી છે. નાની મનવારોનો કાફલો પણ કોઈથી ઊતરતો નથી.

## ઇટાલીની પરદેશનીતિ

ઈટાલીના મુસોલિનીની પરદેશનીતિ મહત્ત્વાકાંક્ષા ભરેલી છે. સમય આવે ગીધની પેઠે તૂટી પડવું, નીતિ અનીતિનો વિચાર યુદ્ધ વખતે કરવાનો હોય જ નહિ. શરૂઆતમાં એને ફ્રાન્સ સાથે મૈત્રી હતી. તેના સહકારથી એણે એબિસીનિયા લીધું. પરંતુ પ્રજાસંઘે તે માટે તેના ઉપર વેપારના અંકુશો મૂક્યા એટલે એણે ફ્રાન્સની મૈત્રી મૂકીને જર્મની સાથે મૈત્રી બાંધી. ઈટાલીને આજે ઘણાં વર્ષો થયાં અંગ્રેજો જોડે બનતું નથી. પરંતુ કૉમ્યુનિસ્ટ રશિયાને તો ઈટાલી અંતઃકરણથી ધિક્કારે છે. જર્મની સાથે ઈટાલીને પરસ્પર યુદ્ધ વખતે એકબીજાને મદદ આપવાની સંધિ છે. પરંતુ રશિયાએ ફીન્લેંડ ઉપર આક્રમણ કર્યું તેમાં જર્મનીએ તેને સહકાર આપ્યો તેથી ઈટાલી હજી સુધી જર્મનીની તરફેણમાં યુદ્ધમાં જોડાયું નથી. પરંતુ એની સર્વે દિલસોજી જર્મની તરફ છે. એણે યુદ્ધની મોટી તૈયારીઓ કરી છે. કઈ પળે જર્મનીની સાથે એ જોડાઈ જાય તે કહેવાય નહિ. મુસોલિની અત્યંત સ્વાર્થી છે. ફ્રાન્સ પાસેથી ઈટાલીને કોરસીકાનો બેટ અને ટયુનિશીઆનો મુલક જોઈએ છીએ. અંગ્રેજો એનાં વહાણો જર્મન કોલસો ભરીને લાવે છે તે અટકાવે છે એટલે એના ઉપર પણ એ ઉધાડો રોષ રાખે છે.

## ઇટાલીની નબળાઈઓ

ઈટાલીની ભૂમિ અથવા તો એની સંસ્થાનોની ભૂમિમાં કોલસો નથી. પેટ્રોલિયમ તેલ પણ નથી. જલવિદ્યુત પણ મોટા પ્રમાણમાં નથી. આથી ઉદ્યોગોના વિકાસ માટેની ખાસ જરૂરી મહત્ત્વની વસ્તુ

તેની પાસે નથી. એટલી જ મોટી અગત્ય ધરાવતું લોઢું પણ પરદેશોથી મંગાવવું પડે છે. આથી ઇટાલી પોતાના ઉદ્યોગોના વિકાસ માટે બીજા પ્રદેશો મેળવવા કોશીશ કરે છે. એને પોતાના માટે અનાજનો જથ્થો પણ પરદેશોથી મંગાવવો પડે છે. તેવી જ રીતે ઉદ્યોગો માટેની મુખ્ય કાચી વસ્તુઓ કપાસ, ઊન, ટીન અને રબર પણ પરદેશોથી મંગાવવાં પડે છે. એને દર વરસે ૭૦ થી ૮૦ લાખ ટન કોલસો જોઈતો હતો તે બધો પહેલાં અંગ્રેજો પૂરો પાડતા હતા. આજે જર્મની મુખ્ય ભાગે કોલસો આપે છે. તેમાં બ્રિટિશ મનવારો ઇટાલીની આગબોટોને રોકે છે. આથી ઇટાલીને ઇગ્લેંડ સામે છેડાવાનું કારણ મળ્યું છે.

ઇટાલી યુદ્ધમાં જોડાશે કે ?

ઇટાલી જર્મનીનું ભેરૂ છે. છેલ્લા દસ દિવસો થયાં એ કયારે જર્મનીને યુદ્ધમાં સહકાર આપે તે ઘડીઓ ગણાય છે. નોર્વેના આક્રમણ સમયે અંગ્રેજી કાફલો નોર્વેના સાગરમાં ભેગો મળી જર્મનીના કાફલાને હફાવતો હતો. એ સમયે ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલીનો કાફલો મિત્રરાજ્યોની વિરુદ્ધ હિલચાલ કરવા માંડયો. આથી ભૂમધ્ય સમુદ્રના મિત્રરાજ્યોના પ્રદેશોનું રક્ષણ કરવાની જરૂર ઊભી થઈ. કેટલીક અગવડો ભોગવીને પણ મિત્રરાજ્યોએ પોતાના કાફલાનો સારો ભાગ સુવેઝની નહેર પાસેના એલેકઝાંડ્રીઆ પાસે મૂક્યો છે. મુસોલિનીએ પોતાના સૈનિકોને મોકો આવ્યે તૈયાર થઈ રહેવા હાકલ કરી છે. મિત્રરાજ્યોની વિરુદ્ધ ઇટાલીનાં વર્તમાનપત્રો ખૂબ બખાળા કાઢે છે. વિદ્યાર્થીઓ પણ વિરોધી દેખાવો કરે છે. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે ઇટાલીને યુદ્ધમાં નહિ ઝંપલાવવાની વિનંતિ કરી છે. પણ તેણે તેનો કશો જવાબ આપ્યો નથી. ઇટાલીનાં સંસ્થાનો લીબીઆ અને એબિસીનિયા ઉપર આક્રમણ કરવા અંગ્રેજોએ ઇજિપ્તમાં સૈન્ય એકઠું કર્યું છે. કોઈ પણ પળે ઇટાલી જર્મનીના પડખે ઊભું રહેવાની વકી છે. એ નમતે છાબડે બેસી જાય છે.

યુરોપના નકશામાં થતો ફેરફાર

પંદર દિવસોમાં તો ડેન્માર્ક, લકસમ્બર્ગ, હોલાંડ, નોર્વે જર્મનીના હાથમાં આવી ગયાં છે. એટલા જલદીથી જર્મન સૈનિકો યંત્રકૂચ કરે છે કે નાનાનાના દેશો વાતવાતમાં વિજળીની ઝડપે જીતાઈ જાય છે. આ યુદ્ધને લીધે યુરોપનાં કુલ બાર રાજ્યોએ સ્વતંત્રતા ગુમાવી છે. દોઢ કરોડની વસ્તીવાળું ઝેકોસ્લોવેકીઆનું રાજ્ય ઓહિયાં થયું તે પહેલાં ઓસ્ટ્રીઆ હજમ થઈ ગયું હતું. એના પછી સાડાત્રણ કરોડની વસ્તીવાળું પોલાંડ હતું ન હતું થઈ ગયું. રશિયાએ લીથુનીઆ, લેટવીઆ, એસ્ટોનીઆ અને ફીન્લેંડના ઉપર પોતાનું ચક્રવર્તિપણું સ્થાપ્યું. પછી ડેન્માર્ક જેવા સુખી સમૃદ્ધ રાજ્યનો વારો આવ્યો. નોર્વેની તૈયારીઓ, એનો પાર્વતીય પ્રદેશ અને મિત્રરાજ્યોનું નાનું સૈન્ય એનું રક્ષણ કરી શકયાં નહિ. સ્વીડન નમી પડવાથી બચી ગયું. આલ્બેનીઆ ઇટાલીએ હજમ કરી ઠંગરીને પોતાના રક્ષણમાં લીધું. હોલાંડ પોતાના નીચા પ્રદેશો દિવાલો તોડી સમુદ્રના પાણીથી છલકાવી મૂકે તે પહેલાં તો હોલાંડને વાવટો નમાવવાનો સમય આવ્યો છે. જર્મન રોલર સૌને કચરતું આગળ દોડતું જાય છે. એ ભયાનક આસુરી યંત્ર છે.

બેલ્જીઅમનો વારો

બેલ્જીઅમને સને ૧૯૧૪–૧૭ના યુદ્ધનો અનુભવ હતો. એણે મેગીનોટ લાઈન જેવી

સબળ કિલ્લેબંધી બાંધી ભારે લશ્કરી તૈયારીઓ કરી હતી. સાડાત્રણ લાખનું એનું સૈન્ય આધુનિક શસ્ત્રાસ્ત્રોથી તૈયાર થઈ ઊભું હતું. જર્મન ભય એના ઉપર ૭ માસ થયા ગાજતો હતો. એણે પોતાનાં સર્વે સાધનો વાપરી તૈયારી કરી હતી. જર્મન આક્રમણ શરૂ થતાં જ મિત્રરાજ્યોએ પોતાનું સૈન્ય પણ એની મદદે મૂક્યું હતું. સૌના ધારવામાં હતું કે જર્મનીને અહીં આગળ વધવું મુશ્કેલ પડશે. બેલ્જીઅમનું લશ્કર એમનો સફળ સામનો કરશે. પરંતુ એ ધારણા ખોટી પડી છે. ભયંકર રાક્ષસની પેઠે જર્મન સૈન્ય આગળ ધસ્યું જ જાય છે. એક પછી એક શહેરો પડતાં જ જાય છે. આ રાક્ષસ હજી અટકી શક્યો નથી. મજબૂત કિલ્લેબંધીઓ, અનુભવી સૈન્યો અને આધુનિક શસ્ત્રાસ્ત્રોથી પણ એ અટક્યો નથી. ખાડીઓ, નદીઓ, પૂલો, નાના સમુદ્રો ઓળંગી એ દોડે છે. જે દેશમાંથી તે પસાર થાય છે તે દેશની સંસ્કૃતિ, સંપત્તિ અને માલમિલ્કતનો મોટો નાશ થાય છે. તે દેશનું અર્થતંત્ર આખું પરિવર્તનને પામે છે. એનાં સાધનો વિજેતા નીવડે છે. ડેન્માર્ક નમી ગયું તે બચી ગયું. બાકી હોલાંડ, બેલ્જીઅમ, નોર્વેના દેશો પાયમાલ થઈ ગયા છે.

## જર્મનો કેવી રીતે યુદ્ધ કરે છે?

જર્મનો વિદ્યુત, રસાયન, યંત્રશાસ્ત્ર અને લશ્કરી શાસ્ત્રાસ્ત્રોમાં નવી શોધો કરવા માટે આખા યુરોપમાં પ્રથમ પંક્તિ ધરાવે છે. એમની સબમરિનો સારી ગણાય છે. એમના વિમાની બળના ઉત્કૃષ્ટપણા માટે મિ. ચર્ચીલે પણ જાહેરાત કરી હતી. એની લોહચુંબકની સુરંગોને મિત્રરાજ્યોને હંફાવવાની જરૂર પડી હતી. હવે એમણે ભયાનક ટેંકો કાઢી છે. જર્મનો પ્રથમ શત્રુસૈન્ય ઉપર પોતાના વિમાનોના જુથના જુથ છોડે છે. હોલાંડ અને પોલાંડ ઉપર એવી જ રીતે આક્રમણ કર્યું હતું. આ વિમાનો એકસામટા શત્રુસૈન્ય ઉપર આક્રમણ કરે છે. એકસાથે હજારો બોંબગોળા વરસાવે છે. કિલ્લેબંધીઓને છિન્નભિન્ન કરે છે. શત્રુસૈન્ય ઉપર ગોળાઓનો વરસાદ પડતો હોવાથી તે ગભરાઈ જાય છે. આકાશમાંથી પડતા ગોળાઓ, એની તોપો, ટેંકો, મોટર ગાડીઓ, ખાઈઓ સર્વેનો નાશ કરી દે છે. નોર્વે અને હોલાંડમાં તો જર્મનીએ વિમાનની છત્રીઓ મારફતે સૈન્ય ઉતાર્યું હતું. એક છત્રી પચાસ અનુભવી અને આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ સૈનિકો ઉતારે છે. જો અનુકૂળ સ્થળ ન હોય તો છત્રી પાંચસો ફીટ ઊંચી ચડી ફરી બીજે ઠેકાણે સૈન્ય ઉતારે છે. આ સૈન્ય શત્રુઓની કિલ્લેબંધીઓને છતી લે છે. એના સૈન્ય ઉપર પાછળથી હલ્લો કરે છે.

## બેલ્જીઅમમાં કેવું યુદ્ધ ચાલે છે?

બેલ્જીઅમમાં જર્મનોએ સાત હજાર વિમાનો ભેગાં કરીને આક્રમણ શરૂ કર્યું. બેલ્જીઅમ પાસે માત્ર પાંચસો જેટલાં વિમાનો હતાં. પરંતુ મિત્રરાજ્યોનાં વિમાનોએ બેલ્જીઅમને સારી મદદ કરી. આથી દરરોજ મોટાં વિમાની યુદ્ધો થાય છે. દરરોજ ૨૫–૫૦ કે તેથી પણ વધારે વિમાનોનો સંહાર થાય છે. વિમાની મોટાં દંદ્વ યુદ્ધો ચાલુ રહ્યાં છે. મિત્રરાજ્યોના વિમાનોએ ખૂબ સાહસિકતા બતાવી છે. પરંતુ જર્મનીનાં વિમાનો વધારે સંખ્યામાં હોવાથી એમનો પરાજય થઈ શક્યો નથી. તે દરમ્યાન જર્મન સૈન્યો મોટરોમાં બેસી કલાકના એંશી માઈલની ઝડપથી આક્રમણ કરે છે. એક એક ડીવીઝન સાથે ચારસો જેટલી બખ્તરવાળી

ટેંકો હોય છે. ૭ તોપોવાળી મોટી ટેંકો અને નાની ટેંકોનો ઉપયોગ જર્મની કરે છે. એનો હલ્લો પ્રચંડ હોય છે. એનું આક્રમણ રાક્ષસી હોય છે. એનો ધસારો વિદ્યુત વેગે હોય છે. જર્મનીને પોતાના સૈન્યને સંહારાગ્નિમાં મોટી સંખ્યામાં હોમતાં ધ્રુજારી છૂટતી નથી. કોઈ પણ ભોગે તે આગળ વધવા માગે છે. ખર્ચાળ આક્રમણથી એ ડરતું નથી. શત્રુઓના સૈન્યની હરોળ તોડી એ એમને નસાડવા માંગે છે. એ બ્રસેલ્સ સુધી પહોંચ્યો જણાય છે.

જર્મનીના તરતના આદર્શો

જર્મનીએ બેલ્જીઅમના માર્ગે ફ્રાન્સમાં પ્રવેશ કર્યો છે. બ્રસેલ્સ લઈ લીધાના સમાચાર કાચાપાકા આવ્યા છે. અંગ્રેજી સૈન્ય પોતાની હાર સરખી કરવા માટે પાછળ હઠયું છે. ફ્રેંચોના સૈન્યના વિભાગને જર્મનીએ કેદ કર્યાનો દાવો મિત્રરાજ્યોનો રેડીઓ હસી કાઢે છે. હવે જર્મનીને પેરિસ ઉપર ધસારો કરવો છે. પેરિસ ખાલી થવાની અફવા છે. ગયા મહા-યુદ્ધમાં પેરિસ લેવાનો જર્મનીનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો હતો. આ યુદ્ધમાં પેરિસ લેવાના તેના કોડ છે. મિત્રરાજ્યો પ્રાણપણે મહેનત કરીને એનો ધસારો અટકાવવા કોશિષ કરે છે. હિટલરની આસુરી માયા હમણાં તો ખૂબ જોસમાં છે. એને કોઈ પણ રીતે અટકાવવા મિત્ર-રાજ્યોએ પોતાનાં તમામ સાધનોનો ઉપયોગ કરવા માંડ્યો છે. જર્મનીની આગળથી કરેલી તૈયારીઓ એને સફળતા અપાવે છે. હોલાંડથી અંગ્રેજી પ્રદેશ માત્ર ૮૦ માઈલ થાય એટલે અંગ્રેજી પ્રદેશ ઉપર જર્મનીનાં વિમાનો સંહાર વરસાવવા ઈચ્છે છે. મિત્રરાજ્યો આ આક્રમણ અટકાવી શકે તો એમને વિશેષ તૈયારીઓનો સમય મળે. જર્મની પોતાના રાક્ષસી બળથી થોડા મહિનાઓમાં આ યુદ્ધનો અંત આણવા ઈચ્છે છે. પરંતુ એને સાધનસંપન્ન મિત્રરાજ્યો સાથે કામ લેવાનું છે.

યુદ્ધમાં દરરોજ નવીન પરિવર્તનો થયે જ જાય છે.

તા. ૧૮—૫—૪૦





મહાનુભાવ પંથના સ્થાપક

# ચક્રધર સ્વામી

કોણ હતા અને ક્યારે થઇ ગયા ?

દુર્ગાશંકર કે૦ શાસ્ત્રી

મહાનુભાવ પંથનો વરાડમાં ઠીક ઠીક પ્રચાર હોવા છતાં કાંઇક એ પંથના અનુયાયીઓના બીજા બ્રાહ્મણધર્મીઓથી કેટલેક અંશે જુદા પડતા આચાર વ્યવહારથી, તો કાંઇક તેઓના ગ્રન્થો ગૂઢલિપિમાં હોવાના કારણથી, એ પંથ વિષે સાચી માહિતી હમણાં સુધી બહુ થોડી પ્રસિદ્ધ થઈ હતી.[1] મહારાષ્ટ્રીય પંડિતો પણ મહાનુભાવ સાહિત્યથી તથા મહારાષ્ટ્રીય સાહિત્યમાં એના સ્થાનથી વીસ વર્ષ પહેલાં લગભગ અજાણ હતા. પછી કૈ. વિ. લ. ભાવેએ શક ૧૮૪૬માં " મહારાષ્ટ્ર સારસ્વત આણિ મહાનુભાવ મહારાષ્ટ્ર ગ્રન્થાવલી, કવિકાવ્યસૂચિ " નામનો ગ્રન્થ પ્રગટ કરીને મહારાષ્ટ્રીય પદ્યરચનાના આદિ દષ્ટાનું માન શ્રી જ્ઞાનેશ્વર મહારાજને બદલે ' શિશુપાલવધ 'ના કર્તા શ્રી ભાનુભટ્ટ ઉર્ફે ભાસ્કર મહાનુભાવને આપ્યું તથા મહારાષ્ટ્રીય ગદ્યની પ્રથમ રચના એટલે મહાનુભાવ પંથનો લીલાચરિત્ર નામનો ગ્રન્થ એમ નક્કી કર્યું. ત્યારથી મહારાષ્ટ્ર સરસ્વતીના આશ્ચર્યચકિત ઉપાસકોની નજર મહાનુભાવીય વાઙ્મય તરફ વળી છે. અને એ વલણના ફળરૂપે જે અનેક સત્પ્રવૃત્તિઓ થઇ તેમાં શ્રી યશવંત ખુશાલ દેશપાંડે એમ. એ., એલએલ. બી. ઉર્ફે આપ્પાસાહેબ તેઓએ યવતમાલમાં સ્થાપેલો શારદાશ્રમ અને તે દ્વારા તેઓએ કરેલા મહાનુભાવીય સાહિત્યની સેવા પ્રધાનપણે ગણાવવા યોગ્ય છે.[2]

શ્રી. ચક્રધર સિદ્ધાન્તસૂત્ર નામનો એ સંપ્રદાયનો પ્રમાણભૂત ગણાય એવો ગ્રન્થ તથા ચક્રધર ચરિત્ર આદિ સાહિત્ય હવે પ્રગટ થવા માંડ્યું છે એટલે એ સંપ્રદાય ઉપર સારો પ્રકાશ પડવાની આશા રહે છે. પણ અહીં તો ચક્રધર સ્વામી અને તેના સમય ઉપર જ અલ્પ ચર્ચા કરવાની છે.

શ્રી બાલકૃષ્ણ શાસ્ત્રી કહે છે તેમ, કૈ. વિ. લ. ભાવેએ ચક્રધર સ્વામીની જન્મભૂમિ ભરૂચ, જ્ઞાતિ સામવેદી બ્રાહ્મણ અને તેની કારકીર્દિનો સમય શક ૧૦૭૫ થી ૧૧૯૪ એવો નિર્ણય આપ્યો હતો. પછી ૧૯૩૧માં શ્રી. ' હેમાદ્રિ ઉર્ફે હેમાડપંત ' નામનું પુસ્તક રા. કેશવ આપ્પા પાધ્યેએ છપાવ્યું છે. એ પુસ્તકમાં "શ્રી ચક્રધર ચરિત્રમાં જે વિશાલદેવનો ઉલ્લેખ છે તે અને ગુજરાતના વાઘેલા રાજા વીરધવલનો પુત્ર વિશલદેવ એક જ" એવું વાક્ય વાંચીને અમૃતસર ( પંજાબ )ના મહાનુભાવ પંથના મહંત મુકુંદરાજ આરાધ્ય એમણે પોતાના શ્રી ચક્રધર ચરિત્ર નામના ગ્રન્થની પ્રસ્તાવનામાં શ્રી ચક્રધર સ્વામીની જન્મભૂમિ

---

૧ મારા વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ ૧૯૯૫ની નવી આવૃત્તિ પૃ. ૩૧૨–૩૧૩ પર મરાઠી જ્ઞાનકોશ આદિ ઉપરથી જે માહિતી ઉતારી છે તેનો વિગતોવાળો વિસ્તાર અને કેટલીક વિશેષ સ્પષ્ટતા આ લેખમાં છે.

૨ એ શારદાશ્રમ તરફથી નીકળતા શારદાશ્રમ વાર્ષિકના પુષ્પ પાંચમામાં પ્રગટ થએલા શ્રી. બાલકૃષ્ણજી શાસ્ત્રીના એક લેખના આધારે ઉપરનો લેખ લખ્યો છે.

અણહિલવાડ પાટણ અને કારકીર્દિ શક ૧૧૩૧ થી ૧૧૯૬ અને જ્ઞાતિ સોલંકી રજપૂત એવો મત જાહેર કર્યો. અને એને અનુસરી પ્રો. વિ મ. કોલતે એમ. એ., એલએલ. બી. (અમરાવતી)-તેઓએ 'કિંગ એડવર્ડ કૉલેજ મેગેઝીન' (માર્ચ ૧૯૩૨)માં લખેલા 'મહાનુભાવ પંથ આણિ ત્યાંચે વાઙ્મય' નામના લેખમાં "ચક્રધર પોતે ક્ષત્રિયોના સોલંકી કુળમાં જન્મ્યા હતા" એમ લખ્યું છે. આ રીતે શ્રી ચક્રધર સ્વામીનાં જન્મસ્થાન, જાતિ અને સમય એ બધાંની બાબતમાં ગડબડ થયેલી જોઈને માહૂરના શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજી (પંજાબ યુનિવર્સિટી)એ, જુદે જુદે સ્થળે ભ્રમણ કરીને મહાનુભાવ પંથના મહંતો પાસેથી લીલાચરિત્ર ગ્રન્થની અનેક પોથીઓ મેળવી. અને તેનું સૂક્ષ્મદૃષ્ટિથી આમૂલાગ્ર વાચન કર્યું. તેનો પ્રત્યેક અક્ષર વિચારી જોયો. પછી પંથના મુખ્ય મુખ્ય મહંતો સાથે વિચારવિનિમય કર્યો. તેમ જ પંથ બહારના ઐતિહાસિક ગ્રન્થો માટે અમરાવતી, યવતમાલ, નાગપુર, પૂના ઇત્યાદિ સ્થળે ફરી સંસ્કૃત, મરાઠી, હિંદી, અંગ્રેજી ભાષામાં લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો વાંચી એક ટિપ્પણ તૈયાર કર્યું. રા. આપ્પાસાહેબ, રા. ભવાળકર, રા. નેને, રા. કોલતે, રા. વા. ના. દેશપાંડે, રા. ગ. હ. ખરે આદિ પ્રસિદ્ધ સંશોધકોને પોતાનું ટિપ્પણ બતાવીને તથા તેઓની સાથે ચર્ચા કર્યા પછી આ વિષય ઉપર એક નિબંધ તૈયાર કર્યો, જેનો કેટલોક ભાગ 'વિવિધ જ્ઞાન વિસ્તાર' ૧૯૩૨ના ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં છપાયો હતો અને તેમાંથી ચક્રધર સ્વામીનાં સ્થાન, જ્ઞાતિ અને સમય માટેનો ભાગ શારદાશ્રમ વાર્ષિકના પાંચમા પુષ્પમાં છપાયો છે.

શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીના પ્રસ્તુત લેખમાં લીલાચરિત્રમાંથી ઉપયુક્ત ઉતારા આપ્યા છે, જે સળંગ ઉતારવાની જરૂર નથી. પણ એનો સાર એ છે કે ભરૂચમાં મલ્લદેવ નામના રાજાનો વિશાલદેવ નામનો પ્રધાન હતો.[3] પ્રધાન વિશાલદેવની સ્ત્રીનું નામ માલ્હનબાઈ હતું. આ વિશાલદેવ અને માલ્હનબાઈથી હરિપાલદેવનો જન્મ થયો. તેઓ સામવેદી લાડ બ્રાહ્મણ હતા. આ હરિપાલદેવના જન્મ વિશે એવી કથા છે કે પ્રધાન વિશાલદેવને ઘણાં વર્ષ સુધી પુત્રસંતતિ થઈ ન હતી. પુત્રસંતતિ માટે તેણે પુષ્કળ દાન કર્યું પણ પુત્રમુખ-દર્શનનો સુયોગ આવ્યો નહિ. છેવટ તેઓ તીર્થયાત્રા માટે વારાણસી જવા નીકળ્યાં. રસ્તામાં દૈવયોગથી અવધૂત વેશમાં ફરતા શ્રી દત્તાત્રેયનાં દર્શન થયાં. વિશાળદેવે દત્તાત્રેયની પૂજા કરી તેની પાસે પુત્રનું વરદાન માગ્યું, જે દત્તાત્રેયે આપ્યું. અને તે પછી તેને પુત્ર થયો જેનું નામ હરિપાળદેવ રાખ્યું. અલ્પ વયમાં જ હરિપાળદેવ ભણીગણીને વિદ્વાન થયા. અને તેનું કમળાબાઈ નામની એક બાઈ સાથે લગ્ન કરવામાં આવ્યું.

---

૩. જુઓ લીલાચરિત્રમાંથી નીચેનાં વચનો:

सर्वज्ञे मणितलें वाइ, भरवसा क्षेत्री मल्लदेव राजा; त्याचा प्रधान विशालदेवतो सामग ब्राह्मग लाडदेशीया चा मग मल्लदेवरायें सर्व विशालदेवासि राज्य दिधलें विशाळदेवासिही पुत्र नाहीं मग हरिपाळदेव बहुतां न वासियां आला प्रधानें वेदविदांचिनें वचनें पुत्राकारणें बहुत धर्म केले, परिपुत्र न व्हेची, मग वाराणसी निगाला, मार्गी अवधूतवेषें, श्री दत्तात्रय प्रभु भेटले, त्यांतें प्रधानें पुजिलें, पुत्राचे विनविले, मग श्री दत्तात्रय प्रभु प्रधानास वरप्रदान दिधलें, तैसेचि प्रधानाचिये राणियेसि गर्भाधान जालें, नव मास भरले, पुत्र जाला, प्रधानें पुत्रासि हरिपाळदेव ऐसें नांव ठेविलें.

હવે ભરૂચના મલ્લદેવ રાજાને પુત્ર ન હતો. તેણે વડવાના સિન્ધુરાજાના બન્ધુ સોહડિ (સિંહ)ને દત્તક પુત્ર લીધો હતો. પણ દૈવયોગથી દત્તકપુત્ર નાની ઉંમરનો હતો ત્યાં જ મલ્લદેવ રાજાનું મરણ થયું, અને મરતી વખતે મલ્લદેવ રાજાએ એ દત્તકપુત્રની તથા રાજ્યની પ્રધાન વિશાળદેવને સોંપણી કરી. એટલે દત્તક મોટો થતાં સુધી વિશાળદેવ જ ભરૂચનો રાજ્યકારભાર ચલાવતા હતા. એ અરસામાં શક ૧૧૩૮માં ભરૂચ ઉપર દેવગિરિના યાદવરાજા સિંઘણે ચડાઈ કરી. એ ચડાઈ વખતે તેના સૈન્યના સેનાધિપતિ તરીકે જગળદેવ (જગદેવળ), વીઝદેવ (વીચિદેવ), અને માયીદેવ હતા. હરિપાળદેવનું આયુષ્ય ત્યારે બાવીશ વર્ષનું હતું. સોહડિ હજી બાળક હતો. વિશાળદેવે સિંઘણના લશ્કર સામે લડવા માટે પોતાનું સઘળું સૈન્ય મોકલ્યું. પહેલાં વિશાળદેવનું સૈન્ય હારી ગયું. પણ હરિપાળદેવે વીરતાથી શત્રુ સામે ટક્કર લીધી અને સિંઘણના સૈન્યને પાછા ભાગી દેવગિરિ ભેગું થવું પડયું. હરિપાળદેવ તેની પાછળ પડયા. છેવટ બે વચ્ચે સંધિ થઈ. પણ બે વર્ષ શાંતિનાં ગયા પછી, પ્રધાનપુત્રને ૨૫ વર્ષ થયાં હતાં ત્યારે, સિંઘણે ફરી ગુજરાત ઉપર ચડાઈ કરી. એ લડાઈમાં પણ હરિપાળદેવે ભાગ લીધો પણ તેમાં પોતે ઘાયલ થયા. અને પાછળથી માંદા પડીને એમનું શરીર પડી ગયું[૪]. પછી અંત્ય સંસ્કાર માટે તેનો દેહ સ્મશાનમાં લઈ જવામાં આવ્યો. ચિતા ઉપર શરીર મૂકી જ્યાં અગ્નિ મૂકયો ત્યાં તો અચિન્ત્ય અને અનન્તશક્તિ ભગવાને તેના દેહમાં પ્રવેશ કર્યો અને શરીર પાછું સજીવ થયું. આ બનાવની નોંધ લીલાચરિત્રમાં નીચેના શબ્દોમાં મળે છેઃ—

"विक्रम संवत्सरीं भाद्रपदमासि शुक्लपक्षीं बीजेसि शुक्रवारीं एणें पुर स्वीकारिलें"

શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીજીએ ઉપર કહેલા લેખમાં અહીં ઉતારેલાં વચનોવાળી લીલાચરિત્રની પોથીનાં પાનાંનો ફોટોબ્લૉક પણ છાપ્યો છે. અને લીલાચરિત્રની ગૂઢ ભાષા સમજવાની ચાવી પણ આપી છે. પણ એ ઊંડાણમાં આપણે અહીં ઊતરવાની જરૂર નથી. છતાં લીલાચરિત્રની ભાષા પણ ભાષાદૃષ્ટિએ જોવા જેવી છે.

લીલાચરિત્રમાં ભરૂચના રાજાના પ્રધાનના પુત્ર હરિપાળદેવના જન્મની તારીખ આપી નથી પણ ગુજરાત ઉપર સિંઘણની ચડાઈનું વર્ણન આપ્યું છે. અને એ વર્ણન પ્રસિદ્ધ ઐતિહાસિક બનાવને લગતું[૫] હોવાથી એની મદદથી શ્રી બાલકૃષ્ણ શાસ્ત્રીજીએ હરિપાળ-

૪. ઉપરનો વૃત્તાન્ત લીલાચરિત્રનાં નીચેનાં વચનોમાં મળે છેઃ

मग हरिपाळदेव थोर जाला पदों घातल्या, तो महाप्रतापिया धीरवीर ऐसा जाला, त्या चा विवाहो केला तयासि वर्षे बावीस भरली, तंव सिंगणरायाने कटक गुर्जरावरि चालिलें, जगळदेवो, वीझदेवो, मायीदेवो हे पाठविले, सिंगणचेनि दळें प्रधानाचे दळ भंगिलें, मग प्रधानपुत्रें कटकाचि थाटणी मांडिली मग जगळदेवासि वीझदेवासि युद्ध केलें ते प्रधानपुत्रें भंगिलें; तो दळें चसवीत ऐसां पुर येंहीं गेला मग सिंगणें शिष्टाई केली सांडें भाषिनलें वाड़ें कुमरासि पंचवीस वर्षे भरली, मग परचक्र चालिलें तें बांदि पडिली नियें रागयीं भरचगीं गुजराते प्रधान पुत्रासि रानतांच निग करीं एकी दना जाली होनि तेणें तया प्रधान पुत्राचे देह गेले होते.

૫. સિંઘણની ગુજરાત ઉપરની ચડાઈની ઐતિહાસિક નોંધ માટે જુઓ મારો 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' વિભાગ ૨ પૃ. ૩૬૬ થી ૩૭૮.

દેવના જન્મની તથા તેના દેહત્યાગ પછી તેના શરીરમાં ભગવાને પરકાયાપ્રવેશ કરીને તેને પુનર્જીવન આપ્યું એ બનાવની તારીખ નીચે પ્રમાણે નક્કી કરી છે.

મેં મારા ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ વિભાગ ૨જા (પૃ. ૩૭૬ થી ૩૭૮)માં લખ્યું છે તેમ, દેવગિરિના યાદવ રાજા સિંઘણની ગુજરાત ઉપર વિ. સં. ૧૨૬૭ થી ૧૨૯૭ વચ્ચે બારેક ચડાઈ થઈ હોવાનો સંભવ છે. અને લીલાચરિત્રમાં એ વખતે ભરૂચમાં સિંધુરાજનો બંધુ સિહડિ કે સિંહ બાળરાજા હોવાનું લખ્યું છે તે ગુજરાતના પ્રબંધોમાંથી જે ઐતિહાસિક માહિતી મળે છે તેને પ્રતિકૂળ નથી. છતાં થોડો વિસંવાદ છે તે આ 'લીલાચરિત્ર' તદ્દન જુદા જ પ્રકારનો સ્વતંત્ર પુરાવો હોવાથી અહીં નોંધવો આવશ્યક છે. પહેલું તો ભરૂચમાં મલ્લદેવ નામનો રાજા હોવાનું કે તેનો વિશાલદેવ પ્રધાન હોવાનું બીજાં ઐતિહાસિક સાધનોથી આપણે જાણતા નથી. પણ સિંધુરાજ અને તેનો ભાઈ સિંહ બેયનો ઉલ્લેખ ગુજરાતના પ્રબંધોમાં મળે છે.[૬] પણ પ્રબંધોનાં કથનો પ્રમાણે દેવગિરિના સિંઘણની ચડાઈ વખતે ભરૂચમાં સિન્ધુરાજનાં ભાઈ સિંહનું નહિ પણ સિંધુરાજના પુત્ર શંખ ઉર્ફે સંગ્રામસિંહનું રાજ્ય હતું. અને એ ચોહાણ વંશી હતો. પણ લીલાચરિત્ર ધાર્મિક ગ્રંથ હોઈને એમાં ઐતિહાસિક હકીકત ચોકસાઈથી નોંધાઈ ન હોય એ સંભવિત છે.

પણ શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીએ ગુજરાતના ઇતિહાસની આ હકીકતનું પોતાને પ્રયોજન ન હોવાથી તેની ઉપેક્ષા કરી કેવળ સિંઘણની ચડાઈની વાતનો જ ચક્રધરના સમયનિર્ણય માટે આધાર લીધો છે. શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રીએ સિંઘણની બે ચડાઈની જ નોંધ કરી છે. અને 'હેમાદ્રિયા ચે ચરિત્ર'[૭] નામના શ્રી. ગ. હ. ખરેના ઈ. સ. ૧૯૩૦માં છપાયેલા પુસ્તકના આધારે શક ૧૧૩૮ (વિ. સં. ૧૨૭૩)માં સિંઘણે ભરૂચ ઉપર પહેલી ચડાઈ કરી ત્યારે લીલાચરિત્રને આધારે હરિપાળદેવની ઉંમર બાવીશ વર્ષની હતી માટે એમનો જન્મ શક ૧૧૧૬માં થયો હતો. અને તે પછી ત્રણ વર્ષે બીજી ચડાઈ થઈ છે, અને 'વિક્રમ સંવત્સર'માં હરિપાળદેવના શરીરમાં ભગવાને પરકાયાપ્રવેશ કર્યો એમ લીલાચરિત્રમાં લખ્યું છે તે વિક્રમ સંવત્સર શક ૧૧૪૨માં આવે છે માટે શક ૧૧૪૨માં હરિપાલદેવના શરીરમાં ચક્રધર સ્વામી (ભગવાન)નો પ્રાદુર્ભાવ થયો એવો શ્રી. બાલકૃષ્ણ શાસ્ત્રી નિર્ણય કરે છે.

હવે હેમાદ્રિયા ચે ચરિત્ર માં જેનો આધાર લેવામાં આવ્યો છે તે આંબેગાવનો શિલાલેખ શક ૧૧૫૦માં કોતરાયો છે. એટલે સિંઘણની ચડાઈ એ પહેલાં તો ખરી જ. પણ તેની ચોકસ સાલ એ લેખમાં કે અન્યત્ર મળતી નથી. એ સ્થિતિમાં લીલાચરિત્રનાં વચનો સાથે સિંઘણની ચડાઈનો મેળ કરીને શ્રી બાલકૃષ્ણ શાસ્ત્રીએ શક ૧૧૩૮ તથા ૧૧૪૧માં ચડાઈઓ થઈ હોવાનો જે તર્ક કર્યો છે તેને સંભવિત માનવામાં વાંધો નથી.

બીજું, પરકાયાપ્રવેશના કે ભગવાને જાતે પરકાયાપ્રવેશ કર્યાના ચમત્કારને માન્યા વગર પણ મૃત લાગતા શરીરમાં અમુક વખત પછી ચેતન દેખાવા માંડે એવું ઘણીવાર બને છે. એટલે એ માનવામાં પણ વાંધો નથી.

---

૬. જુઓ 'વસંતવિલાસ' સ. ૫, શ્લોક ૧૬ તથા ૪૭. કી. કૌ. સ. ૫, શ્લોક ૧. હમ્મીરમદ મર્દન અં. ૧ પૃ. ૫ અ. ૨ પૃ. ૨૧, વગેરે તથા ગુ. મ. રા. ઇ. વિ. ભા. ૨ પૃ. ૩૭૪ ટિ. ૨

૭. આ હેમાદ્રિયા ચે ચરિત્રનો ઉલ્લેખ મારા ગુ. મ. રા. ઇ. વિ. ૨ પૃ. ૩૭૬ ટિ. ૨ તથા પૃ. ૩૭૭ ટિ. ૪માં ઉલ્લેખ કર્યો છે.

હવે હરિપાળદેવનું પછી શું થયું તે જોઈએ. શ્રી બાલકૃષ્ણ શાસ્ત્રી કહે છે કે શક ૧૧૪૨માં ઉપર પ્રમાણે હરિપાળદેવના શરીરમાં ચક્રધર સ્વામીનો પ્રવેશ થયો હોવાથી એ સાલમાં જ ચક્રધર સ્વામીનો ઉદય થયો એમ માનવું જોઈએ.

પરકાયાપ્રવેશ પછી બે વર્ષ સુધી હરિપાળદેવે (શ્રી ચક્રધર સ્વામીએ) ભરૂચમાં નિવાસ કર્યો. તે અરસામાં તેને તેની પત્ની કમળાબાઈથી મહીપાળદેવ નામે એક પુત્ર થયો. પછી શક ૧૧૪૪માં હરિપાળદેવે પોતાનું અવતારકૃત્ય પૂરું કરવા માટે રામયાત્રા નિમિત્તે ગૃહત્યાગ કર્યો પણ રામટેક ન જતાં ઋદ્ધિપુર શ્રી ગોવિન્દપ્રભુ પાસે ગયા. આ ગોવિંદ પ્રભુ અવતારી પુરુષ હતા અને તેણે હરિપાળદેવને શ્રી. ચક્રધર નામ આપ્યું. ગોવિંદ પ્રભુ પાસેથી શ્રી ચક્રધર સ્વામીએ જ્ઞાનનો સ્વીકાર કર્યો. અને પછી સાતપુડા પર્વત ઉપર બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી. પછી પાંત્રીસ વર્ષ મહારાષ્ટ્રની વસ્તીનું અવલોકન કરતાં કાઢ્યાં. આ પાંત્રીસ વર્ષ દરમિયાન કન્હરદેવ અને મહાદેવ નામના દેવગિરિના યાદવ રાજાઓએ સ્વામીજીનાં દર્શન કર્યાં હતાં.[૮] સ્વામી વરંગલ હતા ત્યારે રાજા પ્રતાપરુદ્રને પણ મળ્યા હતા, જેનો ઉલ્લેખ લીલાચરિત્રમાં છે :—

सर्वज्ञें भणितलें; पूर्वीं आंध्रदेशीं क्रीडतां एकवेळ हे वोरंगला गेले होते तिये वोरंगला नगरी चाराचो; तया नांव प्रतापरुद्र.

હવે વરંગળના તે સમયના રાજાઓમાં પ્રતાપરુદ્રદેવ નામના બે રાજાઓ થઈ ગયા છે. તેમાં પ્રતાપરુદ્ર પહેલો ઈ. સ. ૧૧૬૩માં ગાદી ઉપર હતો એટલે એ તો ચક્રધર સ્વામીનો સમકાલીન હોય નહિ. બીજો પ્રતાપરુદ્રદેવ (શક ૧૨૧૬) ઈ. સ. ૧૨૯૪માં ગાદી ઉપર હતો એવો પુરાવો છે, પણ તેની પહેલાં રુદ્રામ્માદેવી છેક ઈ. સ. ૧૨૫૭ (શક ૧૧૭૯)માં ગાદી ઉપર હતાં. એ જોતાં શક ૧૧૯૪માં ચક્રધર સ્વામીના બદરીનારાયણ-ગમન પહેલાં તેઓ પ્રતાપરુદ્રદેવ બીજાને મળ્યા હોય એ સંભવિત છે.

પછી ચક્રધર સ્વામીએ પૈઠણમાં સંન્યાસદીક્ષા લીધી. ગ્રન્થ સ્થાપનાનો પાયો નાખ્યો અને જનતામાં ઈશ્વરની અનન્ય ભક્તિના માર્ગનો પ્રચાર કર્યો.

છેવટ પટ્ટશિષ્ય શ્રી નાગદેવને આચાર્યપદે સ્થાપી શક ૧૧૯૪માં ચક્રધર સ્વામીએ બદરીકાશ્રમ તરફ પ્રયાણ કર્યું.

ઉપર લીલાચરિત્રના આધારે શ્રી ચક્રધર સ્વામીનો સમય શક ૧૧૪૨ થી ૧૧૯૪, અને તેઓ જન્મે ભરૂચના સામવેદી બ્રાહ્મણ એવો જે નિર્ણય શ્રી બાલકૃષ્ણ શાસ્ત્રીજી કરે છે તે યથાર્થ માનવામાં મારા મતે વાંધો નથી.

---

૮. ઉપર ગુજરાત ઉપર ચઢાઈ કરનાર જે સિંઘણ કે સિંહણનો ઉલ્લેખ કર્યો છે. તેની પછી ગાદી ઉપર આવેલા કૃષ્ણ (વિ. સં. ૧૩૦૩ થી ૧૩૧૮) અને મહાદેવ (૧૩૧૮ થી ૧૩૨૭) તે ઉપરના કન્હર અને મહાદેવથી ઉદ્દિષ્ટ છે. (જુઓ મારા ગુ. ગ્રા. ઈ. વિ. ૨ પૃ. ૪૦૧ માં વંશાવળી)

# રામવનવાસ

[ એક ચર્ચાનો ઉત્તર ]

રતિલાલ મોહનલાલ ત્રિવેદી બી. એ.

**શ્રી**યુત રામનારાયણ વિશ્વનાથ પાઠકે વર્તમાન ગૂજરાતી સાહિત્યમાં એક ઊંચા પ્રકારના વિવેચક તરીકે, સુશ્લિષ્ટ વાર્તાઓના લેખક તરીકે અને કવિ તરીકે ઘણી સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે એટલે વાચકને તેમનો વિશેષ પરિચય કરાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. શ્રીયુત પાઠકનું માનસ બહુ અંશે યુક્તિપ્રધાન ( logical ) હોવાથી આપણા સાહિત્યમાં તેમણે કેટલીક ઉપયોગી અને બોધપ્રદ ચર્ચાઓ પણ વિશદતાથી કરી છે. શ્રીયુત રામનારાયણ બહુશ્રુત વિદ્વાન છે, વિવિધ વિષયોમાં રસ લે છે અને વિશેષ કરીને સાહિત્યચર્ચા વગેરેમાં જોઇ વિચારીને પગલું ભરે છે. જીવનમાં અને સાહિત્યમાં કોઇ વિશિષ્ટ દૃષ્ટિથી ઉન્નત બનેલું પગલું માંડવું એવી ' પ્રસ્થાન ' પત્રની અને 'પ્રસ્થાન'કાર રામનારાયણની નીતિ વર્ષો થયાં જાહેર થએલી છે. હમણાં જ ' પ્રસ્થાન 'ના ચૈત્રના અંકમાં તેમણે ' વિવેચનના મુદ્દાઓની ટૂંકી પણ છૂટી ચર્ચા, સરલ શૈલીમાં ' આરંભી છે અને એના પહેલા મણકામાં ' રામવનવાસ 'નો લોકપ્રિય પ્રસંગ ચર્ચ્યો છે. આ ચર્ચા રસ-વિવેચનનો અને રસોપભોગનો એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત કરે છે. શ્રીયુત પાઠકે જે દૃષ્ટિએ ભવભૂતિને સમજવા યત્ન કર્યો છે તે કરતાં મારી દૃષ્ટિ ભિન્ન હોવાથી અત્રે એની સવિસ્તર નોંધ મેં ઉપયોગી માની છે.

શ્રીયુત રામનારાયણ મહાકવિ વાલ્મીકિના રામાયણમાંના ' રામવનવાસ 'ના પ્રસંગની ચર્ચાના આરંભમાં જ જણાવે છે કે *' એક રહસ્ય જે સામાન્ય રીતે ઘણાના ધ્યાનમાં* હોતું નથી તે એ છે કે તે સમયે વનવાસજીવનમાં બ્રહ્મચર્ય પણ આવી જતું.' આ મુદ્દો તેઓ સ્પષ્ટતાથી રજુ કરે છે અને એના સમર્થનમાં ' અયોધ્યાકાંડ 'માંથી ' સીતા રામ સાથે વનમાં જવાનો આગ્રહ કરે છે ' તે સમયે તેણે ઉચ્ચારેલો શ્લોક સંભારે છે:--

शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी ।
सह रंस्ये त्वया वीर वनेषु मधुगन्धिषु ॥

એટલે ' નિત્ય તારી સેવા કરતી, નિયમમાં રહેતી, બ્રહ્મચર્ય પાળતી હું, હે વીર ! મધુગન્ધિ વનોમાં તારી સાથે રમીશ.' શ્રીયુત પાઠક કહે છે તેમ, ' રમીશ 'નો અર્થ અહીં બ્રહ્મચર્યથી વિરોધી કરવાનો નથી. રામાયણમાં રામ લક્ષ્મણ સીતા ત્રણેયના સંબંધમાં આ ક્રિયાપદ ' હર્ષ પામવો ' 'ગમવું' એના જેવા અર્થમાં આવે છે.'

આગળ ચાલતાં શ્રીયુત પાઠક જણાવે છે કે ' ઉત્તરરામચરિત 'માં ભવભૂતિને આ માલુમ હશે: અને એ નાટકના પહેલા અંકમાંથી ' ચિત્રદર્શન 'ના પ્રસંગનો એક શ્લોક તેઓ રજુ કરે છે:—

पुत्रसंक्रान्तलक्ष्मीकैर्यद्वृद्धैरिक्ष्वाकुभिर्धृतम् ।
धृतं बाल्ये तदार्येण पुण्यमारण्यकव्रतम् ॥

'પુત્રને રાજ્ય સોંપીને જે વૃદ્ધેક્ષ્વાકુએ ધર્યું,
આર્યે તે આ ધર્યું બાલ્યે, પુણ્ય આરણ્યકવ્રત.'[1]

શ્રીયુત રામનારાયણ જણાવે છે તેમ, 'વૃદ્ધ રાઘવો વાનપ્રસ્થ થતા તેને અહીં નિર્દેશ છે. અને વાનપ્રસ્થમાં બ્રહ્મચર્ય આવે છે.' અહીં સુધી મને સઘળું બરાબર લાગે છે.

પરંતુ, જ્યારે શ્રી. રામનારાયણભાઈ ભવભૂતિમાંથી નીચેનો શ્લોકઃ

અડોઅડ કપોલ લાગી રહેલ,
મન્દ અતિમન્દ શી ધૂનિ મચેલ,
નહિ પૂર્વાપર કાંઈ ગણેલ,
મુખે કાંઈ એમ લવંતા ગેલ;
આલિંગન અશિથિલથી લપટી કર એકેક;
રમત ગમતમાં એમ ન જાણ્યો પ્રહર જતો નિશ એક,
છેક નિશ થાકી વિરામી જાય.[2]

ટાંકે છે અને ઉમેરે છે કે 'ખાસ કરીને આ શ્લોકનું ચિત્ર તેમજ એના ઉપર ટાંકેલા પુષ્પસંક્રાન્ત શ્લોકની આસપાસ રામસીતાનાં વનવાસનાં જે સંસ્મરણો આપવામાં આવ્યાં છે તે ચિત્રો 'બ્રહ્મચર્ય પાળતાં દંપતીનાં ગણી શકાય એવાં નથી,' ત્યારે તેમની સાથે સંમત થઈ શકાતું નથી. વળી, આટલેથી જ ન અટકતાં તેઓ જોરથી કહે છે કે 'એ કવિનો પ્રમાદ જ ગણવો જોઈએ. એ ચિત્રો ઉત્તમ પ્રકારના શૃંગારનાં છે છતાં તે બ્રહ્મચર્ય સાથે તો સંગત નથી જ જણાતાં.'

આ નિશ્ચયાત્મક વિધાનના ઉત્તરમાં કહેવું જોઈએ કે આમાં મને ભવભૂતિનો બિલકુલ પ્રમાદ હોય તેમ જણાતું નથી. અલબત્ત, રામાયણના પવિત્ર અને ઉજ્જ્વલ ચિત્ર (શુર્પણખા વગેરેમાં મૂર્તિમન્ત થતું) થી ભવભૂતિનું ચિત્ર કાંઈક જુદું અને સહેજ ઊતરતું પણ ગણી શકાય. પરંતુ એ મૂળ ચિત્રની બ્રહ્મચર્યની ભાવનાની સાથે લેશ પણ અસંગત નથી, એમાં એ ભાવનાનું વિસ્મરણ નથી. રામ અને સીતાનો હૃદયયોગ અનન્યસાધારણ છે, અપૂર્વ છે. ભવભૂતિના રામચન્દ્ર પણ કોઈ અપૂર્વ 'ગંભીરરસ શૃંગાર'ની પ્રતિમા છે. એ શૃંગારના વર્ણનમાં રામચન્દ્રના પાત્રની ભવ્યતા ઓછી થતી નથી તેમ જ સીતાની પવિત્રતાની સુન્દરતામાં સહેજ પણ ઊણપ આવતી નથી. રામચન્દ્રની મહાપુરુષતા અને ભવ્યતાની સાથે સાથે રસનું સનાતન સત્ય સાચવનાર કવિ ભવભૂતિને કાંઈક ઊંડી અને ઉદાર દૃષ્ટિથી અવલોકવાની જરૂર રહે છે.

પ્રથમ તો ભવભૂતિના રામચન્દ્ર અને સીતાના અનન્ય હૃદયયોગને સમજવામાં રામચન્દ્રનું લોકાભિરામ સ્વરૂપ[3] ધ્યાનમાં રાખવું જોઈએ. પતિપત્નીના હૃદયના 'અલૌકિક સંનિકર્ષ'ને સમજવામાં સંયમ અને આનન્દ એક બીજામાં કેટલા ઓતપ્રોત થઈ જાય છે એ અવસ્થા અપાર સમભાવ દ્વારા જ અનુભવાય એવી છે. રામચન્દ્રના ચારિત્રની સમૃદ્ધિ સમજાય, એના હૃદયની ઉદાત્તતા પ્રકટ કરી શકાય, સીતાનું નિર્દોષ સૌન્દર્ય નિરખી શકાય

૧ સ્વ. મણિલાલનું ભાષાન્તર.

૨ 'કિમપિ કિમપિ મન્દં...' ઇત્યાદિ પંક્તિઓનું સ્વ. મણિલાલનું આખું ભાષાન્તર સગવડ ખાતર ઉતાર્યું છે.

અને સાથે સાથે ઉભયનું લીલાસ્વરૂપ વર્ણવી શકાય એવી વિરલ શક્તિ ભવભૂતિની અમર કલાએ પ્રાપ્ત કરી છે.

શ્રીયુત પાઠકે ટાંકેલો 'અડોઅડ કપોલ લાગી રહેલ' શ્લોક કાંઈક ઝીણવટથી તપાસીએ. ટીકાકાર વીરરાઘવ અને દશરૂપકના કર્તાને અનુસરીને આમાં સંભોગ શૃંગારનું વર્ણન છે એમ શ્રી. રામનારાયણ સમજે છે અને ભવભૂતિ રામસીતાનું બ્રહ્મચર્યવ્રત વીસરી ગયો એમ એમને જણાય છે. વળી ભવભૂતિ 'એક ભાવમાં તણાઈ જાય એવો કવિ છે, અને તેનાથી આ પ્રમાદ થઈ ગયો હોય' એમ પણ તેઓ કહે છે.

માનવહૃદયમાં રહેલી પ્રેમવૃત્તિને ભવભૂતિ કેટલી પિછાને છે અને પરાકાષ્ટાએ પહોંચાડે છે તેનું ભાન આપણને થાય તો દેશ કાલ અને કાર્યકારણની સંકલનાથી પર એવું આ શ્લોકમાં દોરેલું દમ્પતીના સનાતન અદ્વૈતનું ચિત્ર આપણી સમજણમાં કાંઈક ઊતરી શકે. જે 'अद्वैत'[3] નું થોડાક શ્લોકો પછી વર્ણન કરવામાં આવ્યું છે તે જ 'અદ્વૈતાનુભવ' 'અડોઅડ કપોલ લાગી રહેલ' વગેરે પંક્તિઓમાં પણ દર્શન દે છે. જ્યાં કાલની મર્યાદા નથી, જ્યાં સ્થળની સીમા નથી, જ્યાં કાર્યકારણનો કોઈપણ ક્રમ (जलतोक्रमेण) નથી, પરંતુ જ્યાં માત્ર આનન્દસમાધિ જ પ્રવર્તે છે—અદ્વૈતરસસાગર જ વહે છે તે આધ્યાત્મિક અવસ્થાને કોઈ અનિર્વચનીય અપૂર્વ સર્વોત્તમ શૃંગારની અવસ્થા કહેવી હોય તો જરૂર કહી શકાય તેમ છે. પરંતુ સામાન્ય સંભોગ શૃંગારમાં રતિ હોય છે તેવી રતિ અત્રે નથી. એમાં રહેલું ગાઢ આલિંગન (अशिथिलपरिरम्भ) અપૂર્વ પ્રેમનું છે. એમાં ક્યાંઈએ વિષયવૃત્તિનો અંશ પણ નથી, કામનો આવેશ નથી, બ્રહ્મચર્યવ્રતનો ભંગ નથી. એ અવસ્થામાં પરમ પ્રેમની સંપૂર્ણ શાન્તિ છે, કોઈ અલૌકિક આનન્દ છે, કોઈ અદ્ભુત સ્વસ્થતા છે. આ કોઈ વિરલ આધ્યાત્મિક રસની અપૂર્વ અવસ્થા છે. એમાં આ સ્થૂલ જગતને ભેદી એની પાર રહેલું સ્ત્રી–પુરુષના રસસંબન્ધનું સત્ય અને વિશુદ્ધિનું જગત ભવભૂતિ નિહાળે છે અને આપણને દેખાડે છે. પતિપત્નીના સ્થૂળ શરીરનો ઉપભોગ એ મિથ્યા અને કવિએ દોરેલું કોઈ અલૌકિક રસના ઉપભોગનું ચિત્ર એ–સ્ત્રીપુરુષના–સંબન્ધનું પરમ સત્ય. રતિ સિવાય, લેશ પણ વિકારવશતા સિવાય, પતિપત્ની પરમાનંદની–'અદ્વૈતૈકરસ' ની અવસ્થા અનુભવી શકે છે એ ભવભૂતિનું સ્ત્રીપુરુષના સંબન્ધનું અપૂર્વ ઉચ્ચીકરણ છે અને એની અભિનવ અને આર્ષ દૃષ્ટિ છે. આ સમજણ ભવભૂતિ પોતે અપ્રમત્ત રહીને, રામસીતાનું બ્રહ્મચર્ય સાચવીને ઉત્તરરામચરિતના પહેલા અંકમાં વનવાસનાં સંસ્મરણોના વર્ણન દ્વારા જ આપણને આપે છે.

સીતાજી વનપ્રદેશમાં ફરવાથી થાકી ગયાં છે. એમનાં શ્રમિત અંગો મુગ્ધ દેખાય છે. રામચન્દ્રજી સીતાજીનો થાક ઊતારવા એમનાં 'ચુંથાએલી મૃણાલી જેવાં દુર્બળ અંગો'ને પ્રેમપૂર્વક ગાઢ આલિંગન આપી ચાંપે છે અને થાકીને લોથ બનેલાં સીતાજી રામચન્દ્રની છાતી ઉપર ઊંઘી જાય છે. આ ચિત્રમાં જે ગાઢ આલિંગન–'अशिथिल परिरम्भ' આવે છે

૩ 'સુખ અને દુઃખમાં જે અદ્વૈતનું અનુસન્ધાન રહે છે, જે સર્વ અવસ્થાઓમાં હૃદયનો વિશ્રામ છે, જેમાં વૃધ્ધાવસ્થાથી પણ રસ ઓછો થતો નથી, જે કાળ જતાં જ્યારે આવરણ સરી જાય છે ત્યારે પરિપક્વ સ્નેહસારમાં ઠરીને રહે છે—તે અદ્વૈત પ્રાપ્ત કરનાર મનુષ્ય ખરેખર ધન્ય છે'–જે એ એક માત્ર અદ્વૈતની જ પ્રાર્થના કરે છે.

તે જ શબ્દોનું किमपि किमपि मन्दं (અડોઅડ કપોલ લાગી રહેલ) માં પુનરાવર્તન થાય છે અર્થાત્ 'अशिथिलपरिरम्भ' બંને શ્લોકમાં સમાન છે. આ આલિંગનમાં રામ વિષે પણ વિકાર નથી, ચિત્તની વિવશતા નથી, શાન્તિનો ભંગ નથી. એમાં પ્રેમ છે; વિલાસ નથી. પહેલા શ્લોકમાં સીતાજી શારીરિક શ્રમથી થાકી જાય છે અને સૂઈ જાય છે; રતિખેદથી નહિ.[૪] બીજા શ્લોકમાં રામ અને સીતા રતિનો ખેદ લેશ પણ જાણતાં નથી. એઓ બંને કોઈ અપૂર્વ અર્થમાં જાગ્રત છે. એઓ દેશ કાળ અને કાર્યકારણના નિયમથી સ્વતન્ત્ર વિહરે છે. એઓ કોઈ અલૌકિક રસની આધ્યાત્મિક અવસ્થા અનુભવે છે. જો કોઇને થાક લાગતો હોય તો તે રાત્રિને લાગે છે. એ બિચારી વાટ જોઈ થાકી થાકીને વિરામ પામે છે.

વેદમાં ઈન્દ્રના એક સૂક્તમાં ઇન્દ્ર સોમરસનું પાન કરીને જાણે ઉન્મત્ત બન્યો હોય તેવું એક ચિત્ર આવે છે. સપાટી ઉપરથી જોનારને આ સુરાપાનથી મત્ત બનેલા ઇન્દ્રનું ચિત્ર જણાય છે પરંતુ વસ્તુતઃ એ સ્થૂલ પડને ભેદીને નિહાળી શકાય તો દેશ, કાલ અને વસ્તુ-સ્થિતિથી પર એવા આધ્યાત્મિક રસનું પાન કરનાર ઇન્દ્રનું ચિત્ર એ લાગે છે. રામ અને સીતાની રસની અવસ્થા એ ઉન્નત અર્થમાં એવી જ આધ્યાત્મિક આનન્દની સ્થિતિ છે.

વાલ્મીકિ અને ભવભૂતિ–બંને–ના રામચન્દ્ર ધીર વીર છે અને विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' એ ધીર પુરુષનું લક્ષણ પૂર્ણ રીતે પોતાના જીવનમાં સફલ કરે છે. વળી રામચંદ્ર એ વાસ્તવિકતાના સ્વામી—master of reality—છે. વિષય એમને અધીન છે; એ વિષયને અધીન નથી. એ મર્યાદાપુરુષોત્તમ છે, એ લીલામનુષ્ય છે. **રતિસુખ સિવાય પત્ની સાથે પરમ સુખ ભોગવી શકાય એ એમની અભિનવ અને અપૂર્વ દૃષ્ટિ આપણને સામાન્ય મનુષ્યોને એમણે આપી છે.** પ્રેમ અને વિલાસ વચ્ચે આ ભેદ આપણા આદર્શ નર અને આદર્શ નારીમાં શકય ન હોય તો કયાં શકય હોઈ શકે? પતિપત્નીના સહવાસમાં બ્રહ્મચર્યવ્રત બરાબર પાળીને, દેહના અધર ભાગને સર્વથા લુપ્ત કરીને, રતિનું નામ માત્ર પણ લોપીને, પરમ આનન્દની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે એ किमपि किमपि मन्दं (અડોઅડ કપોલ લાગી રહેલ) વગેરે લીટીઓમાં પ્રકટ થતું રસદર્શન, પતિપત્નીનો નિર્મલ અને રસિક સંબન્ધ પ્રતિપાદન કરવામાં ભવભૂતિએ કરેલી મનુષ્યજાતિની પરમ સેવા છે.

આપણા જીવનમાં અને સાહિત્યમાં, જીવન અને સાહિત્ય–ઉભય–ના ઉત્કર્ષ અર્થે ભવભૂતિની આર્ષ દૃષ્ટિ અધિકાધિક ખીલો, આપણા અનેકાનેક નરનારીઓ રામ અને સીતા જેવી અપૂર્વ આનન્દની અવિકારી શાન્ત સ્વસ્થ સ્થિતિ પ્રાપ્ત કરો અને પરમ સાભાગ્ય અનુભવો એવી પ્રાર્થના છે. બ્રહ્મચર્ય સાથે અવિરોધ સાધીને રામચન્દ્રજી સીતાજીને સુખેથી કહી શકે છે કે :

त्वया सह निवत्स्यामि वनेषु मधुगन्धिषु ।
इतीहारमते ह्यासौ स्नेहस्तस्याः स तादृशः ॥

પ્રેમનું અનિર્વાચ્ય સ્વરૂપ કેવું મનોહર છે!

---

૪. સંભારો : विक्रमोर्वशीयम् નાટકમાં પુરૂરવાનું વચનઃ रतिखेदसुप्तमपिमां या मन्यतेप्रवासगतम् ।

બલવન્તરાય ક. ઠાકોર

## ૧ "નેવર અગેઇન!"

[ પૃથ્વી ]

ફરી ન, ન પુનઃ કદાપિ ! અહ જુલ્મ અન્યાય આ,
નર્યાં બળ તણા ઉછાળ ઉધમાત હુંકાર આ !
અશક્ત લઘુ પાર્શ્વવર્તિ મુલકો પરે ત્રાસ આ,
અને નિજ હદે ય ભિન્ન મત કોમ પર કેર આ !
ન સંધિ, નવ નીતિ, કોલ પણ ના કદી પાળવા,
કુવિગ્રહ નૃશંસ નીચ અધમાયુધે ખેડવા:
સહ્યું વરસ કેટલાં ય ! સમઝાવવા ફરિફરી
મથ્યા, નફ્ફટ તોરિ અટ્ટ તવ હાસથી ના જળી;
ખમાય અવ ના ઘડી ! ઠર ઝભે સ્રિયો બાળકો
ચડી ગગન બૉમ્બ વજ્ર ઝડિ હેલિ વરસાવતો !
હુંકાર વિષવાયુ ! રોગજિવડાં ય ઊડાડ તૂં !
અઘોરિ બન ! દૈત્ય થા ! અયુતલક્ષ સંહાર તૂં !
ભલે કર ફના ! રુંવાટિ અમ નૈવ ફરકે જરી !
—ત્હને મસળિ નાખચો જ બળ વિત્ત દૈવત બધું વાપરી ! ૧૪

સૉનેટ; આ અને પછીનું, ઈ. ૧૯૩૯ની આખરમાં.

૬ કુવિગ્રહ : અધર્મયુદ્ધ. ૮ અમારાં વીનવણાં અને નમનતાઈઓ (એપીઝમેન્ટ્સ) જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ તું તો ત્હારા તોરમાં અટ્ટહાસો જ કરતો ગયો, તેથી યે અમે અમારા શાંતિધર્મપાલનમાં ચળ્યા નહીં; જો કે અંતરમાં તો અમને ભડકા બળતા.

## ૨ યુરોપ : ૧૯૩૯

[ પૃથ્વી ]

અ-હિટલરી અ-સ્ટેલિની યુરપ થાય પાછું કયે ?
ગ્રસેલ અબ તો દિસે ઉભય રાહુ ને કેતુએ !
મહાન લઘુ મધ્યમે સકલ રાષ્ટ્ર એ પંઠમાં
ભયે અગર શ્યામપિંગલ, અકંપ રીઢે હયે
તથાપિ નિરખૂં મથંત અતિધીટપે વિપદમાં.
અને સ્મરિ રહૂં વિભીષણ તથાપિ સમુદાર તે
લયોકુન-ત્રિમૂર્ત્તિ-શિલ્પ, અતિકાય વ્યાલદ્વયે
ભરાવિ ચુડ, અંગ અંગ કચડાય, ઝાળો ઝરે
કરાલ વિષ કેરિ, તો ય દૃઢ શૈલ શા પૌરુષે !
લયોકુન પુજારિ વૃદ્ધ, સુરને પડ્યું છે કુડું
કશૂંક, ગણિ સ્હે ગયો વિપદ-રે નિધન કારમૂં
સહે તનય પૌત્ર, ભેટિ રહિ ધૈર્ય પરમોજ્જ્વલઃ
ગતી યુરપની જુદી: અસિમ લોભ વૈરાનલ,
ફુટી નિકળિયા લહે : યુગલ વ્યાલ રે એ જ ઓ ! ૧૪

'લેઓકૂન'ના પ્રતિમાજૂથમાં ત્રણે પ્રતિમા છે: ઘરડો પિતા, અને તેના બે પુત્ર એક ભરજુવાન બીજો કિશોર. અહીં આ ત્રીજી પ્રતિમાને પૌત્રની ગણી છે. પોતાના ઇષ્ટ-દેવનો કોઈ કારણે પોતા ઉપર કોપ ઉતર્યો છે એમ ગણીને એ વંશપરંપરાનો પૂજારી અને તેના પુત્રો આવા અતિભયંકર મોતે મરતાં પણ છેક છેલ્લી પલ લગી પૌરુષ ધૈર્ય અને શ્રદ્ધામાં અડગ જ રહેલા એવા ભાવ પ્રકટ કરતી એમની પ્રતિમાઓ ઉસ્તાદ શિલ્પીએ ઘડી છે. હિટલર અને સ્ટેલિન રૂપ મહાવ્યાલોની ચૂડમાં ફસાયલો-રાહુ કેતુ ઉભયે એક સાથે ગ્રસાયલો યુરપ પણ એવો જ અકંપ અને ધીટ જણાય છે, અગર જો કે કાળો અને ફિક્કો પડતો જાય છે. લેઓકૂન અને પુત્રો એમ સમજેલા કે આ તો ઇષ્ટદેવકોપ ઉતર્યો, તે સહી લીધે જ છુટકો! યુરપ જુદું સમજ્યો છે,—આમ કે આ તો મ્હારા જ અતિ લોભ અને વેર મ્હને ફૂટી નીકળ્યા છે, તે જીરવ્યે જ છુટકો!

# આઝાદી વધશે જ

બલવન્તરાય ક. ઠાકોર

[ સૉનેટમાલા ]

૧

[ શાર્દૂલવિક્રીડિત ]

આઝાદી વધશે જ આ શતકમાંહિ માનવીસંઘમાં
એ આશા નિરખૂં નિહાળિ ગગને ત્રિજ્યોતિરેખોદય:
સ્ફુલિંગ પ્રકટેલ ફ્રાન્સમહિં ને કોલમ્બસી ખંડમાં,
કાંતી તે વધિ થાય ઉજ્જ્વલ લસત્ સંકલ્પતારા ત્રય:
આટલાન્ટીક ઝળે નવો બ્રિતટની તારા તણા તેજમાં,
પાસીફીક તટે અજાયબ નવ જ્યોતિ સ્તૃતીયોદય!
ચીને શાં વિષમો સહ્યાં અહહ આ કેટલી પિઢી પાંચમાં!
—આઝાદી તણું બીજ જાગ્યું પણ છે એ નારકી ત્રાસમાં!
શાંત સ્વસ્થ દમપ્રધાન વિમલા સંસ્કારનૂં જીવન
ના જીવાય જ, જ્યાંલગી નવ હઠે હારી તુટી ચૂર્ણ થૈ
લોભી પાશવ શક્તિ નિષ્ઠુર તણા બેહદ્દ ને કારમા
હુમ્લા વેળકવેળના:— અમર એ અંગાર ઉત્પન્ન થૈ
સંકલ્પદ્યુતિ છે ખિલી અચલ એ ચીની પ્રજાસિંધુમાં
શસ્ત્રાસ્ત્રે બનિને સુસજ્જ કરવા એ દૈત્ય ઉચ્છેદન! ૧૪

આ ચાર સૉનેટ એકસાથે લખાયાં એપ્રિલ ૧૯૪૦ના પ્હેલા દિવસોમાં.

અમેરિકાના સ્વાતંત્ર્યના વિગ્રહ અને ફ્રાન્સની સમુત્ક્રાન્તિ સમયે પ્રકટેલો સ્ફુલિંગ ધીરે ધીરે સંકલ્પતારકોનું રૂપ અને બળ ધરે છે અને આ વીશમા સૈકા દરમિયાન માનવજાતિ માત્રની આઝાદી નિઃસંશય વધવાની એમ લાગે છે. હાંથરેંતમાં 'સ્વરાજ્યસ્વર્ગે' ચડી જવા કુદી રહેલા જહાલોને બેશક આવી આશા તો નિરાશ જ કરી નાખે, એટલે આ કવિ કે આ કૃતિઓ તેમના ઉછળતા લોહીને ઉષ્માપ્રેરક નહીં લાગે એ પણ દેખીતું છે. પરંતુ જહાલ ને નવજુવાન નહીં એવી બાકીની દુનિયાને સ્વીકારવું જ પડે છે કે સાચી ઐતિહાસિક પ્રગતિ અતિમંદ વેગે જ સધાય છે.

૨

આટલાંટીક તણા યુરોપ તટના ઈંગ્લાંદ ને ફ્રાન્સમાં
સામ્રાજ્યોદર ખોધરી પથવિને સુતૃપ્ત દીસે, અને
ટૂંકા સ્વાર્થ દસ્યા હિસંત ઉભયે, બે એક છે યે રહ્યાં
નાઝી આસુર ત્રાસ શૂં ઝઘડવા, યૂરોપસંરક્ષણે;
ને જૂના મદમત્ત જેતૃ-સમયો, જે વર્ષ થોડાંકમાં
ભડકા રોદ્ર રણો તણા બનિ જતા, તે વર્જવાને નયે.
બંને દેશતણાં મજૂરદલ જો રોજીનિવૃત્તિ દયે
હક્કો ફર્જ તણો પ્રપંચ સકલે સંતોષ સાદાઈ ને
સાચૂં સામ્ય પિછાનતાં શિખિ શકે, સાધે વધૂ ઐક્ય એ,
તો આ યુદ્ધજ તોય સાત્વિક સમુત્ક્રાંતી, શુભ પ્રાતરે
આણા માનવ સંઘની બનિ શકે નેતા કુચે ભાવિની.
બીજો એ શુભ તારકોદય દિસે આ સાભ્ર આશાંબરે.
છે અભ્રો પણ દુર્નિવાર્ય; કિરણાવલિ સૂક્ષ્મ શી રેખની!
---આશારશ્મિ પરંતુ છે મનુજની સદ્ભાવના દોર રે! ૧૪

ઈંગ્લાંદ અને ફ્રાન્સની પરિપૂર્ણ એકતા જામવામાં મોટામાં મોટો અંતરાય ફ્રાન્સને મુકાબલે ઈંગ્લાંદ સાધનસંપન્ન છે, ફ્રેન્ચમેનની સાથે સરખાવતાં ઈંગ્રેજની જરૂરિયાતો ઘણી વધારે છે અને આદતો ખરચાળ છે, એ છે. બંને દેશની વસતીમાંનાં ઉપલાં થરોંની વાત નથી કરતો, બંને દેશની સામાન્ય જનતાની જ સરખામણીમાં આ મોટો તફાવત સૌને તુર્ત આંખે વળગે એવડો છે. ફ્રેન્ચ મજૂર કારીગર ખેડૂત કે સૈનિક જ્યાં રૂ. ૧-૦-૦ માં ચલાવી લેવાને ટેવાયલો છે, ત્યાં તે વર્ગના ઈંગ્રેજને તો રૂ. ૩-૮-૦ પણ બહુ ઓછા પડે એ સ્થિતિ છે. આવડત ઉદ્યમ કે ત્રાજવે તોળી શકાય એવી કોઇ પણ જાતની લાયકીમાં ઈંગ્રેજ ફ્રેન્ચમેનથી ચડી જાય એવો છે જ નહિ; તો ફ્રેન્ચબંધુ કરતાં ઈંગ્રેજ બંધુને ખાવપીવાનો નવરાશ રમતગમત અને મોજશોખના થઇને સાડાત્રણ ગણા જેટલો દ્રવ્યપુંજ મળતો રહ્યો છે, તેમ ભાવિમાં પણ ચાલ્યા જ કરે—એ ક્યાંનો ન્યાય? આ સ્થૂલ

અસમાનતા-ઉપાધિએ વીંટાયલી સૂક્ષ્મ સમાનતાઓ ગમે તેટલી સાધવામાં આવે તે ક્યાંલગી ટકે વારુ ? અને ઇંગ્રેજબંધુને મુકાબલે ફ્રેંચબંધુ બે-સપ્તમાંશ દ્રવ્ય જ પામે છે, તો નિર્ધનમાં નિર્ધન યુરોપી બંધુને મુકાબલે એશિયાવાસી કે આફ્રિકાવાસી બે-ચાળીશાંશ દ્રવ્ય પણ પામતો હોય ભાગ્યે — એ દુનિયામાં દ્રવ્ય-વ્હેંચણની હાલની સ્થિતિ છે. આ ઘોર વિષમતા સામે કાર્લ માર્ક્સના સમયથી ઉઠવા પામેલી નવી સામ્ય-ભાવના, તે સોશિયલિઝમ, કમ્યૂનિઝમ, સોવિયટિઝમ, ઍન્ટિ-ઇમ્પીરિયલિઝમ, આદિ અનેક નામે પ્રવર્તી રહેલા, તથા "સ્થિતં પરિપાલયેત્" એ મોટા ન્યાયસૂત્ર સામે તેમ માંહ્યમાંહ્ય પણ ઝઘડી રહેલા વાદોમાંનો અવગણાય જ નહીં, ધ્યાનની સાથે વફાદાર સહાનુભૂતિ અને સક્રિય પ્રવૃત્તિ માગી જ લે, એવો ગર્ભ કે તાત્ત્વિક સંભાર છે. લાખો ફ્રેન્ચમેનો અને ઇંગ્રેજો ઈ. ૧૯૧૪ થી ૧૯૧૮ લગીના મહાયુદ્ધમાં ખભેખભો ભેટાડીને લડ્યા હતા, અને એ જીવલેણ સંકટ તરી ઉતર્યા હતા. આ વખતનું સંકટ તે કરતાં ય ચડી જાય એવું છે અને ઇંગ્રેજ ફ્રેન્ચમેન વચ્ચે બંધુ-ભાવ વધારે ઉષ્માભર્યો થતો આવે છે. આઝાદી વિના સર્વં ખલ્વિદં કેવલ માયા છે, એ ભાવના જેમ ચીન જનતાસિંધુમાં બિંદુ બિંદુએ વ્યાપી છે, તેમ જનતા માત્રમાં સમાનતા જ સત્ય વસ્તુ છે દ્રવ્યાદિ બીજું બધું ય આળપંપાળ છે, એ ભાવનાના કિરણ ખરેખર જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યાં હોય, તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધોત્થ અને સાચી સમુત્ક્રાંતિના ચણતરનું પ્હેલું પગથિયું બનશે, એ આ સોનેટનું હાર્દ છે.

૩

સામે પાર ન લેશ સંભવ હજી સાદાઈના પ્રસવનો,
એ આટલાંટિક કંઠ છે હજિ રમાના ઉગ્ર જોબનતણો.
એનાં બે શતકો કિશોર વયની મુગ્ધાંધતામાં વહ્યા,
વ્યક્તિપ્રાણુ ય દેખતાં પણુ રમાદાસત્વમાં ડૂબતા,
હાકો લિંકનનો સુણી ધુણિ ઉઠયો, ને કૌતુકે ખેલતાં
હક્કો ફર્જનિધાર બે ય વસગીના ઘાવ એણે સહ્યા.
યૂરોપે સળગ્યો દવાનલ જિહાં ચોપાસ માત્સર્યનો,
ને પ્રત્યેક દિલે પરે ભભુકતા દ્વેષો પુરાણા તણો,
એ આવ્યો તક જોઈ, મધ્ય સરિયો, મોટાઇ વાંછા વરી,
હત્યોન્માદ યુરોપનો પણ ફરી પાછો વળ્યો જૈ છળી.
ચાણક્ષી જ યુરોપિ રાજનય, એ પરસ્યે ય છે પાતકી,
પોતાના સ્થવિરો તણાં પ્રવચનો એ એક પાસે, બિજી,
વિદ્યુત શા જ જવો જલાનિલપથે,—બે મધ્ય એ હીંચકી
ભક્તિ એક રમાતણી મુલવતો કર્તવ્ય ચોકખૂં,-બિજી. ૧૪

રમા : લક્ષ્મી. રમાલોભે ગુલામો ખૂબ વધ્યા અને ગુલામીની પરવાનગીનું ક્ષેત્ર સર્વવ્યાપી કરવાની નીતિને એક પક્ષ વર્યો. ગુલામી દશા વ્યક્તિના આત્માને મ હણે છે એ લિંકનની હાકલથી એ ધુણી ઉઠયો, અને આઝાદીના હક્ક તે એક ધાર અને એ હક્ક સંરક્ષવાની ફર્જ તે બીજી ધાર, એ બેધારી તરવારના વસમા ઘાવ સહીને પણ એણે આઝાદી સલામત રાખી.

દરેક દિલમાં પરાયા ઉપર ભભૂકતા પુરાણા દ્વેષો.

સ્થવિરો : વયોવૃદ્ધ રાજપુરુષો : ધિ ગ્રેન્ડ ઓલ્ડ મેન.

યુરોપથી અલગ રહેવા મથે છે પણ અંતઃકરણ તો ડંખ્યા કરે છે એટલે એ વ્યવહાર નિર્ણયના પાલનમાં બીજે પણ છે—જાત ઉપર, આખી દુનિયા ઉપર પણ.

૪

ને તો યે વધતી જતી નિરખતાં દૈત્યાસુરી લોકમાં,
હબ્સી દેશથિ આસ્ટ્રિયામહિં, મહીં ઝેકોથિ પોલાંદમાં,
આડો આંક જ કૈરનો વરતતો અદ્યાપિ ફિન્લાંદમાં,
ને ચીને ય, ન એ શકે રહિ ડુબિ તાટસ્થ્યના જાડ્યમાં.
એ યે વારસ છે સુપૌરુષતણા સંસ્કારસત્ત્વો તણો,
—આઝાદી, યતિભાવના, રતિ પૃથા કેરી મહાસિદ્ધિનો.
ગ્રીષ્મે રંગરસાળ ખેતર જતાં શોષાઇ જેવા જવે,
તે વેગે મનુજીવન-પ્રગતિઓ ને સિદ્ધિઓને ઝલે
જે મોહાંધ અનાર્ય આસુર બલી લૌભે કરેવા મથે,
—સત્કર્ત્તવ્ય જ ઘાત એ હતકનો નિઃશંક સૌ કો કથે.
તો થોડી યદિ વેળ જાય જ, ભલે!—કોલમ્બસી ખંડ એ
આઝાદીરણ આ જુદું જ ગણશે તે આગલા જંગથી;
ને તાટસ્થ્ય તજી અહીં ઉતરશે માનવ્યસંબંધથી.
એ ત્રીજી પણ આશ અદ્ય નિરખૂં આ વજ્રશોણાંબરે. ૧૪

લોક : દુનિયા

સ્વતંત્રતા, વિષયસુખમાં સંયમ, અને આખી પૃથ્વી ઉપર (પૃથ્વીનિવાસી જનતા સમસ્ત ઉપર) બંધુભાવ, એ ત્રણ મહાસિદ્ધિઓ મેળવ્યે જ છૂટકો, એવો સંસ્કાર વારસો.

રંગરસે ભરેલાં બલી : બળવાન. કરેવા : કરવા

માનવ્ય : પોને પશુ માનવી એ રૂપના.

વજ્રશાં શસ્ત્રાસ્ત્રોએ થતી હત્યાઓ વડે લોહીલુહાણ આકાશ.

# અરેરે! વિજય ભુંડા બળ શઠના

બલવન્તરાય ક. ઠાકોર

[ ૫૬ ]

અરેરે! વિજય ભુંડા બળ શઠના!
અરેરે! ઘોર ભોગ સત–હઠના! ૨

ચીન ઉગમણે આથમણે ફ્રિન જડ બળિ દુર્જન ચાંપે
સ્વદેશરક્ષક વીર વિક્રમે દિગંત હરખે કાંપે :–અરેરે૦ ૪

ઊગમણે નભ પ્રચંડ બૉમ્બો નગર ભરખતાં આખાં,
ભડ સુભટો શૂરા લોકોત્તરનાં પણ કશાં ન લેખાં!–અરેરે૦ ૬

આથમણે ફ્રિન વીર એકેકો પચાશ દુશ્મન રોળે,
અંતે પણ ખપિ જાય ધસે જ્યાં ફરિફરિ સહસ્ર ટોળે!–અરેરે૦ ૮

જન સ્વતંત્રનાં કેસરિયાં પણ નહીં કદાપિ ય થંભે,
દેશ ભાંગતાં વ્યક્તિ વ્યક્તિના પૌરુષ ચગંત જંગે–અરેરે૦ ૧૦

લોહી તણી ચાલે નદિયો દરિયા પણ રક્ત ઉછાળે,
ભૂ ભૂધર નભ વાયુ વાદળાં સમસ્ત પ્રલયે ઝ્હાલે!–અરેરે૦ ૧૨

માનવતાકંદુક ચંપાણો ચંપાણો જ ઉછળતો,
પ્રાણ ઝુલ્મને ત્રાસે ત્રાસે સપરાણો ઉલ્લસતો!–અરેરે૦ ૧૪

ફ્રિન્લાંદને સંધિ સ્વીકારવો પડ્યો તે પ્હેલાં પણ તે જ અરસામાં, ઈ. ૧૯૪૦.

બળિ : બલવાન. સત–હઠ : સતને માટે હઠ ( આગ્રહ ) ના : "સત્યાગ્રહ"ના. શ્રી ગાંધીજીએ 'સત્યાગ્રહ' શબ્દ અહિંસક પદ્ધતિના અસહકાર–આગ્રહના સંકુચિત અર્થમાં જ પ્રવર્તાવ્યો છે, એટલે તે ઠેકાણે અહીં નવો–શબ્દ સત–હઠ વાપરવો પડ્યો છે. સ્વદેશરક્ષક ફ્રિન અને ચિનાઈ વીરોનાં પરાક્રમોથી સર્વે દિશા અત્યંત હરખના કંપ અનુભવે છે. રાજ્યસત્તા ભાંગી પડે, નમી જાય, અને સંધિ કરે ત્યારે પણ સ્થળે સ્થળે ન્હાની ન્હાની ટુકડીઓમાં મળીને પોતાની સ્વતંત્રતા વિઘાતક શત્રુ સામે બ્હારવટાં જેવાં મરણિયાં સંગ્રામ ચાલૂ જ રાખે છે. ભૂધર : પર્વતો; મતલબ કે આખી કુદરત. : સપરાણો કાન્હડદે પ્રબંધ આદિ આપણી પ્રાચીન કવિતામાંનો શબ્દ–સ–પ્રાણ : સાત્ત્વિક બળ ( સોલ ફોર્સ )ની સાથે.

# પ્રસિદ્ધિ માટે

શ્રી તંત્રી,
'પ્રસ્થાન'
અમદાવાદ

મહાશય,

આપના માસિકના છેલ્લા અંક (ચૈત્ર : ૧૯૯૬)માં "હવાનિયંત્રણ" (Air-conditioning) વિષે લેખ વાંચી ઉપજેલા વિચારો રજુ કરું છું.

ઠંડી હવામાં કામ વધારે વખત સુધી અને વધારે સારી રીતે થઈ શકે છે, તેમજ ગરમી શરીરની શક્તિ ભાંગી નાખી આળસ ઉત્પન્ન કરે છે તે તો નિર્વિવાદ છે. ઠંડા મુલકોની પ્રજાઓમાં એકંદરે ગરમ દેશો કરતાં કાર્યદક્ષતાનું ધોરણ ઊંચું હોય છે તેનું મુખ્ય કારણ આ જ છે. પણ કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી ઠંડી શરીરને નુકસાનકારક છે કે નહિ તે વિચારવાનું છે. મુંબઈમાં પ્રથમ કેટલાંક સિનેમાનાં મકાનોમાં હવાનિયંત્રણ કરવામાં આવ્યું ત્યારે ઘણાંની ફરિયાદ હતી કે એમાંથી નીકળ્યા પછી બહારની ગરમ હવા એકદમ લાગવાથી ઉધરસ, સળેખમ, વગેરે થઈ જતાં હતાં. જી. આઈ. પી. રેલ્વેની એક ટ્રેનમાં કેટલાક હવાનિયંત્રિત ડબા રાખવામાં આવે છે. તેમાં બેસનારને પણ રેલ્વે તરફથી ચેતવણી આપવામાં આવે છે કે તેમણે બનતાં સુધી ડબાની બહાર મુસાફરી દરમિયાન નીકળવું નહિ, કારણ કે હવાના એકદમ થતા ફેરફારથી શરીરને નુકસાન થાય છે. જો નિયંત્રણ બહુ થોડા પ્રમાણમાં થઈ શકતું હોય અને સાંજ પડતી જાય તેમ મકાનની ઠંડી હવા ઓછી કરતાં જવાય એવી ગોઠવણ થઈ શકે તેમ હોય, તો નુકસાન ઓછું થવા સંભવ છે.

હવાનિયંત્રણ મોંઘું પણ બહુ પડે છે. અહીં મધ્યપ્રાંતોમાં અને એથી વિશેષ સંયુક્તપ્રાંતોમાં અને પંજાબમાં ખસટટ્ટીનો રિવાજ બહુ પ્રચલિત છે. ગુજરાતમાં આટલી બધી ગરમી પડવા છતાં એ રિવાજ શા માટે ચાલુ નહિ હોય તે સમજાતું નથી. આમાં ખરચ નજીવું છે, અને ઠંડક ઘણી મળે છે. ઘરના દરેક ઓરડાને ખસટટ્ટી રાખવાનું ન બની શકે તો, મુખ્ય એક કે બે બેસવાના ઓરડાને રાખી શકાય. અહીં સરકારી ઑફિસોમાં બારણા આગળ ખસટટ્ટીની નાની સરખી ઝૂંપડી બનાવવામાં આવે છે અને અંદર જવા માટે ઉઘાડવાસ થાય તેવું બારણું પણ રાખે છે. આખી ઝૂંપડી પર પાણીનો છંટકાવ થયા કરે છે એટલે ઓરડા બહુ જ ઠંડા રહે છે. અલબત્ત, પાણી છાંટવા માટે માણસ જોઈએ અથવા હાથે છાંટવાની મહેનત કરવી પડે. પણ કેટલાક શોખીન લોકો કરે છે તેમ, નળમાંથી લાંબી સૂંઢ લગાડી તેને મ્હોંડે ઝીણો ફુવારો ગોઠવી ખસટટ્ટી પર બાંધી રાખવામાં આવે તો છાંટવાની જરૂર ન રહે. વીજળીથી થતા હવાનિયંત્રણમાં શરીરને જે નુકસાન થવા સંભવ છે તે આમાં પણ છે. પણ એ નિયંત્રણ કરતાં ઠંડીનું પ્રમાણ ઓછું રહે એટલો સંભવ ઓછો થાય છે.

જબલપુર
તા. ૮ : ૫ : ૪૦

સરોજિની મ્હેતા

*
**

શ્રીમતી સરોજિની મ્હેતાનો પત્ર વાંચી મને બે મુદ્દા ચર્ચવાનો વિચાર આવે છેઃ (૧) હવાનિયંત્રણની માઠી અસર; અને (૨) હવાનિયંત્રણની કિંમત.

(૧) કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી ઠંડીથી આપણને માઠી અસર થવાનો સંભવ રહે છે એ નિર્વિવાદ છે. એકાએક ગરમ વાતાવરણમાંથી ઠંડા વાતાવરણમાં જઈએ તો આપણું શરીર તેને અનુકૂળ ન થઈ શકે. જે સુખનાં સાધનો આપણે મેળવીએ છીએ તેની સાથે અમુક જાતનાં દુઃખોને પણ આપણે નોતરીએ છીએ. ઠંડાં પીણાંઓ, આઈસક્રિમ વગેરેનું પણ આમ જ છે.

આમ છતાં, એક વસ્તુ પુરવાર થયેલી છે કે જો માફકસર ટેમ્પરેચર રાખીને અને ખાસ કરીને હવામાંથી ભેજ દૂર કરીને હવાનિયંત્રણ કરવામાં આવે તો તેથી બહુ નુકસાન થવાનો સંભવ નથી. હવાનિયંત્રણ કરવાની શરુઆત થઈ તે વખતમાં હવામાં ભેજનું પ્રમાણ વધારીને હવાનું ટેમ્પરેચર ઓછું કરવામાં આવતું. વળી બહારની હવા અને હવા-નિયંત્રિત ઓરડાની હવાનાં ટેમ્પરેચરમાં બહુ તફાવત રાખવામાં આવતો. આવાં કારણોથી એ પ્રકારનું હવાનિયંત્રણ બહુ ઇષ્ટ ન હતું. હાલમાં ગમે તે ટેમ્પરેચર રાખી શકાય અને જેટલો જોઈએ તેટલો જ ભેજ દાખલ કરી શકાય તેવી વ્યવસ્થા રાખવામાં આવે છે. એટલે જો યોગ્ય રીતે હવાનિયંત્રિત કરવામાં આવે તો આપણે ધારીએ છીએ તેટલો ભય રહેતો નથી. જો ઑફિસોમાં ક્રમશઃ ટેમ્પરેચર ઘટાડી સાંજરે છૂટતી વખતે પાછું ક્રમશઃ વધારવામાં આવે તો તેથી ખાસ હરકત નથી. મુંબઈની એકબે ઑફિસોમાં કામ કરતા મારા મિત્રોનો એવો જાતઅનુભવ છે.

(૨) શ્રીમતી સરોજિનીએ ઉત્તર હિંદમાં પ્રચલિત ટટ્ટી બાંધવાના રિવાજ વિશે નિર્દેશ કર્યો એ ખરેખર આવકારદાયક છે. એ પ્રયોગમાં હવામાં વધુ પડતો ભેજ પેદા થવાથી કદાચ શરદી થવાનો સંભવ રહે છે, પરંતુ ઘણા વખતથી એ રિવાજ ચાલુ હોઈને એ પ્રકારનો હવાનિયંત્રણનો સાદો ઉપાય હિંદુસ્તાનમાં વધુ પ્રચાર પામે એ ઇષ્ટ છે.

યંત્રદ્વારા હવાનિયંત્રણ કરવાનું શહેરમાં જ બની શકે. એ પ્રકારનો હવાનિયંત્રણનો ખાસ ઉપયોગ પૈસાદાર લોકોનાં ઘરોમાં, મોટી ઑફિસોમાં, મીલોમાં, બીજાં કારખાનાંમાં, હૉસ્પિટલોમાં, સિનેમા અને નાટ્યગૃહોમાં જ થાય એ નક્કી છે. શહેરોમાં બીજો એક સસ્તો હવાનિયં-ત્રણ કરવાનો પ્રકાર ઘન કાર્બન ડાયૉક્સાઈડ (solid carbon dioxide) રાખવાનો છે. એ પ્રકાર ઘણો સસ્તો પડે તેમ છે, પરંતુ એનાં કારખાનાં હજી ચાલુ થયાં નથી. મુંબઈમાં એક હતું તે પડી ભાંગ્યું છે. આખા દિવસમાં એક ઓરડામાં એકાદ રતલ ઘન કાર્બન ડાયૉક્સાઈડ રાખ્યો હોય તો તે ઓરડાનું ટેમ્પરેચર માફકસર રહી શકે. બરફ રાખવા કરતાં આ ઉપાય સારો છે, કારણ કે થોડા જથ્થામાં એની જરૂર પડે છે, અને સૂકો હોવાથી વધુ ભેજ કે બીનાશ થતાં નથી. માત્ર કાર્બન ડાયૉક્સાઈડ વાયુરૂપ બને તેને યોગ્ય નળી દ્વારા ઓરડાની બહાર કાઢવો પડે અથવા રસાયણદ્વારા શોષવો પડે.

આપણાં ગામડાંમાં હવાનિયંત્રણ કરવામાં લીલાં ઝાડો, (વિના મૂલ્યે) સારો ફાળો આપી શકે તેમ છે મોટા આંબાના, રાયણના, પીપળાના કે વડના ઝાડના છાંયડામાં ખુલ્લી જગામાં બેઠા હોઈએ તો કુદરત જે હવાનિયંત્રણ કરે છે તેના જેવું બીજું કોઈ કરી ન જ શકે. આપણા દેશમાં ઘરની આસપાસ લીલાં ઝાડ–ઉછેર તરફ હજી જોઈએ તેટલું ધ્યાન અપાતું નથી.

શ્રીમતી સરોજિની મ્હેતાએ જે મુદ્દા ઊભા કર્યા છે તેથી ખરેખર મને ઘણો જ આનંદ થયો છે. ટટ્ટી વડે હવાનિયંત્રણનો સાદો ઉપાય આપણે જરૂર ઘરેઘર અજમાવવા જેવો છે.

અમદાવાદ

યશવંત ગુ. નાયક




## वार्त्ता, वार्ता, વારતા, વાત ✓

શ્રી. તંત્રીશ્રી,
'પ્રસ્થાન',
અમદાવાદ.

નીચેનું, યોગ્ય લાગે તો, પ્રકટ કરી આભારી કરશોઃ—

'રેખા' ના નવેમ્બર ૧૯૩૯ના અંકમાં પ્રો૦ નવલરામ ત્રિવેદીના છેલ્લા પુસ્તક 'તકીનાં પુષ્પો'ની સમાલોચના કરતાં તેની પ્રસ્તાવનામાં વપરાયેલ 'वार्त्ता' શબ્દમાંના त् ના દ્વિત્વ વિશે મેં શંકા કરેલી. તે ઉપરથી ડિસેમ્બર ૧૯૩૯ ના અંકમાં, પ્રો૦ ત્રિવેદીએ બતાવ્યું હતું કે આપ્ટેના કોશમાં 'वार्त्ता' એવી દ્વિત્વવાળી જ જોડણી આપેલી છે અને વિદ્યાપીઠના જોડણીકોશમાં પણ 'वार्ता' ઉપરાંત 'वार्त्ता' એવી જોડણી પણ આપેલી છે.

આ વિશેની ચર્ચા કરવા હું પ્રેરાયો છું તે શ્રી નવલરામને ઉત્તર આપવાના હેતુથી નહિ, પણ વિચાર કરતાં એમાંથી કેટલુંક જાણવાનું મળી રહેવાને કારણે. અને તે ભાષાસાહિત્ય-વિષયક હોઈ 'પ્રસ્થાન'માં મોકલું છું. ('રેખા'ના સંપાદકને 'તાન્ત્રિક' ઝઘડામાં ન ઉતારવાની ઈચ્છા પણ સાથે ખરી.)

આપ્ટેના કોશમાં 'वार्त्ता' એવી જોડણી આપી છે એ ખરું, પણ તે શબ્દના અર્થ આપણે જોઈશું તો 'Story' (–વારતા, વાત,) એવો અર્થ આપ્યો નથી. મેં જે શબ્દની જોડણીની શંકા ઉઠાવેલી તે શબ્દ પ્રસ્તાવના-લેખકે કલ્પિત કથા (Story)ના અર્થમાં વાપરેલો છે. એ શબ્દ તે 'वार्ता'. અને 'वार्त्ता'નો એ રીતનો અર્થ જ આપ્ટેએ આપ્યો નથી એ જોવાનું છે.

આપણે નીચે સવિસ્તર જોઈશું કે वार्त्ता શબ્દનો 'કલ્પિત કથા' એવા અર્થમાં પ્રયોગ મળવો દુર્લભ છે. આ અર્થનો પાછળથી 'वार्त्ता' શબ્દ ઉપર અધ્યારોપ થયો હશે. ગુજરાતી સિવાયની સંસ્કૃતોત્થ ભાષાઓ અંગ્રેજી Short Storyના પર્યાય રૂપ પ્રયોગમાં वार्त्ता શબ્દનો ઉપયોગ કરતી નથી એ હકીકત સૂચક છે. હિંદીમાં 'ગલ્પ' 'કહાની', બંગાળીમાં 'ગલ્પ', મરાઠીમાં 'લઘુકથા' એ પ્રયોગો જ ચલણી અને સાક્ષરમાન્ય છે.

આપ્ટેએ वार्त्ता શબ્દની જોડણીમાં त्નું દ્વિત્વ સ્થાપ્યું છે એ ઉપરથી આપણે એમ માનવું ન જોઈએ કે वार्ता એવી જોડણી નથી. પાણિનિનું अचो रहाभ्याम् द्वे–એ સૂત્ર એટલું જાણીતું છે કે કોશકારોને, પ્રત્યેક ઠેકાણે 'र्' પૂર્વે વ્યંજન (र् અને ह् સિવાયના)નું

તો કર્મ-કર્મ્મ, ધર્મ-ધર્મ્મ, નર્મદા-નર્મ્મદા, સર્વ-સર્વ્વ, શૌર્ય-શૌર્ય્ય, કર્તા-કર્ત્તા, હર્તા-હર્ત્તા, એમ બેવડી જોડણીઓ આપતાં પાર ન રહે. અભ્યાસીએ આ વિકલ્પ પોતે જ સમજી લેવાનો રહે છે. એટલે કે ગૂજરાતીમાં જ નહિ, સંસ્કૃતમાં પણ વાર્ત્તા શબ્દની જોડણી 'વાર્તા' એવી પણ છે.

પણ આટલું નક્કી કરવાથી મુશ્કેલીનો અંત આવતો નથી. વાર્ત્તા અને વાર્તા એમ બંને પ્રકારની જોડણી ગૂજરાતી તેમજ સંસ્કૃતમાં છે તો પછી તેમાંથી બીજીને સ્વીકારી, પ્રથમની સામે મેં શા માટે શંકા ઉઠાવી એ પ્રશ્ન તો છે.

એનો ઉત્તર આપતાં પહેલાં એક વાત અહીં કહેવી ઠીક પડશે. ઋગ્વેદમાં સર્વ્વઃ એવી દ્વિત્વયુક્ત જોડણી છે. ધાર્મિક સાહિત્યના પાઠમાં ને લેખનમાં પણ દ્વિત્વ પ્રત્યે પક્ષપાત જોવામાં આવે છે. બ્રાહ્મણ પુરાણોમાં અને જૈન આગમોમાં બહુશઃ દ્વિત્વનું જ પ્રાધાન્ય છે. આ વિશે એક તર્ક એમ કરી શકાય કે ઉચ્ચારણમાં ર્ એટલો હળવો અને અછડતો છે કે તે અનુગામી વ્યંજનના યોગથી, સંયુક્ત વ્યંજનને અંગે બનવું જોઈએ તેમ, આગલી શ્રુતિને થડકારો આપવામાં બરોબર સમર્થ ન નીવડે, એથી ર્‌ના અનુગામી વ્યંજનનું દ્વિત્વ કરી થડકારાની ક્રિયા સંશયાતીત કરવામાં આવી હોય. પાછળથી લૌકિક સંસ્કૃતમાં દ્વિત્વની અનિવાર્યતા જણાઈ નહિ. વ્યાકરણમાં વિકલ્પ સ્વીકારાયો.

તો, સામાન્ય રીતે સંસ્કૃતને પોતાના બંધારણમાં અનુસરનારી એવી આપણી ભાષામાં ર્‌ના અનુગામી વ્યંજનનું દ્વિત્વ સામાન્ય રીતે અનાવશ્યક ગણાય, પાંડિત્યપ્રદર્શક જ નીવડે. ગૂજરાતી 'વાર્તા' શબ્દની બાબતમાં તો વૈદિક કાલનો દ્વિત્વપક્ષપાત × આધાર વગરનો છે, કેમકે સંસ્કૃતમાં કલ્પિત કથાના અર્થમાં વાર્તા શબ્દનો પ્રયોગ દુર્લભ હોઈ, એ અર્થમાં 'વાર્તા'ને ગૂજરાતી શબ્દ ગણવો રહે. વૈદિક કાલના દ્વિત્વવાધા ચઢાવવાનો તો પછી અવકાશ જ ક્યાંથી?

* * *

મેં ઉપર કહ્યું છે કે જે સાહિત્યપ્રકાર માટે અંગ્રેજીમાં 'Short Story'નો પ્રયોગ થાય છે તેને માટે અહીંની બીજી ભાષાઓમાં 'લઘુકથા,' 'કહાની', 'ગલ્પ', એવા પ્રયોગો છે. 'વાર્તા'નો પ્રયોગ આપણે ત્યાં જ છે. એટલું જ નહિ, સંસ્કૃત સાહિત્યમાં પણ પ્રસ્તુત સાહિત્યપ્રકારને મળતું લખાણ 'વાર્તા' નહિ પણ 'કથા' કે 'આખ્યાયિકા'ને નામે જાણીતું છે. (જુઓ ભામહ: ૧-૨૫-૩૦, દણ્ડી: ૧-૨૩, સાહિત્યદર્પણ: ૬-૩૩૧) કલ્પિત કથાઓનો સંગ્રહ 'કથાસરિત્સાગર' નામથી જાણીતો છે. કલ્પિતકથાને માટે 'વાર્તા' શબ્દ વપરાએલો દેખાતો નથી. 'હિતોપદેશ'ની શરૂઆતમાં શ્રી વિષ્ણુશર્મા કહે છે:

× શ્રી ત્રિવેદીના પુસ્તકના ઉપોદ્‌ઘાતલેખકે, એક જ પાના ઉપર, બે વાર 'વાર્તા' અને એકવાર 'વાર્તા' (ફુટનોટમાં) એમ જોડણી કરી છે, છપાઈ છે તે મૂળલેખકની હાથપ્રતને વફાદાર હોય તો. આ વિકલ્પોથી એકીસાથે આપ્ટેના કોશની જોડણીને અને વિદ્યાપીઠ જોડણીકોશની વૈકલ્પિક જોડણીને સરખા મત મળી રહે છે એ મંગલ સિદ્ધિ સધાય છે. બાકી તેઓથી અન્યત્ર સામાન્યતઃ 'વાર્તા' જોડણી જ કરે છે એટલે 'વાર્તા' એ 'મુદ્રારાક્ષસ' (છાપભૂલ) હશે એમ જાણવાની આશા હતી. પણ પ્રો. ત્રિવેદીના ચર્ચાપત્રથી એ ભ્રમ ભાંગ્યો અને ખાતરી થઈ કે આપ્ટેના કોશની જોડણી અને નહિ કે અર્થને-સાચો ઠેરવવાની દિશામાં જ એ પ્રયત્ન હતો.

तद्भवतां विनोदाय काककूर्मादीनां विचित्रां कथां कथयामि । અને અંતે કહે છે...... प्रचलतु रचितः संग्रहोऽयं कथानाम् । કાદંબરીકાર બાણુ ગ્રંથારંભે કહે છે :

द्विजेन तेनाक्षतकण्ठकौण्ठया ।
धिया निबद्धेयमतिद्वयी कथा ॥

પંચતંત્રની ટીકાને અન્તે પૂર્ણભદ્રસૂરિ ( शरबाणतरणिवर्षे એટલે કે સં. ૧૨૫૫ માં ) કહે છે :

कथान्वितं सत्कविसूक्तयुक्तम्... ।

અને

प्रत्यक्षरं प्रतिपदं प्रतिवाक्यं प्रतिकथं प्रतिश्लोकम् ।

આ રીતે જોતાં જણાશે કે કલ્પિતવસ્તુગ્રથિત ગદ્ય કે પદ્ય રચના માટે 'वार्ता' નહિ પણ 'कथा' શબ્દ સંસ્કૃત સાહિત્યમાં રૂઢ છે.

वार्ता શબ્દ ખરેખર બનેલી બાબત માટે વપરાય છે. મેઘદૂતને અંતેના પ્રક્ષિપ્ત ગણાતા શ્લોકોમાંના છેલ્લામાં

श्रुत्वा वार्तां जलदकथितां तां धनेशोऽपि सद्यः ।

એમ યક્ષને અંગેની સાચી (અકલ્પિત) બાબત માટે 'वार्ता' શબ્દનો પ્રયોગ છે. કાલિદાસે ભલે સમગ્ર વસ્તુ કલ્પી કાઢેલું હોય. પણ કુબેરને મેઘે જે કહ્યું તે તો તેણે (મેઘે) ખરેખર જે સાંભળેલું તે જ છે. वृत्–'થવું', 'બનવું', એમાંથી 'वार्ता' શબ્દ વ્યુત્પન્ન થયો છે, એટલે તેમાં યાથાર્થ્યનો અર્થ છે. કોઈ કહેશે કે સમાચાર કોઈવાર ખોટા પણ નીકળે છે, કલ્પિત પણ હોય છે. આપણી ચર્ચા પૂરતું એટલું જ કહેવાનું કે મુદ્દો તો એ છે કે સમાચાર સાચા પણ નીકળે છે, જ્યારે કલ્પિત કથા કદી પણ સાચી નીકળી શકે નહિ ('वार्ता' થઈ શકે નહિ.) અને આ તો ભાષાનો પ્રશ્ન છે. સંસ્કૃતમાં 'वार्ता' શબ્દનો શો અર્થ થઈ શકે તે જોવા કરતાં જે અર્થ રૂઢ થયો હોય તે જ જોવો કામનો છે.

'कथा' શબ્દ 'કહેવું' ઉપરથી છે. અને જે કહીએ તે સાચું પણ હોય, કલ્પિત પણ હોય. એટલે 'वार्ता' માત્ર અકલ્પિત વસ્તુ માટે વપરાય તો 'कथा' કલ્પિત–અકલ્પિત બંને માટે વપરાય. તેનું નિદર્શન કથાસરિત્સાગર ( ૧ તરંગ ૨. ૫૨–૪ )માં મળે છેઃ–

प्रणामपूर्वमावाभ्यां तस्यैसोऽथ निवेदितः ।
स्ववृत्तान्तश्च तद्भर्तुर्मौर्ख्यवार्ता च या श्रुता ॥ ५२ ॥
पुत्रौ युवां मे का लज्जा श्रूयतां कथयामि वाम् ।
इत्युक्त्वा सावयोः साध्वी कथामेतामवर्णयत् ॥ ५३ ॥
शंकरस्वामिनामात्र नगरेऽभूद्द्विजोत्तमः ॥ ५४ ॥

બંને છોકરાઓ પોતાનો વૃત્તાન્ત અને તે બાઈનો પતિની મૂર્ખાઈ વિશે સાંભળેલા સમાચાર કહે છે (૫૨). તે બાઈ શરમાયા વગર તેમને પોતાને અંગેની સાચી હકીકત કહે છે (૫૩). આ નગરમાં શંકરસ્વામી કરીને એક ઉત્તમ બ્રાહ્મણ રહેતો હતો (૫૪). વગેરે વગેરે. અહીં (૫૩માં) સાચી બીના માટે પણ कथा શબ્દનો પ્રયોગ છે: પોતાનો વૃત્તાન્ત

કહેતાં મહાશ્વેતાને થતી અપાર વેદના જોઈ ચંદ્રાપીડ કહે છે, 'तदलमनया कथया', ત્યાં પણ સાચી બીનાના અર્થમાં કથા શબ્દનો પ્રયોગ છે.

કિરાતાર્જુનીયમ્‌માં (૧–૨૪) कथाप्रसंगेन जनैरुदाहृतात् । ની ઘણ્ટાપથટીકામાં મલ્લિનાથ કહે છે : "कथाप्रसंगेन गोष्ठीवचनेन जनैः । अन्यत्र कथाप्रसंगेन विपवैद्येन । 'कथाप्रसंगो वार्तायां विषवैद्योऽपि वाच्यवत् ।' इति विश्वः ।

અહીં અને રાજતરંગિણી (૨–૬૯)માં 'आयायं राजपुत्रा वार्तयापि न चक्रिरे 'માં 'वार्ता'નો અર્થ સામાન્ય વાતચીત એવો લાગે છે. કલ્પિત બીના તો અભિપ્રેત છે જ નહિ. કેમકે કિરાતમાં અર્જુન અને યુધિષ્ઠિરની બીનાનો ઉલ્લેખ છે અને યુધિષ્ઠિર શ્રોતાસ્થાને છે એટલે તે બીના કલ્પિત ન જ લેખી શકાય. રાજતરંગિણીમાં 'वार्ता'નો અર્થ उदन्त –સમાચાર પણ યોજી શકાય. શ્રી. આર. એસ. પંડિતે 'converse'–'વાતચીત' અર્થ કર્યો છે, પણ પ્રાચીન કોષકાર અને અર્વાચીન અનુવાદક વચ્ચેના એક ટીકાકારનો મત જોઈએ. કાદંબરીમાં પુંડરીકના મૃત્યુ પછી કપિંજલ વિલાપ કરે છે.

'कमालपामि । केन वार्तां करोमि । ' એમાં ઉપર પ્રમાણે અર્થ કરતાં અકારણ પુનરુક્તિ જ થાય. અકબરના સમકાલીન ( ' अकब्बरक्ष्मापतिदत्तमानः ' એવા ) ભાનુચંદ્ર ટીકામાં 'आलापं करोमि । प्रवृत्तिं करोमि । ' એ રીતે અર્થ કરે છે. ટૂંકામાં, ' वार्ता ' શબ્દનો પ્રયોગ કલ્પિત બીનાના અર્થમાં ઉપલબ્ધ થતો નથી. ભાગવત ( ૧–૧૮–૪ ) માં ' नोत्तमश्लोक-वार्तानां जुषतां सत्कथामृताम् । ' જેવામાં ' કથા 'થી ' વાર્તા 'નો પૃથક્ પ્રયોગ પણ જોઈ શકાશે.

આકૃતિથી ઉપરની વાત મૂકવી હોય તો બાજુએ આપેલાં વર્તુલોમાંથી મોટું તે કલ્પિત અકલ્પિત સઘળી બીના જણાવે છે. મોટું વર્તુલ તે ' कथा '. તેની અંદરનું નાનું વર્તુલ અકલ્પિત, સાચી, બીના જણાવે છે. આ નાનું વર્તુલ તે ' वार्ता '. वार्ता कथाની અંતર્ગત છે એટલે તેને કથા કહી શકો, પણ કથા માટે वार्ताનો પ્રયોગ કરતાં અતિવ્યાપ્તિ થાય.



क=था

આ ઉપરાંત, બે માણસો મળે ત્યારે ' का वार्ता '–શા સમાચાર છે ?–એમ પ્રશ્ન પૂછે છે, એ રૂઢિમાંથી પણ કલ્પિત બીના માટે ' वार्ता 'નો વપરાશ મળતો નથી. નીચેનાં બે દૃષ્ટાંત બસ થશેઃ—

न शक्या रक्षितुं यत्र देहान्तर्निहिता अपि ।
स्त्रियस्तत्र गृहे तासां का वार्ता धिग्धिगेव ताः ॥
( कथासरित्सागर १०–८–१५९ )

तदेवं वदने स्पृष्टे शुष्केण स्नायुना गवाम् ।
ईदृश्यधोगतिः का तु वार्ता तन्मांसभक्षणे ॥
( कथा० ५–२–१७१ )

ઉપરના વિવરણ પછી वार्ता શબ્દ સંસ્કૃત સાહિત્યમાં કલ્પિત બીનાના અર્થમાં રૂઢ થયેલો મળવો દુર્લભ છે એ સ્પષ્ટપણે સમજાશે એવી આશા રાખી શકાય.

આપણા સાહિત્યમાં પણ શામળભટ્ટના સિંહાસનબત્રીશી વગેરે ગ્રંથો જોવાથી ' એમ કથા પૂરણ હવી ' એવા ઉલ્લેખો વિશેષ છે. ' વાત ' શબ્દનો પ્રયોગ ' કથા 'ના અર્થમાં મળે છે. શામળ પહેલાંના અખો, માંડણ, વ૦ કવિઓમાં પણ. ' કથા 'ને ' વાત ' કે ' વારતા ' કહેવાનો પ્રચાર ગુજરાતમાં ઠીકઠીક સમયથી ચયો લાગે છે.

વારતા રે વારતા !
ભાભો ઢોરાં ચારતા.

એ લોકોક્તિ પણ બહુ પ્રચલિત છે. ' વારતા ' અને ' વાત ' એ શબ્દો કથાના અર્થમાં અપણે ત્યાં મધ્યકાલીન સાહિત્યમાં પ્રચાર પામ્યા છે; ' વાર્તા ' * નો પ્રયોગ હશે તો મેં જોયો નથી. જોડણીકોશમાં આ ' વારતા ' શબ્દ સંઘરવા જેવો છે. નવા કવિઓના ' શબ્દ ', ' સરપ ', એવા વિશ્લેષયુક્ત પ્રયોગોને રૂઢિનું પીઠબળ છે એમ ન જોઈ શકનાર

* જુનું નર્મગદ્ય પૃ. ૩૩૦ ઉપરનું ' ગાથા વિષે ચરચાપત્ર ' જોવાથી માલૂમ પડશે કે ૮, સપ્ટેં૦ ૧૮૫૮ જેટલા જૂના દહાડામાં પણ 'વાર્તા' શબ્દ વિષે ચર્ચા થઇ ગયેલી છે. અંગ્રેજી 'નોવેલ' શબ્દ માટે કવિ નર્મદાશંકરે 'વાર્તા' શબ્દ વાપરેલો તે ઉપરથી 'જ્ઞાનદીપક'ના સપ્ટેં૦ના અંકમાં કોઇ ચર્ચાપત્રીએ કવિનો કાન પકડેલો. ચર્ચાપત્ર અંગ્રેજીમાં હતું. ચર્ચાપત્રીએ બતાવ્યું હતું કે સંસ્કૃતમાં 'વાર્તા' સાચી બનેલી હકીકતના અર્થમાં વપરાય છે. જ્યારે અંગ્રેજી 'નોવેલ' શબ્દ તો કલ્પિત કથાના અર્થમાં છે. કવિ નર્મદાશંકરે. પેલાએ પોતાને કાચો નિશાળિયો કહેલો એટલે એને સામેથી પોપટ-પંડિત કહ્યો, પણ દલીલમાં ઘોટાળો કર્યો. સંસ્કૃતમાં ગમે તેમ હોય, ગુજરાતીમાં 'વારતા' શબ્દ કલ્પિત બીનાના અર્થમાં પણ વપરાય છે એવો રૂઢિનો આશ્રય લીધો હોત તો કવિને માટે એ પૂરતું હતું. પણ કવિ 'સંસ્કૃત અને મરેઠીમાં પણ વાર્તા એટલે સાચી અને જૂઠી, એ જ પ્રમાણે અર્થ થાય છે ' એવું પુરવાર કરવાના નિરર્થક પ્રયત્નમાં તણાયા. અને ' ઈસપનીતિ, પંચોપાખ્યાન, ડાહસલી વગેરેની બાબતો વાર્તા નામે ઓળખાય છે. તારે શું તેમને ખરી બનેલી સમજવી ?'–એમ ઊંધેથી દલીલ કરે છે. ઇસપનીતિને આપણે ગુજરાતીમા વાર્તા કહીએ છીએ એથી વાર્તાના સંસ્કૃત અર્થ પ્રમાણે ઈસપનીતિ ખરી બનેલી ઠરતી નથી, પણ વાર્તાનો સંસ્કૃતમાં જે અર્થ છે તે આપણી ભાષાની રૂઢિ અનુસાર ખોટો ઠરે છે એટલું જ.

કવિએ મરાઠીમાં પણ કલ્પિત બીનાના અર્થમાં ' વાર્તા 'નો પ્રયોગ છે એમ બતાવવા બોમ્બે નેટીવ એજ્યુકેશન સોસાયટીના મરેઠી કોશમા વાર્તાનો rumour અર્થ છે તે આગળ ધર્યો છે. પણ rumour=અફવા. અને અફવા વિશે મે ઉપર રજૂ કરેલી દલીલ લક્ષ્યમાં રાખવાની છે કે ગમે તેવી અફવા પણ સાચી નીકળી આવવાનો સંભવ છે, કલ્પિત બીના વિશે એવા સંભવનો અભાવ જ છે.

કવિએ કનૂયેડીના અંગરેજી–મરાઠી કોશમાં 'નોવેલ'ના પર્યાય 'કથા–આખ્યાન'થી આપ્યા છે એ નોંધ્યું છે, તે યથાર્થ છે એ આપણે ઉપર જોયું છે. પણ તે ઉપરથી કવિ દલીલ કરે છે તે જોવાથી વળી બીજીવાર તેમની દલીલ કરવાની રીતનો પરિચય થાય છે. 'ત્યારે શું કથા તે ખોટી જ હોય ? કથા ખરી પણ હોય ને ખોટી પણ હોય. પણ વિશેષ અર્થમાં કથા તે ખોટી જ એવો પણ અર્થ થાય છે. તેમ જ વાર્તા વિષે સમજવું. ' કથા અને વાર્તાના અર્થો વિષે ઉપર વર્તુલોની આકૃતિથી આપણે સ્પષ્ટતા કરી છે. ' તેમજ વાર્તા વિષે સમજવું ' દુર્ઘટ છે.

આડવાતમાં કહું કે 'નોવેલ' માટે કવિ ('ગાથા અને કળા વિષે લખનારો '–એવી સહી છે ) એ આપેલો 'ગાથા' શબ્દ પ્રચલિત ન થયો એ શોચનીય છે. વાર્તાની બાબતમાં અર્થવિપર્યય થાય છે. ગાથાની બાબતમાં અર્થવિસ્તાર જ કરી. હજી પણ એ શબ્દ ઉપાડી લેવા જેવો છે.




વિવેચનમુકુર :–કર્તા તથા પ્રકાશક : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, મુંબઈ. કીંમત રૂા. ૨–૮–૦.

"જીવનમાં જે સ્થાન દર્પણનું છે તે જ સ્થાન સાહિત્યમાં વિવેચનનું છે–મનુષ્ય પોતાનું મુખ જાતે જોઈ શકતો નથી એટલે એને જેમ પોતાની ખુબીખામીનું જ્ઞાન મેળવવા મુકુરની મદદ લેવી પડે છે, તેમ સાહિત્યકાર પણ પોતાના સર્જક સ્વરૂપને–પોતાની સાહિત્યકૃતિ કે પ્રવૃત્તિરૂપી પોતાના મુખને–યથાર્થ રીતે જોઈ શકતો નથી, એના ગુણદોષ વિશે નિઃસંદેહ નિર્ણય બાંધી શકતો નથી, એટલે એને અનિવાર્ય રીતે જ વિવેચનરૂપી મુકુરની મદદ લેવી પડે છે." પોતાના નવા ગ્રંથના નિવેદનમાં શ્રી. વિશ્વનાથ ભટ્ટ ઉપરના શબ્દો નોંધી ગ્રંથનું નામાધિકરણ સ્પષ્ટ કરે છે.

'સાહિત્યસમીક્ષા' ની પેઠે આ ગ્રંથ પણ શ્રી વિશ્વનાથ ભટ્ટના બીજા ચોદ લેખોનો સંગ્રહ છે. અને સમતોલ ન્યાયદષ્ટિ, સંગીન અભ્યાસ, નીડર સ્પષ્ટવક્તૃત્વ, ઉચ્ચ રસિકતા, ગૌરવાન્વિત ગંભીર શૈલી ઈત્યાદિ ગુણોને લીધે એ વિવેચનગ્રંથે કર્તાને સમર્થ વિવેચક તરીકે જે પ્રતિષ્ઠા અપાવી છે તેમાં આ પુસ્તક સવિશેષ ઉમેરો કરે તેવું છે.

ગ્રંથમાં પ્રથમ મૂકાએલા લેખ 'વિવેચનની અગત્ય'માં શાન્ત, નીડર, નિખાલસ, સર્વાંગી વિવેચનની અને સમાજસંસ્કારના પહેરેગીર અને તેવા વિદ્વાનોની પ્રજાનું રુચિતંત્ર ઘડવામાં અને સાહિત્યકારોને માર્ગ બતાવવામાં કેટલી અનિવાર્ય જરૂર છે તે લેખકે સમજાવ્યું છે. 'પ્રાંશુલભ્ય ફલ'માં શ્રી. મુનશીએ એક વ્યાખ્યાનમાં વિવેચકોનાં વિચિત્ર નામો પાડીને વિવેચનસાહિત્યને ઉપહાસપાત્ર ગણેલું તેનો જવાબ છે. સર્જક જેટલું જ વિવેચકનું મૂલ્ય છે. વિવેચન એ પણ કલા છે એમ સચોટ દલીલોથી સિદ્ધ કરતાં લેખક કહે છે કે "વિવેચન તો પ્રાંશુલભ્ય ફલ છે. અનન્ય નિષ્ઠા, અવિરત ઉદ્યોગ, ખંતીલી શોધ, દીર્ઘ ચિન્તન, અને નિર્મળ દષ્ટિ એ બધી સામગ્રીવાળો પૃથુપાણિ પુરુષ જ એને ગ્રહી શકે." 'આપણી કૂપમંડૂકતા' એ લેખમાં આપણા વિવેચનનું ધોરણ સંકુચિત મટાડી જગદ્વ્યાપી બનાવવાનો, અને કેવળ સર્જન જ નહિ પણ કંઈક લોકોત્તર સર્જનને પ્રશંસાપાત્ર ગણવાનો લેખકે આગ્રહ કર્યો છે.

'શીલ અને સાહિત્ય' એ મનનીય વ્યાખ્યાન છે. તેમાં સર્જકની ઉદાત્તતામાંથી સર્જન ઉદાત્ત થાય, જેવું શીલ તેવું જ સાહિત્ય એ વિવાદાતીત સત્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ગોવર્દ્ધનરામ, મિલ્ટન અને રમણભાઈ, તથા સામે પક્ષે નર્મદ અને એમીલ ઝોલાનાં દષ્ટાંતો લઈ દરેક સાહિત્યસર્જકે ન ભૂલવા જેવો એ સંદેશ લેખકે

રજુ કર્યો છે કે "કલાકારે જીવનભર જે આચાર રાખેલ હોય છે, ભાવનાઓ સેવેલ હોય છે, અને જે કલ્પનાઓ કર્યા કરેલ હોય છે, તે જ એના સર્જન રૂપે આવિર્ભાવ પામે છે...માટે તમારે જો સાચા સમર્થ ઉદાત્ત કલાકાર થવું હોય તો પહેલેથી જ તમારા જીવનને ઉન્નત બનાવો, તમારા શીલને સમૃદ્ધ કરો, ઉચ્ચ જીવન વગર ચિરંજીવ ઉચ્ચ સર્જન શક્ય જ નથી. ઉદાત્ત શીલ વગર ઉદાત્ત સાહિત્યસર્જનનો બીજો કોઈ માર્ગ જ નથી. नान्यः पन्थाः विद्यतेऽयनाय." 'સાહિત્યમાં અપહરણ' એ તો સુપરિચિત લેખ છે. પરસાહિત્યનું ઋણ ઘણા વખત સુધી ન સ્વીકારનાર આપણા બે પ્રતિષ્ઠિત સાહિત્યકારો શ્રી. મુનશી અને શ્રી. ખબરદારની લેખકે આમાં એવી સચોટ રીતે ખબર લીધી છે કે તે લેખની સામે દલીલ ટકી શકી નથી.

'વિદેશી ગ્રંથરત્નો' એ શીર્ષકવાળા વિભાગમાં 'એના કેરેનિનાની તરલા', 'કથાવલિ' અને 'લગ્નસુખ' એ ત્રણ લેખો છે. તેમાં પ્રથમમાં શ્રી. ભોગીંદ્રરાવે ટૉલ્સ્ટૉયની એ મહાન નૉવલકથાનું ગુજરાતી રૂપાંતર કરવા જતાં મૂળ વાર્તાની ખૂબીઓ નીતિ અને કલા બંનેની વિશિષ્ટતાઓ કેમ જતી કરવી પડી અને પરિણામે રૂપાંતર કેવું નિર્જીવ અને પ્રાણહીન બન્યું તેની ચર્ચા છે. બીજા બે લેખો ગુજરાતી જનતાને ટૉલ્સ્ટૉય જેવા સમર્થ સાહિત્ય-સ્વામીની કલાનો રસદર્શી પરિચય કરાવવાના પ્રયાસ તરીકે આમાં સંગ્રહવામાં આવ્યા છે.

'નર્મદની કવિતા' અને 'કોશ કે કાવ્ય?' એ બે નર્મદ વિષયક લેખોમાંના પ્રથમમાં નર્મદના અનાડીવેડા, તેની અધૂરી રસિકતા, તેની ભાષામાં કર્કશતા, 'જોસ્સા' શબ્દનો તેણે કરેલો અધૂરો અર્થ વગેરે સ્પષ્ટ કરીને શ્રી. વિશ્વનાથ ભટ્ટ પ્રેમ અને પ્રકૃતિના સૌંદર્યના ગાન ગુજરાતમાં સીધી રીતે મુગ્ધ બનીને ગાનાર, અને 'યૌવનનો થનગનાટ, નિર્ભનન્દની મસ્તી, હૃદયદ્રવ્યનો ઉકળાટ, અન્યાય પ્રત્યેનો પુણ્યપ્રકોપ, ઉદ્દામ લડાયકવૃત્તિ, ઉત્કટ અસ્મિતા, ઉગ્ર સત્યનિષ્ઠા, ને અજબ નિર્ભયતા એ બધી વૃત્તિઓ ગુજરાતી કવિતાને પ્રથમ પહેલી દર્શાવનાર' નવયુગના અરૂણ સમા નર્મદને અંજલિ આપે છે. અને નર્મદના અનેક દોષો છતાં આ યુગના કાવ્યાધિષ્ઠાતા અને કવિકુલનાયક તરીકે તેનું સ્થાન અવિચલ છે તેમ સિદ્ધ કરે છે. 'કોષ કે કાવ્ય?' એ સર્વાંગસુંદર લેખ છે. નર્મદને કોશ બનાવતાં પડેલી મુશ્કેલીઓ, તેના સ્વભાવથી પ્રતિકૂલ કાર્ય, પ્રકાશનમાં આર્થિક વિટંબણા, સતત શ્રમ અને ધીરજ માગતા આ કાર્ય સામે નર્મદની એકલે હાથે લડત, અને છેવટે ગુજરાતને ગૌરવભર્યું અર્પણ—એ સર્વ હકીકતનું, નર્મદના ઉદ્ગારો, પત્રો, કોશની પ્રસ્તાવના વગેરેમાંથી અવતરણો ગૂંથીને શ્રી. વિશ્વનાથ ભટ્ટે એટલું સુંદર નિરૂપણ કર્યું છે કે નર્મદના એ પરમ પુરુષાર્થની કથા કાવ્ય જેવી હૃદયસ્પર્શી લાગે છે.

'યુગમૂર્તિ વાર્તાકાર' એ લેખમાં શ્રી. રમણલાલ વ. દેસાઈની કલાનું મૂલ્યાંકન છે. શ્રી. દેસાઈએ અનેક સાહિત્યપ્રકારો ખેડ્યા છે, છતાં નવલસર્જનના સામર્થ્યથી તેમણે પ્રજાહૃદયમાં સ્થાન મેળવ્યું છે અને શ્રી. મુનશી જેટલી જ પ્રતિષ્ઠા તેમણે પ્રાપ્ત કરી એ તેમની અસાધારણ સિદ્ધિ છે. ગાંધીયુગના આ વાર્તાકારે તેમની મધુર શૈલીમાં યુગબલનું આલેખન કર્યું છે. પણ રંજનદૃષ્ટિથી લખાએલી, પ્રણય–હાસ્ય–અદ્ભુત રસના મિશ્રણવાળી, પ્રણયત્રિકોણો આલેખતી, વ્યવહારશૂન્ય આદર્શપ્રેમી નાયકોવાળી શ્રી. દેસાઈની એ નવલોમાં આવી જતી અવાસ્તવિકતા, સ્થલકાલની અસ્પષ્ટતા, વર્ણનોની ન્યૂનતા, વિવિધતાનો અભાવ,

ખરાં દુષ્ટ પાત્રોની ગેરહાજરી, અભિનવ નીતિવાદથી તેમની કલાને થયેલી હાનિ, દુષ્ટ પાત્રોને અનુકંપાપાત્ર નહિ પણ આદરપાત્ર બનાવતાં થતો ઔચિત્યભંગ વગેરે દોષો પણ રહેલા છે તે શ્રી. વિશ્વનાથ ભટ્ટ આ લેખમાં સ્પષ્ટ કરે છે. છેલ્લે, 'તેત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય' એ અમદાવાદની ગુજરાત સાહિત્યસભા માટે એ વર્ષની ગ્રંથ-સમીક્ષા રૂપે લખાએલો સુપરિચિત લેખ છે.

સંપૂર્ણ તૈયારી અને તલસ્પર્શિતા એ શ્રી. ભટ્ટની વિવેચનાના મુખ્ય ગુણો છે. દોડાદોડ અને ઉપલક વાચનના આ યુગમાં તેમનો સંગીન અભ્યાસ અને વિષયની સમગ્ર દૃષ્ટિથી કરેલી છણાવટ આશ્ચર્યકારક ગણાય તેવાં છે. 'કોશ કે કાવ્ય?' જેવો લેખ જોઈએ તો તેમાં જે વિષય પરનું પ્રભુત્વ છે, સામગ્રીની જે વિપુલતા છે અને પ્રશાન્ત ગંભીર વેધક શૈલીમાં તેની રજુઆત કરવામાં આવી છે તે જોઈ લેખકની વિદ્વત્તા માટે માન થયા વગર રહે નહિ. 'તેત્રીસના ગ્રન્થસ્થ વાઙ્મય' વાળી સમીક્ષા જોઈએ તો તેમાં લેખક ગ્રંથોના બાહ્યાંગો તપાસે છે, યુગબળોની ભૂમિકા ચર્ચે છે, પણ ગ્રંથોને વિગતવાર વહેંચી, જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સમતોલ દૃષ્ટિથી, ગ્રંથોની સમાલોચના કરે છે અને છેવટે પ્રકાશકોને પણ ભૂલતા નથી. 'સાહિત્યમાં અપહરણ' અને 'તરલા' માં જે નીડરતાથી, સચોટતાથી, ગૌરવ અને સ્વાસ્થ્યથી તે પોતાની દલીલો રજુ કરે છે, વિસ્તૃત વાચનના પરિણામ રૂપ યોગ્ય અને મુદ્દાસરનાં અવતરણો પોતાના મંતવ્યના સમર્થનમાં ટાંકે છે, તે તેમની અભ્યાસનિષ્ઠા અને સત્યપ્રિયતાના પુરાવારૂપ છે.

"વિવેચન એટલે સ્વચ્છ સમથળ આયનો, તેથી પોતાની સમક્ષ જે કોઇ સાહિત્યની વ્યક્તિ કે કૃતિ ખડી થાય તેનું કશી સ્પૃહા કે ભીતિ વગર, કોઈથી પણ ડર્યા કે દબાયા વિના, નિખાલસ રીતે હૂબહૂ પ્રતિબિમ્બ ઝીલી લેવું, એના ગુણ તેમ દોષ ઉભય જેવા હોય તેવા પૂરેપૂરા બતાવવા અને એને આત્મદર્શનમાં એ રીતે સહાયક થવું એ જ" વિવેચકનું પરમ કર્તવ્ય-એવો આદર્શ પોતાની સામે રાખીને શ્રી. વિશ્વનાથ ભટ્ટે લખેલા આ ચૌદ લેખોનો સંગ્રહ ચિંતનસામગ્રીથી એટલો સભર ભર્યો છે કે તેનું પરિશીલન દરેક ગુજરાતી સાહિત્યના અભ્યાસીને અનિવાર્ય ગણાવું જોઈએ.

**શોભના:**—કર્તા: શ્રી. રમણલાલ વ. દેસાઇ. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ. પૃષ્ઠસંખ્યા ૩૬૮. કિંમત રૂ. ૨-૮-૦.

આપણાં યુવકયુવતીઓનું જીવન અને એ વર્તમાન જીવનના અનેકાનેક પ્રશ્નો ચર્ચતી શ્રી. રમણલાલ દેસાઈની આ નવી સામાજિક નવલકથા છે.

તેનો નાયક પરાશર, જયંત, શિરીષ કે અવિનાશની પેઠે, શ્રીમંતનો પુત્ર છે. વિલાયત જઈ ત્યાંની યુવતીના મોહપાશમાં તે ન સપડાય તે માટે તેનાં માતાપિતા તેનાં શોભના સાથે લગ્ન કરી નાખે છે. "બહુ જ સાદાઈથી, બંને કુટુંબ સિવાય બીજા કોઇને ખબર ન પડે એવી શાંતિથી અને તીર્થધામમાં" એ લગ્ન થઇ ગયા પછી પરાશર અને શોભના મળતાં નથી. સ્ત્રીસુલભ ક્ષોભને લીધે શોભના પ્રથમ પત્રનો જવાબ લખી શકતી નથી. અને ત્યાં તો ધનવાન અને મધ્યમવર્ગના ભેદભાવ, નોકરો પર થતા જુલમ વગેરેથી દાઝી ઉઠેલા પરાશરના "સુંવાળા મોજી હૃદયે વળ લીધો, અને તે એકાએક નિશ્ચય કરી બેઠો." પત્ની, પિતા, પૈસા બધું છોડીને તે ગરીબો સાથે ગરીબ બનીને રહેવા જતો રહે છે.

શ્રી. દેસાઇનો આ અવ્યવહારુ નાયક ગામડામાં જઈને પહેલો પ્રશ્ન એ પૂછે છે કે "તમે બંડ ઉઠાવશો ?" ગામડિયાઓ સ્વાભાવિક જવાબ આપે છે, "ના રે ભાઈ, અમે શા માટે બંડ ઉઠાવીએ ?" પરાશરના આશ્રમને ગામડામાં સફળતા ન મળવાથી તે પાછો શહેરમાં આવીને રહે છે અને મજૂરોની ચાલીમાં રહી કાર્ય કરે છે, વર્તમાનપત્રમાં લેખો લખી ત્રીસ રૂપિયા પગાર લે છે; જ્યારે શોભના કોલેજમાં અભ્યાસ કરે છે, ચર્ચાઓમાં ભાગ લે છે, પરીક્ષા આપે છે, ધનાઢ્યના પુત્ર ભાસ્કરની મૈત્રીથી શાળામાં નોકરી લે છે. સંજોગવશાત્ કે પરાશરની ધૂનના પરિણામે વિખૂટાં પડેલાં પતિપત્નીને પાછાં અન્યોન્યની નજીક લાવવાં તે ધ્યેય તરફ નવલકથાનો વસ્તુપ્રવાહ વહે છે.

બે કુટુંબ સિવાય બીજા કોઈને ખબર ન પડે તે રીતે પરાશર અને શોભનાનાં લગ્ન થયેલાં. તેનું એક પરિણામ તો એ આવે છે કે લગ્ન છૂપાં રાખનાર એ પતિ-પત્નીને જ પોતાની વાત વારંવાર જાહેર કરવી પડે તેવી પરિસ્થિતિમાં તેઓ મૂકાય છે. શોભનાનો સંસર્ગ મેળવવા મથતા ભાસ્કરને શોભના કહે છે કે "હું તો પરણેલી છું." રંભા જ્યારે પરાશરનો હાથ ઝાલવા ઈચ્છે છે ત્યારે પરાશર કહે છે કે "હું તો પરણેલો છું." એ જ વાત ચાલીમાં રહેતી પેલી સરલ હૃદયની રતન આગળ તેને કહેવી પડે છે. ભાસ્કર પણ પરણેલો જ છે. પરાશર, શોભના, ભાસ્કર—નવલકથાનાં ત્રણ મુખ્ય પાત્રો એકસરખી પરિસ્થિતિમાં આવી જતાં એક જ વાત બોલે તે જાતના વસ્તુવિધાનમાં પૂર્વ-યોજિત વસ્તુની કૃત્રિમતા આવે છે.

એક બીજા પાત્રોના ઘર્ષણથી, કે એક બનાવ લઈ ને તેમાંથી ઉત્તરોત્તર વિકસતા અન્ય પ્રસંગોના આલેખનથી સુસંયોજિત વસ્તુવિકાસ સાધી શકાય. એવા સંવાદી વસ્તુ-વિકાસના આલેખન માટે અનુકૂલ પરિસ્થિતિ આ નવલમાં છે, અને માનવહૃદયના ઊંડાં ગહન ભાવો આલેખી શકાય તેવી, માત્ર ઉપરછલા નહિ પણ જીવનનાં ઊંડાણ આપવાની શક્યતા પણ આ નવલના વસ્તુમાં છે છતાં એ તરફ લેખકે પૂરતું લક્ષ આપ્યું નથી. અહીં તો એક પછી એક પ્રસંગો બન્યે જાય છે અને પાત્રો તેમાં યથાશક્તિ ભાગ લેતાં રહે છે. કોલેજમાં વક્તૃત્વ સભાના વાદવિવાદ, મોટરમાં સાહચર્ય, ભાસ્કરને ત્યાં ગરબાની મિજલસ, રતને કરેલી પંદર રૂપિયાની ચોરી, બુદ્ધિવાદી યુવક મંડળની સભા, સીનેમામાં નાયક-નાયિકાનું અચાનક મિલન, 'આગળ પડતી' શાળાની શોભનાની મુલાકાતનો પ્રથમ દિવસ, મિલમાલેકો સામે મજૂરોની હડતાલ, કોમી હુલ્લડ વગેરે પ્રસંગપરંપરા આ નવલમાં શ્રી. દેસાઈએ યોજી છે. પણ તેમાં પ્રસંગો એક બીજા સાથે સુસંકલિત છે અને એકને પરિણામે બીજા ઉત્પન્ન થતા રહે છે તેમ દરેકને માટે કહી શકાય તેમ નથી. પરાશરને સમન ચેતવે છે છતાં પરાશર ઝનુની મુસલમાનના છરાનો ભોગ છેવટે બને છે તે વાતનો પહેલેથી સૂચનદ્વારા લેખક આપણને ખ્યાલ આપે છે છતાં એવા બનાવોના આલેખનમાં અકસ્માતનો અંશ આવે છે જ. અને તેટલે અંશે વાર્તા ઓછી અસરકારક બને છે. અકસ્માત પર આધાર રાખતી વાર્તા વાચકના ચિત્ત પર દીર્ઘજીવી સંસ્કાર મૂકી જવામાં સફળ થતી નથી. અને તે વાત આ નવલકથાને પણ લાગુ પડે છે.

આપણાં વર્તમાન જીવનમાં પ્રશ્નોની સીમા નથી. કોમી વીખવાદ, મિલમાલેકો અને

મજૂરોના ઝગડા, બુદ્ધિશાળી યુવકોની માત્ર વાતોમાં જ પરિણમતી દેશભક્તિ, રાજકારણમાં અંગત સ્વાર્થનાં ઝેર ફેલાવતા ધનિકો, તેમની સેવામાં તત્પર એવાં વર્તમાનપત્રો, મજૂરોની કંગાલિયત, સામ્યવાદની અસ્પષ્ટ વિચારસરણી, વાદોની જંજાળમાં મગજ ભગાડતા કાર્યકર્તાઓ–એ સર્વ પાર નહીં એટલા પ્રશ્નોને આ નવલમાં ચર્ચવા લેખકે પ્રયત્ન કર્યો છે, કોઈ વાર અકળાઈ ને ઉગ્ર રીતે, તો કોઈ વાર માર્મિક વિનોદથી, હળવા કટાક્ષોથી, તેમની સુપરિચિત, સરલ, સંસ્કારી શૈલીમાં શ્રી. દેસાઈ આ પ્રશ્નો ચર્ચે છે, અને વાચકોને વિચારવા માટે પૂરતો ખોરાક મળે તેમ છે. છતાં પંક્તિએ પંક્તિએ આવતા પ્રશ્નાર્થ ચિન્હોથી થાક લાગે છે એટલું કહેવું આવશ્યક બન્યું છે. લેખકને વાર્તા કરતાં પણ પ્રશ્નોમાં વધારે રસ છે એમ ઘણીવાર લાગે છે. દાખલા તરીકે પરાશર અને શોભનાના મિલન પછી જ્યારે બંનેની ગેરસમજ દૂર થાય છે અને બંને પાત્રોની લાગણી હલમલી જાય છે અને શોભના છજ્જે હાથ ટેકવી દૂર અદૃશ્ય થતા પરાશરને જોઈ રહે છે ત્યારે લેખક કહે છે કે–"વર્ગવિગ્રહ ! પુરુષ અને સ્ત્રી વચ્ચે વિગ્રહ છે ખરો ? છે જ તો તે કેમ હોવો જોઈએ ?" મૂળ તો વિગ્રહ નથી, હોય તો તે અણઆવડતનું પરિણામ છે, વિગ્રહ કરતાં તત્ત્વોનો સુમેળ થતાં જીવન એક મહાસંગીત બને એમ લેખક કહેવા માગે છે, છતાં તેની પ્રશ્નાત્મક શરૂઆત ખૂંચ્યા વગર રહેતી નથી. જ્યારે પરાશર ઘાયલ થાય છે ત્યારે ઘાયલ થયેલા નાયકની

માનસિક દશાનું ચિત્ર આપવાને બદલે જગતના શોષણવાદ, અર્થવાદનો વિનાશ, નવીન સમાજરચના, કલહ, વિગ્રહ અને ખૂન વિશે પ્રશ્નોની પરંપરા લેખક મૂકયે જાય છે એ મૃત્યુ અને જીવન વચ્ચે ઝોલાં ખાતા નાયકની મનોદશાનું સ્વાભાવિક ચિત્ર છે એમ ભાગ્યે જ કોઈ કહી શકશે. પેલા ઉત્સાહી યુવકનો તે વખતનો ' ઈન્કિલાબ ઝીન્દાબાગ 'નો પોકાર, જે ડૉક્ટર કુમાર બંધ કરાવે છે, તેના જેટલા જ આ પ્રશ્નો પણ ત્યારે કર્કશ લાગે છે.

આ નવલની પાત્રસૃષ્ટિમાં સરલ હૃદયવાળો, ચારિત્ર્યવાન, નીડર અને આત્મનિષ્ઠ નાયક પરાશર, રંભાને છેવટ પરણી જતો ભાસ્કર, આપઘાત કરવાની તૈયારીમાંથી સેવામાર્ગે વળતો ડૉક્ટર કુમાર, આધુનિક યુવતી શોભના, વગેરે મુખ્ય પાત્રો જીવંત અને પરિચિત જેવાં છે. શોભનાના પિતા કનકપ્રસાદ, પ્રધાનપદું ન મળવાથી ગાંધીવાદને ઉતારી પાડવા મથતા કૃષ્ણકાંત, સર્વજ્ઞ હોવાનો દાવો કરતા પ્રેસના મુખ્ય સંચાલક લાલભાઈ, ભાષણ કરવાના ઉત્સાહી ક્રાંતિકારી ગૌરધીર, પઠાણોથી ડરતો છતાં પત્નીને મારતો રતનનો પતિ, કૉલેજમાં અભ્યાસ કરતી વિની, તારીકા, ચંચળ પ્રકૃતિની રંભા, જે પોતાના જમાઈને પણ ઓળખી શકતાં નથી એમ કહેવાની લેખકે પૃષ્ઠ ૩૧૮ પર ભૂલ કરી છે તે જયાગૌરી—એ સર્વ વાસ્તવ સૃષ્ટિમાં રોજ જોવા મળે તેવાં સજીવ સ્વાભાવિક પાત્રો છે. પેલી મજૂરપત્ની રતન, જે પરાશરના રૂપિયા ચોરી પાછી તેને જમાડવા આવે છે અને " તમારા રૂપિયા તો હું ઊંચકી ગઈ, અને પાછા તમને ભૂખ્યા યે રાખું ? " કહીને પોતાનો ગુનો કબૂલ કરી લે છે; " પીટયા ! રાજીયો ગાય તારો ! હાથ સખનો નથી રહેતો " કહીને જે પતિનો માર સહન કરી લે છે તે રતન વાચકનો પૂરો સમભાવ જીતી લે છે. રંભા કે ભાસ્કર જ્યારે " તેથી શું ? " એ પ્રશ્નથી લગ્નસંસ્થા તરફની પોતાની બેદરકારી જાહેર કરે છે ત્યારે એ બિનજવાબદાર વર્તન વાચકને સાલે છે. ત્યારે રતન પરાશરને જે નિમંત્રણ આપે છે તેમાં શારીરિક આકર્ષણ નહીં પણ ઊંડો સમભાવ તેના કારણ રૂપે હોવાને લીધે લેખકે તેનો જે બચાવ રજુ કર્યો છે તે અસ્વાભાવિક લાગતો નથી.

લેખકે આ નવલકથાને પાંચ વિભાગોમાં વહેંચી છે અને તે બરાબર છે. પણ એ વિભાગોનાં નામો ' *જવાળામુખી* ' ' *ભસ્મનાં પડ* ' વગેરે, અંદરની સામાન્ય જીવનની વાતો જતાં, આડંબરભર્યાં લાગે છે. પ્રસ્તાવનામાં શ્રી. દેસાઈ લખે છે : " માત્ર એટલું જ કે હું મહાન લેખક નથી. વાર્તા વાંચવા જેવી બની હોય તો મારે માટે બસ થાય એમ છે. " જીવંત પાત્રો, સ્વાભાવિક સંવાદકલા, છેવટ સુધી રસ સતત જળવાઈ રહે તેવી ચતુરાઈભરી પ્રસંગગૂંથણી, વચ્ચે આપણા જીવનના વિવિધ પ્રદેશો તરફ માર્મિક ટકોરા અને નિર્દંશ કટાક્ષો વગેરે ગુણોથી શ્રી. દેસાઈની આ નવલકથા વાંચવા જેવી તો બની છે જ. પણ તરુણ ગુજરાતના આદર્શો સમજનાર અને વાર્તાદ્વારા સ્પષ્ટ કરી બતાવનાર શ્રી દેસાઈ જેવા સિદ્ધ-હસ્ત લેખક એટલી જ સિદ્ધિથી સંતોષ માની લે છે ત્યારે તેમની સામે ફરિયાદ કરવાની રહે છે અને શ્રી. વિશ્વનાથ ભટ્ટના શબ્દો ફરીથી તેમને યાદ આપવાના રહે છે કે " પોતાની ભાવનાને વિશાળ બનાવી, અલ્પસિદ્ધિથી સંતુષ્ટ ન થઈ જતાં ગુજરાત વરસો સુધી વીસરે નહિ એવી નખશીખ અનઘ કલાકૃતિ આપવાનો એ યત્ન કરશે તો ઈશ્વરે આપેલી એમની શક્તિ એમને દગો નહિ જ દે એ નક્કી. "

પગદંડીઃ—લેખકઃ શ્રી ધૂમકેતુ. પ્રાપ્તિસ્થાન : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : દોઢ રૂપિયો.

આ નાનાં સચિત્ર પુસ્તકમાં લેખકે કરેલા નાઘેર, ગીર, ગિરનાર, ધુંવાધાર, દાર્જીલિંગ, નૈનીતાલ, સીમલા વગેરે સ્થળોના જુદા જુદા પ્રવાસોનાં રસમય વર્ણનો છે.

નૈનીતાલનું પ્રશાન્ત નીલવર્ણું સરોવર, ચંબલ નદીનો સ્વચ્છ સુંદર પ્રવાહ, સર્પો જેવા લાગતા વછનાગના વન આગળની ચાંદની રાત, ચોરવાડની વાડીઓથી શોભતી લીલી નાઘેર, ગીરનાં જંગલની વિકટતા, વગેરેનાં વર્ણનો શ્રી. ધૂમકેતુ અહીં બહુ રસપ્રદ શૈલીમાં આલેખે છે. સીમલાની ઊંચાઈ પરથી શતદ્રુના દર્શન માટે તળેટીમાં ઊતરની વેળાનો અનુભવ, સફેદ આરસના ખડકો પરથી વહેતી નર્મદાનું ગંભીર દૃશ્ય, દાર્જીલિંગ પરથી વહેલાં પ્રભાતે જોવા મળેલી કાંચનજંઘાના હિમમંડિત શિખરની શોભા, ગિરનાર પર સીતાવનની અનન્ય શાંતિ, રૂમદ્રુમ અને તિસ્તાનો સંગમ વગેરેનાં વર્ણનો શ્રી ધૂમકેતુ એવાં સચોટ અને સુંદર રીતે આલેખે છે કે વાચકના મનમાં એ ચિત્રો ઊંડી પ્રવાસઝંખના જગાડી જાય છે.

શ્રી ધૂમકેતુનાં આ પ્રવાસવર્ણનો સરલ અને આકર્ષક છે. આપણા યુવાનોને પ્રેરણા આપે તેટલાં પ્રાણવંતાં છે. લેખક ઊંડા ચિંતનમાં કે લાંબી ચર્ચામાં ઊતરતા નથી. ભૂતિયા સ્ત્રીઓના પહેરવેશ, તેમના રીતરિવાજોની માહિતી પણ યોગ્ય રીતે સંક્ષિપ્તતાથી રજુ કરવામાં આવી છે.

પુસ્તકમાંનાં ચિત્રો વર્ણનવિષયને સ્પષ્ટ કરવામાં અને સમજવામાં ખૂબ ઉપયોગી બને તેવાં છે. છેલ્લે ભુવનેશ્વરનાં મંદિરમાંની પ્રતિમાઓનાં ચિત્રો તો ઘણાં કલામય છે.

દરેક યુવાને આ પુસ્તક જરૂર વાંચવું જોઈએ.

નાથાલાલ દવે

શ્રી નિરાંત કાવ્ય :—સંપાદકઃ મહારાજ શ્રી ગોપાળરામ, શ્રી નિરાંત મંદિર, ફતેપુરા, વડોદરા. કિં. સવા રૂપિયો.

કરજણ તાલુકાના દેથાણ ગામમાં રજપૂત કુટુંબમાં જન્મી પોતાનાં પદો દ્વારા જ્ઞાનોપદેશ કરી જનાર નિરાંત ભગત (સંવત ૧૮૦૩–૧૯૦૮)× ના નામથી ચાલતો આવતો નિરાંત સંપ્રદાય પોતાના સિદ્ધાંતભૂત ગ્રંથ તરીકે એમનાં પદોને જ ગણે છે. જુદી જુદી વ્યક્તિઓ પાસે હસ્તલિખિત ચોપડાઓમાં સંઘરાયેલાં એવાં નિરાંત મહારાજનાં મળી શક્યાં તેટલાં બધાં જ પદો સંપાદકે સંપ્રદાયાનુયાયીઓના લાભાર્થે આ પુસ્તક રૂપે મુદ્રિત કરાવ્યાં છે. તે સાહિત્યના અભ્યાસીઓને પણ, નિરાંત મહારાજનો લગભગ સંપૂર્ણ પદસંગ્રહ આ રીતે સંપ્રાપ્ત થતો હોવાને કારણે, ઉપયોગી નિવડશે. તેમાંની કાવ્યસામગ્રી આપણી જૂની ભક્તિ–જ્ઞાન–ઉપદેશની કવિતાની પ્રણાલીની જ છે. બાર મહિના, શ્રી કૃષ્ણચરિત ને ગોપીભાવે સગુણ ભક્તિ, સંસારમાં આસક્ત પામર જીવોને ટોકભર્યો ઉપદેશ, ગુરુમહિમા, જ્ઞાનયોગાદિનું તત્ત્વનિરૂપણ વગેરે તેના મુખ્ય કવનવિષયો તેમજ તેની નિરૂપણ પદ્ધતિ એ સ્પષ્ટ રીતે બતાવી આપે છે. ભાષા સરળ અને અર્થવાહી છે. મુનસાહેબી, દેહ, આત્મ[?], પરલો (પ્રલય), આવણ, સુમરણ જેવા મૂળ સંસ્કૃત પણ લોકબોલીમાં [illegible] બની

× દી. બ. ઝવેરી 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' માં એનો સમય ઈ. સ. ૧૮-[?] –૧૮૯૬ નો આપે છે, અને એને પાટીદાર કહે છે.

ગએલા શબ્દો પણ આપણી પ્રાચીન-મધ્યકાલીન કવિતાની માફક અહીં ઠેર ઠેર માલુમ પડે છે. કેટલીક વેળા હિંદી શબ્દપ્રયોગો અને કેટલાંક તો પૂરેપૂરાં હિંદીમાં લખાયેલાં ભજનો પણ આ નિરાંતકાવ્યમાં જોવા મળશે. સહૃદય ભાવે ગવાયે આ પદો ઘણી વાર શ્રોતૃવર્ગ પર વેધક અસર કરી જાય તેવાં છે. એ વિના એનો કોઈ સંપ્રદાય બંધાય નહિ.

**શ્રી મહર્ષિ**:—પ્રકાશકઃ શ્રી નિરંજનાનંદ સ્વામી, રમણાશ્રમ, તિરૂવણ્ણમલૈ : મૂલ્ય આઠ આના.

જિજ્ઞાસુમાંથી મુમુક્ષુ બની જનાર પરદેશી પત્રકાર પોલ બ્રન્ટને પોતાના Search in Secret India અને The Message from Arunachala એ પુસ્તકો દ્વારા જેમનો પહેલી વાર આજની દુનિયાને પરિચય કરાવ્યો છે તે પરમહંસકોટિના ગણી શકાય તેવા બ્રહ્મનિષ્ઠ મહાત્મા રમણ મહર્ષિની આ જીવનકથા આપણને એટલી સંતોષપ્રદ પ્રતીતિ તો કરાવી આપે તેમ છે કે પુણ્યભૂમિ ગણાતું ભારત હજુ તો સંતસર્નું બન્યું નથી. ગ્લેઝ કાગળ પરની છપાઈ તથા મહર્ષિનાં જુજવી અવસ્થામાં જુદે જુદે સ્થળે લેવાયેલાં ફોટો-ચિત્રોથી આ ચરિત્રકથાને ખચિત કરી દેવામાં હાલના રુચિતંત્રને જાહેરાત તથા પ્રચારની ગંધ આવી તે ખૂંચે તો ખૂંચે, પણ સામે પક્ષે તો લેખક-પ્રકાશકનો ગુરુભક્તિજન્ય ઉત્સાહ જ દશ્યમાન થાય છે. આ ચોપડીનો પ્રચાર તે સત્પ્રચાર છે ને તેથી તે બહોળા પ્રમાણમાં થવો ઘટે. અત્યારના વ્યથિત જગતને જો ક્યારે ય આશ્વાસન ને માર્ગદર્શન મળવાનાં હશે તો તે આવા સંતો ને ઋષિઓ પાસેથી જ મળશે એમાં સંદેહ નથી.

**ઉપેન્દ્રની આત્મકથા**:—અનુવાદકઃ નગીનદાસ પારેખ. પ્રકાશકઃ સારસ્વત સાહિત્યમંદિર, અમદાવાદ. : કિં. રૂ. ૧-૮-૦

આ પુસ્તકમાં બંગાળાના જાણીતા પત્રકાર અને આઠેક ગ્રંથોના લેખક ઉપેન્દ્રનાથ બંદોપાધ્યાય પોતાના જીવનમાં મહત્ત્વના એવા ઈ. સ. ૧૯૦૬ (જ્યારે તે વિપ્લવવાદી ટોળીમાં જોડાયા) થી ૧૯૨૦ (જ્યારે તે આંદામાનમાંથી છૂટયા) સુધીના ગાળાની પોતાની વીતકકથા છટાદાર અને વેધક શૈલીમાં અભિનિવેશપૂર્વક કહે છે. એના અર્ધભાગ સુધીમાં સરકારે ' એનાર્કિસ્ટ ' માનેલી બંગાળની વિપ્લવવાદી ચળવળ તથા તેમાં પડેલાઓનાં માનસ આશય કૃત્યો ઇત્યાદિનો ખ્યાલ વાચકોને મળે છે, અને ઉત્તરાર્ધમાં આંદામાનકથા છે. એ રીતે ' કારાવાસની કહાણી ', ' કાળાપાણીની કથા ', ' મારી જન્મટીપ ' જેવી ચોપડીઓના વર્ગમાં આ એકનો વધારો કરે છે. એ વર્ગની કથાઓમાં આંદામાનનું જેલજીવન, ત્યાંનાં કડોર ધારાધોરણો અને કઠોરતર થતો તેનો અમલ એ બધાની વાતો તો અમુક પ્રમાણમાં એકસરખી હોય. એમાં પુસ્તકવાર વિશિષ્ટતા જો હોય તો તે એના લખનારની દૃષ્ટિની અને શૈલીની, બીજા શબ્દોમાં એના વ્યક્તિત્વની. એવી ઉપેન્દ્રના વ્યક્તિત્વની થોડી ઝાંક આ કથામાં જણાય છે જ.

અ. મ. રા.

☆

# અનુક્રમણિકા

વર્ષ ૧૫     જેઠ : ૧૯૯૬     અંક ૮





પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ; ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ
તા. ૨૦-૭-૪૦

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ જેઠ : ૧૯૯૬ અંક ૨

# सत्य अने कल्पना

श्री. काकासाहेब कालेलकर

**મા**ટીના વાસણમાં પાણી ઝમે છે. ધાતુના વાસણમાં પાણી આરપાર જઈ શકતું નથી. ધાતુના વાસણમાં પાણીને રોકવાની જે શક્તિ છે તે સાધારણ માટીના વાસણમાં નથી હોતી. સામાન્ય કાચમાંથી પ્રકાશ આરપાર જઈ શકે છે. ધાતુના પતરામાંથી, સ્લેટની તકતીમાંથી અથવા લાકડાના પાટિયામાંથી સામાન્ય પ્રકાશ જઈ શકતો નથી; જ્યારે ક્ષ કિરણ લાકડાના પાટિયામાંથી સહેજે પસાર થાય છે.

વીજળીનું પણ એમ જ છે. વીજળી ધાતુમાંથી પસાર થાય છે, પણ કાચમાંથી પસાર નથી થતી. ભીના લાકડા અથવા ભીની હવામાંથી એ સહેજે જઈ શકે છે. કોરી હવા અથવા સૂકું લાકડું વચમાં આવે ત્યારે એને મુશ્કેલી પડે છે. આવી રીતે તે તે વસ્તુ અથવા શક્તિ પરત્વે પદાર્થો અનુકૂળ અથવા પ્રતિકૂળ હોય છે. લાકડાનું પાટિયું પ્રકાશને રોધક છે; જ્યારે એ જ પાટિયું ક્ષ કિરણો માટે વાહક છે.

મનુષ્યજીવનમાં ઉષ્ણતા, પ્રકાશ, ધ્વનિ અથવા વીજળી કરતાં અનન્ત ગણી વધારે મહત્ત્વની શક્તિ તે સત્ય છે. એની ગતિનું શાસ્ત્ર પણ જાણવું જોઈએ. સામાન્ય કાચ પ્રકાશ માટે પરિપૂર્ણ પારદર્શક છે, દૂધી કાચ અપૂર્ણ પારદર્શક છે, જ્યારે સ્લેટની તકતી સાવ અપારદર્શક છે. સત્યની બાબતમાં જીવનની કઈ કઈ વસ્તુઓ સત્યને વિરોધક છે, કઈ વસ્તુઓ વાહક છે, અને કઈ વસ્તુઓ વાહક પણ વિકૃતિકારી છે એ તપાસવું જોઈએ. બિલોરના ત્રિકોણી કટકા પ્રકાશનું વહન તો કરે છે, પણ એની દિશા ફેરવે છે, અને પ્રકાશના ઘટકોનું પૃથક્કરણ કરી એનું ઇન્દ્રધનુષ્ય પણ બનાવે છે. રંગીન કાચ, સામી બાજુની વસ્તુને બતાવે છે જરૂર, પણ એને પોતાના રંગથી રંજિત કરી નાખે છે. સત્યને કઈ વસ્તુ ઢાંકે છે, કઈ વસ્તુ વિકૃત કરે છે, કઈ વસ્તુ રંજિત કરે છે, કઈ અસ્પષ્ટ કરી નાખે છે અને કઈ વસ્તુ સત્યને છે તેવું વ્યક્ત કરે છે, એ આપણે જાણવું જોઈએ.

અને એવી પણ કેટલીક વસ્તુઓ હોય છે, કે જે દુરબીનના કાચની પેઠે સત્યને વિશેષ રૂપે સવિસ્તર વ્યક્ત કરી બતાવી શકે છે.

સત્યને સંપૂર્ણ રીતે ઓળખ્યા પછી જ સત્યના વાહક અને શોધક વગેરે વસ્તુનો નિર્ણય આપણે કરી શકીશું. સત્યને સંપૂર્ણ રીતે હજી કોઈ ઓળખી શક્યું જ નથી તેથી ભિન્ન પદાર્થો ઉપર એની અસર શી શી થાય છે, એ આપણે બરાબર જાણતા નથીઃ

એકાદ વાસણમાં પાણી રેડ્યું હોય, તો વાસણ ઉપર પાણીની ઝાઝી અસર થતી નથી. જો એ જ વાસણમાં સમુદ્રનું પાણી મૂકીએ, તો તેથી વાસણ ઉપર જરૂર અસર થાય. એ જ વાસણમાં સમુદ્રના પાણીને બદલે, જો આપણે લીંબુનું કે આંબલીનું પાણી રેડીએ, અને એ વાસણ જો ત્રાંબાનું કે પિત્તળનું હોય તો એ કટાઈ જાય. સોનાનું વાસણ હોય તો એના પર ખટાશ કે ખારો એકેની અસર ન થાય. સામાન્ય વાસણોમાં તેજાબ નાખીએ તો એને કાણું જ પડે. પણ સોનાના વાસણ ઉપર કોઈ પણ એકલા તેજાબની અસર થતી નથી. અમુક બે તેજાબ ભેળવીને સોનાના વાસણમાં રાખીએ તો સોનું પણ એમાં ઓગળી જાય, પણ કાચના વાસણ ઉપર એ તેજાબની કશી અસર થતી નથી. પણ કાચને પણ ખાઈ જનાર તેજાબ છે. એને હાઈડ્રોફ્લુરીક ઍસિડ કહે છે. એ જબરદસ્ત તેજાબ મીણના વાસણમાં કશું તોફાન કર્યા વિના રહી શકે છે! પદાર્થના ગુણધર્મ કેટલા વિચિત્ર છે! પણ સત્યના અદ્‌ભુત ગુણધર્મ આગળ પદાર્થના ગુણધર્મ તુચ્છ છે.

સત્ય આગળ અજ્ઞાન અને અસત્યનું સરવાળે કશું બળ ચાલતું નથી. સત્ય એ બેને સહેજે વીંધી શકે છે.

હવે કલ્પના એ વસ્તુ સત્યથી જુદી છે; પણ સત્યને મારક નથી. ઘણીવાર કલ્પના સત્યને ઢાંકી દે છે. પણ તે ક્યાં સુધી? સત્યે પોતાની નજર તીક્ષ્ણ કરી નથી ત્યાં સુધી જ. સૂર્યનારાયણની પેઠે સત્યનારાયણ જો પોતાની બારેબાર આંખો ખોલે તો કલ્પના બળીને ભસ્મ થઈ જાય. કલ્પના એ પદાર્થ વિચિત્ર છે. સત્ય જ્યારે ગફલતમાં રહે છે ત્યારે કલ્પના સાવ ઘન અને અપારદર્શક બને છે. સત્ય એક આંખ ખોલે, કે તરત કલ્પના પાતળી થઈ જાય છે, કંઈક પારદર્શક થાય છે અને ઈન્દ્રધનુષ્યની જેમ (આ જૂની નોંધ આટલી લખાયેલી તે આજે પૂરી કરી છે. का. का. તા. ૬-૬-૪૦) અનેક રંગોનો વિહાર કરી બતાવે છે. કલ્પના જેમ સત્યને વફાદાર રહેવાને બંધાયેલી નથી તેમજ સત્યનો દ્રોહ કે વિરોધ કરવાની યે એની ટેક નથી. એ તો એક રમતિયાળ બાળા છે. એને જેમ કેળવો તેમ એ સતી કે કુલટા થઈ શકે છે. કેટલાક લોકો માને છે કે કલ્પના સત્યની વિરોધી જ હોય છે અને તેથી એ એને કોઈ કાળે બને નહિ. એવા લોકો કલ્પનાથી બચાવવા માટે સત્યને એવું તો નાગું અને રૂક્ષ રૂપ આપવા માગે છે કે એ સત્ય માણસને માટે સત્ય રહી શકતું જ નથી.

જેમ માણસ કાન વગર સાંભળી ન શકે, આંખ વગર જોઈ ન શકે; તેમ ઘણી વાર કલ્પના વગર જીવન પરત્વેના સત્યનું એ આકલન કરી ન શકે. જો કાન દ્વારા સાંભળવામાં કાંઈ વિકૃતિ આવતી હોય તો આપણે કાન સુધારવાનો પ્રયત્ન કરીએ; કાન વગર સાંભળવાનો પ્રયત્ન આપણાથી ન જ થાય. આંખમાં વિકૃતિ હોય તો આંખ સુધારીએ, ન કે આંખ વગર જોવાનો પ્રયત્ન કરીએ. કલ્પનાનું પણ એમ જ છે.

સત્યના આકલનમાં જો કલ્પનાની મદદ ન મળતી હોત તો સત્યધર્મી, સત્યવીર ઉપનિષદ્‌કારો અને ગ્રીક ફિલસૂફો અને દુનિયાના તમામ ઋષિઓ પોતાને જડેલું સર્વોચ્ચ જ્ઞાન કલ્પનાદ્વારા, ઉપમા અને રૂપકદ્વારા, વ્યક્ત કરવાનો આગ્રહ ન જ રાખત. જ્યાં તાર્કિક ભાષા હારે છે, વૈજ્ઞાનિક સૂત્રો અપૂરાં પડે છે ત્યાં સત્યના ઉપાસકો, સૂફીઓ અને ઓલિયાઓ, મિસ્ટિકો અને અતિવાદીઓ હિંમતપૂર્વક કલ્પનાનો આશ્રય કરે છે અને એ રીતે પોતાનો અનુભવ બીજાને આપવામાં ઘણીવાર આબાદ સફળ થાય છે.

એક વસ્તુ ખાસ સમજવી જોઈએ તે એ કે સત્ય અસંદિગ્ધ અને નિશ્ચિત હોવા છતાં જીવનધર્મી હોવાથી બહુરૂપી હોય છે. સત્યનાં એ વિવિધ રૂપો ઓળખવાની જેની શક્તિ છે એ જ સત્યદ્રષ્ટા થઈ શકે. કલ્પના સ્વભાવે સત્યનિષ્ઠ હોય જ છે એમ ન હોવાથી એની મદદ લેતાં પહેલાં એની મર્યાદાઓ અને એનાં જોખમો જાણવાં જોઈએ. જે કવિઓ કેવળ કલ્પનાપરાયણ હોય છે તેઓ મોટે ભાગે સત્યનો દ્રોહ જ કરે છે. કેમકે કલ્પનાને એક વાર ખબર પડી કે પોતાનાં નખરાંની અમુક માણસ પર અસર થાય છે એટલે એ અનેક જાતનાં નખરાં કરી એને પોતાની પાછળ નચાવે છે. આવા કલ્પનાવિલાસને કારણે પ્રથમ પ્રથમ એ સરસ ફાવી પણ જાય છે પણ અંતે હાંસીપાત્ર બને છે. નરી કલ્પનાના ઉપાસકો આતશબાજીના બાણની પેઠે ક્ષણભરની જ્યોતિ બતાવતા ચડે છે અને અંતે ઓલવાઈ જાય છે. ખરાબ રીતે તેમનો અધ:પાત થાય છે. પણ જેઓ નક્કરપણે સત્યનિષ્ઠ છે તેઓ કલ્પનાને પોતાને વશ કરી એની પાસેથી ધાર્યું કામ કઢાવે છે.

કલ્પનાનો ત્યાગ કરવાની જરૂર નથી. કોઈક કોઈક વાર તો કલ્પનાનો ત્યાગ થઈ શકતો પણ નથી. એટલે આપણો એકમાત્ર પ્રયત્ન એ હોવો જોઈએ કે કલ્પના સત્ય પ્રત્યે પારદર્શક રહે. જ્યાં કલ્પના બિલોરી કાચની પેઠે સત્યની ગતિ ફેરવી એનું અણુછાજતું પૃથક્કરણ કરી નાંખે છે ત્યાં પણ એનો ત્યાગ કરવા કરતાં એની સામે એથી ઊલટી બીજી કલ્પના ગોઠવી દઈ પૃથક્કરણને ફરી પિંડીકૃત કરી દઈએ અને જે દિશા વળી હોય એને પાછી વાળી મૂળ દિશાએ લઈ આવીએ. યંત્રશાસ્ત્રીઓ જાણે છે કે કોઈક કોઈક વાર બે બિલોરી કાચ અનુકૂળ રીતે ગોઠવવાથી એવી તો સગવડ ઊભી થાય છે કે કાચ ન હોય તો તે બની ન શકે.

જીવન એ વસ્તુ જ એવી ગૂઢ છે કે એને ભૂમિતિના નિયમો લગાડીને આપણે આગળ વધી નથી શકતા. ભૂમિતિ સાથે પદાર્થવિજ્ઞાનની પણ મદદ લેવી પડે છે.

અંતે એક વિશ્વાસ રાખવો જોઈએ કે જીવન અને સત્ય એ પરસ્પર એટલાં તો દૃઢપણે અને ગૂઢપણે પરસ્પર વફાદાર થશે કે સત્ય અને જીવન એકબીજાનો અનુનય કરતાં હોય ત્યારે કલ્પના ઝાઝી ધાંધલ કરી જ ન શકે. મુખ્ય વસ્તુ છે સત્ય અને જીવન બંને પ્રત્યેની અભેદ દૃષ્ટિ અને વફાદારી.

# નિકાસ માટેની સલાહકારક સમિતિ

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ. એ.

ગયા સપ્ટેમ્બર માસમાં હાલનો વિગ્રહ શરૂ થયો ત્યારથી વેપાર અને ઉદ્યોગ ઉપર વિગ્રહની એક યા બીજી રીતે સ્વાભાવિક રીતે ભારે અસર થએલી છે. ૧૯૧૪–૧૯ ના મહાન વિગ્રહ વખતે પહેલાં બેત્રણ વર્ષ તો વેપાર રોજગાર ઉપર બહુ માઠી અસર થએલી પણ પછી જેમ લડાઈને જરૂરી માલના ઓર્ડરો આવવા માંડયા તેમ ઉદ્યોગની સારી સ્થિતિ થઈ તેમ જ વેપાર પણ ખીલ્યો. આ વખતે શરૂઆતમાં જુટ, સુતરાઉ કાપડ વગેરે ઉદ્યોગોને લાભ મળશે એમ માનવામાં આવ્યું હતું અને નિકાસ વેપારમાં પણ બીયાં અનાજ રૂ વગેરેની બજારો વધી. પણ લડાઈનો વિસ્તાર વધવા સાથે પહેલાંની આશાઓ ફળીભુત થવા પામી નહીં. ઊલટાનું વહાણવટાને થએલા નુકસાનથી તથા જગતભરની અનિશ્ચિતતાથી વેપારીઓની તેમ જ કારખાનાંવાળાઓની સ્થિતિ કારમી થવા માંડી. નિકાસ વેપાર માટે તેમજ આયાત વેપાર માટે સરકારનાં જુદાં જુદાં ફરમાનો છૂટવા માંડયાં. લડાઈ શરૂ થઈ ત્યારે બજારો વધવા માંડી અને તે વધારો કેટલેક અંશે સ્વાભાવિક હતો તે છતાં લોકોના ઉહાપોહથી કેટલેક ઠેકાણે કન્ટ્રોલ મૂકવામાં આવ્યો. ત્યાર પછી દિલ્હીમાં ભરાયેલી કોન્ફરન્સને અંગે આ કન્ટ્રોલમાં છૂટછાટ મૂકવામાં આવી અને પછી તો એમ જણાયું કે કન્ટ્રોલની જરૂર પણ નથી. કારણ કે જરૂરિયાતની ચીજોનો મોટો જથ્થો બજારમાં આવી પડયો હતો. અમુક ચીજો આયાત કરવી અને અમુક ન કરવી, આયાત નિકાસની પરમીટો લેવી, પરમીટો મેળવવામાં લાગતો વખત, પરમીટો મેળવવા વિષેની વેપારી જનતાની અજ્ઞાનતા, નિકાસ વેપાર માટે જોઈતી સ્ટીમરોની ખોટ, કયા દેશમાં માલ મોકલવો અને કયા દેશમાં ન મોકલવો તેને લગતો પ્રતિબંધ, આવાં અનેક ઝીણાં ઝીણાં ધારાધોરણોથી વેપારની સ્થિતિ ઘણી ડામાડોળ થઈ. આવા ભયંકર યુદ્ધ વખતે "Business as usual" એટલે કે "હંમેશની માફકનો વેપારરોજગાર" એ સૂત્ર ચાલી શકે નહીં અને. જે પ્રજા ચલાવવા માગતી હોય તે પ્રજા એમાં ભૂલ જ કરે છે. ૧૯૧૪ના વિગ્રહ વખતે ઈંગ્લાંડમાં એ સૂત્રનો બહુ પ્રચાર કરવામાં આવ્યો હતો અને ઘણા સ્વાર્થી વેપારીઓ અને કારખાનાંવાળાઓ દેશને ભોગે ફાવ્યા હતા. પણ પછીથી એમ જણાયું કે વિગ્રહ દરમ્યાન દેશની કોઈ પણ જાતની સ્થિતિ, પછી વેપારી હો કે ઔદ્યોગિક હો કે સંસારી હો. એવી કોઈ પણ જાતની સ્થિતિ રીતસરની, હંમેશ માફક ચાલી શકે નહીં. એટલે આપણા દેશમાં પણ આયાત–નિકાસનો વ્યાપાર કે ઉદ્યોગો હંમેશની માફક રીતસરનાં ધોરણથી ન ચાલી શકે એ તો આપણે સ્વીકારી લેવું જ જોઈએ. પણ આટલું સ્વીકાર્યા પછી સાથેસાથે એમ પણ જણાવવું જોઈએ કે લડાઈના વખતમાં પણ અમુક જાતનો વેપાર–રોજગાર તો ચાલવો જ જોઈએ, અને સરકારના લાભને ખાતર પણ આ વેપાર ચલાવ્યા સિવાય છૂટકો નથી.

લડાઈ શરૂ થઈ ત્યારથી વેપારી જનતાએ સરકારનું ધ્યાન ખેંચ્યું હતું કે સરકારે જે રીતિ અખત્યાર કરી હતી તે રીતિ બરાબર પદ્ધતિ વગરની હતી અને તે પદ્ધતિસર લાવવા માટે હિંદુસ્તાનનાં મોટાં મોટાં બંદરો ખાતે સરકાર તરફથી કોઈ જવાબદાર અમલદારો

નીમવા જોઇએ કે જેથી ગૂંચવણભરેલા પ્રશ્નનો નિકાલ લાવવામાં દિલ્હી-સીમલા સુધીના ટેલિફોનની જરૂર ન રહે, અને નાનામાં નાની બાબતો માટે અથવા તો પરમીટો મેળવવા માટે વડી સરકારના નિર્ણયોમાં વિલંબ થાય નહીં.

વેપારીઓને વેપાર-રોજગારમાં સગવડતા મળે તે હેતુથી ઇંગ્લાંડમાં નિકાસને લગતી સલાહકારક સમિતિ નીમવામાં આવી છે અને હવે હિંદુસ્તાનમાં પણ નિકાસને લગતી સલાહકારક સમિતિ નીમવામાં આવી છે. આ સલાહકારક સમિતિ ઉપર મુખ્ય મુખ્ય વેપારના પ્રતિનિધિઓ તેમજ વેપારી ચેમ્બરોના પ્રતિનિધિઓ મૂકવામાં આવેલા છે. સરકાર અને નિકાસ વેપારનાં જુદાં જુદાં અંગો વચ્ચે આ સમિતિ એકબીજાને પોતપોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવવાનું કાર્ય કરશે કે જેથી કરીને નિકાસ વેપાર કે જે હાલ અચોક્કસ હાલતમાં મુકાએલો છે તેની હાલત ભયંકર બને નહીં.

થોડા જ વખત પહેલાં ખીવાં વગેરેની નિકાસ સરકારે અટકાવી હતી અને ત્યારબાદ સ્થાનિક ખરીદી માટે સરકારે કમતી ભાવો આપ્યા, જેથી વેપારી બજારોમાં ઘણો ખળભળાટ થયો હતો. તે વખતે સરકાર તરફથી એવી ખાત્રી આપવામાં આવી હતી કે બ્રિટિશ સરકાર અહીંના વેપારીઓનો કોઈ રીતે ખોટો લાભ લેવા માગતી નથી, અને આર્જેન્ટાઈન, બ્રાઝીલ વગેરે દેશોમાં અળસી, સરસવ વગેરે માટે જે ભાવો પ્રચલિત હશે તે મુજબ અહીંની બજારોમાં તે પેદાશોના ભાવો આપવામાં આવશે. પણ ત્યારપછી ઊભી થએલી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને અંગે બજાર તો નીચું ચાલ્યા જ કર્યું છે. લગભગ એક અઠવાડિયામાં એક ટને ત્રીસ-ચાલીસ શિલીંગ જેટલો ભાવમાં ફેર પડે એ કંઈ જેવી તેવી વાત નથી. વેપારીઓની એવી માન્યતા છે કે એમના ઉપર બધી રીતે અંકુશો મૂકવામાં આવ્યા જેથી બજાર નમી ગયું છે. સરકાર પોતાની જરૂરીઆતો બજારમાં ઓછે ભાવે લેવા માગે છે એવી પણ વેપારીઓની માન્યતા છે. પણ વેપારીઓ એટલું ચોક્કસ સમજે છે કે આવા મહાન વિગ્રહ વખતે બધી રીતે ઘી-કેળાં હોય શકે નહીં. પણ એમને પોતાના વેપારમાં સ્વાભાવિક નફો તો મળવો જોઇએ કે નહીં? વેપારીઓની આગળ દાખલા મોજુદ છે. ઓસ્ટ્રેલિયાના અને કેનેડાના. એમ કહેવાય છે કે, ત્યાંના ઘઉં, ઊન વગેરે પેદાશો સરકારે સારે ભાવે ખરીદ કરી લીધી છે. આપણા વેપારીઓ અને સરકાર વચ્ચે શકનું વાતાવરણ હાલ પ્રવર્તે છે. આ અરસપરસનો શક ટાળવા માટે નિકાસ માટેની નવી સલાહકારી સમિતિ બહુ ઉપયોગી કાર્ય કરશે એ નિઃસંદેહ વાત છે.

હિંદુસ્તાનનો નિકાસ વ્યાપાર એકલા ઇંગ્લાંડ સાથે જ નહીં પણ યુરોપના ઘણા દેશો સાથે હતો અને તેમાં પણ જર્મની, ડેન્માર્ક, હોલેંડ, બેલ્જીઅમ, ઈટાલી વગેરે દેશો સાથે મોટા પ્રમાણમાં હતો. પણ હમણાંની પરિસ્થિતિને લઈને આ બધા દેશો સાથેનો વેપાર અટકી ગયો છે, અને ફક્ત ઇંગ્લાંડ સાથેનો જ આપણો વેપાર ચાલુ રહ્યો છે. સ્ટીમરો વખતસર નહીં મળવાથી પડતી મુશ્કેલીઓ અને નવા મુકરર થએલા દરીયાઈ રસ્તાથી ઊભી થતી હાડમારીઓએ વેપારીઓની વિટંબણાઓમાં વધારો કર્યો છે: નિકાસ ખાતે નિમાએલી સલાહકારી સમિતિ આગળ આ બધી મુશ્કેલીઓ અને પ્રતિબંધો વિચારણા માટે મુકાશે. હિંદુસ્તાનના હાથમાંથી જે જે બજારો ચાલી ગઈ છે તે તે બજારોને બદલે નવી

બજારો કેવી રીતે મેળવવી તે પ્રશ્ન પણ ઘણો મહત્ત્વનો છે અને સલાહકારી સમિતિએ તેને તપાસવો પડશે. હિંદુસ્તાનની નજીકના દેશો જેવા કે પેલેસ્ટાઇન, ઈજિપ્ત, ઈરાક, આફ્રિકા વગેરે દેશોમાં વેપારી મિશનો મોકલવાં અને તે તે દેશો સાથે હમણાં કામચલાઉ વેપારી એકરાર કરવાનો પ્રશ્ન પણ આ સમિતિએ વિચારવો જોઈશે. ઘણાં વર્ષો ઉપર આ જાતનું એક મિશન, જે ખાસ કાપડને લગતું હતું, તે આ બધા દેશોની મુલાકાતે ગયું હતું અને તેમણે કેટલીક ઉપયોગી સૂચનાઓ પણ કરી હતી. પણ હિંદી સરકારની હંમેશની રીતિ પ્રમાણે એમાંની ઘણા ભાગની સૂચનાઓ દફતર ઉપર જ રહી છે. આવી પુનરુક્તિ ફરીથી ન થાય તે આ સમિતિએ જોવું પડશે.

હિંદુસ્તાનમાંથી મૂળ તો કાચી ચીજોનો નિકાસ થાય છે, પણ તૈયાર બનાવેલી ચીજોનો પણ નિકાસ થાય છે જેમાં જુટ, સુતરાઉ તથા રેશમી કાપડ વગેરેનો સમાવેશ થાય છે. આપણી મિલોનું કાપડ નજદીકના મુલકો જેવા કે પેલેસ્ટાઇન, ઇરાક, ઈજિપ્ત વગેરેમાં જાય છે. પણ આ નિકાસ બહુ મોટી નથી. જેવી રીતે કાપડ નિકાસ થાય છે તેવી રીતે બીજી ચીજો જેવી કે સાબુ, સીમેન્ટ, ખાંડ વગેરે શું કામ ન નિકાસ થાય ? આ જાતની ઔદ્યોગિક ચીજોનો નિકાસ વધારવો હોય તો તેને માટે અહીંનાં કારખાનાંવાળાઓને સંપૂર્ણ ટેકો મળવો જોઈએ અને એમને જોઈતી કેમિકલ્સ વગેરેની જરૂરિયાતો મેળવવા માટે સરકારે મદદ કરવી જોઈશે. અત્યારે તો એવી પરિસ્થિતિ ઊભી થઈ છે કે જ્યારે જરૂરિયાતની કાચી ચીજોને અભાવે કેટલાએ કારખાનાંવાળાઓને મુશ્કેલીમાં ઊતરવું પડે છે, અને કેટલાક કારખાનાંવાળાઓને તો પોતાનાં કારખાનાં બંધ પણ કરવાં પડે છે. વડી સરકારે થોડા વખત પહેલાં ઇન્ડસ્ટ્રીઅલ અને સાયન્ટીફીક રીસર્ચને માટે એક બોર્ડની સ્થાપના કરી છે અને આ બોર્ડ ઉપર જાણીતા વૈજ્ઞાનિકોની નિમણૂક કરી છે. એટલે આપણે આશા રાખીએ છીએ કે આ બોર્ડ કારખાનાંવાળાઓને જરૂરી કેમિકલ્સ તથા બીજો માલ પૂરો પાડવા બરાબર મદદ કરશે. વધુમાં, આપણે એવી પણ આશા રાખીએ છીએ કે સરકારે નીમેલી નિકાસ અર્થેની સલાહકારી સમિતિ પોતાને સોંપવામાં આવેલા કાર્યમાં સફળતા મેળવશે.

# દર્શન-અંતરાય

પારાશર્ય

અનોખી જ મઝા પડે કઈંક અંતરાયો છતાં
સુરમ્ય શુચિ દર્શનો પ્રકટ સન્મુખે પ્રેખતાં.

નહીં જ નિરખી શકાય પરિસ્પષ્ટ છે પંથ આ,
ઉભી ભુખર ટેકરી, ઉજડ સીમમાં એકલી
વિરોધ પથનો કરે, અપથ શૂન્ય ઢોળાવમાં
પડું પડું થતી અવાવરુ નમી રહી છાપરી.
વળાંક લઇ ત્યાં તણાય પથ, બેય બાજુ લળી
પરસ્પર પરોવી ડાળ ઝુકતાં બળી ઝાડવાં :
પરંતુ પથનાં વિશેષ સુખદર્શનો લાધતાં.
વિશાળ પથ ભવ્ય રમ્યતર જોઉં જ્યાં સામટાં
વિશાંત રજનીક્ષયે અમૃત ચન્દ્રના તેજમાં
( સરી તિમિર છાંયડે, અધિક તેજના શેરડે )
સુદૂર ખખડાટમાં સભર મંદ ગાડાં જતાં.
વહે અનિલ મંદ ઝાકળભીનાં સૂતાં ખેતરો
તણી લઇ પરાગ, ત્યાં ક્ષિતિજમાં ચડી નોતરી
મને સફર કાજ પથ ઉદયાચળે ઊતરે.

ગૃહે મુજ સુજીર્ણ પશ્ચિમ વિષે વરંડા તણી
ખપાટ ખખડેલની અરવ મૂક જાળી ઉભી.
વિશૂન્ય ફરતો પ્રદેશ જ્યહિં કોઇ સંચાર ના :
રહ્યાં ઇતર દૂર દૂર ઘર, શૂન્યતા સાથમાં
ઉભો સરગવો જ ફક્ત વયવૃદ્ધ નિષ્પત્ર, જ્યાં
અતંત્રિત પ્રશાખની ગગનઆડ જાળી થતી.
ઘણીય તહિં સાંઝના જઈ નિરાંતથી શાંતિમાં
ગમે નિરખવી સુદૂર નમતી જતી સન્ધ્યિકા.
નડે સરગવો ખપાટ પણ દૂર સંધ્યા તણો
વિશાળ પથરાય સ્વર્ણપટ, રંગભીનો લસી
કલાપ પ્રસરે. ઢળે કિરણ અંતરાયો વીંધી

પ્રકીર્ણ પરસાળમાં; વિટપ સોંસરો ઊજળો
નિશામુખ સરંગ વ્યોમપથ શુક્ર તારો ઝગે.
અને તિમિરમાં થતાં વિલય ગેહ ને અંતરે
વિષાદ સુખહર્ષની ઉભય લાગણી ઉદ્ભવે.
થતાં તિમિરલીન એકરૂપ સાંઝના પૂર્વનાં
સુદૂર મયદાન રમ્ય પથરાય વિસ્તારમાં.
નિરભ્ર ઉદયાચલે વિમલ ઊગતી પૂર્ણિમા
ગભીર વડલો હળે પણ નજીક, પ્રાચી દિશા
રુંધાય ક્ષિતિજે જરાક, કલગી રૂપે ડાળ કો
નભોન્મુખ વધે, કરે અનિલ નૃત્ય, શાખાગ્રમાં
રમે કુંપળ પત્ર તાલ લઈ, ત્યાં શરચ્ચન્દ્રમા
ચડે વિશદ તેજમાં, સ્મિતપ્રસાદ રેલી રહે.
ગણું કદિક અંતરાય પણ પાંદડે પાંદડે
શશાંક પ્રકટાવતો જીવનજ્યોત જે સામટી
સહસ્રશત રૂપમાં લલિત ઝૂલતી આરતિ.
વિશાળ પડછાય સોંસરવી પૂર્ણિમાની કળા
અધીર રહું નિર્નિમેષ નિરખી : અનોખી મઝા.

ઘને ધુમસ જેમ આવરણ ઊગતા સૂર્યને
નિશા નિકટ સાન્ધ્ય ગૌરજ સુચૈત્રના ચન્દ્રને
તથૈવ તવ દિવ્ય સૌમ્ય મુખચન્દ્રને રોધતું
મલીન ક્ષર ખોળિયું પ્રકૃતિ અષ્ટધાથી ભર્યું
રહ્યું મુજ. છતાંય આવરણ એ અવિદ્યા તણું
વિભેદી, મુજ પ્રાણને લગિર કાંતિથી ચેતવી
શિરે ઝઝુમતું વિશાંત કરુણાર્દ્ર સંકેતમાં
પ્રકાશિત થતું લસે વદન દષ્ટિ છાઈ રહી.
સુરમ્ય હૃદયંગમ પ્રભવ દૃશ્ય એ પ્રેણતાં
ઘડી અગધડી મહીં જ
કયહીંક થકી હું અચાનક જ સ્પષ્ટ સંસ્પર્શને
અનુભવીશ કે અનુભવું છું એટલા ખ્યાલમાં
અનોખી જ મઝા લઉં વિવિધ અંતરાયો છતાં.

☆ ૯

# સંઘમિત્રા

સુંદરજી ગો. બેટાઈ

ઇતિહાસપ્રસિદ્ધ કે પુરાણકથિત વસ્તુને કલ્પના પ્રવૃત્તિથી ચમત્કૃત કરીને નાટકરચના કરવાનું સર્વદેશના કવિઓને વત્તેઓછે અંશે અનુકૂળ થયું છે. આપણા જ પ્રાન્તની વાત કરીએ તો, સ્વ. મણિલાલ નભુભાઈનું 'કાન્તા', શ્રી. કનૈયાલાલ મુનશીનાં 'પૌરાણિક નાટકો', શ્રી. ન્હાનાલાલ કવિનાં મોગલ નાટકો વગેરે અનેક જાણીતા દાખલા સહુ કોઈને સ્મરણમાં આવશે. શ્રી. ન્હાનાલાલ કવિનું 'સંઘમિત્રા' પણ ઐતિહાસપ્રસિદ્ધ વસ્તુ ઉપર રચેલું છે. એનો વિશેષ એ છે કે કૌતુકપ્રિય (Romantic) શૈલીના આ કવિએ એમાં સંસ્કૃત શૈલીનું નાટક આપવાનો પ્રયત્ન કર્યો છે. સંસ્કૃત શૈલીમાં કૌતુકપ્રિય શૈલી ન જ પ્રવર્તી શકે એમ સૂચવવાનો હેતુ નથી, છતાં સંસ્કૃત શૈલીની નિયમબદ્ધતા સાચવતાં કૌતુકપ્રિયતા ઉપર અંકુશ અવશ્ય આવે એ તો ઉઘાડું જ છે.

કવિએ આ નાટકને 'સંઘમિત્રા' કહ્યું છે. આ નામકરણનું ઔચિત્ય કંઈક ચિન્ત્ય છે. નાટકનું વસ્તુ અશોકમાહાત્મ્યનું છે અને સર્વત્ર અશોક જ આગળ પડતું પાત્ર છે. સંઘમિત્રા આ નાટકમાં જે રીતે પ્રગટ કરાઈ છે તે રીતે તો અશોકથી તે ઊતરતી અગત્યની અને મહેન્દ્રની સમાન કક્ષાની જણાય છે. 'સંઘમિત્રા' નામકરણથી જે અપેક્ષા સહૃદયના ચિત્તમાં બંધાય છે તેને સફળ કરનારું તત્ત્વ નાટકમાં અલ્પ જ છે. કવિએ પોતે 'વિષયસ્ફોટન'માં ૧૭મે પાને આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે: "આ તે સંઘમિત્રાનું નાટક કે અશોકદેવનું ?" આ પ્રશ્નનો ઉત્તર કવિએ પોતાની વાક્‌ચાતુર્યયુક્ત પદ્ધતિથી આપ્યો છે પણ તે નાટક સાદ્યન્ત વાંચ્યા પછી પણ પ્રતીતિકર થતો નથી.

"દુનિયાભરના સાક્ષરજગતે ભાઈબ્હેનના નિર્મળ પવિત્ર ઉરભાવનો ક્યાયડો ઉકેલ્યો છે હજી ? જગતસાહિત્યમાં પતિપત્નીના સંબન્ધગ્રંથો લખાય છે ત્હેના સોમા ભાગનાં યે વીરવીરીના સંબન્ધગ્રન્થો લખાય છે ?" આમ આક્ષેપગર્ભ પ્રશ્નો 'વિષયસ્ફોટન'માં પૂછીને આ નાટક અન્તમાં ભાઈબ્હેનના સંબન્ધનું કોઈ રહસ્ય પ્રગટ થવાનું હોય ને જગતસાહિત્યની આ પ્રકારની ખોટ પૂરવાનો પ્રયત્ન કંઈક અંશે એમાં થવાનો હોય એવી અપેક્ષા ઉત્પન્ન કરી છે. પરંતુ નાટકમાં ભાઈબ્હેનના સંબન્ધનું આલેખન અત્યંત ઝાંખી રેખાવાળું જણાય છે અને તે પણ અશોકના જીવનના અનેક સમર્પણોમાંના એક સમર્પણ તરીકે જ ઉપસ્થિત કરાયેલું છે. મહેન્દ્ર અને સંઘમિત્રાનું ધર્મપ્રસ્થાન એમના હૃદયસંબન્ધના સંયુક્ત અભિલાષની અનિવાર્ય પ્રવૃત્તિ તરીકે હોત તો સ્થિતિમાં ફેર પડત ખરો. પરંતુ અહીં તો પુત્રપુત્રીને અશોક ધર્મને–સંઘને સમર્પ્યાં અને એ સમર્પણના પરિણામ લેખે સદ્ધર્મપ્રસ્થાનની ક્રિયા દેખાડી છે અને પુત્રપુત્રીના ગૌરવ દ્વારા તેમના જનકનું જ ગૌરવગાન કરવાનો કવિનો હેતુ હોય એમ લાગ્યા વગર રહેતું નથી. એટલે કવિનો અંતરતમ આશય ભાઈબ્હેનના સંબન્ધનું રહસ્યદર્શન કરાવવાનો હશે તો પણ આ નાટકના નિરૂપણમાં તો તે મૂર્તરૂપ પામી શક્યો નથી અને આ પ્રકારના

ભાવદર્શનની જગતસાહિત્યની દરિદ્રતા યથાવત્ ઊભી જ રહી છે. નાટકમાં ભાઈબહેન પાત્રરૂપે આવે, બંને સાથે મળી અમુક કાર્યમાં પ્રવૃત્ત થયેલાં ઉપસ્થિત કરાય તે છતાં ભાઈબહેનના પરમ નિર્મળ ભાવથી ઓતપ્રોત થયેલી કલાકૃતિ ન થે બને તેનું દૃષ્ટાન્ત જ 'સંઘમિત્રા'થી પૂરું પડે છે. વળી નાટકનું નામ ' સંઘમિત્રા ' રાખ્યું છે તેમાં પણ ભાઈબહેનના ભાવનું સૂચક તત્ત્વ કશું નથી. માતાપિતા માટે ' પિતરૌ ' અને પતિપત્ની માટે ' દંપતી ' જેવો ભાઈબહેન માટે કોઈ એકશેષદ્વન્દ્વ સમાસ મારા જાણ્યામાં નથી. પણ એવો કોઈ શબ્દ કવિએ ઘડી કાઢ્યો હોત તો એમણે ' વિષય–સ્ફોટન ' માં કરેલી ચર્ચાને અનુરૂપ નામકરણ થયું ગણાત. નામકરણ વિષે કવિએ પોતે ચર્ચા કરી છે અને તેનો નાટક સાથે વસ્તુગત સંબન્ધ છે તેટલા પૂરતી જ આ ચર્ચા છે. વસ્તુતઃ નાટકનું મૂલ્યાંકન તેના નામકરણ સાથે ભાગ્યે જ કશો સંબંધ રાખે છે.

અશોકમાહાત્મ્ય આ કૃતિનો વિષય છે અને તેથી અશોક જ પ્રધાન પાત્રોમાં પણ આગળ પડી આવે છે. અશોકના જીવનની જાગૃતિ—પોતે કરેલા ભયંકર કલિંગ સંહારને પરિણામે અનુભવેલી પ્રબળ સંક્ષોભદશા દ્વારા પ્રાપ્ત થયેલા હૃદયપરિવર્તનને લીધે મેળવેલી જાગૃતિ—અશોકચરિત્રનો અંતિમ અધ્યાય છે. એ અધ્યાયને કંઈક વસ્તુના આરંભની અતિનિકટના પ્રદેશમાં મૂકી દીધાથી વસ્તુના વિકાસને કવિએ લગભગ નિરવકાશ કરી મૂક્યો છે. અશોકના હૃદયપલટા પહેલાંના જીવનને ચિત્રણવિષય બનાવીને, અશોકના હૃદયમન્થન પછી જીવનપરિવર્તનને ' સ્વાભાવિક ' ફલ તરીકે દર્શાવ્યું હોય તો વસ્તુની ગતિમન્દતા કે ગતિશૂન્યતાથી વાચકને જે અકળામણ અનુભવવું પડે છે તે ન પડે. આ પ્રકારના અકળામણનો ખ્યાલ કવિશ્રીના લક્ષમાં પણ હોય એમ માનવાને કારણ છે. એમણે પહેલા અંકની સમાપ્તિ

' અશોકરાજના મહારાજ્યમાં
ભેરીઘોષ નહિ, ધર્મઘોષ ગાજશે હવે. ' *

એમ અશોકરાજના પોતાના વચનથી કરીને તે પછીના અંકો માટે ' સંબોધિવિહાર ', 'મન્ત્ર પરિષદ્', 'લુંબિનીનું ગિરિઉદ્યાન', ' ધર્મરથનો મહોત્સવ ', 'ધર્મમહાસભા', અને 'જગતપ્રસ્થાન' એમ ૭ જુદાજુદા સ્વતન્ત્ર રીતે આકર્ષક મહાપ્રસંગોને અનુક્રમે ૭ અંકોમાં ગોઠવ્યા છે ને એકંદર સાત અંકોની આખી કૃતિ બનાવી છે. વસ્તુતઃ ધર્મઘોષ ગજાવવાના અશોકના નિર્ણયને જુદાજુદા પ્રસંગો દ્વારા કવિશ્રીએ પ્રકાશિત કર્યો છે. મહાપ્રસંગોની ગૂંથણી છતાં વસ્તુનો ક્રમિક વિકાસ અહીં થતો જ નથી અને નિષ્ક્રિયતાનો અનુભવ પ્રધાનપણે થાય છે. હૃદયપરિવર્તન થયા પછી વસ્તુને આગળ વધવાને પ્રદેશની ખોટ પડે છે તે અશોકની ચારિત્ર્યલીલાના જુદા જુદા પ્રસંગોના નિરૂપણથી સર્વાંશે દૂર થઈ શકતી નથી. નાટક તરીકે આ કૃતિની આ મોટામાં મોટી મર્યાદા મને જણાય છે. પહેલા અંકનો સાક્ષાત્ અંત તો સંઘમિત્રાની 'બાપુ! કેઇ પેરે આનન્દાવું?' એ અશોક પ્રત્યેની પ્રશ્નોક્તિ વડે આણ્યો છે અને એ પ્રશ્નોક્તિની ઉત્તરોક્તિ તરીકે સાતમા અંકમાં વર્ણવેલા જગત્પ્રસ્થાનને અને ખાસ કરીને મહેન્દ્ર અને સંઘમિત્રાના સદ્પ્રસ્થાનને કેમ ન ગણાય? આ પ્રશ્ન વિશે વિચાર કરતાં મને એમ લાગ્યું છે કે પ્રથમાંકને અંતે મૂકેલી એ ઉક્તિને સ્વાભાવિક બનાવે એવું ખાસ કશું આખા અંકમાં જણાતું નથી. એ ઉક્તિ કંઈક આગન્તુક હોવાનો

* સાક્ષાત્ સમાપ્તિવચન પૂર્વેની આ ઉક્તિ છે.

સંશય રહ્યા કરે છે. નાટકસમગ્રનું વાતાવરણ લક્ષમાં લેતાં એ સંશય દૃઢતર બને છે. નાટક આખામાં એકતન્તુત્વ–અંતર્ગત એકતન્તુત્વ સંઘમિત્રાના પાત્રનિરૂપણથી આવતું હોય એમ લાગતું નથી અને નાટકના આ અંકો અન્યોન્યમાં ઓતપ્રોત રહેવાને બદલે અશોકમાહાત્મ્યના ભિન્ન ભિન્ન અધ્યાયરૂપ જ વિશેષે જણાય છે. પરિણામે કૃતિના ગતિમાન્દ્યનું નિવારણ સફલ થતું નથી.

આ નાટક મન્દગતિ લાગવાનું બીજું પણ કારણ છે. કદાચ આ બીજું જ મુખ્ય કારણ છે. શૃંગાર, કરુણ, વીર ઇત્યાદિ સંસ્કૃત નાટકવિધાનમાં સફળ પુરવાર થયેલા કોઈ રસને અંગી તરીકે ના રાખતાં રસગણનામાં શાન્તોઽપિ નવમો રસઃ એમ પરાણે સ્થાન પામેલો શાન્ત અહીં ખપમાં લેવાયો છે. વસ્તુતઃ શાન્ત તો દરેક રસની અન્તિમ દશા છે–તે પોતે સ્વતન્ત્ર રસ નથી. સર્વ રસની પરિણતિરૂપ શાન્તને ન ગણીએ અને સ્વતન્ત્ર રસ જ ગણીએ તો પણ નાટ્યવિધાનમાં શાન્તને અંગી તરીકે બહલાવવો બહુ મુશ્કેલ લાગે છે. જગતભરના સાહિત્યમાં ઉત્તમોત્તમ નાટ્યકૃતિઓ શાન્તરસની વિરલ જણાય છે તે આ કારણથી જ હશે ? સંસ્કૃત શૈલીનું નાટક રચતાં છતાં સંસ્કૃત ઉત્તમ નાટકોએ માન્ય કરેલી રસદૃષ્ટિને–અંગી તરીકે વીર, કરુણ, શૃંગાર જેવા કોઈ રસને રાખવાની રસદૃષ્ટિને–કવિએ અવગણી છે તે એમની કૌતુકપ્રિય વૃત્તિનું પરિણામ કદાચ હોય. પરંતુ આ અવગણનાને પરિણામે કૃતિને જબરી હાનિ પહોંચી છે એમ તો લાગ્યા જ કરે છે.

પાત્રવિધાન માટે નાટ્યલેખકને બે રીતિનો સમન્વય કરવો પડે છે. એક રીતિ પ્રસંગોની ગૂંથણી અને તેની સહચારિણી બીજી રીતિ પાત્રોની ઉક્તિઓ દ્વારા પ્રગટ થતી સંવાદકલા. કોઇ વાર એક રીતિ આગળ પડી આવે તો કોઇ વાર બીજી. પાત્રવિધાનમાં આશ્રય તો બંને રીતિઓનો લેવો પડે. બંને રીતિઓ પરસ્પરને પોષક અને ઉત્કર્ષક હોય તો જ સફળ પાત્રવિધાન થઈ શકે.

આ નાટકમાં પાત્રોની બીજદશાથી તે પરિપાકદશા સુધીના ક્રમિક વિકાસનું દર્શન મુખ્ય પાત્રોમાં તો બહુધા થતું નથી. અશોકનું પાત્ર પ્રથમથી જ નિર્માણ થઇ ચૂકયું છે. (મયંક, સુવર્ણા એ ગૌણ પાત્રોનો વિકાસક્રમ કંઈક અંશે બતાવાયો છે ખરો.) મહેન્દ્ર અને સંઘમિત્રા પણ પૂર્વનિર્મિત જણાય છે. એટલે નાટકના પ્રસંગોદ્વારા એમના ચારિત્ર્યની રેખાઓને સુસ્પષ્ટ કરવાનું બહુ રહ્યું નથી. આ નાટકનાં મુખ્ય પાત્રોમાં માનવજીવનમાં પરિચિત એવા ભાવો જાગૃત કરવાની શક્તિ અત્યંત મર્યાદિત પ્રકારની પ્રગટ થઈ છે. એ પાત્રોની ઘટના પંચમહાભૂતની ના લાગતાં ઈથર જેવા કોઈ અગમ્ય તત્ત્વની હોય એમ ભાસ થાય છે. જીવનની ભૂમિમાં દૃઢ આરોપણ એમનું થયું હોય એવી પ્રતીતિ થતી નથી. પાત્રો લોકોત્તર છે એ ખરું છે પણ લોકોત્તર પાત્રોમાં યે માનવતત્ત્વ તો પ્રતીત થવું જ જોઈએ. વસ્તુતઃ લોકોત્તર માનવનું માનવતત્ત્વ તેની ઉચ્ચ વિશુદ્ધતાને લીધે તીવ્રતર સ્વરૂપનું હોઈ માનવતત્ત્વનો સાક્ષાત્કાર કરાવવામાં વિશેષ ઉપયોગી નીવડવું જોઇએ. રામ, સીતા, યુધિષ્ઠિર, કૃષ્ણ, ભીષ્મ, કર્ણ ઇત્યાદિ આપણાં ચિરપરિચિત પાત્રોની લોકોત્તરતા છે તો એમની ઉચ્ચ માનવતા પણ એટલી જ સંશયપર હકીકત છે. એ વિહાર કરતાં આપણે ઉન્નત ને અદ્ભુત ભૂમિમાં પ્રવાસ કરીએ છીએ!

વિશુદ્ધ ચિત્તપ્રસાદપ્રેરક માનવકક્ષ્મા પણ અનુભવીએ છીએ. આ કૃતિમાં પ્રત્યક્ષ થતાં અશોક, ધર્મઘોષ વગેરે એવો અનુભવ સહૃદયને કદી કરાવી શકે કે કેમ તે વિશે મને પૂરી આશંકા છે. લોકોત્તર માનવો પણ માનવ તો ખરાં જ એ વસ્તુ કદી લક્ષ બહાર રાખવાનું કલાકારને પાલવે તેમ નથી.

અશોકનું ચિત્ર ચિત્તમાં દૃઢ રીતિએ છપાતું નથી અને જે ચિત્ર છપાય છે તે અશોકનું જ ખરું ચિત્ર છે કે કેમ તે વિશે સંશય ખટકયા કરે છે. અશોક અને ધર્માચાર્ય વચ્ચે વાતચીતના પ્રસંગોમાં પણ માનવભાવનો અનુભવ વિરલ સ્થળે જ થાય છે. અશોકનું વર્તન કદી કદી કહેવાતી ધાર્મિક દૃષ્ટિના કેવલાપણાની હદ સુધી પહોંચી જાય છે અને બૌદ્ધ ધર્માચાર્યો અશોકની અતિસ્તુતિની ઘોષણા કરતા પરવારતા જ નથી. કેટલીક વાર તો અશોકને પોતાને પણ અતિસ્તુતિ સાંભળવાની ઈંતેજારી થઇ આવી હોય એવો વહેમ પણ પડે છે. અશોક સર્વત્ર ચિન્તનદૃષ્યો જ દર્શન દે છે, અને કોઈ અદ્ધર રચાયેલા શિખર ઉપરથી પયગંબરી રીતિનો વાણીવિલાસ કર્યા કરતો લાગે છે. આ બધું વાતાવરણ કેવળ અસ્વાભાવિકતાની જ પ્રતીતિ કરાવનારું છે. સામાન્ય રીતે નાટકમાં અપેક્ષિત સંવાદ-કલા પ્રગટ કરવાનું કવિશ્રીને ઇષ્ટ હોય એમ જણાતું નથી. એટલે એ અંશને આ કૃતિના જ મુખ્ય તત્ત્વ તરીકે જોવાની જરૂર નથી. પરંતુ એક ઉક્તિ અને તેની સાપેક્ષ બીજી ઉક્તિ વચ્ચે લાંબાં લાંબાં અંતર પડી જાય એવી સ્થિતિ આ નાટકમાં ઘણે ઠેકાણે કવિશ્રીએ થવા દીધી છે તે વિશેષ વિક્ષેપક અંશ ધ્યાન ખેંચનારો છે.

નાટકમાં જુદા જુદા પ્રસંગો નાટકના પ્રયોજનને સિદ્ધ કરવા માટે કવિએ યોજવા [illegible]ઇએ. આ નાટકનું પ્રયોજન શું ગણવું? અશોકનું હૃદયપરિવર્તન? સંઘમિત્રાનું ધર્મપ્રયાણ? [illegible]કના હૃદયપરિવર્તનનું તેના જીવનમાં થયેલું પ્રતિફલન? જો અશોકનું હૃદયપરિવર્તન એ પ્રયોજન હોય તો તે લગભગ સિદ્ધ ગણીને જ કવિ ચાલ્યા છે અથવા પહેલા અંકમાં જ તે સિદ્ધ થઇ જાય છે એટલે એ સિદ્ધ કરવાનું રહેતું નથી. આમ કવિનું એ પ્રયોજન નથી એમ જ આપણે ગણીશું. સંઘમિત્રાનું ધર્મપ્રયાણ એ પ્રયોજન હોય અને છે જ તો પણ નાટકના બધા પ્રસંગો એ પ્રયોજનની સિદ્ધિને પ્રધાનપણે અનુલક્ષણ કરતા હોય એમ ખાતરી થતી નથી. અશોકના હૃદયપરિવર્તનનાં પરિણામોનું દર્શન કરાવવાનું પ્રયોજન હોય તો મુશ્કેલી એ નડે છે કે એ દર્શન સર્વંશઃ ચમત્કારક નાટ્યરીતિએ થતું નથી, આખા ચિત્રણમાં કોઈ ક્લેશકર અંશ જાણે ખટકયા કરે છે.

કવિશ્રી ન્હાનાલાલે એક સ્થળે પોતાનાં નાટકો વિશે સંક્ષેપ વિવેચન કર્યું છે. એમાં પોતાનાં નાટકો રોમાન્ટિક પ્રણાલીનાં છે, Classical શૈલીનાં નથી એ મતલબનાં વચનો છે.

પરંતુ આ નાટક કયી શૈલીનું છે તે વિશે તર્કનો આશ્રય કરવાની જરૂર નથી. કવિનો ઉદ્દેશ સંસ્કૃત શૈલીનું નાટક રચવાનો અહીં છે એમ કવિએ સ્પષ્ટ કર્યું છે. આદિમંગલ તરીકે નાન્દીનો શ્લોક નાટકના આરંભમાં મૂકયો છે અને તેમાં સિદ્ધાર્થ, અશોક અને સંઘમિત્રા વિશે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. સિદ્ધાર્થસૂર્યનાં વર્ચસ્ અશોકચંદ્રે ઝીલ્યાં અને 'રાત્રિના દિન કીધા' એમ કહીને 'એ ચન્દ્રની અવનિ અનુપમા ચન્દ્રિકા'ને વંદન કર્યું

હરિગીતનું મિશ્રણ કવિને ઇષ્ટ હોય તો તેમાં યે કશી રસિકતા અહીં પ્રગટ થતી જણાતી નથી. આમ પદ્યપ્રવેશની બાબતમાં સંસ્કૃત શૈલીની કાલિદાસાદિની સુબદ્ધતાનો તો આ સંસ્કૃત શૈલીની રચનામાં અનાદર જ થયો છે. ગદ્ય ઉક્તિઓમાં શિષ્ટ સંસ્કૃત નાટકોની સંવાદિતા, સચોટતા, સંક્ષેપ ઇત્યાદિને બદલે ડૌલનશૈલીનો શિથિલ વાગ્વ્યવહાર પ્રવેશ પામ્યો છે. તેનું પરિણામ સંસ્કૃત શૈલીને વિઘાતક જ આવ્યું છે તે વિશે શક નથી. આમ ગદ્યપદ્યમાંથી સંવાદ રચવાની બાબતમાં કવિશ્રીની પ્રકૃતિએ romantic પ્રકૃતિએ એમને ફાવવા દીધા નથી એમ જણાય છે.

નાયક આ નાટકનો અશોક છે તે સંસ્કૃત શૈલીને અનુરૂપ જ છે. પણ અહીં યે પાત્રસર્જનની બાબતમાં કવિની જે મર્યાદાઓ છે તે બાધક નીવડી છે તે લક્ષ બહાર રહે તેમ નથી.

સંસ્કૃત નાટક કરુણાન્ત નહીં પણ મંગલાંત જ હોવાં જોઈએ એ રૂઢિ કવિએ સાચવી છે એમ કહી શકાશે. જો કે 'જગતપ્રસ્થાન'ના છેલ્લા અંકમાં સંઘમિત્રા અને મહેન્દ્રની વિદાય પછી અશોકના હૃદયની કરુણ છાયા સૂચવાઈ છે. પણ તે અમંગલસૂચક અવશ્ય નથી. અશોક પુત્રપુત્રીના ધર્મપ્રસ્થાનને મંગલ જ ગણે છે.

આ નાટકની શૈલી વિષે સમગ્ર રીતે વિચાર કરતાં એમ લાગે છે કે નાન્દી, ગદ્યપદ્યમયસંવાદ, ભારતવાક્ય, નાયક, મંગલાંત વગેરે અંશોમાં સંસ્કૃત શૈલીનું અનુકરણ થયા છતાં ઉત્તરરામ કે શાકુન્તલ, મૃચ્છકટિક કે વિક્રમોવર્શીય, પ્રતિમાદશરથ કે મુદ્રારાક્ષસ વાંચતાં જે પાત્રસર્જનનું કૌશલ, રસનિષ્પત્તિની સૂક્ષ્મતા, પ્રસંગયોજનાનો સૂક્ષ્મ કલાવિવેક અલ્પાધિક ચમત્કારદર્શન કરાવે છે તેનું તો અનુકરણ અહીં થઈ શક્યું નથી. એટલે સંઘમિત્રા સંસ્કૃત શૈલીનું નાટક છે અને નથી.

સંસ્કૃત શૈલીનો આદર કરવામાં કવિ ઉપર અમુક કોઈ કવિનું સાક્ષાત્ ઋણ ચઢ્યું છે કે કેમ તે હવે જોવાનું રહે છે. કવિશ્રીનો કાલિદાસ વિશેનો આદર શાકુંતલ, મેઘદૂતનાં એમનાં ભાષાન્તરોથી સુલક્ષિત, સુપરિચિત છે. આ કૃતિમાં પણ કાલિદાસની અચૂક અસર પડી છે જે શાકુંતલનો ચોથો અંક સંભારીને આ કૃતિનો સાતમો અંક—જગતપ્રસ્થાનનો અંક વાંચવાથી કોઈ ને પણ જણાશે. વસ્તુતઃ શકુંતલાના વિદાય પ્રસંગ ઉપરથી જ આ સંઘમિત્રાના ધર્મપ્રયાણનો પ્રસંગ કવિએ કલ્પેલો છે. બંને પ્રસંગોમાં મુખ્ય સમાન અંશ પુત્રીપ્રયાણનો છે છતાં ભેદક અંશો અત્યંત પ્રબળ પ્રકારના છે. પણ તે વિશે વીગતમાં ન ઊતરતાં 'સંઘમિત્રા' ઉપર શાકુંતલના ચોથા અંકના કેટલાક અંશો કયે સ્વરૂપે પ્રવર્ત્યા છે તે જ કંઇ વીગતથી જોઈશું. શકુંતલા પોતાની સહોદરા બનેલી વનજ્યોત્સ્ના લતાને હૃદયભર આલિંગન આપીને—

'हला, एषा द्वयोर्युवयोर्हस्ते निक्षेपः'

એમ કરુણગૂઢ વેધક વચન વડે અનસૂયા અને પ્રિયંવદા નામના પોતાના સખીયુગલને લતાની ભાળપણ કરે છે. એ પ્રસંગે એ સખીયુગલ

'अयं जनः कस्य हस्ते समर्पितः' એમ અશ્રુપૂર્ણ નયને શકુંતલાને સામો પ્રશ્ન પૂછે છે. આ સહોક્તિની અસર કેટલી હૃદયસ્પર્શી બને છે તે શાકુંતલના પરિચિત જનને સુપરિચિત છે. એ ઉક્તિનું અનુકરણ—અનુકરણ નહીં સાક્ષાત્ ઉક્તિ જ—

'પણ મ્હને કોને ભળાવી ?'

એ પોયણીની સંઘમિત્રા અને મહેન્દ્ર પ્રત્યેની પ્રશ્નોક્તિમાં જણાય છે. પણ ઉભયની સરસતા વચ્ચેનો ભેદ અમેય છે. પોયણીની પ્રશ્નોક્તિ કંઈક અભિનિવિષ્ટ જેવી નીવડે છે. વનજ્યોત્સ્ના લતા માત્ર છે અને પોયણી માનવકન્યા છે છતાં આમ બન્યું છે તે વળી સવિશેષ લક્ષ ખેંચનારું તત્ત્વ છે. પોયણીના મહેન્દ્ર સંઘમિત્રા પ્રત્યેના સહોદરસ્નેહને પ્રતિબિમ્બિત કરનારાં વચનોના અભાવથી આ સ્થિતિ ઊભી થઈ છે.

મહેન્દ્ર અને સંઘમિત્રાની વિદાય પછી અશોક નીચેનાં વચનો બોલે છે:

આનન્દું હું ધર્મને અર્પીને હું;
આનન્દું છું, ઊગતા તેજઊર્મિ;
ત્યાં તો પાછાં હેત જાગી પિતાનાં
એ આનન્દે શોકની છાય છાજે (છાયો ?)

આ શ્લોકને કાશ્યપના મુખમાં મૂકાયેલા

अर्थो हि कन्या परकीय एव तामद्य संप्रेष्य परिग्रहीतुः ।
जातो ममायं विशदः प्रकामं प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥

એ શ્લોક જોડે વાંચવાથી બંને સ્થાનોના સામ્યભેદ વાચકને આપોઆપ સ્ફુરશે એમ આશા રાખું છું

શકુન્તલાની વિદાય પછી કાશ્યપ પ્રિયંવદા અને અનસૂયાને પોતાની પાછળ તપોવનમાં પાછા ફરવાનું કહે છે તે વખતે—

"तात शकुन्तलाविरहितं तपोवनं कथं प्रविशावः'

એમ સ્વભાવસરલ ઉક્તિથી બંને સખીઓ પોતાની મર્મવ્યથા પ્રગટ કરે છે. આ ઉક્તિનું પ્રતિફલન કંઈક વિસ્તૃત રીતિએ અશોકનાં ધર્મઘોષ પ્રત્યે કહેલાં નીચેનાં વચનોમાં થયેલું લાગે છે :

"મહામુનિ, પાટલીપુત્ર ઝંખવાયલું ભાસે છે.

જાણે ખર્યા ચન્દનવેલથી ફુલો,
જાણે ગઈ ચન્દની ચન્દ્રરાજની.
જાણે રવિનાં કિરણો ખરી પડયાં;
એવું દિસે પાટલીપુત્ર આ હવે.

અહીં પણ સમાન અંશ અને ભેદક અંશ મૂળબિમ્બ અને પ્રતિબિમ્બ વચ્ચેના તરત લક્ષમાં આવે એવા છે.

શાકુન્તલના ચતુર્થ અંકમાં સંસારવિરક્ત છતાં લૌકિકજ્ઞ એવા કાશ્યપ મુનિ અને શકુન્તલા વચ્ચેનાં હૃદયને મથી નાખનારાં માનવભાવને પૂર્ણ બલથી પ્રવર્તાવનારાં ઉષ્માભર્યાં સંભાષણ વચનો વડે કાલિદાસે કરુણની અપૂર્વ નિષ્પત્તિ કરી છે તેનો શતાંશ પણ 'જગત્‌પ્રેરધાન'ના આ અંકમાં પ્રવેશી શકયો નથી–પ્રગટ થઈ શકયો નથી. આનું કારણ બંને સ્થાનના પ્રસંગોની વચ્ચેના તફાવતમાં જોવાથી પૂરું સમાધાન થતું નથી. નિરૂપણ–ભેદ જ મુખ્ય કારણ જણાય છે. કાલિદાસ જેવાની સમર્થ પ્રતિભાએ જે ક્ષેત્રમાં વિજયપતાકા રોપી

છે તે ક્ષેત્રમાં અન્યને એવો જ વિજય સહેજે જ દુષ્પ્રાપ બને એ દેખીતું છે. પરંતુ શ્રી. ન્હાનાલાલ કવિની વિલક્ષણ પ્રતિભા સ્વતન્ત્ર વિહારમાં જ પૂર્ણ મસ્તીનું દર્શન કરાવી શકે છે. એ એમની પ્રકૃતિગત શક્તિ અને મર્યાદા ઉભય દૃષ્ટિએ સાચું લાગે છે. મેઘદૂત અને શાકુન્તલનાં એમનાં ભાષાન્તરો પણ એ જ હકીકતનું સમર્થન જરા જુદી રીતે કરે છે. અનુકરણકલા–અનુસરણકલાની ફાવટ કવિશ્રીની પ્રકૃતિને બહુ નથી એમ સંઘમિત્રા વિશે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરતાં જણાશે. અને કવિની પ્રતિભા એવા અંકુશો સહન કરીને પણ કવિઓ તો નિરંકુશ જ ઇષ્ટ એમ પુરવાર કરતી જણાતી નથી શું ?

લેખકની પોતાની જ શૈલીનું પ્રાબલ્ય લેખક ઉપર એટલું બધું કેટલીક વાર–ઘણી વાર—જામી ગયું હોય છે કે એની પોતાની જ શૈલી એની પોતાની જ કૃતિઓમાં એક સ્થળે અર્થસાધક બની રસનિષ્પાદક બની હોય છતાં તે જ શૈલી અન્ય સ્થળે ઔચિત્ય-મર્યાદાનું ઉલ્લંઘન થતાં સૌન્દર્યના પ્રગટીકરણમાં બાધક બનીને રસવિક્ષેપક પણ બને. આનાં ઉદાહરણો જોનારને સહેલાઈથી જડે એમ છે. એટલે જ વિષયવૈવિધ્યની પેઠે એક જ લેખકમાં શૈલીવૈવિધ્ય પણ આવશ્યક ઠરે છે. પણ અહીં તો ડોલનશીલ કવિની શૈલી શિષ્ટ સંસ્કૃત શૈલીમાં વિક્ષેપક બન્યાનો પ્રસંગ છે.*



* કવિશ્રીની શૈલીમાં પ્રગટ થતાં શબ્દબાહુલ્યથી આવતું બન્ધશૈથિલ્ય, ભાષાસ્વચ્છંદ અને એવાં બીજાં જાણીતાં દૂષણો આ કૃતિમાં પણ પ્રવિષ્ટ થયાં છે જ પરંતુ તે જાણીતાં હોવાથી જ એ વિશે ચર્ચા આ લેખમાં આવશ્યક ગણી નથી. આ નાટક બૌદ્ધધર્મના માહાત્મ્યનું છે પરંતુ તેમાં સર્વત્ર બૌદ્ધ સિદ્ધાન્તો જ યોગ્ય રીતે રજુ થયા છે કે અન્ય સિદ્ધાન્તોની ભેળસેળ તેમાં થઈ છે તે પણ અન્વેષણીય વિષય છે. પરંતુ તે વિશે પણ અન્યત્ર ચર્ચા કરવાનું મુલતવી રાખ્યું છે. —લેખક

# શ્રી માતાજી સાથે વાર્તાલાપ

અંબાલાલ પુરાણી

[ શ્રી અરવિંદ આશ્રમનું સંચાલન વર્ષો થયાં કરનાર શ્રીમાતાજી વિશે આશ્રમ બહાર. ઘણાં જ થોડાં લોકો જાણે છે. તેઓશ્રી તરફે ૧૯૩૩ ની સાલમાં કેટલાક વિદેશી અને અહીંના શિષ્યોએ વાર્તાલાપ કરેલા. કુલ્લે નવ વાર્તાલાપોની ટૂંકી નોંધ લેવાઈ હતી તે ઉપરથી પછી સમગ્ર વસ્તુ તૈયાર કરીને ટાઇપ કરીને સાધકોને વહેંચવામાં આવી હતી. ત્યારપછી પુસ્તકાકારે છપાવવાની જરૂર જણાતાં કેવળ ખાનગી ઉપયોગ માટે ૧૦૦૦ નકલો છપાવી હતી. જે જિજ્ઞાસુઓને શ્રી માતાજીના હસ્તાક્ષર સહિત વગર મૂલ્યે આપવામાં આવતી. આ હકીકત એટલા માટે પ્રગટ કરું છું કે આ નવમો વાર્તાલાપ વાંચનારાના ધ્યાનમાં આ બાબત રહે કે આ વાર્તાલાપ બધાને માટે, યા તો પુસ્તક પ્રગટ કરવા ખાતર, લખવામાં આવ્યો ન હતો. જિજ્ઞાસુના મનની તૃપ્તિને ખાતર, શિષ્યોના પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે, સાધકને તેની સાધનામાં મદદ કરવા માટે, આ વાર્તાલાપો યોજાયા હતા અને પુસ્તકાકારે છપાયા હતા. એમાં જણાવેલા વિચારો પુસ્તકિયા નથી પરંતુ અનુભવનું પરિણામ છે.

એટલે વાંચનાર પણ એ મૂળ હેતુ ધ્યાનમાં લઈને વાર્તાલાપ વાંચવા પ્રયત્ન કરે તો વધુ લાભ મેળવે એ સંભવિત છે. હવે તો અંગ્રેજી વાર્તાલાપો પણ વધુ માગણી થતી હોવાથી પુસ્તકાકારે છપાય છે અને મૂલ્ય આપવાથી તે મળી શકશે. ગુજરાતી અનુવાદ 'શ્રી માતાજી સાથે વાર્તાલાપ' ટૂંક મુદતમાં જ પ્રસિદ્ધ થશે. ]

## વાર્તાલાપ નવમો

દિવ્ય પ્રેમ અને માનુષી પ્રેમ વચ્ચે શો સંબંધ છે? માનુષી પ્રેમ દિવ્ય પ્રેમમાં અંતરાય રૂપ હોય છે? અથવા માનુષી રીતે પ્રેમ કરવાની શક્તિ એ દિવ્ય પ્રેમ માટેની શક્તિનું માપ નથી વારુ? ક્રાઈસ્ટ, રામકૃષ્ણ, વિવેકાનંદ, વગેરે આધ્યાત્મિક પુરુષો સ્વભાવે પ્રેમાળ ન હતા?

પ્રેમ એ વિરાટની મહાન શક્તિઓમાંની એક છે; એ શક્તિ સ્વયંભૂ છે, અને જે પદાર્થોમાં અને જે વ્યક્તિઓ દ્વારા તે આવિર્ભાવ પામે છે તેમનાથી તે સ્વતંત્રપણે કાર્ય કરે છે. જ્યાં જ્યાં શકયતા હોય છે, તથા જ્યાં જ્યાં તેના પ્રત્યે ખુલ્લાપણું હોય છે, ત્યાં ત્યાં તે આવિર્ભાવ પામે છે. તમે જેને પ્રેમ કહો છો, અને જેને તમે વ્યક્તિગત યાને અંગત વસ્તુ માનો છો તે પ્રેમ એટલે આ વિરાટ શક્તિને તમારામાં સ્વીકારવાની, અને તેનો આવિર્ભાવ કરવાની તમારી શક્તિ.

પરંતુ પ્રેમની શક્તિ વિરાટ છે એનો અર્થ એ અચેતન છે એવો થતો નથી; ઊલટું, એ શક્તિ પરમ ચેતનામય અને જાગ્રત હોય છે. એ શક્તિ સચેતનપણે આ પૃથ્વી ઉપર પોતાનો આવિર્ભાવ અને સાક્ષાત્કાર કરવા માટે પ્રયત્ન કરે છે, જાગ્રતપણે તે પોતાનાં કરણો પસંદ કરે છે, તેને પ્રત્યુત્તર આપી શકે તેવાઓમાં તે પોતાનાં આદિલનો જાગ્રત કરે છે, તેમની અંદર પોતાનો સનાતન હેતુ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. અને જ્યારે તે કરણ નાલાયક નીકળે છે ત્યારે તેને બાજુ ઉપર મૂકી દે છે, અને બીજાની શોધ કરે છે. માણસો એમ માને છે કે પોતે ઓચિંતા જ પ્રેમમાં પડે છે; પોતાની અંદર પ્રેમને પ્રવેશ કરતો, વૃદ્ધિ પામતો અને કરમાઈ જતો તેઓ અનુભવે છે, અથવા તેની ચિરકાળ ક્રિયાને માટે વિશેષ લાયકાત ધરાવનાર કેટલીક વ્યક્તિઓમાં તે થોડો વધારે સમય ટકે પણ છે. પરંતુ એ અનુભવ જાણે પોતાનો, કેવળ ખાનગી અને અંગત છે એવી માન્યતા એ તેમની ભ્રમણા છે. વિરાટ પ્રેમના સનાતન સાગરની એ તો એક લહેર માત્ર હોય છે.

પ્રેમ એ વિરાટ શક્તિ છે. તે સનાતન છે; તે સદા આવિર્ભાવ પામે છે, અને તેનું તત્ત્વ સદાય એકનું એક જ હોય છે એ શક્તિ દિવ્ય છે, એના કાર્યમાં આપણે જે વિકારો જોઈએ છીએ તે તેનાં કરણોને આભારી છે. પ્રેમની શક્તિ કંઈ માનવજાતિમાં પ્રગટ થાય છે એવું નથી; એ તો સર્વત્ર છે. વનસ્પતિમાં અને કદાચ પત્થરમાં પણ, એની ક્રિયા હોય છે. પ્રાણીઓમાં એની હાજરી જોવી અને ઓળખવી એ સહેલું છે. તમોગ્રસ્તતા, અજ્ઞાન, સ્વાર્થ, અહંતા વગેરે મર્યાદાઓવાળાં તેનાં કરણોને લીધે આ મહાન અને દિવ્ય શક્તિના સઘળા વિકારો ઉત્પન્ન થાય છે. સનાતન શક્તિ સ્વરૂપ પ્રેમમાં કામવાસના, ઇન્દ્રિયભોગો, વાસના, માલિકીની તૃષ્ણા અથવા તો અંગત વ્યક્તિગત, આસક્તિ એમાંનું કાંઈ હોતું જ નથી; જ્યારે પ્રેમની વિશુદ્ધ ક્રિયા થાય છે, ત્યારે માનવનો અંતરાત્મા ભગવાન સાથે અદ્વૈત ઝંખે છે, નિરપેક્ષ રીતે અને બીજી કોઇ પણ વસ્તુની ગણતરી કર્યા વિના; તે એ અદ્વૈત માટે ઝંખે છે. દિવ્ય પ્રેમ પોતાની જાતને અર્પણ કરે છે, અને તે કશી માગણી કરતો નથી.

માનવોએ જે પ્રેમના કેવા હાલ કર્યા છે તે કહેવાની જરૂર નથી: તેમણે તેને બદસૂરત અને ધૃણાસ્પદ બનાવી મૂક્યો છે. અને છતાં, માનવોમાં પણ પ્રેમનો પ્રથમ સ્પર્શ તેના શુદ્ધ અને દિવ્ય તત્ત્વના પ્રતિબિંબની ઝાંખી કરાવે છે; ક્ષણભર માનવ પોતાની જાતને વિસરી જઈ શકે છે. પ્રેમનો દિવ્ય સ્પર્શ માનવપ્રકૃતિમાં જે કાંઇ સુંદર અને ઉદાત્ત હોય છે તેને જાગ્રત કરે છે, અને તેને વિસ્તાર પમાડે છે. પરંતુ તુર્ત જ અશુદ્ધ માગણીઓ વાળી, પોતના સમર્પણના સાટામાં બદલાની આશા રાખનાર, નિઃસ્વાર્થ અર્પણ કરવાને કેદ પડે તોળી તોળીને આપનાર, પોતાના અધમ સંતોષ માટે ખૂમરાણ કરી મૂકનાર, અને દિવ્ય વસ્તુને વિકૃત અને અશુદ્ધ કરી મૂકનાર એવી માનવની પ્રકૃતિ આગળ પડતી થાય છે.

દિવ્ય પ્રેમનો આવિર્ભાવ કરવા માટે તેને ધારણ કરવાની શક્તિ તમારામાં હોવી જોઈએ. જે લોકો તેની દિવ્ય ગતિ પ્રત્યે ખુલ્લા હશે તેઓ જ દિવ્ય પ્રેમનો આવિર્ભાવ કરી શકશે દિવ્ય પ્રેમ પ્રત્યેનું અંતરનું ખુલ્લું દ્વાર જેટલું વધારે વિશાળ અને વિશુદ્ધ, તેટલો મૌલિક શુદ્ધિવાળો દિવ્ય પ્રેમ માનવના જીવનમાં વ્યક્ત થવાનો; એનાથી ઊલટું, નિમ્ન સ્તરોની માનુષી લાગણીઓ અને વાસનાઓ જોડે જેટલે અંશે તે વધારે મિશ્ર તેટલે અંશે તેમાં વિકાર, વિરૂપતા વધારે.

પ્રેમના મૌલિક તત્ત્વ પ્રત્યે અને તેના સત્ય પ્રત્યે જે માનવનું અંતર ખુલ્લું ન થયું હોય, તે ભગવાનની સમીપ જઇ શકતો નથી. જ્ઞાનમાર્ગના અનુયાયીઓ પણ એક એવી ભૂમિકા ઉપર આવીને અટકે છે જ્યાંથી આગળ તેમને પ્રગતિ કરવી હોય તો પ્રેમમય ભૂમિકામાં પ્રવેશ કરવાની તેમને ફરજ પડે છે, તેમને પ્રેમ અને જ્ઞાન એ એક છે એવું જ્ઞાન થાય છે; દિવ્ય પ્રેમના પ્રેમની જ્યોતિ એ જ્ઞાન છે, જ્ઞાનનું હૃદય એ પ્રેમ છે એ સત્ય તેઓ અનુભવે છે. આત્માની પ્રગતિમાં એક એવી ભૂમિકા આવે છે કે જ્યાં એ બંને મળે છે, અને એ બે વચ્ચે તમે કશો પણ ભેદ જોઇ શકતા નથી. શરૂઆતમાં પ્રેમ અને જ્ઞાન વચ્ચે માનવ જે ભેદ જુએ છે તે તેની બુદ્ધિએ ઉત્પન્ન કરેલો હોય છે: પરંતુ જ્યારે તમે મનથી ઉચ્ચતર ભૂમિકામાં આરોહણ કરશો ત્યારે એ ભેદ લય પામી જાય છે.

આ પૃથ્વી ઉપર ભગવાનનો આવિર્ભાવ કરવા માટે અને પાર્થિવ જીવનનું રૂપાંતર કરવા માટે જેઓ અવતરેલા છે, તેમાં કેટલાક એવા પણ છે જેમને પોતાના જીવનમાં દિવ્ય પ્રેમ વધારે અંશે પ્રગટ કરેલો છે. એમાંના કેટલાકમાં દિવ્ય પ્રેમનો આવિર્ભાવ એટલો તો વિશુદ્ધ છે કે આખી માનવજાતિ તેમને સમજી શકી નથી, અને તેઓ કઠણ હૃદયના, પ્રેમહીન છે એવી ફરિયાદ પણ તેમને વિષે કરવામાં આવે છે; અને છતાં તેમનામાં દિવ્યપ્રેમ હોય છે. પરંતુ તેમનો પ્રેમ–તેનું રૂપ અને તેનું તત્ત્વ બંને–દિવ્ય હોય છે, માનુષી નહિ. જ્યારે માણસો પ્રેમ વિષે બોલે છે ત્યારે તે શબ્દમાં ભાવપ્રધાન અને લાગણીમય નિર્બળતાનું તેઓ આરોપણ કરે છે. આત્મવિસ્મૃતિની દિવ્ય પરાકાષ્ટા તથા કોઈ પણ પ્રકારની શરત કે બંધન વિના, કશો પણ બદલો માગ્યા વિના, પોતાની જાતને અર્પણ કરી દેવાની શક્તિ દિવ્ય પ્રેમમાં હોય છે તેની માનવજાતિને ખબર સુદ્ધાં નથી; અને જ્યારે નિર્બળ અને ભાવપ્રધાન પોચી લાગણી વેડયા વિના વિશુદ્ધ સ્વરૂપમાં એ પ્રેમનો આવિર્ભાવ જોવામાં આવે છે, ત્યારે એ કઠણ અને લાગણીહીન છે, એવી ફરિયાદ માનવ કરે છે; પ્રેમ શક્તિનું ઉચ્ચતર અને તીવ્રતમ સ્વરૂપ તેમનેએમાં દેખાતું પણ નથી.

જગતમાં ભગવાન પોતાનો દિવ્ય પ્રેમ કેવી રીતે પ્રગટ કરે છે એ તમો જાણવા માગો છો ? પરમ આત્મબલિદાન રૂપે પ્રભુ તેનો અવિર્ભાવ કરે છે, એ તેનું પોતાનું પરમઆત્મ–સમર્પણ છે. જડતાથી ભરેલા અવચેતનાના ઊંડાણમાં ચેતના જાગ્રત થાય છે, અને ધીમે ધીમે તેમાં દિવ્ય શક્તિ પ્રગટ થાય છે અને આ સમગ્ર પ્રગટ વિશ્વને દિવ્ય ભાગવત ચેતના અને દિવ્ય પ્રેમના ઉચ્ચતમ આવિર્ભાવનું કરણ બનાવે એટલા ખાતર દિવ્ય પૂર્ણ પ્રભુની ચેતનાએ પદાર્થતત્ત્વની અચેતનતામાં ડૂબકી મારવાનું માથે લીધું છે. એ ખરેખર પરમ પ્રેમ હતો. એ પ્રમાણે પરમ ભાગવત ચેતના પોતાની પૂર્ણ દિવ્ય દશાનો, તેની નિરપેક્ષ ચેતનાનો અને અનંત જ્ઞાનનો ભોગ આપીને અચેતનાનો સ્વીકાર કરે, અને અજ્ઞાન અને તમોગુણ જોડે એકતા કરીને આ પાર્થિવ જગતમાં અવતરણ કરે એ સઘળું પરમ પ્રેમમાંથી ઉદ્‌ભવે છે છતાં કોઈ પણ માનવ એને પ્રેમનું નામ કદાચ ન પણ આપે, કારણકે છીછરી લાગણીઓના ઉભરાના સ્વરૂપમાં તે પ્રગટ થતો નથી, પોતે જે કરે—તેના લેશ પણ બદલાની માગણી કરતો નથી, પોતાના આત્મબલિદાનનું તે પ્રદર્શન કરતો નથી.

પ્રેમની વિરાટ શક્તિ, પોતાની દિવ્ય શક્તિને સંપૂર્ણ વિશુદ્ધ સ્વરૂપમાં ધારણ અને પ્રગટ કરી શકે એવા ચિન્મય આધારોની શોધમાં છે. પ્રેમને માટે સર્વ પ્રાણીઓની આ ગતિ, સર્વ હૃદયો માટેની ખોજનું—પૃથ્વીના પોતાના અંતર માટેની ખોજનું—પ્રેમના એ અવિરોધ્ય આવેગનું મૂળ દિવ્ય પ્રેમમાં રહેલું છે. જે માનવ આવેગોની પાછળ ગુપ્ત છે એ દિવ્ય પ્રેમશક્તિ લાખો આધારોને સ્પર્શે છે, હમેશાં તે પ્રયત્ન કરે છે, હમેશાં તે નિષ્ફળ જાય છે, છેતરાય છે, પરંતુ એના સતત સ્પર્શને લીધે આધારો તૈયાર થાય છે, અને એક દિવસ અણુચિંતવ્યા જ તેમનામાં સંપૂર્ણ આત્મસમર્પણ કરવાની પ્રેમાર્પણ કરવાની શક્તિ જાગ્રત થઈ જશે.

પ્રેમશક્તિ કાર્ય કંઈ માનવજાતિમાં જ મર્યાદિત નથી અને માનવજાતિ સિવાયનાં બીજાં પ્રાણીઓમાં તેનું કાર્ય કદાચ ઓછું વિકૃત હોય છે. પુષ્પો અને વૃક્ષો પ્રત્યે જુઓ.

સૂર્યાસ્ત થતો હોય અને સઘળે ગંભીર નીરવતા છવાઈ રહી હોય ત્યારે એક સ્થળે બેસો અને પ્રકૃતિની સાથે તમારા અંતરાત્માને એક કરવા યત્ન કરો. તમને પૃથ્વીમાંથી, વૃક્ષોનાં ઊંડાં મૂળની પણ નીચેથી, ઊર્ધ્વ ગતિ કરી રહેલ, થડમાં થઈ ને ઊંચામાં ઊંચી છેવટની ડાળમાં અને પાંદડાંઓમાં પણ વહી રહેલ, અત્યંત પ્રેમભરી અભીપ્સાનું, કોઇ અનિવાર્ય અપેક્ષાનું, જ્યોતિ અને કલ્યાણદાયી કોઈ વસ્તુ માટેની તૃષાનું,—અસ્ત થયેલ પરંતુ પુનઃ-પ્રાર્થિત જ્યોતિને માટેની અભિલાષાનું ભાન થશે. એ અભીપ્સા ધન્યવાદના રૂપમાં ઊર્ધ્વગતિ કરે છે તે ઉપકારની લાગણી જીગરપૂર્વક કરેલી પ્રાર્થના જોડે એક થઇ જાય છે. એ આવેશ એટલો તો વિશુદ્ધ અને તીવ્ર હોય છે કે વૃક્ષોના અંતરાત્મા જોડે અદ્વૈત કરીને તમે તેને અનુભવી શકો તો તમારો પોતાનો અંતરાત્મા સુદ્ધાં આ જગતમાં હજી સુધી અપ્રગટ છે એવી દિવ્ય શાંતિ, જ્યોતિ અને પ્રેમને માટે લાગણીભરી ખરા દિલની પ્રાર્થના કરવા પ્રેરાશે.

એક વખત આ વિશાળ, વાસ્તવિક, વિશુદ્ધ અને દિવ્ય પ્રેમનો ઘણા જ થોડા સમય માટે, અને નાનામાં નાના સ્વરૂપમાં, તમને સ્પર્શ થશે તો પછી માનવપ્રકૃતિમાં એ પ્રેમ હલકો, પાશવ, સ્વાર્થી, ક્રૂર અને કદરૂપો થઈ બેઠો છે, યા તો તે નિર્બળ, લાગણીઓના ખાલી નિર્માલ્ય ઉભરાઓનો બનેલો હોઈ કેવળ ઉપરચોટીઓ, બરડ, સંકુચિત વેપારીના જેવો પાઇએ પાઈ માગતો, મખ્ખીચૂસ થઈ ગએલો જણાશે. અને એ નીચતા અને પાશવતા, યાને અહંતા સિવાય બીજી કોઇ વસ્તુમાં રસ લેવાની અશક્તિને માનવનો પ્રેમ કહે છે.

દિવ્ય પ્રેમના આવિર્ભાવમાં આપણી પ્રાણમય સત્તાઓએ કશો ભાગ લેવાનો હોય છે ખરો ? અને હોય તો તેનું અસલ અને વાસ્તવિક સ્વરૂપ કેવું હોવું જોઈએ ?

દિવ્ય પ્રેમના આવિર્ભાવને વળી કાંઇ મર્યાદાઓ હોય છે ? અપાર્થિવ, યતા અવાસ્તવિક પ્રદેશમાં શું તે પુરાઈ રહેવાને બંધાયેલો છે ? દિવ્ય પ્રેમના આવિર્ભાવનો સર્ગ તો પૃથ્વી ઉપર છેક સ્થૂળતમ પદાર્થતત્ત્વ સુધી થાય છે. માનવચેતના સ્વાર્થી અને હુંકારી વિકારોમાં દિવ્યપ્રેમ આપણને મળી આવતો નથી. પરંતુ દિવ્યપ્રેમના પ્રગટીકરણમાં પ્રાણનું તત્ત્વ, અખિલ વિશ્વના અન્ય આવિર્ભાવમાં છે તેટલું જ, અગત્યનું છે. પ્રાણના આશ્રય વિના પ્રગતિશાળી ગતિ થવી શક્ય નથી.

પરંતુ પ્રકૃતિની એ પ્રાણશક્તિ એટલી બધી તો વિકૃત થઈ ગયેલી છે કે કેટલાક લોકો ચેતનમાંથી અને જગતમાંથી તેનો સમૂળો ઉચ્છેદ કરી નાંખવો જોઈએ એમ માનવા લલચાય છે. પરંતુ પ્રાણદ્વારા જ રૂપાંતર કરનારી આધ્યાત્મિક શક્તિ જડ તત્ત્વના પાને પદાર્થનો સ્પર્શ કરી શકે છે. પદાર્થમાં જીવંત શક્તિ અને સક્રિયતા ફેલાવનાર પ્રાણતત્ત્વ ન હોત તો પદાર્થ હંમેશાં ચેતન–રહિત–મૃત જ રહેત, કારણકે માનવના અંતરની ઉચ્ચતર ભૂમિકાઓ પૃથ્વીની જોડે સંબંધ જ સ્થાપન ન કરી શકત, જીવનરૂપે મૂર્ત થાત નહિ એટલું જ નહિ, પરંતુ તેઓ અસંતુષ્ટ થઈને પાર્થિવ ભૂમિકામાંથી વેગળી જતી રહીને અદૃશ્ય થઈ જાત.

હું જે દિવ્યપ્રેમની વાત કરું છું, તે આ પાર્થિવ, સ્થૂલ ભૂમિકા પર, જડ તત્ત્વમાં

પ્રગટ થનાર દિવ્યપ્રેમ છે; પરંતુ તે પ્રેમ મૂર્ત સ્વરૂપ લેવાનું સ્વીકારે તે માટે માનવ પ્રકૃતિના સર્વ વિકારોથી તેને શુદ્ધ અને મુક્ત રાખવો જોઈએ. સર્વ પ્રકારના આવિર્ભાવને માટે તેમ દિવ્ય પ્રેમની અભિવ્યક્તિ માટે પણ પ્રાણતત્ત્વ અનિવાર્ય છે; પરંતુ દરેક બાબતમાં બન્યું છે તેમ અહીં પણ વિરોધી શક્તિઓએ આ સૌથી કીંમતી વસ્તુ ઉપર પોતાનો કાબુ જમાવી દીધેલો છે. જડ તથા સંસ્કારગ્રાહિતા વિનાના પદાર્થતત્ત્વમાં પ્રવેશ કરીને પ્રાણ તેને સંસ્કારગ્રાહી અને જીવંત બનાવે છે. પરંતુ વિરોધી શક્તિઓએ એ પ્રાણશક્તિમાં વિકારો પેદા કર્યા છે; તેમણે તેને હિંસા, ક્રૂરતા, સ્વાર્થ, કામના, અને પ્રત્યેક જાતિની કુરૂપતાનું ક્ષેત્ર બનાવી મૂક્યું છે, અને દિવ્ય જીવનમાં ભાગ લેતાં તેને અટકાવી દીધો છે. પ્રાણગતિને બળજબરીથી દબાવી દેવાની નથી, યા તો તેનો ઉચ્છેદ કરવાનો નથી, પરંતુ તેનું રૂપાંતર કરવાનું છે. કારણ કે પ્રાણ વિના કોઈપણ ભૂમિકામાં તીવ્રતા અસંભવિત છે. પ્રાણ એટલે સ્વભાવે પોતાની જાતને ઉદારતાપૂર્વક અર્પણ કરનાર આપણો ભાગ. પ્રાણમાં લેવાની વૃત્તિ અને શક્તિ રહેલ છે, તેટલા જ માટે, કશું પણ બાકી રાખ્યા વિના, તે પોતાની જાતને પૂરેપૂરી અર્પણ પણ કરી દઈ શકે છે, અને અન્ય પદાર્થને કેવી રીતે પ્રાપ્ત કરવો એ તે જાણે છે, તેટલા જ માટે કશું પણ બાકી રાખ્યા વિના,– નિઃશેષપણે, તે પોતાની જાતનો ઉત્સર્ગ પણ કરી દઈ શકે છે. પ્રાણની સાચી ક્રિયા સુંદરમાં સુંદર, ભવ્યમાં ભવ્ય હોય છે; પરંતુ તેનામાં વક્રતા પેઠી છે, અને તે સૌથી કુરૂપ, વધારેમાં વધારે વિકારી અને અત્યંત ઘૃણાસ્પદ થઈ પડી છે.

માનવપ્રેમની કથામાં જ્યાં જ્યાં શુદ્ધપ્રેમનો એક પરમાણુ પણ પ્રગટ થવા પામ્યો છે, અને કંઈ વિકાર વિના તેનો આવિર્ભાવ થયેલો છે, ત્યાં ત્યાં આપણને સત્યનાં અને સૌંદર્યનાં દર્શન થાય છે. અને પ્રાણની એ સુંદર અને ભવ્યક્રિયા અલ્પાયુ નીવડે છે. કારણ કે તેના વાસ્તવિક હેતુનું તેને જ્ઞાન હોતું નથી; તેને ખબર નથી કે પ્રેમની ગતિ દ્વારા એક માનવ બીજા માનવ જોડે સંયોગ પ્રાપ્ત કરે એ તેનો હેતુ નથી, પરંતુ સર્વ જીવોનો ભગવાન જોડે યોગ થાય એની શોધમાં તે છે.

આ કલેશમય, અંધકારભર્યા જગતમાં સનાતન ચેતનાએ જગતને અને પ્રાણીઓને પાછા ભગવાન પ્રત્યે લઈ જવાના હેતુથી જે પરમશક્તિ અવતારી તેનું નામ 'પ્રેમ' છે. અંધકાર અને અજ્ઞાનમાં ડૂબેલ પાર્થિવ જગત પ્રભુને વીસરી ગયું હતું. એ અજ્ઞાનમાં પ્રભુના દિવ્યપ્રેમે અવતરણ કર્યું, અને અંધકારમાં જે જે સુષુપ્ત હતાં તે સર્વને તેને જાગ્રત કરી દીધાં, સીવાઈ ગયેલા કર્ણોને તેને ખોલી ખોલીને તેણે સંદેશો કહ્યો કે "જીવનમાં એવી એક જ ચીજ છે જેને ખાતર જાગવું અને જીવવું પ્રમાણ છેઃ તે દિવ્યપ્રેમ છે." અને પ્રેમભાવ જાગ્રત થતાં સાથે, ભગવાન પ્રત્યે પુનર્ગતિ કરવાની શક્યતા પૃથ્વીમાં ઉદ્ભવી. પ્રેમ વાટે પાર્થિવ જગત ભગવાન પ્રત્યે ગતિ કરે છે, અને તેના પ્રત્યુત્તર - રૂપે, સૃષ્ટિનો મેળો કરવાને, ઉપરના લોકમાંથી દિવ્યપ્રેમ અને પ્રભુની કરુણા નીચે ઊતરે છે. જ્યાં સુધી પાર્થિવ જગત અને ભગવાનનો પરસ્પર યોગ ન થાય, ભગવાન તરફથી પાર્થિવ ભૂમિકા પ્રત્યે અને આ સૃષ્ટિમાંથી સરજનહાર પ્રત્યે પ્રેમ આપ-લે પરસ્પર ન થાય, ત્યાં સુધી આ સૃષ્ટિમાં પ્રગટતો પ્રેમ તેના વિશુદ્ધ સૌંદર્યની, તેના સાહજિક સામર્થ્યથી અને તીવ્ર ઘન આનંદની પરિપૂર્ણતાથી હંમેશાં વંચિત જ રહેશે.

દિવ્યપ્રેમે પાર્થિવ જગતમાં પ્રવેશ કર્યો અને તેનામાં પ્રાણ પૂર્યા ત્યાર પહેલાં આ જગત મૂત પદાર્થનું બનેલું ચેતનહીન જગત હતું. તે આદિ કાળથી જીવનના એ દિવ્ય મૂળની શોધ સૃષ્ટિ કર્યા કરે છે; પરંતુ એ શોધ કરતાં પહેલાં પ્રત્યેક વેળા તે ખોટે રસ્તે દોરવાઈ છે, આમથી તેમ તે અંધકારમાં જ ભટકતી અને આથડતી રહી છે. સૃષ્ટિનો મોટો ભાગ અજ્ઞાત લક્ષ્ય પ્રત્યે ગતિ કરી રહેલા અંધ ટોળા પેઠે પ્રેમની વાટે પડ્યો છે. તે શેની શોધમાં છે તેનું પણ તેને ભાન નથી.

માનવને પ્રેમનું જે ઉચ્ચતમ સ્વરૂપ, વિશુદ્ધમાં વિશુદ્ધ અને સૌથી વધારે નિઃસ્વાર્થ સ્વરૂપ દેખાય છે તે માતાનો વાત્સલ્યપ્રેમ છે. પરંતુ માનવપ્રેમની ઉપર જણાવી તે વિરાટ ગતિ અત્યારસુધી તેણે પ્રાપ્ત કરેલ તેના કરતાં કોઈ જુદી વસ્તુની ગુપ્ત ખોજ અંતરથી કરી રહેલ છે; પરંતુ તે ક્યાં મળશે તેની તેને ખબર નથી, અરે તે અંતિમ વસ્તુ શી છે તેનો તેને ખ્યાલ સરખો નથી. પરંતુ વિશુદ્ધ અને સર્વમાનુષી આવિર્ભાવોથી કેવળ સ્વતંત્ર એવા દિવ્યપ્રેમ પ્રત્યે જે ક્ષણે માનવની ચેતના જાગ્રત થાય છે, તે ક્ષણે સનાતન કાળથી પોતે શેને માટે સાચેસાચ ઝંખી રહેલ છે, તે લક્ષનું તેને ભાન થાય છે. અંતરાત્માની અભીપ્સાનો આરંભ એ ઘડીએ થાય છે, એને પરિણામે માનવચેતના જાગ્રત થઈ જાય છે, અને ભગવાન સાથે અદ્વૈત કરવાની તેને તાલાવેલી લાગે છે. ત્યારપછી, અજ્ઞાને ઉત્પન્ન કરેલા સર્વે આવિર્ભાવો અને વિકારો ભૂંસાઈને લુપ્ત થઈ જવા જોઈએ, અને તેમને ઠેકાણે એકમાત્ર ગતિ રહેઃ સૃષ્ટિ પ્રત્યેના સરજનહારના પ્રેમનો પ્રત્યુત્તર આપતા, તેને અતુલ પ્રેમથી ચહાતી સૃષ્ટિની તેના પ્રત્યે ગતિ એકવાર સચેતન, પ્રભુપ્રેમ પ્રત્યે જાગ્રત અને અનાવહિત થયેલ સૃષ્ટિમાં પ્રભુ પોતાનો દિવ્યપ્રેમ મર્યાદા વિના રેલે છે, રેલાવે છે. પ્રેમની ગતિનું ચક્ર એ રીતે પૂર્ણ થાય છે; તેના બે છેડા પરસ્પર મળે છે. પરમ આત્મા અને પ્રગટ પાર્થિવતા એ બેનું મિલન થાય છે, અને એ દિવ્ય મિલન સતત અને સંપૂર્ણ જામે છે.

દિવ્યપ્રેમની સર્વવિજયી શક્તિનો અને વિશુદ્ધિનો કંઈક અંશ જગતમાં પ્રગટાવવા માટે મહાન આત્માઓએ જન્મો લીધા છે. અથવા ખરું જોતાં દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર વધારે સરળ અને વધારે સંપૂર્ણ થાય તેટલા માટે પ્રભુનો દિવ્યપ્રેમ એવી વ્યક્તિઓ રૂપે રેલાયો છે. જ્યારે વ્યક્તિના રૂપમાં દિવ્યપ્રેમ પ્રગટ થાય છે ત્યારે તેની સમજૂતી અને સાક્ષાત્કાર તે અપ્રગટ કે અપૌરુષેય હોય છે તેના કરતાં વધારે સહેલાં બને છે. એવી વ્યક્તિના સંબંધથી અને દિવ્યપ્રેમની સાહજિક તીવ્રતાના સ્પર્શથી, જાગી ઊઠેલ-પ્રભુના દિવ્યપ્રેમ પ્રત્યે જાગ્રત થયેલ માનવને પોતાની પ્રકૃતિના રૂપાંતરનું કાર્ય ઘણું સરળ થઈ ગયેલું જણાય છે; તે જે મિલન માટે મથતો હોય છે તે મિલન વધારે સહજ અને ગાઢ બને છે. અને એ મિલન, એ સાક્ષાત્કાર વધારે પરિપૂર્ણ તથા વધારે ઘન થતો જશે; કારણકે વિરાટ અને અપૌરુષેય પ્રેમની વિશાળ એકરૂપતા અને સમાનના ભગવાન સાથેના સર્વ શક્ય સંબંધોની જ્યોતિ વડે આલોકિત થઈ ઊઠશે, અને એ સંબંધોના સૌંદર્યની અને રંગની લીલા તેને જીવંત અને જ્વલંત કરી મૂકશે.

☆

# कस्मै देवाय हविषा विधेम !

श्री· काकासाहेब कालेलकर

સ્વાતંત્ર્ય મેળવવા માટે જૂની અને ઇતિહાસપ્રસિદ્ધ યુક્તિ યુદ્ધ છે. યુદ્ધમાં હારી ગયા પછી અને ગુલામી માથે આવી પડયા પછી પણ લડાઈ માટે દેશમાં કાવતરાં કરતાં રહેવું તથા પરદેશની મદદ માટે કાંઈ પ્રયાસ કરતાં રહેવું એ પણ એક મોટી સાધના છે. પોતાને વ્યવહારકુશળ તથા સ્વાતંત્ર્યવીર માનનારા માણસો આ જ માર્ગ ઉપર વિશ્વાસ રાખે છે. આ પક્ષના માણસોએ ૧૮૫૭ની સાલમાં એક મોટો પ્રયોગ કરી જોયો. આપસમાં ફાટફૂટ, ખોટા સમાચાર, ગફલત તથા ચારિત્ર્યના અભાવને લીધે તેઓ હારી ગયા અને નિરાશ થઈ ગયા. નિરાશા લાંબો વખત ટકી શકતી નથી, તેઓએ ફરી તૈયારી શરૂ કરી. પરન્તુ આ કામ કેટલું મોટું છે, તેને માટે કેવી જાતની તૈયારી જોઈએ, શત્રુની શક્તિ તથા તૈયારી કેટલી છે—આનો તેઓ પાસે કંઈ હિસાબ ન હતો. વળી જે સ્વાભાવિક દોષોથી આપણે હારી ગયા હતા તે જાણી તેમને દૂર કરવાની કોશિશ કરવી જોઈતી હતી પણ તેઓથી તે પણ ન બની શક્યું.

એટલામાં કોંગ્રેસનું આન્દોલન આવ્યું. તેના માર્ગદર્શક અંગ્રેજો જ હતા. તેઓએ કહ્યું, " બ્રિટિશ જનતા ન્યાયપ્રેમી છે, તેને હિંદુસ્તાનની હાલત જણાવો તો જરૂર તે હિન્દુસ્તાનને ન્યાય આપશે." આપણે એ અનુસાર (Liberal party) વિનીત પક્ષમાં વિશ્વાસ શરૂ કર્યો અને તે પક્ષનું તત્ત્વજ્ઞાન આપણી રાજનીતિનું સ્મૃતિશાસ્ત્ર બની ગયું.

ત્યારબાદ સમજવામાં આવ્યું કે વિનીત લોકો મુશ્કેલીથી અધિકાર મેળવે છે અને અધિકારી થાય છે ત્યારે પણ, તેઓની પાસે મતસંખ્યાનું બળ એટલું ઓછું હોય છે કે તેઓ હિન્દુસ્તાનને સહાનુભૂતિ સિવાય કશું આપી શકતા નથી. તેમનામાં આપણો વિશ્વાસ જ્યારે ડગવા લાગ્યો ત્યારે ફરી આપણે સ્વતંત્રતાની વાતો વિચારવા લાગ્યા. એટલામાં મજૂર પક્ષે ( Labour party ) આગળ આવીને કહ્યું, " અમે તમારા શુભચિંતક છીએ; મૂળભૂત ( Radical ) પરિવર્તન કરનારા છીએ; અમે સત્તા પર આવતાં જ તમોને બધું આપી શકીશું." આપણા મોટા મોટા નેતાઓ મજૂર પક્ષના નેતાઓનાં ગુણગાન કરવા મંડી પડયા. ત્યારબાદ મજૂર પક્ષ થોડાક દિવસો માટે અધિકાર ઉપર આવ્યો. જોન મોર્લીના વખતમાં શ્રી. ગોખલેજીના જે હાલ થયા, તે જ હાલ રામ્સે મેકડોનાલ્ડના વખતમાં વિનીતોના થયા.

આની વચમાં ક્રાન્તિકારી બળવાખોરોએ બોમ્બનો માર્ગ અજમાવી જોયો. પરદેશમાં જઈને ત્યાં કેટલી સહાનુભૂતિ મળી શકે છે તે જોવાને ત્યાંના રહીશોના દરવાજા પણ ખખડાવ્યા. મોટી મોટી સભાઓ ભરીને, સરકારનો નિષેધ કરીને તથા લોકોમાં અસંતોષ જાગ્રત કરીને નિષેધાત્મક રસ્તો પણ એક પક્ષે અજમાવી જોયો. કામ આગળ ચાલ્યું. એટલામાં ભારતીય સંસ્કૃતિની નાડ પારખીને ગાંધીજીએ સત્યાગ્રહના તથા રચનાત્મક કાર્યના પ્રબંધથી દેશસંગઠનનો જૂનો પણ નૂતન રસ્તો કાઢયો. પરદેશી વિચારો ઉપર આધાર રાખનારાઓને પહેલી વાર સ્વદેશી તત્ત્વજ્ઞાન મળ્યું જેમાં શક્તિની ખરી ઉપાસના તથા રાષ્ટ્રનિર્માણની પૂરી તાકાત હતી.

આ માર્ગે ચાલીને દેશનાં કેટલાં યે સ્ત્રીપુરુષો જેલમાં ગયાં. ગાંધીજીના લાડીલા તથા યુવાનોના પ્રતિનિધિ પંડિત જવાહરલાલ નેહરુ આ યુદ્ધમાં ખુબ જોશપૂર્વક દાખલ થયા. પરન્તુ તેમણે ગાંધીજીના સ્વદેશી તત્ત્વજ્ઞાનની બાબતમાં શંકા પ્રગટ કરીને પરદેશનું સમાજ-શાસ્ત્ર સ્થાપ્યું અને દેશના નવયુવકો ગાંધીજીની ઠંડી યુદ્ધનીતિથી કંટાળી જઈને દેશમાં મતભેદ ઉત્પન્ન કરવા લાગ્યા. એ લોકોને રશિયાનું તત્ત્વજ્ઞાન તથા તેનો વિજય બહુ જ આકર્ષક લાગ્યો. જોતજોતામાં ગાંધીજીની જગ્યા માર્ક્સ, લેનિન અને સ્ટેલિને લઈ લીધી. હવે દેશમાં સ્વાતંત્ર્યનું જોર વધવા લાગ્યું જોડે જોડે તેને કમજોર બનાવનાર મતભેદ પણ વધ્યા. જવાહરલાલજીએ મતભેદનાં મૂળ નાખ્યાં પરન્તુ તેઓ જાતે કોંગ્રેસની સાથે રહ્યા અને ગાંધીજીના નેતૃત્વને કદી છોડયું નહીં. જવાહરલાલજીના સમાજવાદથી મજૂરો તથા કિસાનોમાં એક નવી દૃષ્ટિ આવી. તેની સાથે જો ગાંધીજીની અહિંસાનો પણ સમાવેશ હોત તો કોંગ્રેસના કામને સૌથી વધારે ફાયદો થાત. પરન્તુ માર્ક્સ, લેનિન તથા સ્ટેલિન અહિંસાવાદી કયાં હતા ? તો પછી આપણા કિસાન તથા મજૂરોના આંદોલન પાસેથી તેનો આગ્રહ કેવી રીતે રાખી શકાય ? ગાંધીજીને ખુશ કરવા માટે તથા કોંગ્રેસમાં રહેવાને માટે તેઓએ મોંથી અહિંસાની થોડીક વાત કરી અને પછી તેનો મનમાન્યો અર્થ કરી લીધો; છુટ્ટી મેળવી ! આવી રીત દેશમાં ખૂબ ચાલી, દેશમાં જોમ વધ્યું, વાદવિવાદ વધ્યો, મતભેદ વધ્યા, પરન્તુ તેની શક્તિ વધી નહી—તે તો ઘટી જ ગઇ.

એવી હાલતમાં ચાલુ મહાવિગ્રહ આવ્યો. આપણી અહિંસાભક્તિ તથા સંસ્કારનિષ્ઠા કેટલી ઊંડી અથવા છીછરી છે તેની એક ક્ષણમાં પરીક્ષા થઈ અને દેશને પોતાનું દિલ શોધવાનો મોકો મળ્યો.

હવે આપણે જોઇએ છીએ કે જ્યાં વંશનો ખ્યાલ વધે છે ત્યાં ગોરા અને કાળાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે; ભલે પછી તમે અમેરિકા જાઓ અથવા દક્ષિણ આફ્રિકા જાઓ. જ્યાં વંશનો સવાલ આવે છે ત્યાં ગોરા તથા પીળાનો ઝગડો વધે જ છે; પછી ભલે તે અમેરિકા અથવા જાપાનનાં આરામગૃહોના વિષયમાં જ હોય; જ્યાં વંશનો સવાલ ઉત્પન્ન થાય છે ત્યાં જર્મન તથા યહૂદીનો ઝગડો પણ શરૂ થાય છે અને તેની નિર્દય સફળતા દેખીને આખી દુનિયા ચકિત થઈ જાય છે.

યુરોપમાં સમાજવાદીઓની સત્તા વધતી જોઈને રાષ્ટ્રપૂજા ( Nationalism )એ નવું રૂપ ધારણ કર્યું અને પરિણામે નાઝીવાદ અને ફાસિઝમ આવ્યાં. હિંદુસ્તાનમાં શ્રી. બિપિનચંદ્ર પાલ તથા શ્રી. અરવિન્દ ઘોષના પ્રચારથી જે મેઝીનીછાપ રાષ્ટ્રીય ભાવ વધી ગયો હતો તેનો શ્રી. રવીન્દ્રનાથે વિરોધ કર્યો. સ્વામી વિવેકાનન્દનો રાષ્ટ્રભાવ કોઈ જુદા જ પ્રકારનો હતો. ભારતમાં તેનો ઘણો પ્રચાર થયો. હવે ગાંધીજીએ ભારતીય રીતની એક રાષ્ટ્રીયતા ચલાવી છે જેનું મૂળ ભારતની સંસ્કૃતિ છે, જે બધા ધર્મોને સરખા ગણે છે, બધાનો સ્વીકાર કરે છે અને જુદા જુદા ધર્મો, પન્થો તથા ફિરકાઓને એકઠા કરીને તેઓનું એક કુટુમ્બ બનાવવા ઇચ્છે છે. આ મહામૂલ્ય અને સર્વસંગ્રાહક ભારતીય સંસ્કૃતિના વ્યાકરણનાં મૂળતત્ત્વો સત્ય, અહિંસા, સેવા, ત્યાગ અને બલિદાન છે. જે લોકો વ્યાકરણના આ નિયમો પાળતા નથી, તેઓ ભારતીય સંસ્કૃતિનો હ્રાસ કરે છે. તેમ છતાં પણ ભારતીય સંસ્કૃતિ તેમનો નિભાવ કરીને તેમને શુદ્ધ તથા આત્મીય બનાવવાની શ્રદ્ધા રાખે છે.

રશિયા તરફ આપણા દેશમાં જે શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં હતાં તેનો પ્રચાર ખૂબ થયો. તે ઉપરાંત "હિંસાથી જેટલી જરૂરી હોય તેટલી જ હિંસા કરીને અમે સ્વતંત્ર બની શકીએ છીએ તો હિંસાની પરહેજી શા માટે રાખવી ?" આવું કહેનારા લોકો વધી પડયા. પરન્તુ સ્ટેલિને એટલું તો પુરવાર કર્યું કે હિંસા શત્રુને તો મારે ત્યારે ખરી પણ તેઓની તત્ત્વપરાયણતાને અને જનકલ્યાણને તો હણી જ નાખે છે. હવે હિન્દુસ્તાનના સમાજવાદીઓ વિચાર કરવા લાગ્યા કે તેઓએ રશિયાનો સામ્યવાદ ચલાવવો કે તેનું કોઈ નવું સંસ્કરણ તૈયાર કરવું.

હવે એક જાતની રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ છે શ્રી. સાવરકર, જ્યારે બીજી જાતની રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ છે શ્રી. સુભાષબાબુ. એમના ઉપર દેશનો કંઈ ને કંઈ મોહ તો છે જ, પરંતુ વિશ્વાસ ચોંટતો નથી. એબિસીનિયા અને સ્પેનના વિગ્રહોના અનુભવ પછી જેવી રીતે લોકસંઘ (League of Nations)ની પરીક્ષા થઇ તેવી જ રીતે પોલેન્ડ અને ફીન્લેન્ડ પછી રશિયાના સામ્યવાદની પણ કસોટી થઈ ગઈ છે. કોમીવાદ (Communalism) અને સામ્યવાદ (Communism) બંને એક બાબતમાં મળતા આવે છે—બંને વાદ સમાજનો બિલકુલ વિચાર જ કરતા નથી.

હવે ન તો રશિયા પાછળ જવાને જીવ લલચાય છે, ન તો બીજાઓને ભિન્ન તથા પરાયા માનનારા રાષ્ટ્રભાવ તરફ. મતમતાન્તર અનેક છે. "કોની પાછળ જવું ? કયા દેવને બલિદાન આપવું ?" ×

ફેબ્રુઆરી, ૧૯૪૦ ]



× હિંદી 'સર્વોદય'માંથી. અનુવાદક : ઇચ્છાશંકર ફૂલશંકર વૈષ્ણવ.

# ઢોલરાને

પ્રજારામ ન૦ રાવળ

હે ઢોલરા ! માનવતા કિરીટમાં
અનન્ય તેજે ચમકંત હીરા !
ઈર્ષ્યા કરે દેવ ય જેની, એવી
મનુષ્યજાતિ ઘડતા વિધિના
હાથે કંઈ માનવ કેરી મૂર્તિઓ
ઘડાય, કિન્તુ 'કંઈ બાકી રહે જતું'
એવો અસંતોષ રહે વિધિઉરે;
ને માનવીના રૂપમાં પશુઓ
અનેક, આ ભૂતલ માંહિં સંચરે:
ફરી ફરીને વિધિ અંતરે વસી
મનુષ્યની મીઠડી મૂર્તિઓ ઘડે:
એ વિશ્વશિલ્પી તણું હૈયું હેલે
ચડ્યું હશે મૂર્તિ ઘડી તહારી યે !

બુઢ્ઢો યુગોનો ઇતિહાસડોસો
થયો હશે ગર્વભરેલ, આંખડી
હર્ષાશ્રુભીની, ઉર ના ધરાયું
હશે, નિહાળી તુજને ફરી ફરી;
ઉજાળનારો નિજ આયખાને
અહો ! પનોતો તુજ જન્મ થાતાં.
તું તો સખે ! બાલ્યથી સાથી મ્હારો;
નિહાળી ત્હારો સરલ સ્વભાવ,
થયેલ આકર્ષણ તાહરું મને;
અને રમંતો તુજ સંગ—હેડીના
ગલી—મેં તું જાન પરંતુ ત્હારા
હૈયે વસ્યા પ્રેમલ પાસિફીકનું,
એ મુગ્ધ બાળાપણમાં મહારા.

એકેક વર્ષ જ્યમ વીતતું ગયું,
હૈયા પરેથી પટ ખેંચતું ગયું;
ને તાહરા અંતર કેરું ભવ્ય,
પવિત્ર, સાદું—નભ જેવું—મંદિર
સુગંધી મ્હેકંત બતાવતું ગયું:
ને, સ્તબ્ધ એ દર્શનથી થયેલ
આ હૈયું ત્હારું ઉર પૂજતું થયું.

આજે હવે જાગૃત લોચને હું
નિહાળું ચારેગમ; ને મનુમહીં
વસી રહી પાશવતા તણા સુણું
હુંકાર ભેંકાર; પ્રચંડ અગ્નિ
વિદ્વેષનો હૂહવતો પલે પલે
થતો જતો રાક્ષસકાય: ખાતાં
વધે બુભુક્ષા: નિજ લાલ જીભે
ચાટી જવા વ્યોમ, ધસી રહ્યો ઉંચે.
ને, માનવી માનવીની સગાઈ
તો હાસ્યનું પાત્ર હવાં બની ગઈ !
ત્મ્હારે, હવાં, પ્રીછી શકું હું ત્હારા
ઉરેથી વ્હેતી મનુતાની ગંગા
સ્વયંભૂ, સારલ્યથી; ફૂલમાંથી
વહે સુગંધી જ્યમ નિષ્પ્રયત્ન.

બાળાપણાના મુજ સાથી ! ત્હારા
વિશાળ હૈયાનિધિ પાસ મ્હારું
ઢળી રહે અંતર ભક્તિભાવે.

સંબોધી હાવાં ન શકું હું 'સાથી',
તેં તો દીધી માનવતાની દીક્ષા
અજાણમાં, પ્હેલી જ પ્રીત થાતાં,
પ્રીછી રહ્યો હું હમણાં જ જે ગુરો !

પુરા વીર્યવતી વાણી કર્ણે જે ઉચ્ચરી હતી:
'दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्।'
તે વાણી આજે ઉર યાદ આવતી.

તું જન્મિયો આયર, કિન્તુ ત્હારું
હૈયું ઋષિ શું: ઋષિદૃષ્ટ ત્હારું
નિહાળતાં કર્મ, પદે તહારે
માથું ઢળંતું દ્વિજ કેરું મ્હારું:
—હું જન્મિયો છું દ્વિજ, કિન્તુ ક્યારે
થઈશ સાચો દ્વિજ, જાણતો ન તે—.

હે ઢોલરા ! લગ્નની પ્હેલી રાતે
આશાઉછળંતા ઉરથી, અધીરા
પદે, જતાં ગોરી ગુણાળી પાસે,
સુણી શક્યો તું કયમ પત્નીમુખથી

–શરજ્જ્ભ મહીં અચાનક ચડે ઘનો શ્યામળાં
અડાબીડ, ઘનાંધકાર ઉભરાય, આકાશ સૌ
હડૂડત પ્રચંડ : ને જગતત્રસ્ત, દિઙ્મૂઢ પે
વિનાશકર વર્ષતી પ્રલયવીજળી હેલિ શા

શબ્દો 'ચહું હું પ્રિય દેવરાને,
તુંને બીજા સૌ મુજ ભાઈ બાપ ?'
'ધીમે ધીમે પ્રીત જૂની ભુલાશે'
લહીને, ફરી ફરી
સનામણાના મૃદુ બોલ ખોલતાં,
જપાતી પત્ની મુખથી પલેપલે
સહાંઈ શેણે જપમાળ 'દેવરો' ?
ત્હારા હૈયામાં ભમૂકી ઉઠંતાં
સંગ્રામ દેવાસુરનો પ્રચંડ,
અસુરો શમાવી
દીધા એવા ક્યાં ય જાદુઈ દંડે ?
નરોત્તમ ! સહસ્રશઃ ચરણ વંદું ત્હારા, ગુરો !
હૈયે વસી માનવતા ચકી, તેં
સહી હશે અંતરની વ્યથાને,
જે બાળતી આણલદેનું હૈયું
—રે ! ફૂલ જેવું !–ઃ ક્યુસી વડંઝવર્યની–
કેરી સગી બેન જ આયરાણી આ;
એવી જ નિષ્પાપ : રટે પળેપળે
સજીવ પ્રત્યેક ય કોષ 'દેવરો'.
જળેથી હીણી તડફંત માછલી
જેવી, સહી પીડ રહી અસહ્ય !
એકાત્મ બે ભિન્ન શરીરમાંહીં
શકે ન જીવી, નિજ અર્ધ બીજા
સહેં મળી જવા
ખેંચાય, કિન્તુ, ન મળી શકે અરે !
એ આગ બન્ને દહતી રહી હશે.
જે, દેવરા આણલદે ઉરોને,
તે બે ય આગો ઉર ત્હારું બાળી
રહી હશે માખણ શું સુંવાળું !

ચક્વાચકવી કેરી જોડી ભિન્નની વેદના
મૃત્યુકલ્પ, લહી હોશે પશ્ચાત્તાપાગ્નિમાં જળ્યા !
નિનાદ તારા ઉરનો પ્રચંડ
ઉદ્બોધતો સ્પષ્ટ, બળે ભરેલો,

'આ આયરાણી નવ પત્ની ત્હારી,
જન્મે જન્મે પત્ની એ દેવરાની,
અકસ્માત્ પિયુથી છૂટી, ઝૂરતી ચક્રવાકી.'
તે ઘોષ પાસે વિષઝ્ઝભવાળા
જનો તણી ઝેરીલી વાણી કેરા
કઠોર કોલાહલ ક્યાં ડૂબી ગયા !

પીયૂષો પુણ્યના પીવા, હૈયાઝાળ શમાવવા,
વેલડું ઝટ તેં જોડ્યું આણલદે સહે જવા !
જ્યાં દેવરો પાનખરે લુંટેલા
કો વૃક્ષ શો, પત્રવિહીન, સૂકો,
બેળે બેળે પ્રાણ ધારી રહ્યો'તો,
ત્યાં પ્હોંચ્યો લીલુડા વેશે અચાનક વસંત શો !
ને, બે ય અંગો અધજીવતાં અને
અર્ધાં મરેલાં
(નિર્માયેલાં એક બીજા જ માટે)
તેં પ્રેમનું અમૃત છાંટી દેને
સજીવ કીધાં : નિજ આંગ હોલવી !
જે આગ બીજાં ઉરને દઝાડતી,
તે આગ ત્હારું પણ હૈયું બાળતી:
ઝખી રહું એવું જ હૈયું, હે ગુરો !
હે ઢોલરા ! માનવતા કિરીટમાં
અનન્ય તેજે ચમકંત હીરા !+

---

+ ઢોલરો શ્રી. મેઘાણીની 'સૌરાષ્ટ્રની રસધાર' માંની એક વાર્તા 'શેત્રુંજીને કાંઠે' નું એક પાત્ર છે. ટૂંકમાં વાર્તા આ પ્રમાણે છેઃ

દેવરો અને આણલદે—આયર આયરાણી–બાળપણના પ્રેમી છે. આણલદે ઢોલરા સાથે પરણાવાય છે. પોતાની નવવધૂનું દિલ દેવરા સાથે મળી ગયું છે એમ જાણતાં ઢોલરો તેને સગી બેન જેમ રાખીને, પોતે જ જઈ ને, દેવરા સાથે પરણાવી આપે છે.

# ભાભારામની વાર્તા

[ કવિ શામળભટ્ટનું એક સ્વતંત્ર સર્જન ]

મંજુલાલ મજમુદાર

કવિ શામળભટ્ટ પોતાની અનેક વાર્તાના વસ્તુ માટે તેમના પુરોગામીઓના ઋણી છે એવું આ સંબંધી શોધખોળ થવા લાગતાં જાણવામાં આવતું જાય છે. પરંતુ કવિની સ્વતંત્ર કલ્પનાશક્તિને તેથી કાંઈ હીણપત લાગે છે એમ માનવાનું નથી. સંસ્કૃત 'શુકસપ્તતી' ની સુડાએ કહેલી સિત્તેર વાતોની આસપાસ આગળપાછળની પ્રસ્તાવનારૂપી બે વાર્તાઓ જોડીને 'સુડા-બહોતેરી' તેમણે રચી છે. તેમ જ 'વૈતાલપચીસી' ની પચીસ વાતોની પ્રસ્તાવના તરીકેની વાર્તા પણ શામળભટ્ટનું સ્વતંત્ર સર્જન છે.

પરંતુ તેમનું ખરેખરું ભવ્ય સર્જન તો તેમની 'બત્રીસ પૂતળીની વાર્તાઓ' છે. એમણે માત્ર જૂની 'સિંહાસન દ્વાત્રિંશિકા' ના ખોખાને કબૂલ રાખ્યું છે: પરંતુ તેમાંની સિંહાસનપ્રાપ્તિની વાર્તા તેમણે નવી રચી છે; અને સિંહાસનને જડેલી પૂતળીઓની બત્રીસ સંખ્યા માત્ર મંજૂર રાખી છે ખરીઃ પણ એ પૂતળીઓનાં નામને, તથા પ્રત્યેક પૂતળીએ કહેલી વાર્તાને, મૂળ સંસ્કૃત લોકકથા સાથે જરા પણ સંબંધ કે મળતાપણું નથીઃ એની ગૂંથણી અને પસંદગી કવિની પોતાની સાવ સ્વતંત્ર છે.

એમની 'બત્રીસ પૂતળીની વાર્તા' માંની ઓગણીસમી વાર્તા 'ભાભારામની વાર્તા' એ એમની ખાસ સ્વતંત્ર કૃતિ છે. વળી તે દ્વારા તેમના અંગત જીવન પર ખૂબ પ્રકાશ પડે છે: તે આ નોંધદ્વારા બતાવવાનો પ્રયત્ન કર્યો છે. કવિએ સં. ૧૭૮૫ સુધીમાં એ બત્રીસમાંની પંદર વાતો રચી હતી એમ તેમનો પોતાનો સ્પષ્ટ અંગીકાર છે: અને પછી તેમને માતર પ્રગણાના સિહુંજ ગામના પટેલ રખીદાસ તરફથી નોતરું મળતાં એ સિહુંજમાં આવી વસ્યા હતાઃ અને પછીની સત્તર વાર્તાઓ તેમણે ત્યાં રખીદાસના આશ્રય નીચે રહીને રચી હતીઃ આ હકીકત કવિના કથનથી જ આપણે જાણી શકીએ છીએ.

જે સમયમાં રાજ્યાશ્રયનો સંભવ ગુજરાતમાં અલ્પસ્વલ્પ હતો તેવા સમયમાં ગામડાના બહુશ્રુત તથા વિદ્યાવિલાસી એવા રખીદાસે કવિ શામળભટ્ટને આદરપૂર્વક તેડી પોતાના ગામમાં વસાવ્યા હતાઃ અને તેમને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત કર્યા હતાઃ તે કારણે કવિને તેમને માટે ભારે અહેશાન રહે એ તદ્દન સ્વાભાવિક છે. એ અહેશાનને એક કવિજન કેવી રીતે ફેડે છે તે આ વાર્તાદ્વારા આપણે જોઈ શકીએ છીએ.

'ભાભારામની વાર્તા' માં કણબી× ( ખેડૂત કોમ ) ની પ્રતિષ્ઠા, બધી વર્ણોમાં તેની મહત્તા, તેનો સ્વતંત્ર સ્વભાવ, તેનું અયાચક વ્રત, અને ઈશ્વરનો ડર, તેની તનતોડ મહેનત, તેની બારે માસની ખેતીની જીવનચર્યા તથા એક દિવસમાં બનતા બનાવોની સવારથી રાત

× સં. कूर्मनो અર્થ પૃથ્વી થાય છેઃ તે ઉપરથી कूर्मो यस्यास्ति इति-જેને જમીન છે તે कूर्मी; कूरमी, कूळमी, कुळंबी, कुणबी, कणबी,-એવા કોઇ ક્રમે 'કણબી' શબ્દ બન્યો લાગે છે. 'જમીનદાર' એટલો એનો સાદો અર્થ થાય.

સુધીની રોજનિશી–એ બધું એટલું બધું ઝીણવટથી તેમણે વર્ણવ્યું છે કે કણબીની કોમ માટે ગમે તેને માન ઉપજ્યા વગર રહે નહીં.

'કણબી'નું મહત્વ વિક્રમ જેવા 'ઉજ્જેણીપતિ' અને 'પરદુઃખભંજન' પ્રજાપાલક રાજા પાસે કબૂલ કરાવવું તે નાનીસૂની વાત નથી: આવા પીઢ ઉમરના સુખી કણબીનો કોઈ પ્રતિષ્ઠિત પૂર્વજ ખોળી કઢાય તો સારું–એવું કવિને લાગેલું હોવું જોઈએ. તેથી જ તેમણે 'ભાભારામ' નામના કણબી કોમમાંથી થયેલી પીરાણા સતપંથની ચરોતરમાં ગાદી સ્થાપનાર વ્યક્તિના નામનો અને એની કીર્તિનો તેમણે ઉપયોગ કર્યો હોય એમ માનવાનું મન થાય છે. એ પવિત્ર અને કર્તવ્યનિષ્ઠ ભાભારામના અંશવાળા વંશમાં ઉત્પન્ન થયેલા રખીદાસને પણ ગૌરવ લેવા જેવું આ ચરિત્ર છે–એવો એમાંથી સ્પષ્ટ ધ્વનિ નીકળે છે.+

આ ભાભારામ 'મતીયા' અથવા 'પીરાણા' પંથમાં ભળ્યા હતા. તે વંશના અનુયાયીઓ–ખોજા અને મુમના–એ અડધા હિંદુ અને અડધા મુસલમાન છે. કવિ દયારામે 'અબોધ–બાવની'ના એક કુંડળિયાનું ચરણ જ અર્ધદગ્ધ માણસને લાગુ પાડવા માટે રચ્યું છે કે

"અધવચ લટકે મુમના, નહીં હિંદુ નહીં તર્ક."

એ પંથના મૂલ સ્થાપક હજરત ઈમામશાહ અમદાવાદ પાસે પીરાણા ગામમાં આવી વસ્યા હતા. સં. ૧૫૦૮ માં સૈયદ ઈમામુદ્દીન ઈરાનથી હિંદમાં મુસાફરી કરતા ગુજરાતમાં આવ્યા હતા તે દિવસે ભાદરવા સુદ અગિયારશ હતી. અમદાવાદમાં તે વખતે સુલતાન મહમ્મુદ બેગડો હતો. આ મુસ્લિમ સુલતાનના રાજ્યાશ્રયથી હિંદુઓને વટલાવવા માટે 'પીરાણા સતપંથ' નામે પંથ ઊભો થયો હતો; તેણે ગુજરાતના લુહાણા, કણબી, ખારવા, કોળી વગેરે જેવી કોમમાં સારી જડ નાખી. સં. ૧૫૨૪ માં પીરાણાની દરગાહનો એમણે પાયો નાખ્યો હતો; તેમની દરગાહ ગીરમથામાં છે.*

આ સૈયદ ઈમામશાહની તહેનાતમાં રહેનાર શિષ્યોમાંના નાંયાકાકા (નાતે કોળી, લૂંટારાના આગેવાન) કાનમમાં કુકસમાં ગાદી કરી રહ્યા; અને ભાભારામ જે ઈમામશાહની ગાડી હાંકનાર પેટલાદના રહીશ પાટીદાર હતા–તેમને પંથ ફેલાવવા માટે ચરોતર જિલ્લામાં

---

+ સરખાવો વાર્તામાંની નીચેની પંક્તિઓ:

"... કલ્પમ થાશે ભાભારામ:
પૂજાશે તે થઈને દેવ, સકલલોક સહુ કરશે સેવ.
રૂડો રાય અવતરિયો અંશ, આજ સુધી પૂજાશે વંશ:
વિક્રમકેરું રહેશે નામ, પૂજાશે બહુ ભાભારામ:
ધનધન ઉજ્જેણી એ ગામ, ધનધન કણબી ભાભારામ!
ધનધન અવતરિયો જે વંશ, મુખ્ય પદારથ પામ્યો અંશ
પરદુઃખભંજન વિક્રમરાય, તે ઉપર આ કથા જણાય:
અજાણ નરને છ ઉપદેશ, જાણીતાને પ્રેમ પ્રવેશ (?)."

* આ હકીકત 'પીરાણા સતપંથની પોલ' નામે પુસ્તક [લેખક: પટેલ નારાયણજી રામજીભાઈ, મુદ્રા કચ્છ: (૧૯૨૬)] માંથી મેળવી છે.

ગુરુ તરફથી મોકલાવવામાં આવ્યા હતા. તેમણે પેટલાદ પરગણાના નડિયાદ તાલુકામાં દેવા ગામે જઈ પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપી: અને ત્યાં જ તેમનું મૃત્યુ થયું હતું. ભાભારામની બહેન કીકીબાઈ ઈમામશાહની રસોઈ બનાવતી હતી: તેણે પણ 'કીકીબાઈની રોહેણુ' નામે ગામ વસાવી ગાદી કરી હતી. આ 'ભાભારામ'ના માનમાં છેક આજ દિન સુધી પણ દરસાલ ભાદરવા સુદ પાંચમે મેરો મેળો દેવા વાંટામાં ભરાય છે: ત્યાં હકુમત ગાયકવાડ સરકારની છે: આ મેળામાં બંદોબસ્ત સાચવવા બાબત દરસાલ વડોદરા સરકારની 'આજ્ઞાપત્રિકા'માં જાહેરનામાં પણ નીકળે છે.

આ 'ભાભારામ' ના સંપ્રદાયનો પરચો અને માહાત્મ્ય ખેડા જિલ્લામાં આવેલા માતર તાલુકાના સિંહુજ ગામમાં પહોંચ્યા વગર રહે નહીં એવું સહેજે અનુમાની શકાય છે.

એટલે જ આ પ્રકારના હેતુપુરઃસર રચાયેલી આ વાર્તાદ્વારા કવિના જીવન પર તેમ જ તેમના સમયની સમાજસ્થિતિ, સમાજની તત્કાલીન આર્થિક પરિસ્થિતિ, તે વખતના રાજકીય વહીવટની પદ્ધતિ, રોકડ સરકારધારો ભરવાને સ્થાને ભાગબટાઈની પદ્ધતિ, અને ગામડાના જીવનમાં આવશ્યક ગણાયેલાં એવાં મહાજન, વસવાયાં, માગણ તથા કારીગર વર્ગ—વગેરેનો પરસ્પર સંબંધ તે સંબંધી ઘણુંઘણું તેમાંથી જાણવાને મળે છે. લગભગ બસેં વર્ષ પહેલાંના ગુજરાતના જનપદનો—ગ્રામજીવનનો તેમાંથી સુંદર ખ્યાલ આવી શકે છે.

શહેરવાસીઓને વર્ષભરનું ધાન્ય પકવનાર ખેડૂતની જિંદગીનો બહુ ઓછો ખ્યાલ હોય છે. એમના જેવા ખડતલ, દુઃખસહ છતાં હમેશાં સંતોષી એવા કણબીનું જીવન સમાજના મોટાભાગને કેટલું બધું ઉપકારક છે તે પણ આ વાર્તાદ્વારા જાણી શકાય છે.

'ભાભારામની વાર્તા'નું એકંદર રહસ્ય કહો કે હાર્દ કહો તે નીચેના છપ્પા પરથી સ્પષ્ટ થઈ જાય છે. લગભગ રાજા જેવો કણબી લોકોને ગામ, ગરાસ કે જમીનનું પસાયતું પણ આપી શકે છે. એ પટેલને કોણ મોટો ન કહે?:

"પટેલ પાસ પાદશાહ, આપ જઈને કર જોડે
પટેલ પાસ પંડિત, જાચવા જઈ જસ જોડે:
પટેલ પાસ સૌ આસ, માન મૂકીને માગે:
પટેલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે.
આપે છે પટેલ પસાવતાં, જગજીવાડણ જાણિયા:
પાદશાહ વધે નહિ પટેલથી, વખણાયે શાહ વાણિયા."×

વાર્તાની ગૂંથણીદ્વારા કવિએ કણબીકુલભૂષણ રખીદાસની કેવી આડકતરી શ્લાઘા કરી છે તે સમજવાનું સુગમ પડે તેટલા સારું એ વાર્તાનો મહત્ત્વનો સાર અહીં આપ્યો છે:—

× 'ભાભારામની વાર્તા'ની કવિતા અમદાવાદમાં છપાયેલી 'નવુષ્ટ ગેલી'ના નામથી ઓળખાવાતા સગંમ છાપકામવાળી અત્યંત અશુદ્ધ પ્રત ઉપરથી, તથા વડોદરાના 'પ્રાચ્ય વિદ્યામંદિર'માંના સંગ્રહમાંની એક હસ્તલિખિત પ્રત ઉપરથી શુદ્ધ કરીને અહીં આપી છે: છતાં તેમાં ઘણા પાઠ સંદિગ્ધ રહ્યા છે.

શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ 'પરિષદ ભરોસ સમિતિ' દ્વારા 'સિંહાસન બત્રીશી'ની પહેલી પંદર વાર્તાનું સંપાદન કરેલું છે. તેમને જ હાથે બાકી રહેલી સત્તર વાર્તાનું સંશોધન થઈને શામળભટ્ટની આ સાહિત્યસમૃદ્ધિ વાચકસુલભ બને એ સર્વથા ઇષ્ટ છે.

# ભાભારામની વાર્તા

[ ૧૯ મી વાર્તા ]

પ્રદ્યુમ્ન નામે પૂતળી આ વાત કહે છે: અને રાજા ભોજ સાંભળે છે. એક વાર વિક્રમ રાજા પોતાની રૈયત સુખી છે કે દુઃખી છે તે જોવા નીકળ્યા. પહેલાં બ્રાહ્મણવાડો જોયો. સવારના પહોરમાં ન્હાઈધોઈ બ્રાહ્મણો વેદપાઠ કરતા હતા. પછી સુંદર ભોજન કરી પોતાનાં અંબર ધોતા હતા. તેઓ સર્વ વાતે સુખી હતા.

ત્યારપછી વહેવારિયા વાણિયાના વાસ જોયા. તેઓ ખાસ્સો વેપાર કરતા હતા. તેમનાં પેટ મોટાં હતાં અને મોટામોટા ચોપડા લખતા હતા. તેઓ ધીરજથી, મીઠા બોલ બોલી ઘરાકનું મન ખુશ કરતા હતા.

ત્યારપછી સોનીનાં ઘર જોયાં. તેઓ પણ પૈસાવાળા અને કામધંધે સુખી હતા. તે પછી કંસારા જોયા. તેઓ બહુ ઓછે ભાવે જૂનાં વાસણ ખરીદી તેને ઓપ ચઢાવી નવાં તરીકે વેચતા હતા.

પછી રાજાએ દરજીવાડ જોઈ. હજામવગો જોયો. અને એમ બહુ જાતજાતના વાસ જોયા. અને સૌ કોઈ સુખી જણાયું.

ત્યાંથી નીકળી રાજા સીમભણીના કણબીવાસ તરફ ગયા. ત્યાં તેમણે ખેતી કરનાર મહેનતુ કણબી લોકો જોયા. તેમાં ભાભારામ નામે એક વૃદ્ધ પટેલ હતા. તેને પાંચ દીકરા હતા; અને ઘણુંયે ઢોરઢાંક હતાં.

રાજા જઈને જુવે છે તો સવારમાં વહેલા ઊઠીને બળદ જોડી ભાભારામ ખેતરે જતા હતા. વિક્રમરાજા તેની પાછળ પાછળ ચાલ્યા. પહેલાં તો જતાંવેંત ભાભારામે કાંટાવાળી વાડ સમી કરી. થોર અને ખરસાણીનાં દૂધ તેમને શરીરે ઊડયાં; પણ તેની તેમને કાંઈ દરકાર નહોતી.

પછી ઝાડ પર બાંધેલા માળા ઉપર ચડી ખેતરની ચારેકોર નજર ફેરવી પાક જોઈ રહ્યા. નવરાશની વેળામાં ઘાસ ઉખાડી, કાપી તેનો ભારો બાંધ્યો અને સાંજ પડતાં ભારો માથે ઉપાડીને બળદ હાંકતા ઘેર ગયા.

એક ખૂણે રાશ પરોણો મૂકી, બડકુ ને છાશ ખાઈ લીધાં. ઝાઝું રળવું, બહુ મહેનત કરવી અને થોડું ખાવું–આવી કણબીની રીત જોઈને વિક્રમરાજાને તેના પર ખૂબ દયા આવી. તેમને લાગ્યું કે 'મારી આખી પ્રજામાં કણબીજાત બહુ દુઃખી છે.'

"કણબી કેરો જોતાં પર, રાયે દીઠી વેઠ અપાર."

ભાભારામે સવારમાં પ્હો ફાટતાં જ ઊઠીને

"પાંચ ઘડી રેણી જ્યાહરે. સૂતાં ઊઠયાં સૌ ત્યાહરે,
ગોબર કાઢયાં છોડી બેલ, પ્રાશન માટે ચાલ્યો પહેલ;
જોડી હળ ને જુગતે જાય, પાછળ ચાલ્યો વિક્રમરાય.

વૃક્ષ તળે કીધો.' તો માળ, ભાભો આવ્યો ત્યાં તત્કાળ,
શેઢે આવ્યો પાછો જાય, પલક નવ અટકાવે પાય.
કરી એકઠાં બહુ કંટાળ, કરી વાડ રાખે સંભાળ
ભરે ઝાંખરાં જટિયાં માંહ્ય, જીવજંતનો ડર નવ ખાય.
ફરે ઢૉર ખરસાણી માંહ્ય, લદબદ તેની દુધે હાય,
મેઘ વરસતાં ધ્રૂજે હાડ, પ્રીતે ભાભો ચૉઢે વાડ.
શૂર નર તો હારી જાય, કણબીને નવ લેખા માંહ્ય!
ઘાસધાનથી ખેતર પૂર, જોઈ ઘણો હરખાયે ઉર.
સાંજ પડીને કરી વિચાર, વીણવા માંડી પોતે ચાર.
ભારો બાંધી મેલ્યો શિર, ચોંપે ચાલ્યો બાવન વીર.
પાંચ ઘડી નિશા થઈ જ્યાર, આવી પહોંચ્યો ઘર મોઝાર.
મૂકી ઠામ પરોણો રાશ, પ્રેમે પીધાં ભડકું છાશ.
થોડીવાર કરી વિશ્રામ, પછી ગયો સૂવાને ઠામ.
રળવું ઝાઝુ, થોડો આહાર, રાયે દીઠું દુઃખ અપાર!."

બીજે દિવસ થયો. વિક્રમ રાજાએ ભાભારામની સાથે ખેતરમાં એકાંતે વાત કરી. રાજાએ પટેલને કહ્યું: "ભાઈ! તમે બહુ જ દુઃખી છો. મેં તમારી બધી દિનચર્યા જોઈ; અને મને તમારે માટે બહુ લાગી આવ્યું છે. તો તમો મારી પાસે કંઈ માગો—હું રાજા વિક્રમ છું!"

ભાભારામે ખુમારીથી કહ્યું: "ભાઈ! તું જે હો તે હો: પણ મને આમ 'દુઃખી' કહેતાં તને શરમ નથી આવતી? મારે ઘેર પાંચ દીકરા છે. ઢોર છે, અને આટલી બધી જમીન છે. જમીન રસાળ છે. હું પુષ્કળ મહેનત કરીને મનગમતા પાક ઉગાડી શકું છું. તો હું તને દુઃખી કેવી રીતે લાગ્યો? અને વળી કણબી તો આખા જગતનું પૂરું કરે: એને આપનાર તું કોણ છે તે જરા કહે તો ખરો?"

"પ્રધાન, રાજા, પાટવી, પટેલ તલાટી થાય
ગામ શેઠ ને ગરાશિયા, મારું આપ્યું ખાય.
રાજ્ય રામનું જયાહરે, કર ના ભરતું કોય.
કણબી ત્યારે પોખતા, ભિક્ષુક બ્રાહ્મણ હોય.
કલ્પવૃક્ષ સરખો કર્યો, કિરતારે જગમાંહ્ય:
કણબી ને ઘોરીયણ, સુખ ભોગવે રાય.
ચારણ બ્રાહ્મણ ભાટ તે, મનમાં આણી કોડ
આશા કરતા અમતણી, કણબી પાછળ કોડ!"

વિક્રમને આશ્ચર્ય થયું: રાજાએ પટેલને ટાઢો પાડ્યો: અને કહ્યું: "ભાઈ, ગુસ્સો ના કરશો. હું તો આ નગરીનો રાજા વિક્રમ છું: અને મારી પ્રજાનાં સુખદુઃખ જોવા નીકળ્યો છું. બધી નાતજાતના પ્રમાણમાં તમે મને દુઃખી લાગો છો માટે તમને કંઈક માગવાનું કહું છું. માટે તમે માગતાં જરા યે શરમાશો નહીં."

ભાભારામે હતી તેટલી સ્વસ્થતાથી ઉત્તર આપ્યો : "રાજા, તમે રાજા છો તો અમારા માથા ઉપર! તમે કહો છો તે વાત ઠીક છે. અમારે મહેનત બહુ છે. બારે માસ અમો પગ વાળીને બેસતા નથી. અમારા બાર મહિના કેમ રીતે છે તે જાણવું છે? બારે માસ અમારે આમ મજૂરી કરવાની હોય છે :—

×વૈશાખ : "આવપર્વ તો અખાત્રીજ, કરે મુરત બાળે બહુ બીજ
ગડમથલે ગાડાં જોતરે, ખાતર પૂંજો મહેનત કરે,
જોડી ગાડું ખેતર જાય, ખાતર લઈને નાંખે ત્યાંય.
શરીર ઉઘાડે તડકો સહે, ભાર અલેખે માથે વહે.
કયારે મન નવ રાખે કૂડ, ખાંધે કોદાળો ને કરવું સૂડ.
અદકી મનમાં રાખે આશ, એવે તો આવે જેઠ માસ.

જેઠ : લાકડ લુકડ તાકે ઘણાં, હળ પંજેટી કરવા તણાં.
લેઈ કોશ કોદાળો હાથ, હળ બળદને રાખે સાથ.
ખાવું ઓટું ખડધાન છાશ, હળ પરોણો હાથે રાશ.
ઊઠે પાછલી થાયે ગત, ખેતરમાં જાયે પરભાત.
વણિકને ઉપજાવી રીઝ, જે જોઈએ તે લાવે બીજ.

અષાઢ : એટલે વરસ્યો અષાઢો મેહ, ધ્રૂજે ગાત્ર, ઉઘાડી દેહ.
પૂંજી તે તો પૃથ્વીમાંય, વાડ તણી તેને રક્ષાય.
ખરસાણી બાવળ બોરડી, નહીં ભ્રાંત તેને મન અડી.
થોડો વરસે જુવે વાટ, ઝાઝો વરસે તો ઉચાટ.

શ્રાવણ : હવે આવ્યો શ્રાવણ માસ, નીંદવાની કરશે મન આશ.
નરનારી, ભગિની ને ભ્રાત, વેઠે તે શિરપર વરસાદ.
ભીનાં વસ્ત્ર ને ચૂવે દેહ, ઘેર આવીને સૂવે તેહ.

ભાદરવો : ભાદરવા કરી કહું પેર, ઘડી એક ના રહેવું ઘેર.
સામો ચણચી બંટ જ બહુ, ભાજી પાલા બાળે સહુ.
પ્રદક્ષિણા ખેતરની કરે, આઠે પહોર અતીશે ફરે.

આસો : ગળે અન્ન આવે જેટલે, આસોએ આશા થઈ તેટલે.
સુખે માળા, સાંતીડાં ધરે, ગોફણ ગૂંથે ને ગોળા કરે.
'હાં હાં!' હોંકારે 'હોંકાર,' છાનો નહીં રહે લગાર.
ઘરસૂત્ર સામું નવ જોવાય, સૂવે શિયાળો ખેતરમાંય.
કાચું કોરું એ શું ખાય! રાંધ્યું અન્ન નારી લઈ જાય.

કારતક : કારતક જાયે એવી પેર, હાકેમ-તેડું આવે ઘેર :
આણ ફેરવે દાંડી દિસ, થઈ બેસે ખેતરનો ધીશ.
ખાતાં માંડ દેખે જેહને, જઇ હેડે ઘાલે તેહને.

× કણબીના બાર માસ.

એવે આવે ખાતાદાર, તે હેડે-ઘાલે નિરધાર.
જુવો કર્મ, વિધાતા વાંકઃ થયો બેઠો કણબી તે રાંક
એવું દુઃખ બીજા કોને હોય ? અરે રામ ! તું દષ્ટે જોય.

માગશર : માગશર માસે જાયે અન્ન; ભાગ્યું સારું ઉપાવે અન્ન;
કૂડાં બૂંડાં દુષ્ટ કલનાર, કલે બાવીસ જો હોયે બાર.
સારો હોય તો સાચું કલે, નહી તો ખળાવાડે જાય ખલે.

પોષ : પોષ માસ ઉપર બહુ પ્રીત, કરે મજૂરી કુલની રીત;
પોષે પૂર, વિચારે મન, સુભાયગ તો પાકે અન્ન.
લણવા હાલવાને હાલરાં, સોંવા ઊપણવાને બાજરા,
કૂડો બૂડો હોય કોકવાર, વાવે બાવીસ ઊગે બાર.
નીચી દષ્ટિ નીચો પાશ, પડે કદી તો થાયે નાશ;
કરજે કહાડે ઘરમાં ખાય, ખેતર સામું નવ જોવાય.

મહા : મહા માસનો આવ્યો લાગ, કણુકેરા કરશે બે ભાગ;
અર્ધ ભાગ તો હાકેમ હરે, અર્ધમાં આવી લોક જ ઠરે.
પ્રથમ તો બીવાળો અડે, લે વધતું ને ઝાઝું વઢે.
લે રખવાળી ગામ ગરાસ, હવાલદાર પણ રાખે આશ.
ચારણ જાચવા આવી અડે, ભાંડ ભવાયા આવી નડે;
જે કોઈ ભીખની પ્રતિજ્ઞા કરે, તે આવીને ખોળો ધરે.
ચારણ આવી ઊભો જ્યાંય, નાપિક દર્પણ લાવ્યો ત્યાંય.
સુથાર સહુની થાયે વાત, 'ભલો' કહીને આવે ભાટ.
ભૂરશી બ્રાહ્મણ આવે ઘણા, વલવલે ભીખારી ઘણાં.
જેણે સાંખ્યાં અન્ન ને બીજ, તે પણ આવ્યાં આણી રીઝ.
લુંટાવતાં રહે એણીપેર, તે આવે કણબીને ઘેર !
તેની માંય તગાવી સાચ, પટેલ પરંતુ જોઈએ સાંચ.
વળી ગામણુ વેરા જાય; પેદા કર્યું તે પૂરું થાય !

ફાગણ : ફાગણ માસે હોયે વસંત, તે દહાડે પણ દુઃખ અનંત;
કુવે દાવડે કોસે વરત, કણબી બળદને આવે મરત.
ઝાડ બીડ જાળવવા રહે;

ચૈત્ર : ચૈતર તડકો અંગે સહે.
તડકો સાથે સહુ વહેવાર, પેટ ભરી નવ પામે આહાર.
કોચ્યાં કાચ્યાં પોતે ખાય, પાકાને પાછો લેઈ જાય.
ખાન ઝાશઃ ને ધીને ગરથ, હાકેમ-વેરો ભરે સમરથ.
કે કોની અસવારી ચડે, (તો) ફરી મજૂરી મિરવા પડે,

સુખી થવાને ચકોરે જાય, મારીને વેંડે લઈ જાય.
સામું બોલે મારે માર, અણુતોળ્યો ઊપાડે ભાર.
કણબીને નહીં દુઃખનો પાર, પણ ધરતીનો એ પર ભાર !"

મહા મહેનતે અન્ન પેદા કરીએ છીએ; પણ તે અઢારે વર્ણ વહેંચી ખાય છે. સુથાર, સઈ, બ્રાહ્મણ, ગરાશિયા અને હાકેમ:–એ બધા યે અમારી પાસેથી કોઈ ને કોઈ રીતે અનાજ લઇ લે છે. પણ એમાં અમે દુઃખ માનતા નથી. મહેનત કરવી એ કાંઇ દુઃખ નથી.

ત્રણસેં સાઠ દિવસ જવ જાય, વરસ એક તવ પૂરું થાય.
તેમાં બે ઘડીએક ન સુખ, દાવાનળ કણબીને દુઃખ !
મહાકષ્ટે અન્ન પેદા થાય, વરણ અઢારે વહેંચી ખાય,
કણબી બીજો બળદ જ સાર, તે ઊપાડે ભૂમિ–ભાર.
ક્ષત્રિય એક ને તુરી જાણ, કરે દેશ–ભક્ષણ નિર્વાણ.
બ્રાહ્મણ ને બીજો જે ભાટ, દાન તેહ લેવાને માટ.

× ×

એક સૂર્ય ને બીજો ચંદ્ર, અજવાળું આપે છે ઇંદ્ર
ધરા એક ને બીજો મેહ, સકળ વસ્તુ ઉપજાવે એહ.
એક અન્ન ને બીજું નીર, સર્વનાં થાયે તેથી શરીર."

બીજી વર્ણના લોકો આર્થિક સંક્રામણના વખતમાં ગમે તેવું નછાજતું વર્તન કરશે. પણ કણબી ખરા પરસેવાના રોટલા મજૂરી કરીને મેળવશે. પણ કોઇ પાસે હાથ નહીં લંબાવે.

"એવી રીતે વરણ અઢાર, રહે કણબીકેરે આધાર,
કણબીને કોની નહીં આશ, માગે ઇશ્વરકેરી પાસ.
કોળી ભાગે ત્યારે ચોર, હકીમ ભાગે વાળે ઢોર.
વણિકને દેવાળું સહેલ, બ્રાહ્મણ ભાગ્યો નાખે ટહેલ.
દેસાઇ ભાગ્યો બાંધે દાવ, બીજો રાખે ભિક્ષા–ભાવ.
ગરાશિયા તે પાડે વાટ, ભમતો ફરશે નિશ્ચે ભાટ.
(પણ) કણબી ભાગ્યો થાય મજૂર, ધરે હાથ નહીં તેહ જરૂર !
કદાચ હાકેમ આવે કામ, તો તો તેહ વસાવે ગામ."

તમે પરદુઃખભંજન છો તો ભલેઃ તમે બીજાને ચાહે તો મદદ કરો; પરંતુ મને તમારું કાંઇ ખપશે નહીં."

ભાભારામે કણબીના કુળનાં અને તેની મોટપનાં ભારોભાર વખાણ કર્યાં. તેથી વિક્રમ રાજાને તે પૂછ્યા વગર રહ્યાં નહીં. (અહીં શામળભટ્ટે એક સમાજશાસ્ત્રીની જેમ પુનર્વિવાહની યોગ્યતાની તરફેણમાં ચર્ચા કરી છે. ) તેથી વિક્રમે પોતાની શંકા પ્રકટ કરીઃ "બધું તો બધુંઃ પણ ત્યારે કણબીની ઊંચી કોમમાં 'નાતરાં' કેમ કરવા દેવામાં આવે છે ?"

( ચોપાઈ )

" બોલ્યા નરપતિ તેણે ઠામઃ ' સાંભળ, રૂડા ભાભારામ !
કણબીની ઉતપન કે કુળ, પુરાણમાં નવ જડતું મૂળ.
માટે ઉત્તમ કેમ કહેવાય ? એ સંદેહ મારા મનમાંય.
ઉત્તમ કુળમાં મોટો અન્યાય, બીજી વાર પરણે કન્યાય.
કહે ' નાતરૂં ' તેનું નામ, બુડવાહેરૂં એ છે કામ.
ઉત્તમ કુળનું એ નહીં કામ, માટે નીચું તમારૂં નામ.
માઠું છે તમ કુળનું કાજઃ કહો, કેમ ના આવે લાજ ?
બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય વરણ, તેહ તણાં રૂડાં આચરણ,
તેહ તણાં નહીં એવાં કર્મ, આપ આપણો પાળે ધર્મ.
સઘળા સદ્‌ગુણ તમમાં હોય, તો એ મોટો અવગુણ સોય,
પ્રતિઉત્તર તેનો કહે આજ, લેશ માત્ર નવ ધરવી લાજ."

( દોહરા )

ભાભો કહેઃ "સુણ રાયજી ! ભલી ઉઠી મન ભ્રાંતઃ
સંદેહ ભાગું મનતણો, ચિત્તમાં થાજો શાંત.
ઉત્પત્તિ કહું કણબીતણી, મનમાં આણી પ્રીત,
ઊંચ નીચ સરવે કહું, મનમાં આણી હિત.
શિવશક્તિ સંયોગથી, થયો ઈંદ્ર (?) ત્યાં એક.
રચના બ્રહ્માંડે કરી, દાખી ઝાઝો વિવેક.
ઉત્પન્ન કરવા પાળવા, સંહારવા તે ઠામ,
નારી ઉપજાવી પછી, એક વિધાતા નામ.
બ્રહ્મા કહે : ' કેમ જીવશે, માનવજાત અનેક ?'
સકલ બીજ પેદા કર્યાં, કીધો માણસ એક.
કણ વાવી પોખે સહુ, સોંપ્યું એને કામ :
બાર અઢારનાં પછી કર્યાં, વિવિધ બીજ તે ઠામઃ
એના મેળ જો ઊગે, ત્યાં નહીં કણબી કામ.
કહે વિધાતાઃ જગપતિ ! એહ આપણા અંશ
કણ ને કણબી ત્યાં લગી, ત્યાં લગી સૃષ્ટિ-વંશ.
કણબી-વિણ ચાલે નહીં, જીવે જો જન સોય.
કણ ઉપજાવી નવ શકે, કણબી વિણ નર કોય.
વિચાર્યું વિશ્વંભરે, " કણના કીધા લોક :
સૃષ્ટિ કણબીથી થઈ, બાકી સર્વે ફોક.
કદાપિ જો કણ હરી, તે કણબી-કુળ જાય
ત્યારે સૃષ્ટિ તો પછી, જીવે કોણ ઉપાય !

ચાલે બીજા સૌ વિના, અટક્યુ ન રહે કામઃ
કણબી વગર ચાલે નહિં, કરે નહીં કો કામ.
સ્વામિ સ્વર્ગ ગયા પછી, અન્ન્ર કરે કોય આપ !
તેથી વંશ વધારશેઃ ભેદી ન શકે પાપ !

ઉત્તમ વરણુ આદિનું, ચારો અલ્પાયુષ :
તો યે કાંઇ જાશે નહિ, કણબીકેરો વંશ.
સર્વે પહેલાં અવતર્યા, સૌની પૂંઠે જાય
ભાવ્યો સૌના મન વિષે, '<u>ભાભો</u>' તે કહેવાય.

'ભાભો' કહે છે સુજને, મનથી પ્રગટ્યો માનઃ
ભાભો તે ભૂમિ પરે, મહિપતિ સરખો જાણ,
'નાત-બહાર' × અમમાં નહીં, ઊંચ નીચ ના હોય+
ચોદ ચારમાં પણ નહીં, જુગ આદિથી જોય.

કુળહીણ અમમાં કો નહીં, નહીં ઠેકાણું ઠામઃ
મહિપતિ સરખા માન દે, તેથી મોટું નામ.
કરોડ જણ કણબી પૂંઠે, દેવ સરીખા સોય
રાગ્ન પાછળ કો નહીં, આપ વિચારી જોય.

અમને વરણાગી નહીં, નહીં કાયર નહીં શૂર,
કષ્ટ સહિયે કાયાતણું, પરમારથમાં પૂર.
બીજી વરણુ જે જગતમાં, આપ રળેલું ખાય,
કણબી મહેનત જે કરે, બા<u>રે</u> વાટે જાય !
વિશ્વપતિથી હળપતિ, છત્રપતિની જોડ,
તે પણ ડાહ્યો દિલથકી : ઊભો રહે કર જોડ.
મહેણું દીધું મહિપતિ ! ઉત્તર દીધો આજ :
કુળ વાધે કણબી તણું, કરે નાતગં-કાજ."

કહે ભાભો, "સુણ મહિપતિ ! વિવેકી વિક્રમ વૃદ્ધ !
કણ પાકે જે જે કરે, તે રાજાને અર્પ્યું.
ભૂમિ ઉપર જેટલો, અમલ કરો છો આપ;
લ્યો છો શિર પર તેટલું, કણબીકેરૂં પાપ.

નિમેષ માત્ર અમને નહીં, જાય અધિકું ન્યૂનઃ
યત્ન કરીને અમે વળી, ગાંઠે બાંધિયે પુન્ય."

× સરખાવો કહેવત : "કણબી ન્યાત બહારો નહીં : ક્ષત્રિય ગોલારો નહીં."

+ પાટીદારોમાં 'કુલીન અકુલીન' એવા ભેદ તેમના રાજકીય જીવનમાં મળેલા 'અમીન' અને 'દેસાઈ'નાં ધંધાદારી નામ મળ્યા પછીના છે. મુસલમાન, મરાઠા અને અંગ્રેજી અમલ દરમ્યાન તેમની સેવા જમીન મહેસુલ માટે લેવાતી હતી.

વિક્રમે આવા નિસ્પૃહી કણબીનાં મનથી ખૂબ વખાણ કર્યા; અને તેને વિશેષ આગ્રહ કરવાનું મન થયું. ફરીથી ભાભારામને કહ્યું : " મારી પાસેથી કંઈક તો માગો."

ત્યારે ભાભારામ બોલ્યા: "તમારો આગ્રહ છે તો હું માગું છું; પણ મને પંચાણું વર્ષ થયાં છે. કુટુંબવિસ્તાર મોટો છે. બધી વાતે સુખી છું, એટલે હવે મને આ દુનિયાની કોઈ પણ વસ્તુની વાંછના રહી નથી! પરંતુ મરી ગયા પછી મને મુક્તિ મળે અને મારે ફરી અવતાર લેવો ન પડે એવું મને આપી શકો તો આપો—"

વિક્રમ રાજા, ભોળા દેખાતા ભાભારામ પાસેથી આવી મોંઘામૂલી માગણી સાંભળી સ્તબ્ધ થઈ ગયા. એ બોલ્યા : " હું ધારતો હતો કે તમે માત્ર મહેનતુ, સાદા અને પ્રામાણિક માણસ છો. પણ ધર્મની વાતમાં કંઈ સમજતા નહિ હો. પણ તમે તો ભારે હોશિયાર લાગો છો. તમે જે માગો છો તે મારાથી કેમ અપાશે ?"

ભાભારામે કહ્યું: " રાજા વિક્રમ, તો તમે કાંઈ ચિંતા કરશો નહીં. તમે કાંઈ મને વચન આપ્યું નથી! તમે છુટ્ટા છો. મેં આ માગ્યું તેનું કારણ એટલું કે મારે તમને બતાવવું હતું જે :

" દુનિયામાં એક જ દાતાર, આપણ સર્વે માગણહાર !"

માટે દાન આપવાનું અભિમાન આપણાથી કોઈથી રખાય નહીં ! "

વિક્રમ જેવા રાજાને પોતાનું બોલેલું ખોટું થાય તે કેમ પરવડે? એણે કહ્યું: "તારું માગ્યું હું આપીશ, નહીં તો તે આણનાં મારો જીવ ખોઈશ–હા.

રાજા મહેલે ગયો. બ્રાહ્મણોની સભા બોલાવી : ભાભારામને માટે મોક્ષ કેમ મેળવી શકાય તેની ચર્ચા ચલાવી. આગિયો વેતાલ મદદે આવ્યો. આખરે ઉપાય બતાવવામાં આવ્યો કે " જો મરતી વખતે માણસ કાશીમાં જઈ ને રહે, અને મર્યા પછી તેના શરીરને મણિકર્ણિકાના ઘાટ પરથી ગંગાજળમાં નાખવામાં આવે તો તે માણસનો મોક્ષ થાય."

વિક્રમ રાજાએ ભાભારામને તેડવા પાલખી મોકલી; પણ એમને તો તાવ આવતો હતો તેથી ન જઈ શક્યા. એટલે રાજા જાતે તેને ઘેર ગયા.

ભાભારામની સાથે તેમની વહુ પણ જવાને તૈયાર થઈ. બન્નેને ઝડપથી કાશી પહોંચાડવામાં આવ્યાં. ભાભારામને પોતાની મૃત્યુઘડી આવી પુણ્યભૂમિમાં સધાશે એમ લાગતાં તેણે વિક્રમરાજાનાં સારાં વખાણ કર્યાં. અને સાથેસાથ એ પરદુઃખભંજન અને પરોપકારી રાજા છે એમ કહી તેને પગે પડ્યો.

ઈશ્વરનું કરવું તે ડોસો ડોસી બન્ને એક જ દિવસે ગુજરી ગયાં. તેમના પુત્રોએ તેમની ઉત્તરક્રિયા કરી : વિક્રમરાજાએ તેમની પાછળ અનેક દાનપુણ્ય કર્યાં.

સદાચારી, ટેકીલા અને પુણ્યશાળી એવા ભાભારામનું બીજે જન્મે શું થયું હશે તે વાર્તાના અંતમાં જણાવ્યું છે : વાસ્તુના વંશમાં થયેલા રખીદાસ જ તે ભાભારામનો બીજો અવતાર ન હોય એવું સૂચવવાનો કવિનો હેતુ જણાય છે :

" એક વંશ પેઢીએ પુત્ર, અવતરશે સતવાદી સુત :
ઊજેણી નગરીને ઠામ, ઉત્પન્ન થાશે ભાભારામ.
પૂજાશે તે થઈને દેવ, સકલ લોક કરશે તે સેવ.
ઘડપણ ગેબી શબ્દ જ તેહ, શુદ્ધ થયો ભાભાનો દેહ.
પ્રાણત્યાગ થયો જે વાર, થઈ સતી રામાદે નાર.
રૂડો રાય અવતરિયો અંશ : આજ સુધી પૂજાવે અંશ.
વિક્રમેરુ' રહેશે નામ, પૂજાશે બહુ ભાભારામ.
ધનધન એ ઊજેણી ગામ, ધનધન કણબી ભાભારામ!
ધનધન અવતરિયો જે વંશ, મુખ્ય પદારથ પામ્યો અંશ!
પરદુઃખભંજન વિક્રમરાય, તે ઉપર આ કથા જણાય.
અજાણ નરને છે ઉપદેશ, જાણીતાને પ્રેમ-પ્રવેશ."

પૂતળી આ પ્રમાણે 'ભાભારામની વાર્તા'માં વિક્રમરાજાનું પરદુઃખભંજનપણું વખાણે છે.

'આવો પરોપકારી રાજા હોય તે જ આ સિંહાસન ઉપર બેસી શકે' એમ કહી, પ્રદ્યુમ્ન નામની પુતળી આકાશમાં ઊડી ગઈ.

આ વાર્તા ઉપરથી જોઈ શકાય છે કે પ્રસ્તુત કથાનક શામળભટ્ટે પોતાના આશ્રયદાતા રખીદાસને પ્રસન્ન કરવા માટે જ યોજેલું હોવું જોઈએ. તે જ પ્રમાણે 'વૈતાલ ભાટની વાર્તા' દ્વારા પોતાના મિત્ર અને કથાકાર ગમાન બારોટનું ગૌરવ બતાવવાનો તેમનો હેતુ હશે એમ અનુમાની શકાય. આ સંબંધી વીગતવાર શોધખોળ કરવા જેવી છે.

☆

# પૂનમની રાતે

દેવજી રા. મોઢા.

મોડું થયું બેશ, ડૂબી ગયો'તો
સમુદ્રમાં સૂર્ય, ઘેરો નકામો
થયો, ગુમાવ્યું ઘણું એ વિચારે
હૈયું નમે કોક અદૃશ્ય ભારે.

આંહીં લગી આવી હવે અહીંથી
પાછા ફર્યાનો કંઈ અર્થ ન્હોતો :
તેથી તટે હું પથરા પરે ત્યાં
બેઠો ઘડી, શાંતિ વળી ય ચિત્તને
સમીર લ્હેરે, ઉરમાં પ્રસન્નતા
છવાઈ, ને મોડું થયાની ગ્લાનિ
ઓછી થઈ, ને તહીં આંખ સામે
નવીન કો' દૃશ્ય રચાતું જાતું !
ડૂબી ગયો'તો રવિ સાગરે, ખરું;
પરંતુ તેની દ્યુતિ રૈ ગઈ 'તી
જરાક શી પાછળ, જેમ મેળે
ગયેલ જાયાપતીમાંથી પત્ની
દુકાનની ચીજ નિહાળવા જતાં
રહી જતી પાછળ; ને ન દેખતાં
પતિ જતો વિહ્વળ બ્હાવરો બની
સૂર્યે ય તેવી રીત આકળો બની
થોડો અગાડી નીકળી ગયો'તો.
'ગયા કહીં ?' બૂમ તણા જવાબમાં
'રહો પ્રિયે ! આંહીં હું' બૂમ આવે;
ને 'આવું છું' ઉત્તર આપતી દ્યુતિ
માંડે જવા, થોભી ય જાય વચ્ચે,
અને જવાનું ઘડી મૂકી દેવું
કરી રહે પાછી ઘડીકમાં ત્વરા.

એ સૂર્ય કેરી દ્યુતિને ગમે ના
અત્યારમાં શું ઘરમાં ઘલાવું !
વા મોહ ના વિશ્વ તણો વછૂટે ?
વિચારું ત્યાં સામી તરુ ઘટા પે
પ્રકાશના બિંબ સમાન ચંદ્ર
દીસી રહે, ના હજુયે પણ એ
દિનોથી દેખી હતી ચંદનીને
તેથી શું તેને મળવા રવિ દ્યુતિ
રોકાઈ આંહીં ! ખરું, બે ય કેવી
મળી રહી, સ્વત્વ ગળી જઈ ને

બેટે જાણે માજણી બેન ભાવે !
કાને પડે સાદ રવિ તણા, ને
મોડું થયાનું કટુભાન થાતાં
રવિદ્યુતિ શી ખમચાઈ ઉભે !
અરે ! અરે ! કેમ ન પાદ ઉપડે ?
એ પાદમાં બેડી જડી છ કોણે ?
શું આટલે દિન મળાયું બેનને,
તે આટલી વેળ ગ્રહી છૂટા થવા !
સિંધુ તણા બિંદુ કરી મીઠી હઠ
ઝાલી રહે પાદ રવિદ્યુતિના
પરંતુ હાવાં અતિ થાય મોડું
એવું લહી, લાડ કરી પટાવી
સિંધુ કેરાં બિંદુડાં ને મનાવી
ઝાલ્યા પગો પાલવડા મુકાવી
સિંધુ ઉરે ગૈ સહસા સમાઈ
માતા હીણાં ભાંડરુને તજીને
ભારે ઉરે સાસરીએ જવાને
ભાંડુડાંની વ્હાલુડી બેન જાણે
વેલ્યે ચડી ગૈ પડદા ઉંચા કરી !
ને સિંધુનાં વારિ શશિ કરોથી
લાગી ગયાં શાં રમવા ફીણાંના
દડૂલિયાથી; મૂકી એક ચીજને
બીજી મંહી બાળક ચિત્ત પ્રોઈ દે
તેવી જ રીતે;

રમતો નિહાળીને
નમેજડયા તારક વેદના લહે.
ટૂંકાં કરો તારકનાં ન પ્હોંચતાં;
લાંબા કરો ઈશ્વરની ય સૃષ્ટિમાં
ફાવે ? પછી માણસની રચેલી
સૃષ્ટિ મંહી એની જ બોલબાલા
ન હોય શું ? ટૂંક-કરા તણો કો'
ન વિશ્વમાં કોઈ ય ભાવ પૂછે !
ખુશાલીમાં દુઃખ તણો અનુભવી
આ નાનડો અંશ, પડી વિમાસણે
હું ઉપડ્યો ઘેર જવા, પરન્તુ
ગાઢાંરની પૂનમ ચિત્તમાં ન'તી !

☆

# છૂટો મણકો

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

## મહાકવિ કાલિદાસની મીમાંસકોમાં માન્યતા

શુદ્ધ સંસ્કૃત સાહિત્યના ક્ષેત્રમાં મહાકવિ કાલિદાસની મહત્તા જૂના કાળથી સ્વીકારાઈ હતી એ પ્રસિદ્ધ છે. પણ પ્રાચીન મીમાંસકો યે એ મહાકવિ તરફ માનથી જોતા હતા એ હકીકત એટલી પ્રસિદ્ધ ન હોવાથી નીચે બે દાખલા ટાંકયા છે.

સાતમા કે આઠમા શતકના સમર્થ મીમાંસક કુમારિલે તન્ત્રવાર્તિકમાં આત્મતુષ્ટિને ધર્મનિર્ણયમાં પ્રમાણરૂપે ગણાવતાં શાકુંતલમ્‌થી નીચે પ્રમાણે ઉદાહરણ આપ્યું છે:—

> एवं च विद्वद्वचनाद्वि निर्गतं
> प्रसिद्धरूपं कविभिर्निरूपितम् ।
> " सतां हि सन्देह पदेषु वस्तुषु
> प्रमाणमन्तः करण प्रवृत्तयः " ॥

બીજો દાખલો:—

બ્રહ્મસૂત્ર ( ૩-૧-૮ ) ની ભામતીમાં વાચસ્પતિ મિશ્રે तन्मूला च लौकिकी स्मृतिः એ રીતે લખ્યું છે તેનું વિવરણ કરતાં ટીકાકાર અમલાનન્દ સરસ્વતી લખે છે કે તન્મૂલા એટલે દષ્ટન્યાયમૂલા અને લૌકિકી સ્મૃતિ એટલે કાલિદાસાદિ સ્મૃતિ અને પછી મેઘદૂતમાંથી નીચે પ્રમાણે ઉદાહરણ આપે છે:—

> वेदैर्गीतां सुकृतशकलैः स्वर्गिणां भूमिभागे
> भोगप्राप्तिं कथयति पुरीं वर्णयन्कालिदासः ।
> " स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां
> शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम् ॥ "

☆

# પરદેશગમન

ગોવિંદભાઈ રા. અમીન

હોહો અને ફરિયાદીથી મહોલ્લો ગાજી રહ્યો. પણ તે રોજની બાબત હોય તેમ કોઈએ તે તરફ ધ્યાન આપ્યું નહિ: એ તો પેલો ભોગીઓ હશે: મહોલ્લાનાં છોકરાં બગાડવા બેઠો છે. બાપે ય શું કરે!—આમ કેટલાંક નવરાં બેઠેલાં બબડતાં હતાં. ભોગીલાલ તેની ટોળી સાથે મહોલ્લામાં પાછો આવ્યો હતો. હોળી ઉપર ઉઘરાવેલાં ખજુર, કોપરાં તેમની પાસે હતાં. એક જગાએ બેસી તેને વહેંચી ખાવા તેઓ ગોઠવણ કરતા હતા.

"ભોગીલાલ, આ કાગળ આવ્યો છે." તેને આવેલો જોઈ તેના પિતા શિવલાલે તેને દૂરથી બોલાવ્યો.

"કોનો છે?" ભોગીલાલ ઊભો હતો ત્યાં રહી તેણે પૂછ્યું.

"તું અહીં તો આવ. તારે જરૂરી છે."

ભોગીલાલ કસમોડા કરતો ગયો. તેણે શિવલાલ પાસેથી પત્ર લીધો, વાંચ્યો અને તેના મોતીઆ મરી ગયા.

શિવલાલે જિંદગીનો મોટો ભાગ પરદેશમાં ગાળ્યો હતો. ભોગીલાલે નાનપણથી જ મા ગુમાવી હતી અને મામાને ત્યાં ઊછર્યો હતો. આથી તેનું બચપણ બગડ્યું હતું. બાપ કમાયા છે એટલે તેને કમાવાની જરૂર નથી એમ તે માનતો અને ભવિષ્યની ફિકર કરતો નહિ. મિત્રોને ભેગા કરી રોળટપ્પાં કરતો અને હોળી-દીવાળીના તોફાનમાં આગળ રહેતો.

ધંધો સમેટી શિવલાલ ઘરે આવ્યા ત્યારે તેમને ભોગીલાલની સ્થિતિનો બરાબર ખ્યાલ આવ્યો. તરત ઉપાય નહિ લેવાય તો તે હાથ બહાર જશે એમ વિચારી તેમણે પોતાના એક મિત્રો ત્યાં નોકરીએ મૂક્યો. સ્વતંત્ર તોફાની જીવન જીવેલા તેને નોકરી અનુકૂળ ન આવી. આળસીપણાનું બહાનું કાઢી તેણે નોકરી પર જવું બંધ કર્યું.

શિવલાલ તેના ઢોંગ સમજ્યા. તેને સખત ઠપકો આપ્યો. પૈસા આજ છે અને કાલે નથી; કામ વિના માણસ ઘડાતો નથી; દુનિયામાં કરતા કારવતાને માન છે વગેરે કહ્યું; પણ તેની ખાલી પડેલી જગા પૂરાઈ નહિ ત્યાં સુધી તેની આળસીપણી ઊતરી નહિ. વિમા કંપનીની એજન્સી, પરચૂરણ વસ્તુની દુકાન, કોન્ટ્રાક્ટનું કામ એમ જુદી જુદી દિશામાં શિવલાલે યત્ન કર્યા, ભોગીલાલની રખડવાની વૃત્તિએ સૌ નિષ્ફળ કર્યા.

છેવટે તેને આફ્રિકા મોકલવાનો તેમણે વિચાર કર્યો. ખરાબ સોબતની અસર ત્યાં રહેશે નહિ; જલદી પાછા આવવાનું અનુકૂળ નહિ એટલે અથડાઈ કૂટાઈ ઠેકાણે આવશે ...આફ્રિકા રહેતા તેમના એક સગાને પોતાની મૂંઝવણ તેમણે લખી અને કોઈ રીતે ભોગીલાલને ત્યાં બોલાવી લેવા વિનંતી કરી. તરત માટે સગાએ નિરાશા બતાવી, પણ જગાની શોધમાં રહેવાનું વચન આપ્યું. અચાનક એક જગા તેમને જડી. જેમ બને તેમ જલદીથી ભોગીલાલને મોકલવા શિવલાલને લખ્યું. આજે ભોગીલાલને વાંચવા મળ્યો હતો તે આ જ પત્ર હતો.

"હું આફ્રિકા નહિ જાઉં!" મોં ભારે કરી પત્ર પાછો આપતાં ભોગીલાલ બબડ્યો.

"કેમ નહિ જાય?" શિવલાલે સખત થવાનો નિશ્ચય કર્યો હતો.

"ત્યાં મને નહિ ફાવે."

"નહિ ફાવે?–અહીં પાંચપચીસ હીજડા ભેગા કરી તોફાન કરવાનું ફાવશે, અને આફ્રિકે જવાનું નહિ ફાવે? જો આફ્રિકે જવું ન હોય તો તું મારા ઘરમાં નહિ!–હું ઘર બંધ કરી જાત્રાએ જાઉં છું અને તું ભટકી ખાજે!"

"હું વિચાર કરીશ."

"વિચાર શો કરવાનો છે?–કંઈ બહાનાં ચાલશે નહિ! આ પંદરમીએ સ્ટીમર ઊપડે છે તેમાં તારે જવાનું છે!"

શિવલાલ ઘરમાં ગયા. ભોગીલાલ ઢીલો બની મિત્રો તરફ ચાલ્યો.

"શું હતું?" એક મિત્રે પૂછ્યું.

"મારે આફ્રિકા જવાનું થાય છે!"

"આફ્રિકે!—અમે બધા એકલા પડી જઈશું!"

"એકલો હું પડીશ કે તમો?"

"તો ન ગયા," બીજો બોલ્યો.

"ચાલે તેમ નથી. બાપુ મારા ઉપર ચીઢાએલા છે. ન જાઉં તો ઘરમાંથી કાઢી મૂકવાનું કહે છે. આ વખતે ચાલવાનું નથી."

"કોઈ રીતે છટકાય તેમ નથી?"

"હું એ જ વિચાર કરું છું. એ મહિના વચ્ચે નીકળી જાય તો મારા મારીની જગા પૂરાઈ જાય અને બીજી જડતાં વાર લાગે."

"નાસી જા."

"પછી બાપુ ઘરમાં પેસવા દે નહિ."

"માંદો પડ," ત્રીજો વધુ વિચારી બોલ્યો.

"એ સરસ!" બધા એક સાથે બોલી ઊઠ્યા.

ભોગીલાલ ખુશ થઈ ગયો, પણ વાત બહાર પડવાની તેને બીક લાગી. "બાપુ આ રમત જાણે નહિ એ બધાએ સાચવવાનું."

"એ તારે અમને કહેવું નહિ પડે...તને માંદા પડતાં આવડતું ન હોય તો અમે શીખવીએ."

"એ તો મને આવડશે."

બધાએ ખૂબ આનંદથી ખજૂર, કોપરાં ખાધાં અને બીજા ઉજવાવવા નીકળ્યા. ભોગીલાલ તેમની સાથે ન જતાં શિવલાલ પાસે ગયો, અને ડાહ્યો દીકરો બન્યો હોય તેવો દેખાવ કરી આફ્રિકા બાબત પ્રશ્ન પૂછવા લાગ્યો. થોડી વાતચીત પછી જાણે શિવલાલના જવાબોથી આકર્ષાઈ જવા તૈયાર થયો હોય તેવો દેખાવ કરી તેણે જવાની મરજી બતાવી.

ભોગીલાલની તૈયારી જોઈ શિવલાલ મનમાં આશ્ચર્ય પામ્યા. અચાનક ફેરફાર અને જૂના પ્રસંગ તેમને સાવચેત કરવા પૂરતા હતા. પણ આ વખતે તે શી યુક્તિથી છટકશે તે તેમની કલ્પનામાં આવતું નહિ. છતાં તે કબૂલ થયો છે તે બાબતનો પૂરેપૂરો લાભ લેવા તેમણે નિશ્ચય કર્યો.

"જવાની બધી તૈયારી તેમણે તડામાર શરૂ કરી. તેમાં તે ભોગીલાલને સાથે રાખતા. સગાંસ્નેહીઓને તેમણે ભોગીલાલના જવા બાબત જણાવ્યું અને અમુકને તે પ્રસંગે ખાસ તેડયાં. તેમના મનમાં એમ કે આટલાં માણસની હાજરી અને આટલી તૈયારી ભોગીલાલને જવાનું બંધ રાખતો રોકશે.

પણ ભોગીલાલ અને તેના મિત્રો તેમના પ્રયત્નો પ્રત્યે મનમાં હસતા. ડોસા ગમે તે તરકીબ કરે પણ તેઓની આગળ તેમનું ચાલવાનું નથી. ભોગીલાલ સાચો માંદો પડે અને ન જાય તે સ્વાભાવિક હતું. તેમાં કોઈ તેનો વાંક કાઢી શકવાનું ન હતું. છેવટે ડોસા હાથ ઘસતા રહેશે.

જવાના આઠેક દિવસ બાકી રહ્યા. બધી તૈયારીઓ થઈ ગઈ હતી. ભોગીલાલે પોતાની તૈયારી શરૂ કરી. ખાવાપીવામાં તે અનિયમિત અને અકરાંતીઓ થવા લાગ્યો. તે તાપમાં ખૂબ રખડતો, કાચુંકોરું ખાતો અને મોડી રાતે સૂતો. કોઈ રીતે તેને કોલેરા કે તાવ ભીખો કરવો હતો. પણ ગામડામાં ઉછરેલા અને અથડામણ સહન કરેલા તેના શરીરને થોડી બેચેની વિના બીજું કંઇ થયું નહિ.

શિવલાલના મનમાં શંકા હતી જ. જવાના છેલ્લા દિવસોમાં ભોગીલાલ કંઈ તૂત કાઢી ન બેસે તેની તે ચોકસાઈ રાખતા હતા. ભોગીલાલનું છેલ્લા દિવસોનું વર્તન અને મૂંઝવણ દર્શાવતો તેનો ચહેરો તેમની શંકા મજબૂત કરતાં હતાં. તે બને તેટલો વખત ભોગીલાલને પોતા પાસે રાખતા અને તેના હલનચલન ઉપર બારીક નજર રાખતા.

પોતાના પ્રયોગોમાં નિષ્ફળતા અને પિતાની સખતાઈ ભોગીલાલને સાલતી. એક વખત તેને એમ થયું કે સામા થઈ નથી જવું તેમ કહી દેવું. પણ શિવલાલે તૈયારી કરી, સગાંસ્નેહી તેડી, ગામમાં વાત ફેલાવી ઊભા કરેલા વાતાવરણનો વિચાર આવતાં તેની હિમ્મત ચાલી નહિ. એ તો શરમાઈ મરવા બરોબર હતું! તેણે માંદગી માટે વધુ યત્ન કર્યા. તેમાં નિષ્ફળ જતાં મિત્રોની સલાહ લીધી. તેઓએ ઝેરી વનસ્પતિ ખાવાની કે ઝાડ ઉપરથી પડતું નાખવાની સલાહ આપી. ભોગીલાલને તે ન રુચી. તે વધુ મુંઝાયો અને પિતા ઉપર વધુ ચીડાયો. શિવલાલને મારી નાખવાનો પણ તેને ક્ષણેક વિચાર આવી ગયો.!

બીજા ત્રણ દિવસ પસાર થયા. કટોકટીના દિવસ હતા. જવાના ચાર જ દિવસ બાકી હતા. શિવલાલની સતર્ક આંખ અને ભોગીલાલની ચોરઆંખ લડતી. એકને લાગતું કે બેટો લુચ્ચાઈ રમાય છે, અણસમજ છે; બીજાને લાગતું કે બેટો સખતાઈ થાય છે, બધી મિલકત કોના માટે છે, દુઃખી થશે તો તે થશે! દિવસ જતા ગયા તેમ ભોગીલાલને લાગવા માંડયું કે પોતે નિષ્ફળ જશે અને થોડા દિવસમાં આફ્રિકે પહોંચી જશે!

ગામમાં એક વૃદ્ધ વૈદ રહેતા હતા. દાક્તરના આવ્યા પછી તેમનું મહત્ત્વ ઘટી ગયું હતું, પણ ચોરી છૂપીથી કરવાનાં કેટલાંક કામમાં ગામલોક તેમની મદદ લેતા. ત્રણ

નિરાશાની પળમાં ભોગીલાલને વૈદ યાદ આવ્યા. તેમની પાસે કેમ ન જવું? કંઈ રસ્તો નીકળે.

વૈદ પાસે જઇ ભોગીલાલે પોતાની વીંટી તેમની પાસે મૂકી, પોતાની મૂંઝવણ કહી, કામ બાબત સુપકી રાખવામાં આવશે તેવું વચન આપ્યું; કોઇ રીતે તેને બે દિવસમાં માંદો પાડવાનો હતો. વાત બહાર ન જાય તેની પૂરી ખાત્રી કરી વૈદે ભોગીલાલને એક પડીકી આપી. સૂતાં પહેલાં તે લેવાની હતી.

પડીકી લીધી ત્યારથી તેની અસર જણાઈ. ગળું બળતું હતું, આંખો ખેંચાતી હતી. પગ ઢીલા થતા હતા. હર્ષમાં આવી ભોગીલાલ સૂઈ ગયો: જવાનું અટકશે ખરું?

ઘણા દિવસનું રખડવું, ચિંતા અને ઉનાળાના દિવસ તેના મગજને ઉશ્કેરેલું રાખતાં. તેમાં આ દવા આવી એટલે તેની સ્થિતિ ખરાબ બની. જાણે કોઈ જમાનાનો થાક તેના ઉપર ચઢ્યો હોય તેમ તેનાં અંગેઅંગ દુખતાં હતાં. ઊંઘતા પડી રહેવામાં આનંદ હતો, પણ દવા તેનું કામ કરતી હતી. ગળામાં બળતરા વધતી ગઈ તેમ તેની ઊંઘ ઊડતી ગઈ. બળતરા ઓછી કરવા તેણે પાણી પીધું: તેથી કંઈ વળ્યું નહિ. ધીરે ધીરે તેને ફેર આવવા લાગ્યા. તે પથારીમાં પાછો પડ્યો.

ગરમી અસહ્ય બનતી ગઈ તેમ તેના મનમાં દવા બાબત શંકા આવવા લાગી. વૈદે ભૂલથી ઝેર તો નહિ આપ્યું હોય? નહિ તો આટલી ગરમી શાથી?...અને તેમ થયું હોય તો તે કોને કહી શકે?–શું કરી શકે? મરતાં પહેલાં જાગૃત પળમાં વિચાર આવતો હોય તેમ તેની સમજ આગળ પાછળનું જીવન વીજળીના ચમકારા જેટલી ઝડપથી દેખાયું...અને તે બધાનું આ પરિણામ? આટલી સોળ વરસની કુમળી વયે મરવાનું? અને તે શું કરવા જતાં?...મિત્રો અત્યારે શા કામમાં આવે!...તેને આવો વિચાર કેમ સૂઝયો!...તે કેમ બચે!...ગભરામણ વધતી હતી, ગરમી વધતી હતી, ગળું બંધ થતું હતું...તેણે મુંઝાઈ "બાપુ!–બાપુ!–" એમ બૂમ પાડી. છેવટે તે જ હતા.

શિવલાલ હજુ ઊંઘ્યા ન હતા. તેની બૂમ સાંભળી તે તરત તેના ખંડમાં આવ્યા. તેમણે બૂમનું કારણ પૂછ્યું. ભોગીલાલ 'ઝેર' 'ડાકટર' એવા બેત્રણ શબ્દ પરાણે બોલ્યો અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. તેના ગળે ડચૂરો હતો.

શિવલાલને લાગ્યું કે કોઈ ઉપાય ન જડતાં છોકરે કંટાળી ઝેર ખાધું! કર્તવ્યની ભાવના નીચે દબાઈ રહેલું તેમનું વાત્સલ્ય સળવળવા લાગ્યું: તે વધુ પડતા સખત થયા. તેમના વિના દુનિયામાં તેનું દુઃખ સાંભળનાર બીજું કોણ હતું? તેમણે ભોગીલાલને આશ્વાસન આપ્યું અને દાકતરને તેડવા માણસ દોડાવ્યો. દાકતરે આવી ઊલટી વગેરે ઝેર ઉતારવાની ક્રિયા કરી ભોગીલાલને સ્વસ્થ બનાવ્યો, અને કોઈ જાતની બીક રાખવાને કારણ નથી કહી તે પાછા ગયા.

શિવલાલને સંતોષ થયો. ભોગીલાલ સાથે કંઈ બોલવાની તેમની ઇચ્છા હતી. પણ તે ઊંઘમાં હોય તેવો દેખાવ કરી પડી રહ્યો હતો. તેના હૃદય ઉપર ભાર હતો. કંઈ બોલવા તેનું મન ન હતું. શિવલાલે તેને પડી રહેવા દીધો.

સવારમાં તે જાગ્યો ત્યારે તેના ઓશિકે શિવલાલ બેઠા હતા. તેમને જોઇ, સંકોચાઇ ભોગીલાલે આંખ બંધ કરી. તેનો સંકોચ શિવલાલ સમજ્યાઃ

" એમાં શરમાય છે શા માટે?—થવાનું હતું તે થઈ ગયું. "

ભોગીલાલે આંખ ખોલી, પણ તેની દૃષ્ટિ નીચી હતી.

" હું તને જવાનો આગ્રહ કરતો હતો તે તારા માટે હતું. તારા સુખ વિના સંસારમાં રહેવાનો મારે બીજો કોઇ હેતુ નથી. તારે ન જવું હોય તો ન જઇશ : મારો આગ્રહ નથી."

" ના, હું જઇશ. "

સિવલાલ ધારતા ન હતા કે ભોગીલાલ આવો જવાબ આપશે. કદાચ રીસમાં તેમ બોલે, પણ રીસ જેવું કંઇ દેખાતું ન હતું. આવા બનાવ પછી તે જાય તે પણ ઠીક ન હતું.

" તે બાબતનો આપણે પછી વિચાર કરીશું. હમણાં તું શરીર સુધાર. "

" શરીર સારું છે. નવી જગા જડતાં વાર લાગશે. આ તક શા માટે ગુમાવવી ! હું જઈશ જ. "

નીકળવાને એક દિવસની વાર હતી. પણ તેના નિશ્ચયમાં શિથિલતા આવવાની બીક રાખતો હોય તેમ, તે એક દિવસ વહેલો જવા તૈયાર થયો. મિત્રોને તે મળ્યો નહિ, કોઇ સાથે ઝાઝી વાતચીત કરી નહિ. તે જ દિવસે તે નીકળ્યો.

ભોગીલાલનો હૃદયપલટો તેના મિત્રો અને શિવલાલ માટે હજુ પણ કોયડો છે. તેની જતી વખતની ગંભીરતા સગાં-સ્નેહીઓ યાદ કરે છે.

# બ્રિટન હવે શું કરશે ?

ડુંગરશી ધરમશી સંપટ

હેર હિટલરે ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકિયા, પોલાંડ, ડેન્માર્ક, લક્ષમબર્ગ, નોર્વે, હોલાંડ લીધા. છેવટે બેલ્જિયમમાં ભયંકર યુદ્ધો કરી મિત્રરાજ્યોનાં સૈન્યોને સખત પરાજય આપી, તેમને પાછા નાસવાની ફરજ પાડી. આથી પોતાના દેશને ફના થતો જોઈ બેલ્જિયમના રાજા લીઓપોલ્ડે જર્મનીનું શરણું લીધું. મિત્રરાજ્યોનાં સૈન્યોમાંથી ડનકર્કના બંદર મારફતે સાડાત્રણ લાખ માણસોને બચાવી શકાયાં. પરંતુ બેલ્જિયમ જર્મનીના હાથમાં આવ્યું. બેલ્જિયમના ઉત્તર તરફથી જર્મનીએ ફ્રાન્સ ઉપર આક્રમણ કર્યું. ફ્રાન્સ યુરોપ સમસ્તમાં સર્વેથી બળવાન ખુશ્કી સૈન્ય ધરાવતું હતું. પચાસ લાખ સૈનિકોને એણે પોતાના દેશના રક્ષણ માટે સુંદર લશ્કરી તાલીમ આપી હતી. પરંતુ ફ્રાન્સ પાસે જર્મનીના જેવાં આધુનિક સંહારક શસ્ત્રો નહતાં.

### ફ્રાન્સ ઉપર આક્રમણનાં શસ્ત્રો

જર્મનીએ બેલ્જિયમ જીત્યા પછી ફ્રાન્સ ઉપર મહાન આક્રમણો કર્યાં. જર્મનીનાં પાંચસો ટનનાં રાક્ષસી ટેંકો કલાકની પચીસથી પાંત્રીસ માઈલની ગતિ ધરાવે છે. એની ગતિ અપ્રતિહત છે. ડુંગરો, ખડબચડા રસ્તા, ઊંચી જમીન, ખાડા ખાઈઓ, પૂલો, નાની નદીઓ, ઝરા, ઝરણાંઓ વગેરે એ ટેંકો સહેલાઈથી પાર કરી શકે છે. દરેક ટેંકમાં ૭ તોપો ચાલુ અગ્નિગોળાના વરસાદ વરસાવી કિલ્લેબંધીઓ અને કિલ્લાઓને તોડી પાડે છે. એ ટેંકોની સામે તેના બખ્તરને લીધે ગોળીઓ કે નાના ગોળાઓ અસર કરી શકતા નથી. માઈલોના માઈલો સુધી આ ટેંકો હારદોર વ્યૂહમાં દોડીને રસ્તામાં જે ગામડાંઓ, ઘરો, વાડીવજીફા, બાગો, મિલકતો અને ભાગતાં પ્રજાનાં માણસોને દાટી, કુટી, ત્રોડી, ફોડી ફના કરી આગળ વધે છે. શહેરોને થોડા જ વખતનાં જનશૂન્ય ખંડેરો બનાવી દે છે. ઉપરથી જર્મન વિમાનો હજારોની સંખ્યામાં V આકારમાં ગોઠવાઈને એક હંડ્રેટથી એક ટનના વજનના ગોળા હવામાંથી શત્રુઓની સેના અને કિલ્લેબંધીઓ ઉપર ફેંકે છે. ગમે તેવું કેળવાયેલું તાલીમ પામેલું સૈન્ય આ મારાને સહન કરી શકતું નથી. એમની પાછળ કલાકના પચાસ માઈલની ઝડપથી દોડતી મોટરો અને મોટી સાઈકલો ઉપર બેઠેલું પાયદળ સૈન્ય અતિ જુસ્સા ઝનૂન અને સાહસથી શત્રુઓ ઉપર તૂટી પડે છે. એમનો વેગ અપ્રતિહત હોય છે. કોઈપણ પ્રજાના કસાએલા સૈનિકો આ અખંડ મોજાંઓના ચાલુ રાત્રિદિવસના સતત પ્રહારો સહન કરી શકયાં નથી.

### ફ્રાન્સના પરાજયનાં કારણો

ફ્રાન્સનો મહાન પરાજય થયો છે. પચાસ લાખનું તેનું સૈન્ય પાંગળું બની ગયું. એના સૈન્યને પાછું પડી જવાની સતત ફરજ પડી. બંદરો, શહેરો, કિલ્લેબંધીઓ ખોવા માંડી. છેવટે પેરિસ સુધી દુશ્મનો પહોંચ્યા. વિલાસ, ઉલ્લાસ, ઉત્સાહ, મોજશોખ, કળા કૌશલ્ય, હુન્નર, સંગીત, નૃત્ય, નાટકો, ભોજનગૃહો, નવી નવી ફેશનો અને ઉચ્ચ સંસ્કૃતિના પરમ ધામરૂપ પેરિસના હાલ બેહાલ રોટરડામ અને વોરસો જેવા થાય અને તે ખંડેર બને

તે કરતાં એ શહેરને ફ્રાન્સે બચાવ કર્યા વગર જર્મનીને સોંપી દીધું છે. નહિ તો બે દિવસોમાં જર્મનોએ તેનું ખંડેર બનાવી મૂક્યું હોત. ફ્રાન્સના પરાજયનાં કારણો નીચે પ્રમાણે ગણાવી શકાય :

(૧) જર્મનીની ભારે સંહારક શસ્ત્રાસ્ત્રોની ગંજાવર તૈયારીઓ.

(૨) જર્મન મોટરસૈન્યના એક પછી એક ચાલ્યા આવતા ભારે અખંડ આક્રમણનાં મોજાંઓ.

(૩) જર્મનીની અસાધારણ લશ્કરી વ્યૂહરચના અને અજીત સૈનિક પ્લાનો.

(૪) જર્મનીની પાંચ વરસની વિસ્તૃત વ્યવસ્થિત યુદ્ધની તૈયારીઓ.

(૫) ફ્રાન્સની મોળી વ્યૂહશક્તિ અને સમયસર સૈન્યની વારકેરનો અભાવ.

(૬) અણીને વખતે બ્રિટન પોતાના બેટનું રક્ષણ કરવામાં પોતાનાં સાધનો અને શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરતું હોવાથી ફ્રાન્સને જરૂરી મદદ મોકલી શક્યું નહિ.

(૭) ફ્રાન્સનાં બંદરો તથા ઔદ્યોગિક કારખાના શત્રુઓના હાથમાં ગયાથી ફ્રાન્સનાં સાધનોનું મોળાપણું.

(૮) અમેરિકાથી તરત મદદ ન મળી શકી તે.

## ફ્રાન્સ જર્મનીને નમી પડે છે

ફ્રાન્સને બીજું ધર્મસંકટ પણ નડયું. ફ્રાન્સમાં આશ્રય માટે અનેક પોલો, ઝેકો, ડચો, બેલ્જિયમો અને યાહુદીઓએ ફ્રાન્સમાં આશ્રય લીધો છે. સવાસો માઈલની લાંબી પહોળી રણભૂમિ ઉપર મોટાં યુદ્ધો ચાલુ રહ્યાં છે. આવી રીતે હજારો માઈલોની ફ્રાન્સની ભૂમિ ઉપર ખંડેરો અને ભગ્નાલયોની ઉજ્જડ ભૂમિ થઈ રહી છે. લાખો આશ્રય વગરનાં બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ આ ટેંકો અને વિમાનોના આક્રમણોને લીધે અનાશ્રિત થઈ માર્યા ગયાં છે અથવા રખડી પડયાં છે. ફ્રાન્સના વડાપ્રધાન જનરલ પેટાંએ જર્મની પાસે સુલેહ માગી લીધી. ફ્રાન્સ થાક્યું હતું અને બેહાલ થઈ ગયું હતું. એને શરણે આવ્યા વિના બીજો એકે આરો રહ્યો નહોતો. અંગ્રેજોએ સહકાર આપવા માટે ફ્રાન્સ અને બ્રિટનનું શાસન, યુદ્ધનીતિ, અર્થનીતિ અને સર્વ સાધનો તથા નુકસાની સંયુક્ત કરવા સૂચના કરી. પણ તે નિષ્ફળ ગઈ. કારણ કે એ સૂચના સમય વીત્યા પછી કરવામાં આવી હતી. આમ બળવાન, વીર્યવાન, શક્તિશાળી શૂરવીર ફ્રાન્સ પડ્યું. જર્મની અને ઈટાલી બંને એના ઉપર ભયંકર શરતો લાદશે. ફ્રાન્સ યુરોપમાં સર્વોપરી દેશ ગણાતો. હવે એ ત્રીજા વર્ગનું રાજ્ય થઈ જશે.

## ઈટાલી યુદ્ધમાં જોડાય છે

ઈટાલીનો મુસોલિની મહાખંધો પુરુષ છે. ફ્રાન્સ કચડાઈ જવાની અણી ઉપર હતું ત્યારે એણે ફ્રાન્સ અને અંગ્રેજો સાથે લડાઈ જાહેર કરી છે. હવે તે માખણ ખાવાને માગે છે. ફ્રાન્સ પાસેથી કોરસિકા, ટ્યુનીશિયા અને જૂની ઈટાલી લેશે. સુએઝની નહેરની હકૂમતમાં ભાગ પડાવશે. ભૂમધ્ય સમુદ્રમાં પોતાનું વર્ચસ્વ સ્થાપશે. ઈટાલી પાસે પંદર લાખ સૈનિકો શસ્ત્રસામગ્રી સાથે તૈયાર છે. પરંતુ સારા લડનારા તરીકે તેમની ખ્યાતિ નથી. ઈટાલી પાસે સારું નૌકાસૈન્ય છે. તે ભૂમધ્ય સમુદ્રની ચોકી કરશે, પરંતુ બ્રિટનના નૌકાસૈન્ય સામે તે માથું માંડી શકે તેમ નથી. ઈટાલી પાસે સાધનો અને કાચાં દ્રવ્યોનો અભાવ છે. એટલે જર્મનીને તેને ઊંચકવાનું રહ્યું. જર્મનીને ઈટાલી સાગરમાં થોડી મદદ આપી શકશે.

અને હવે ગ્રેટબ્રિટન ઉપર આક્રમણ કરશે. ઈટાલી પાસે પાંચ મોટી જંગી મનવારો, ૪૦ ડુબકીઆ સબમરીનો, ૫૦ જેટલી વિનાશિકાઓ છે. જર્મની અને ઇટાલીનું સંયુક્ત નૌકાસૈન્ય બ્રિટનના નૌકાસૈન્યથી ઊતરતું છે. ઇટાલીનાં વિમાનો શ્રેષ્ઠ ગણાતાં નથી. તે જર્મનીને સહકાર જરૂર આપશે.

**ગ્રેટબ્રિટનની સ્થિતિ**

જર્મનીએ મધ્ય યુરોપનાં સર્વે રાજ્યોનો પરાજય કર્યો છે. ઇટાલીને મિત્ર બનાવ્યું છે. રશિયાને તટસ્થ રાખવાની રાજ્યનીતિ પોષી છે. નેપોલિયને પણ એવી રીતે એકસો વરસ પહેલાં મધ્ય યુરોપને સર કર્યું હતું. જર્મની, ઈટાલી, ઑસ્ટ્રીઆ એને શરણે આવ્યાં હતાં. માત્ર એક ગ્રેટબ્રિટન જ એના સંકજા અને પરાજયથી બચી શક્યું હતું. છેવટે બ્રિટને જ મહાન નેપોલિયનને શેહ આપી હતી. આજે જર્મનીએ પણ મધ્ય યુરોપમાં દિગ્વિજય કર્યો છે. ગ્રેટબ્રિટનને એકલું, અટૂલું પાડી દીધું છે. યુરોપના સૌથી મોટા સામ્રાજ્ય ધરાવનાર રાજ્યને ચારે તરફથી પીડયું છે. હવે જર્મની પોતાનાં વિસ્તૃત વિશાળ સાધનોથી બ્રિટનને નાક પકડી જોસથી નમાવવા માંગે છે. અતિ બળવાન ફ્રાન્સની હૂંફ હવે ગ્રેટબ્રિટનને નથી. જર્મનીના હાથમાં સાધનસંપન્ન નવ રાજ્યોનાં લશ્કરી સાધનો આવ્યાથી તે ભારે શક્તિશાળી બન્યું છે. પ્રાણાર્પણે પણ અનમ બ્રિટનનો ગર્વ ઉતારવા તે કોશિશ કરવામાં કાંઈ બાકી રાખશે નહિ.

**ગ્રેટબ્રિટનનાં સાધનો**

ગ્રેટબ્રિટન એક બેટ છે. તેનો વિસ્તાર ૮૯૦૦૦ ચોરસ માઇલનો અને વસ્તી ૪,૭૦,૦૦,૦૦૦ ની છે. એની વાર્ષિક પેદાશ એક અબજ પૌંડની અને ખર્ચ પણ તેટલો જ છે. એના ઉપર બાર અબજ પૌંડનું પોતાના દેશનું કરજ છે. ઉપરાંત છ અબજ પૌંડની ચલણી નોટો એની ફેલાવામાં છે. અમેરિકા પાસે એનું બે અબજ પૌંડનું સોનું, ત્રણ અબજ પૌંડની જામીનગીરીઓ અને ત્રણ અબજ પૌંડ હૂંડિયામણના જમા છે. બ્રિટન આખા જગતની શરાફી શાણી ગણાતી હતી. એના પોતાના દેશથી ૧૧૫ ગણાં મોટાં સંસ્થાનો છે. દશ હજાર માઇલોનો સાગર કિનારો એના અધીનમાં છે. જગતની વસ્તીનો ¼ ભાગ અને જગતના વિસ્તારનો ¼ ભાગ એના કબજામાં છે. એની ૭૦ હજાર વેપારી સ્ટીમરો જગતનો ¼ વેપાર પોતાને હસ્તક રાખી બેઠી છે. એ સમૃદ્ધ દેશમાં અનેક કરોડાધિપતિઓ છે. એના દરેક માણસની વાર્ષિક સરાસરી આવક ૧૨૦૦ રૂપિયાની છે. પછાત દેશોને ચૂસી ચૂસીને બ્રિટન સમૃદ્ધ બન્યું છે. ગ્રેટબ્રિટન અનાજ અને કાચી ધાતુઓ તથા વસ્તુઓ માટે પરદેશો ઉપર આધાર રાખે છે. એનો કાફલો ગયો તો એ ભૂખે મરે.

**બ્રિટનનાં સાગરનાં સાધનો**

જર્મનીએ બ્રિટનના લડાયક કાફલાને નુકસાન પહોંચાડયું છે. જર્મનીની સબમરીનો, લોહચુંબકની સુરંગો અને વિમાનના ગોળાઓએ બ્રિટનના કાફલાને થોડે અંશે જખમી જરૂર કર્યું છે. પરંતુ બ્રિટન નવી નવી મનવારો બાંધતું જ જાય છે. એને અમેરિકામાં પણ પુષ્કળ મનવારો બાંધવાની સગવડ મળશે. ભૂમધ્ય સમુદ્રમાં જિબ્રાલ્ટર આખા સમુદ્રના મુખની ચાવીરૂપ છે. એ જિબ્રાલ્ટર ઉપરથી ઈટાલીની હીલચાલને કાબુમાં રાખશે. ઉત્તર સમુદ્રમાં પણ એના કાફલાનું બળ મોટું છે. એથી તો એ જર્મનીને સાગરનો ઘેરો ઘાલી શક્યું છે. બ્રિટન પાસે ૮ મોટી બાર ઈંચના પોલાદી બખ્તરવાળી મનવારો, ૮ ઇંચી પોલાદી બખ્તરવાળી અને ૧૪ ઇંચી વ્યાસવાળી તોપો સાથની મનવારો, લગભગ ૨૫ ઝડપી ક્રુઝરો

અને ૨૦૦ વિનાશિકાઓ, ૮૦ સબમરીનોનો કાફલો છે. એનાં બંદરો ઉપર સુરંગો પાથરવામાં આવી છે. ગ્રેટબ્રિટનનું છેલ્લાં ૨૫૦–૩૦૦ વરસો થયાં મુખ્ય બળ સાગરના મનવારોનો કાફલો છે. એ હજી સુધી અજીત રહ્યો છે. એના ત્રણ મુખ્ય શત્રુઓ લોહચુંબક સુરંગો, જર્મનીની મોટી સબમરીનો અને વિમાનોના બોંબો છે. બ્રિટને તેમની સામે પ્રતિકારના ઉપાયો યોજ્યા છે. જર્મની એના કાફલાનો નાશ કરીને એને તદ્દન લાચાર બનાવવા માગે છે.

### બ્રિટનનાં સૈન્યો અને હવાઈ કાફલો

બ્રિટને ફરજિયાત સૈનિક ધારો દાખલ કરી ૧૨ાા લાખનું સૈન્ય ઊભું કર્યું છે. પાંચ લાખનું બીજું સંરક્ષક સૈન્ય ઊભું કર્યું છે. બે લાખ વિમાનીઓને તાલીમ મળે છે. એનાં બધાં કારખાનાંઓ લડાઈને માટે સાધનો તૈયાર કરે છે. એ હમણાં દરરોજ બારથી તેર કરોડ રૂપિયા ખર્ચે છે. આ જીવસટોસટના મામલામાં બ્રિટને હોડમાં સર્વસ્વ માંડ્યું છે. આખા દેશની સાડાચાર કરોડ પ્રજા યુદ્ધ જીતવા માટે, જર્મનીને હંફાવવા માટે, તૈયાર એકપગે ઊભી છે. અતિ ગંભીર અને કટોકટીના સમયમાં બ્રિટન આવી પડ્યું છે. પણ આ સમયે પણ બ્રિટન પોતાની હિંમત હાર્યું નથી. એ ઠેઠ સુધી લડવા માગે છે. એ યુદ્ધ હમણાં મૂકે તો જર્મનીનું એને ખંડિયું જેવું બનવું પડે. બ્રિટનની છેલ્લી ત્રણસો વરસની મહત્તા ઉપર પાણી ફરી વળે.

### જર્મની કેવી રીતે આક્રમણ કરશે ?

જર્મની પાસે હમણાં હવાઈ વિમાનોનું ભારે બળ છે. બ્રિટન કરતાં એની વિમાનો અને કાતીલ બોંબો બનાવવાની શક્તિ વધારે છે. તેથી જર્મની બ્રિટનના ઉપર વિમાનોનો હલ્લો કરે છે. ભવિષ્યમાં આ વિમાની આક્રમણો વધારે રૂપ પકડશે. બ્રિટનને આ હવાઈ આક્રમણોથી જર્મની અકળાવવા માગે છે. આની સામે બ્રિટને પોતાના વિમાનોના કાફલાનો મોટો વિકાસ કર્યો છે. ૩૧૭૦ વિમાનો ફ્રાન્સ માટે અમેરિકા ખાતે તૈયાર થતાં હતાં તે હવે બ્રિટન ખરીદશે. વળી એ દશહજાર વિમાનોનો બીજો કાફલો બે માસમાં તૈયાર કરવા માંગે છે. હમણાં બ્રિટન માટે એટલો કાફલો બસ છે. જર્મની અને બ્રિટન વચ્ચે હવે મોટાં અને ભારી બોંબો નાખનારાં વિમાનો બાંધવાની મોટી હરીફાઈ ચાલશે. જર્મની સાથે બ્રિટનને એ જ વિમાનોથી ભવિષ્યમાં મોટી લડાઇઓ થશે. જમીનનું જર્મનીનું સૈન્ય સાગર ઓળંગીને બ્રિટનમાં ઊતરી શકશે નહિ. કારણું કે બ્રિટિશ દરિયાઈ કાફલો જીવતો જાગતો બેઠો છે. જર્મની મોટી સંખ્યામાં સબમરીનો બાંધી એને હંફાવવા કોશેશો કરશે, પણ બ્રિટિશ સબમરીનોના શિકાર કરનાર બારકસો બાંધે છે. જર્મની વિમાનોથી છત્રી મારફતે સૈન્ય બ્રિટનમાં ઉતારશે. પરંતુ એવા દશવીશ હજારના સૈન્યથી બ્રિટનને હરકત પડે તેમ નથી, માત્ર હવાઈ આક્રમણોથી બચવા હજારો નવાં વિમાનો અને વિમાનધ્વંસી તોપોની એને જરૂર છે. બ્રિટનને સખત નુકસાન જરૂર થશે, એનો વેપાર રુંધાશે, છતાં એનાં સંસ્થાનો એને એક દિલે સહકાર આપતા હોવાથી બ્રિટનને ધીરજ આવી છે. ગ્રેટબ્રિટનને જમીન ઉપરના આક્રમણનો ભય થોડો છે: દરિયાઈ આક્રમણ પ્રસંગે એને પોતાના કાફલા ઉપર શ્રદ્ધા છે.

### બ્રિટન છેલ્લે પાટલે બેસે છે

મારવું કે મરવું એવો નિશ્ચય બ્રિટને કર્યો છે. જર્મનીના હાથમાં નવ દેશો આવવાથી એ ખૂબ મજબૂત બન્યું છે. લશ્કરી સાધન ઉત્પાદનની એની શક્તિ સાથે જ્વાળ-

હારીઓ પણ તેટલા જ પ્રમાણમાં વધી છે. બ્રિટન તદ્દન ખુવાર થાય ત્યાં સુધી લડવા માગે છે. જર્મની પોતાની લાંબી નાળની તોપોથી અને વિમાની બોંબોથી અનહદ નુકસાન કરશે. પરંતુ બ્રિટન તે સહી લેશે. જર્મની પાસે બીજાં કાંઈ આધુનિક શસ્ત્રો હવે સિલકમાં નહિ રહે તો બ્રિટન ટકી શકે એવાં સાધનો ધરાવે છે. જર્મનીને મોટો સવાલ પોતાના જીતેલા સામ્રાજ્યની ખોરાકી પોશાકી બાબતનો છે. અનાજ, કપાસ અને ભોજન સાધનો જ્યાં સુધી બ્રિટનનો ઘેરો લંબાશે ત્યાં સુધી જર્મનીને મળવાં મુશ્કેલ છે. પેટ્રોલ માટે પણ એનાં સાધનો લૂલાં છે. જેમ સમય જશે તેમ બ્રિટન વધારે મજબૂત બનશે. અમેરિકાએ પોતાનાં લડાયક સાધનો એને માટે ખુલ્લાં મૂક્યાં છે. જર્મની કેવી રીતે બીજાં રાજ્યોની પેઠે અંગ્રેજોને મહાત કરે છે તે જોવાનું છે. હિંદ માટે માત્ર ઇટાલીનાં વિમાનો એના આફ્રિકાના બંદર ઉપરથી આક્રમણ કરી શકે છે. આપણે ત્યાં એ આક્રમણોને અટકાવવાનો રસ્તો નથી, સાધનો પણ નથી. ઇટાલીનો હવાઈ કાફલો અતિ મજબૂત ગણાતો નથી. આપણી ધીરજની પણ કસોટી કરે એવો સમય આવે છે.

૨૧-૬-૪૦

# રૂઝવેલ્ટ અને મુસોલીનિ

[ તા. ૯ અને ૧૦-૬-૧૯૪૦ ]

બળવંતરાય ક. ઠાકોર

[ ઈટાલી સરમુખતિયાર મુસોલીનિએ હિટલર તર્ફથી ઈંગ્લાંદ ફ્રાન્સ સામે ઈટાલીને આ વિગ્રહમાં ઉતાર્યું અને તે વિષે પછી તુર્ત યુનાઈટેડ સ્ટેટસપ્રમુખ રૂઝવેલ્ટે વર્જીનિયા વિદ્યાપીઠ આગળ પ્રવચન કરતાં મુસોલીનિના આ કૃત્યનું ઘોર સ્વરૂપ ઉચિત શબ્દોમાં નિંદ્યું તે વિષે: જુવો એ બેના જાહેર અહેવાલો અને તે પછી બેત્રણ દિવસનાં વર્તમાનપત્રોમાં ફ્રાંસ ઈંગ્લાંદ અમેરિકા આદિ દેશોના જાણીતા આગેવાનોના ઉદ્‌ગારો વગેરે. ]

[ ઝૂલણા ]

આજ ગાદીપતી એક સતવાદિનૂં વેણુ ભીજાતણૂં નાક કાપે !
અમર ઇતિહાસને ચોપડે શોણિતજવાળ થૈ ને સદાકાળ થાપે !
"રે કૃતઘ્ની! ગુલામીથિ તૂં ઉદ્ધર્યો જેહ મિત્રદ્વયે લોહિ ખર્ચી,
પીઠમાં તેમની વેળ અણિની ગ્રહી, તૂં હુલાવે કટારી શિ તિર્છી !
ફટ્ મુસોલીનિ ફેસિસ્ટ ! તેં તો થુંકી નાઝિની ભૂંડિ દાઢી ય અર્ચી !"
એમ ઉચરી કિર્યો ફિરણુ શાબાશ તેં નગ્ન સચ્ચાઇનો ત્રસ્ત જગતે,
અમલ શ્રદ્ધાનિ ઉર ઉર પ્રકટાવતે જ્યોત,–જીઓ! જીઓ! રૂઝવેલ્ટ ! ૭

(૧) અમેરિકન પ્રમુખ સત્તામાં ભલભલા રાજાધિરાજોને ય ટપી જાય, માટે ગાદીપતિ. સત્તાધારી રાજપુરુષો ઘણુંખરૂં અત્યંત ખૂડા, અને અર્થઘન લાગે પણ હોય ઠાલા એવા, અને સવિનય ( પાર્લમેણ્ટરી ) શબ્દો જ વાપરવાને ટેવાયલા હોય છે, પણ આણે તો આ પ્રસંગે નગ્ન સત્ય જ પરખાવી દીધું; મુસોલીનિનું નાક જ કાપી લીધું. (૨) લાલચોળ લોહીની જવાળા જ હોય એવા વેણે મુ૦ને શાપ્યો, તે એ વેણુ ઇતિહાસને ચોપડે અમર રહેવાનું. (૩) મિત્રદ્વય: ફ્રાન્સ અને ઈંગ્લાંદ. તૂ અર્થાત તારો દેશ અને ત્હારી પ્રજા–ઇટાલી. (૪) હુલાવવું: પૂરેપૂરી ભોંકી દેવી. તિર્છી: વાંકી, કપટી. (૫) અર્ચી: પૂજા કરી, એ વક્રોક્તિ છે, થૂકીને (આ કાર્ય કરીને) એ દાઢી ગલીચ અને સૂગ આવે એવી હતી જ તેને વધારે જુગુપ્સાર્હ બનાવી; ત્હારૂં આ કૃત્ય (ત્હારૂં આ ઉચ્ચારણ) તો નાઝીઓને ય નીચું જોવડાવે એવું. (૬) કિર્યો: પ્રસાર્યો. ત્રસ્ત: ભયભીત, કાંપી ઉઠેલ. (૭) અમલ: અત્યંત વિમલ. પ્રકટાવતે પ્રકટાવતા તેં. ગાતાં લલકારતાં ઓ ઓ રૂ એ પ્રત્યેક ગુરુને ત્રણ માત્રાનો (પ્લુત) ગવાશે તો પણ છંદોદોલનને બાધ નહીં આવે, અને અર્થને તો વિશેષ અનુકૂલ જણાશે. બ.

# ફ્લાણ્ડર્સનું યુદ્ધ

બળવંતરાય ક. ઠાકોર

[ ૨૮મી મે મંગળવારે મળસ્કે ચાર વાગે બેલ્જિયમ રાજા લિયોપોલ્ડ પોતાના ત્રણચાર લાખના લશ્કર સાથે શત્રુ હિટલરને શરણે ગયો, ત્યારથી વધારે હત્યારૂં બની ગયેલું આ ફ્લાણ્ડર્સનું યુદ્ધ તા. ૫મી જૂન બુધવારે સાંઝે પૂરૂં થયું. બંને બાજુના જબરાં જર્મન લશ્કર વચ્ચે આવી ગયેલ ઇંગ્રેજ-ફ્રેંચ સેનામાંથી સાડાત્રણ લાખથી વધારે માણસ ડન્કર્ક બંદરે પ્હોંચી ત્યાંથી ઇંગ્લાંદ એમ ઉગરવામાં ફાવ્યાં, જો કે એ આખો પ્રદેશ એમના જવાથી જર્મનીના હાથમાં સળંગ આવી ગયો, એટલો જર્મનીનો વિજય પણ થયો. આ અતિહત્યારા નવ વાસર દરમિયાન, તાર, વાયરલેસ, ફ્રેંચ બેલ્જિયન બ્રિટિશ મુખ્યમંત્રીઓ, અને બીજા યુરોપીયન અમેરિકન અગ્રણીઓનાં ભાષણો અને વ્યોમકથનો, યુરોપ અમેરિકાનાં પ્રતિષ્ઠિત છાપાંઓની ટીકાઓ વગેરે વગેરે ઉપરથી, આ બાર કડી રચાઈ છે. એની ઉપર આ સાથે આપવામાં આવતું ટિપ્પણ કદાચ લાંબું લાગે, તો તે વિષે આટલું જ કે તેમાં બેત્રણ બાબત એવી સ્પર્શવી પડેલી છે, કે તે ઉપર આ કરતાં દશગણી સમજુતી પણ આપણા દેશમાં તો ઘણા ઘણાને માટે અપૂરતી પડે. ૭ ૭ પંક્તિએ કડી બાંધી છે તેમાંની ત્રણ ત્રણ ખંડિત પંક્તિઓ છે, તથાપિ છંદનું આન્દોલન ઝૂલણાનું જ છે. એક કડીમાં બે પંક્તિ વધારે છે. ]

૧

ધરણિ થર થર ધ્રુજાવંત રે હિટલરા !
માંસશોણિતદધી સર્જતો વર્ષિને, દૈત્ય, દિગ્વ્યાપિ હિંસાગબારા !
પ્રહર પ્રહરે નગર પ્રૌઢ તૂં ત્રોડતો !
પક્ષ પક્ષે નવાં રાષ્ટ્ર તૂં રોળતો !
કોટકિલ્લા ન સેના ન રે કાફલા, દૈત્ય, રોધી શકે તુજ ધસારા !
અસ્ત્રશસ્ત્રે પ્રપંચે જુઠાણે છળે ધૂર્ત્ત દાવે જગત ભેળનારા !

૨

'બ્લિટ્ઝ'-રા જંગ તુજ વીજ શા, હિટલરા !
બ્લિટ્ઝરી વાઢ તુજ, કોડ તુજ આસુરી, દૈત્ય, લક્ષે ન આવ્યા અમારા !
લઘુક રાષ્ટ્રો તહોને ભરોસે રહ્યાં,
પ્રૌઢ નિજ નિજ વહેણે પ્રમાદે વહ્યાં;

---

૧ (૧) હિટલરને દૈત્ય અને મહાદૈત્ય અને આસુરી કોડવાળો કહ્યો છે, એટલે એને સંબોધન માટે તુચ્છકાર અને અપમાનસૂચક રૂપ વાપર્યું છે. (૨) દધીઃ ઉદધિ. (૪) પક્ષઃ પખવાડિયું.

૨ (૧) Blitz—krieg બ્લિટ્ઝ-ક્રાઇગઃ વીજળી-વિગ્રહ; વીજળીના ( વીજળિયા ) વેગવાળી લડાઇ. ०રા ०રી ६ठी વિભક્તિનો પ્રત્યય. (૨) વાઢઃ વૃદ્ધિ. (૩) તહઃ કોલકરારો.

ત્યાં રચી ગુપ્ત ભડ અસ્ત્રશસ્ત્રો પ્રપંચો અને પેતરા, દૈત્ય, લ્હારા
ઉત્પત્યો, ને હતો હેતુ તુજ ભૂવિજય, તે ન ભૂ કળિ શકી વ્યગ્રતારા.

૩

આસ્ટ્રિયા ઝેક પોલાંદ તૂં હિટલરા
ભાંગતાં વીજઝડપે, રચંતાં વળી ગુપ્ત તૂં સોવિયટ શું કબાલા,
આંખ ફાડી યુગલ રણુ ચડી આવિયા,
બંધુ જૂના પરસ્પર ફરી ભાવિયા,
સ્કંધ સ્કંધે ડગે ડગ મિલાવી રચ્યા મોરચા ભૂમિદરિયે સફાળા,
ભીંસ દિગ્વ્યાપિ તૂંને કચરવા પ્રયોજી નવે ખંડ જ્યાં જ્યાં સિમાડા.

૪

કપટ તુજ ભેદ તુજ ગજબ રે હિટલરા!
અર્ધ પોલાંદ આખો ય બાલ્ટીક દૈ દીધ તેં સોવિયટને ધુતારા!
ફીન પર સોવિયટને ચડાવ્યો વળી,
નોરવે સ્વીડને રજ ન બાજી કળી,

---

(૬) ઉત્પત્યોઃ કુદી પડ્યો. એના સામર્થ્યમાં એયરોપ્લેનોનું અસ્ત્ર મુખ્ય, એટલે રાક્ષસ પેઠે આકાશમાંથી ઘા વર્ષાવવા લાગ્યો એ પણ સૂચિત છે. તારાઃ આંખની કીકી; વ્યગ્રતારાઃ વ્યગ્રનયના.

૩ (૧) ઝેકોસ્લોવેકિયા. (૨) કબાલાઃ અન્યોન્ય લેવડદેવડના ગુપ્ત કોલકરાર. (૪) જૂના બંધુઃ ઈંગ્લાંદ અને ફ્રાન્સઃ આગલા વિગ્રહના આરંભ પ્હેલાંથી તે આવવાનો જ એમ ચોક્કસ જાણીને આત્મરક્ષાને માટે બેયે બાંધેલી દૃઢ મૈત્રી, બંનેએ તે પછી આજલગી એકસરખી નિભાવી છે. (૫) સફાળાઃ એકદમ, પેટમાં ફાળ પડતાં માણુસ પૂરેપૂરી ઝડપ વાપરે તેમ, એ અર્થ પણ સૂચિત. (૬) ભીંસઃ ઇકોનોમિક બ્લોકેડઃ શત્રુ પોતાને જરૂરની ચીજોની આયાત કરી ન શકે એવી ગોઠવણો. નવેખંડઃ આખી પૃથ્વી; લગભગ દરેક રાષ્ટ્રની સરહદો ઉપર.

૪ (૨) સોવિયટઃ રશિયા, જેનો કુલમુખ્તિયાર સ્ટેલિન. ધુતારાઃ જેને ઉપરથી ખૂબ મિત્રભાવ દેખાડે તેને પણ છેતરવાની દાનત. હું ઈંગ્લાંદ ફ્રાન્સને નમાવીશ અને એમ પૃથ્વીનો વિજેતા નહીં તોય પૃથ્વીનો સૌથી પ્રબળ સરમુખ્તિયાર બનીશ, પછી આમાંથી જે કંઈ મ્હને પાછું જોઈતું જ હશે, તે સ્ટેલિનના શા ભાર કે મ્હને ના આપે!–એ હિટલરની તો પ્રથમથી ગણુતરી વા બાજી, એમ ધુતારા શબ્દ સૂચવે છે. સ્ટેલિન પણ કાચી મૂર્તિ નહીં; એની ગણુતરી આવી કે એ બધું તો આગળપર જેવું નીવડશે તેવા તેના ઉપાય પણ યોજીશું; હાલ તો એની ગરજે જ આપે છે. તો લઈ લેવામાં શો બાધ. સ્વાર્થી મિત્રતા આમ ધુતારી જ હોય. (૩) ફીનઃ ફિન્લાંદની પ્રજા. (૪) પછી અમારો શિકાર થવાનો એ કંઈ નોર્વેસ્વીડન સમજ્યાં જ નહીં. ફીનોની કુમકે ઈંગ્લાંદ ફ્રાન્સે સેના તૈયાર કરી તે એમના પ્રદેશમાંથી જ જઈ શકે, તો તેની રજા સુદ્ધાં આપી નથી. ફિન્લાંદ પછી આપણો વારો આવશે જ એવી દીર્ઘદૃષ્ટિ એમને થઈ હોત, તો તેઓ ઈન્ફ્રાન્ને પરવાનગી

અલગ ઊભાં, અકેલો જ ઝઘડ્યો, રચ્યો વીરની ફ્રીન મંદારમાળા !
–અતિઅસમ વિગ્રહે પણ પરાક્રમ કશાં ! ભગ્નદિલ ક્રમભર્યાં ઓશિયાળાં !

૫

ઊકળ્યો ફ્રીન કે ઉત્પત્યો હિટલરા !
ડેન ને સ્વીડને ભોળવી ઑસલો ગળિ ગયો,—છળક્વલ, હીચકારા !
નૉરવે એમ લૂલૂં કરી નાખિને
વાયુમથકો દબાવી જુઠાં ભાખિને,
વ્યસ્ત મોહાર્ત્ત લોકે અહીં ત્યાં ફગાવ્યા, અરે અધમ, પાવકગણારા !
મિત્રરાષ્ટ્રોનું લશ્કર બન્યૂં તેટલૂં એમ લિધ ખેંચિ નૉર્વેસુઝારા !

૬

ફાવતાં દાવ એ, એથિ યે હિટલરા
કારમો આસુરી પાશ ફેંકી કરે ઘાવ પર ઘાવ તૂં પૂર્ણ જોરે,
ડચ્ચ બેલ્જિયન પર ત્હારું વિજળીસમર,
—માર ! બે માર ! ના શ્વાસ હેઠો ય પળ !–
એમ ગજવી ગજબ પક્ષ એકે હણે અર્ધ વસતી ગટોત્કચક તોરે !
ને લિયોપોલ્ડ દિગ્મૂઢ ચરણે નમી આજ “ ત્રાહિ પ્રભો !” બોલ બોલે !

---

આપત એટલું જ નહીં, જાતે ચાહીને તેમને ન્હોતરત. (૫) ગ્રીનલોકે અસાધારણ વીરત્વ ઝળકાવ્યું. મંદાર ફુલ સ્વર્ગનું છે. દુષ્યંતે ઇંદ્રના આમંત્રણથી તેની કુમકે જઈ દાનવોને હરાવવામાં એટલું વીરત્વ દેખાડેલું કે સ્વર્ગપતિ ઇંદ્રે તેને મંદાર પુષ્પોની માલા પ્હેરાવવાનું બહુમાન કર્યું એમ કાલિદાસ વર્ણવે છે. પ્રાચીન ગ્રીક પ્રજા શ્રેષ્ઠ નીવડતા યોદ્ધાઓનું લોરલનાં પાંદડાના મુકુટથી સન્માન કરતી. (૬) અસમ : અસમાન, અતિકાય ભીમ સામે વામન બાથંબાથી કરે એવી લડાઈમાં પરાક્રમોનું લેખૂં જ ન હોય. ગમે તેટલાં ઉત્કૃષ્ટ પરાક્રમો ય એળે જવાનાં. ક્રમ: ડગલાં. ઓશિયાળાં: ઓશિયાળી ( તાબેદારીની ) સ્થિતિ કાયમને માટે સ્વીકારી લેવાના કોલકરાર ઉપર કાંડાં કાપી આપવાં પડ્યાં.

૫ (૨) ડેન: ડેન્માર્કની પ્રજા; સ્વીડ: સ્વીડનની પ્રજા. ઑસ્લો, નૉર્વેની રાજધાનિ. હે હીચકારા, એ તો છળનો કોળિયો ! (૪) વાયુમથક: એયરોડ્રોમ. કેટલાંક થાનકોના અધિકારીને જૂઠા હુકમો પણ મોકલેલા. (૫) તુટેલી માળાના મણકાની જેમ વેરાઈ પડેલી પ્રજા. મોહાર્ત્ત: આ શૂં બની રહ્યું છે તે એકબે દિવસ લગી તો સમઝણ જ પડી નહીં, એવી દિઙ્મૂઢ બનેલી પ્રજા. (૬) મિત્રરાજ્યો પોતાથી બને તેટલું બધૂં જ લશ્કર ભસેને મોકલે. આ પછી આપણે એમના ઉપર જ પડવું છે તે સમયે એટલા તો એ નિર્બળ ! – આ પણ હિ૦નો પેચ ખરો. સુઝારા : અંત્ય આ પ્રાસ માટે.

૬ (૩) હોલાંડ અને બેલ્જિયમની પ્રજાઓ. (૪) એ ‘ વિજળી સમર’ના અતિવેગ અને આસુરી ઘાતકતાનું બને તેટલા મિતાક્ષરમાં વર્ણન કરવાનો આ પંક્તિ પ્રયત્ન છે. (૫) ગટોત્કચ-ક: ૦ક ૬ઠી વિભક્તિનો પ્રત્યય. તોર: (૧) રીત, (૨) ગુમાન ( પ્રમાણ મરાઠી શબ્દ ) બેય અર્થ લેવા. (૬) લિયોપોલ્ડ: બેલ્જિયમનો ( હિટલરને શરણે ગયો તે પળ લગીનો ) રાજા, વીર આલ્બર્ટ પછી ગાદીએ આવેલો એનો નબળો પુત્ર.

૭

લક્ષ ત્રણચાર સેને નમ્યૂં, હિટલરા.
અક્ષિ તુજ આગળે રે દિવાસ્વપ્ન શાં રેખ પર રેખ ચળકંત આજે !
"બેલ્જિયન સેનસંપત્તિ આજે જ જો,
ફ્રેન્ચ કાલે અગર ચાર દિવસે જ તો,
તે પછી સવ નિર્વિઘ્ન ટોચે ચડી મુજ સિતારો ન શૂં પૂર્ણ રાજે ?
–શત્રુ સૌથી વડો, નીચ સૌથી બુરો, તે ય યાચે મ્હને કેમ ના જે ? "

૮

સમરસંદેશ ત્યાં ટકટકે, હિટલરા.
'વાટ આ ભાંગિ!' 'આ રેલ તૂટી ! ' 'જડ્યાં પ્લેન આ !' 'તેલ અંહિં ખૂટવામાં!'
' સૈન્ય અધલખ ગયૂં !' 'ટેન્ક આખોટકચાં !'
' મોખરા સકલ ત્રાડે–"નવી કુમક ક્યાં ? " '
'હાં ન પાણી !' 'ખુટ્યૂં અન્ન ' અંહિં ! 'દારૂગોળા ન સેના ય પુરતી અંહીંયાં !'
" મોકલૂં મોકલૂં ! " દૈત્ય કહે, "દશગણાં! સોગણાં ચે હું હોમૂં પલકમાં !
આ ત્રિમાસે જ ઇંગ્લાંડ ને ફ્રાન્સ રગદોળિ કરવાં ફના, જો નમે ના,
અષ્ટ રાષ્ટ્રો મ્હને સેવતા કિંકરો !–આ વડા બે ય બેવડ કરૂં હા !

૭ (૧) બેલ્જિયમનું લશ્કર તો ૭ લાખ કે વધારે, તેમાંથી જેટલાને ( મુખ્ય મંત્રીના સામા હુકમ પ્હેલાં ) રાજાના તાબે થઇ જવાનો હુકમ મળેલો તે ત્રણચાર લાખ. આવા મહાવિજયથી હિ૦ હરખઘેલો બન્યો હશે, ઉઘાડી આંખે સ્વપ્નાં પણ જોવા લાગેલો હોવો જોઈએ, એવી કલ્પના ઉપરથી છેલ્લી ચાર લીટી એ દિવાસ્વપ્નો વર્ણવે છે. (૫) સિતારોઃ મહદ્‌ભાગ્યનો ગ્રહ (૬) ઈંગ્લાંદ.

૮ (૧) ટકટકવુંઃ તાર અને વાયરલેસના સંદેશા મળે છે તેમ મળવું. શત્રુસેનાઓ મોખરા ઉપર તેમ પાછળ આપણને કેટલા તો હંફાવી રહ્યા છે તેનાં આ વાસ્તવિક અવાજોમાં દિવાસ્વપ્નાં સંતાઈ જાય છે. (૩) શત્રુએ ઘાણ કહાડયો; એક સાથે અધલાખનોઃ ટેન્ક tank. (૪) જર્મન ધસારાના મોખરાઓ. ત્રાડેઃ પોકાર કરી ઊઠે છે, માગતાં અટકતા જ નથી, ખૂબ અધીર થઈ ગયા છે. (૭) એની ઘણા કાળથી સેવેલી અભિલાષા અહીં આવેશમાં એ મોટેથી બોલી જાય છે. ત્રિમાસેઃ આવતો શિયાળો જામે તે પ્હેલાં જ. નમેઃ એટલે કે–મ્હને. (૮) ત્રીજી કડીમાંના ત્રણ, ઉપરાંત સ્વીડન, હોલાંદ, નોર્વે, ડેન્માર્ક, બેલ્જિયમ, એમ આઠ. નવમા લ્યૂક્સમ્બર્ગને –તે એટલૂં તો ન્હાનું કે–ભૂલી જાય છે. અને ઇટાલી ' કિંકર ' નહીં; જેવો સ્ટેલિન તેવો મુસોલીનિ ય મિત્ર. અને બંને કેટલાંક ન્હાનાં કે ઓછાં બળવાળાં રાષ્ટ્રોને નમાવી પોતાના કિંકર બનાવી બેઠેલાં ' મહારાજ્ય ' અભિધાનને લાયક. આ બે વડાને પણ " બેવડ " કરૂં, બેવડવાળી ભાંગી નાંખું, શૂં સમઝે છ એ ગુમાનીઓ !

૯

ધૂર્ત પાશે ફસાતા જનો હિટલરા

મરણિયા વીર મદમત્ત મયગલ જથા દશગણાને ય ભારે પડે છે;

મારતાં ને મરંતાં વળી કૈંકની

ચક્ષુ દૈવી પ્રકાશે સમુજ્જ્વલ બની

કીર્તિ સત્તા સમૃદ્ધી મહત્તા હરીફાઈઓ ને મદોથી છુટે છે,

ક્રોધ ને વેરનાં ઝેર કાતિલ પુરાણાં તણાં શમન ઝંખી રહે છે.

૧૦

ગત મહા વિગ્રહે યે કંઇક હિટલરા,

સૈનિકો સર્વ સેના વિષે પાકિયા, સ્વાર્થ જડનો જ જે પાર પામ્યા,

વીતરાગી મહામોહજિત એ જનો

સૈનિકો તો ય કવિ ફિલ્સુફો શમ-ધનો,

ફ્રેંચ, શાર્મણ્ય, ઈંગ્રેજ, કૉલોનિયલ, બેલ્જિયન, તુર્ક, સર્વે પ્રજામાં

ઝઘડતાં સામસામે ય એ નર બન્યા સકલજનતાકુટુમ્બી હૃદયમાં.

૧૧

એ જ ભાવે શમ્યો કેર એ, હિટલરા.

કિંતુ પછિ સંધિનાં લખત જ્યાં યૂરપે રાજપુરુષો કને ચીતરાવ્યાં,

ત્યાં અહહ વેર ને રોષનાં ઝેર એ

જીર્ણ તે અધિક સપરાણુ ફરિ ઊભરે !....

---

૯ આગલી કડીમાં હિટલરને રણક્ષેત્રથી સંદેશાઓ મળતા રહે છે તે આપ્યા છે. તે પ્રમાણે ઘેરાઈ ગયેલ ઈંગ્રેજ ફ્રેંચ લશ્કરે અસાધારણ જોર કેમ બતાવેલું તેનું એક કારણ અહીં આપ્યું છે. (૨) મયગલઃ હાથી. કૃતિનો સુર આખો ય અહીંથી અંત લગી એક સરખો ગંભીર અને સિદ્ધાન્તવાદી છે; માત્ર વર્તમાનના વર્ણનનો ભાગ પૂરો થયો. (૪) દૈવીઃ લોકોત્તર, અતિવિરલ અધિકારી પુરુષોને જ પ્રાપ્ય. (૫) સત્તા આદિના મદોથી અને તે કારણે માણસોમાં અન્યોન્ય ખૂબ ફેલાતી હરીફાઇઓથી મુક્ત બને છે.

૧૦ (૨) સ્વાર્થી જડતાનો, જડ સ્વાર્થનો. (૩) મહામોહઃ પેટ્રિયટિઝમ (પ્રજારિમતા), પોતાના રાજા, રાજકુલ, રાષ્ટ્ર, પોતાની રાષ્ટ્રીય વ્યવસ્થા, સંસ્કૃતિ, લોહીવિશુદ્ધિ (દા. ત. આર્યત્વ), ધર્મમાં પોતાના પંથ,—એવા કોઈ સમૂહવ્યાપિ અમૂર્ત સત્ત્વ વિષે અત્યંત અભિમાન, તે આપણા સમયના ખાસ મહામોહ છે. આવાં અભિમાન અતિ પર જતાં માણસને વિવેકહીન બનાવે છે. સત્ય, ન્યાય, માનવતા, મૈત્રીસંબંધ કે જૂના ઉપકારો માટે આદર, કશું જ ને લેખવનો નથી, બધાનો જ એ પોતાના અતિપર ગયેલા મોહને ભોગ આપવા તૈયાર બની જાય છે. (૪) શમ: આત્મસંયમ, જેઓની શ્રેષ્ઠ મતા. (૫) શાર્મણ્યઃ જર્મન. (૬) આખી માણસજાતિ એક જ કુટુંબ હોય, એવો સારી જનતા ઉપર સક્રિય પ્રેમ.

૧૧ યુનાઈટેડ સ્ટેટસ પ્રમુખ વિલ્સનના ચૌદ સિદ્ધાન્તો, અને મુખ્યત્વે દરેક પ્રજાને

એમ વિષબીજ રોપ્યાં ફરીને બાધાં, ને નવાં યે કંઈક ત્યાં વવાયાં,
તે તણો ફાલ લણિ હિટલરા, આજ તેં તાહરાં બ્લિટ્ઝ સમરો ગજાવ્યાં.

૧૨

ભારતી યુદ્ધ પછિ યાદવી, હિટલરા;
તે પછી પાંડવી સંસ્કૃતિપ્રલય, બાર્બર તિમિરકાળ પાશવ જિવનનો.
—એહ ક્રમથી યુરપ આ સમે ઉગરતો
જો, મહાદૈત્ય, તુજ કાળ એ નિવડતો,
ને પછી ભદ્ર નિજ રાજપુરુષો પરે શક મહોજસ્વિ બેસાડી શકતો
સ્વાર્થિ સ્વામિત્વ સંપત્તિત્યાગી જગદ્બંધુતા કેરિ સદ્ભાવનાનો.



આત્મનિર્ણયનો હક્ક મળશે એ વિજેતાઓના વચનથી જ એ મહાવિગ્રહ શમ્યો. (૪) સપરાણુ: પ્રબળ. ઊભરે: ઐતિહાસિક વર્તમાન કાલ. (૫) નવાં: દાખલા તરીકે સ્થાયી અલ્પમતિવાળા સંઘો જે જે રાષ્ટ્રમાં રહ્યા, તે તે રાષ્ટ્રના સ્થાયી બહુમતિવાળા સંઘોના તેઓ દ્વેષી અને પ્રતિનિવિષ્ટ વિરોધી બન્યા.

૧૨ (૧) યાદવી: મહાભારતના યુદ્ધ પછી 'જાદવાસ્થલી'—યાદવો પરસ્પર લડીને કપાઈ મુવા એ કેર વર્ત્યો. (૨) બાર્બર=બાર્બેરિયન. બંગાળી મરાઠી હિંદીએ ઇંગ્રેજી (મૂલ પ્રાચીન ગ્રીક) શબ્દને આ રૂપમાં અપનાવ્યો જણાય છે, તો આપણે ય ગુજરાતીમાં તેને શા માટે ન વાપરવો? પાશવ જીવન: પશુની જેમ ખાનપાન મેળવવાની અને શત્રુઓ તથા ઋતુઓથી બચવાની ચિંતામાં જ બધો વખત જાય, આખું જીવન હોમવું પડે, જ્ઞાનનો કશો પણ પ્રકાશ મેળવાય-ફેલાવાય નહીં; એવો કાળ: Dark Ages. (૩) ક્રમ: ડગલાં; અવશ્ય આવનાર ભાવિ. (૪) કાળ: જમ. (૫–૬) અન્વય–સ્વાર્થપરાયણ સત્તા અને સ્વાર્થપરાયણ સંપત્તિને અગ્રાહ્ય ગણતી આખી જનતા આપણા બંધુ એવી સદ્ભાવનાનો મહાપ્રતાપી શક જો [illegible] પોતાના રાજપુરુષો ઉપર બેસાડી શકશે તો જ આ વખતે તેઓ એવો સંધિ ઘડી [illegible] ઉપલાં ક્રમે અનિવાર્ય [illegible] અધઃપાતમાંથી યુરોપને અને હાલની માનવ[illegible] શકશે: ન અન્યથા. ઇતિ [illegible].

૭૦

# વૃત્તચર્ચા

રા૦ વિ૦ પાઠક

કેટલાંક વરસ ઉપર સિદ્ધપુર ગયો હતો ત્યાં એક અફીણીને કેટલાક છંદ બોલતો સાંભળ્યો. એ છંદ કુંડળિયાનો નવો, મને અપરિચિત, પ્રકાર જણાવાથી નીચે આપું છું. મેં ત્રણ કડીઓ લખી લીધી હતી. તે ત્રણેયમાં ભાષાદોષ હશે કારણકે ભાષા આપણી બોલાતી ગુજરાતી નથી, તેમાં મારવાડીનું મિશ્રણ છે, અને બોલનાર સ્પષ્ટ બોલી શકતો નહોતો. પણ ભાષાની અશુદ્ધિ છતાં પહેલી સિવાયની બે કડીઓમાંથી પદ્યરચનાનું સ્વરૂપ બરાબર જણાય છે માટે તે બે કડીઓ નીચે આપું છું. કાવ્ય કોઈ કેશરા નામના કવિનું કરેલું જણાય છે.

કેશરા કહુધી માનવી જંખૂકી[1] ગત જોય,
પહોરે પહોરે રેણુરે દિયે ટહૂકા દોય;
દિયે ટહૂકા દોય ગળંતી રત્તિયાં,
ભજ્યા નહીં ભગવાન કરી મન ખત્તિયાં,
બેઠા તાકે લખ્ખ બજારે બારણે,
સાંયે કિધા શિયાળ કમાઈ કારણે.

કયૂં બોલ્યો રે કૂકડા બડી ફજર કી વાર,
ચેત અચેતાં માણસાં કોઈ સમરો કિરતાર.
કોઈ સમરો કિરતાર વિહાણી રત્તડી,
જોને ખૂટે કાળ ભજનરી છે ઘડી,
ચલણો આજ કે કાલ વિહાણો દૂકડો
કેશર હર ચેતાર કહે એમ કૂકડો.

આપણા પિંગળના પરિચિત કુંડળિયાની પેઠે આમાં પહેલી બે પંક્તિ દોહરાની છે. અને કુંડળિયાની પેઠે જ એ દોહરાની છેલ્લી પંક્તિને ઉલટાવીને જ આ કુંડળિયો પણ કરેલો છે. પણ સાધારણ કુંડળિયામાં એ દોહરા પછી કાવ્ય અથવા રોળા છંદ આવે છે, જે ૨૪ માત્રાનો છે; અહીં રોળાને બદલે ૨૧ માત્રાનો પ્લવંગમ આવે છે. રોળા અને પ્લવંગમ બન્ને મધ્યયતિ સુધી સરખા જ ચાલે છે, યતિ પછીના ખંડમાં પ્લવંગમ ટુંકાય છે એટલો જ ફેર છે. આ કેશરાના કુંડળિયામાં બીજો ફેર એ છે કે આપણા કુંડળિયામાં કાવ્યના ચોથા ચરણમાં કુંડળિયાના પ્રારંભની (એટલે કે દૂહાની) પહેલી પંક્તિ પાછી આવે છે. એમ આ કુંડળિયામાં નથી થતું. તેનું કારણ પણ સ્પષ્ટ છે. રોળાનો છેલ્લો ખંડ ૧૩ માત્રાનો છે, દોહરાનો પહેલો ખંડ પણ ૧૩ માત્રાનો છે, એટલે એક

૧ જંબુકી ( =શિયાળની ) જણાય છે.




**નિશીથ**:–લેખક: શ્રી. ઉમાશંકર જોશી. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય બે રૂપિયા.

શ્રી. ઉમાશંકરના આ નવા કાવ્યસંગ્રહનું નામ તેમાંનાં પહેલાં કાવ્ય પરથી રાખેલું છે. મધ્યરાત્રિને માટે 'નિશીથ' એ નરજાતિનો શબ્દ છે. આ કાવ્યમાં એ રાત્રિના દેવને કવિ સંબોધે છે. આરંભમાં જ કવિ નટરાજ નિશીથનું ભવ્ય ચિત્ર દોરે છે:

" નિશીથ હે! નર્તક રુદ્રરમ્ય!
સ્વર્ગંગનો સોહત હાર કંઠે,
કરાલ ઝંઝા ડમરૂ બજે કરે,
પીછાં શીર્ષે ઝૂમતા ધૂમકેતુ,
તેજોમેઘોની ઉડે દૂર પામરી,
હે સૃષ્ટિપાટે નટરાજ ભવ્ય!"

પ્રતિક્ષણે ફર્યા કરતી પૃથ્વી પર પાર્થ માંડી દૂરના તારાગણો સાથે તાળી લેતા, બ્રહ્માંડગોળે બે બાહુ વીંઝી રહેતા આ મહાનટનું ચિત્ર, શ્રી. ઉમાશંકરની કલ્પનાશક્તિનું સમર્થ સર્જન છે. વેદમાં જેમ સૂર્ય, ઇન્દ્ર, વરુણ, અગ્નિ વગેરે દેવોનાં સ્તોત્રો છે, તેવી રીતે રાત્રિના દેવનું આ સ્તોત્ર તેને અનુરૂપ ગાંભીર્યથી કવિએ રચ્યું છે. આકાશની નક્ષત્રસમૃદ્ધિનું તેમાં સુંદર વર્ણન આવે છે. નિહારિકાના સલિલે પ્રોક્ષનારો નિશીથ અગસ્ત્ય, મૃગ, વ્યાધ, સપ્તર્ષિ, ધ્રુવ, પુનર્વસુ, દેવયાની વગેરે નક્ષત્રો સાથે ઘૂમી રહે છે. માનવોની મનોભૂમિકામાં સ્વપ્નોનાં બી વાવતા નિશીથને કવિ પ્રશ્ન પૂછે છે:

"મારા દેશે શાશ્વતી શર્વરી શા
નિદ્રાઘેરાં લોચનો લોકકેરાં,
મૂર્છાછાયાં ભોળુડાં લોકહૈયાં:
તે સર્વ ત્વન્નીરવ નૃત્યતાલે
ન જાગશે ઘેનટ હે વિરાટ?"

અને પછી—

" મારે ચિત્તે મૃત્યુઘેરી તમિસ્રા
રક્તસ્રોતે દાસ્યદુર્ભેદ્ય તંદ્રા
પદપ્રપાતે તવ. હે મહાનટ,
ન તૂટશે શું ઉરના વિષાદ, એ?"

આ કાવ્યમાં કવિની કલ્પના સમસ્ત વ્યોમમંડળના વિસ્તારમાં ઘૂમી વળે છે. પ્રબળ ઊર્મિને વ્યક્ત કરવામાં અનુકૂળ એવી ગૌરવાન્વિત ભાષા, * "શ્રી ભગવદ્ગીતા જેટલી પ્રાચીન" અને "મધ્યમ અધિકારી વાચકને પણ સહ્યગ્રાહ્ય" એવી મિશ્રછંદની રચના, અપૂર્વ વર્ણમાધુર્ય વગેરેને લીધે ભવ્યતાને સ્પર્શવાના તરુણ કવિના સબળ પ્રયત્ન તરીકે અવિસ્મરણીય બને તેવું છે.

'વિરાટ પ્રણય' નામના ૨૮૫ પંક્તિના પૃથ્વી અને અનુષ્ટુપ છંદમાં લખાયેલાં લાંબા કાવ્યમાં કવિએ સમસ્ત માનવજાતિના વિકાસનો ઇતિહાસ ગૂંથ્યો છે. અને "નિરંતર રટી રહું શિવભવિષ્ય તારું પ્રિયે" એમ કહીને પોતાનો માનવપ્રેમ ગાયો છે. 'વણઝાર' કાવ્યમાં કવિએ મનુવંશ, આર્યો, મુગલો, આરબો, ઇઝરાઇલિ લોકો, ગુર્જરો, પિલ્ગ્રીમ ફાધર્સ, રશિયાના ક્રાન્તિકારીઓ વગેરે જગતના સમર્થ ઇતિહાસસ્રષ્ટાઓની પુરુષાર્થગાથા ગૂંથી છે. 'વર્ષે વર્ષે', 'જન્મદિને,' 'પિતાનાં ફૂલ,' 'મૃત્યુને,' '૬ સદાયનો,' 'થુવેર કાંટા,' 'વૃદ્ધનું સ્મિત' વગેરે ઉત્તમ ચિંતનાત્મક કાવ્યો તરીકે સ્થાન પામે તેવાં છે. ભદ્રલોકની ચૂસ ખુરશીમાં રહી આલાપનાર કહેવાતા સમાજવાદી પરંતુ કાવ્ય 'લૂલા-આંધળાની નવી વાત' સરસ કટાક્ષકાવ્ય છે. 'અન્નબ્રહ્મને' એ કાવ્યમાં વૈદિક શબ્દાવલિ, પ્રાચીન છંદ વગેરેનો પૂરો આડંબર હોવા છતાં અને સમાજવાદી દૃષ્ટિબિંદુથી તેનો અંત લાવવા છતાં વિષયની મૂળભૂત સામાન્યતાને લીધે એ કાવ્ય અનાકર્ષક રહ્યું છે.

શ્રમજીવીઓ તરફ સમભાવ પ્રગટ કરતાં, સામાન્ય જ ગણવા પડે તેવાં 'ગુંદર વીણનાર,' 'વાંસળી વેચનારો,' જુસ્સાભર્યું કાવ્ય 'પાંચાલી,' પ્રેમલીલામાં મસ્ત યુવક-યુવતીના ચિત્રવાળું સુરેખ કાવ્ય 'કબુતર,' સુગેય 'સાબરનો, ગોઠિયો,' ટૂંકું પણ મનોરમ 'બે જણ', વૃદ્ધની આંખમાંની ચમક જોઈ પાછળની યુવતી વિશે કવિ જેમાં કલ્પના કરે છે તે 'લોકલમાં', વગેરે આ સંગ્રહમાંનાં હળવાં પ્રસંગકાવ્યો છે. 'એક તરતું ફૂલ' નવા નવા પલટા લેતી મૃદુલ વિચારપરંપરાને લીધે સુંદર બન્યું છે. 'બૅન્ક પાસેનું ઝાડ' કે 'સીમાડાના પથ્થર પર'માં કવિને તેટલી સફળતા નથી મળી, કારણકે લંબાણને લીધે તેમાં કાવ્યરચના શિથિલ બની જાય છે.

બૅન્ક પાસેનું ઝાડ, સીમાડાના પથ્થર, સત્ય શોધતો વૈજ્ઞાનિક, વણઝાર, સહરા વગેરે ઉપરનાં કાવ્યોમાં કાવ્યવિષયો બને છે તેમ ગેય ગીતોમાં પણ શ્રી. ઉમાશંકરે નવા જ ભાવો ગાયા છે. આત્માના સૂક્ષ્મ સંવેદનો નિરૂપતાં 'ગીત ગોત્યું ગોત્યું', 'નવાં નવાણ' કે 'માઝમ રાત', જીવન સફરની મસ્તી બતાવતું સુગેય 'દૂર શું? નજીક શું?' તથા 'રખડુનું ગીત', રમતિયાળ 'ઊભી વાડે ઊડે રે', 'મ્હોર્યા માંડવા', 'વિષાદ મધુર' એવી એક સવાર', 'પૂનમ મારી એળે ઊગી', સરલ અને હૃદયંગમ 'અંબોડલે', 'આષાઢે' વગેરેને આ સંગ્રહમાંનાં ચોવીશ જેટલાં ગેયગીતોમાંથી સરસ અને સુંદર ગીતો ગણી શકાય.

આ સંગ્રહમાં બાવીશ જેટલાં પ્રેમકાવ્યો છે. પ્રણયની ઝંખના, જીવન સહચરીના મિલાપથી થતો આનંદ, થતું જીવન-પરિવર્તન, તેના સાહચર્યથી જીવનસંગ્રામમાં મળતી પ્રેરણા, તથા તેના સાન્નિધ્યથી સાંત્વન વગેરે સર્જનજૂના ભાવો શ્રી. ઉમાશંકરે નવી રીતે

* શ્રી. બ. ક. ઠાકોર. 'પારિજાત'નો પ્રવેશક.

ગાયા છે. તેમાં હૃદયનાં સૂક્ષ્મ સંવેદનો આલેખતાં ' સખી મેં કલ્પી'તી ', ' ગળી ન્હોતી જ્યારે ', પ્રિયા અને કવિતાની તકરારવાળું રમતિયાળ ' પરાધીન કવિ ', ' અમે ગાયાં ગીતો ', ' પ્રણયધબક ', ' ગ્રીષ્મ પૂર્ણિમા ', ' આશ્ચર્ય ', ' મ્હોર્યો માંડવો ', ક્ષમા યાચના ' વગેરે ઉત્તમ કાવ્યો છે. પ્રેમનાં કાવ્યોથી કંટાળનારને શ્રી. ઉમાશંકરે સરસ જવાબ આપ્યો છે:

" પરંતુ વ્યોમે તો ઉડુગણ અવિશ્રાંત ઝબકે,
ફૂટે પત્રો, પુષ્પો અવિરત ખીલે. નિર્ઝર ઝરે;
તરોયાને લીલા સુરભિત લતામંડપ નીચે
ઝુકીના યુગ્મોની પ્રણયગુંજગોષ્ઠિ હજી ય તે.
અમે ઘેલાં છાને! પ્રથમ દુનિયા ઘેલી પલટો;
પછી શાણાં ગાણાં નવલ લવશું શાણપણનાં."

( કહો છો કે- )

સ્થળસંકોચને લીધે હવે તો ' ઓરતા ' ' જાગી ઉષા ' કે ' કુંજ ઉરની ' જેવા કલામય સૉનેટો અને ' માન ' ' પ્રણય ' ' બે જણ ' ' મહેણું ' ' એક કડી ' જેવાં મનોરમ મુક્તકોનો માત્ર નામનિર્દેશથી સંતોષ માનવો રહ્યો.

આ સર્વ કાવ્યોને જીવંત બનાવતી શ્રી. ઉમાશંકરની ભાવનાસૃષ્ટિ વિશે વિચાર કરીએ ત્યાં ' ત્રિકૂટ 'માંની તેમની પંક્તિઓ યાદ આવે છે:

"શું કાવ્ય કાર્યપડદા જ સદૈવ રહેશે
ગાવું જીવ્યું અવરનું બસ એ જ કાવ્ય?
છાને કહ્યું, નવ કહ્યું! બડભાગ્ય કાવ્યે
તે જીવતાં અગર કાવ્ય જીવી જ જાણ્યું."

કવિને માત્ર કાવ્યો રચવાથી સંતોષ નથી, કાવ્યો જીવવાની તેમને ઉમેદ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં તેને અપાર રસ છે. હેલન કેલરની પેઠે ધરતીની બધી અજાયબીઓ ગટગટાવી જવાની તે ઇચ્છા રાખે છે. એ સર્વાંગી જીવન જીવવાની તમન્ના, શ્રી. મુનશીનો અતિપરિચિત શબ્દપ્રયોગ વાપરીએ તો, જીવનનો ઉલ્લાસ અહીં સંપૂર્ણપણે ધબકે છે. માનવજાત પર તેને અજબ મમતા છે. માનવજાતને તે પોતાની ' ચિરંતના પ્રેયસી ' કહે છે, જેના પ્રણય વગર કવિનું શ્વસન પણ અશક્ય થઈ પડે.

"પ્રણય જગને ચર્ણે જ ધર્યો.
મનુષ્યો ચાહે કે કદિ અવગણે, હૈ ન ગણના.
રહું રાખી ભાવો મનુજ ઉરના ઉરસરસા.
મને વ્હાલી વ્હાલી કુદરત ઘણી, કિંતુ અમૃતે
મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની."

(કુંજ ઉરની)

મનુષ્યની સિદ્ધિઓ જોઈ કવિની છાતી ગર્વથી ફૂલે છે. નડગા શિખરને એ કહે છેઃ

"અજય્ય નહુઆ !
ના, ના, ન કૈ માનવને અજય્ય,
ન વા કંઈ માનવને અધૃષ્ય,
જાણે ન શું ગૌરવ માનવોનું,
જેણે નવે અર્ણવને વલોવ્યા,
મઢયાં રણોને નવપલ્લવો વડે,
ખણ્યાં ધરાભીતર તાગ લીધા,
વીંધ્યા ગિરિ, આગ ગળ્યાં અરણ્યો,
નાથ્યા નદો ને પવનો પલાણ્યા.

મનુષ્ય તરફ તેના આટલા પ્રેમને લીધે, પછી જ્યારે સમાજમાં વિષમતા જુએ છે ત્યારે એ 'મૂર્છાછાયાં ભોળુડાં લોકદિલાં'ને તંદ્રામાંથી જગાડવા તે નિશીથને પ્રાર્થના કરે છે. ગરીબોને થતો અન્યાય જ્યારે કવિની નજરે ચડે છે ત્યારે

એ દિ વ્યથાથી ઉકળી ઊઠીને
કૈં વીર, કૈં રુદ્ર કરેણુ રેલતી
અખૂટ ધારે

(પાંચાલી)

કવિની વાણી વહી રહે છે.

નવયુગનો કવિ મુશ્કેલીઓથી ડરતો નથી. તે મુશ્કેલીઓને તો પોતાના પુરુષાર્થની કસોટીરૂપ સમજે છે. નવા નવા પ્રદેશો સર કરવાની તેને ઇચ્છા છે. "આ ભૂમિનો અનીશ એક દિ' હું વિજેતા" એવી મહત્ત્વાકાંક્ષાથી ને આગળ ધપે છે. ઈશ્વરને તે પ્રાર્થના કરે તોપણ તે સુખ કે શાંતિ ન માગે, પણ વધારે બળ કે ધૈર્ય કે આત્મજાગ્રતિની ઇચ્છા રાખે. તેની સત્યનિષ્ઠા વૈજ્ઞાનિકના જેટલી જ ઉગ્ર છે.

" અસ્તિત્વમાં સત્ય જ એક થંભ.
એ સત્ય કાજે ન પડીય ઝંપવું,
જ્વાલામુખીના મુખમાં પ્રવેશવું,
ખુંદી રણો, ભેદી વનો બિહામણાં,
ઠંડાળવાં ઉન્નત શૃંગ અદ્રિનાં,
ને પેંગડામાં સ્થલકાલને લઇ
બ્રહ્માંડ કેરાં તળિયાં તપાસવાં.
સૌ સત્ય કાજે. લગની જ એક એ.
તમા કશી ના પ્રભુની, ન કીર્તિની."

(જ્ઞાનસિદ્ધિ)

ઉચ્ચ રસિકતા સાથે કવિમાં આત્મશ્રદ્ધા પણ સભર ભરી છે. નવા વિષયો, નવી ભાવનાઓ, નવાં વૃત્તોમાં એ નીડરપણે હાથ અજમાવે છે. કવિનું હૃદય સંસ્કારી, કોમલ, સર્વગ્રાહી અને મુલાયમ છે. અસહાય બની આક્રંદ કરવા બેસે તેવું તે શિથિલ નથી, વાતવાતમાં ભાંગી પડે તેવું બટકણું નથી. પણ જગતના ઝંઝાવાતો સામે ટક્કર ઝીલે તેવું તે સબળ સશક્ત છે. તેથી ઊર્મિ બુદ્ધિને આવરી ન લેતાં વધારે સમર્થ બનાવે છે. જ્યારે

પ્રણયના ભાવો તે અનુભવે છે ત્યારે પણ તેનો આનંદ એટલો ગંભીર અને ઉત્કટ હોય છે કે હૃદયના સાચા ભાવો જ કવિતામાં ઊતરે છે. ઉચ્ચ રસદૃષ્ટિ અને વિવેકબુદ્ધિને લીધે વાચકોની સુરુચિને સંતોષે તેવાં પ્રણયકાવ્યો કવિ આપી શકે છે. 'કવિ હતો, વળી તે પ્રણયી થયો' એટલે બેલગામ કલ્પના-વિહાર કરવાના નથી એમ કવિ સમજે છે. રસ-જીવનની ભરતી મર્યાદાને ભૂંસી ન નાખે તે માટે કવિ જીવનસખીને હૃદયની રખવાળણ બનાવવા ઇચ્છે છે:

" વિરલ જીવનના રસ રક્ષજે
હૃદયની રખવાળણ હે સખી ! "

શ્રી. ઉમાશંકરની ભાષા સમૃદ્ધ અને વૈવિધ્યભરી, શ્રી. જ્યોતીન્દ્ર દવે કહે છે તેમ, પ્રસન્નગંભીર છે. ગંભીર કાવ્યોમાં સંસ્કૃતપ્રચુર ભાષા તેઓ યોજે છે, તો ગેયગીતોમાં સાદી મંજુલ ભાષા તેઓ વાપરે છે. 'નિશીથ'માંની આ પંક્તિઓ જોઈએ:

" પડે પરંતુ પદ તો યથોચિત
વસુંધરાની મૃદુ રંગભોમે;
બજંત જ્યાં મંદ્ર મૃદંગ સિંધુનાં."

છેલ્લી પંક્તિમાં વર્ણમાધુર્યને લીધે જાણે કે મૃદંગનો રણકાર ગુંજી રહે છે. સંસ્કૃત પ્રચુર—છતાં પ્રવાહી—પદ્યનું એક દૃષ્ટાન્ત 'વિરાટપ્રણય' માંથી લઈએ:

હતી પ્રકૃતિ તો શકે નવવધૂ સમી મંડિતા.
ખચેલ ઉડુ મંડિલે, નયનમાં નરી નીલિમા,
અને ધવલ કંચુકંઠ નભગંગસગ્ધારિણી.
સકંપ કુચમંડલે સલિલપાતળી પામરી,
ધરી ક્ષિતિજમેખલા મુખર સિંધુશુદ્રઘુદ્રવે,
પદે ઝરણઝાંઝરી, ડિલ વસંતવાધા લચે.
અને સખી તું તો અદમ્ય નિજ પ્રાણપ્રોલ્લાસના
પ્રકર્ષ થકી ઊભરાતી અવહેલતી મંડનો
રમંતી અનલંકૃતા અનવગુંઠિતા ભૂતલે."

એ જ કવિ

" ગાણું અધુરું મેલ્ય માં
લ્યા વાલમા,
હોડે આયેલું પાછું ઠેલ માં."

જેવાં સાદાં સરલ ગેયગીતો પણ રચી શકે છે તે તેમનું ભાષાપ્રભુત્વ દર્શાવવા પૂરતું છે. શ્રી. ઉમાશંકરનાં ગંભીર કાવ્યોમાં ખૂબ કઠિન શબ્દો હોવા છતાં ભાષાનું માધુર્ય ઓછું થતું નથી. ઊલટું સંસ્કૃત શબ્દોથી સંસ્કાર પામીને ભાષા કોમલ અને મંજુલ બને છે. શ્રી. ઉમાશંકરમાં સુંદર શબ્દચિત્રો આલેખવાની શક્તિ છે. કલ્પના તેમાં પ્રાણ પૂરીને એ ચિત્રોને જીવંત બનાવે છે. ઊર્મિની સ્વાભાવિકતાને લીધે તે આકર્ષક બને છે.

તેમની ભાષામાં મૃદુતા છે, સંગીત છે, લાલિત્ય છે. પ્રસંગોચિત તેમાં પૌરુષની કઠિનતા દેખા દે છે પણ તે કર્કશ નથી લાગતી. લોકગીતોના ઢાળો તેઓ સહેલાઈથી કવિતામાં ઉતારે છે. છંદો પરનું તેમનું પ્રભુત્વ પ્રશંસનીય છે. ગંભીર અને પ્રૌઢ વિષયોનું તેઓ સૌકર્યથી નિરૂપણ કરી શકે છે.

ઉપરોક્ત ગુણોથી સમૃદ્ધ એવો આ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરવા માટે શ્રી. ઉમાશંકરને અભિનંદન ઘટે છે.

વસુધા :—લેખક: શ્રી. સુંદરમ્. પ્રકાશક: આર. આર. શેઠની કું. મુંબઈ. મૂલ્ય બે રૂપિયા.

શ્રી. મુનિકુમારે 'પુસ્તિકા પીતવર્ણિકા' કહીને જેનું અનુષ્ટુપ છંદમાં અવલોકન લખેલું તે 'કાવ્યમંગલા'—શ્રી. સુંદરમ્‌નો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયાંને ૭ વર્ષ થઈ ગયાં. ગુજરાતભરમાં એ કાવ્યગ્રંથ તેના ઉચ્ચ ગુણોને લીધે સારો આદર પામ્યો, અને તે ગ્રંથ માટે કર્તાને શ્રી રણજીત સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો. તે પછીનાં ૭ વર્ષના ગાળામાં શ્રી. સુંદરમે લખેલાં અન્ય કાવ્યોનો આ બીજો સંગ્રહ આ વર્ષે આપણને મળ્યો છે.

'વસુધા'માં નવાં ૯૧ કાવ્યો સંગ્રહાયાં છે. આરંભમાં 'પૃથ્વીમૈયા'નાં કાવ્ય પછી 'ઉષાના આગારે', 'કોણ ?'. 'વિરાટની પગલી', 'નમું', 'જ્યોત જગાવો', વગેરે ઇશ્વરવિષયક કાવ્યો છે. તેમાં 'એક સવારે', 'તુજ પગલી', 'ભવભવને ઘાટે', કે હિંદી ભાષામાં જ લખાયેલું 'ગડરિયાં' વગેરે ટૂંકાં ગેય કાવ્યો ભાવની સાદાઈ તેમજ ભાષાની ઋજુતા અને સુગેયતાને લીધે આકર્ષક બન્યાં છે. 'વિરાટની પગલી' એ લાંબું કાવ્ય તેના વિષયની કલામય રજુઆત, કલ્પનાની વિશાળતા, તથા હૃદયભાવના લાલિત્યને લીધે જુદું પડી આવે છે. કવિશ્રી ન્હાનાલાલના સુપરિચિત કાવ્ય–"મ્હારાં નયણાંની આળસ રે"—એ ઢાળમાં આ કાવ્ય ગાઈ શકાય છે, અને એનું પ્રસંગ સૂરોવાળું સંગીત અજબ વાતાવરણ જમાવી જાય છે. વિરાટની મૂર્તિ સામે આવીને ઊભી રહે છે. તેનું વર્ણન કરતા કવિની કલ્પના વ્યોમના અમેય વિસ્તારમાં ઘૂમી રહે છે :

ઘનશ્યામ તણાં તન વસ્ત્ર ધર્યાં,
મોઢે તેજતરંગ ઉષાના લર્યા,
ધૂમકેતુનાં કુંડળ કાને ધર્યાં;
સ્વર્ગંગાની માળા રે મેરતણી હાથે છડી,
માથે આભનો ઘુમ્મટ રે એવી કોની મૂર્તિ ખડી.

અને એવા ઈશને ચરણે સર્વસમર્પણ કરતા ભક્તની મૂંઝવણ વ્યક્ત કરતી આ મનોરમ પંક્તિઓ—

પ્રભુ ! મંદિરના મેદાન કરું,
હૈયું ચોરી તારા તહીં પાય ધરું;
તારે થાળ મારું બધું જગ્યું ભરું,
પ્રભુ ! કાયાની કંથા રે બિછાવું હું પંથ મહીં,
બલે રૂદં રૂપે આવ્યા સ્વીકારીશ તો ય સહી.

( વિરાટની પગલી )

અધૂરા ભક્તની ઊર્મિલતા કે ભાવુકતા નહિ પણ શુદ્ધ સાત્ત્વિક જીવન અનુભવતી ગંભીરતા આ કાવ્યમાં ગુંજી રહે છે, સમસ્ત હૃદયને કંપાવી ગયેલ કોઇ અનુપમ આનંદલહરી અહીં કાવ્યરૂપ પામી છે.]

'શશી ભૂલ્યો', 'સાન્નિધ્યે તારે', 'જગતનું આશ્ચર્ય', 'જવા દે', 'સાંજે જ્યારે', 'નથી નિરખવો શશી', 'અમારો ભેદ', 'અંતરોનું અંતર', 'તે રમ્ય રાત્રે', 'સળંગ સળિયા પરે' વગેરે પ્રણયવિષયક કાવ્યો છે. એમાં ભાવોનાં વળાંક, વિચારચમત્કૃતિઓથી એ કાવ્યો આકર્ષક બન્યાં છે. તુરંગબદ્ધ કવિ પાસે પોતાની ચંદ્રવદના નથી, તો પછી ચંદ્રને જોઇને ખાલી હૃદય શું બાળવું એમ માનીને કવિ 'નથી નિરખવો શશી, શરદનો ભલેને હજો' એમ નિર્ણય કરે છે. 'જગતનું આશ્ચર્ય'માં મુક્ત હરિગીતનો સરસ પ્રયોગ છે. 'ઉષા ન્હોતી જાગી' માંનો સુકુમાર કલ્પનાતરંગ હૃદયસ્પર્શી બની જાય છે. 'તે રમ્ય રાત્રે' માં જીવનના એ ધન્ય પ્રસંગનું લલિતસુંદર આલેખન છે. 'સાંઝને સમે' એ નાનું મનોરમ ગીત છે. પણ તેમાં 'સળંગ સળિયા પરે' પૃથ્વીછંદની એકસો પચાસ જેટલી પંક્તિઓમાં લખાએલું એ લાંબું કાવ્ય ભાવોર્મિની સ્વાભાવિકતા, સંવેદનની તીવ્રતા અને સઘન વિચારભારને લીધે બહુ જ સુંદર બન્યું છે. વિરહને પ્રણયકાલના સંતાન સમાન ગણીને સ્વીકારી લેવામાં--

"ઉચિત એહ નિર્માણ છે.
ખરે સજડ લોહની સુજ ભુજા જ ધારી શકે,
પ્રમત્ત શિશુને, પ્રતાડન પ્રમત્ત એ પાયનાં
ઝિલી ઉર શકે જ વજ્રમય પૂજ્નું, અન્ય ના."

નિર્માલ્ય પ્રેમીની વેવલાઈ નહિ, પણ પ્રબળ છતાં સંયમિત લાગણી અને સબળ પૌરુષના ધબકારથી આ કાવ્યો અસરકારક બને છે.

કવિને જગતનાં ઉપેક્ષિતો તરફ અપાર સમભાવ છે. વાસ્તવિક જીવનની વિસંવાદિતા એને ખૂંચે છે, અને જ્યાં જ્યાં એ અન્યાય અને ક્રૂરતા જુએ છે ત્યાં તેનું હૃદય દ્રવી ઊઠે છે. તેથી જ તો સમાજે પીસી પીસીને ફેંકી દીધેલાં માનવફોતરાં સમાં 'કુટપાથનાં સુનાર', કે રસ્તામાં પડેલા 'ઈંટાળા' અહીં સુંદર કાવ્યોના વિષય બને છે. 'મોટરનો હાંકનાર', 'ધરયુગનો સ્થિતપ્રજ્ઞ', '૧૩-૭ ની લોકલ', 'બૅન્કનો શરાફ' એ વાસ્તવદર્શી કાવ્યોમાં કવિનો વિશાળ સમભાવ સરલ વાણીમાં વ્યક્ત થાય છે. જો કે દરેક વાસ્તવચિત્રમાં વર્તમાન જીવનની વિષમતાના સંકેત જોવાની કવિને ટેવ પડી જાય તો કવિતામાં એ પરંપરા બંધાઈ જાય અને કવિતા એકધારી, અમુક વાત પરથી કવિ હવે આવા ભાવોનું આલેખન કરશે એવી વાચકને તુર્ત આગાહી આપી દે તેવી, રૂઢિબદ્ધ અને પરિણામે નીરસ બને તે-આ જાતનાં કાવ્યોનું ભયસ્થાન રહે છે તે અહીં સૂચવી દેવું આવશ્યક છે.

આ સંગ્રહમાંનાં ત્રણ કાવ્યો અંજલિરૂપે લખાએલાં, તેમાંનું પ્રથમ 'પ્રાણવંતા પૂર્વજને' નર્મદ વિશે છે. નર્મદના જીવનની ભાવનાઓ, તેની પ્રતિજ્ઞા, તેનું મનોમંથન, તેની સિદ્ધિ-એ સર્વનું ઉચિત મૂલ્યાંકન કરી શ્રી. સુંદરમે એ પુણ્યાત્માની મહત્તા આ એક જ

કાવ્યદ્વારાં સરસ રીતે સમજાવી છે. બીજું કાવ્ય સ્વ. મોહનલાલ પંડ્યા વિશે છે. ત્રીજું કાવ્ય, ' ભકિતધન નારદ ' એમાં સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરેને કવિએ અંજલિ અર્પી છે :

" પ્રભુના પદ્મમાં પાછી વિખૂરી પદ્મપાંદડી,
ચડી ગૈ ત્યહીં આ રીતી હસશે સ્હેજ આંખડી. "

એ રીતે પરિણમતું આ કાવ્ય તેના સાચા અંતઃક્ષોભ, ઉચ્ચ રસદષ્ટિ, સંયમિત શોક અને ચિંતનની સુરેખ ઝલક ઇત્યાદિ ગુણોને લીધે ગુજરાતનાં ચિરંજીવી અંજલિકાવ્યોમાં સ્થાન પામે તેવું છે.

' દ્રૌપદી ' અને ' કર્ણ ' એ બે કથાગીતો છે. કાવ્યોનાં મથાળાં નાનાં છે પણ કાવ્યો નાનાં નથી. ' કર્ણ '–જે એક વખત 'કુમાર' માં શ્રી. ર. મ. રાવળના બહુ કઢંગા ચિત્ર સાથે પ્રસિદ્ધ થયેલું–તે એ મહારથીના સમગ્ર જીવનને સ્પર્શવાના પ્રયત્નને લીધે ખૂબ લાંબું થયું છે અને તેથી વસ્તુનિરૂપણમાં શિથિલતા આવી છે. ' જે જીવતો જીવનજંગ તે જયી ' નો સંદેશ આપતા એ કાવ્ય કરતાં 'દ્રૌપદી' વધારે સરસ કહી શકાય, તે તેની વસ્તુની સુશ્લિષ્ટ ગૂંથણી, સમપ્રમાણતા, ઈત્યાદિ ગુણોને લીધે. તેમાં ' સ્વર્ગાભિમૌખ્યે ' જેવો અતિ-સંસ્કૃત શબ્દપ્રયોગ કરવાનું કવિને ક્યાંથી મન થયું એ સમજાતું નથી. ' સ્વર્ગાભિમૌખ્યે પગ માંડતા શનૈઃ '–પંક્તિ આમ તો સમજાઈ જાય છે છતાં, ગ્રંથમાં એકેક વાર 'વળી' ને બદલે કવિ ' અથ ચ ' વાપરે છે તેની જેમ, જરા વિચિત્ર લાગે છે.

ચિંતનપરાયણતા, જીવનના નિગૂઢ વહેણો સમજવાની દૃષ્ટિ એ શ્રી. સુંદરમનાં કાવ્યોનું એક વિશિષ્ટ આકર્ષક તત્ત્વ છે. એ ગંભીર ચિંતનરસથી રસાએલાં કાવ્યોમાં કવિ આપણને જીવનના ઊંડાણમાં લઈ જાય છે. ' ક્રિકેટ મેચ ' જોતાં જનોનાં હૃદય ઘડીભર કેમ એક થઈ જાય છે એ ધન્ય દર્શન તરફ કવિનું ધ્યાન ખેંચાય છે. ' સીનેમાના પર્દાને ' એ કાવ્યમાં સફેદ પર્દા પર ખેલાતી પારાવાર લીલાના સરસ વર્ણન પછી જીવન પણ એવી સુસંયોજિત અભિનવ કલાકૃતિ ક્યારે બની જશે, પૃથ્વીના આ સમવરણ પટ પર સ્રષ્ટા પરમ સુંદની રંગલહરી ક્યારે પૂરી દેશે એવો કવિને પ્રશ્ન ઊઠે છે. ' પૂલના થાંભલા 'માં પણ

" અમારી સહુ સાધના અચલતાની, ઊંડાણની,
જગદ્દુલર ડકાવ કેરી; અમ બંધુઓની મૃદુ
સુકોમલ સુરમ્ય જીવનકલા અમારે નહીં
ખપે ."

એમ કવિ ગાય છે. જીવનનાં ઊંડાણ માપવાની એ તમન્ના આધુનિક કવિતાનું એ રીતે આકર્ષક અને હવે તો અનિવાર્ય લક્ષણ બન્યું છે.

' નિશિગંધાની સુરભિને ' એ કાવ્યની રસભરી ચિંતનસુવાસ, ' બહુરૂપિણી 'ની મનોહર ચિત્રલીલા, ' અરે રે 'ની ચિત્તાકર્ષક સ્વાભાવિકતા, ' મને અધિક છે પસંદ 'ની સુકુમાર રસિકતા, ' પણ ઉડાન 'માં પ્રચંડ શકિતની ગર્જના સમો વાક્પ્રવાહ એ શ્રી. સુંદરમની વિકસતી જતી કાવ્યકલાના વિવિધ નમૂના સમાં કાવ્યો છે.

શ્રી. સુંદરમનાં આ નવાં કાવ્યો ગુજરાતનાં જીવનબળોને વ્યક્ત કરે છે. કવિએ જીવનનું નિખાલસ દર્શન કર્યું છે. એ દર્શનમાંથી પ્રગટતા ચિંતનની સમૃદ્ધિ તેમની પાસે

ભરી છે. મનુષ્યની માનવતાને તે જુએ છે, પૂજે છે. સત્યપ્રાપ્તિ માટેની એ ઝંખના તેમને જીવનના ઊંડાણ ભેદવા આમંત્રે છે. આ જીવનાભિમુખતા કવિને નવા નવા વિષયોમાં કાવ્યત્વ બતાવે છે. 'કાવ્યમંગલા' માં તેમજ આ 'વસુધા'માં પણ કવિની ચિંતનશીલતા એ કાવ્યોનું મુખ્ય આકર્ષણ છે. 'ત્રિઉર' નામના કાવ્યમાં શ્રી. ઉમાશંકરે—શ્રી. સુંદરમ્ વિશે યોગ્ય જ—લખ્યું છે કે

> "તું તો ત્રણે ભુવનનો, પ્રિય, દાસ, તારી
> ફોરે સુચિંતનભરી ઉરઊર્મિધારા." (નિશીથ)

ઘણા અણસ્પર્શ્યા રહેલા વિષયોને શ્રી. સુંદરમ્ સ્પર્શે છે. સીનેમાનો પદો, પૂલના થાંભલા, લોખંડના સળંગ સળિયા, ઈંટાડા, લોકલગાડી, મોટર હાંકનાર, બૅન્કના શરાફ વગેરે અહીં કાવ્યવિષય બને છે. એ વિચિત્ર લાગતા વિષયોને ઓથે સુંદર કાવ્યરચના કરવી શક્ય બની તે કવિની અભિનવ જીવનદૃષ્ટિનું પરિણામ છે. જીવનની સુંદરતાના દર્શને કવિની ચિત્તતંત્રીના તારો ઉલ્લાસથી કંપી રહે છે અને 'બંધાઈ હૈયું ગયું' કે 'તે રમ્ય રાત્રે' જેવાં સુકોમળ કાવ્યો તેમાંથી ગુંજી રહે છે, તો જગતના અન્યાય અને અનિષ્ટો જોઈ "ધાર્યું ઘણું ભાંગવું, ઘણુ ઉકાવ મારી ભુજા!" જેવો પડકાર કરીને ઊકવાની તાકાત પણ કવિમાં છે. આ પ્રબળ પૌરુષ, નીડરતા, થાક્યા વગર, નિરાશ થયા વગર, જીવનજંગ ખેલવાની અભીપ્સા એ શ્રી સુંદરમ્‌નાં કાવ્યોનું પ્રેરણાદાયી તત્ત્વ છે.

'કાવ્યમંગલા' પર વિવેચન કરતાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે શ્રી. સુંદરમ્‌ની શૈલી વિશે કહેલું કે "એની વાણી કાલિદાસના શિષ્યને છાજે તેવી શિષ્ટ, સરળ, મધુર, પ્રાસાદિક છે. એનું છંદપ્રભુત્વ આજે રોજ રોજ નવા નવા વૃત્તપ્રયોગો કરવાની વૃત્તિના દિવસોમાં પણ એને મોખરે રાખે એવું છે." 'વસુધા'ને પણ એ જ વાક્યો લાગુ પડે છે. કાવ્યવિચાર વ્યક્ત કરવો એ શ્રી. સુંદરમ્‌નો મુખ્ય હેતુ હોય છે. અનુભવેલી લાગણી કે વિચાર સાચી રીતે વ્યક્ત થાય તે જ હેતુ દૃષ્ટિ આગળ રાખીને તેઓ લખતા હોય તેમ લાગે છે. ભાષાની મૃદુતા, કુમાશ કે સૌષ્ઠવ માટે કાળજી રાખવાને બદલે કથનની સત્યતા અને સચોટતા માટે કવિ વધારે આગ્રહ રાખે છે. સંસ્કૃત વૃત્તો પર તેમનું જેટલું પ્રભુત્વ છે તેટલાં જ સાદાં લોકગીતો કે ભજનના ઢાળો તેમને ફાવી ગયા છે.

ટૂંકમાં, ગંભીર ચિંતનસમૃદ્ધિ, અભિનવ જીવનદૃષ્ટિ, નવીન કાવ્યવિષયો, વૃત્તવૈવિધ્ય, વિવિધ પ્રકારની શૈલી પરનું સ્વામીત્વ, કથનની નિખાલસતા અને સ્વાભાવિકતા ઇત્યાદિ ગુણોને લીધે શ્રી. સુંદરમ્‌નો આ નવો કાવ્યગ્રંથ 'વસુધા' ગુજરાતના કાવ્યધનમાં મહત્ત્વનો ઉમેરો કરે છે.

**આરાધના**:—કર્તા: મનસુખલાલ મ. ઝવેરી. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબાઈ. મૂલ્ય: બે રૂપિયા.

શ્રી. મનસુખલાલ ઝવેરીનો આ નવો કાવ્યસંગ્રહ છે. આ જ કર્તાના 'ચંદ્રદૂત', નાનું પણ ગુણસમૃદ્ધ 'અભિમન્યુ', છ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયેલ 'ફૂલદોલ' વગેરે કાવ્યગ્રંથોને ગુજરાતે સત્કાર્યા છે. તેથી કર્તા આ નાનાંમોટાં ૬૫ કાવ્યોનો સંગ્રહ ગુજરાતની સહૃદયતા પાસે ધરે છે.

'આરાધના'માં લગભગ ચોથા ભાગની જગ્યા રોકતો વર્ણનાત્મક કાવ્યવિભાગ 'કુરુક્ષેત્ર' આપણે પહેલો લઈએ. તેમાં મહાભારતના સંગ્રામનો 'પહેલો દિવસ', 'બીજો દિવસ', 'ત્રીજો દિવસ' અને પાંડવોના હિમાલયગમનનો પ્રસંગ આલેખતું 'મહાપ્રસ્થાન' એ ચાર કાવ્યો છે. પહેલાં બે કાવ્યોમાં વસ્તુના વીરરસને ઉચિત એવી પ્રભાવપૂર્ણ જોસદાર ભાષા છે. અનુષ્ટુપ છંદનો પ્રવાહ કથનનો રસ જાળવી રાખે છે. સમગ્ર યુદ્ધક્ષેત્ર પર ઘૂમતા મહારથીઓના નામોલ્લેખો તેમાં આવે છે. પણ ખંડકાવ્યમાં વસ્તુનો જે સમપ્રમાણ વિકાસ થવો જોઈએ, વસ્તુ પરાકાષ્ટા તરફ ગતિમાન રહેવું જોઈએ અને એક કે થોડાં પાત્રો પર સમગ્ર વસ્તુ કેન્દ્રીભૂત થવી જોઈએ તે અહીં નથી. તેથી યોદ્ધાઓની રણલીલાનું વર્ણન—માત્ર વર્ણન એ જ અહીં કવિનું લક્ષ્ય હોવાથી—ધાર્યો રસ જમાવવામાં નિષ્ફળ નીવડે છે. આખા સળંગ પુસ્તક વચ્ચે આવા વર્ણનાત્મક ખંડ હોય તો શોભે, પણ અહીં છુટ્ટાં મૂકેલાં હોવાથી તે ધારી અસર ઉપજાવી શકતાં નથી. 'ત્રીજો દિવસ' એ કાવ્યમાં દુર્યોધનના આગમનથી થતો ઉઠાવ, દુર્યોધન અને ભીષ્મ વચ્ચેનો સંવાદ, યુદ્ધક્ષેત્ર પર ભીષ્મની ભીષણ સંહારલીલાનું વર્ણન અને અંતે કૃષ્ણે સુદર્શન ધારણ કરવાથી ભીષ્મનો નૈતિક વિજય એ સર્વનું આલેખન કલામય છે, અને સ્પષ્ટ સુરેખ પાત્રાલેખન, જીવંત સંવાદ, યથોચિત વર્ણન ઇત્યાદિ ગુણોને લીધે એ ખંડકાવ્ય સુંદર બન્યું છે. 'મહાપ્રસ્થાન' એ ૪૭૬ પંક્તિનું મોટું કાવ્ય છે. પાંડવોએ યજ્ઞ પૂરો કર્યા પછી એક રાતે યુધિષ્ઠિરના મનમાં ઊંડો સંક્ષોભ જાગે છે, ભારતના યુદ્ધનાં અનેક સંસ્મરણો તેને હૈયે વિષાદ રેલી જાય છે, મૃત સંબંધીઓ યાદ આવે છે, અને વિજયમાં યુધિષ્ઠિર જીવનનો પરાજય અનુભવે છે. અંતે તે પાંડવો સાથે ઇન્દ્રપ્રસ્થ છોડી હિમાદ્રિ તરફ પ્રસ્થાન કરે છે. મહાભારતમાંનો એ ભવ્ય પ્રસંગ લઈ શ્રી ઝવેરીએ આ કાવ્ય રચ્યું છે. તેમાં રસાનુકૂલ પ્રકૃતિચિત્રો, યુધિષ્ઠિરની વિષાદપૂર્ણ મનોદશાનું સબળ આલેખન, સંસ્મરણો રૂપે મહાભારતના અનેક પરિચિત પ્રસંગોનું રસમય પુનરાવર્તન ઈત્યાદિ અંશો સરસ છે. પણ યુધિષ્ઠિરનું મનોમંથન શરૂઆતનાં વીસ પૃષ્ઠો રોકે છે તેથી કાવ્યમાં ક્રિયા વેગવંત રહેતી નથી, વસ્તુનિરૂપણમાં એક જાતની શિથિલતા આવી જાય છે. છતાં રાષ્ટ્રના ઇતિહાસની એક અવિસ્મરણીય ઘટનાને આવી પ્રભાવશાળી શૈલીમાં રજુ કરવામાં આવી છે તેથી શ્રી. ઝવેરીનું આ કાવ્ય, ચિરંજીવિતાના અંશોવાળું હોઈ, આવકારને પાત્ર છે.

સંગ્રહમાંનાં વીસેક પ્રેમકાવ્યોમાં સુંદર સરલ પ્રણયોર્મિવાળાં 'નિશ્ચય આવજે', 'તમે ગયાં', 'રહો તહીં જ', 'કહું હું ઉરને' વગેરે ઉત્તમ કાવ્યો છે. "નથી કવિ થવું', એમ કહીને શ્રી. ઝવેરી કવિ થવાની ના કહે છે કારણકે જીવન અને કવન પ્રણયને ચરણે ધરી દીધું છે. વિરહથી આંખમાં ઉભરાતા આંસુનો ભેદ મિત્ર કળી શકતા નથી. પણ પ્રિયાના સાન્નિધ્યથી એ દુઃખ જતું રહેશે અને "પાછું હૈયે ઝરણ રસનું શીઘ્ર થાશે સજીવ." તેના સ્પર્શે વિશ્વયોજના સંવાદી લાગી, જીવનનો હેતુ સમજાયો. દામ્પત્ય પ્રેમ વિકસીને વિશ્વપ્રેમમાં પરિણમે. એવા એવા ભાવો આ કાવ્યોમાં શ્રી. ઝવેરીએ ગાયા છે. કાવ્યનું વસ્તુ તો ઘણી વાર પરંપરાપ્રાપ્ત એવું છે પણ પ્રણયના એ નાજુ

મુલાયમ ભાવોનું નિરૂપણ શ્રી. ઝવેરી બહુ શિષ્ટ અને સંસ્કારી રીતે કરે છે. 'કવિનું સ્મિત' અને 'બદલો' એમાં ભાવની ઉચ્ચતા આકર્ષક છે, જો કે તેમાંની નિરપેક્ષ પ્રણયની વાત સહુને ગળે ઊતરે તેવી નથી. 'સ્વપ્ન_સરોવરે' એ આલિંગન ચુંબનાદિને 'અનન્ય આનન્દ તણી સમાધિ' તરીકે વર્ણવતું સામાન્ય કાવ્ય છે. ''સ્વપ્ન મારાં', 'કુયોગ' વગેરેમાં વિચાર ને ઊણપને લીધે લંબાણ નિરર્થક લાગે છે.

'નથી કવિ થવું' એ કાવ્યમાં કવિ કલ્પનાવિહાર તજીને જીવનાભિમુખ થવાની વાત કરે છે. નવા નવા વિષયોમાં કાવ્યવસ્તુ જોવામાં શ્રી ઝવેરી પણ આ યુગના બીજા કવિઓમાં પાછળ પડે તેવા નથી તે વાત 'ઢૂંઢું,' 'એન્જીન,' 'ભૂકમ્પ' 'અમાસ,' 'બૂટ પાલીસવાળો', 'કોયલ અને કાગડો' અને 'પીયર્સ સોપ' જેવાં મથાળાં જોતાં સ્પષ્ટ થાય છે. પીયર્સ સોપની જાહેર ખબર પરથી મનુષ્યની અદમ્ય જિજીવિષા કવિને યાદ આવે છે. બૂટ પાલીસવાળા છોકરામાં પોતાની દુર્દશા સમજવા જેટલી પણ શક્તિ રહી નથી તે જોઈ કવિનું હૃદય અનુકંપાથી દ્રવી રહે છે. 'ગાડી જતી'તી નિજ પંથ કાપતી' એ હળનું તાદૃશ પ્રસંગચિત્ર છે, તેમાં છેલ્લી બે પંક્તિઓ સાવ પ્રયોજનરહિત છે અને તેમાંની

'દેહ જાડો
ત્યાં ગોઠવીને ચરબી ભરેલો
સૂઈ ગયા શેઠ'

જેવી પંક્તિઓ કાવ્યમાં શોભે તેવી નથી. તેવી રીતે સમાજવ્યવસ્થાની વિષમતા દર્શાવતાં કાવ્ય 'નોકરી'માં સૂચક પ્રસંગનું સંક્ષિપ્ત સરસ નિરૂપણ હોવા છતાં, કવિ તટસ્થતા છોડીને 'ઉવાચ સાહેબ કેરાં ગૃહિણી કુલીન' જેવા સ્પષ્ટ કટાક્ષો કરે છે તેથી રસક્ષતિ થાય છે.

'પાર્વતી' નામના કાવ્યમાં સ્વ. શરદ્‌બાબુની નવલકથા 'દેવદાસ' પરથી ઉતારેલી ફિલ્મની નાયિકાને કવિ અંજલિ આપે છે, તે સુવાચ્ય કાવ્ય છે. શ્રી. સુંદરમે 'વિદ્યાપતિ' ની અનુરાધા પર, શ્રી. પ્રેમશંકર ભટ્ટે 'દેવદાસ'માંની ચંદ્રા પર, શ્રી. હરિલાલ પંડ્યાએ 'પૂર્ણિમા'ની 'રાજેશ્વરી' પર કાવ્યો લખ્યાં છે. સીનેમાના અલ્પજીવી પાત્રો કોઇ ઊંડી ઊર્મિ જગાડી જાય અને તે ઊર્મિ કાવ્યરૂપે ચિરંજીવ બને તો કાંઈ ખોટું નથી. પણ તેમ થવા સંભવ બહુ ઓછો એટલું જ આ જાતનાં કાવ્યો વિશે કહેવાનું રહે છે.

શ્રી. મનસુખલાલની ભાષા શિષ્ટ, સંસ્કારી અને સમૃદ્ધ છે. તેમનો શબ્દભંડોળ વિપુલ છે. તેમની શૈલી પ્રવાહી અને પ્રાસાદિક છે. તેથી 'કુરુક્ષેત્ર'ના લાંબા કાવ્યખંડોમાં એ શૈલીના સામર્થ્ય અને સૌષ્ઠવથી તેઓ રસ જમાવી શક્યા છે. હૃદયની ઊંડી લાગણી જ્યારે કવિ અનુભવે છે ત્યારે 'કહી શકું', 'ખજે વીણા મારી!' કે 'ટહુકાર' જેવાં, ચિંતનસમૃદ્ધ 'હું તો ચહું' કે 'શાશ્વત યૌવનશ્રી' જેવાં, કે નાજુક કલ્પનાથી મનોરમ 'ધનું કુસુમને' જેવાં ઉત્તમ કાવ્યો કવિ આપણને આપી શકે છે. છતાં એટલું કહેવું જોઈએ કે ભાષા એ વિચાર વ્યક્ત કરવાનું સબળ સાધન છે, પણ જ્યારે વિચારની

ઊણપ હોય ત્યારે ભભકાદાર લખાવટ ભાગ્યે જ કામ લાગે છે. 'ભૂલું તને?', 'નવા પ્રાણે', 'એને હાસ્યે' તેના દષ્ટાન્તરૂપ લઈ શકાય, 'બાચકું' શબ્દ જેમ અકારો લાગે છે તેમ 'કવચિદપિ', 'કિતવ', 'ઉવાચ' જેવા સંસ્કૃત શબ્દપ્રયોગો પણ વિચિત્ર લાગે છે. સદ્ભાગ્યે એવા પ્રયોગો ગ્રંથમાં વિરલ છે.

છંદોના મિશ્રણ તપાસીએ તો 'ભૂલી જવા'માં સ્રગ્ધરા અને શિખરિણીનું મિશ્રણ બહુ સ્વાભાવિક બન્યું છે. 'તમે ગયાં'માં મંદાક્રાન્તા અને સ્રગ્ધરા પણ બહુ માધુર્યથી મળી જાય છે. 'બદલો' એ કાવ્યમાં:

"ન રંગોની લીલા લલિત તવ નેત્રે પ્રગટી,
લસી તારા ગાલે સુરખી નવ પ્રત્યૂષ સરખી;
—અને હૃદય વિદ્ધ મારું મૃગશું પડ્યું ત્યાં ઢળી."

પ્રેમની આશાને બદલે પ્રેમપાત્રની ઉદાસીનતા જોતાં થતો આઘાત વ્યકત કરવા માટે અહીં છંદનો જે ફેરફાર કવિએ યોજ્યો છે તે કલામય અને ઔચિત્યપૂર્ણ છે.

આશા છે કે શ્રી. ઝવેરીના અન્ય ગ્રંથોની પેઠે આ 'આરાધના'ને પણ ગુજરાત આનન્દપૂર્વક સત્કારશે.

ઇન્દ્રધનુઃ—કર્તાઃ શ્રી સુંદરજી ગો. બેટાઈ. પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય બે રૂપિયા.

ઈ. સ. ૧૯૩૪માં બહાર પાડેલ 'જ્યોતિરેખા' પછી શ્રી. બેટાઈનો આ બીજો કાવ્યસંગ્રહ છે.

આ સંગ્રહમાંનાં કુલ ૧૧૨ કાવ્યોને પ્રયાણ, પ્રકૃતિદ્વારે, પ્રણયમંગલ, પ્રણયવૈષમ્ય, ઝંઝરી એવા પાંચ વધતી ઓછી સંખ્યાવાળા વિભાગોમાં વહેંચેલાં છે. તેમાં પ્રથમ વિભાગ 'પ્રયાણ'માં ૩૨ કાવ્યો છે. કવિએ પ્રથમ કાવ્ય 'પ્રયાણ' એ અજાણ્યા અને વિકટ એવા નવ-ઉન્નત-ક્રાન્તિના માર્ગે પ્રયાણ કરવાની ભાવના ગાતું કાવ્ય મૂકીને વિભાગનો આરંભ કર્યો છે. દુઃખની અતિશયતામાંથી ક્રાન્તિ જન્મે અને વિશ્વનો આત્મા જાગે એવી ભાવનાવાળું 'યુગદર્શન', અંધકાર સામે ઝઝૂમી તેનો સદાય સામનો કરવા પ્રેરતું 'સિપાઈ બસ આજનો,' જેમાં અભય અને અહિંસાની કવિ માગણી કરે છે તે 'કશી વિજયની તમા,' હિંસામાંથી અહિંસા તરફ જગતને દોરતી ગાંધીજીની પ્રવૃત્તિ વિશેનું 'વિશ્વપંથ' વગેરે આ વિભાગમાંનાં ઉત્તમ કાવ્યો છે. અહિંસા, આત્મનિષ્ઠા, અન્યાયનો સામનો કરવાની ધગશ, પ્રેમની શક્તિમાં શ્રદ્ધા વગેરે ભાવો શ્રી. બેટાઈએ આ કાવ્યોમાં ગાયા છે. તે ઉપરાંત આ વિભાગમાં ઇશુનો દેહત્યાગ વર્ણવતું 'બલિદાન,' જગઆર્તતાની મૂર્તિસમા ગાંધીજીને અંજલિ આપતું 'મંગલમૂર્તિ,' પ્રચંડ સંત ગુર્જરી ભોમનો નવો પરશુરામવંશજ તે દયાનન્દ વિશેનું કાવ્ય. 'નરબંકડો' તે નર્મદ વિશેનું કાવ્ય વગેરે કાવ્યો છે. પ્રસંગ આલેખતાં કાવ્યોમાં શ્રી. બેટાઈની કલા સવિશેષ ખીલે છે. પાતળો ચૂંથતી માતા તથા બાળક નજરે પડવાથી યાદગાર બની ગયેલ સવાર વિશેનું કાવ્ય 'લટાર' (જો કે તેની છેલ્લી બે પંક્તિઓ કાવ્યમાં કૃત્રિમતા લાવે છે), અનાથ છોકરાની બેદરકાર સ્થિતિ આલેખતું 'ફ્લિસૂફ,' આશ્રમની માતાપિતા વગરની કન્યા સાસરે જાય છે તે નજીન

ગાઈ શકાય, પણ તે સરસ તો ન જ લાગે. 'હું શું માગું ?' જેવું સરસ કાવ્ય પણ ધીમે ધીમે નબળું થતું જાય છે અને ' આતમ ટવળે મુજ અવિરામ, તું ઉત્તમ ધામ રે ' જેવી નિર્બળ પંક્તિ એમાં આવી જાય છે. ' ન હું ઝાઝું માગું ' એ ખંડશિખરિણીના પ્રયોગમાં પણ દરેક કડીએ ' નથી મારૂં ગાગું ' જેવી નિર્બળ પંક્તિનું પુનરાવર્તન ભારે રસક્ષતિ કરે છે.

શ્રી. બેટાઇનાં આ કાવ્યોમાં ભાવની સચ્ચાઈ છે પણ એ ભાવો હૃદયતલને હચમચાવી મૂકે તેટલું તેમાં જોસ નથી. શ્રી. સુંદરમનાં કાવ્યોમાં નક્કર જીવનફિલસુફીને લીધે જે સ્વાસ્થ્ય આવે છે, અથવા તો શ્રી. ઉમાશંકર જેવીની સર્વગ્રાહી રસિકતાને લીધે તેમનાં કાવ્યોમાં જે ચેતનભર્યું વૈવિધ્ય આવે છે તે શ્રી. બેટાઇનાં કાવ્યોમાં નથી. છતાં કવિને ન્યાયની ખાતર કહેવું જોઈએ કે જ્યારે ઊંડા ' અંતઃક્ષોભથી તેઓ કાવ્ય લખવા પ્રેરાય છે ત્યારે કવિતાના ઉચ્ચ શિખર સર કરવાની તેમની શક્તિનો પરિચય મળે છે. દા. ત. ' ઇન્દ્રધનુ ', ' વિદાય ', અશ્રદ્ધાનું શ્રાદ્ધ '. જ્યારે ઊર્મિ પ્રબળ નથી હોતી ત્યારે કાવ્યો ' ન હું ઝાઝું માગું ', ' જીવનપંથ ' ' પશુ બંધુ માનવી ' જેવાં સામાન્ય બની જાય છે.

પ્રકૃતિકાવ્યો સ્વાભાવિક ભાવકથનને લીધે આકર્ષક બન્યાં છે. કવિ કુદરતના દશ્યોમાંથી બોધ લેવા કે સાર તારવવા બેસવાને બદલે કુદરતનું દશ્ય જોઇ આત્મનિમગ્ન બને છે, તેથી એ કાવ્યો વિશેષ રસપ્રદ થયાં છે. અભય, અહિંસા, આત્મનિષ્ઠા અને અન્યાયનો પ્રતિકાર વગેરે આધુનિક ભાવનાઓ શ્રી. બેટાઇએ કાવ્યોમાં વ્યક્ત કરી છે. પ્રસંગકાવ્યો કે ટૂંકાં કથાકાવ્યો શ્રી. બેટાઇની કવિત્વશક્તિને ખૂબ જ અનુકૂળ હોય તેમ લાગે છે. આ સંગ્રહમાંનાં ' પિયરવિહોણી ', ' બંને અજાણ્યાં ', ' ગંગા ગઈ ' જેવાં કાવ્યો કથનની સરલતા, અંતર્ગત ભાવના તથા કથાવસ્તુના આકર્ષણને લીધે વધારે પ્રિય થઇ પડે તેવાં છે.

શ્રી. બેટાઇની ભાષા સ્વાભાવિક અને સ્વાસ્થ્યભરી છે. જુદી જુદી શૈલીનું વૈવિધ્ય નહિ તો વૃત્તોનું વૈવિધ્ય આ સંગ્રહમાં જરૂર છે જ. ઉપજાતિ, માલિની, અનુષ્ટુપ, દ્રુતવિલંબિત, મન્દાક્રાન્તા, શિખરિણી, શાલિની, સ્રગ્ધરા, ગુલઅંકી, ઇન્દ્રવંશા અને અનિવાર્ય એવો પૃથ્વી તથા તે વૃત્તોના સુભગ મિશ્રણો શ્રી. બેટાઇએ યોજ્યાં છે, અને તે તેમના છંદસામર્થ્યના પુરાવારૂપ છે. આ સંગ્રહમાંનું શ્રી. ભાનુશંકર વ્યાસે લખેલું ટિપ્પણ કાવ્યો સમજવામાં મદદરૂપ થાય તેવું છે.

નાથાલાલ દવે






આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૬ અસાડ

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૫ અંક ૯

# અનુક્રમણિકા

પુસ્તક ૩૦ | અષાડ : ૧૯૯૬ | અંક ૩



## શુદ્ધિ

| | | | |
|---|---|---|---|
| પૃ. ૧૮૧ | ૧૮ | માટે. | માટે, |
| ,, | ૨૧ | એક | એ |
| ,, | ઉક્ષી | fall | pall |

આ અંકમાંની જાહેરખબરના પહેલા પાના ઉપર ભેટ પુસ્તકની જા૰ખ. છે તે જોશો

જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુક્લ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા, અમદાવ

લવાજમ : હિંદમાં ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદા
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ
તા. ૨૫-૮-

# ✤ પ્રસ્થાન ✤

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ — અષાડ : ૧૯૯૬ — અંક ૩

## વર્ષાગમને

સ્નેહરશ્મિ

[ મિશ્રોપજાતિ ]

ચઢી ચઢી ચોગમથી અસંખ્ય
ગંભીર કો ધીર ગજેન્દ્ર જેવા,
વા અબ્ધિના ભવ્ય તરંગ જેવા,
રસે ભરેલા ઘન પે ઘનો આ
અનેક મોટા નટરાજ જેવા,
ઝંઝાનિલોનાં શિર ગૂંથી પીછાં,
પૃથ્વીતણું ભવ્ય બનાવી તુંબડું,
વીણા ગ્રહીને અવકાશની કરે,
છટા થકી નૃત્ય કરી, ત્રિભંગે
ઘડી ઘડી ળળતા, ઘડી ફરંતા
રહ્યા ગજાવી સહસા શી આજે
આ વ્યોમની ભૂરી અખંડ શાન્તિને!

આવ્યા કહો એ કઇ ગુપ્ત વાટે ?
હતા કહો ક્યાં સહુ એ છુપાયા ?
ને નેત્રમાં અંજન આંજી હર્ષનું,
સન્ધ્યા ઉષાનાં ગ્રહી રંગ-કૂંડાં,
છાયા અને તેજની ભવ્ય રેખા
ક્ષણે ક્ષણે આંકી વિરાટ-હૈયે
સર્જે ક્યાં ચિત્ર અપૂર્વ એ સૌ
જાણે બનીને નભના કલાધર !

અને અહો ! આ વળી કોણ શ્યામા
અંબોડલો મૂકી ભરેલ છૂટો,
ને ઓઢણું ઇન્દ્રધનુષ્ય કેરી
કોરે ગૂંથેલું નિજ અંગ ધારી,
વગાડતી દિવ્ય દિશા-મૃદંગ,
ચોમેર વેરી સ્મિત-લ્હેરી વીજની,
ઘડી ધરા પે, ઘડી સિન્ધુ-હૈયે
દે ઠેક નાચે, મદથી ભરેલી,
જગાડી રોમાંચ ઉરે ઉરે સૌ !

નાચો અહો ! હે નટરાજ મેઘ !
નાચો સખી મેઘની વીજ-રેખા !
છો દમ્પતી આદિ તમે સુધન્ય
અન્યોન્ય હૈયે દૃઢ તાર ગૂંથ્યાં !
ગૂંથો સહસ્ર, લખ, કોટિ ધારે
આ વિશ્વ કેરી, ક્ષિતિજો વિખૂટી !
હૈયા તણી ને નિજ આર્દ્રતાથી
રસો ધરાને !—અહ ! આ જુઓ તો
રોમાંચ કેવો ધરતી ઉરે ચે
જાગી ઉઠ્યો છે પ્રથમે જ દર્શને !
લીલાં તૃણો ને ટહુકાર મોરના
થકી મરોડી નિજ અંગ, જાગી
અગાઢ નિદ્રા થકી, આંખ ચોળી,
પ્રફુલ્લ થેને તમ સ્નિગ્ધ સ્પર્શે,
રહ્યા વધાવી પગલાં તમારાં !

હો! આજ મારું ઉર મસ્ત! નાચે,
મચી રહ્યો ઉત્સવ પ્રેમનો શો!—
—જલે થલે ને નભની અટારીમાં
જો રંગ રેખા રમણે ચઢ્યાં છે!
ચઢે જ જેવી ભરતી દધી–ઉરે
નિહાળીને પૂર્ણ શશીકલાને,
વા સૂર્ય કેરા પ્રણયાર્દ્ર શ્વાસે
જાગી ઉઠે ઊર્મિની રંગ–લીલા
ઉષા તણે મુગ્ધ પ્રફુલ્લ હૈયે,
તેવી રીતે આ નભ રંગભૂમિ પે
દામ્પત્ય—હેરા રમણે ચઢી શી!
આ મેઘ દોડે નવ–પૌરુષે ભર્યો,
ને વીજ આંકે ઉર સ્નેહ–રેખા—
સિંચન્ત જાણે મૃદુ ચન્દ્રલેખા
પિનાકી ભાલે સુવિશાલ, સૌમ્ય,
સ્મિતે ભરેલી નિજ પ્રાણની સુધા!
શો ભવ્ય ને સુન્દરનો અપૂર્વ
મચ્યો જગે આજ અભંગ રાસ!

છલકાતી શી બઉ તટેથી દોડે
કૂદેવા વનો ને સુરલોક કાને,
માંગલ્યની એ મધુરી કથાને
નદી ઉમંગે! નવ–ઉત્સવે એ
લીલી સજીને નિજ અંગ સાડી
ભણી ધરા ચે, ઉર પૃથ્વી કેરું
ઊઠ્યું મહેકી મૃદુ કામનાભર્યું!—
થાતાં જ ભેગાં ઉર બે, બધાં યે
એકત્વ પામ્યાં ઉર વિશ્વ કેરાં,
ત્રિકોણ ના ક્યાં ય રહ્યો જ પ્રેમનો!

'ત્રિકોણ ના ક્યાં ય રહ્યો જ પ્રેમનો!'—
કંપે નદી ને સહસા ધરા યે
કંપી ઉઠે આ સુણી બોલ: જે સર્યા
શંકાભર્યા માનવ હોઠમાંથી!

હા ! વિશ્વના મંગલ સ્નેહરાસે
બેસૂર રે ! કેવળ એક બાજે
એકાકિની આ મનુવંશ-વીણા-
અદ્વૈત થાતાં ઉર બેનું આહીં
ક્વચિત્ જતું તૂટી જ હૈયું ત્રીજું !

ના મેઘ, જાણે અમ એ કથા તું—
નિઃશ્વાસઘેરી હલકે ભરેલી,
તેથી શકે માણી જ રાસ આવા !
તો માણ, બન્ધુ, તુજ ભવ્ય લીલા,
ને સિંચ તારી પ્રણયે ભરેલી
આ માનવોની ઉર-વાડીઓમાં
અખંડ હેલી અમૃતે રસેલી
કરાવતી પાન અભેદ કેરાં !

૧૮ : ૭ : ૪૭

# गीतासार

श्री. काकासाहेब कालेलकर

[ અષાડ, સં. ૧૯૯૫ ના અંકથી ચાલુ ]

## अध्याय ८ मो

(૧) આ સૃષ્ટિમાં જે તમામ વ્યાપાર છે તે કર્મ છે. એ કર્મ વડે જ સૃષ્ટિ, સ્થિતિ, લય સંભવે છે. મોક્ષ પણ જ્ઞાનયુક્ત અનાસક્ત કર્મ વડે જ શક્ય થાય છે.

(૨) જેવી માણસની આખા જન્મારાની કમાણી તેવો જ સંકલ્પ એને અંતકાળે થવાનો. અને જેવો અંતકાળનો સંકલ્પ તેવો એનો પુનર્જન્મ.

(૩) અંતકાળનો સંકલ્પ જો શુભ મેળવવો હોય તો આખો જન્મારો ભગવાનનું સ્મરણ જાગ્રત રાખવું જોઈએ અને બધું એને અર્પણ કરી અનાસક્ત ભાવે કાર્ય કર્મ કરવાં જોઈએ. આને જ અભ્યાસયોગ કહે છે.

(૪) બ્રહ્મચર્યપાલનનો ઉદ્દેશ ઈશ્વરપ્રાપ્તિ જ હોઈ શકે છે.

(૫) ઈશ્વરપ્રાપ્તિનું સુલભ સાધન એ ઈશ્વરની સ્મરણભક્તિ છે. લોભથી કરેલું ઈશ્વરસ્મરણ એ ઈશ્વરસ્મરણ નથી કેમકે એમાં પ્રધાનપણે ઈશ્વરનું સ્મરણ નથી થતું પણ લોભતૃપ્તિની ઝંખના હોય છે.

(૬) જીવનના બે માર્ગો છે. એક માર્ગે આવાગમનની ઘટમાળ ચાલુ રહે છે. બીજો માર્ગ શરણાગતિનો છે. એ રસ્તે આવાગમન મટે છે.

(૭) વેદાધ્યયન, યજ્ઞ, તપ અને દાન એમાંથી જે ચારિત્ર્ય કેળવાય છે એના કરતાં પણ અભ્યાસયોગથી કેળવેલું ચારિત્ર્ય શ્રેષ્ઠ હોય છે અને એ માર્ગે કરેલી કમાણી સ્થાયી હોય છે.

## अध्याय ९ मो

(૧) ઈશ્વર સર્વવ્યાપી છે, સર્વનિયંતા છે એ જાતનું જ્ઞાન તે રાજવિદ્યા. એ ઈશ્વરને શરણ જઈ એની ઇચ્છાને અધીન થવું અને પોતાનો કશો જ વ્યક્તિગત સ્વાર્થ કે આગ્રહ રાખવો નહિ એ રાજવિદ્યાનો યોગ.

विद्या એટલે 'सायन्स'. योग એટલે 'आर्ट'—आर्टऑफ लाविफ.

(૨) આ જાતની રાજનિષ્ઠા જેની નથી તે જ જન્મમરણની ઘટમાળમાં સપડાય છે અને આસુરી તેમજ રાક્ષસી સંસ્કૃતિમાં રાચે છે.

(૩) ઈશ્વર સર્વત્ર છે એ ન જાણવાથી મનુષ્યમાં પ્રગટ થતા ઈશ્વરને — ચૈતન્ય-તત્ત્વને — લોકો અવગણે છે. ખરું જોતાં દરેક માણસમાં પરમાત્મા પોતે પ્રગટ થાય છે; તેથી કોઈ પણ માણસનો દ્વેષ કે તિરસ્કાર ન કરવો.

(૪) ઉનાળાનો તડકો અને ચોમાસાનો વરસાદ બન્ને ઈશ્વરે જ કરેલાં હોય છે; દુકાળ અને સુકાળ બન્ને એના તરફથી જ છે; અમૃત અને મૃત્યુ એનાં જ બે રૂપો છે; સત્ અને અસત્ બન્ને એનાં જ પાસાં છે.

(૫) તપ કરવાથી પુણ્ય મળે છે, પુણ્યસંચયથી સ્વર્ગલોક મળે છે. સ્વર્ગલોક એટલે ભોગ અને ઐશ્વર્ય. ભોગ અને ઐશ્વર્ય ભોગવવાથી પુણ્ય ક્ષીણ થાય છે અને પુણ્ય ખૂટ્યું એટલે માણસનો (સ્વર્ગમાંથી) અધઃપાત થાય છે. આવી રીતે 'સકામ' કર્માચરણ કરનાર માણસ આવાગમનના ફેરામાં સપડાય છે.

(૬) જે માણસ અનન્યનિષ્ઠાથી ભગવાનની સેવા કરે છે અને એનું જ ધ્યાન કરે છે તેનો યોગક્ષેમ ભગવાન પોતે ચલાવે છે. (યોગ એટલે ન મળેલું મળવું તે, અને ક્ષેમ એટલે મળેલું સાચવવું તે.)

(૭) ગમે તેવી શ્રદ્ધાથી, ગમે તેટલી ટૂંકી દૃષ્ટિ કે બુદ્ધિથી ગમે તે દેવતાની ઉપાસના કરો. અંતે તે સાચા ભગવાનને જ પહોંચે છે. એવા ભક્તોને ભગવત્સેવાના સાચા પ્રકારની ખબર નહિ હોવાથી એમને ભક્તિનું સર્વોચ્ચ ફળ મળતું નથી.

(૮) એથી ઊલટું જે માણસ જાણે છે કે પરમાત્મા જ બધા યજ્ઞોનો ભોક્તા છે અને ત્રિલોકીનો પ્રભુ છે, તેઓ પત્ર, પુષ્પ, ફળ, પાણી જે કાંઈ અર્પણ કરે તેનો ભગવાન આદરપૂર્વક સ્વીકાર કરે છે.

(૯) તેથી માણસ જે કાંઈ કરે, ભોગવે, દાન કરે કે હોમે તે બધું એણે ભગવાનને જ અર્પણ કરવું જોઈએ. આમ કરવાથી એ સંન્યાસયોગ સાધશે અને શુભાશુભ ફળથી બંધાઈ ન જતાં મુક્ત થશે.

(૧૦) ભગવાન બધા પ્રત્યે સમાન જ રહે છે, એને ન કોઈ ખાસ વહાલો છે, ન કોઈ દવલો છે. છતાં જેઓ ઈશ્વરભક્ત છે, તેઓ ઈશ્વરમાં ઓતપ્રોત થઈ જાય છે.

(૧૧) માણસ ગમે તેટલો દુરાચારી હોય તો યે જો એ અનન્યનિષ્ઠાથી ઈશ્વરની ભક્તિ કરવા માંડે તો—એણે એ રીતે સાચો રસ્તો લીધેલો હોવાથી—એ તરત સાધુની કોટિમાં પહોંચી જાય છે. એને ધર્માત્મા થતાં વાર નથી લાગતી. એને અંતે એને શાશ્વત શાંતિ મળે છે.

(૧૨) ભગવાન ભક્તોને વચન આપે છે કે 'મારા ભક્તનો કોઈ કાળે નાશ થવાનો નથી.'

(૧૩) સમાજમાં દબાયેલા, સંસ્કારથી વંચિત અને સમર્થ લોકો તરફથી હડધૂત એવા લોકો પણ ઈશ્વરને શરણે જાય છે, એનો આશ્રય લે છે, ત્યારે તેમનો પણ ઉદ્ધાર જ થાય છે.

(૧૪) અનિત્ય અને દુઃખપૂર્ણ એવી આ દુનિયામાં આવીને શા માટે માણસ ઈશ્વરને નહિ ભજતો હોય ?

(૧૫) જે માણસ પોતાના હૃદયને કેળવી ઈશ્વરપરાયણ થાય છે અને પોતાનાં મનબુદ્ધિ ઈશ્વરને અર્પણ કરે છે, તે ઈશ્વરની ભક્તિ અને શરણાગતિ દ્વારા ઈશ્વર સુધી પહોંચી જાય છે.

## અધ્યાય ૧૦ મો

(૧) જીવનમાં ઈશ્વરનું સ્વરૂપ ઓળખવું, એનું કાર્ય સમજવું અને એની આણ સ્વીકારવી એ તમામ જ્ઞાન મેળવવાનો અને સર્વ પાપમાંથી મુક્ત થવાનો ઉત્તમ માર્ગ છે.

(૨) સુખ અને દુઃખ, જીવવું અને મરવું, ભય અને અભય, યશ અને અપયશ એ બધાં ઈશ્વર પાસેથી જ આવેલાં હોય છે.

(૩) જેઓ ડાહ્યા છે તેઓ જાણે છે કે હું (પરમાત્મા) જ આખા ચરાચર વિશ્વનું ઉત્પત્તિ-સ્થાન છું. જે કાંઈ ચાલે છે તે બધું ઈશ્વરની શક્તિ વડે ચાલે છે. એવી નિષ્ઠાથી ઈશ્વરની ભક્તિ કરનાર લોકો જ ડાહ્યા ગણાય. એવા લોકો ઈશ્વરને વળગી એકબીજાને ટેકો આપે છે અને પોતાના આધ્યાત્મિક અનુભવની આપ-લે કરે છે.

(૪) જે માણસ યોગયુક્ત થઈને ઈશ્વરભક્તિ કરે છે, તેને ઈશ્વર બુદ્ધિયોગ આપે છે અને માણસ એ બુદ્ધિયોગની મદદથી ઈશ્વર સુધી પહોંચે છે.

(૫) ઈશ્વરને એમાં કશો બોજો નથી. એ પોતાના જ્ઞાનદીપથી અજ્ઞાન રૂપી તમોગુણનો નાશ કરે છે.

(૬) વિશ્વકર્તા વિશ્વપતિનું સાચું અને આખું સ્વરૂપ વિશ્વમાંની કોઈ પણ વ્યક્તિ પૂર્ણપણે શી રીતે જાણી શકે ?

(૭) ઈશ્વર અનંત છે, એની વિભૂતિઓ અનંત છે. એ અનંતના વિસ્તારનો અંત ક્યાંથી હોય ?

(૮) જ્યાં જ્યાં કોઈ પણ ગુણનો કે શક્તિનો ઉત્કર્ષ હોય, ત્યાં ત્યાં ઈશ્વરની વિભૂતિ છે એમ માનવું.

(૯) ભગવાન ખાતરી આપે છે કે પ્રાણીઓનો આત્મા હું છું; ભૂતમાત્રનો આદિ, મધ્ય અને અંત હું છું; નક્ષત્રોમાં ચંદ્ર હું છું; દેવોમાં ઇંદ્ર, વેદોમાં સામવેદ, ઇંદ્રિયોમાં મન, પ્રાણીમાત્રની ચેતના, શિખરોમાં મેરુ, તળાવોમાં સાગર, વાણીમાં ઓંકાર, યજ્ઞોમાં જપયજ્ઞ, પહાડોમાં હિમાલય, વૃક્ષોમાં પીપળ; માણસોમાં રાજા, દૈત્યોમાં પ્રહ્લાદ, ગણના કરનારાઓમાં કાળ, પશુઓમાં સિંહ, પક્ષીઓમાં ગરુડ, ક્ષત્રિયોમાં રામ, નદીઓમાં ગંગા, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા, સમાસોમાં દ્વન્દ્વ, મહિનાઓમાં માર્ગશીર્ષ, ઋતુઓમાં કુસુમાકર વસંત, પાંડવોમાં અર્જુન, અને મુનિઓમાં વ્યાસ હું છું.

(૧૦) સેનાપતિઓમાં બ્રહ્મચારી કાર્તિકેય સ્કંદ હું છું; પ્રજાઓની ઉત્પત્તિ કરનાર કામદેવ હું છું; સંયમ કરનારાઓનો યમ હું છું; અક્ષયકાળ હું જ છું; હરણ કરનારાઓમાં સર્વહરણ કરનાર મૃત્યુ હું છું; સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા હું છું; તેજસ્વી લોકોનું તેજ હું છું; સત્ત્વવાન્ લોકોનું સત્ત્વ હું છું; હું જય છું; વ્યવસાય–પુરુષાર્થ હું છું; દમન કરનારાઓનો દંડ હું છું; વિજય કરનારાઓની નીતિ હું છું; ગુપ્ત વસ્તુમાં મૌન હું છું અને જ્ઞાનીઓમાં જ્ઞાન હું છું.

(૧૧) તમામ ભૂતોમાં જે કાંઈ બીજ હોય તે હું છું. મારા વિના કશું સંભવે જ નહિ.

(૧૨) ટૂંકામાં કહું તો, મારી દિવ્ય વિભૂતિઓના વિસ્તારનો અંત જ નથી.

(૧૩) જે કાંઈ વિભૂતિવાળું છે, શ્રીયુક્ત છે, તેજસ્વી છે, તે બધું મારા થકી જ પેદા થયું છે એમ જાણવું જોઈએ.

(૧૪) આખું વિશ્વ મારા એક અંશથી જ ભરી દઈ હું રહેલો છું.

## અધ્યાય ૧૧ મો

(૧) અધ્યાત્મજ્ઞાનથી તમામ મોહનો નાશ થાય છે.

(૨) માણસ પોતાનાં ચર્મચક્ષુથી ભગવાનને જોઈ શકતો નથી. ભગવદ્દર્શન માટે દિવ્ય દૃષ્ટિ જ ઈશ્વર પાસેથી મળવી જોઈએ.

(૩) આ જગતમાં જે વસ્તુઓ અનેક રીતે અલગ અલગ, નોખી નોખી દેખાય છે તે ઈશ્વરની અંદર સંલગ્ન અને એકરૂપ દેખાઈ આવે છે.

(૪) આ નાશવંત દુનિયામાં ભગવાન અવિનાશી છે અને એ જ સનાતન પુરુષ, શાશ્વત ધર્મના રક્ષણકર્તા છે.

(૫) સજ્જન અને દુર્જન બધાનો જ નાશ ઈશ્વર કરતો રહે છે. આ સૃષ્ટિનાં સર્વ ચરાચર સત્ત્વો એના મોઢામાં પ્રવેશ કરે છે; અને દિવા ઉપર જેમ પતંગિયાં ઝંપલાવે છે તેમ તમામ લોકો ઈશ્વરના મોઢામાં વિનાશ માટે દોડે છે.

(૬) લોકોનો ક્ષય કરનાર કાળ પણ પરમાત્માની જ એક વિભૂતિ છે.

(૭) પરમાત્મા આ વિશ્વનું પરમ નિધાન છે. એ જાણનાર પણ છે અને જાણેલું પણ છે. આખા વિશ્વમાં એ જ ફેલાયેલો છે. અનંતવીર્ય અને અમિતવિક્રમ હોવાથી એ તમામ વસ્તુજાતને વ્યાપે છે. માટે એને 'સર્વ' કહે છે.

(૮) ભગવાનનું દર્શન વેદ, તપસ્યા, દાન, યજ્ઞ ઈત્યાદિ સાધનો વડે નથી થતું. અનન્ય ભક્તિથી જ માણસ ઈશ્વરને જાણી શકે છે.

(૯) તમામ ભૂતમાત્રો પ્રત્યે જે માણસ નિર્વૈર બને છે અને ઈશ્વરભક્ત બની ઈશ્વરનું કાર્ય જ કરે છે, તે ઈશ્વર પાસે પહોંચી જાય છે.

## અધ્યાય ૧૨ મો

(૧) ગીતાનો યોગ અમુક વખતે પલાંઠી વાળીને સમાધિ ભોગવવા માટે નથી. પણ આખો જન્મારો વિશિષ્ટ વૃત્તિથી જીવવા અને કર્મ કરવા માટે છે. ઈશ્વરમાં ચિત્ત પરોવી, નિત્યયુક્ત થઈ, ઇંદ્રિયોને કાબૂમાં રાખી, બધા પ્રત્યે સમાનભાવ ધારણ કરી, સર્વ પ્રાણીઓની—ભૂતમાત્રની—હિતસિદ્ધિમાં રચ્યાપચ્યા રહેવું એ ગીતાનો આદર્શ છે.

(૨) વ્યક્ત અને અવ્યક્ત એવા બે આદર્શ વચ્ચે અવ્યક્ત આદર્શનું સેવન કરવું વધારે અઘરું છે. તેમાં તકલીફ વધારે છે, કેમકે દેહધારી માટે અવ્યક્તનું આકલન કરવું ઘણું કઠણ છે.

(૩) જેઓ કૃષ્ણ પરમાત્માનું ધ્યાન ધરતાં બધાં કર્મો એને જ અર્પણ કરે છે અને અનન્ય યોગથી એને ભજે છે, તેમનો મૃત્યુસંસારસાગરમાંથી ઉદ્ધાર કરતાં ભગવાનને કશી જ વાર લાગતી નથી.

(૪) ભગવાન પોતે જ ભક્તોને એમની સાધના સમજાવે છે: તારું મન મારે ઠેકાણે રાખ, તારી બુદ્ધિ મારામાં પરોવી દે એટલે તું મારામાં જ આવીને વસીશ એમાં શંકા નથી.

(૫) ચિત્ત જો ઈશ્વરને ઠેકાણે સ્થિર ન થતું હોય તો નિરાશ ન થતાં ફરીફરી એ પ્રયત્ન અને અભ્યાસ જારી રાખવો.

(૬) અભ્યાસનો આ માર્ગ જો કોઈને ફાવે નહિ તો એને માટે બીજો રસ્તો છે. એણે ઈશ્વરપ્રીત્યર્થ કર્મો કરવાં અને સિદ્ધિ મેળવવી. આ રસ્તો પણ જો ફાવતો ન આવે, તો કરવાનાં કર્મો તો કરવાં પણ એ કર્મોનાં ફળોનો ત્યાગ કરવો.

(૭) કોઈ પણ કર્મ કેવળ ફરી ફરી કરવા કરતાં એની પાછળનું જ્ઞાન એ વધારે સારું છે. કેવળ જાણવા કરતાં એ વસ્તુનું અખંડ જાગ્રત ભાન રાખવું એ વધારે સારું છે. ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ સારો, કેમકે એમાં અનાસક્તિ હોય છે. એવા ત્યાગ પછી શાન્તિ મળવી જ જોઈએ.

(૮) જે સાચો ભક્ત છે, તે કોઈનો દ્વેષ નથી કરતો. તે બધા પ્રત્યે અનુકૂળ અને દુઃખીઓ પ્રત્યે દયાવાન હોય છે: હું અને મારું એ બે દોષમાંથી એ મુક્ત હોય છે. સુખ દુઃખ પ્રત્યે સમાન બની એ બધા પ્રત્યે ક્ષમાવાન હોય છે. એ પોતાની વાસનાઓને કાબૂમાં રાખી, નિશ્ચયમાં દૃઢ રહી, પોતાનાં મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કરી યોગયુક્ત રહે છે. એને જોઈને લોકો ત્રાસતા નથી. લોકોના દોષોથી એ ત્રાસતો નથી. હર્ષ અને અમર્ષ (ક્રોધ), ભય અને ઉદ્વેગ એ બધા દોષોથી એ વેગળો રહે છે. એને કશાની અપેક્ષા નથી હોતી. બધી રીતે એ સ્વચ્છ રહે છે. પોતાના કર્તવ્યમાં એ દક્ષ હોય છે. પોતાને થતી વ્યથા પ્રત્યે એ તદ્દન ઉદાસીન હોય છે. આવી પડેલું કર્તવ્ય પાર પાડવાની એની ટેક હોવાથી એ પોતાની મેળે

કોઈ પણ પ્રવૃત્તિ હાથે કરીને વહોરી નથી લેતો. શુભ પ્રાપ્ત થાઓ કે અશુભ, બન્ને વિષે તે ઉદાસીન જ રહે છે. એ ન તો હર્ષઘેલો થાય છે, ન દ્વેષથી આંધળો થાય છે. ન કશાની અપેક્ષા રાખે છે, ન કશાનો શોક કરે છે. શત્રુ અને મિત્ર, માન અને અપમાન, શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ એ બધાં દ્વન્દ્વો જાણતો છતો બન્ને પ્રત્યે સંગરહિત એવો એનો સમાનભાવ જ હોય છે. નિંદા કે સ્તુતિ એને માટે સમાન છે. જે કાંઈ મળે એટલાથી એ સંતુષ્ટ રહે છે. પોતાનું એવું ઘર નહિ રાખેલું હોવાથી જ્યાં જાય ત્યાં એનું પોતાનું જ ઘર છે. એટલે એની મતિ તો હમેશાં સ્થિર જ રહે છે. ચંચળતા એને વળગતી નથી. આવા આદર્શવાળો જે માણસ હોય તે ભગવાનને પ્રિય થાય તેમાં આશ્ચર્ય શું? ઈશ્વરનું કાર્ય એને હાથે જ પાર પડવાનું.

## અધ્યાય ૧૩ મો

(૧) જો આ જગતને અને જીવનને જાણવાં હોય તો ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બન્નેને ઓળખવાં જોઈએ. ક્ષેત્ર એટલે શરીર. — કેવળ મડદું નહિ પણ પંચમહાભૂતો, બુદ્ધિ, અહંકાર, અવ્યક્ત, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અગિયારમું મન, ઇંદ્રિયોના પાંચ વિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ), ઇચ્છા, દ્વેષ, સુખદુઃખ, સંઘાત, ચેતન અને તમામ વસ્તુઓને એકત્ર રાખનારી ધૃતિ નામની શક્તિ, આ બધું મળીને શરીર કહેવાય છે. વિકાર એટલે કે પરિવર્તનશીલતા એ એનો સ્વભાવધર્મ છે.

(૨) આવા શરીરને જે ઓળખે છે અને ચલાવે છે તે ક્ષેત્રજ્ઞ. ખરું જોતાં પરમાત્મા પોતે જ ક્ષેત્રજ્ઞ છે. એ ક્ષેત્રજ્ઞ ક્ષેત્રને ચલાવે છે, એથી જ સ્થાવરજંગમ તમામ સૃષ્ટિ પેદા થાય છે.

(૩) ગીતાનો જ્ઞાન શબ્દ માહિતી, જાણકારી, અથવા વિગતો અને સિદ્ધાંતો જેટલો સંકુચિત નથી. ગીતાના મત પ્રમાણે જ્ઞાન એટલે સંસ્કારિતા, જ્ઞાન એટલે આધ્યાત્મિક જીવન, જ્ઞાન એટલે બુદ્ધિની મદદથી જે કાંઈ મેળવ્યું હોય તે બધું જીવનમાં ઉતારવું તે. બુદ્ધિથી મેળવેલું જો જીવનમાં ઊતરે નહિ, સ્વભાવમાં પરિણમે નહિ, ચારિત્ર્યમાં પ્રગટ થાય નહિ તો તે બધું અજ્ઞાન છે એમ જ સમજવું.

(૪) ગીતાએ જ્ઞાનનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે: અભિમાનનો અભાવ, દંભનો અભાવ, હિંસાનો ત્યાગ, ક્ષમા, સરળપણું, આચાર્યની ઉપાસના, સ્વચ્છતા, સ્થિરતા, પોતાના મન ઉપર કાબૂ, જે જે વિષયો પ્રત્યે સામાન્યપણે ઇંદ્રિયો દોડે છે તે બધી વસ્તુઓ વિષે આંતરિક વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, જન્મ-મૃત્યુ-ઘડપણ-વ્યાધિ એ બધાંમાં દુઃખ અને દોષ ભરેલા છે એવી ખાતરી, અનાસક્તિ, બૈરાંછોકરાં-ઘરબાર-સગાંવહાલાં વિષે મોહનો ત્યાગ, પક્ષપાત રહિત સર્વત્ર સમભાવ, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય કે અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છતાં મનનું સમતોલપણું ટળે નહિ એવી

વૃત્તિ, ભગવાન પ્રત્યે અવ્યભિચારી અનન્ય ભક્તિ, એકાંત સાધવાની અભિરુચિ, લોકોના ટોળાંમાં ભળવાની અરુચિ, જીવનમાં હંમેશ આધ્યાત્મિક દૃષ્ટિએ જોવાની ટેવ, અને તત્ત્વજ્ઞાન પ્રમાણે બધું જોવાનો આગ્રહ. — આ બધું મળીને જે જીવન બને છે, તે જ્ઞાન છે. આથી જે કાંઈ વિપરીત હોય તે બધું અજ્ઞાન.

(૫) ઉપરની જ્ઞાનની વ્યાખ્યા જોતાં ગીતાનો જ્ઞાની, ભક્ત, સ્થિતપ્રજ્ઞ, યોગી, પંડિત, ગુણાતીત એ બધા એક જ ચિત્રનાં જુદાં જુદાં નામો છે એ સહેજે ધ્યાનમાં આવે છે.

(૬) જ્ઞાન શું છે એ જાણ્યા પછી જાણવાનું શું છે એ પણ કહેવું જોઈએ. જ્ઞાન એટલે જો આધ્યાત્મિક અને સંપૂર્ણ જીવત, તો જાણવા લાયક એટલે સાક્ષાત્કાર કરવા લાયક પરબ્રહ્મ જ હોઈ શકે.

(૭) આ પરમાત્મા વિષે જ્ઞાન થયું એટલે માણસ અમર થયો.

(૮) એ પરમાત્માનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે: એ અનાદિ છે, સહુથી વ્યાપક છે, એ સત પણ ન કહેવાય અને અસત પણ ન કહેવાય. એને બધી જ બાજુએ હાથ પગ છે, માથું–આંખ અને મોઢું છે, બધી જ બાજુએ કાન છે, આખા વિશ્વને ઘેરીને તે રહેલો છે, બધી ઇંદ્રિય અને ગુણનો આભાસ એનામાં થાય છે છતાં બધી ઇંદ્રિય વગરનો એ છે, એ અલિપ્ત છે છતાં બધાનો ભાર ઉપાડે છે; પોતે નિર્ગુણ હોવા છતાં ગુણોનો ઉપભોગ કરે છે, તમામ ભૂતોની અંદર પણ છે અને બહાર પણ છે, એ ચર અને અચર છે, એ અત્યંત સૂક્ષ્મ હોવાથી એનું સ્વરૂપ કળાતું નથી, એ દૂર પણ છે અને પાસે પણ છે, ભૂતમાત્ર સાથે અવિભક્ત હોવા છતાં જાણે અળગો રહેતો હોય એવો એ દેખાય છે, એ ભૂતોનો પાલનકર્તા છે, એમનો ગ્રાસ કરનાર છે અને એમના ઉપર રાજ્ય પણ કરે છે, તેજસ્વી વસ્તુઓમાં તે તેજસ્વી છે, અંધકારથી પર છે, તે જ્ઞાન છે — જ્ઞેય છે — જ્ઞાનગમ્ય છે અને બધાનાં હૃદયમાં તે અધિષ્ઠિત છે.

કેવળ મનુષ્યસમાજમાં દેખાઈ આવતા નહિ પણ આખી વિશ્વસંસ્થામાં રહેલા પરમાત્મતત્ત્વનું આ સ્વરૂપવર્ણન છે એ ધ્યાનમાં આવ્યા વગર રહે નહિ.

(૯) ક્ષેત્ર, જ્ઞાન, જ્ઞેય ઇત્યાદિ આ વ્યાપક વાતોનું ખરેખરું જ્ઞાન થઈ જાય અને માણસ જો ભક્ત હોય તો એને ઈશ્વરપ્રાપ્તિ થયા વગર રહે નહિ.

(૧૦) 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એમ આપણે કહીએ છીએ, પણ મિથ્યા એટલે જગત છે જ નહિ એવો અર્થ નથી. એ છે; પણ વિકારી છે; ક્ષણે ક્ષણે બદલાય છે; અને પરબ્રહ્મ વગર એ જગતની હસ્તીનો અર્થ જ નથી, આ અર્થમાં જગત મિથ્યા અથવા માયા છે.

પ્રકૃતિ અને પુરુષ એ બન્ને અનાદિ છે, સમાંતર રેખાની પેઠે હમેશાં અલગ હોવા છતાં સાથે સાથે ચાલતા આવ્યા છે. એ હંમેશને માટે છે જ.

(૧૧) આ વિશ્વમાં ત્રિગુણ અને એમનો વિસ્તાર તે જ પ્રમાણે જગતમાં થતા બધા વિકારો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે. કારણમાંથી કાર્ય પેદા કરવું એ કામ પ્રકૃતિનું અને એમાંથી ઉત્પન્ન થતાં સુખદુઃખો ભોગવવાં એ પુરુષનું કામ છે. પુરુષ 'સબ્જેક્ટિવ' છે, પ્રકૃતિ 'ઑબ્જેક્ટિવ' છે.

(૧૨) પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતા ગુણોને ભોગવવાનું કામ પ્રકૃતિમાં રહેલો પુરુષ કરે છે. સારીનરસી યોનિમાં જન્મ લેતા પુરુષનો ગુણો સાથે જે સંગ થાય છે, તેને કારણે એને સુખદુઃખાદિ ભોગવવાં પડે છે. આ પ્રકૃતિ અને પુરુષ સાથે સાથે જે પરમ પુરુષ છે તે પરમાત્મા છે. એ જ માણસને પ્રેરે છે, દોરે છે, એનું પાલન કરે છે અને મહેશ્વર હોઈ બધા અનુભવોનો ઉપભોગ કરે છે.

(૧૩) પ્રકૃતિ, એના ગુણો, એની અંદર રહેલો પુરુષ એ બધું જાણ્યા પછી માણસને શી રીતે વર્તવું એની મૂંઝવણ રહેતી નથી. એ ગમે તેમ ચાલે તો યે એને પુનર્જન્મની બાધા થતી નથી. ધ્યાનયોગથી, સાંખ્યયોગથી કે કર્મયોગથી અથવા કેવળ બીજો પાસેથી સાંભળીને શ્રદ્ધાપૂર્વક પણ જેઓ ઈશ્વરની ઉપાસના કરે છે તે બધા મૃત્યુને તરી જાય છે.

(૧૪) આ વિનાશી જગતમાં અવિનાશી પરમેશ્વરને જે જુએ છે, તમામ ભૂતમાત્રમાં સમાન ભાવે રહેલા પરમાત્માને જે જુએ છે, તે જ ખરો જ્ઞાની છે.

(૧૫) સર્વત્ર બધામાં સરખી રીતે રહેલા એ ઈશ્વરને જે જુએ છે તેને માટે સ્વકીય અને પરકીય એવો ભેદ રહેતો નથી. એ પોતે પોતાને શી રીતે મારે? એક વાર પોતાપણું મનમાં દૃઢ થયું એટલે અહિંસા સ્વાભાવિક થાય છે અને પરિણામે માણસ પરમ ગતિને પહોંચે છે.

(૧૬) તમામ કર્મો પ્રકૃતિ દ્વારા થાય છે એમ જે સમજી શક્યો, તે 'આત્મા અકર્તા છે' એમ સહેજે સમજી શકે છે.

(૧૭) આકાશ સૂક્ષ્મ હોઈ સર્વવ્યાપક છે તેથી અવાજ કે સુગંધ-દુર્ગંધ આદિ કોઈ પણ વસ્તુથી આકાશને લેપ થતો નથી. તે નિર્લિપ્ત જ રહે છે. એ જ પ્રમાણે બધાંના શરીરમાં આત્મા રહેતો છતો કોઈ પણ રીતે તે અભડાતો નથી. એ શરીરમાં રહેનારો પરમાત્મા અનાદિ હોઈ, નિર્ગુણ હોઈ અને અવ્યય હોઈ કશું કરતો નથી અને એને કશાનો લેપ થતો નથી.

(૧૮) સુરજ જેમ આ આખી સૃષ્ટિને ઉજાળે છે તેમ જ આ ક્ષેત્રી તમામ ક્ષેત્રોને પ્રકાશે છે.

(૧૯) આ દુનિયામાં અલગ અલગ દેખાતા પદાર્થોને એક તત્ત્વની અંદર જ રહેલા જે જુએ છે અને એમાંથી એ આખો વિસ્તાર થયેલો જોઈ શકે છે તે પરબ્રહ્મને પામે છે.

## અધ્યાય ૧૪ મો

(૧) પુરુષ અને પ્રકૃતિ આ બે તત્ત્વો જાણ્યા પછી પ્રકૃતિમાંથી વિસ્તરતા ત્રણ ગુણોનું સ્વરૂપ જાણવું જોઈએ. અને તે જાણ્યા પછી એ ત્રિગુણથી પણ પર એવી જે કેવળ સ્થિતિ છે તે પણ જાણવી જોઈએ.

(૨) માણસ તમોગુણમાંથી સત્ત્વગુણ તરફ જવાનો પ્રયત્ન કરે તે દરમ્યાન એને રજોગુણ વટાવવો પડે છે. તમોગુણી માણસ પ્રથમ પગથિયા તરીકે ઇરાદાપૂર્વક રજોગુણી થવાનો પ્રયત્ન કરે એ ખોટું છે. તમોગુણી મનુષ્ય સત્ત્વગુણી થવાનો જ પ્રયત્ન કરે; તેમ કરતાં રજોગુણ પેદા થાય છે અને વધે છે એ એક અપરિહાર્ય બીના છે. આમ રજોગુણ વધેલો જોઈ બીવાનું કારણ નથી. તમોગુણમાંથી બહાર પડ્યા એ જ અભિનંદનીય વાત છે.

(૩) અને સત્ત્વગુણ સુધી પહોંચ્યા પછી ઝાઝી સાધના રહેતી નથી. સત્ત્વગુણ જેમ જેમ પરિપક્વ થતો જાય, તેમ તેમ એમાંથી ગુણાતીતની સ્થિતિ કેળવાતી જાય છે.

(૪) સત્ત્વગુણ કેળવ્યા વગર ગુણાતીતની અવસ્થા સુધી માણસ પહોંચી જ ન શકે. ગુણાતીતનું વર્ણન સાવ અસંસ્કારી, સાધનાશૂન્ય માણસને પણ લાગુ પડતું હોય એમ લાગે, પણ તે કેવળ શાબ્દિક ભ્રમણા જ છે.

(૫) ત્રણે ગુણોનું અને ગુણાતીત અવસ્થાના સ્વરૂપનું જ્ઞાન ગીતાએ સર્વોત્તમ જ્ઞાન કહ્યું છે, કેમકે એ જાણવાથી માણસ પોતાનું જીવન ઉચ્ચ અને ઉચ્ચતર કરી શકે છે. એટલું જ નહિ પણ પરમાત્મા જેવી એની સ્થિતિ થવાથી સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય એને બાધક થતાં નથી.

(૬) સત્ત્વ, રજ અને તમ આ પ્રકૃતિના ગુણો આત્માને આ શરીર સાથે બાંધી રાખે છે.

(૭) એમાં સત્ત્વ ગુણ નિર્મળ, પ્રકાશકારી અને આરોગ્યદાયી હોવાથી સુખ અને જ્ઞાન પેદા કરે છે અને એ જ એક સૂક્ષ્મ બંધન થઈ જાય છે.

(૮) રજોગુણ તૃષ્ણા અને આસક્તિમાંથી ઉત્પન્ન થાય છે. એનું સ્વરૂપ આકર્ષણાત્મક હોય છે. એના બંધનને કારણે માણસ કર્મપરાયણ થાય છે.

(૯) તમોગુણ અજ્ઞાનમાંથી પેદા થાય છે. પ્રાણીઓને એ મોહમાં નાંખે છે અને પ્રમાદ, આળસ અને નિદ્રા વધારી બંધનરૂપ થઈ જાય છે.

(૧૦) ટૂંકામાં સત્ત્વમાંથી સુખનું બંધન, રજમાંથી કર્મનું બંધન અને તમમાંથી જ્ઞાનને ઢાંકી દેનાર પ્રમાદનું બંધન પેદા થાય છે.

(૧૧) કોઈ પણ માણસમાં એક જ ગુણ હોઈ શકે જ નહિ. જ્યાં શરીર છે ત્યાં આ ત્રણે ગુણ છે જ. બીજા બે ગુણોને દબાવી જે ગુણ પ્રભાવી નીવડે છે, તે ગુણનું તે શરીર મનાય છે.

(૧૨) સત્ત્વગુણ વધે છે ત્યારે બધી ઇંદ્રિયો પ્રકાશમાન થાય છે અને જ્ઞાન ખીલે છે. સત્ત્વગુણી માણસ અંતે ઉત્તમ નિર્મળ લોક સુધી પહોંચે છે.

(૧૩) રજોગુણ વધે, એટલે માણસમાં લોભ, અનેક જાતની પ્રવૃત્તિ કરવાની ઇચ્છા, અસ્વસ્થતા અને વાસના વધે છે. એમાંથી દુ:ખ જ પેદા થાય છે, અને માણસનું કર્મબંધન વધે છે.

(૧૪) અને જ્યારે તમોગુણ વધે છે ત્યારે આળસ, જડતા, અજ્ઞાન, પ્રમાદ, મોહ એ અંધારાં તત્ત્વો વધે છે. એમાંથી માણસ પશુકોટિમાં પહોંચે છે. અને માણસ અજ્ઞાનમાં વધુ ને વધુ ઊતરે છે.

(૧૫) સત્ત્વગુણી લોકો ઉપર જાય છે એટલે કે ચડે છે, તમોગુણી નીચે નીચે જાય છે – એમનો અધ:પાત થાય છે. અને વચલા રજોગુણી આટઆટલી પ્રવૃત્તિ અને ધમાલ કરતાં છતાં જ્યાં છે ત્યાં ને ત્યાં જ રહે છે.

(૧૬) આ ત્રણે ગુણોને વટાવી જે પાર ગયો, તેને જન્મ-મૃત્યુ-જરા-દુ:ખનું બંધન નથી રહેતું.

(૧૭) ગુણોની શરીર ઉપર ગમે તે અસર થતી હોય તો યે જે માણસ પોતાનાં મનબુદ્ધિને અલિપ્ત રાખી શકે છે, તે માણસ ઉદાસીન જેવો દેખાતો છતાં મુક્ત છે. કેમકે ગુણોની અસરથી તે વિચલિત નથી થતો.

(૧૮) એવા ગુણાતીતનું વર્ણન નીચે પ્રમાણે કરેલું છે: તે સુખદુ:ખમાં સમાન હોય છે, તે પોતાના આત્માને આધારે જ રહે છે, માટીનું ઢેફું, પથરો અને સોનું એને માટે સરખાં જ હોય છે, પ્રિય અને અપ્રિય બન્ને એને માટે એક જ હોય છે, નિંદા અને સ્તુતિ વચ્ચે એ ફેર જોતો નથી. માન અને અપમાન ગમે તે હોય એની એના ઉપર અસર થતી નથી, માન અને અપમાન એને માટે સમાન છે, મિત્ર અને શત્રુ બન્ને પક્ષમાં એ સમાન જ રહે છે, એ પોતાની મેળે – હાથે કરીને – કોઈ પ્રવૃત્તિ ઊભી કરી બંધનમાં સપડાતો નથી. એવો માણસ જ્યારે અનન્ય ભાવે ભગવાનની ભક્તિ કરે છે, ત્યારે તે ત્રણે ગુણને વટાવી બ્રહ્મત્વને પામે છે.

અપૂર્ણ ]

# સન્તુનો પોપટ

માલ્કમ આલ્ફ્રેડ

સન્તુનો પોપટ ઊડી ગયો હતો. એક વરસ પહેલાં જ્યારે સન્તુ પોતાના અત્યારના ઘરમાં શરમાળ નવવધુ બનીને આવી હતી ત્યારે તેના પતિએ તેને એ ભેટ આપ્યો હતો. એનાં પીછાં ફાગણના દિવસ જેવાં સ્વચ્છ અને સવારના ધુમ્મસ જેવાં મુલાયમ હતાં. સન્તુ પતિને જેટલો પ્યાર કરતી હતી તેટલો જ પ્રેમ એના પોપટ પ્રત્યે પણ દાખવતી હતી. અને એ પોપટ હવે ક્યાંયે ઊડી ગયો હતો. એનું ખાલી પીંજરું પવનમાં આમતેમ ડોલતું હતું—સન્તુના હૃદય જેમ. કદાચ પાછો એ મળે પણ નહિ.

મનમાં ને મનમાં એણે રામલાલને પાછી ગાળો ભાંડી. પોપટ ઊડી ગયો ત્યારથી તે અત્યાર સુધીમાં તેણે એને હજારો ગાળ દીધી હશે. આ બધાં તોફાન પછવાડે એનો જ હાથ હતો.

તોફાનમાં રામલાલ એટલે હદનો આંટો. એના હાથ પગ એક ક્ષણ માટે પણ સીધા રહે નહિ. જો કંઈ જ કરવાનું મળે નહિ તો છેવટે એ તબેલામાંથી એકાદ ટોપલો લઈ આવી એની સળીએ સળી જુદી કરી ફેંકી દેતો! બિચારો કરસન કુંભાર તો એનાથી તોબા પોકારી ગયો હતો. રામલાલ એના ગધેડાઓને પકડી બબ્બેની પૂંછડી ગાંઠ મારી બાંધી દેતો અને પાછી ડીફાં મારી આમતેમ દોડાવતો! કરસન મારવા પાછળ પડતો, પણ જેનું નામ રામલાલ એ તે એમ કદી હાથ આવે! કરસન બરાડતો, "સા...લ્લા, હવે તને થાણાંમાં ન પહોંચાડું તો મારું નામ નહિ." પણ રામલાલ હોઠ પર લુચ્ચું હાસ્ય ફરકાવી કહેતો, "અરે જા રે, તારાથી થાય તે કરી લેજે. પોલીસથી બીએ છે કોણ!" કરસન રાતોપીળો થઈ બૂમ મારતો, "એ જ્યારે જેલમાં જશે ત્યારે ખબર પડશે, બેટમજી!" "હું તો જેલમાં જઈશ, પણ એ પહેલાં તારા એકેએક ગધેડાને બાંડું બનાવતો જઈશ!"

સન્તુ રામલાલની સાવકી મા હતી. રામલાલની મા તો બિચારી કેટલાં યે વરસ પહેલાં મરણ પામી હતી. ત્યારે તે આઠ વરસનો હતો. આમ તો તે કોઈને ય ગાંઠે નહિ, પણ મા પાસે નરમઘેંસ જેવો થઈ જતો. એની મસ્તીએ આખા ગામને માથે કર્યું હોય ત્યારે મા એક જ શબ્દથી તેને શાંત કરી દેતી. પણ તે ઘણુંખરું રામલાલને કાંઈ કહેતી જ નહિ. વધારે લાડ લડાવી એણે જ એને બગાડ્યો હતો એમ કહીએ તો જરા યે ખોટું નથી. એનો બાપ ચંદુલાલ તો બિચારો દુકાનના કામકાજમાંથી પરવારે ય નહિ અને તેને કાંઈ કહે યે નહિ.

રામલાલને વાર્તાનો બહુ શોખ હતો. દરરોજ રાત્રે સૂતી વખતે એ મા પાસે એક વાત કહેવડાવતો. એક રાજા અને સાત રાણીની વાર્તા, સાત સૂંઢવાળા હાથીની વાર્તા,

જળપરીઓની વાર્તા, ઓરમાન મા અને બે નાનાં નિર્દોષ બાળકોની વાર્તા—એ બધી વાર્તાઓમાં એને ઓરમાન માની વાર્તા ખૂબ ગમતી. સાવકા છોકરાને એ ઓરમાન મા મારી નાંખે છે તે પ્રસંગ જ્યારે આવતો ત્યારે રામલાલ જોરથી રડી દેતો.

રામલાલની માને મરી ગયાંને આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. રામલાલ સમીસાંજના સૂર્ય જેવા મોટા તિલકવાળો એનો ચહેરો યે ભૂલી ગયો છે; એની લાંબી પાતળી કરાંગુલીઓનો મીઠો સ્પર્શ પણ વીસરી ગયો છે. પણ જો એ કાંઈ ભૂલ્યો નથી તો તે પેલી ઓરમાન માની વાર્તા. બે નિર્દોષ બાળુડાંને મારી નાંખનાર એ સ્ત્રી કેટલી ભયંકર હોવી જોઈએ . . .

સન્તુ જ્યારે પહેલવહેલી શ્વસુરગૃહે આવી ત્યારે એણે રામલાલને પાસે બોલાવ્યો. તેને ખોળામાં બેસાડી હેતથી ચુંબન કરી કહ્યું, "મને ખબર છે કે હું તને ગમતી નથી. તને એમ છે કે હવે હું ઘરની માલિક બની બેસીશ, હેં ને? ના, ભાઈ, ના! હું કાંઈ તારું રાજ છીનવી લેવા આવી નથી. હવે તો તારી સત્તા ઊલટી વધશે, સમજ્યો? હું તને રોજ શીરો કરીને જમાડીશ, સુંદર વાર્તા કહીશ. તું એના બદલામાં મને મા કહીશ?"

પણ સન્તુ એની સાવકી મા છે એ વાત રામલાલ એક ક્ષણ માટે પણ ભૂલે તેમ નહોતો. તેણે તિરસ્કારમાં જોરથી માથું ધુણાવ્યું, "ના!"

"ના! કેમ? મેં તારું શું બગાડ્યું છે?"

"તમે મારી મા નથી," કહી સન્તુની આંખમાં ઉભરાએલાં આંસુ તરફ નજર સરખી કર્યા વિના ઝટકો મારી એના ખોળામાંથી ઊઠીને તે બહાર દોડી ગયો.

સન્તુએ હજુ અઢાર દિવાળી તો માંડ જોઈ હશે. તેનાં પણ માબાપ બચપણમાં જ પરલોકવાસી થયાં હતાં. તે મામાને ત્યાં ઊછરી હતી, ઘણું યે દુઃખ ભોગવ્યું હતું. ચંદુલાલ સાથે એના વિવાહ એની મરજી વિરુદ્ધ થયા હતા કે નહિ એ તો ખબર નથી, પણ એની સંમતિ વિના થયા હતા એ તો ચોક્કસ. લગ્ન અગાઉ તેણે રામલાલ વિષે અનેક વાતો સાંભળી હતી. મન સાથે ગાંઠ વાળી હતી કે હું બીજી ઓરમાન મા જેવી થઈશ નહિ. એને સુધારીશ, સુખી કરીશ. રામલાલને તે ખરા હૃદયથી ચાહતી હતી. પણ આ અજાણ્યા ઘરમાં પહેલી જ મુલાકાતે રામલાલ મોં ચડાવી નાસી ગયો એટલે એ આંસુ સારવા લાગી — અનાથ બાળકની જેમ.

તે રડતી હતી ત્યાં બહારથી ચંદુલાલનો ખોંખારો સંભળાયો. આંસુ છુપાવવા તે અરીસા પાસે દોડી ગઈ અને અંદર જોઈ વાળ સરખા કરવા લાગી. ચંદુલાલ કેટલી યે વાર સુધી પત્નીની પાતળી દેહલતા નીહાળતો, એનું સૌન્દર્ય પીતો જોઈ રહ્યો. જ્યારે એ કંઈ યે બોલી નહિ કે મોં પણ ફેરવ્યું નહિ ત્યારે તે બોલ્યો, "તને ખબર છે કે દર્પણને ફક્ત વખાણ કરતાં જ આવડે છે? રૂપ તો પ્રેમનાં આંસુમાં જોવું ઘટે."

"જાણું છું, બરાબર જાણું છું; અને હું એ જ કરવા માગું છું." તે મનમાં જ એમ બબડી, પણ પ્રગટ કાંઈ બોલી નહિ.

"જરા જો તો, હું તારા માટે કંઈક લાવ્યો છું." સન્તુએ ત્રાંસી આંખે જોયું. ચંદુલાલના હાથમાં ચળક ચળક થતું પિત્તળનું પીંજરું હતું. અંદર એક સુંદર પોપટ ડહાપણથી માથું ધુણાવતો ઝૂલા ઉપર બેઠો હતો.

*

આ વાતને એક વર્ષ થઈ ગયું છે. પણ એ પ્રથમ દિવસ સન્તુ કદી યે ભૂલી નથીઃ પિત્તળનું ચકચકિત પીંજરું, રૂપાળો પોપટ, પતિનાં અણુય વાક્યો, અને – અને – 'તમે મારી મા નથી.'

રામલાલની ઇચ્છા વિરુદ્ધ સન્તુ કાંઈ પણ કરતી નહિ. પણ રામલાલ તો બધું જ તેની મરજીથી વિરુદ્ધ કરતો. વાતવાતમાં તે સન્તુને ચીડવતો. વેરની વસુલાતમાં મનુષ્યને જેવો આનંદ મળે તેવો આનંદ રામલાલ તેમાંથી મેળવતો. સન્તુની વાર્તાની ચોપડીઓમાંથી તે ચિત્રો ફાડી જતો; જમતાં જો કાંઈ વાંકું પડે તો દાળનો વાટકો તેના ઉપર ફગાવતો; એના પોપટનાં પીંછાં કાપી બોડકો બનાવી દેતો. અને આવું આવું તો તે કેટલું યે કરતો. એના માટે સન્તુ પ્રત્યેક પાડોશી સાથે લડી ચૂકી હતી. તે કદી નિશાળે તો જતો જ નહિ. ઘેર ભણાવવા આવતા માસ્તર પણ રામલાલના તીણી ધારવાળા ચપ્પુથી ડરતા.

અને તો યે સન્તુ કોઈ દિવસ તેના ઉપર ગુસ્સે થતી નહિ. એક દિવસ એ જરૂર પોતાને મા કહી બોલાવશે – એવી આશામાં રામલાલનું તે બધું માફ કરી દેતી, સઘળું તે ધીરજથી સહન કરી લેતી. પણ ધીરજને ય હદ હોય છે. ગઈ કાલે ગામમાં છરી કાતર સજાવવાવાળો કાબુલી આવ્યો હતો. રામલાલે પોતાના ચપ્પુને ધાર કઢાવવા સન્તુ પાસે બે પૈસા માગ્યા. રામલાલ ચપ્પુ રાખતો તે સન્તુને જરા યે ગમતું નહિ. તેણે પૈસા આપવા ચોખ્ખી ના કહી. રામલાલ મોં ચડાવી બહાર જતો રહ્યો. તેના બધા ગોઠિયા નિશાળે ગયા હતા એટલે તેને કોઈની પાસે પૈસા મળે એમ હતું નહિ. થોડી વાર પછી પાછો આવી લાગ જોઈ તે સન્તુના ખંડમાં ઘૂસ્યો. સન્તુ રસોડામાં હતી. પણ જેવી તેણે પેટી ખોલી કે અકસ્માત તે ત્યાં આવી ચડી. રામલાલને ચોરી કરતો જોઈ તે ખૂબ ચિડાઈ. મગજ પરનો કાબૂ ગુમાવી તે બોલી, "મૂઆ ચોર! ચોરી કરતાં શીખ્યો કે? જો હવે તારી વલે કરું તે." અને બારણું બંધ કરી સોટી લઈ રામલાલને સારી પેઠે માર્યો. રામલાલ પહેલાં તો ફાવે તેમ ગાળો સંભળાવવા લાગ્યો, પણ પછી તેણે જોરથી ભેંકડો તાણ્યો! પણ જેવું મારવાનું બંધ થયું કે તરત જ તે પરસાળમાં ગયો અને સન્તુના પ્રિય પોપટને પાંજરું ખોલી ઉડાડી દીધો! પછી બોલ્યો, "લેતી જા, મૂઈ ડાકણ!...અને હું યે હવે નાસી જઈશ અહીંથી. જ્યારે તું મરી જઈશ ત્યારે આ ઘરમાં પગ મૂકીશ!" પછી સન્તુ એને પકડે એ પહેલાં તો તે દોટ મૂકી દોડી ગયો.

સન્તુના મનને સખત આઘાત થયો. શું કરવું તે તેને સૂઝ્યું નહિ. ઘડીમાં તે રામલાલને ગાળો દેતી, તો ઘડીમાં પોતાને. ચંદુલાલ ઘેર આવ્યો ત્યારે તેણે બધી વાત તેને કહી. સન્તુના મનની વ્યગ્રતા પારખી જઈ તે બોલ્યો, "જો તું તારા પોપટ માટે રડતી હોય તો તેમ કરવાની જરૂર નથી. હું હમણાં જ એને શોધી મંગાવીશ. અને જો પેલા રામલા માટે રોતી હોય તો તારા જેવું કોઈ મૂરખ નથી. એનાથી હું તદ્દન કંટાળી ગયો હતો. જો એ નાસી નહિ ગયો હોત તો મારે જ એને કાઢી મૂકવો પડત."

સન્નુ કાંઈ બોલી નહિ. પાલવથી આંખો લૂછતી તે બીજા ખંડમાં જતી રહી.

સાંજ પડી. આખી રાત પસાર થઈ ગઈ. પ્હો ફાટ્યો અને પાછો દિવસ ચડવા લાગ્યો.

વળી સાંજ પડવા આવી. સન્નુએ એ દરમ્યાન મોંમાં અન્નપાણી મૂક્યાં નથી. બારીના સળીઆ પકડી તે રસ્તા પર નજર નાંખ્યા કરે છે. સાંજ પડતાં પહેલાં તો આકાશમાં વાદળ ઘેરાઈ આવ્યાં અને થોડી વારમાં વરસાદ તૂટી પડ્યો. ચંદુલાલ જાતે જ એક નોકરને લઈ સીમમાં પોપટની શોધમાં ગયો હતો. ઘરમાં તે એકલી જ હતી. વીજળી ચમકી અને એક ભયંકર કડાકો થયો. તે ધ્રુજી ઊઠી. તેણે આંખો મીંચી દીધી. તરત જ બીડાએલી આંખો સામે કોઈની આકૃતિ ખડી થઈ ગઈ. વરસાદમાં રખડતા તેના પતિની નહિ, પણ એક સુકુમાર કિશોરની. ભૂખથી એના પેટમાં ખાડા પડયા છે. હોઠ ફિક્કા, સફેદ પડી ગયા છે. ટૂંટિયુંવાળી વરસાદમાં ધ્રૂજતો એ એક વૃક્ષ નીચે બેઠો છે. એની પીઠ પર આમની સ્થિર થએલી જ્વાળાઓ જેવા સોળ પડયા છે. બિચારો અનાથ છોકરો ધીરું ધીરું રૂદન કરે છે......ભગવાન! ભગવાન!......

ત્યાં બહાર દૂરથી મોટરબસનો અવાજ સંભળાયો. સન્નુ દોડીને પૈસાનું પાકીટ લઈ આવી અને ઘર આગળ બસને ઊભી રખાવી તેમાં ચડી બેઠી. તે બસ શહેરમાં જતી હતી. શહેરમાં તે કાલિમાતાના મંદિર આગળ ઊતરી ગઈ. અંદર જઈ માતાને પગે લાગી તેણે ખૂબ લાંબી પ્રાર્થના કરી. કેટલી યે માનતાઓ માની, આરતી ઉતારી તે બહાર આવી.

વરસાદ બંધ પડી ગયો હતો. પાસે વડ ઉપરથી પાણીનાં અગણિત ટીપાં પશ્ચાતાપનાં આંસુ જેમ ટપકતાં હતાં. જેવી તે બહાર આવી કે કેટલા યે ભિખારીઓએ તેને ઘેરી લીધી. "મા, ગરીબને કાંઈ આપો, મા; અમે ભૂખ્યાં છીએ, હવારથી કાંઈ ખાધું નથી." સન્નુના ગળે ડૂમો ભરાઈ આવ્યો. ગાડીના પૈસા રાખી બાકીના પૈસા તેણે ભિખારીઓને આપી દીધા.

પાસેથી જતી એક ઘોડાગાડી બોલાવી તેમાં તે ચડી બેઠી. ગાડી ચાલી. ત્યાં તો કોઈ રોતું રોતું આવ્યું: "મા, ભૂખ્યો છું; એક પૈસો આપો, મા." ચમકીને સન્નુએ પાછું ફરીને જોયું. અરે! આ કોણ! એ ભિખારી તે રામલાલ હતો. તેણે સન્નુને જોઈ અને નાસવા માંડયું. ત્યાં તો સન્નુએ ગાડીમાંથી કૂદીને તેને પકડી લીધો.

તેને બાથમાં દબાવી માથામાં ચુંબન કરી તે માંડમાંડ બોલી, "બેટા, તારી આ ગરીબ મા પાસે એવું શું છે જે તને આપે?"

"મા," કહી રામલાલે સન્નુના વક્ષઃસ્થળમાં મોં છુપાવી રડી દીધું!

અને રાત્રે જ્યારે ચંદુલાલ સન્નુના ખોવાએલા પોપટને લઈ રસોડામાં દાખલ થયો ત્યારે આંખ સામેનું અપૂર્વ દૃશ્ય જોઈ તે અવાક્ બની ગયો. સન્નુ રામલાલને ખોળામાં બેસાડી તેના મોંમાં કોળીઆ મૂકી જમાડતી હતી. તેની લીંબુની ફાડ જેવી આંખો પાણીથી છલકાતી હતી. થોડી વાર પછી તે બોલ્યો, "સાંભળે છે કે? તારો પોપટ મળી ગયો. બધે રખડી રખડીને હું ઘેર આવ્યો ત્યારે એ બાઈસાહેબ આરામથી પીંજરા ઉપર બેઠા હતા!"

"મને ખબર જ હતી કે એ પાછો આવશે." સન્નુએ પતિ તરફ જોયા વિના જ જવાબ આપ્યો.

☆

# શ્રી અરવિંદ

મૂળ લેખક : શ્રી દિલીપકુમાર રાય
અનુવાદક : નગીનદાસ પારેખ

[ શ્રી દિલીપકુમાર રાયે શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર, બર્ટ્રાન્ડ રસેલ અને રોમાં રોલાં સાથે પોતાને જુદે જુદે પ્રસંગે જે ચર્ચાઓ થયેલી તે બધી પુસ્તકાકારે બંગાળીમાં પ્રસિદ્ધ કરી છે. એ ચર્ચાઓમાં ચર્ચાયેલા વિષયો મહત્ત્વના હોઈ તેનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું મને મન થયું. તેમણે પરવાનગી પણ આપી. એ બદલ હું તેમનો અને તે મેળવી આપનાર મિત્રોનો આભારી છું. આ આખો અનુવાદ સળંગ લેખમાળા રૂપે 'પ્રસ્થાન'માં આપવા ધારું છું.

મૂળ વાતચીત અંગ્રેજીમાં થયેલી અને પુસ્તકમાં તેનો બંગાળી અનુવાદ આપેલો છે. મૂળનો અર્થ સ્પષ્ટ થાય એટલા માટે ઘણી જગ્યાએ અંગ્રેજી વાક્યો ઉતારેલાં છે. એ વાક્યો જોતાં મને કોઈ કોઈ ઠેકાણે શ્રી દિલીપકુમારે કર્યો છે એથી જરા જુદી રીતે અનુવાદ કરવાનું મન થયેલું. પણ મેં બંગાળી પુસ્તકનો અનુવાદ કરવાનું માથે લીધું, એટલે મારે તેને પણ વફાદાર રહેવું જ જોઈએ, આથી સામાન્ય રીતે મેં તેમના અનુવાદમાં ક્યાં ય છૂટ લીધી નથી. મને પોતાને એમની અનુવાદશૈલી ખૂબ ગમી છે. ]

He who would bring the heavens here
Must descend himself into clay
And the burden of earthly nature bear
And tread the dolorous way.

( શ્રી અરવિંદ—અપ્રગટ )

જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને
તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું
પૃથ્વી કેરો મલિન પ્રકૃતિ બોજ ઉઠાવવાનો
કષ્ટ છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો.

*

શ્રી અરવિંદ વિષે કંઈ લખવા જવું એ મારે માટે દુઃસાહસ છે, એમાં શક શો ? તો યે તેઓ મારા ગુરુ દીક્ષાદાતા છે, એટલે અકૃતાર્થ પ્રયત્નમાં પણ ચરિતાર્થતા રહેલી છે. માણસ જેની પાસે ચરમપંથનો પ્રકાશ પામે છે, તેની વાત કરવાની તેને તૃષ્ણા જાગે છે. પણ આ આત્મસમર્થન આગળ નહિ ચલાવું. બધા જ ઓછામાં ઓછું એટલું તો સમજશે કે શ્રી અરવિંદના મહત્ત્વનું કોઈ ચિત્ર દોરવાનો આ પ્રયત્ન નથી—એ અસંભવિત છે. શ્રી અરવિંદે મારા જ ઉપરના એક પત્રમાં, કેટલાંક વર્ષ પહેલાં લખ્યું હતું: "No one can write about my life, because it has not been on the surface for man to see." ( અર્થાત્, મારા જીવન વિષે કોઈ લખી શકે એમ છે જ નહિ, કારણ કોઈ જોઈ શકે એમ સપાટી ઉપર એ રહ્યું જ નથી. ) હું તો મારી શક્તિ અનુસાર તેમને વિષે બોલવાનો પ્રયત્ન કરીશ—અને એટલી વ્યક્તિગત રીતે. આવી બાબતમાં એ માર્ગ જ સૌથી વધુ સલામત હોય છે—કારણ યોગ સંબંધે અવૈયક્તિક વાત કરવાને હું અધિકારી નથી. શ્રી અરવિંદના પત્રોમાંથી વ્યક્તિગત પત્રો ચૂંટી કાઢવાનું પણ એ જ કારણ છે.

શ્રી અરવિંદની ગીતા વિષે મેં પહેલ વહેલું સાંભળ્યું. મિત્રવર્ય શ્રી કૃષ્ણપ્રેમ પાસેથી એમનું નામ પહેલાં રોનાલ્ડ નિક્સન હતું. અત્યારે એઓ સંન્યાસી છે—આલ્મોડામાં સાધન કરે છે. તેમણે મને કહ્યું હતું કે આવી ઉજ્જ્વલ અને ગભીર વ્યાખ્યા મેં કદી વાંચી નથી તે વાતને આજ બાર વરસ થયાં હશે. ત્યાર પછી મેં શ્રી અરવિંદનાં અંગ્રેજી 'એસેઝ ઑન ધ ગીતા,' 'સિન્થસિસ ઑવ યોગ,' 'ફ્યુચર પોએટ્રી,' 'લાઈફ ડિવાઈન' અને 'મધર' વાંચ્યાં. સાંભળીને કોઈને નવાઈ લાગશે પણ એ વાત સાચી છે કે બાર સ્વદેશી મિત્રો સંખ્યામાં લગભગ અગણિત હોવા છતાં તેમને કોઈને મોઢેથી મેં તે વખતે શ્રી અરવિંદની કે તેમનાં પુસ્તકોની વાત સાંભળી નહોતી—પહેલ વહેલી સાંભળી એક વિદેશ મિત્રને મોઢે. ત્યારે જ હું પહેલ વહેલો યોગી શ્રી અરવિંદ તરફ વળ્યો.

ત્યાર પછી મેં તેમને પત્ર લખ્યો. જવાબ આવ્યોઃ ના, મુલાકાત નહિ થાય. લગ્ન સંબંધે પણ મેં તેમને પ્રશ્ન પૂછ્યો. જવાબમાં તેમણે જે કહ્યું તે શ્રી સુરેશચંદ્ર ચક્રવર્તીએ મને લખી જણાવ્યું. એ પત્ર લાંબો છે—આખો ઉતારવો અનેક કારણે સંભવિત નથી—તોપણ છેવટનો થોડો ભાગ ઉતારું છું:

"તમારી બાબતમાં બધો આધાર તમારા જીવનધ્યેય ઉપર છે. જો તમારું ધ્યેય પ્રાણિક અને શારીરિક * સુખોપભોગનું જીવન ગાળવાનું હોય તો તમે ગમે ત્યાંથી તમારી સહચરી પસંદ કરી શકો છો. જો તમારું ધ્યેય ઉચ્ચતર હોય, કળા, સંગીત કે દેશસેવાનું હોય—તો જીવનસહચરીની શોધમાં વાસના નિર્ણાયક ન બનવી જોઈએ, પણ કાંઈ ઉચ્ચતર વસ્તુને એ કામ સોંપવું જોઈએ અને એ સ્ત્રીમાં કંઈક એવું હોવું જોઈએ જેનો તમારા ચિત્ત ( Psychic part of your being ) સાથે મેળ હોય. જો તમારું ધ્યેય આધ્યાત્મિક જીવન ગાળવાનું હોય તો પરણવા પહેલાં તમારે પચાસ વાર વિચાર કરવો જોઈએ ...આ તો મેં તમને કેવળ સામાન્ય સિદ્ધાંતો જ બતાવ્યા છે. એની જટિલતા ઉપરથી તમને ખ્યાલ આવી જશે કે તમને ચોખ્ખો ને ચટ જવાબ આપી દેવો એ કેટલું મુશ્કેલ છે. આ વસ્તુઓ નજર સામે રાખી તમારે જાતે જ નિર્ણય કરવો જોઈએ."

* *

તે વખતે યોગ સંબંધી પ્રશ્નો મારા મનમાં નવા નવા ઉપસ્થિત થવા હતા. એટલે શ્રી અરવિંદને ફરીવાર લખ્યું અને મારી જાતજાતની સમસ્યાઓ જણાવી. એકદમ જવાબ આવ્યોઃ સારું, પોંડીચરી આવો તો મુલાકાત થશે.

ત્યારે હું ગાયકગાયિકાની શોધમાં આખા હિંદુસ્તાનમાં ફરતો હતો, 'ભ્રામ્યમાણેર દિનપંજિકા' લખતો હતો, સંગીત વિષે ભાષણો આપતો હતો, ગાતો હતો. બધું છોડીને પોંડીચરી દોડી ગયો. એક હોટેલમાં ઊતર્યો.

અહીં એક વસ્તુ કહી રાખું. અમારી વાતચીત અંગ્રેજીમાં થઈ હતી. વાતચીત પૂરી થતાં જ તરતાતરત બધું અંગ્રેજીમાં જ લખી રાખ્યું હતું. પાછળથી તે તેમને મોકલી આપ્યું. તેમણે પોતાને હાથે ( ખૂબ થોડા ) સુધારા કરી આપ્યા. અહીં તેનો જ બંગાળી અનુવાદ આપ્યો છે.

* મૂળમાં Vital and Physical છે.—અ૦

હજી થોડી ભૂમિકા બાકી છે. શ્રી અરવિંદે મારા પ્રશ્નોના જવાબમાં એવી ઘણી વાતો કહી હતી જે બધી હું તે વખતે પૂરેપૂરી સમજી શક્યો નહોતો, પણ પાછળથી તેમના પત્રો વગેરેમાંથી સાધનાની જુદી જુદી અવસ્થાઓ દરમ્યાન મને સમજાઈ હતી. તે ભાગોમાંથી થોડું થોડું પાદટીકામાં આપ્યું છે—વાતચીતને પૂર્ણતા આપવાના હેતુથી. બધું જ અંગ્રેજીમાં ઉતારી શક્યો નથી—સ્થાનાભાવને લીધે. પાદટીકામાં અવતરણ ચિહ્નોમાં જે વચનો મૂક્યાં છે, તે બધાં મારા પ્રશ્નોના જવાબમાં શ્રી અરવિંદે પોતાને હાથે લખેલાં છે. કોઈ કોઈ વાર મને એમ થાય છે કે આવી પાદટીકાઓ વધારીને લખાણની સ્વાભાવિક ગતિ ભારે કરી નાખવી એ સારું ન પણ હોય—પણ પછી વિચાર કરીને નક્કી કર્યું કે શ્રી અરવિંદની અનુપમ ભાષામાંથી થોડું થોડું આ પ્રમાણે પાદટીકામાં આપવું એ બધી રીતે ઇચ્છવા જોગ છે. મારા સાધક-સાધિકા સતીર્થોએ પણ એમ જ કહ્યું.

* * *

૨૫મી જાન્યુઆરી, ૧૯૨૪. સવાર. વરંડામાં શ્રી અરવિંદ એક ખુરશીમાં બેઠા હતા. પ્રણામ કરીને હું બેઠો. વચમાં ટેબલ હતું.

સૌમ્ય પ્રશાંત મૂર્તિ. આવી સ્થિર, અતલસ્પર્શી શાંતિની આભા કોઈની દૃષ્ટિમાં પ્રકટતી કદી જોઈ નહોતી. દાઢી મૂછ ઝાઝાં નહોતાં, પણ વાળ ખભા સુધી ઝૂલતા હતા. શરીર પર માત્ર એક ચાદર હતી, પગ ઉઘાડા હતા. મનમાં એવો સંભ્રમ જાગ્યો! છાતી ધડધડ થવા લાગી. યોગી! એ પહેલાં મઠના સંન્યાસી અને બહુ બહુ તો એકાદ બે તાંત્રિકને જોયા હતા, પરંતુ નિર્જનવિલાસી યોગી તપસ્વીની આટલી પાસે કદી આવ્યો નહોતો—ખાસ કરીને જેઓ મારે વિષે કંઈક જાણતા હોય એવા યોગી પાસે. પાછળથી શ્રી અરવિંદે મને લખ્યું હતું કે હું સંગીતનો અભ્યાસ કરું છું એ તેઓએ સાંભળ્યું હતું, અને તેમણે મારા તે ઉત્સાહ પ્રત્યે સમભાવ પણ સેવ્યો હતો. પણ તે વખતે મને કલ્પના સરખી નહોતી કે મારે વિષે તેમને રજમાત્ર ઔત્સુક્ય હશે.*

---

* પાછળથી તેમણે મને એ સમયની વાત લખી હતીઃ

" It is a strong and lasting personal relation that I have felt with you ever since we met and even before......Even before I met you for the first time, I knew of you and felt at once the contact of one with whom I had that relation which declares itself constantly.....and followed your career with a close sympathy and interest. It is a feeling which is never mistaken....It was the same inward recognition that brought you here. " (બધું છાપતાં સંકોચ થાય છે એટલે થોડુંક જ ઉતાર્યું છે—એટલું પણ ન ઉતારત, પરંતુ શ્રી અરવિંદના પ્રતિભાજ્ઞાન વિષે એ ઉપરથી કંઈક જાણવા મળે એમ છે એટલે જ લોભ થયો. બેશક, આ બધાની મને લેશમાત્ર તે વખતે ખબર નહોતી—અથવા મેં સાંભળ્યું પણ નહોતું, અને સાંભળ્યું હોત તો તે વખતે માનત કે કેમ તે પણ કોણ કહી શકે?)

* * *

શ્રી અરવિંદ થોડીવાર મારા તરફ એકી ટશે જોઈ રહ્યા—સ્થિર દૃષ્ટિએ. કેવા કેવા ભાવોના તરંગો જાગી ઊઠ્યા તે હું પ્રગટ નહિ કરી શકું—માત્ર હું એટલું જ કહું છું કે તેવી દૃષ્ટિ કદી મારી નજરે પડી નથી આજ લગીમાં. ગમે તેમ હો, મહામહેનતે પોતાની જાતને સંભાળી લઈ મેં કહ્યું: "હું જાણવા માટે આવ્યો છું કે મને આપના યોગમાં કોઈપણ પ્રકારની દીક્ષા મળી શકે ખરી કે નહિ."

શ્રી અરવિંદે શાંત કંઠે કહ્યું: "પહેલાં મને તમે બરાબર ગોઠવીને કહો કે તમો શું ઇચ્છો છો, અને શા માટે મારા યોગમાં દીક્ષા લેવા માગો છો?"

શું જોઈએ છે?—શા માટે?—મને પોતાને જ ક્યાં ખબર હતી કે ગોઠવીને કહું! છતાં અસ્તવ્યસ્ત વિચારોને ગમે તેમ કરીને ગોઠવી કાબૂમાં આણી મેં કહ્યું: "હું જો એમ કહું કે આપ મને મદદ કરી શકો કે નહિ—એટલે કે—મારા કહેવાનો અર્થ એ છે કે—જીવનનું ધ્યેય શું છે—તે મારે માત્ર જાણવું છે એમ નહિ—પામવું પણ છે."

"આ પ્રશ્નનો જવાબ આપવો સહેલો નથી," તેમણે મૃદુ સ્વરે કહ્યું, "હું એવી કોઈ ઇપ્સિત વસ્તુ જાણતો નથી જે સૌ કોઈના જીવનમાં લક્ષ્યરૂપે સ્વીકારાઈ શકે. જીવનનાં લક્ષ્ય બહુ અને જાતજાતનાં હોય છે—ન હોય એ બને જ નહિ. યોગમાર્ગીઓ પણ જુદાં જુદાં ધ્યેય લઈને આવે છે યોગ કરવા. કોઈ વળી યોગ ઇચ્છે છે આ જીવનમાંથી મુક્તિ પામવા માટે—જેમકે માયાવાદીઓ. એ લોકો કહે છે કે આ ઇન્દ્રિયનું જગત તો માયા છે, એ પરમ લક્ષ્યને ઢાંકી દે છે. વળી કોઈ ભાઈ યોગ ઇચ્છે છે પ્રેમ અથવા મૈત્રીની આકાંક્ષાથી. કોઈને વળી આનંદ જોઈએ છે, કોઈને વળી દિવ્ય શક્તિ જોઈએ છે, કોઈને વળી જ્ઞાન. એટલે તમારે પહેલાં મનમાં નક્કી કરીને મને કહેવું પડશે કે તમે શાને માટે યોગ કરવા માગો છો?"

મૂંઝાયલે અવાજે હું બોલ્યો: "મારે એ જાણવું છે—કે જીવનનું—સંસારનું—એટલે કે નાનાવિધ અસંગતિ અને સ્વતોવિરોધનું—દુઃખદૈન્ય આધિવ્યાધિનું કોઈ નિરાકરણ યોગમાં મળે કે નહિ?"

"બીજા શબ્દોમાં તમારે જોઈએ છે જ્ઞાન—પ્રજ્ઞા?"

"હા,—ના, માત્ર જ્ઞાન જ નહિ—આનંદ પણ જોઈએ છે, અવશ્ય."

"જ્ઞાન અને આનંદ તમને યોગમાં જરૂર મળી શકે."

ઉત્સાહમાં આવીને હું બોલ્યો: "તો તો—આપની પાસે દીક્ષા મેળવવાની આશા હું રાખી શકું ખરો?"

શ્રી. અરવિંદે તેવા જ શાંત કંઠે માત્ર કહ્યું: "રાખી શકો જો તમે યોગની શરત સ્વીકારવા તૈયાર હો અને તમારી યોગતૃષ્ણા પ્રબળ હોય."

(શ્રી. અરવિંદે provided your call is strong એવા શબ્દો વાપર્યા હતા.)

"યોગની શરતો શી શી છે તે જરા સમજાવો તો સારું—અને યોગની તૃષ્ણા-call એટલે શું એ ન સમજાવો!"

તેઓ જવાબ દેવા જતા હતા એટલામાં હું બોલ્યો: "આપના 'યૌગિક સાધન'

પુસ્તકમાં આપે પોતાને 'તાંત્રિક' કહ્યા છે—એટલે કે માયાવાદી વેદાંતિક નહિ, લીલાવાદી સાધક. આપના 'લાઈફ ડિવાઇન' પુસ્તકમાં પણ આપે લખ્યું છે: 'To fulfil God in Life is man's manhood. We must accept the many sidedness of the manifestation even while we assert the unity of the Manifested. All problems in life are essentially problems of harmony."*

"હું લીલાવાદી છું એ વાત સાચી. પણ તમે એ પ્રશ્ન શા માટે પૂછો છો?"

"મારો પ્રશ્ન એ છે કે આપના યૌગિક સાધનનો યોગ કરવા જતાં જીવનમાંથી પેનશન લઈ બધાં ઐહિક કર્મોને તિલાંજલિ દઈ ગુફાપંથી તપસ્વીના જેવા તો ન થઈ જવું પડે ને?—તમે માયાવાદી નથી એમ કહો છો, એટલે જરા હિંમત રહે છે."

શ્રી અરવિંદ જરા હસ્યાઃ "હું માયાવાદી નથી એ ખરું, પણ 'યૌગિક સાધન' પુસ્તકનો પ્રણેતા હું નથી."

"ત્યારે?"

"ઑટોમેટિક લખાણ કોને કહે છે તે જાણો છો?"

"પ્લેનચેટ?"

"બરાબર પ્લેનચેટ નહિ. હું કલમ પકડી રહેતો અને કોઈ શક્તિ તે કલમ પાસે પુસ્તક લખાવ્યે જતી."

"આ વાત મેં કોઈ પાસે સાંભળી છે ખરી. એક વાત પૂછું—આપ આવું લખાણ શા માટે લખતાં?"

"હું એ વખતે નિર્ણય કરવા માગતો હતો કે આવી ઘટનાઓમાં કેટલું સત્ય રહેલું છે, અને મગ્ન ચૈતન્યમાંથી કેટલું સૂચન આવે છે અંતર્લીન ચેતનામાં થઈને."

('શ્રી અરવિંદે આ વસ્તુ પોતાને હાથે આ શબ્દોમાં લખી આપી હતીઃ "At the time I was trying to find out how much of truth and how much of subliminal suggestion from the submerged consciousness there might be in phenomena of this kind.")

"પણ એ વાત રહેવા દો," તેમણે કહ્યું, "તમારા મૂળ પ્રશ્ન ઉપર જ આવું."

"પાર્થિવ ભૂમિકામાં જે કર્મો તમને મૂલ્યવાન લાગે છે," તેમણે કહ્યું, "તે બધાં છોડવાં જ પડશે એવું કંઈ નથી. નો પણ તે ભૂમિકાની બધી વસ્તુઓની આસક્તિમાંથી તમારે મુક્ત થવું પડશે—પછી તમે કર્મચક્રની મધ્યમાં રહો કે બહાર રહો. કારણ તમે એ આસક્તિને જો પોષ્યે રાખો તો ઉપરનો પ્રકાશ અવ્યાહત રીતે તમારામાં થઈને તમારી પ્રકૃતિનું રૂપાન્તર નહિ સાધી શકે."

* ભગવાનના આદેશમાં 'જીવનને ચરિતાર્થ કરવું એનું' નામ જ મનુષ્યત્વ. આપણને જે ગોચર થાય છે તેમાં ઐક્ય રહેલું છે એ વાતનો સ્વીકાર કરવા છતાં તેની પ્રકાશલીલાની બહુમુખતાને આપણે અંગીકાર કરવી જ જોઈએ. જીવનની બધી સમસ્યા જ મૂળમાં તો સૌષમ્યની—સુમેળની સમસ્યા છે.

"એનો અર્થ શું એવો થયો કે મારે, દાખલા તરીકે લાગણી, મૈત્રી અથવા સ્નેહ-પ્રેમના આનંદને પણ છોડવો પડશે?"

"તેમ નથી. સ્નેહ, લાગણી અથવા મૈત્રીથી દૂર રહ્યા વિના ભગવાનની પાસે જવાય જ નહિ, એવું કશું નથી. બલકે ઊલટું છે: ભગવાનના સાન્નિધ્યના અને ઐક્યના અનુભવને પરિણામે સાધક જે દિવ્યચેતના પામે છે, તેનું એક આનુષંગિક ફળ એ આવે છે કે બીજા બધાનું પણ સાન્નિધ્ય અને બીજા બધા સાથે પણ ઐક્ય અનુભવાય છે. * માયાવાદીઓના યોગમાં અને સંન્યાસયોગમાં ચરમ લક્ષ્ય મૈત્રી અને સ્નેહના બધા પ્રકારના સંબંધો છોડી દેવાનું, આ વિશ્વજગતના જીવ અને અન્ય સર્વ કાંઈની પ્રત્યે આસક્તિથી મુક્તિ પામવાનું એટલે કે મોક્ષ હોય છે; જો કે ત્યાં પણ, છેવટે છેવટે નિર્વાણની પહેલાં જ જીવ પ્રત્યે એક પ્રકારની કરુણા અથવા અનુકંપાનો ભાવ આવે છે—જેમ કે બૌદ્ધ સાધનામાં. પણ, અન્યની સાથે ઐક્યાનુભવ અથવા અન્ય પ્રત્યે સ્નેહપ્રેમનો વિશ્વભૌમ આનંદ એ જ જીવન-મુક્તિને અથવા સર્વાંગીણ પરિણતિને આવશ્યક છે—અને એ મુક્તિ અને પરિણતિ જ પૂર્ણ યોગનું ધ્યેય છે. ×"

મેં કહ્યું "મને શું થયું છે, કહું છું. કૃપા કરીને સાંભળો. જીવન મને સદા ખૂબ ગમે છે. પણ નાનપણમાં—તેર વરસની વયે હું શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની અસર તળે આવ્યો હતો. મારા મનમાં પાકી ખાત્રી થઈ કે 'ઈશ્વરદર્શન એ જ માનવજીવનનો હેતુ છે.' વિલાયત ગયો ત્યારે તે દેશના ઠાઠમાઠ અને ભપકાથી પહેલાં તો મારી આંખ અંજાઈ ગઈ હતી. પરંતુ ધીમે ધીમે પેલો નાનપણનો સ્વર જ પાછો પ્રગટ થયો. મને થયું કે આ બધું નકામું છે, પોકળ છે, માયા છે—યશ, માન, ધન, જન, ખ્યાતિ, કર્મ, સેવા, કલા બધું જ નકામું છે—ભગવાનને મેળવ્યા પછી જ એ બધાંનો અર્થ રહે છે, નહિ તો બધું ફળ છે, માયા છે.

---

* પાછળથી શ્રી અરવિંદે પોતાને હાથે લખી આપ્યું હતું: "Absence of love and fellow-feeling is not necessary to the Divine nearness; on the contrary, a sense of closeness and oneness with others is a part of the Divine consciousness into which the Sadhaka enters by nearness to the Divine and the feeling of oneness with the Divine."

× પાછળથી શ્રી અરવિંદે પોતાને હાથે લખી આપ્યું હતું: "An entire rejection of all relations is indeed the final aim of the Mayavadin and in the ascetic yoga an entire loss of all relations of friendship and affection and attachment to the world and its living beings would be regarded as a promising sign of advance towards liberation, **Moksha**; but even there, I think, a feeling of oneness aad unattached spiritual sympathy for all is at least a penultimate stage, like the compassion of the Buddist before turning to **moksha or nirvana**. In this yoga the feeling of unity with others; love, universal joy and Ananda are an essential part of the liberation and perfection which are the aim of the *Sadhana*."

# આટલું તમે જાણો છો?

તમારા પહેલી વખતના અગર તો વધારાના જિંદગીના વીમાનો જ્યારે પણ તમે વિચાર કરો ત્ય
આટલું તો તમે જરૂર ધ્યાન રાખશો કે ક્રાઉન લાઇફની પોલિસીઓ તેની સદ્ધરતાથી તમને સંપૂ
સલામતી આપે છે એટલું જ નહીં પણ પ્રિમિયમના દરો ઘણા ઓછા હોવા છતાં એની પોલિસીઓ
માંહેની અત્યંત ઉદાર યોજનાઓથી ત્રણ વર્ષ બાદ જ્યારે તમે નાણું ન ભરી શકો ત્યારે પ
તમારી પોલિસીઓ અનેક વર્ષો સુધી પૂરેપૂરી રકમ માટે જાળવી રાખે છે. મોટા ભાગની ઉંમરો
**પાંચ જ પ્રિમિયમે વીસ વીસ વર્ષ સુધી વીમો ચાલુ રહે છે** અને એ સમય દરમિયાન અવસાન
થાય તો **ન ભરાયેલાં પ્રિમિયમો બિલકુલ બાદ કરવામાં આવતાં નથી.** તમારી ઉંમરની વિગતે
માટે નીચેનું કુપન ભરી મોકલાવો તો ? **તમને એથી જરૂર જ લાભ થશે.**

| | | |
|---|---|---|
| અસક્યામત— | **CROWN LIFE** | ચાલુ વીમે |
| ડોલર | **INSURANCE CO.** | ડોલર |
| ૮,૫૮૮,૧૬૬.૨૧ | OF CANADA | ૨૦૩,૩૩૬,૬૧ |

## ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ કું.

હિંદની વડી ઓફિસઃ—૧૨, રામપાર્ટ રો, કોટ,
મુંબઈ

**Wise Men Insure With "Crown Life"**

કુપન
ધી ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ કુ
૧૨, રામપાર્ટ રો, કોટ, મુંબઈ
વહાલા સાહેબ,
મારી ઉંમર ——— વર્ષ
હું તમારી યોજના પસંદ પ
તો વાર્ષિક પ્રિમિયમ રૂ.
ભરવાનું વિચારી શકીશ. આપ
સાહિત્ય મોકલશો.
નામ ———
સરનામું ———
[પ્ર]

"દેશમાં પાછો આવ્યો ત્યારે મારે અગણિત મિત્રો થયા—ધનદોલત, પ્રસંગ અને લોકોમાં ભળવાની શક્તિ હતી એટલે હશે. પણ નવાઈની વાત છે કે 'આધ્યાત્મિક' ભારતીય મિત્રોમાંથી કોઈને ઈશ્વર વિષે ઝાઝો વિચાર કરતા મેં જોયા નથી. મારા ઓળખીતાઓમાંથી તો ઈશ્વરને શોધનાર મેં માત્ર એક અંગ્રેજ મિત્રને જ જોયા—રોનાલ્ડ નિકસનને. તેમણે જ મને પહેલ વહેલું કહ્યું કે આપ મહાન યોગી છો. તેમણે આપનાં પુસ્તકો વગેરે વંચાવ્યાં. ત્યારથી માંડીને મને હમેશાં એમ લાગ્યા જ કર્યું છે કે જો આપની પાસેથી દીક્ષા મળે તો જ કદાચ હું આ દુર્ગમ પથનો પથિક થઈ શકું—નહિ તો એ અસંભવિત છે. પરંતુ પેલી તરફ વળી જીવન પણ મને ખેંચી રહ્યું છે. જેમકે હમણાં હું કહેતો હતો ને તેમ સામાજિક આદાન-પ્રદાન, મિત્રતા, સ્નેહપ્રેમ એ બધું. પ્રશ્ન એ થાય છે કે યોગ કરવો હોય તો શું આ બધું છોડવું જ જોઈએ? મુશ્કેલી એ છે કે આ બધી વસ્તુઓ મનને પૂરો સંતોષ આપી શકતી નથી, છતાં એ બધું છોડવું પડશે એવો વિચાર કરતાં પણ મનમાં દુઃખ થાય છે. આમ કેમ થતું હશે, કંઈ સમજાતું નથી."

શ્રી અરવિંદે ખૂબ ધ્યાનપૂર્વક સાંભળ્યું, સાંભળતાં સાંભળતાં તેમના મુખ પર મૃદુ હાસ્ય ફરક્યું, પણ તેમાં એટલી તો કરુણા રહેલી હતી. થોડી વાર એકીટશે મારા તરફ જોઈ રહ્યા. પછી ધીર કંઠે બોલ્યા:

"તમે જાણો છો કે સામાજિક સંબંધો, મિત્રતા, સ્નેહપ્રેમ, લાગણી એ બધાંનો પાયો પ્રાણગત છે, અને એ બધાંનું કેન્દ્ર આપણી અહંબુદ્ધિ છે. બધા માણસો એક બીજાને ચાહે છે, બીજા આપણને ચાહે એમાં સુખ છે એટલા માટે. બીજાની સાથે હળીએ મળીએ તો આપણો અહં વિસ્તાર પામે છે અને તેથી મન ખુશ થાય છે એટલે, પ્રાણશક્તિની આપલે કરવાથી આપણું વ્યક્તિરૂપ પોષાય છે, ખીલે છે એટલે. એક ઉપરાંત બીજા પણ સ્વાર્થમય ઉદ્દેશ્યો ભળેલા હોય છે. બેશક, ઉચ્ચતર આધ્યાત્મિક, આંતરિક, માનસિક અને પ્રાણિક તત્ત્વો પણ એમાં હોય છે, પણ ઉત્તમોત્તમ નમૂનામાં પણ ખૂબ ભેળસેળ હોય છે જ. એટલા માટે જ ઘણીવાર, કારણે કે વિના કારણે, સંસાર, જીવન, સમાજ, પ્રિયપરિજન, લોકહિતૈષણા—બધું જ બેસ્વાદ લાગે છે, અતૃપ્તિ જગાડે છે. લોકહિતૈષણામાં પણ અહંબુદ્ધિ ખૂબ ખૂબ રહી શકે છે, એ ખ્યાલમાં રાખવું.*

---

* શ્રી અરવિંદે પાછળથી લખ્યું હતું: *Human society, human friendship, love, affection, fellow-feeling are mostly and usually—not entirely or in all cases—founded on a vital basis and are ego-held at their centre. It is because of the pleasure of being loved, of enlarging the ego by contact and penetration with another, the exhilaration of the vital interchange which feeds their personality that men usually love and there are also other and still more selfish motives that mix with this essential movement. There are of course higher spiritual, psychic, mental, vital elements that come in or can come in: but the whole thing is very mixed even at its best. This is the reason why at certain stage with or without apparent reason the world and life and human society and philanthropy (which is as ego-ridden as the rest) begin to fall."*

"કોઈ વાર" શ્રી અરવિંદે કહ્યું. "એ અરુચિના મૂળમાં સંગીન કારણ હોય છે, જેમ કે પ્રાણની કોઈ મૂળ કામનાને આઘાત લાગ્યો હોય, અથવા પ્રિયજનના સ્નેહથી વંચિત થવું પડયું હોય, અથવા કદાચ એકાએક આપણને માલૂમ પડયું હોય કે જેમના ઉપર આપણે પ્રેમ કરતા આવ્યા છીએ તેમને પૂરા ઓળખી શકયાં નથી, અથવા માણસોને આપણે આજસુધી જેવા માનતા આવ્યા હતા તેવા તેઓ નથી. બીજાં પણ અનેક કારણો હોઈ શકે. પણ ઘણે ભાગે તો આ વિતૃષ્ણા પેદા થવાનું કારણ આપણી આંતર ચેતનતાને મળેલી કોઈ ગુપ્ત નિરાશા હોય છે—ઘણી વખતે એ વસ્તુ મનમાં સ્પષ્ટ નથી હોતી—આપણી ચેતના આ બધી વસ્તુઓ પાસે કોઈક એવી ચીજની આશા રાખી બેઠી હોય છે, જે એ પૂરી પાડી જ ન શકે. પરિણામે કોઈ કોઈ વૈરાગ્ય તરફ ઝૂકી પડે છે અને કઠોર ઔદાસીન્યને, મોક્ષને વળગી પડે છે. અમારા પૂર્ણ યોગમાં અમે એમ કહીએ છીએ કે આ ભેળસેળને હાંકી કાઢવી પડશે, કોઈ શુદ્ધતર ભૂમિકા ઉપર ચેતનાને પ્રતિષ્ઠિત કરવી પડશે જ્યાં આ બધી ગ્લાનિનો પડછાયો પણ ન પડે. તો જ સ્નેહપ્રેમ, લાગણી, મિત્રતા, એકતા એ બધાંના નિર્ભેળ આનંદનો અનુભવ મળે—જેનો પાયો આધ્યાત્મિક અને સ્વયં-સિદ્ધ હોય. આ થવા માટે થોડા ફેરફારની જરૂર હોય છે—જે રીતે આ બધી પ્રવૃત્તિઓની રમત પહેલાં ચાલતી હતી તેને બદલે આપણામાંના મહાન અહંને સ્થાપવું પડશે. તે આ બધાંમાં થઈને તેની પોતાની રીતે પ્રકટ કરશે આત્માનુભવને—એટલે ભગવાનને. યોગની અંદરની વાત આ છે.

"એટલે," તેમણે કહ્યું. "આ આદર્શને તમારે નજર સામે રાખવો પડશે—એટલું સમજી લેવું પડશે કે કોઈપણ વસ્તુમાં બદ્ધ થયે નહિ ચાલે."

"એ શું મારે માટે સંભવિત છે?"

"પહેલેથી જ સંભવિત નથી હોતું. તેમ જો હોત તો તો હું કહેત કે તમે અત્યારથી જ મુક્ત પુરુષ થઈ ગયા છો. મારા કહેવાનો હેતુ એ છે કે જો તમે યોગ કરવા માગતા હો તો આ અંતર્મુક્તિના આદર્શને તમારે હંમેશાં તમારી નજર સામે રાખવો પડશે, એટલે કે, જો તમને કશું છોડવાનું કહેવામાં આવે તો તેને માટે તમારે તૈયાર રહેવું પડશે."

"છોડવાનું કહેવામાં આવશે જ આવશે?"

"બહારથી કદાચ ઘણી વસ્તુઓ ન પણ છોડવી પડે, પણ તેમાં કંઈ લાભહાનિ નથી, કારણ અંતરમાં તમારે પૂરેપૂરા નિર્લિપ્ત રહેવું જ પડશે. અંતરમાં જો તમે આસક્તિ-મુક્ત થઈ શકો તો બહાર જે કાંઈ બંધન આવે એમ હોય તેને ન યે છોડવું પડે. પણ જે કાંઈ અંતરાયરૂપ થઈને ઊભું રહે તેને વિદાય દેવાની તૈયારી રાખવી જ જોઈએ—જો જરૂર પડે તો. યોગની આ એક મુખ્ય શરત તો છે જ."

મેં કહ્યું: "સૂક્ષ્મતર ભૂમિકાની વસ્તુઓને પણ આ વાત લાગુ પડે છે? દાખલા તરીકે સંગીતને? સંગીત મને અત્યંત પ્રિય છે. તેને પણ મારે છોડવું જ પડશે?"

શ્રી અરવિંદ મૃદુ હસ્યા: "છોડવું જ પડશે એમ મેં ક્યાં કહ્યું છે? પણ જો યોગ એ તમારા જીવનની સૌથી મોટી વસ્તુ હોત તો તેને માટે સંગીતને છોડવું પડશે એવા વિચારથી પણ તમને આટલો બધો ઉદ્વેગ થાત ખરો?"

હું ભોંઠો પડી ગયો. મેં નીચું જોયું. ત્યાર પછી સંકોચપૂર્વક કહ્યું: "તમે એમ ન માનશો કે હું સંગીત છોડી શકું એમ નથી. માત્ર,—સમજાયાને?—યોગથી સંગીત છોડયાનો ખાડો પુરાશે જ પુરાશે એ મારે શી રીતે ખાત્રીપૂર્વક જાણવું?—મારી સમસ્યા સહેલી છે—સીધી રીતે કહીએ તો તે આમ કહેવાય, કે કોઈ મોટી વસ્તુને માટે નાની વસ્તુને છોડવી એ મારે માટે મુશ્કેલ નથી, પણ એ મોટી વસ્તુનો પૂર્વાસ્વાદ મળવો જોઈએ પણ જ્યારે યૌગિક આનંદની મને કશી સ્પષ્ટ કલ્પના જ નથી ત્યારે અધ્રુવને માટે ધ્રુવને પહેલેથી છોડી દેવું પડે એ મને ખટકે છે. ફૂલની માયા છોડવા પહેલાં અફૂલનો કંઈક સ્વાદ તો મળવો જોઈએ ને; એવી માગણી શું છેક બેહૂદી ગણાય—અસંગત ગણાય?"

શ્રી અરવિંદે કહ્યું: "મેં તમને કહ્યું છે કે તમારે સંગીત અથવા એવું બીજું કંઈ છોડવું જ પડશે એવી ફરજ છે નહિ. જે જરૂરનું છે તે માત્ર આટલું જ કે જો જરૂર પડે તો જે છોડવું તમારા યોગને માટે અનુકૂલ હોય તેને વિદાય દેવા તમારે નારાજ ન હોવું જોઈએ."

"પણ એ યોગ મને આપશે શું —એવું જો હું છોડવા પહેલાં પૂછું તો? મનને જો કુતૂહલ થાય—મન જો જાણવા માગે તો? એનો નિષેધ છે?"

"નિષેધ નથી, પણ યોગ એ કંઈ મનના કુતૂહલની વસ્તુ નથી. યોગ તો અનુભવવાની વસ્તુ છે—જીવનદ્વારા અનુભવવાની, સમસ્ત સત્તા વડે અનુભવવાની. તમે ખાડો પુરાવાની વાત કરતા હતા ને? ખાડો તો પુરાશે. એ વસ્તુ સ્થાયી છે, ગભીર છે. પણ તેના ઉપર હક કરતાં વેંત તે હાથમાં આવી જશે એવું વચન પણ તે પહેલેથી આપતી નથી. તે ઉપરાંત બીજી પણ એક વાત છે. જે બધા આનંદો નીચલી ભૂમિકાની વસ્તુ છે, તે જ્યાં સુધી તમને ખૂબ મહત્ત્વના લાગે છે, ખૂબ ધ્રુવ લાગે છે, ત્યાંસુધી તમે તે બધાને છોડી નહિ શકશો. એ બધાની વાસના માણસ ત્યારે છોડી શકે છે જ્યારે એ બધાથી એને ખૂબ ઊંડો તીવ્ર અસંતોષ થાય છે. જ્યાં પાર્થિવ સુખનો અંત આવે છે ત્યાં જ પારમાર્થિક આશ્વાસન શરૂ થાય છે."

સહેજ ચૂપ રહી મેં પૂછયું: "પણ જ્યાં સુધી પાર્થિવ વાસના રહે ત્યાં સુધી પારમાર્થિક આનંદનો સ્વાદ પણ ન મળે, એમ કેમ?"

શ્રી અરવિંદ બોલ્યા: "મુદ્દલ જ ન મળે એ વાત સાચી નથી. જીવનમાં ખૂબ સુખની ક્ષણોમાં પણ અતૃપ્તિની ફાટમાં થઈને કેટલીય વાર ઉપરના પ્રકાશની હાકલ આવે છે. પણ આધાર (પાત્ર) તયાર ન હોય એટલે તે હાકલ શમી જાય છે. પછી ફરી વાર અંધકાર છવાઈ જાય છે. એટલે યોગ આપણને ઉપર ધકેલી દે છે જ્યાં પ્રકાશ બુઝાતો નથી. થાય છે શું, કે વાસનાના પાછળ ખેંચતા આકર્ષણને તોડી ન શકીએ તો તે એક જંજીર જેવું બની જાય છે, આપણને જાણે નીચલા જગતની અનેક વસ્તુઓ સાથે બાંધી રાખે છે. યોગનો પ્રદેશ બુદ્ધિ અથવા કલાના પ્રદેશ કરતાં પણ ખૂબ ઊંચે છે, એટલે એ બધા પ્રદેશોની કામનાઓ પણ કોઈ નહિ ને કોઈ વખતે આડખીલી થઈને ઊભી રહે છે."

"એમ જો હોય તો આપનાં જુદાં જુદાં લખાણોમાં બુદ્ધિ અથવા કલાના આનંદની આપ પ્રશંસા શા માટે કરો છો? આપના લખાણમાં પણ બુદ્ધિનો ચમકારો આવો ઉજ્જ્વળ શા માટે હોય છે? આપના 'ફ્યુચર પોએટ્રી' માં કાવ્યરસનાં આટલાં બધાં વખાણ શા માટે

કર્યાં છે? આપના 'સાઈકોલોજી ઑવ સોશિયલ ડેવલપમેન્ટ' માં પણ આપે લખ્યું The highest aim of the aesthetic being is to find the Di through beauty."

શ્રી અરવિંદે કહ્યું: બુદ્ધિની અથવા કલાની પ્રશંસા શા માટે ન કરું? કેટલેક એ આપણી પ્રગતિ કરાવે છે જ. ખરું જોતાં આ ક્રમવિકાસ—ઈવોલ્યુશનની વાત ઉ એક વાર લખ્યું હતું: *Reason was the helper: Reason is the* બુદ્ધિ થોડે સુધી મદદરૂપ થાય છે, માર્ગ બતાવે છે, પરંતુ ત્યાર પછી તે દેખી શકતી નથ પણ તે ઉપદેશ આપવા જાય છે, ત્યારે જ આફત ઊભી થાય છે. કારણકે ત્યારે તે આ છેતરે છે એટલું જ નહિ, પોતે પણ છેતરાય છે. વળી જુદા જુદા માણસો જુદી જુદી સાધ અધિકારી હોય છે, એટલે કે તે માર્ગે જ તેઓનો સ્વભાવ સહજ પરિણતિ શોધે છે. રીતે કહીએ તો, જેઓ બુદ્ધિજગતના પ્રકાશને માટે સારા પાત્ર હોય તેઓ જેઓ જગતના વાસી જ નથી એવા અનેકો કરતાં એક દિશામાં ખૂબ આગળ વધેલા હોય છે. એનો અર્થ એવો નથી કે બુદ્ધિજગતના અનુભવ કરતાં મોટો અનુભવ બીજો બેશક છે. આધ્યાત્મિક અનુભવનો સ્વાદ મળતાં ન મળતાંમાં જ આપણે એ સમજી શકીએ એટલા માટે જ તો માનવજગતનો આનંદ થોડો સમય સુધી આપણને આનંદ આપે છે છતાં ધીમે ધીમે તે આનંદ ખૂટતો જાય છે—બેસ્વાદ લાગે છે, ત્યારે ઉચ્ચતર લોકના આનંદની તૃષ્ણા ખૂબ તીવ્ર બને છે—ઉદારતર પ્રદેશનું સૌંદર્ય ભોગવવાની ઈચ્છા જાગે સમજાય છે!"

"એટલે, આપ એમ કહેવા માગો છો કે યોગ આપણી ચેતનાને વધારે બનાવે છે, ગભીર બનાવે છે?"

"હા. અને ક્રમવિકાસનો અર્થ હું એ જ કરું છું—આ પ્રમાણે ધીરે ધીરે ચે વિકાસ. માણસના અન્તર્વિકાસમાં એ પછીની ભૂમિકામાં યોગને માર્ગે જ ઊર્ધ્વતર અને શક્તિનું અવતરણ થશે."*

---

* And it is Yoga which is to bring down further light and in the next step of human evolution—the next stage of evolutio human consciousness."

# અમેરિકા બ્રિટનની મદદે આવશે ?

ડુંગરશી ધરમશી સંપટ

ગગનચુંબી ઊંચાં મકાનો, હજારો કરોડાધિપતિઓ અને અબજાધિપતિઓ, મોટાં ઔદ્યોગિક અતિ ધનવાન ટ્રસ્ટો, મોટા વિજ્ઞાનવાદીઓ, વિપુલ કપાસ અને ઘઉંના પાકો ધરાવનાર જગતનો આ સૌથી સમૃદ્ધિશાળી દેશ અમેરિકાને નામે ઓળખાય છે. એનું અને એનાં સંસ્થાનોનું મળી ક્ષેત્રફળ ૩૭ લાખ ચોરસ માઈલનું છે. એની કુલ વસ્તી ૧૨ કરોડ મનુષ્યોની છે. તેમાં ખુદ અમેરિકાની વસ્તી ૧૧ કરોડની છે. આમાં ૪ કરોડ યુરોપિયનો ( અંગ્રેજો, જર્મનો, ફ્રેંચો, આયરિશો અને બીજી પ્રજાઓ ) છેલ્લાં પંદર વર્ષોમાં યુરોપથી આવી અમેરિકામાં વસ્યાં છે. ૧ા કરોડ હબસીઓ પણ એની પ્રજા તરીકે ઓળખાય છે. તે સિવાય આ દેશના અસલ વતનીઓ જેઓ ઈન્ડિયનોના નામે ઓળખાય છે તેઓની વસ્તી માત્ર ૩ાા લાખની રહી છે. ૭૫ હજાર ચીનાઓ, ૧ાા લાખ જાપાનીઓ પણ અમેરિકામાં વસે છે. હવે વસ્તી વધી પડવાથી માત્ર થોડા પ્રમાણમાં યુરોપિયનોનો અમેરિકામાં પ્રવેશ છે. એશિયાટિકોને મતાધિકાર નથી તેમ આવવાની બંધી છે. સીદીઓ ( ૧ા કરોડ ) ને કાયદામાં સમાનપણે ગણી વ્યવહારમાં ખૂબ અન્યાય અપાય છે.

### શહેરો, ખેતી, પેદાશ

અમેરિકામાં કુલ ૩૧૬ શહેરો છે, તેમાં ન્યુયૉર્કની વસ્તી ૭૦ લાખની છે. ચિકાગોની ૩૪ લાખ, બ્રુકલીનની ૨૫ લાખ, ફિલાડેલ્ફીઆની ૨૦ લાખ, ડીટ્રોઈટની ૧૬ લાખની છે. બીજાં ઘણાં શહેરોની વસ્તી ૧૦ લાખ ઉપરની છે. અમેરિકામાં અનાજ તથા રસકસના મોટા પાકો થાય છે. એક રબર સિવાય અમેરિકામાં કાચા પદાર્થો જગતમાં સૌથી મોટા પ્રમાણમાં પાકે છે. એમાં ૧ાા થી ૨ કરોડ ગાંસડી કપાસની, ૨ાા કરોડ અનાજ, ૫૨ાા લાખ બુશલ ઘઉં, ૧ અબજ રતલ તમાકું, તે સિવાય દરેક જાતના ચોખા વિગેરે અનાજ, શાકપાન, ફળફૂલ, બહુ મોટા પ્રમાણમાં પેદા થાય છે. ૫૦ થી ૨૦૦૦ એકરના ૬૩ લાખ ખેતરો ત્યાં છે. તેમાં ૩ા કરોડ માણસો રોજી મેળવે છે. ખેતીમાંથી સને ૧૯૩૩માં ૬ અબજ ડૉલરની પેદાશ થઈ હતી. અમેરિકામાં ૧ા કરોડ ઘોડા, ૩ કરોડ ગાયો હતી. ત્યાં હવે ખેતી મોટે ભાગે યાંત્રિક બળથી થાય છે.

### ખનીજ ઉદ્યોગો વગેરે

અમેરિકાની ભૂમિ અનેક ધાતુઓ અને તેલ મોટા પ્રમાણમાં કાઢે છે. અમેરિકનો વિજ્ઞાનમાં યુરોપિયનોથી પ્રગતિશીલ હોવાથી તેઓની ખેતી અને ખાણો શાસ્ત્રીય રીતે ચાલે છે. એઓ ૧ાા કરોડ ટન લોઢું, ૨ાા કરોડ આઉંસ રૂપું, ૨૫ લાખ આઉંસ સોનું, તે સિવાય બીજી અનેક ધાતુઓ પોતાની જમીનમાંથી ખોદી કાઢે છે. દરેક જાતનું ખનીજ આ ભાગ્યશાળી દેશમાં નીકળે છે. જગતમાં સૌથી વધારે કોલસા આ દેશમાં નીકળે છે. દર વરસે ૪૫ કરોડ ટન કોલસા જમીનમાંથી કાઢીને અમેરિકા પોતાના વિશાળ ઉદ્યોગોમાં વાપરે છે. અનાજ, કપાસ, કોલસા, તેલ એ જગતના બીજા કોઈ પણ દેશ કરતાં અમેરિકામાં વધારે મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. કુદરતના આ દેશ ઉપર ચારે હાથ છે. અમેરિકા રબર સિવાય બીજી દરેક વસ્તુ માટે પેદાશનું મોટામાં મોટું સ્થાન છે. આથી જ આ દેશ ભારે સમૃદ્ધ છે.

અમેરિકાની સંપત્તિ

અમેરિકા જગતના કોઈ પણ દેશ કરતાં વધુ સાધન-સામગ્રી ધરાવે છે. ત્યાંના દરેક રહેવાસીની વાર્ષિક પેદાશ સરેરાશ રૂ ૨૨૦૦ જેટલી આવે છે. આપણી વાર્ષિક પેદાશ સરેરાશ મનુષ્ય દીઠ માત્ર ૫૦ રૂપિયા છે. આપણા કરતાં અમેરિકા ૪૪ ગણું વધારે ધનવાન છે. ત્યાંના રહેવાસીઓ પાસે દર ત્રણ માણસની વચ્ચે એક મોટરકારની સરેરાશ આવે છે. અમેરિકાનું ધન પાંચસો કરોડાધિપતિઓ પાસે અર્ધું ઉપરાંત છે; ચોથો ભાગ ૪૦૦૦ દશ-લાખપતિઓ પાસે છે; બાકી ચોથો ભાગ ધન આખી પ્રજા પાસે છે. અમેરિકા મોટો મૂડીવાદી દેશ છે. ત્યાં જીવનનિર્વાહનો ખર્ચ બહુ ઊંચો છે. દરરોજ એક મજૂર દશ રૂપિયા મજૂરીમાંથી મેળવે છે, તેટલું જ ખર્ચ કરે છે. ગૃહકામમાં દરેક કામ વિદ્યુતશક્તિ મારફતે લેવાય છે. રસોઈ, વસ્ત્ર ધોવાં, વગેરે કામો વિજળીશક્તિથી થાય છે. ત્યાં ૧૨૦૦ ફીટ ઊંચાં, ૧૦૨ મજલાવાળાં, અને ૧૨૦૦ ઑફિસો સમાવનારાં એમ્પાયર બિલ્ડીંગો જેવાં મકાનો છે.

સને ૧૯૩૧ની મંદી પછી

આવા ધનવાન અમેરિકા પાસે જગતનું ૮૦ ટકા સોનું અને ૪૦ ટકા રૂપું ભેગું થયું છે. લગભગ ૨૨ અબજ ડૉલરની કિંમતનું સોનુ ત્યાં ઢગલા થઈ નકામું માત્ર સંઘર તરીકે પડયું છે. અનાજ, કાચી વસ્તુઓ અને ઔદ્યોગિક વસ્તુઓની ત્યાં રેલમછેલ છે. આખા જગતમાં કોઈ પણ દેશ કરતાં અમેરિકામાં કારખાનાંઓની સંખ્યા વધારે મોટા પ્રમાણમાં છે. ત્યાં લગભગ બે લાખ કારખાનાં છે. છતાં સને ૧૯૩૧થી ત્યાં મંદીનું જોસ વધારે પ્રમાણમાં કાચી વસ્તુઓના ભાવોમાં ઘટાડો થવાથી ચાલુ થયું હતું. ૧।। કરોડ મનુષ્યો બેકાર થયા હતા. લગભગ વીસ હજાર બેંકોને દેવાળું કાઢવાની જરૂર પડી હતી. ખેડૂતો સર્વ પાયમાલ થયા હતા. આટલી મોટી સમૃદ્ધિ છતાં અમેરિકામાંથી બેકારી ગઈ નથી. યંત્રો હજારો માણસોનું કામ કરી જોઈએ તે કરતાં વિપુલ ઉત્પન્ન કરે છે. એટલે બેકારી યુરોપ અમેરિકામાં હમેશાં રહેવાની જ. સરકાર બેકારી નિવારણ માટે અબજો ડૉલરો ખર્ચે છે. ખાનગી ધરમાદા પણ મોટા પ્રમાણમાં બેકારોને નિભાવે છે. આજે પણ ત્યાં એકાદ કરોડ બેકારો હશે.

અમેરિકન ખેડુતો

અમેરિકાના ખેડૂતો ૫૦ થી ૨૦૦૦ એકરનાં મોટાં ખેતરો ધરાવે છે. એઓ ખેતરમાં લાકડાનાં વિશાળ ઘરો બાંધીને રહે છે. એમને ત્યાં ટેલિફોન હોય છે. ઘણું કરી ટ્રેકટર પણ હોય છે. એઓ યંત્રો વિષે પણ જ્ઞાન ધરાવે છે. ક્યારેક મોટરમાં હળ જોડીને જમીન ખેડે છે. એમાં સાંતરડું જોડી રોપાઓને નીંદે છે. ખેતીનું ઘણુંખરું કામ યંત્રોથી કરે છે. ખેડૂતો ભણેલા હોય છે એટલે દરેક હિસાબ જાતે રાખે છે. મરઘાં ઉછેરવાના, ગાય ઘેટાં ઉછેરવાના, મધમાખો ઉછેરવાના અને ફળફૂલો ઉગાડવાના પેટા ધંધા તેઓ કરે છે. તેઓ શાસ્ત્રીય રીતે ખેતી કરે છે. ખાતર, પાણી અને ઘાસકાઢાઈ નિયમ મુજબ થાય છે. આથી પાકો ઘણા સરસ બને છે. ખેડૂતો વર્તમાનપત્રો વાંચે છે. સીનેમા જોવા બાળબચ્ચાં સહિત જાય છે. મેળાવડા કરે છે. મોટે પાયે ખેતી કરતા હોવાથી લાભ ઠીક રહે છે. અમેરિકાના ખેડૂતને ત્યાં રેડિયો હોય છે. દેશ પરદેશના ભાવો એને દરરોજ મળે છે. ખેડૂતોનું મંડળ અતિ વગવાળું અને શક્તિશાળી મંડળ છે.

અમેરિકા પાસે નાની મોટી ૨૫૦૦૦ સ્ટીમરો છે. તેનાથી પોતાનો પરદેશનો વેપાર ચાલે છે. આખા યુરોપનાં સર્વે રાજ્યો પાસે તેનું અબજો ડોલરોનું લેણું છે. પરંતુ કોઈ મુદલ અથવા વ્યાજ આપતાં નથી. એટલે અમેરિકા હવે કોઈને ઉધાર માલ વેચતું નથી. યુરોપનાં રાજ્યો સોનું આપી અમેરિકા પાસેથી વિમાનો, દારૂગોળો ખરીદે છે. આથી જગતના કુલ સોનાના ૮૦ ટકા સોનું અમેરિકામાં જમા થયું છે. અમેરિકામાં ૩૦ લાખ માઈલના રસ્તા બાંધેલા છે. ૨૫૦ લાખ માઈલની રેલવેઓ છે. જગતમાં બીજા કોઈ દેશમાં આટલા મોટા પ્રમાણમાં રેલવેઓ નથી. આ સિવાય હજારો વિમાનો લાખો પ્રવાસીઓને પ્રવાસ માટે લઈ જાય છે. ૪૦ લાખ મોટરબસો અને લૉરીઓ પણ રસ્તાઓ ઉપર માલ તથા મુસાફરોને માટે ઉપયોગમાં આવે છે ૭૫ લાખ માઈલના તારો ટેલિગ્રામો લઈ જાય છે. ૧૫ કરોડ ટેલિફોનો અમેરિકાના રહેવાસીઓ વાપરે છે.

### સરકાર

અમેરિકામાં પ્રજાસત્તાક રાજ્ય છે. પ્રતિનિધિ મંડળ અને સેનેટ એમ બે રાજ્યની ધારાસભાઓ છે. ન્યાયખાતું તદ્દન સ્વતંત્ર સત્તા ધરાવે છે. ૪૮ નાનાં નાનાં રાજ્ય મળીને આ સંયુક્ત રાજ્ય બન્યું છે. આ નાનાં રાજ્યો પણ લગભગ સ્વતંત્ર જેવાં છે, પરંતુ પરદેશ, ચલણ, સૈન્ય, વિમાનીખાતું અને મનવારોનો કાફલો એ મધ્યસ્થ સરકારને તાબે છે. કોંગ્રેસ (પ્રતિનિધિ મંડળ અને સેનેટ) ની આજ્ઞા મુજબ પ્રેસિડેન્ટ શાસન કરે છે. તે પાંચ વરસ માટે સમ્રાટ અને સેનાધિપતિ છે. એના હાથમાં વિશાળ સત્તાઓ છે. આખા અમેરિકાના મતદારો ૪ પ્રેસિડેન્ટને ચૂંટી કાઢે છે. કોઈ પણ પ્રેસિડેન્ટ બે કરતાં વધારે સમય માટે ચુંટાતો નથી. પરંતુ હમણાં યુદ્ધનો કટોકટીનો મામલો હોવાથી આ નવેંબર માસમાં હમણાંના પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ ત્રીજી વખત ચુંટાય તેવી વકી છે. પ્રેસિડેન્ટના દશ પ્રધાનો તે પોતે જ નિમે છે. ન્યાયખાતામાં એને માથું મારવાની સત્તા નથી. બાકી સર્વે નિમણૂકો તે કરે છે. એને પ્રજામત પ્રમાણે ચાલવું પડે છે. અમેરિકામાં ડેમોક્રેટિક અને રીપબ્લિક એમ બે મોટા રાજ્યદ્વારી પક્ષો છે.

### પેદાશ ખર્ચ વગેરે

અમેરિકાની મધ્યસ્થ સરકાર છેલ્લાં પાંચ-સાત વરસો થયાં બજેટમાં મોટા ખાડા કરે છે. આથી દર વરસે કરજ બે ત્રણ અબજ ડોલરનું વધ્યું જાય છે. હવે લગભગ ૪૫ અબજ ડોલરનું એનું કરજ થવા આવ્યું છે. પ્રથમ બેકારી નિવારણ માટે એ બહુ મોટી રકમ નાણાં ખર્ચતું હતું. હવે પોતાનાં સૈન્ય, વિમાનો અને સાગરની મનવારો પાછળ લગભગ આઠ અબજ ડોલરો ખર્ચે છે. અમેરિકાની પેદાશ ૪ અબજ ડોલર અને ખર્ચ ૬ અબજ ડોલરનું છે રાજ્યની પ્રજા ઉપરે કરોનું ધોરણ ઘણું આકરું છે. દર વરસે કરોનો બોજો મોટા પ્રમાણમાં વધે છે. પરંતુ યુરોપના મામલાથી ડરી જઈ પ્રજા મૂંગે મોંઢે સહન કરી લે છે. અમેરિકાની મ્યુનિસિપાલિટીઓ પણ ખૂબ સમૃદ્ધ છે. ન્યુયોર્ક મ્યુનિસિપાલિટીની આવક બાવન કરોડ ડોલરની ગણાય છે.

### અમેરિકા અને જાપાન

અમેરિકા અને જાપાનને બિલકુલ બનતું નથી. જાપાનીઓ માટે અમેરિકામાં પ્રવેશબંધી છે. તેમ ત્યાં વસતાં જાપાનીઓ પ્રત્યે અમેરિકાનો વર્તાવ પણ સારો નથી. આથી જાપાન ચીડાય છે. બીજી તરફ જાપાન ફિલિપાઈન ટાપુઓ (જે અમેરિકાના છે) તેમના

ઉપર બદનજર રાખી બેઠું છે. ચીનમાં અમેરિકાના લાભોને પણ તે નુકસાન કરે છે. આથી અમેરિકા એના પ્રત્યે રોષ રાખે છે. જાપાનના વધતા જતા બળ તરફ અમેરિકા શંકાની નજરથી જુએ છે. જાપાનને મહાત કરવા માટે અમેરિકા ૮૦૦ મનવારોનો જબરદસ્ત સાગર-કાફલો બાંધે છે. એણે પોતાના બેટોમાં મોટી કિલ્લેબધીઓ કરી છે. જાપાનને તેલ, લોઢું, અને સહાયક શસ્ત્રાસ્ત્રો વેચવાનું બંધ કર્યું છે. ચીન પ્રત્યે અમેરિકાને દીલસોજી છે, પરંતુ તે હજી શબ્દોમાં જ રહી છે. જાપાનીઓ પ્રત્યે તો અમેરિકાને સખ્ત અભાવ છે.

અમેરિકા અને અંગ્રેજો

મુખ્યત્વે અમેરિકનો અંગ્રેજોમાંથી જ ઊતરી આવેલી પ્રજા છે. અંગ્રેજી ભાષા એમની પ્રજાકીય ભાષા તરીકે સ્વીકારાયેલી છે. અંગ્રેજોના ઘણા રીતરિવાજોનું અનુકરણ તેમણે કર્યું હતું. પોતે એક વખત અંગ્રેજ સામ્રાજ્યના વિભાગ હતા. અંગ્રેજોનું રાજ્યબંધારણ પ્રજાકીય છે. આ સર્વે કારણોને લીધે અમેરિકા અંગ્રેજો તરફ પક્ષપાત દર્શાવે છે. કોઈ પણ રાજ્યને શસ્ત્રો પૂરાં પાડવાની કોંગ્રેસે ખાસ મનાઈ કરી હતી, પરંતુ ઇંગ્લાંડ અને ફ્રાન્સ માટે તે મનાઈ દૂર કરવામાં આવી છે. અંગ્રેજો ઉપર અમેરિકાનું બે અબજ ડોલરનું કરજ છે. આ મુદ્દલ રકમ અથવા તેનું વ્યાજ ચૂકવવામાં આવતું નથી, એટલે આજે અંગ્રેજો શસ્ત્રાસ્ત્રો વગેરે ખરીદે છે, તે પેટે નગદ સોનું લેવામાં આવે છે. અમેરિકા દરમહિને સેંકડો વિમાનો અંગ્રેજોને મોટા ભાવો લઈ પૂરાં પાડે છે. દર કલાકે ૪૦૦ માઈલની ગતિવાળાં એ વિમાનો જર્મની સામે ઝઝૂમે છે. અંગ્રેજોને આથી વધારે મદદ આપવા પણ અમેરિકન વૃત્તિ જણાય છે. પોતાના સૈન્યના વધારાનાં શસ્ત્રાસ્ત્રો પણ અંગ્રેજોને એ વેચશે. કદાચ ભીડ પડશે, એ અંગ્રેજોની સાથે જર્મની અને ઇટાલી સામે યુદ્ધમાં જોડાય તેવી વકી પણ છે. જો કે અમેરિકામાં એક નાનો પક્ષ અંગ્રેજોની વિરુદ્ધ છે. મોટો ભાગ અંગ્રેજો તરફ દિલસોજી ધરાવે છે. અમેરિકા પાસે સારું અને મોટું પાયદળ સૈન્ય નથી. અમેરિકાનું વિમાની અને સાગર સૈન્ય બળવાન બનતું જાય છે.

અમેરિકા અને જર્મની

જર્મનીના હમણાંના નાઝી શાસન તરફ અમેરિકાની દિલસોજી નથી. એ શાસન પ્રજાવાદથી વિરોધી હોવાનું ત્યાં મનાય છે. જર્મની ઉપર અમેરિકાનું મોટું લેણું છે, તેમાંથી એક પાઈ પણ મળે તેવો સંભવ નથી. જર્મનીએ નવ રાજ્યોનો પરાજય કર્યો છે. એ રાજ્યો ઉપર પોતાની સત્તા અને શાસન બેસાડયાં છે. આવાં બળવાન જર્મનીના ભવિષ્યના વધતા જતાં બળને જોઈ, અમેરિકાને ગભરાટ થાય છે. બળવાન હિટલર કદાચ સમય આવ્યે અમેરિકા જેવા મહાસમૃદ્ધશાળી રાજ્ય ઉપર પણ આક્રમણ કરે એ એને મોટો ભય છે. આથી જર્મનીનો એ પરાજય ઇચ્છે છે. પરંતુ અમેરિકા પાસે માત્ર ૨॥ લાખનું જમીનનું સૈન્ય છે. જર્મનીના ૬૦ લાખ કેળવાયેલા સૈનિકો સામે તેનું શું ગજું? અમેરિકા અંગ્રેજોને શસ્ત્રાસ્ત્રો આ જ ઉદ્દેશથી પૂરાં પાડે છે. એણે અમેરિકાના દશ પ્રજાસત્તાક રાજ્યોને ભેગાં કરીને અમેરિકાના ખંડમાં હમણાંની સ્થિતિમાં ફેરફાર કરવા દેવો નહિ એવો ઠરાવ કર્યો છે. આથી અમેરિકા ખંડમાંના બ્રિટિશના મોટા પ્રદેશોને જર્મનીના હાથમાં જવા દેવામાં આવશે નહિ.

અમેરિકા રશિયા તરફ પણ લાલ આંખથી જુએ છે. પરંતુ રશિયા તે પ્રત્યે બેદરકાર છે. ઇટાલીને તો અમેરિકા ક્ષુદ્ર જાતિનું રાજ્ય ગણે છે.

☆

# સ્વ. કાન્તની કવિતાનાં કલાતત્ત્વો

**નાથાલાલ દવે**

"વ્હાલા, તુજ હૃદયસિતારે જ્યાં છેડયા પૂર્વાલાપ,
મૃદુ ઝરતી અમૃતધારે પળ ભૂલ્યા સૌ જગતાપ:
તુજ અંગુલિ તારે તારે ભરતી માધુર્ય અમાપ,
ક્યાં જઈ શોધું જગઆરે તુજ અદ્‌ભુત ગાનપ્રતાપ ?"

શ્રી. ખબરદાર

*

"નહિ જડી શકે જ્યાં ત્યાં જેની સખિ ! સુકુમારતા—
દીન અધીન એ અશ્રુભીના રસર્ષિ જ કાંત આ !"

શ્રી લલિત

**શ્રી.** રામનારાયણ પાઠકે 'પૂર્વાલાપ'નો ઉપોદ્‌ઘાત લખેલો છે. તેમાં સ્વ. કાન્તની કાવ્યકલાનાં મુખ્ય તત્ત્વોની તેમણે સુંદર સમાલોચના કરી છે. સ્વ. કાન્તની શૈલીની વિશેષતાઓ, સંસ્કૃત શબ્દોમાં હ્રસ્વદીર્ઘની છૂટ લેવાનો અસ્વીકાર, બહુ જ સ્વાભાવિક અને અપૂર્વ મનોહરતાવાળા પ્રાસો, કાવ્યોમાં વર્ણસગાઈ અને અનુપ્રાસોનો બહોળો પ્રયોગ, શબ્દોની અર્થઘનતા, થોડા પણ અનુપમ અલંકારો, વગેરે શૈલીવિષયક લક્ષણો તપાસી પ્રો. પાઠક સ્વ. કાન્તની ભાવનિરૂપણની કલા તથા જગતની વિષમતા જોઈ કવિનું કરુણમાં દ્રવતું હૃદય અને અંતે શાંતરસમાં તેનું સમાધાન, વગેરે બાબતો ચર્ચી છે. સ્વ. કાન્તની કલા સમજવા માટે એ લેખ ખૂબ ઉપયોગી નીવડ્યો છે. પણ આજે આપણે તેમાં ચર્ચાયેલાં લક્ષણોનું પુનરાવર્તન ન કરતાં સ્વ. કાન્તની કલાની થોડી અન્ય વિશિષ્ટતાઓ વિશે વાત કરીશું.

તેમાં કાન્તનું પ્રકૃતિદર્શન આપણે પહેલું લઈએ. પૃથ્વી પર કાંઈ માણસો એકલાં જ જીવતાં નથી. પણ શ્રી. ઉમાશંકર કહે છે તેમ 'પશુ છે, પંખી છે, પ્રાણી, વનોની છે વનસ્પતિ.' એ સર્વની વચ્ચે આપણે રહીએ છીએ જગતના સર્વ સમર્થ કલાકારો માનવજીવન અને પ્રકૃતિનો સંબંધ ભૂલતા નથી. કાન્તનાં કાવ્યોમાં પણ ભાવને અનુરૂપ પ્રકૃતિની ભૂમિકા હોય છે, અને કુદરતના એ સમુચિત ચિત્રથી ભાવાલેખન વધારે વિશદ અને વેધક બને છે. 'રમા'માં રડતી રમા, તો પાછળ 'બારીએ જલની ધારા જોરમાં પડતી હતી'; એ રમાના શોકસંવિગ્ન માનસનું ચિત્ર આષાઢી કૃષ્ણરાત્રિની ભૂમિકાને લીધે વધારે મનોવેધક બને છે. 'અતિજ્ઞાન'માં સહદેવના ચિંતાગ્રથિત ચિત્ત સાથે શૂન્ય આકાશ, ઝાંખી દિશાઓ, ઘોર કરાલ રાત્રિ અને ઇન્દ્રપ્રસ્થજનોની નિગૂઢ શંકા વગેરેનું વાતાવરણ કવિ આલેખે છે. 'વસંતવિજય'માં પ્રકૃતિવિધાનની અનન્ય કલામયતા દૃષ્ટિગોચર થાય છે.

સ્નિગ્ધ, ગોરા, ભરેલા અવયવવાળો, આત્મીય હાસ્યથી જ્યોત્સ્નાને પણ વિશદ કરતો, લાવણ્યની વિવશતા નિહાળવા અશક્ત, પોતાના કઠોર પ્રવચન માટે પશ્ચાત્તાપ કરતો અને દેવયાનીની સરલતા જોઈ રહેતો રસિક યુવાન દેવકુમાર કચ—એ સર્વનો એક વાર પરિચય થયા પછી ન ભૂલાય તેવાં પાત્રો છે.

કલાકારને ઉચિત એવો સંયમ એ કાન્તનાં કાવ્યોનું એક આકર્ષણ છે. પ્રસંગ અને ઊર્મિની સમપ્રમાણતા જેમ કવિ સાચવે છે, ભાવમયતા સાધે છે પણ ભાવવિવશ બનતા નથી, તેમ કાવ્યના બાહ્યસ્વરૂપમાં પણ તેઓ બરાબર સમપ્રમાણતા સાચવે છે. તેમાં અનાવશ્યક પ્રસંગો કવિ ઉમેરતા નથી, નકામું લંબાણ ક્યાંય કરતા નથી, મુખ્ય ધ્યેયની સાથે જે સંબદ્ધ ન હોય તેવી એક પણ પંક્તિ કાવ્યમાં આવવા દેતા નથી. કોઈ રાફેલ જેમ સુરેખ ચિત્રો દોરવા બેસે તેમ કાન્ત અનન્ય કલાથી સંવાદી, સપ્રમાણ, સર્વાંગસુંદર કાવ્યો આપે છે. કોઈ સર્વાંગસંપૂર્ણ શિલ્પકૃતિની જેમ એ કાવ્યોમાં અનવદ્ય સુશ્લિષ્ટતા આવે છે. કલાની સાધના એ પણ તપશ્ચર્યા છે. અને તેમાં ઘણી વાર કલાકારોને પ્રલોભનો નડે છે. પ્રિય વિષયને વિસ્તારવાનું અથવા તો પ્રિય પાત્રને વધારે વિકસાવવાનું લેખકોને ઘણી વાર મન થાય છે; પછી લંબાણ વધારે થઈ જાય અથવા તો ગૌણ પાત્રો અસ્પષ્ટ, અવિકસિત રહી જાય એવું બને છે. નરસિંહરાવને હાથે વર્ણનો લાંબાં થઈ જાય. કલાપી ભાવના વેગમાં તણાવા માંડે. કવિશ્રી ન્હાનાલાલનું શબ્દપ્રભુત્વ તેમને શબ્દબાહુલ્યને સીમાડે ખેંચી જાય. સાહિત્યમાં કાન્તનો કલાસંયમ બહુ વિરલ વસ્તુ છે. તેમનો કલાનો આદર્શ બહુ ઊંચો હતો, તેને અનુસરીને કાવ્યના પ્રત્યેક વિભાગમાં કાન્ત પ્રફુલ્લતા અને પ્રાણનો ધબકાર મૂકે છે. વસ્તુ નાની હોય છતાં તેનાં અંગ પ્રત્યંગને કલાથી વિકસાવી તેને સચેતન અને સર્વાંગસુંદર બનાવે છે.

પુનરુક્તિની કલાનો કાન્તે સરસ ઉપયોગ કર્યો છે. કાવ્યમાં અર્થપૂર્વક પુનરુક્ત થતી પંક્તિઓથી કાવ્યમાં સમગ્રતા અને સંપૂર્ણતાની છાયા આવે છે, અને તેથી વસ્તુ વધારે સચોટ, વેધક અને મર્મગામી બને છે. આપણાં ગીતોમાં વારે વારે આવ્યા કરતી પંક્તિઓ ભાવની પ્રબળ અસર ઉપજાવવામાં ઉપયોગી નીવડે છે. 'કિંગ લિયર'માં શેક્સપિયર 'Never, Never, Never, Never, Never' એ પાંચ શબ્દોમાં અનન્ત નિરાશાના સૂરો પૂરીને હૃદયભેદક કરુણા જમાવે છે. ટેનિસન પણ ઘણાં કાવ્યોમાં પુનરુક્તિનો કલામય ઉપયોગ કરે છે. તેમ કાન્તનાં કાવ્યો જોઈએ તો 'રમા'માં આષાઢી કૃષ્ણરાત્રિ અને વ્યોમમાંથી પડતી જલધારાની પુનરુક્તિ કાવ્યની સળંગસૂત્રતાની છાપ ઉપજાવે છે. 'વસંતવિજય'માં "હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહી ગયાં" એમ કહીને કાન્ત કાવ્યવર્ણન શરૂ કરે છે અને ફરી એ જ શબ્દોથી કાવ્ય સમાપ્ત થાય છે. 'દેવયાની'માં "તરે જે શોભાથી વનવન વિષે બાલ હરિણી" એ પંક્તિવાળો શ્લોક કાવ્યાંતે પુનરુક્ત થતાં કાવ્ય સુશ્લિષ્ટતાથી સંકેલાઈ જાય છે. 'આપણી રાત,' 'મનોહર મૂર્તિ' અને 'સાગર અને શશી'માં પંક્તિઓનું પુનરાવર્તન ઊર્મિનો મંજુલ રણકાર સંભળાવી જાય છે.

કાન્ત કહે છે કે "પ્રિય કવિતા મુજ વેગથી રડે છે." કાન્તની કવિતા જ્યારે રડે છે, અતિવેગથી રડે છે ત્યાં કાવ્યકલામાં ઊણપ આવે છે. કાન્ત આદર્શવિહારી, ચિંતનશીલ,

પ્રણયપિપાસુ હતા. જીવનની વિષમતાઓ તેમણે ઊંડા દર્દ સાથે અનુભવી અને તે કાવ્યમાં નિરૂપી. 'મૃગતૃષ્ણા'માં નિર્દોષ સુકુમાર હરિણી તરફ જગતકર્તાની ક્રૂરતા કવિએ દર્શાવી. 'રમા'માં સ્નેહાળ પત્નીને ઉદાસીન પતિ મળ્યો. "પ્રેમ છે એટલા માટે પ્રેમ માગી શકું નહિ", એમ રમાને કબૂલ કરવું પડયું. 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં કલા જેવી દિવ્ય વસ્તુનો મૃગને મારવા માટે મનુષ્યે ઉપયોગ કર્યો. 'અતિજ્ઞાન'માં સહદેવને જ્ઞાન માત્ર નકામું જ નહિ, પણ ઊલટું પીડાકારક થયું. 'વ્હાલાંઓને ઉપદેશ'માં માનવ માનવ વચ્ચે કવિએ પ્રેમ કલ્પેલો, ત્યાં મોટાંઓ નાનાંને કચરતાં જણાયાં, અને "જગત્પિતા! તવ બાલકો રડે" એમ કવિને ફરિયાદ કરવી પડી. 'વસંતવિજય'માં સ્નેહ સામે મૃત્યુ આવીને ઊભું. 'ચક્રવાક મિથુન'માં સ્નેહ માટેના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા, જગતની ઘટનામાં તેથી કાંઈ ફેરફાર ન થયો. જીવનની આવી વિષમતાઓનું કરુણગાન કાન્તની 'લલિત કોમલ પદાવલિ'માં ગૂંજી રહે છે. જીવનની એ ગંભીર સમસ્યાઓનું સમાધાન શોધવા કાન્ત તત્ત્વજ્ઞાન તરફ વળ્યા. ત્યાં તેમને પ્રભુરૂપી તારક સાંપડયો.

કાન્તનાં કાવ્યોમાં કવિનું વ્યક્તિત્વ સુરેખ રીતે ઉપસી આવે છે. કવિનો સંવેદનશીલ સ્વભાવ, તેમની કુટુંબવત્સલતા, તેમની ઈશ્વરશ્રદ્ધા, તેમનો પ્રકૃતિપ્રેમ, તેમની આદર્શ-પરાયણતા અને સ્વાભિમાન, એ સર્વ ગુણો કાવ્યોમાં પ્રતિબિંબિત થાય છે. કવિને પોતાની કલાશક્તિનો સાચો ખ્યાલ હતો. એક પત્રમાં માત્ર બાવીસ વરસની ઉમરે તેમણે લખેલું કે "મને મારા હૃદય પર આસ્થા છે, અને હું અવશ્ય માનું છું કે મારું નામ ગુજરાતી સાક્ષરમંડળના ઇતિહાસમાંથી જલદી ભૂંસાઈ નહીં જાય. આ વૃત્તિ મને ઘણા દિવસની છે....તે અભિમાનથી જુદી જ ચીજ છે. આત્મજ્ઞાનને કદાચ મળતી ગણી શકાય." ('કાન્તમાલા'–પૃ. ૩૨૨) તે વાત સાચી ઠરી છે. શ્રી. રામનારાયણ પાઠકે કહ્યું છે તેમ, "પૂર્વાલાપ વિપુલ ગ્રન્થ નથી છતાં તેવું સ્થાન આપણા સાહિત્યમાં અપૂર્વ છે અને ગુજરાતી સાહિત્ય જ્યાં સુધી વંચાશે ત્યાં સુધી તે ટકી રહેશે તેમાં સંશય નથી. તેનું માધુર્ય, તેના ઉન્નત અને ગહનભાવો, તેની લક્ષ્યવેધી તરંગમય શૈલી, તેનું સંગીત સર્વ અનુપમ અને અનુત્તર છે." ('પૂર્વાલાપ' ઉપોદ્ઘાત, પૃ. ૯૨)*

---

* સ્વ. કાન્ત વિશે ઠીક ઠીક લખાયું છે. 'વસંતવિજય' પર શ્રી. રમણભાઈ નીલકંઠે તથા 'ચક્રવાક મિથુન' પર શ્રી. બળવંતરાય ઠાકોરે ટીકા લખી છે. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવથી માંડી શ્રી. દેશળજી પરમાર તથા શ્રી. મનઃસુખલાલ ઝવેરી જેવા અનેક લેખકોએ કાન્તની કલા પર પ્રશંસાપુષ્પો વેર્યાં છે. સ્વ. કાન્ત વિશે અંગત માહિતી માટે 'યુગધર્મ' (પુ. ૪)માં પ્રસિદ્ધ થયેલ પ્રો. ઠાકોરનો લેખ તથા 'કાન્તમાલા'માં પ્રગટ થયેલ રા. લાલશંકર ભટ્ટ, રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય વગેરેના લેખો ઉપયોગી થાય તેવા છે. 'કાન્તમાલા'માંનો સ્વ. રમણભાઈનો લેખ અને કાન્તની પત્રધારા—એ કવિનો સ્વભાવ સમજવામાં ખૂબ જ મદદરૂપ થાય છે. કવિ શ્રી. ન્હાનાલાલે ભાવનગરમાં સને ૧૯૨૯માં કાન્તજયન્તી નિમિત્તે આપેલું સુંદર અને માહિતીપૂર્ણ વ્યાખ્યાન 'આપણાં સાક્ષરરત્નો'ના પ્રથમ ભાગમાં પ્રસિદ્ધ થયેલું છે. 'કૌમુદી' ત્રિમાસિકના પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ થયેલું 'કાન્તમાલા'નું અવલોકન પણ જિજ્ઞાસુઓએ જોવા જેવું છે. 'પ્રસ્થાને' બહાર પાડેલો 'કાન્તઅંક' પણ કાન્ત વિશેના સાહિત્યમાં સારો ઉમેરો છે.

કાન્તનાં કાવ્યોમાં આપણે જોયું કે પ્રાસાદિક શૈલી, મનોહર વૃત્તવૈવિધ્ય, ભાષાની સચોટતા અને શુદ્ધિ, પ્રાસાનુપ્રાસની ચીવટ, સુંદર નવીન વિષયો, તેનું સુશ્લિષ્ઠ સમપ્રમાણ નિરૂપણ, પ્રકૃતિની કલામય ભૂમિકા, કુતૂહલપોષક નાટયતત્ત્વ, તાદશ ચિત્રશક્તિ, સજીવ પાત્રાલેખન, પાત્રોના માનસનું કલામય વિશ્લેષણ, સ્વાભાવિક સંવાદકલા, કલોચિત સંયમ, પુનરુક્તિનો આકર્ષક ઉપયોગ, ઇત્યાદિ ગુણો વિલસે છે. કવિશ્રી ન્હાનાલાલ તેને બાદશાહી ઝરણું—'ચશ્મે શાહી'—કહે છે. કાશ્મીરમાં એ ઝરણુને કાંઠે જહાંગીરે મહેલ બંધાવ્યો હતો. કવિશ્રી કહે છે કે "ગુર્જર કવિતાની સૌન્દર્યકુંજે પણ મણિભાઈની કવિતાનું એવું બાદશાહી ઝરણું છે; સ્વચ્છ, શીતળ, પ્રેરણાપુરક. મણિભાઈની કવિતા એટલે ચશ્મે શાહી: થોડીક, પણ સુગયુગના અમૃતઝરા જેવી. ... ગુજરાતમાં કાવ્ય પ્રત્યે આદર છે, ગુર્જર નરનારીનાં હૈયાંમાં ને નયનોમાં કવિતા ચમકે છે, ગુર્જર ગૃહકુંજેમાં રસકલાસૌન્દર્યનાં પૂજન થાય છે ત્હાં સુધી દૂર—દૂરનાં સૌન્દર્યતરસ્યાં જહાંગીરો ને નૂરજહાંઓ એ બાદશાહી ઝરણનાં પૂજને આવશે ને પાણી પીશે, ફૂલ વીણશે ને સંસારથાક ઉતારશે, આરે મહાલશે ને પ્રેરણા ઝીલશે. કુન્દનને ને કવિતાને કાટ સ્હડતા નથી: મણિભાઈની કવિતાકલા ને સૌન્દર્યભાવના કાળનાં કાટથી પર છે." ('આપણાં સાક્ષરરત્નો': ભાગ ૧, પૃ. ૮૦)



## એની સ્મૃતિ

જ્યારે ખૂટે ફાનસ ઘાસતેલ  
વસ્ત્રો પરે બેહદ થાય મેલ  
વિશી તણી રોટલી ના ચવાય  
તારી સ્મૃતિ અંતર ઊભરાય.

જ્યારે ઘર ઊકરડો બની રહે  
જડે યદી ના સ્ટવ કેરી પીન  
કે સોની કેરા પગ સંભળાય  
તારી સ્મૃતિ અંતર ઊભરાય.

'સનાતન'

☆

# અમી ઘૂંટ પીધા કરું

ગોવિંદ સ્વામી

[ પૃથ્વી ]

કપાયલ વિશાળ પૃથ્વી થકી પાતળી પટ્ટી શો,
શશી-રજની-શીત ધૂળ થકી ગાઢ વેરાયલો,
દૂરે લઘુક ગામની તરફ ક્યાંક ચાલ્યો જતો,
અલંબ પથ, પાતળો, ક્યંહીક દૃષ્ટિને લૈ જતો. ૧

જરા નગર બ્હાર દૃષ્ટિ મુજ ફેંકી હું ન્હાળતો
પ્રશાંત રજની મહીં પ્રકૃતિ ભવ્ય એ માર્ગમાં,
પ્રકાશ સ્થિર વેરતા વિજળીના દિવા હારમાં
ઉભો ગહન-ધ્યાન-મગ્ન અવધૂત શા માર્ગમાં. ૨

પસાર થતી રાત્રિ-રાણી પદ ચૂમવાને સદા
સમુત્સુક થઇ કતારમહીં સર્વ વૃક્ષો ઊભાં.
અલંબ જડ તાર-દોર કંઇ ગૂઢ વાતો ઉરે,
વહુંત પથરાયલા પથ મહીં ઉંચેરા શિરે. ૩

પ્રશાંત રજની મહીં સૂસવતા શીળા વાયરા,
શુચિત્વ ભરી શાંતિને કદિ કદીક સ્પર્શી જતાં,
સૂકાયલ ખરી જતાં જરીક સ્પર્શથી પાંદડાં,
ઉભાં ખખડધજ્જ વૃક્ષ પણ વાયુથી ધ્રૂજતાં. ૪

ઉગેલ છડીદારશા છડી પૂકારતા લીંબડા,
ખીલેલ નવમંજરી થકી સુગંધી વેરી રહ્યા,
અપર્ણ રૂપહીન તોય નિજ નૂર પૂરી પૂરી,
ઉષા-ટશર-રંગી પુષ્પ ધરીને ઉભા કેરડા. ૫

જટાજૂટ સમી લટુંબત અગણ્ય વડવાઈથી,
પ્રગાઢ પથરાયલા વડ પ્રફુલ્લ ઝૂલી રહ્યા,
અનેક દિનરાતના ઉદય અસ્તને ન્યહાળતાં,
નવા શિશુકુશા ખીલ્યા કિસલયો સહુ ખેલતા. ૬

અતૂટ ત્રિપુટી ઝગંત મૃગશીર્ષની પાશ્ચમે
અને નજીકમાં જ વ્યાધ નિજ તેજ વેરી રહ્યો.
ઝગંત નભમધ્યમાં ગહન પ્રશ્ન શું ઝૂમખું,
મહા ભુજંગ ફેણુ ધારી વિચરંત સપ્તર્ષિનું. ૭

વિશાલ નિજતેજથી રજતની રજો વેરતા
અસંખ્ય કણુ આભમાં ઝગમગંત તારા તણા,
કણેકણુ વિરાટ બ્રહ્મ લઘુ દેહધારી રહ્યા
ઝગંત નિજ તેજ-વર્તુળ નભે ઉજાળી રહ્યા. ૮

કણેકણુ સજીવ વાત મુજ સાથ મૂંગી કરે,
સુખાર્દ્ર હૃદયેથી કૈં ઝરણુ ઊર્મિ કેરું સરે,
બની કણુ નિસર્ગનો અજબ શાંતિથી હું શ્વસું,
અને પ્રકૃતિ-ભવ્ય-દૃશ્ય અમી ઘૂંટ પીધા કરું ! ૯

# દેવકથા-સૃષ્ટિ : તેનાં સર્જક બળો, સર્જન અને વિકાસ*

હરિવલ્લભ ભાયાણી

દેવકથા-સૃષ્ટિ અને ક્રિયાકાણ્ડ : ધર્મનાં આ બે મુખ્ય અંગો એટલાં મહત્ત્વનાં છે કે ઘણા ધર્મોમાં કથા અને ક્રિયા ધર્મના વાણાતાણાને સ્થાને હોય છે. આમાં દેવકથા મુખ્યત્વે સાહિત્યનાં તત્ત્વોની બનેલી હોવાથી તેમાં લોકજીવનના ઘણા યે ધબકાર ઝીલાતા હોય છે અને તેથી સંસ્કૃતિના અભ્યાસની દૃષ્ટિએ તેનું મહત્ત્વ દેખીતું છે.

કથાસૃષ્ટિનાં મૂળ, રૂપબંધના ને વિકાસ તપાસીએ તો તેમાં કથાનાં પાત્રો કેવી રીતે જન્મે છે, તેમનો કેવી રીતે વિકાસ સધાય છે, તેમની વચ્ચે રહેલી શ્રેષ્ઠતા માટેની સ્પર્ધા કે સમાધાનવૃત્તિ સમય જતાં કેવું રૂપ ધરે છે, તેમનાં ચડતીપડતી કે અંતકાળથી કથાસૃષ્ટિમાં કેવા પલટા આવે છે—આ સૌનું અવલોકન કરવું એ વધારેમાં વધારે ચિત્તાકર્ષક લાગે. પ્રથમ તો કથાપાત્રોનાં ઉદ્‌ભવસ્થાન અનેકવિધ છે. કલ્પનાની પ્રેરણા, ભય કે આનંદનો આવેશ, જાગ્રત કે સ્વપ્ન અવસ્થામાં મનના અનેક વ્યાપારો—ટૂંકમાં, માણસનો આખો ય અનુભવસમુદાય કાં તો વેશાંતર પામી સ્વતઃ દેવ કે અસુર રૂપે થીજી જાય છે, અથવા તો કોઈ દેવ કે અસુરને મધ્યમાં રાખી તેની ફરતો જાળાં જેમ વળગે છે, અને આમ કથાના બાહ્ય કલેવર અને અંદરના આત્માનું નિર્માણ થાય છે. કથાસર્જક શક્તિ આ અનુભવ-ભંડારમાંથી જાતજાતનું કાચું દ્રવ્ય લઈ તેને જુદીજુદી એકરસ કરે છે, અને આમ તૈયાર થયેલા પિંડમાંથી તેને કોઈક સ્થળે ભીંસ દઈ, કોઈક સ્થળે હળવો પોચો હાથ ફેરવી, ઉપસાવી—દબાવી, તેમાંથી પ્રજાપ્રજાની કથાસૃષ્ટિના ઘાટ ઘડે છે. વળી, કથાપાત્રોનાં આ ઉદ્‌ભવસ્થાનો પર રહેઠાણની વિશિષ્ટતાઓ તેમજ રહેવાસીઓના માનસિક અને સાંસ્કૃતિક ઘડતરની પ્રબળ અસર પડે છે અને તેથી જુદી જુદી કથાસૃષ્ટિની લાક્ષણિકતાઓનું નિર્માણ થાય છે.

દેવતાઓના મૂળમાં રહેલું ઉપાદાન અને તેમના સર્જનની આદિ ભૂમિકાઓ આપણને ભાગ્યે જ જોવા મળે છે. સામાન્ય રીતે તો આપણે તેમના "જીવનકાળ"માંથી માત્ર એકાદ ટૂંકા ગાળાની જ સમીક્ષા કરી શકીએ છીએ, અને આના આધારે જ તેમના વિવિધ ભૂમિકામાં પથરાયેલ વિકાસક્રમ અને ઐતિહાસિક ફેરફારો તપાસવાનું બની શકે છે. પણ આ વિષયમાં ઋગ્વેદની કથાસૃષ્ટિ અમુક અંશે એક જવલંત અપવાદરૂપ છે. આથી જ ઋગ્વેદનાં સૂક્તો આપણે માટે ઘણાં કીમતી બને છે. "તેમાં આપણે આપણી નજર સામે જ એક કથાસૃષ્ટિ સર્જાતી જોઈએ છીએ. દેવોને જાણે કે આપણી સમક્ષ ઘડાતા નિહાળીએ છીએ. કેટલાય મંત્રો કોઈ સૂર્યદેવ, ચંદ્રદેવ, અગ્નિદેવ, આકાશના દેવ, વરસાદ-વંટાળના દેવ કે જળદેવી, ઉષાદેવી કે પૃથ્વીદેવીને સંબોધતા નથી, પણ સામે પ્રકાશતો સૂર્ય, રાત્રીએ આકાશમાં ચળકતો ચંદ્ર, રસોડામાં કે વેદી પર ઝળહળતો અગ્નિ કે વાદળાં વચ્ચેથી ઝબકતી

* આધાર :-હિલેબ્રાન્ત : 'વેદિશે મિથોલોગી' (૧૯૦૨)
વિન્તેર્નિત્સ : 'હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટરેચર' (અંગ્રેજી ભાષાન્તર ૧૯૨૭.)

ફાવે તે બે વસ્તુ વચ્ચે અભેદસંબંધ સ્થાપી દેવાની ખાસિયત–તે સમયના કલ્પનાવિહારી અને વિચારની શિથિલતામાં રાચતા માનસનો પ્રતીક છે. બ્રહ્માનું પાત્ર કેટલેક અંશે આને આભારી છે. ઋગ્વેદમાં 'બ્રહ્મન્' એટલે 'પ્રાર્થના, યજ્ઞકર્મને લગતી ઉપાસના.' ધીમે ધીમે તે શબ્દ યજ્ઞવાચક થયો, અને યજ્ઞ બ્રાહ્મણકાળની સર્વશ્રેષ્ઠ, સર્વનિયામક શક્તિ હોવાથી 'બ્રહ્મન્' પણ એ સર્વશ્રેષ્ઠ શક્તિનો વાચક થયો. પછી તેનો બે જુદી જુદી દિશામાં વિકાસ થયો. એક તરફ, ઉપનિષદોમાં ગ્રંથબદ્ધ થયેલા દાર્શનિક વિચારપ્રવાહે તેમાંથી ભારતીય દર્શનશાસ્ત્રની ઉદાત્તતમ ભાવના 'બ્રહ્મ' સર્જાવી; જ્યારે બીજી તરફ, ક્રિયાકાંડના ચિંતકોના અનુગ્રહે તેને પુલ્લિંગ બનાવી તેમાંથી 'બ્રહ્મા'નો જન્મ સાધ્યો. ઋગ્વેદના સમયના અંતભાગની આસપાસ 'પ્રજાપતિ' દેવ ઉત્કૃષ્ટતા મેળવતો જતો હોવાથી બ્રાહ્મણગ્રંથોએ, સર્વશ્રેષ્ઠ તરીકે સ્વીકારાયેલ યજ્ઞ સાથે પ્રજાપતિનો ઐક્યસંબંધ સ્થાપ્યો, અને 'યજ્ઞ'ને 'બ્રહ્મન્' પર્યાય હોવાથી, પ્રજાપતિ અને બ્રહ્મા ધીમે ધીમે એક અવિભાજ્ય વ્યક્તિ તરીકે ઉદય પામ્યા, ને બીજાં અનેક કલ્પના અને કથાનાં તત્ત્વોને આત્મસાત કરી પુરાણકાળના બ્રહ્મદેવ તરીકે સ્થિત થયા.

બૃહસ્પતિ, ક્ષેત્રપતિ, ગણપતિ, અહલ્યા, રાધા, કદાચ સીતા, વગેરેની પાછળ પણ આવું રહસ્ય રહેલું હોય.

આપણા સમયમાં પણ કેટલાંક "સર્જાતાં કથાપાત્રો"નો નિર્દેશ કરી શકાય. શીતળા-દેવી એ આવાં પાત્રોમાંનું એક છે. આ પાત્ર જેને 'હીન કથાસૃષ્ટિ' કહે છે તેને લગતું કહી શકાય. વૈદિક ધર્મ સમાજ ઉપરના વર્ગોનો–શ્રીમંત, અમલદાર, બ્રાહ્મણો ઇત્યાદિ ભદ્રવર્ગનો ધર્મ હતો. સમાજના નીચલા પાત્રોનો ધર્મ મુખ્યત્વે ભૂતપ્રેત અને રોગના અધિષ્ઠાતા સત્ત્વોથી ઉભરાતો હોઈ, અનેક અભિચાર ક્રિયાઓનો આશ્રય લેતો. ધર્મના આ સ્વરૂપની પરંપરા અથર્વવેદ અને ગૃહ્યસૂત્રોમાં બદ્ધ થઈ, અને તેનો પ્રવાહ અસ્ખલિત રીતે આજસુધી વહેતો છે. બળિયાના રોગના અમુક મર્યાદિત સમયમાં આપમેળે થઈ જતા શમનને લીધે વહેમી, ભીરુ, ધાર્મિક માનસ પર મજબૂત અસર થઈ અને કલ્પનાએ કદાચ રોગ શમી ગયા પછી કરાતા શીતોપચાર પરથી કે એવા બીજા કોઈ કારણ પરથી શીતળામાતા ઘડી કાઢયા; તેની વાર્તા, તિથિ ને દેવળ સ્થાપી દીધાં.

ઉપર આપણે દેવતાને સર્જનારાં બળો જોયાં. એ બળો પ્રમાણે દેવતાને પલટનારાં બળો પણ વિધવિધ છે. કથાસૃષ્ટિનું ઘડતર નિરંતર ચાલુ હોય છે. જર્જરિત, કાળગ્રસ્ત તત્ત્વો તજાય છે, કે જૂનાં તત્ત્વો નવા રૂપરંગ ને વાઘા ધરે છે. પાત્રોની રૂપરેખા, દેહ, અલંકાર, પરિવાર, આત્મા બધુંય પરિવર્તક બળોના અવિરત આક્રમણને વશ છે. એક આકાર રહિત ઢગલારૂપે અવકાશમાં તરતા શરદના વાદળા તરફ નજર નાખતાં, વાયુબળે ઘડીકમાં તેને આપણે ઘોડાનું રૂપ લેતું જોઈએ; થોડી જ ક્ષણોમાં ઘોડો બદલાઈ તેમાંથી મુખ ફાડી ઉભેલા રાક્ષસનો આકાર ઊપસી આવે; તો વળી બીજાં વાદળાં સાથે ભટકાતાં, તે રાક્ષસ એકબીજા પર કૂદી પડવાને તત્પર એવા બે સૈનિકોમાં વહેંચાય જાય; એ સૈનિકોના દ્વંદ્વયુદ્ધના કોડ પૂરા થાય તે પહેલાં આખો યે સમૂહ ભીંજાતા સાગરમાં ફેરવાય.

જાય કે હોડનું ચેટાનું ટોળું આકાશને પટ જારી દે. કંઈક આવા સ્વૈરપલટાઓની જેમ કથાપાત્રોનાં પરિવર્તનો થતાં હોય છે. આ વિકાસનું નિયમન કોઈ અમુક હેતુને અનુસરીને પ્રવર્તતા નિયમ પ્રમાણે નથી થતું હોતું. આ અહૈતુક વિકાસમાં, બહારની પરિસ્થિતિ તેમજ માનસિક વ્યાપારોથી જન્મતી વ્યગ્રતા અને સ્થળાંતર, રખડપાટ, બીજી જાતિઓ સાથે સંપર્ક, સંસ્કારિતાના હ્રાસવિકાસ, આબોહવા, પૂર્વજોથી નવી પેઢીને કરાતી વિચારસોંપણી, કવિ ને ધર્મગુરુ જેવી પ્રમાણભૂત વ્યક્તિઓની અસર, અણચિંતવ્યાં ઊંડાણોમાંથી ઊઠી આવતા વિચારોનાં તરણઃ એ બધાં કથાસૃષ્ટિના પ્રેરક બળો છે.

આબોહવા અને ચોપાસ પથરાયેલી પ્રકૃતિની ધર્મોના વિકાસ પર સંગીન અસર થાય છે. તેમનાથી રહેવાસીઓનો સમગ્ર આધ્યાત્મિક અનુભવ રંગાતો હોય છે. ઘણીવાર ધર્મનું નવસર્જન અને ચડતીપડતી તેમના ઉપર અવલંબે છે. આ દૃષ્ટિએ કાવ્ય અને કથાસૃષ્ટિ વચ્ચે ઘણો નિકટનો સંબંધ રહેલો છે. કાવ્યનું સર્જન પણ આસપાસના જગત, પ્રકૃતિની ઘટનાઓ ને આબોહવા ઉપર તેમજ કેટલાંક આધ્યાત્મિક કારણો અને પ્રજાના વ્યક્તિત્વ પર આધાર રાખે છે; વળી કલ્પનાની જે શક્તિ દેવતા સરજવામાં વ્યાપૃત બને છે તે જ શક્તિ કાવ્યની રચના કરે છે. આથી વળી જુદા જુદા પ્રદેશોની જીવન માટેની અનુકૂળતા-પ્રતિકૂળતા અને આબોહવાની વિવિધતા પ્રમાણે તે તે પ્રદેશના દેવતાજગત તેમજ કાવ્યનાં હીર પણ નિરનિરાળાં હોય છે.

· ઋગ્વેદિક કથાસૃષ્ટિ જેવી મુખ્યત્વે પ્રકૃતિમૂલક કથાસૃષ્ટિઓના ઘડતર પર થતી આબોહવાની અસર તો દેખીતી જ છે. આના ઉદાહરણ તરીકે, 'ઉષસ્'ને લઈએ. 'ઉષસ્' શબ્દની સાથે ધ્વનિ તેમજ અર્થની દૃષ્ટિએ સમાઈ ધરાવતા શબ્દ ગ્રીક, લેટિન, અવેસ્તી અને લિથુઆનીમાં મળી આવતા હોવાથી કહી શકાય કે ભારતમાં આર્યો પ્રવેશ્યા તે પહેલાના ભારત-યુરોપીય કાળમાં આ અર્થને વ્યક્ત કરતો એક સમાનધ્વનિ શબ્દ હતો. પણ ભારતીય શાખા સિવાયની ભારત-યુરોપીયની બીજી શાખાઓ બોલતા લોકોની કથાસૃષ્ટિમાં ઉષાનો કથાપાત્ર તરીકે વિકાસ ન થયો હોવાથી અનુમાની શકાય કે ભારત-યુરોપીય કાળમાં પ્રકૃતિની આ ઘટનામાંથી દેવતાસ્વરૂપનું ઘડતર હજી અસ્પષ્ટ ને પ્રાથમિક દશાથી આગળ નહિ વધ્યું હોય. એટલે વૈદિક યુગના આ રમણીય અને કાવ્યમય સર્જનનું ઘડતર ભારતવર્ષમાં જ સધાયું છે. આથી તેનું નિર્માણ ઋગ્વેદના સૂક્તોનો મોટો ભાગ જ્યાં રચાયો છે તે પ્રદેશમાં—હાલના અંબાલાની દક્ષિણના પ્રદેશમાં—નહિ, પણ ઉષસ્-કાવ્યોને માટે પ્રેરણાદાયી બની શકે તેવાં પ્રકૃતિદૃશ્યો જ્યાં સહજ હોય તેવા પ્રદેશમાં–હાલના પંજાબમાં—થયું હોવું જોઈએ. તેવી ઋતુ, પંજાબમાં શક્ય નથી, વરસાદ વરસતા ને વાદળાંનાં દૃશ્યો કથાસર્જક કલ્પનાને ગતિમાન કરે તેટલાં આકર્ષક ન હોવાથી 'ઇન્દ્ર'નું ઘડતર ત્યાં નહિ પણ પ્રાચીન કુરુક્ષેત્રના પ્રદેશમાં થયું. ઉષસ્ અને મરુતનાં પાત્રોનાં બીજ તરતો વૈદિક આર્યોના નિત્યજીવન પરથી બંધાયાં. આથી અમુક અંશે ઉષસમાં વૈદિકયુગની સ્ત્રીનું, ઇન્દ્રમાં યોદ્ધાનું અને તે રીતે અગ્નિના પાત્રમાં તે સમયના ધર્મગુરુનું પ્રતિબિંબ જોઈ શકાય.

ભારતીય આર્યોના ઉત્તરમાંથી પૂર્વ અને દક્ષિણ તરફ પ્રસરવા સાથે તેમનાં કુદરતી પરિસ્થિતિઓમાં થયેલું પરિવર્તન, તેમના જીવનવ્યવહારની વધતી જતી સંકુલતા, ને આનાર્ય

સંસ્કૃતિ સાથેનો ગાઢ થતો જતો સંપર્ક ઋગ્વેદના ધર્મ પર દૂરગામી અસર કરવાને સમર્થ હતાં. ઋગ્વેદના અંત ભાગમાં જ 'પ્રજાપતિ' ને 'વિશ્વેદેવાઃ' જેવા મુખ્ય દેવો અને 'શ્રદ્ધા' 'મન્યુ' જેવાં અમૂર્ત દેવસ્વરૂપો આગળ આવતાં દેખાય છે. કથાપાત્રો વડાઈ ઘડાઈને 'ઊડીને આંખે વળગે' તેવાં તૈયાર થાય ત્યારે જ તેમને કથાસમુદાયમાં અગત્યનું સ્થાન મળે. પુરાણ-કાળના અધિષ્ઠાતા દેવો વિષ્ણુ ને શિવની કથામૂર્તિનો ઢાળો બ્રાહ્મણકાળથી પડવા લાગ્યો હતો. ઋગ્વેદના ચારપાંચ સૂર્યદેવોમાંના એક વિષ્ણુ, અને ત્યાં તેમનું સ્થાન બીજા દરજ્જાનું કહી શકાય. વિષ્ણુનું મુખ્ય પરાક્રમ આકાશમાં ત્રણ પગલાં ભરવામાં સમાયેલું હતું. તેનું ત્રીજું પગલું જ્યાં મૂકાયું તે વ્યોમનું ઊંચામાં ઊંચું સ્થાન અને તેથી તે મરણોત્તર દશા માટે દરેકને ઈપ્સિત હતું. ધાર્મિક ભાવના અને વિચારોના પલટાને લીધે વિષ્ણુની આ લાક્ષણિકતાને વિશેષ મહત્ત્વ મળતાં, વિષ્ણુ ઈન્દ્રની પણ સ્પર્ધા કરવા લાગ્યા ને બ્રાહ્મણગ્રંથોમાં યજ્ઞ સાથે તેમનું ઐક્ય સ્થાપવામાં આવ્યું. આથી વિષ્ણુને સર્વોત્કૃષ્ટ સ્થાન મેળવવામાં ત્રણે વેગ મળ્યો. બીજી તરફથી ઉપનિષદોએ 'નારાયણ'ના સ્વરૂપને તૈયાર કર્યું. ત્રીજી તરફથી અજાણ્યાં સ્થાનોમાંથી ભક્તિ, વ્યક્તોપાસના, કૃષ્ણ ને અવતારવાદ ઉદ્ભવ્યાં. આ સૌ તત્ત્વોના મિશ્રણથી મત્સ્ય, કૂર્મ, વરાહ ઇત્યાદિને લગતી વિશ્વોત્પત્તિની કથાઓના અને નૃસિંહ, વામન ઇત્યાદિને લગતી દેવદાનવના કલહની કથાઓના નાયક, વિશ્વપાલનના અધિષ્ઠાતા વિષ્ણુ તૈયાર થયા. વળી, બ્રાહ્મણકાળમાં જ ઋગ્વૈદિક રૂદ્રની અગત્ય વિષ્ણુ જેટલી જ વધી હતી. શિવ, મહાદેવ, ઈશાન, શર્વ વગેરે અનેક અભિધાનો તેના સંબંધમાં પ્રચલિત થતાં જતાં હતાં. તેની મૂર્તિનું ભયાનક સ્વરૂપ ઋગ્વેદના સમયથી જ નક્કી થઈ ગયું હતું. પછી તેનું ભદ્ર સ્વરૂપ ભયાનકના પ્રતિબિંબ તરીકે વિકસ્યું. આમાં અગમ્ય રીતે અનાર્ય સંપ્રદાયની લિંગપૂજા ભળી; સાથે શક્તિપૂજા વિકસતાં તેનાં કેટલાંક તત્ત્વો ભળ્યાં, અને વિષ્ણુની જેમ અનેક પ્રાચીન પરંપરાઓ અને સ્થાનિક કથાઓના વાઘા સજી સંહારના અધિષ્ઠાતા, સ્મરહર, ત્રિલોચન, ઉમાપતિ મહાદેવની મૂર્તિ પરિપૂર્ણ બની.

આની રીતે, એક પક્ષે, મૂળથી પ્રાર્થનાના અધિષ્ઠાતા અને અગ્નિ ને ઈન્દ્રનાં કથાતત્ત્વોના મિશ્રણમાંથી બીજાં તત્ત્વો ગ્રહી વૃદ્ધિ પામેલા દેવ 'બૃહસ્પતિ' ને બીજે પક્ષે, કંઈક અંશે 'ગુરુ' શબ્દના બે અર્થ—'ભારે' (ગુરુનો ગ્રહ) અને 'ગોર, પુરોહિત'—વચ્ચે ગૂંચવાડો થવાથી સધાયેલા, પંડિતપ્રવર, તારાપતિ, દેવગુરુ 'બૃહસ્પતિ' : આ બંનેને સરખાવીએ: (૧) વૈદિક નદીમૂલક સરસ્વતી દેવીને, અને (૨) બ્રાહ્મણ ગ્રંથોએ તેનું 'વાચા' સાથે ઐક્ય સાધ્યાથી વાણી ને વિદ્યાની અધિષ્ઠાત્રી બનેલી, તેના પિતા બ્રહ્માના 'દુહિતૃગામી' એ કલંકની અને પરિણામે મૃગશીર્ષ તારાપુંજ સાથે સંકળાયેલી કથાની કારણભૂત, વીણાપુસ્તકધારિણી શારદા સરસ્વતીને સરખાવીએ; કે (૧) છાંદોગ્ય ઉપનિષદમાં ઉલ્લેખાયેલા કથાકલ્પિત ઋષિ ઘોર આંગિરસ પાસે ગુપ્તવિદ્યાઓ શીખતા અને હાલની ભગવદ્ગીતાના મૂળરૂપ મતમતાંતરોના પ્રતિપાદક ઋષિ કૃષ્ણ; (૨) યાદવો અને પાંડવોના માર્ગદર્શક રાજનીતિજ્ઞ કૃષ્ણ; અને (૩) ગોપીજનવલ્લભ ગોપાલબાલક કૃષ્ણ : મુખ્યત્વે આ ત્રણના મિશ્રણમાંથી તૈયાર થયેલ, પૌરાણિક કથાસૃષ્ટિના કૃષ્ણના કથાદેહનું પૃથક્કરણ કરીએ : ત્યારે જ આપણને કંઈક ખ્યાલ આવે કે કથાપાત્રોના ઘડતરમાં, તેમજ કથાદેહની વૃદ્ધિમાં ક્યાં ક્યાં સ્થાનોમાંથી

આવતાં કેવાં કેવાં દ્રવ્યો અને રસાયણોને ગાળીપીગાળી, શુદ્ધ કરી તૈયાર કરાયેલી સામગ્રી પર કથાસર્જક શક્તિ પોતાની કારીગરી ચલવે છે.

ભારતીય આર્યોની વેદકાળથી તે આજના સમય સુધીની કથાસૃષ્ટિમાં જુદે જુદે સમયે પલટાઓ લાવવામાં અનાર્ય સંસ્કૃતિનો સંપર્ક, બ્રાહ્મણકાળનાં છીછરા અગમ્યવાદ અને ભેદીપણામાં પૂરપાટ દોડતી કલ્પનાશક્તિ ને યજ્ઞયાગના રહસ્યનું ચિંતન, ઉપનિષદોનું દાર્શનિક ચિંતન, સમય સાથે વધ્યે જતો બુદ્ધિશક્તિનો હ્રાસ, ભક્તિ ને મૂર્તિપૂજાનો પ્રચાર, બૌદ્ધ ને જૈન ધર્મનો ઉદય, દર્શનશાસ્ત્રોનો વિકાસ, ભારતીય આર્યોએ ખીલવેલો અતિરેક અને અત્યુક્તિઓનો પ્રેમ[1] જેમાં પરાકાષ્ઠાએ પહોંચ્યો છે તે પુરાણકાળ, પરદેશી જાતિઓ સાથે સંપર્ક, રાજ્યોની ઉથલપાથલ વગેરે કારણભૂત બન્યાં છે.

શરૂઆતમાં કહ્યું તેમ, કોઈ પણ કથાપાત્રના દેહના નખશિખ વિકાસની દરેકે દરેક ભૂમિકા ભાગ્યે જ અવલોકનગમ્ય હોય છે. કથાસૃષ્ટિને લગતાં સંશોધનો કોઈ કોઈ સ્થળે ખૂટતાં ખૂટતાં અંગ, ઉપાંગ, હાડકાં, રુધિર વગેરે પૂરવાને કે બે ભૂમિકા વચ્ચેનો પૂર્વાપર ક્રમ નક્કી કરવામાં સમર્થ બને; છતાં યે દરેક પોલાણ અને ખાડાખાબડાં પૂરાઈને દરેક ભૂમિકાની અણિશુદ્ધ મૂર્તિઓ તૈયાર થવી ભાગ્યે જ શકય છે, કેમ કે ઘણાં યે પાત્રો પૂરતાં કથાવસ્ત્રોથી વિંટળાઈને ગ્રંથોમાં સ્થાન પામે તે પહેલાંની તેમના વિકાસની ભૂમિકાઓ સધાઈને લોકકલ્પનામાં જ તરતી રહી હોય છે. તોપણ તપાસી શકાય તેટલી ભૂમિકાઓ પણ કથાસૃષ્ટિના સર્જન તે વિકાસ પાછળ રહેલાં બળોનો ખ્યાલ આપવા માટે પૂરતી છે.[2]



---

* આ અતિરેકની વૃત્તિ દરેક ક્ષેત્રમા દેખાઈ આવે છે:—

(૧) ક્રિયાકાણ્ડનો પારાવાર આંટીઘુંટીઓથી ઉભરાતી અસંખ્ય ઝીણીમોટી વિગતોમાં વિકાસ, તેમજ તેમાં ઝીણી અને તદ્દન નજીવી બાબતોને અપાતું અત્યંત મહત્ત્વ, (૨) તપશ્ચર્યાના અમર્યાદ અતિરેકો. (૩) કલામાં કથાસૃષ્ટિનાં પાત્રોનું અમાનુષી વિરૂપતાને લીધે વિલક્ષણ ને કઢંગું નિરૂપણ, (૪) વર્ણનોમાં પ્રચણ્ડ સંખ્યાનો વારંવાર ઉપયોગ, (૫) પ્રતિપાદ્ય વિષયના અણઉપયોગી સૂક્ષ્મ ભેદપ્રભેદોનું વર્ગીકરણ ખાતર વર્ગીકરણ કરવાની વૃત્તિ, (૬) મહાકાવ્યોનું કલ્પનાતીત કદ, (૭) ગદ્યસ્વરૂપનો જેનો જોટો ન મળી શકે તેટલો અતિસંક્ષેપ (સૂત્રશૈલી). (૮) પ્રમાણ ને સુસંગતિના નિયમો ડગલે ને પગલે તરછોડતી, ' કલ્પનાવેશ 'થી ઓતપ્રોત પુરાણોની રચના. (૯) અનેકાનેક શાખા-પ્રશાખા ને કોમ-વાડામાં વિભક્ત થયેલ જ્ઞાતિવ્યવસ્થા : આ બધાં ભારતીય માનસની એ લાક્ષણિકતાના દર્શક છે. (મેકડોનલ્ડ : ' હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર ' પા. ૧૦—૧૯૦૫ )

૨ કથાસૃષ્ટિ, દેવકથાસૃષ્ટિ : mythology.
દેવકથા, કથા : myth.

# રિપન ફૉલ્સ

## [ જિન્જા–ઉગાન્ડા ]

ઉછરંગરાય કેશવરાય ઓઝા

[ વિક્ટોરિયા સરોવરના વિપુલ જલસંચયમાંથી ત્રણ સ્રોતના રૂપમાં નીલ નદી જન્મ પામે છે. આ ધોધ ઉગાન્ડાના જિન્જા નામના એક નાજુક શહેરની નજીક આવેલા છે. લેખકે એ ધોધને સવારે, બપોરે, સાંજે, અંધારે, અજવાળે, દૂરથી, પાસેથી, ઘણીવાર ધારી ધારીને જોયા છે. એના જલધૂધવાટની ગંભીર શાંતિમાંથી આત્માની પ્રશાંતિ અને પ્રેરણા ખેંચ્યાં છે. ગુજરાતચરણે આ કાવ્ય તેની અલ્પ સ્તુતિરૂપે આજે મૂકું છું. –લેખક ]

[ અનુષ્ટુપ ]

મિસર્‌ની પ્રાણદાત્રી ને
ભૂમધ્ય નિધિની પ્રિયા
જમાનાઓની ઓ સાક્ષિ
નીલગંગા તને નમું.

વામે રહી વિપુલ આ પથરાઈ આંહિં
લીલી ભૂમિ લલિત ટેકરિયોથી છાઈ;
આ ઠાંસી ઠાંસી કદળી–વણ–ધાન્ય–સીંચ્યાં
—એ તો પ્રસિદ્ધ જગતે રસિલું ઉગાન્ડા.

જો આમ, પાસ ભરિયો જલકોષ મીઠો
—જાણે વિરાટવિભુની અમિકૂપિ આંહિં;
એ કોષનાં ઝરણ સર્વ અગમ્ય તો યે
આ ખંડનો સહુ–અભિમત પ્રાણકોષ.

નિઃસર્ગનાં ગહન સૌમ્ય બધાં રૂપોની
મૂર્તિંસમાન વિક્ટ્યાસર એહ મીઠું;
એનાં ઘડીઘડી રૂપો પલટે વિવિધ
—સૌંદર્ય એ સહુતણાં રસનેહ જોઉં.

સંધ્યા, સવાર, મધરાત અને બપોરે
અગ્નિજ્વલંત નભ સાથ તથા ઘનિષ્ઠ
ઘનઘોર નીલ દળવાદળ છાંય નીચે,
અંધારિયાં ઝઝુમતે, શુભ ચંદ્રજ્યોતે.

એ ચેતનાલસિત અંબુતણે જ ઓવે
હેરે રૂપે અપરિમીત પ્રભુપ્રતિમા
ગંભીર વા ચપળ, શાંત, હસંત, ઉગ્ર,
તેને ક્ષણેક્ષણ પૂજું શિરને નમાવી.

એ પુણ્યપ્રાણપુરકોપ થકી ઢળંતી
વિરાટકાય ચિરયૌવનવતી ત્રિવેણી
ચૈતન્યની પરમપોષક હૂંફવાળી,
સંસ્કારની પરમપાવક જ્યોતિધારી.

સૌંદર્યની પરમશાંતિ પમાડનારી,
સંશુદ્ધિદા, સ્ફટિકશુભ્ર સનાતનાંગી,
પૃથ્વીપ્રસિદ્ધ નીલગંગની વારિધારા
—એ દર્શનો થઇ શકે—કદિ ભાગ્ય ન્યારાં.

કૈં કૈં યુગો વહિ ગયા; ધરતી ઘસાઇ;
રાષ્ટ્રો તુટ્યાં; મનુજ સંસ્કૃતિ કૈં દટાઇ;
રાજ્યો ભુલાઇ ઇતિહાસ વિષે ભુંસાયાં;
ધર્મો ય જન્મી, વિકસી, વિકરી, વિલાયા.

તો યે પ્રભુતણી અગમ્ય અપાર માયા
કેરી ત્રિવેણી ગૂઢ જાદુઇ સૂત્રધારા
ત્રણે તમોરજસસત્ત્વતણી લટોથી
ગૂંથેલી વ્હે સરિતરૂપ અનાદ્યનંત.

અનેક જાશે જ, જશે અનેક,
અનેક ઉગી વધી ફાલશે ને
પડી જશે, ધૂળ થશે તથાપિ
ગંભીર, અશ્રાંત સરિત વ્હેશે.

એ ભૂતભાવિ સમવર્તતોમો
ત્રિકાંડ ગુચ્છો પ્રભુકાળગુંફ્યો
અખૂટમાંથી નીકળી વહે છે—
અખૂટમાંહિ જઈને સમાશે.

જોઉં મહા માનવ કીર્તિપુંજ
નીચાડ પામી રૂઇ રેલી જતો !
—એ ચંદ્રનાં તેજ કરેલ ભેળાં
ફીણાઈ ને ઊડી જતાં ધરાથી !

ચૂરા થયું કે કઇલાસતુંગ,
ગંગોત્રીએ કાં જલરૂપ લીધું !
કાલિન્દી, ગંગા જ સરસ્વતીએ
સાથે જગતને ફલિતાર્થ કીધું !

જગતતણો વાઙ્મય સાર ફીણી
મૂક્યો અહિં સાચવી શારદાએ !
—દરેક બુદ્બુદ, દરેક સીકરે
લખેલ કાવ્યો, સુભરેલ શિલ્પો !

[ અનુષ્ટુપ ]

વર્ણવ્યો કોઇ પામ્યું છે
પાર ઐશ્વર્યનો કદા ?
નીલગંગા તણા જન્મ—
—તીર્થના જલધોધના ?

એક છે—અપૂર્વ છે એ,
લોકોત્તર પવિત્ર છે,
દૃશ્ય છે, પૂજ્ય છે, વંદ્ય
—વંદું, ચિન્તવું, સદા ય હું.

☆

# દયાશંકર

ગોવિંદભાઈ શ. અમીન

રાત્રે કાઢી, પેટી પર મૂકેલી જામુસોને ઠેકાણે મૂકવા પ્રભાવતી પેટી પાસે ગઈ. પેટી ઉપર બે જામુસ જોઈ તે વિસ્મિત બની. ત્રણ મૂકી હતી અને બે કેમ? તેણે આમતેમ જોયું, પેટી નીચે જોયું, જામુસો મૂકવાની બીજી જગાઓ જોઈ; પણ ખૂટતી જામુસ જડી નહિ. તે વિમાસણમાં પડી. ચંદનહાર ક્યાં ગયો? કોઈએ લીધો તો નહિ હોય!

"મોતી! – મોતી!" તેણે નોકરને બૂમ મારી.

"આવ્યો."

"ઝટ આવ!"

હાથમાં સાવરણી લઈ મોતી આવ્યો.

"આ ખંડ તેં સાફ કરેલો?"

"હા, બા."

"ક્યારે?"

"સવારમાં."

"સાફ કર્યો ત્યારે પેટી ઉપર કેટલી જામુસ હતી?"

"ત્રણ."

"તો અત્યારે બે કેમ છે?"

"કંઈ પડી ગઈ હશે." તે જામુસ શોધવા નીચે જોવા લાગ્યો.

"મેં બધે જોયું: કંઈ નથી."

"બા, આટલાં વરસથી નોકરી કરું છું. કદી એક પાઈની ચીજ લીધી છે?" દયામણે સ્વરે તે બોલ્યો.

"તો તે જાય ક્યાં? – બીજું કોઈ આવ્યું'તું?"

"વિનુભાઈના માસ્તર વિના બીજું કોઈ આવ્યું નથી."

"વિનુના માસ્તર?" – વિચારમાં પડી, જાગૃત બની – "એ છે કે ગયા?"

"હમણાં જ ગયા."

"એમ!......દોડતો જઈ તેમને પાછા બોલાવ."

મોતી ગયો. પ્રભાવતી વિચારમાં પડી. આ કામ મોતી કરે નહિ. માનો ન માનો હાર માસ્તરે જ લીધેલો. તે પૈસાની તંગીમાં રહે છે. ટ્યુશનની રકમ વધારવા ઘણી વખત કહે છે. છે છોકરવાદ. કોઈને ખંડમાં નહિ દેખી તેની નજર બગડેલી.-તે અધીરાઈથી માસ્તરની વાટ જોવા લાગી.

માસ્તર દયાશંકરને લઈ મોતી આવ્યો. પ્રભાવતી કંઈ પૂછે તે પહેલાં દયાશંકરે પોતાને બોલાવવાનું કારણ ધીમેથી પૂછ્યું.

"માસ્તર, એમ બન્યું કે સવારમાં મારી પેટી ઉપર ચંદનહાર પડ્યો હતો."

"હં."

"અત્યારે જડતો નથી."

"કંઈ ડાબે હાથે મુકાઈ ગયો હશે."

"મેં બધે તપાસ કરી. તે ન જડ્યો એટલે મોતીને પૂછ્યું. તે કહે છે કે તમારા વિના બીજું કોઈ મકાનમાં આવ્યું—"

"પણ મેં તમારા ખંડમાં પગ મૂક્યો નથી," પ્રભાવતીના વાક્યનો અર્થ સમજી દયાશંકર અધીરાઈથી બોલ્યો.

"તો હાર કોણ લઈ ગયું ?"

"એ કેમ કહી શકાય ?"

"માસ્તર, હાર બહુ મોટી વિસાત નથી."

"પ્રભાવતી બહેન, મેં હાર લીધો નથી."

"ન લીધો હોય તો સારું, પણ લીધો હોય તો—"

"હું ખરેખર કહું છું કે મેં હાર લીધો નથી. લીધો હોય તો મારાં ખીસ્સાં તપાસો." તેણે હાથ પહોળા કર્યા.

ડિટેક્ટિવની શોધક દૃષ્ટિથી પ્રભાવતી દયાશંકરનું બોલવું ચાલવું જોઈ રહી હતી. ચોર ખીસ્સાં તપાસવાનું કહે ત્યારે સમજવું કે ખીસ્સાંમાં કંઈ નથી. રસ્તામાં હારની ગોઠવણ થઈ ગઈ હશે. "મારે તમારાં ખીસ્સાં તપાસવાં નથી. હું તમને કહું છું કે હાર લીધો હોય તો આપી જજો. નહિ તો પોલીસને ખબર આપવી પડશે !......સમજ્યા ?"

* * *

અગિયાર થવાની તૈયારી હતી. ઘડી પહેલાં ખાલી પડેલું નિશાળનું કંપાઉન્ડ ભરાઈ ગયું હતું. શિક્ષકો આવતા અને સીધા નિશાળમાં દાખલ થઈ જતા. અહીં તહીં ટોળાંમાં વિદ્યાર્થીઓ ટોળટપ્પાં કરતા. સૌ ટોળાંમાં એક ખાસ ધ્યાન ખેંચતું. તે મોટું હતું, ઉત્સાહમાં હતું અને કોઈની રાહ જોતું હોય તેમ ઝાંપા તરફ જોઈ રહ્યું હતું.

દયાશંકર ઝાંપામાં દેખાયો અને ટોળું ઉત્સાહમાં આવી ગયું. તે તરફ ધ્યાન આપ્યા વિના તે નિશાળ તરફ ચાલ્યો. એક વિદ્યાર્થી નીચું જોઈ 'ઝટ જાવો, ચંદનહાર લાવો—' ગાવા લાગ્યો. બધાં ખડખડ હસવા લાગ્યાં. દયાશંકરે તેમના તરફ જોયું; ત્યાં વિનુને ઉભેલો જોયો; તરત તેને સમજ પડી કે ગીત પોતાને ઉદ્દેશીને ગવાય છે ! પ્રથમ તેને ગીત ગાનારને પકડી શિક્ષા કરવાની ઈચ્છા થઈ. પણ તેમ કરતાં તે અટકી ગયો. વિદ્યાર્થી કહેત કે હું તમને ક્યાં કહેતો હતો; હું તો ગીત ગાતો હતો. તેમ કરતાં વાત વધુ જાહેર થાય ! તે છાનોમાનો નિશાળમાં દાખલ થઈ ગયો.

પીતાંબરે સજ્જિત પુષ્પમાળે
બેઠેલ જોયો, સખિ, માયરામાં
જે ભાઇને તેં તુજ કલ્પનામાં,
ચિતાકુમારી સહ મેં વળાવ્યો !

હા ! એ જ પીતાંબર, પુષ્પમાળ એ,
હા ! બન્ધુઓનો ય હતો સમાજ એ,
અકલ્પ્ય કિન્તુ સખિ, વૈપરીત્યે
હતું બધું મૂર્ચ્છિત શોકછાયમાં.

ઉલ્લાસતો સાગર સર્વતીર્થ,
એના જલે શાન્ત કર્યો ચિતાગ્નિ;
પરંતુ જે અંતર વહ્નિ ઊઠ્યો,
તેની અરે લાધી નહીં જ શાન્તિ.

દિઙ્મૂઢતા અરે કેવી વ્યાપેલી સર્વના દિલે !
જડ નેત્ર ગયાં ભૂલી વ્હેવાનું અશ્રુનાં જલે.
જ્યોત્સ્નાશીલ સખી ! તારું હૈયું આ કેમ રે સહે ?
કેમ ના સળગી ઊઠે ઉલ્કાની ઉગ્ર વૃષ્ટિએ ?

(૪)

ઉલ્લાસતો બાલ, સખી, વહાવ્યો
રે આપણે ગર્જનશૂન્ય સિન્ધુમાં;
સૌદામિનીશી હસતી સુતાને
શું ના વહાવી વહ્નીર સાગરે ?

અ દૃ ષ્ટ કે તુ, અ નિ વા ર વે ગ,
અદીઠ કોઈ રથમાં પ્રતિષ્ઠ,
અસારથિ ને વળી જે અશસ્ત્ર,
અંધાર ને તેજ વિશે અધૃષ્ય,
પ્રવર્તતું શાશ્વત ને પ્રચંડ,
બ્રહ્માંડમાં એકલ એકચક્ર.

અશબ્દ શક્તિનો એની પરચો પ્હેલ આ નહીં
મારે તારે સખી, તો યે અનુભૂતિ દિસે નવી.
વીંખાઇ ને પીંખાઇ આ ચિત્તની પાંખ તાહરી.

મે સંયમે અંતરબિન્દુ સાચવ્યાં,
એકાંતમાં યે નવ છે વિખેરિયાં,
કો અગ્નિથી પામી વરાળરૂપ એ
હવે ભલે ગર્મ વિશે રહ્યાં રહ્યાં.

( ૫ )

જનનીએ વછોડેલો ભ્રાત તેં યત્નસાચવ્યો,
કોમળા તુજ હૈયામાં પુત્રથી અધિકો વસ્યો;
વિચ્છેદાઈ જતાં આજે ઘાત બેવડ છે થયો.
આશ્વાસના શબ્દ સખી ! વદું શે ?
ગળંત વાણી ક્ષણ મૌનગૌરવે.
વદું કદી તોય શું શાન્તિ અર્પશે ?
દાઝેલ હૈયું કયમ દાહ ટાળશે ?
સંતપ્ત તારા ઉરધાતુપાત્રમાં
આશ્વાસ શબ્દોની વરાળ ઊઠશે.
હું વિજવળું આજ અનશ્રુશોકે,
તું છો વહાવે ઉરને અનર્ગળ;
મને ન શાન્તિ જહ્નુ કેરી આશ્વસે,
તને થશે ગોમતી કેમ શાન્તિદા ?

( ૬ )

અનુશોચ છતાં તારો અશોચ્ય વિષયે સખી !
હિજરાઈ જતાં યે ના ઉપાયે લવ આવશે.
આક્રાન્ત પૃથ્વી કરી બાહુચક્રે
તે યે હણાયો સખિ ! ચક્રે મૃત્યુને;
મૃત્યુંજયો ભીષ્મસમા ય આખરે
શક્યાં ઉવેખી નહિ મૃત્યુધર્મને.
લેવાવું નિશ્ચે અહિં પંચભૂતને,
જ્યોતિષ્પથે સંચરવું ય આત્મને.
નિવારણા ના સખિ ! મૃત્યુની જડી
આ વિશ્વમાં ક્યાંય કદી ય કોઈને.
ઘડ્યું પિતાએ અનિવાર્ય જે જગે
તેની ખરે નિષ્ફલ માત્ર શોચના.

# ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્

મૂળ લેખક : શ્રી. રમેશકુમાર ઓઝ
અનુવાદક : શ્રી. માણેકલાલ જોશી

"Were one to select two or three men who in a very conspicuous way are trying to bring Eastern and Western thought into some kind of alliance and who are trying to reinterpret Western thought to Easterners and Eastern thought to Westerners, one would list the name of S. Radhakrishnan."

—Vergilius Ferm

'રીલિજિયન ઈન ટ્રાંમિશન' નામક ગ્રંથના મુખ્ય સંપાદક અને અમેરિકામાં ઓહિયોમાં આવેલી 'કૉલેજ ઑફ વુસ્ટર'ના પ્રસિદ્ધ અધ્યાપક શ્રી. વર્જીલિયસ ફર્મે એ પુસ્તકની પ્રસ્તાવનામાં દુનિયાના પ્રસિદ્ધ ભારતીય તત્ત્વવેત્તા તથા વિદ્વાન અધ્યાપક ડૉ. સર એસ. રાધાકૃષ્ણનનો ઉક્ત ઉદ્ધૃત ભાષામાં ગૌરવપૂર્ણ ઉલ્લેખ કર્યો છે.

હિંદના જે થોડાક પનોતા પુત્રો જગતમાં નામના મેળવી શક્યા છે, તેમાં સર રાધાકૃષ્ણન્ પણ છે. પરંતુ ખેદ અને આશ્ચર્યની વાત તો એ છે કે જે વ્યક્તિ પોતાની વિદ્વત્તાને લઈને સારાય જગતમાં પ્રસિદ્ધ છે, તેના સંબંધમાં કે તેમના નામથી પણ આપણા ઘણા દેશવાસીઓ હજી અપરિચિત છે. અશિક્ષિત લોકોની વાત દૂર રાખીએ, પરંતુ ભણેલાગણેલા માણસોમાં પણ એવા ઘણા છે કે જેઓ ડૉ. રાધાકૃષ્ણનનું નામ સુદ્ધાં નથી જાણતા.

અહીં મને એક પ્રસંગ યાદ આવે છે. ૧૯૩૪ની મુંબઈની મહાસભા પૂરી થયા બાદ હું એક અંગ્રેજ અખબારનવેશ સાથે પૂના જતો હતો. અમે બન્ને બીજા વર્ગમાં મુસાફરી કરતા હતા. કલ્યાણથી ઉત્તર હિંદુસ્થાનનો એક નિવૃત્ત અમલદાર અમારા ડબ્બામાં આવ્યો. અમે બન્ને અખબારનવેશો હોઈને એ જ વિષય પર વાર્તાલાપ કરી રહ્યા હતા. એ અંગ્રેજ અખબારનવેશે ઉત્તર હિંદના મોટા મોટા માણસોનાં નામ મને પૂછ્યાં. મેં તેને આઠદસ નામ બતાવ્યાં. એમાં ડૉ. રાધાકૃષ્ણન્ તથા શ્રી. અરવિંદ ઘોષનાં નામ પેલા નિવૃત્ત અમલદારને ખબર જ ન હતાં. તેમણે મને પૂછ્યું: "શું આ બન્ને ગૃહસ્થો હજી જીવિત છે? હું તો એમનાં નામથી પણ બેખબર છું." એ અમલદારની એ વાત સાંભળી મને તેના પર દયા આવી. આ સજ્જન અંગ્રેજી ભણેલાગણેલા હતા, એટલું જ નહિ પણ 'સર'ના ખિતાબથી વિભૂષિત હતા. થોડાક સમય પૂર્વે જાપાનના ગાંધી તરીકે ઓળખાતા ડૉ. કાગાવા પૂ. ગાંધીજીને મળવા આવ્યા હતા. તે સમયે પૂ. ગાંધીજીએ ડૉ. કાગાવાને કહ્યું હતું કે તેઓ સાચે જ હિંદુસ્થાન જોવા માગતા હોય, તો તેમણે આગ્રાનો તાજમહાલ, શાંતિનિકેતનમાં ડૉ. રવીન્દ્રનાથ ટાગોર અને પોંડિચેરીમાં શ્રી. અરવિંદ—આ ત્રણને ખાસ જોવા જોઈએ. ડૉ. રાધાકૃષ્ણન્ હિંદુસ્થાનની ચોથી જોવા યોગ્ય વ્યક્તિ છે.

ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ મહાન મેધાવી વ્યક્તિ છે. તે હિંદના ઉચ્ચ કોટિના બૌદ્ધિક વિદ્વાનોમાંના એક છે. યુરોપ, અમેરિકા આદિ દેશોમાં 'એક લાક્ષણિક હિંદુસ્થાની ઋષિ' (a typical Indian sage) એ સંબોધનથી તેમને ઓળખે છે. ડૉ. રાધાકૃષ્ણને ન તો મૂછો, કે ન તો દાઢી છે, કે ન તો એ રવીન્દ્રનાથ ટાગોરની જેમ લાંબો ઝભ્ભો પહેરે છે. પરંતુ પુરાતન ઋષિઓની જેમ તેમનામાં અગાધ વિદ્વત્તા છે. તેમની બુદ્ધિ અત્યંત તીવ્ર છે અને એમની અગાધ વિદ્વત્તાના કારણે જ પશ્ચિમના લોકો એમને ઋષિના નામે ઓળખે છે.

ડૉ. રાધાકૃષ્ણન્ કેવી વ્યક્તિ છે? એ લગભગ પાંચ ફૂટ અગિયાર ઈંચ ઊંચા, અને દૂબળાપાતળા છે. એમના ચહેરા પર ઉત્સાહ અને દક્ષતા તરી આવે છે. તેમની આંખો ભૂરી છે. ટૂંકમાં, એઓ એક આકર્ષક વ્યક્તિ (arresting personality) છે. હિંદુસ્થાન યા ઑક્સફર્ડ એ ગમે ત્યાં રહે, છતાં એમની એ મદ્રાસી પાઘડી સદાય એમના શિર પર રહે છે. વિદેશમાં એ ધોતિયાને સ્થાને પાટલૂન પહેરે છે, છતાં એમનો લાંબો કોટ તો એનો એ જ રહે છે. 'સાદું જીવન અને ઊંચા વિચાર' એ કહેવત એમણે પૂર્ણપણે જીવનમાં ઉતારેલી છે.

ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનો જન્મ ઈ. સ. ૧૮૮૮ના સપ્ટેમ્બરમાં મદ્રાસથી ચાલીસ માઈલ દૂર તીરૂત્તાની નામક એક તીર્થસ્થળે થયો હતો. એમનાં માતાપિતા કટ્ટર હિંદુ બ્રાહ્મણ હતાં. અને તેને લઈને એમના જીવનનાં પ્રારંભનાં બાર વર્ષ એ જ વાતાવરણમાં ગયાં. આ હિંદુ વાતાવરણનો એમના જીવન પર તથા એમની રહેણીકરણી પર ખૂબ પ્રભાવ પડ્યો છે, એ વાતનો તો એ પોતે પણ સ્વીકાર કરે છે. એમની રહેણીકરણી પર એક બીજી વાતનો પણ પ્રભાવ પડેલો છે. તેમણે માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ મિશન સંસ્થાઓમાં મેળવ્યું હતું અને તેથી તેમને ખ્રિસ્તી ધર્મનો ખૂબ સારો પરિચય મળ્યો છે. ખ્રિસ્તી લોકો હિંદુ ધર્મની સાવ ખોટી જ નિંદા કરે છે, એ જોઈ ને એમને ખૂબ ક્રોધ આવ્યો અને તેને લઈને જ એમણે હિંદુ ધર્મશાસ્ત્રો તથા તેનાં તત્ત્વોનો ખૂબ ઊંડો અભ્યાસ કર્યો. 'સ્વામી વિવેકાનંદનાં ધાર્મિક પરાક્રમો તથા ભાષણો વાંચીને, મિશનરી લોકોને હાથે અપમાનિત હિંદુ ધર્મને જોઈ ને મારા હૃદયમાં જાગૃત થયેલા ધર્માભિમાનને આઘાત થતો' એમ તેમણે પોતાના એક ગ્રંથમાં લખેલું છે.* પાશ્ચાત્ય દેશોમાં તેથી જ એમને હિંદુ ધર્મ અને તત્ત્વોના વારસ કહેવામાં આવે છે.

ઈ. સ. ૧૯૦૮ માં વીસ વર્ષની વયે તેઓ એમ. એ. થયા. આ પરીક્ષા માટે તેમણે Ethics of Vedanta પર નિબંધ લખ્યો હતો. જે લોકો કહે છે કે નીતિશાસ્ત્રમાં વેદાંતને સ્થાન નથી, તેમને એમણે આ નિબંધમાં જવાબ આપ્યો હતો. ત્યાર બાદ એ લેખ નાના પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયો. રાધાકૃષ્ણન્ પોતે એમ કહ્યા કરે છે કે એ નાનકડા પુસ્તકને જોઈ ને અત્યારે તેમને હવે શરમ લાગે છે. પરંતુ રાધાકૃષ્ણનને તે સમયે અધ્યાપક અને

* My pride roused by the enterprise and eloquence of Swami Vivekananda was deeply hurt by the treatment accorded to Hinduism in missionery institutions.

હાલ મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજના આચાર્ય, વેદાંતના એક ઉચ્ચ કોટિના તત્ત્વવેત્તા શ્રી. એ. જી. હૉગે, આ નિબંધમાં પ્રતિપાદિત વિષયનું લેખકનું શ્રેષ્ઠ જ્ઞાન, વસ્તુનિરૂપણ કરવાની તેમની શક્તિ તથા અંગ્રેજી ભાષા પરનું તેમનું પ્રભુત્વ એ બધી બાબતો માટે ઉત્તમ પ્રમાણપત્ર આપ્યું હતું.

ડૉ. રાધાકૃષ્ણનની વિચારધારા તે સમયે કયી તરફ વહેતી હતી અને અત્યારે શાથી આ રીતે વહી રહી છે, તેનો એ નિબંધ વાંચતાં બહુ સરસ રીતે ખ્યાલ આવે છે.

જે લોકો એમ માને છે કે પાશ્ચાત્ય વિદ્યાપીઠોમાં જ અભ્યાસ કરવાથી માણસ વિદ્વાન બની શકે છે, તેમની એ વાતનો ઉત્તર શ્રી. રાધાકૃષ્ણન્ તરફ આંગળી કરીને આપી શકાય છે. તેઓ મદ્રાસ વિદ્યાપીઠમાંથી એમ. એ. થયા છે, છતાં તેમની વિદ્વત્તા કોઈ પણ પાશ્ચાત્ય વિદ્યાપીઠના મોટામાં મોટા ઉપાધિધારીની સાથે ટક્કર લઈ શકે છે. પાશ્ચાત્ય વિદ્યાપીઠોના શિક્ષણની એમને જરા પણ હવા નથી લાગી. ઈ. સ. ૧૯૨૧ સુધી તો એ ઇંગ્લાંડ પણ નહોતા ગયા, તો પણ 'બ્રિટિશ એકેડેમી 'એ તેમને હાલમાં જ પોતાના સભાસદ બનાવ્યા છે. આવું સૌભાગ્ય પ્રાપ્ત કરનાર હિંદુસ્થાનમાં ડૉ. રાધાકૃષ્ણન્ સૌથી પહેલા જ વિદ્વાન છે. આ એકેડેમી ઈ. સ. ૧૮૭૧ માં તત્ત્વજ્ઞાન તથા ઇતિહાસ આદિ વિષયોની શોધખોળ તથા તે વિષયોની પ્રગતિ અર્થે સ્થપાઈ હતી. આ એકેડેમીના સભાસદ થવું એ બહુમાનનો વિષય ગણાય છે. આજકાલ ઑક્સફર્ડ કૉલેજની ઓરિયલ કૉલેજના પ્રોવોસ્ટ સર ડેવીડ રૉસ આ સંસ્થાના પ્રમુખ છે. સંસારના મહાન વિદ્વાનો આ સંસ્થાના સભાસદો હોવા છતાં એમની સંખ્યા માત્ર ૧૫૦ની જ છે.

ઈ. સ. ૧૯૨૬ પર્યંત ડૉ. રાધાકૃષ્ણનને પાશ્ચાત્ય દેશોમાં ઘણા ઓછા માણસો ઓળખતા હતા. તેમને જે ખ્યાતિ પ્રાપ્ત થઈ છે, તે તો કેવળ આ છેલ્લાં દસ-બાર વર્ષોમાં જ પ્રાપ્ત થઈ છે. કવિ કિપલીંગે એક સ્થળે લખ્યું છે કે 'પૂર્વ એ પૂર્વ છે અને પશ્ચિમ એ પશ્ચિમ. એ બન્નેનો સમન્વય અસંભવિત છે!' આજે જો કિપલીંગ જીવતો હોત તો તેના આ શબ્દોની વ્યર્થતા તેને સમજાઈ હોત. પૂર્વ અને પશ્ચિમનો સમન્વય સાધવાનું કઠિન કાર્ય ડૉ. રાધાકૃષ્ણને બહુ સારી રીતે કરી બતાવ્યું છે, એ તો એને પણ કબૂલ કરવું પડત. મિ. સી. આઈ. એમ. જોડે પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ (Counter-attack from the East) માં ડૉ. રાધાકૃષ્ણનનો જે ઉલ્લેખ 'પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને જોડનારી કડી' કહીને કર્યો છે, એ સાવ સાચો જ ઉલ્લેખ કર્યો છે.

પાશ્ચાત્ય દેશોમાં હિંદુશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવાના કેટલાય સફળ પ્રયત્નો ડૉ. રાધાકૃષ્ણને કર્યા છે. આ મતના પ્રચાર અર્થે તથા તે પર વ્યાખ્યાનો આપવા માટે અનેક દેશોમાંથી તેમને નિમંત્રણો મળ્યાં કરે છે. હજી હમણાં જ એ થોડા સમય પર આફ્રિકા ગયા હતા. પશ્ચિમના લોકોને પૂર્વના તત્ત્વજ્ઞાનના અનુસાર બનાવવાથી અચૂક લાભ થશે છે, એ વાત તો સૌ કોઈએ કબૂલ કરવી પડશે. એમના જ પ્રયત્નોને લઈને ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયે થોડાં વર્ષો થયાં પોતાને ત્યાં પૂર્વનાં તત્ત્વજ્ઞાનનો વિભાગ શરૂ કર્યો

છે અને તે વિભાગના-પ્રમુખ તથા સ્પાલ્ડીંગ પ્રોફેસર ઓફ ઈસ્ટર્ન રીલિશન્સ અને એથિકસ તરીકે પંદર વર્ષ સુધી ડૉ. રાધાકૃષ્ણે એ સ્થાન સાચવ્યું હતું. ઑકસફર્ડ જેવી જગવિખ્યાત વિદ્યાપીઠમાં આટલા મોટા માનવાળી જગ્યા પ્રાપ્ત કરનાર ડૉ. સર રાધાકૃષ્ણન્ જ પહેલા હિંદી વિદ્વાન હતા. આ સ્થાન સ્વીકારવા છતાં તે ૭ માસ ઑકસફર્ડમાં અને ૭ માસ હિંદુસ્થાનમાં રહેતા.

ઈ. સ. ૧૯૩૮માં જ્યારે એ ઈંગ્લાંડ ગયા ત્યારે તે પહેલાં એ ગાંધીજીને મળવા આવ્યા હતા. તે સમયે પોતે ઑકસફર્ડમાં સ્વીકારેલી અધ્યાપક પદની વાત કરતાં ગાંધીજીને તેમણે કહ્યું: "બાપુજી! ધર્મ અને નીતિતત્ત્વ પર જ આપના સારાય જીવનક્રમનો આધાર છે અને તેથી પૌર્વાત્ય તત્ત્વજ્ઞાન હું આપના આધાર પર જ ત્યાં શીખવી શકીશ. આપનો જીવનક્રમ એ પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનનું જીવતું જાગતું ચિત્ર છે. આપે જે તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કર્યું છે, તે પ્રમાણે માનવી અમલ કરશે, ત્યારે જ તે સુરક્ષિત રહી શકશે. નીતિ પર શ્રદ્ધા રાખવી એ જ સૌથી મોટો બચાવ છે. આપના જીવનના નીતિક્રમ અને ધાર્મિકતાનો મારા પર ખૂબ જ પ્રભાવ પડ્યો છે."

"આપણા દેશની પરિસ્થિતિ ખૂબ જ ખરાબ છે," તેમણે આગળ ચાલતાં કહ્યું. "તો પણ આપણી સંસ્કૃતિ ઉચ્ચ અને પુરાતન છે. આ સંસ્કૃતિ કેવળ આપણે માટે જ નથી, પરંતુ સારાયે જગત માટે છે અને આપ એ સંસ્કૃતિના જીવતા પ્રતિનિધિ છો."

મહાત્મા ગાંધી માટે ડૉ. રાધાકૃષ્ણનને અપૂર્વ આદર છે. તેમના હૃદયમાં તેમને માટે પ્રેમ છે. હાલમાં જ ગાંધીજીની સિત્તેરમી વર્ષગાંઠ નિમિત્તે તેમણે જગતના પ્રસિદ્ધ વિદ્વાનો, રાજનીતિજ્ઞો, અભ્યાસીઓ વગેરેના સહકારથી એક પુસ્તક તૈયાર કરી સમર્પણ કર્યું હતું. આમ હોવા છતાં કેટલીક બાબતોમાં તેમને ગાંધીજી સાથે મતભેદ પણ છે, અને તેને જાહેર કરતાં એ જરા પણ ખચકાતા નથી.

ઑકસફર્ડમાં એઓ નિમાયા તે પૂર્વે તે હિંદની કેટલીય વિદ્યાપીઠમાં તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે કામ કરી ચૂકયા છે. કલકત્તા વિશ્વવિદ્યાલયમાં પણ એ વર્ષો સુધી તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે હતા. ઇ. સ. ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી એ માયસોર વિશ્વવિદ્યાલયમાં હતા. અને ૧૯૨૧ માં એ હિંદી તત્ત્વજ્ઞાનની સૌથી મહાન જગા યાને કલકત્તા વિશ્વવિદ્યાલયની કિંગ જ્યોર્જ ધી ફીફ્થ ચેર ઑફ મેન્ટલ એન્ડ મોરલ સાયન્સને માટે તેમની નિમણૂક થઈ. એ સ્થાન ભલભલા વિદ્વાનોને ઈર્ષ્યા કરાવે તેવું છે. આ ઉપરાંત એઓ મદ્રાસ વિશ્વવિદ્યાલયમાં પણ અધ્યાપક હતા.

૧૯૨૫માં કલકત્તા વિશ્વવિદ્યાલયે તેમને બ્રિટિશ સામ્રાજ્યની સર્વે વિશ્વવિદ્યાલયોની પરિષદમાં તથા અમેરિકાની હારવર્ડ વિદ્યાપીઠની વિદ્વાન પરિષદમાં, પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા હતા. હિંદ બહાર જવાનો આ તેમને પહેલો જ અવસર હતો. એવામાં જ એમને માન્ચેસ્ટર કૉલેજમાં 'અપ્ટન લેકચર્સ' આપવાનું આમંત્રણ મળ્યું. ત્યાં એમણે 'હિંદુ વ્યૂ ઑફ લાઈફ' એ ઉપર એક વ્યાખ્યાનમાળા આપી. એ ભાષણો ત્યાંની જનતા તથા

ત્યાંના વિદ્વાનોને એટલાં બધાં ગમ્યાં, કે તે સમયથી જ તેમની કીર્તિ ચારે તરફ ફેલાવા લાગી. આ વ્યાખ્યાનો એ જ નામથી પુસ્તકરૂપે પ્રગટ થયેલાં છે. એના અનેક ભાષામાં અનુવાદ થયા છે અને તેનો ફેલાવો પણ બહોળા પ્રમાણમાં થયેલો છે. ડૉ. રાધાકૃષ્ણનનાં અનેક લોકપ્રિય પુસ્તકોમાં આ પણ એક પુસ્તક છે. 'હિંદુધર્મ જ માત્ર એક પ્રગતિશીલ ઐતિહાસિક હિલચાલ છે. હિંદુધર્મ માનનારા તે માટે માત્ર ગર્વ ધરાવે એટલું જ બસ નથી થતું. તેમની ફરજ છે કે એ જ્ઞાનજ્યોતિની મશાલ લઈને સારાય જગતમાં ફરી વળે.' તેમનાં એ વ્યાખ્યાનોનો આ જ પ્રતિપાદિત વિષય હતો.

હારવર્ડની તત્ત્વજ્ઞાન પરિષદમાં તેમણે 'આધુનિક સુધારાઓની આધ્યાત્મિક ખોટ' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. આ વ્યાખ્યાન 'કલ્કિ યાને સંસ્કૃતિનું ભાવિ' એ નામે પુસ્તકરૂપે પ્રગટ થયું છે.* આ પુસ્તક પણ લોકપ્રિય નીવડ્યું છે.

૧૯૨૯ માં ઓક્સફર્ડની મેંચેસ્ટર કૉલેજના આચાર્ય મિ. જે. ઇસ્ટલીન કારપેન્ટરે એ સ્થાનનો ત્યાગ કરતાં ડૉ. રાધાકૃષ્ણનને એ પદ સ્વીકારવાનું આમંત્રણ મળ્યું. તેમણે એ આમંત્રણનો સ્વીકાર કર્યો. તે જ સમયમાં તેમણે ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ 'તુલનાત્મક ધર્મ' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું. તેવામાં જ વળી તેમને પ્રસિદ્ધ 'હિબર્ટ લેક્ચર્સ' આપવાનું પણ સન્માન પ્રાપ્ત થયું. આ વ્યાખ્યાનો ઇંગ્લાંડની જનતાને ખૂબ ગમી ગયાં. તેમનાં એ વ્યાખ્યાનો સાંભળવા એટલી તો મેદની જામતી હતી કે લોકો કલાકો પહેલાં આવી જગાને ઘેરી લેતા હતા! 'Young men and women were there in hundreds, listening to a profoundly religious man expounding to a generation which has largely lost its religion, a profoundly religious view of life.' આથી વાચકવર્ગની ખાત્રી થશે કે તત્ત્વજ્ઞાન જેવો શુદ્ધ વિષય કે જે સમજવો અત્યંત કઠણ છે, તેને પણ ડૉ. રાધાકૃષ્ણે કેવો સુલભ અને સ્ફૂર્તિદાયક બનાવી દીધો છે!×

[ અપૂર્ણ ]

* ગુજરાતીમાં પણ એ બહાર પડ્યું છે. પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ.
× 'હંસ' (જુલાઈ : ૧૯૪૦) માંથી.



# વીશમી સદીનો બીજો મહાવિગ્રહ*

[ ઈ. ૧૯૩૯ થી ૧૯૪ ? ]

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

## જર્મનનો પારિસપ્રવેશ : ૧૪-૬-૧૯૪૦

### ૧ પ્રલયાર્ત્તિ

શાર્દૂલવિક્રીડિત — સૉનેટ

વીજોના ચમકાર વહ્નિવમળો ગોળા ગબારા ઝડી
જ્યાં ત્યાં ઉત્પતિ ઊતરી તિમિરને ફેંદી કરે ચોગણું,
ગૅસો યે ઘુમરી દિશા સકલમાં દુર્વાસ દે પાથરી;
બીજાં ભૈરવકારમાં શતગણાં પાશવ્ય કે આસુરી
ફેરો શાં વિકટાગ્રહે ભયભર્યાં ને માણુસાં ભીષણાં
એ પ્રાણીપતમાં પરસ્પર ઝુઝી સર્વત્ર વર્પી રહ્યાં,
કે કંપી થથરી રહી બધિ ધરા એ રૌદ્ર પ્રલયાર્ત્તિમાં !

ધમસાણાર્ણવ એનું માત્ર અણુ યે કલ્પાઇન્યાળઇ જતાં
નેત્રો બંધ થયાં, ગયા શ્રવણ, ઘેરંભી ઉરે શૂન્યતા,
ચિત્તે આહ્નિક વર્જિયાં, ઘર તજી બાહેર નિકળી પડયો,
ટૅક્સી ટ્રામ બસે ચડયો, ગલિગલી બાઝાર કૈં આથડયો;
સૌ સર્વત્ર જ વ્હેપલે બકબકે ક્ષુદ્રોઘમોપાધિએ
દીઠાં ટૂંબલ, જેહવાં કિડિમકોડી મૃત્યુઅસ્તાલયે:
—હૂણે પારિસ સર કર્યું, નવ ગણે ખૂઝે ન આ કોઇ તે !

---

* ચાલતા મહાવિગ્રહ ઉપર મ્હારાં કાવ્યોમાં આ ત્રીજું છે: તા. ૧૪ મીથી ૧૭મી જૂન લગીમાં લખ્યું.

૨ ઉત્પતવું : ઊડવું. ૩ ગૅસ : gas ૫ જાતે ભયભીત તેથી જ ભીષણ, બીજાઓને પણ ભયંકર. બહુધા સાપ બીધેલો હોય તે જ ડસે છે.

૬ વર્પી રહ્યાંનો કર્તા માણુસાં; કર્મ, ફેર. ૭. પ્રલયકાલની આર્ત્તિ.

૧૨ ક્ષુદ્ર ઉદ્યમોમાં અને બીજી ક્ષુદ્ર ઉપાધિઓમાં ૧૩ મૃત્યુએ અસ્ત રહેઠાણ.

૧૪ હૂણ : જર્મન.

## ૨ સિંધુતટ

શાર્દૂલવિક્રીડિત

સૉનેટ

એ સૌથી વિફરી તપી વળિગયો હું સિંધુએકાંતમાં,
મૂકી તાડ, વટાવિ સૌ લઘુમડાં અંધાણ જડ મનુજનાં,
મૂકે આ જગ છાંડિ સિંધુતટને વેળૂપટે ચાલિયો,
ઘેલા શો બસ નાસિકાગ્ર પુડળે કાયા ધકેલી રહ્યો.

ધપ્ ધપ્ તાલ સુણું સુણું ન, નિરખું નિરખું નહીં કાંઇ યે,
એમ જ હું મજલે પછી તન થકી સંજ્ઞા જરા પામિયો,
થાક્યો છું, ચલ જીવ રેત અહિં છે શીળી ઝિણી સહિ યે,
ને ભરતી ય ચડે ન હ્યાં લગ, ભલે હ્યાં થાક ઊતારિયેં.

બેઠો. ત્યાં પગ આફળી સરિ જતા લાંબા થયા, કાય ને
ધીરેથી ઢળિ જાતિ ફૂંળિ સરખી શીળી સિતા રેતમાં,
આંખે ને શ્રવણે લસે શ્વસિરહે દરિયો લહેરી ધુને,
ને બુદ્ધી મુજ સળવળી રહિ નવા તો યે જુના પ્રશ્નમાં:—

આર્યા

ભવ્ય ને સૂક્ષ્મ સત્ત્વો વિરાટ અણુ જે સ્વયંભુ વિભુ વિશ્વે,
છે શું સજીવ તે, વા અચેતન કેવળ માયાવી?

---

૧ વિફરી તપી : રીસાઈ ગુસ્સે થઈને. ૫ મ્હારા પડતાં પગલાંના તાલ. ૬ ધ્યાન ઊંડું વિલીન હતું તે ઠેકાણે આવવાને. ૮ હું અને જીવ માટે ઊતારિયેં એ બહુવચન. ૯ આફળી : આફળીને, આપમેળે. ૧૦ સિતા : ધોળી, ઉજળી. ૧૨ સ્વયંભુ અને વિભુ વિરાટ-અણુ પ્રમાણે જ સત્ત્વોનાં વિશેષણ.

## ૩ નિદ્રા

પૃથ્વી

સૉનેટ

સજીવ નથિ તો ધરે અજબ શક્તિ શી રીત એ
વિશાળ ઉત્તુંગ ગાઢ કોમલ અલૌકિકી કુદરત,
સજીવ સુખદુઃખમાં, જય પરાજયે, જેમ ને
પ્રસંગ નબળાઇના મંહિં, સખા . સખી બાંધવે
ન થાય કદિ તેમ ચિત્ત પલટાવવાની ગત ?
રતે રત ફરે વળી કુદરતે, ફરે છે સહે
સજીવ સહુ ચિત્તવૃત્તિઃ નિશદી ય અસ્તોદયે
સદા ચક્કર વેળવેળઃ સહુ તે સજીવો ફરે.

સ્ફુટાસ્ફુટ કંઈ સરે મનનમાળ હાવી મને,
વિરાટ ઉદધી તણી વિવિધનીલ ગાંયે ત્યંહાં,
વળી વળિ ઉડંત મોજશિર શ્વેત ચમરી, વળી
ધિરી ગહર તાલબદ્ધ બજતી મહાનાડિએ
વશીકરણ કીધ એ શિતળ વેણુની સેજમાં :
ઘડી બિતણમાં જ આંખ મુજ આપમેળે મળી.

---

૨ ઉતતુંગ એમ બોલી શકાય, ઘણુંખરૂં એમ જ બોલાય. ૩ સજીવોનાં સુખે દુઃખે
૫ વર્ણવેલી ગત સખા આદિમાં પણ નહીં તે કુદરતની અજબ શક્તિ શી રીતે ધરે, ધરતી હશે, કુદરત પોતે સજીવ નહીં તથાપિ. ૭ રાત અને દિવસ અસ્ત અને ઉદય પણ સદાસર્વદા અને નિયમિત વેળામાં પોતપોતાનાં ચક્કર ફરે છે.
૯ આવી=આવવું ધાતુનું રૂપ હોવાનો ભ્રમ સંભવે ત્યાં ન. ભો. દી.ની હમારી જોડણી આ શબ્દની ( કવિતામાં ) કરૂં છું.

૧૨ ગહર : ઘેરી. દરિયાનો અવાજ તે જાણે એની નાડીની ધબક. ૧૩ સેજ : શય્યા.
૧૪ બિતણ : બે ત્રણ એટલે થોડી.

## ૪ પાછલે પ્રહર

શાર્દૂલવિક્રીડિત — સૉનેટ

જાગ્યો ત્યાં અનિલે ઉડી સલિલમાં લીલા કરે બાળશો,
ઊંચે ગોપકિશોર શો ઘનધણો પ્રાંતાભિ સંચાલતો:
કેંદ્રેથી રવિશ્રાંત મસ્તક ધરે દ્યોસુંદરી અંકમાં,
સિંધુ બાલ કિશોર પંથિજન એ સોહે નવું ભંગમાં,
હૈ હૈ ને વળિ શંખઘોષવમળે સંધ્યા પ્રિયા ન્હોતરે,
'રે રસિકે, ધૃતિવત્સલે, હજિ ય તું રસળે કઈ કંદરે?'
જોઉં છું વળિ અંતરિક્ષ ઉડતી ઘુમતી હવાવાઘણો,
મોટા ચિત્રપતંગ શી, પણ ઉરે વૈશ્વાનરી ડાકણો!

સર્જે માનવ યંત્ર એકથિ સવા સામર્થ્યવાળાં, અને
સંહારે ચડતી કલા જમવતો શો આત્મઘાતી બને!
સંસ્કૃતિઓ મનુની ક્રમે ક્રમ દિસે છે સેવતી ઉદ્દગતિ,
એકે એક મથી રહે ખિલવવા કો ભાવના-અંશને;
એકે એક ય અંશ ચિંતવિ રહે, 'હું થી બધી ઉન્નતિ,
તો મુજ ધર્મ જ સર્વવ્યાપિ બનવું, ચાંપી અધર્મી કૃતિ.'

---

૧ અનિલે : અનિલ પણ. ૨ ઘનધણો : વાદળોનાં ધણ. પ્રાંત : ગગનના છેડા ભણી.
૪ ભંગ : વેશ, રૂપ, પ્રકાર. ૬ કંદરામાં. ૭ આગગાડીના એક જાતના ડબાનું અંગ્રેજી નામ વેગન (waggon), તેને ગુજરાતીમાં વાઘણ કહે છે. આ એરોપ્લેનો, હવાની વેગનો. અને વાઘણ એ અપભ્રંશથી લોહીની તરસી, ઘાતક, વિકરાળ આદિ સૂચન પણ મળી જાય છે. ૮ ચિત્રપતંગ : butterfly. કાયા ત્રીશેક ફૂટની, પાંખો ચાળીસ પિસ્તાળીસ ફૂટની, ઊડે ત્યારે પગો તો પાંખોની નીચે આવી જાય. દૂર ઊંચે આકાશમાં ઉડતી આ હવાવાઘણ બટરફ્લાઈ જેવી જ લાગે. વૈશ્વાનર : અગ્નિ. ૯ સંહારની ક્રિયામાં. ૧૦ દરેક ડગલે. ૧૩ અંધદરિતન્યાય જેવું જ ચાલી રહે છે. ૧૪ ચાંપી : દાબી, જોરાવરી દાબીને, હિંસા કરીને પણ. અધર્મી : મારી ભાવનાને અનુરૂપ નહીં તે સર્વ જ ગેર ધર્મ. હિટલરને ડિમોક્રસી અધર્મ જેવી લાગે, ડિમોક્રસીને નાઝી સંસ્થાઓ અને કાયદા અને રીતો અધર્મી લાગે...

## ૫ અકળ ભાવિ

શાર્દૂલવિક્રીડિત

સૉનેટ

'શાંતીકૂંવર' 'ઈશપુત્ર' ભજતી યૂરોપની સંસ્કૃતિ,
જે વિજ્ઞાનફિલોસૉફીપર્યં યુનાની જન્મથી પ્રાચતી,
વિજ્ઞાનો મથિ શક્તિયો કુદરતી ઘાલે છ તે ગાંઠમાં,
સત્તાસંગ્રહલોભમાં ગરક ને યોજે છ સંહારમાં:
લોભે વિગ્રહ જાગિ જાગિ શમતા કો એકની હારમાં,
તેમાંથી પ્રતિવિગ્રહો જ ફુટતા, ઈર્ષ્યા અને ખારમાં,
ને સૌ સાથ જ દૂબળો બનિ જઈ ગાળે દિનો હાંફમાં.

કૈં દશકાભર શાંતિ માંદલિ ટકે, વૈજ્ઞાનિકો ત્યાં વળી
શસ્ત્રાસ્ત્રો રણયંત્ર ને નવતરા પેચો ય બલવત્તરા
સંયોજી કલહી ગુમાનિ ચડસૂ લલચાવિ દે માણસાં;
જે જૂનાં નવલાં ખરાં છળભર્યાં બ્હાનાથિ યૈ આકળાં
જંગી યજ્ઞ રચે, પ્રજા સભય કૈં હોમાય, તેમાં બલિ.

હેશે ફ્રાન્સ? જશે જ? ને બ્રિટનનું સામ્રાજ્યનું ભાવિ શું?
સત્યે જીત, ભલે નહીં નહિં જ, એ શ્રદ્ધા ય ખોવી જ શું?

---

૧ Prince of Peace, Son of God, એ જીસસ ક્રાઈસ્ટનાં જાણીતાં નામ છે.

૨ યુનાનઃ પ્રાચીન ગ્રીસ. ૭ સાથઃ પરસ્પર ઝઘડતું એ આખું રાષ્ટ્રજૂથ; બીજા દેશકાલમાં જેમ આપણાં રાજપુતોનાં રાષ્ટ્રજૂથ. ૧૦ કલહપ્રિય વગેરે વિશેષણોનો માણસાં સાથે અન્વય છે. ૧૨ જંગીઃ જંગના, વિગ્રહોના.

## ૬ સિંધુ હે!

પદ

સિંધુ હે! ઉર તુજ વિશાળ શીતળ! —ધ્રુવ૦

મનુ રોતો મનુ ડુસકાં ખાતો હાયપાય પટકંતો
નિજ વિપદે જગભર વિષમે તુજ કાંઠે કદિ સરકંતો,

નવ બોલે તું કઠોર કોમળ:
નવ ભાળે તું નઠોર પ્રેમળ: સિંધુ હે૦ ૧

ભૂત વીતકે છળિ ઝળિ આંખો બળિ જઈ બાળક આવે,
ભાવિ ભીષણે ચિંતાતુર દિઙ્મૂઢ કંઠ તુજ પાવે,

નવ બોલે તું કઠોર કોમળ:
નવ ભાળે તું નઠોર પ્રેમળ: સિંધુ હે૦ ૨

વિપદસંપદાથી પર તું તો, અસ પુરો, બડ જ્ઞાની,
ભૂતભાવિથી લાપરવા તું, પલ તુજ કાળસમાની,

શ્વસત હસત રે લસત તું એકલ:
ગાજત નાચત સોહત એકલ: સિંધુ હે૦ ૩

ધાટી: જાની ગઈ, જાની ગઈ. રાગ: અનાદિ અનંત મહાસાગરનો શોર.




શ્રી. તંત્રીશ્રી,
"પ્રસ્થાન"
અમદાવાદ.

નીચેનું યોગ્ય લાગે તો પ્રકટ કરી આભારી કરશો.

'બુદ્ધિપ્રકાશ' ના ૧૯૩૯ ના પહેલા અંકમાં પંડિત બેચરદાસ દોશી 'કોડી' શબ્દની વ્યુત્પત્તિ દર્શાવતાં નીચે પ્રમાણે લખે છેઃ

"આપણી ભાષામાં 'પૈસા' ના અર્થમાં 'કાવડિઉં' શબ્દ પ્રચલિત છે. તેનું મૂળ પણ 'કવડિઆ'માં છે: 'કપર્દિકા' ઉપરથી તદ્ધિતવૃત્તિ કાપર્દિક – કાવડિઅ – કાવડિઉં.

"આ 'કાવડિઉં' શબ્દ 'પૈસા' ને બદલે 'કોડી'નું ચલણ હોવાનું જણાવે છે. આપણે ત્યાં લેવડદેવડના વ્યવહારમાં 'કોડીઓ' પણ ચાલતી એ હજુ ગઈ કાલની વાત છે. જયપુર સ્ટેટમાં તો એ પ્રથા હજુ પણ ચાલે છે."

કંપની સરકારના પૈસાની એક બાજુએ છપાતી કાવડ જેવી તુલા ઘણાને યાદ હશે જ. એમ ન હોય કે વાંચન ન કરી શકે તેવી અને માત્ર વિશિષ્ટ ચિહ્નો પરથી જ નામ આપી દેતી નિરક્ષર જનતાએ 'કાવડ' પરથી 'કાવડિઉં' શબ્દ યોજ્યો હોય?

ભૃગુરાય અંજારિયા

૨૪ જુલાઈ, ૧૯૪૦

# ૬ સિંધુ હે!

પદ

સિંધુ હે! ઉર તુજ વિશાળ શીતળ! —ધ્રુવ૦

મનુ રોતો મનુ હુસ્કાં ખાતો હાથપાય પટકંતો
નિજ વિપદે જગભર વિષમે તુજ કાંઠે કદિ સરકંતો,
નવ બોલે તું કઠોર કોમળ:
નવ ભાળે તું નઠોર પ્રેમળ: સિંધુ હે૦ ૧

ભૂત વીતકે છળિ ઝળિ આંખો બળિ જઈ બાળક આવે,
ભાવિ ભીંષણે ચિંતાતુર દિઙ્મૂઢ કંઠ તુજ પાવે,
નવ બોલે તું કઠોર કોમળ:
નવ ભાળે તું નઠોર પ્રેમળ: સિંધુ હે૦ ૨

વિપદસંપદાથી પર તું તો, અજ પુરો, બડ જ્ઞાની,
ભૂતભાવિથી લાપરવા તું, પલ તુજ કાળસમાની,
શ્વસત હસત રે લસત તું એકલ:
ગાજત નાચત સોહત એકલ: સિંધુ હે૦ ૩

પાંચ: મારી મો. મારી મ્હે. ૭૦. અનાદિ અનંત મહાસાગરનો શોક.




શ્રી. તંત્રીશ્રી,
"પ્રસ્થાન"
અમદાવાદ.

નીચેનું યોગ્ય લાગે તો પ્રકટ કરી આભારી કરશો.

'બુદ્ધિપ્રકાશ' ના ૧૯૩૯ ના પહેલા અંકમાં પંડિત બેચરદાસ દોશી 'કોડી' શબ્દની વ્યુત્પત્તિ દર્શાવતા નીચે પ્રમાણે લખે છે:

"આપણી ભાષામાં 'પૈસા' ના અર્થમાં 'કાવડિઉં' શબ્દ પ્રચલિત છે. તેનું મૂળ પણ 'કવડિઆ'માં છે: 'કપર્દિકા' ઉપરથી તદ્ધિતવૃત્તિ કાપર્દિક – કાવડ્ડિઅ – કાવડિઉં. ૫/

"આ 'કાવડિઉં' શબ્દ 'પૈસા' ને બદલે 'કોડી' નું ચલણ હોવાનું જણાવે છે. આપણે ત્યાં લેવડદેવડના વ્યવહારમાં 'કોડીઓ' પણ ચાલતી એ હજુ ગઈ કાલની વાત છે. જયપુર સ્ટેટમાં તો એ પ્રથા હજુ પણ ચાલે છે."

કંપની સરકારના પૈસાની એક બાજુએ છપાતી કાવડ જેવી તુલા ઘણાને યાદ હશે જ. એમ ન હોય કે વાંચન ન કરી શકે તેવી અને માત્ર વિશિષ્ટ ચિહ્નો પરથી જ નામ આપી દેતી નિરક્ષર જનતાએ 'કાવડ' પરથી 'કાવડિઉં' શબ્દ યોજ્યો હોય?

ભૃગુરાય અંજારિયા

૨૪ જુલાઇ, ૧૯૪૦

# સાંપણી

દેવજી રા. મોઢ

હજી તો એનું શૈશવની ફૂલવાડીથી પદને
ન'તા મૂક્યા જ્યારે, ચરણતલ આળાં નવ મટ્યાં,
નહોતી ઝંખાણી વદન રમતી દીપ્તિ દૂધની,
ત્વચા કેરી મીઠી ધમરક હજી દેહ ભરતી,
ત્યહાં તેની કોડે-ભરી જનની, સંકેલી સપનાં,
પળી સ્વર્ગે, રે'હું મુકી જગત-ચોકે ફૂલ-શિશુ !

હવે કોને ખોળે શિર નિજ મુકી કેશની છટા
બહેલાવે ? બોલી કલમધુર બોલો રીઝવી રૂહે
હવે એ કોને, રે ? વદન પર રેખા નિરખીને
સ્વબંધુનું એમાં અવતરણ કૂડો, સામ્ય પરખે ?
"પડયો છે મોસાળે !" કહી કહી હવે કોણ હરખે ?
નિહાળીને એનું મુખ નમી નમી કોણ મલકે ?
હવે જ્યારે નાની ડગલી ભરતો, ને ગબડતો
તું પે ચાલે, કુણા પગ મહીં કશી ઠોકર લહી
પડે નીચે ત્યારે, તું પણ ફૂલ-કૂણી બની જઈ
થજે માતા એની : સકળ જીવની ઓ ધરતીમા !

અને ઓ આકાશે ભ્રમણ કરતા ભાનુ, તું ય તે
દયા હૈયે લાવી પ્રખર કિરણો ના વરસજે;
શિરે એને ઓઢે હીર સમ હજી કેશ-ગુંછળાં,
દઝાયેલો ત્હારા અનલથી વધુ દગ્ધ બનશે !

અને વ્હાલા વાયુ ! તમ પણ હવે સૌમ્ય બનજો,
અહીં અંગે એને જનની-કર-સ્પર્શો ભૂલવજો,
ફુતો એને ગાલે ગલીપચી કરી ચૂમી ભરજો,
અરે, એ છે ખુલ્લો ચતુર દિશથી: ખ્યાલ ધરજો !

☆

# મરજીવાની મહેચ્છા

રામપ્રસાદ શુક્લ

[ શિખરિણી ]

મને જાવા દ્યો જ્યાં પ્રલયઘમસાણે ગહનમાં
પ્રવાહો ઝંઝાના લથબથ લસે રત્નવનમાં
પ્રવાલોના પુંજોમહીં પવનપૂરે પસરતા
મહામેદાનોને મુકુલિત કરે મૌક્તિકતણાં.

ચઢે તોફાનો જ્યાં, સઢ પણ ટકે એક પળ ના
કુદે હોડી જાણે વિટપવિટપે મર્કટ મદે
ધસારાના ઘાપે ખડતલ ખલાસીય ખમચે
ધકેલો ત્યાં ઊંડાં અતલ તલનાં ભૈરવજલે.

અગાધે ગર્તોમાં મથત મરજીવા મસ કરે
સદાની શાંતિમાં ચિરશયન, પાછા નવ ફરે
સહસ્રોમાંથી જો સફળ થઇ એકાદ નીકળે
જવાહીરો મોંઘાં જગત પર વેરે થળથળે.

એના આદર્શભવ્યે પૃથિવી મઘમઘે માનવીચિત્ત મોહે
લાખો કેરી શહીદી ઉપર જગતની સંસ્કૃતિ ભવ્ય સોહે.

☆

# સોંપણી

દેવજી રા. મોઢ

હજી તો એનું શૈશવની ફૂલવાડીથી પદને
ન'તા મૂક્યા જ્યારે, ચરણતલ આળાં નવ મટ્યાં,
નહોતી ઝંખાણી વદન રમતી દીપ્તિ દૂધની,
ત્વચા કેરી મીઠી ધમરક હજી દેહ ભરતી,
ત્યહાં તેની કોટે-ભરી જનની, સંકેલી સપનાં,
પળી સ્વર્ગે, રેઢું મુકી જગત-ચોકે ફૂલ-શિશુ !

હવે કોને ખોળે શિર નિજ મુકી કેશની છટા
બહેલાવે ? બોલી કલમધુર બોલો રીઝવી રૂડે
હવે એ કોને, રે ? વદન પર રેખા નિરખીને
સ્વબંધુનું એમાં અવતરણ રૂડો, સામ્ય પરખે ?
"પડ્યો છે મોસાળે !" કહી કહી હવે કોણ હરખે ?
નિહાળીને એનું મુખ નમી નમી કોણ મલકે ?
હવે જ્યારે નાની ડગલી ભરતો, ને ગબડતો
તું યે ચાલે, કુણા પગ મહીં કરી ઠોકર લહી
પડે નીચે ત્યારે, તું પણ ફૂલ-કૂણી બની જઈ
થજે માતા એની : સકળ જીવની ઓ ધરતીમા !

અને ઓ આકાશે ભ્રમણ કરતા ભાનુ, તું ય તે
દયા હીણો થૈને પ્રખર કિરણો ના વરસજે;
શિરે એને સોહે હીર સમ હજી કેશ-ગુંછળાં,
દઝાયેલો ત્હારા અનલથી વધુ દગ્ધ બનશે !

અને વ્હાલા વાયુ ! તમ પણ હવે સૌમ્ય બનજો,
અડી અંગે એને જનની-કર-સ્પર્શો ભૂલવજો,
ઝુલો એને ગાલે ગલીપચી કરી ચૂમી ભરજો,
અરે, એ છે પુત્રો ચતુર દિશથી: ખ્યાલ ધરજો !

# મરજીવાની મહેચ્છા

રામપ્રસાદ શુક્લ

[ શિખરિણી ]

મને જાવા દ્યો જ્યાં પ્રલયધમસાણે ગહનમાં
પ્રવાહો ઝંઝાના લથબથ લસે રત્નવનમાં
પ્રવાલોના પુંજોમહીં પવનપૂરે પસરતા
મહામેઘાનોને મુકુલિત કરે મૌક્તિકતણાં.

ચઢે તોફાનો જ્યાં, સઢ પણ ટકે એક પળ ના
કુદે હોડી જાણે વિટપવિટપે મર્કટ મદે
ધસારાના ઘાવે ખડતલ ખલાસીય ખમચે
ધકેલો ત્યાં ઊંડાં અતલ તલનાં ભૈરવજલે.

અગાધે ગર્તોમાં મથત મરજીવા મસ કરે
સદાની શાંતિમાં ચિરશયન, પાછા નવ ફરે
સહસ્રોમાંથી જો સફળ થઇ એકાદ નીકળે
જવાહીરો મોંઘાં જગત પર વેરે થળથળે.

એના આદર્શભવ્યે પૃથિવી મઘમઘે માનવીચિત્ત મોહે
લાખો કેરી શહીદી ઉપર જગતની સંસ્કૃતિ ભવ્ય સોહે.

☆

# સાંપણી

દેવજી રા. મોઢ

હજી તો ઓછું શૈશવની ફૂલવાડીથી પદને
ન'તા મૂક્યા બ્હારે, ચરણતલ આળાં નવ મટયાં,
નહોતી અંખાણી વદન રમતી દીસિ દૂધની,
ત્વચા કેરી મીઠી ધમરક હજી દેહ ભરતી,
ત્યહાં તેની કોડે-ભરી જનની, સંકેલી સપનાં,
પળી સ્વર્ગે, રેઢું મુકી જગત-ચોકે ફૂલ-શિશુ !

હવે કોને ખોળે શિર નિજ મુકી કેશની છટા
બહેલાવે ? બોલી કલમધુર બોલો રીઝવી રૂહે
હવે એ કોને, રે ? વદન પર રેખા નિરખીને
સ્વબંધુનું એમાં અવકવણુ ક્હેશે, સામ્ય પરખે ?
"પડયો છે મોસાળે !" કહી કહી હવે કોણ હરખે ?
નિહાળીને એનું મુખ નમી નમી કોણ મલકે ?
હવે જ્યારે નાની ડગલી ભરતો, ને ગબડતો
તું યે ચાલે, કુણા પગ મહીં કશી ઠોકર લહી
પડે નીચે ત્યારે, તું પણ ફૂલ-કૂણી બની જઈ
થજે માતા એની : સકળ જીવની ઓ ધરતીમા !

અને ઓ આકાશે ભ્રમણ કરતા ભાનુ, તું ય તે
દયા લીધો થૈને પ્રખર કિરણો ના વરસજે;
શિરે એને સોહે હીર સમ હજી કેશ-ગુંછળાં,
દઝાયેલો ત્હારા અનલથી વધુ દગ્ધ બનશે !

અને વ્હાલા વાયુ ! તમ પણ હવે સૌમ્ય બનજો,
અડી અંગે એને જનની-કર-સ્પર્શો ભૂલવજો,
કુણું એને ગાલે ગલીપચી કરી ચૂમી ભરજો,
અરે, એ છે ખુલ્લો ચતુર દિશથી: ખ્યાલ ધરજો !

☆

છે—યુદ્ધ એટલે માનવતા ઉપર અત્યાચાર. જ્યાં સુધી આપણને આ પિશાચનૃત્ય ઉપર ઘૃણા નથી જાગી, ત્યાં સુધી આપણે સુધરેલા હોવાનો દાવો ન કરી શકીએ. ઈશ્વરને અને દેશને નામે નિર્દોષ સ્ત્રી, બાલ, વૃદ્ધ અને અપંગો સુદ્ધાંને મશીનગન અને ઝેરી વાયુ વડે સંહાર કરી નાખવા તૈયાર છીએ, ત્યાં સુધી પ્રાણીઓ પ્રત્યે થતી ક્રૂરતા અટકાવવાનો અને માંદાઓ માટે ઈસ્પિતાલો અને કંગાલો માટે યતીમખાનાંઓ ખોલવાનો કશો અર્થ જ નથી."

મૂળ ગ્રન્થમાં બે ઠેકાણે અંગ્રેજી કાવ્યખંડો છે તેનો અનુવાદ પદ્યબદ્ધ કરવાનો અનુવાદકે યત્ન કર્યો છે. ગદ્યના જેટલી ચમત્કૃતિ આ પદ્યાનુવાદમાં પ્રગટ થઈ નથી એમ લાગે છે. ૬૬મે પાને ૫મી પંક્તિમાં 'સુધારણા' શબ્દ મૂક્યો છે તે કદાચ મૂળના reformulation નું પૂર્ણ પ્રતિબિમ્બ પાડી શકતો નથી. Trial Marriage માટે 'પ્રયોગ-લગ્ન', 'જંગડ-લગ્ન' એમ બે પદો વાપર્યાં છે પણ મૂળના સંસ્કારને તે પૂર્ણ રીતે જગાડી શકે કે કેમ તે વિશે જરા સંશય પડે છે. અલબત, બીજો શબ્દપ્રયોગ સૂચવવો મુશ્કીલ છે. Trial marriage ની ભાવના જ આપણે ત્યાં આગન્તુક છે એટલે તેને વ્યક્ત કરનારા શબ્દપ્રયોગ બહુધા એવા જ મળે. 'We are not so much brothers as beasts of prey' આ વાક્યનો અનુવાદ કરતાં 'આપણામાં જેટલો ભ્રાતૃભાવ નથી એટલી પાશવ હિંસક વૃત્તિ છે.' એમ લખ્યું છે, તેમાં મૂળની સચોટતા પૂરેપૂરી આવતી નથી તેનું કારણ મૂળના મૂર્તતાસૂચક શબ્દોને બદલે ભાવવાચક શબ્દો વાપર્યાં છે તે જણાય છે. આ નમૂના દૂષણ લેખે નથી ટાંક્યા પરંતુ ભાષાભેદ, સંસ્કૃતિભેદને પરિણામે કુશળ અનુવાદકને પણ કેવી મુસ્કેલીઓ નડે છે તે દર્શાવવા ટાંક્યા છે.

'સૌ. બ્હેન લીલાવતી' નામના પત્રમાં 'રેખાચિત્રો અને બીજા લેખો' ની સરસ સમાલોચના છે. સૌ. લીલાવતી મુનશીના પુસ્તકમાં જણાતી નવીનતા, પ્રગલ્ભતા, તરવારની ધાર જેવી ચમકતી બુદ્ધિ અને એવી જ ટીકાવૃત્તિ, નિખાલસતા વગેરે ગુણો તપાસી, તે ગ્રંથમાં શુદ્ધ સાહિત્યના ગુણો હોવા છતાં લીલાબ્હેનની ભાષા અને કલ્પનામાં નૈસર્ગિક માધુર્યની ઊણપ જણાય છે તે વાત લેખક સ્પષ્ટ કરે છે. 'અદ્ભુત પૃથ્વીવલ્લભ' માં મુંજનો બચાવ છે. તેના પાત્રની અપૂર્વતા સમજાવીને રા. બટુભાઈ મુંજને નિત્શેના 'સુપરમેન' સાથે સરખાવે છે. 'સામયિક પત્રોનો પ્રવાહ' એક સરસ નિબંધ કહી શકાય. આપણાં સામયિકોમાં કોઈ કોઈ વાર ઉત્તમ સાહિત્યકૃતિઓ આવે છે અને પછી તે પુસ્તકમાં ન છપાય ત્યાં સુધી તે વિશે ભાગ્યે જ કોઈ કંઈ લખે છે તેથી આ રીતનું મૂલ્યાંકન ઉપયોગી ગણી શકાય. તેમાં પૃ. ૧૨૯ પરથી પોતાના જ નાટકની શ્રી. બટુભાઈએ તટસ્થતાથી સરસ ચર્ચા કરી છે. છેલ્લા બે પત્રોમાં શ્રી મુનશીના 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર' નું અવલોકન છે. પુસ્તકમાં શ્રી. મુનશીએ લખેલી કથાઓ અને રસપ્રદ વિગતોની શ્રી. બટુભાઈએ નોંધ લીધી છે. એ મોટા પુસ્તક તરફ વાચકો આકર્ષાય તેવું સરલ અને સારગ્રાહી એ અવલોકન છે. રા. મુનશીએ વિસારે પાડેલા રતનદાસ, રતનો, પ્રેમાનંદ, દેવાનંદ વગેરેની યાદ આપીને, નવા લેખકો વિશે રા. મુનશીએ ઉચ્ચારેલા અભિપ્રાયોમાં કોઈ સ્થળે રહી ગયેલી ખામીઓ દર્શાવી, તેમ જ નવા કવિઓની રા. મુનશીએ પસંદ કરેલ કૃતિઓ કરતાં વધારે ઉત્તમ કૃતિઓમાંથી પંક્તિઓ નોંધીને રા. મુનશીનાં આખા ય પુસ્તકનો સંપૂર્ણ પરિચય આપ્યો છે.

પત્રરૂપે અવલોકન લખવાના આ પ્રયોગમાં ઘણાં ભયસ્થાનો રહેલાં છે. વિષયની જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવાની સરલતા માટે લેખકે જુદા જુદા સ્વભાવનાં પાત્રો કલ્પવાં પડે છે અને તેમાં એ પાત્રો વિશે વાતો મૂળ વસ્તુનું ગાંભીર્ય ઓછું કરે છે, તેમની ચર્ચાઓ વિવેચનાને અધૂરી અને ઉપરછલ્લી રાખે છે. સમગ્ર વસ્તુનિરૂપણથી વાચકના ચિત્ત પર જે ચિરંજીવ છાપ પડે, તે પત્રોરૂપે લખાયેલા વિવેચનથી ભાગ્યે જ પડે છે. દલપતરામ વિશેની ચર્ચામાં એવું બન્યું છે. ગ્રંથની ક્ષતિઓ હોય તેથી વધારે ઉગ્ર રીતે બતાવાય તેવો આ વિવેચનશૈલીમાં સંભવ છે, પણ તેથીય માત્ર એકપક્ષી નિર્ણય–'પૃથ્વીવલ્લભ' વાળા લેખની પેઠે–થાય તેવો વધારે ભય રહે છે. અને અંગત ચર્ચાને બહાને બીનજવાબદાર વિધાનો કરવાનું પ્રલોભન જે થઈ આવે તેમાંથી બચવું હમેશાં સહેલું નથી. પણ એકંદરે વિવેચનને સર્વભોગ્ય બનાવવાના આ પ્રયોગમાં શ્રી. બટુભાઈને સરસ સફળતા મળી છે. વિવેચન તરીકે નહિ પણ માત્ર પત્રો રૂપે જ જોઈએ તો પણ આ પુસ્તક આકર્ષક ગણાય તેવું છે. શ્રી. બટુભાઈની પછી ઘણા લેખકોએ પત્ર રૂપે અવલોકનો લખવા પ્રયત્ન કર્યો છે પણ મથાળું અને છેલ્લે નામલેખન પૂરતાં જ તેમાં પત્રલક્ષણો હોવાથી અને વચ્ચેનું લખાણ તો ચોખ્ખેચોખ્ખું નિબંધરૂપે જ હોવાથી એ પત્રલેખનનો આડંબર ખાલી અડપલા જેવો જ લાગે તેમ બનતું. એ કરતાં તો સામસામા વિરુદ્ધ દૃષ્ટિબિંદુ રજુ કરવાની સગવડતાવાળો સંવાદ રૂપે વિવેચન લખવાનો પ્રયોગ શ્રી. વિજયરાય વૈદ્યે "અરૂઢ શૈલીનાં અવલોકનો" લખીને કર્યો તે વધારે આકર્ષક થયો છે. અહીં શ્રી. બટુભાઈએ કિશોર,

**બીડેલાં દ્વારઃ—કર્તાઃ શ્રી ઝવેરચંદ મેઘાણી, રાણપુર.**

( અમેરિકન નવલકથાકાર અપ્ટન સિંક્લેરની Love's Pilgrimage નામની નવલકથાનું ગુજરાતી સંક્ષિપ્ત રૂપાંતર. )

આ પુસ્તકના નાયકનું નામ અજીત છે. અજીત કલાકાર છે. તેને જીવન સામે જે સંગ્રામ ખેલવાનો આવે છે તેનો ચિતાર મૂળ લેખકે પોતાની સંસારકથાને તેમાં ગૂંથી દઇને આલેખ્યો છે. અજીતની પત્ની પ્રભાને બાળક જન્મે છે. તેની પ્રસવવેદના જોઈને સંક્ષુબ્ધ થયેલા અજીતને આપણે શરૂઆતમાં જોઈએ છીએ. અજીતને લેખનપ્રવૃત્તિમાંથી પૈસા મળતા નથી. તેનું ઉચ્ચ ભાવનાવાળું નાટક નિષ્ફળ જાય છે. બજારમાં ખપે તેવું વ્યવહારું લખાણ તે આપી શકતો નથી. માનવભક્ષણનો વિચિત્ર વાદ તે શોધી કાઢે છે પણ તે પુસ્તક છેવટે તે ફાડી નાખે છે.

તેની પત્ની પ્રભા તેનાં સૂક્ષ્મ સંવેદનોને સમજી શકતી નથી. અજીત અતડો રહે છે. એકાંત શોધે છે. પત્ની તરફ બેદરકાર બને છે. વચ્ચે પ્રભા ઝેર પીવા તૈયાર થાય છે. પ્રભાનું હૃદય દીવેશ્વર નામના શાંત શાસ્ત્રીજી તરફ ઢળે છે. પણ અજીત પરનો તેનો પ્રેમ એટલો ગાઢ છે કે તેને પતિને છોડવાનો વિચાર પણ આવતો નથી; અને દીવેશ્વર જિંદગીમાં આ લોકોને ફરી કદી ન મળવાનો સંકલ્પ કરી જતો રહે છે. અજીત જે ઉદારતાથી પત્નીને સુખી કરવા માટે પ્રભાનો ત્યાગ કરવા સુધીની તૈયારી કરે છે અને શાસ્ત્રીને તે વિશે પત્ર લખે છે, તે નવલકથાનો રસમય ભાગ છે. કલાકારના દંપતી જીવનની વિષમતામાંથી ધીરે ધીરે એ પરાકાષ્ઠા આવે છે, ત્યાં નવલકથાની ઔચિત્યપૂર્વક સમાપ્તિ કરવામાં આવી છે.

નવલકથાના પ્રસંગો છૂટાછવાયા છે. દરેક પ્રકરણ એકબીજા સાથે સળંગ વસ્તુસૂત્રથી સંકળાયેલું ન હોવાને લીધે નવલકથાનો રસ જળવાઈ રહેવો બહુ મુશ્કેલ બને છે. પ્રભા સિવાયનાં અન્ય પાત્રો પણ ચિરંજીવી અસર પાડી શકતાં નથી. અજીત શરૂઆતથી તે છેવટ સુધી વિચિત્ર રીતે વર્તે છે. તેની આર્થિક સંકડામણો નવલને પાને પાને બિહામણી લાગ્યા કરે છે. શ્રી મેઘાણીએ આને ગુજરાતી સમાજની વાર્તા બનાવી છે, તો પછી આ રૂપાંતરમાં મનુષ્યભક્ષણનો વિકૃત વાદ અજીત શોધી કાઢે છે અને દેશભરમાં તેની મોટી ચર્ચા જાગે છે એ વાત કોઈ રીતે બંધબેસતી થતી નથી. મૂળ પુસ્તક મોટી કલાકૃતિ નથી, એમ તો શ્રી મેઘાણી પણ કહે છે. " લેખકે વાર્તાના જીવનના નાનામોટા, ગણનાયોગ્ય તેમજ ક્ષુદ્ર, તમામ અનુભવોનો સંગ્રહ કરીને બેશક પ્રભાવપૂર્ણ ભાષામાં આંહી ભંડારિયું ભર્યું છે. " એમ તેઓ અનુવચનમાં લખે છે. તો પછી આવા સામાન્ય પ્રકારના પુસ્તકને ગુજરાતીમાં ઉતારવાનો પરિશ્રમ લેવાની ઉપયોગિતા સમજી શકાતી નથી. મૂળ વાર્તાના " છસો ઉપરાંત પાનાંમાંથી ૨૬૦ જેટલાં પાનાંનો જ સંભાર ઉતારી આરી કથાને ખતમ કરી છે " એમ શ્રી મેઘાણી કહે છે અને એ ઠીક જ કર્યું છે. મૂળ પુસ્તક અંગ્રેજીમાં હજી વાંચી શકાય તેવું

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ શ્રાવણ : ૧૯૯૬ અંક ૪

# लोकजीवननो पायो

श्री काकासाहेब कालेलकर

પ્રબોધિની એકાદશીને દિવસે દેવો ઊંઘમાંથી ઊઠે છે. ગરીબોના દેવ પણ હવે જાગૃત થયા છે અને જનતા ગામડાંઓ પ્રત્યે પોતાનો શો ધર્મ છે તે આજે હજારો વર્ષ પછી વિચારવા લાગી છે. સ્વરાજ્યની ઉપાસના અને સ્વાતંત્ર્યનું ધ્યાન કરતાં કરતાં દેશસેવકોને સાક્ષાત્કાર થયો કે ભારતની સાચી શક્તિ ગામડાંમાં વસતાં હિંદુસ્તાનનાં કરોડો ગરીબોમાં અને એમની હજારો વરસથી ટકી રહેલી સંસ્કૃતિમાં છે. હવે લોકો ગામડાંનાં ગુણગાન ગાવા લાગ્યા છે. ગામડાંની સેવા હજી શરૂ થઈ નથી પણ એના માહાત્મ્ય તરફ તો ચોક્કસ નજર ગઈ છે.

સત્યાગ્રહની હિલચાલમાં જે લોકો જેલમાં ગયા તેમને અધ્યયન-મનનનો ઠીક મોકો મળ્યો. ઘણા લોકોએ એ દિવસોમાં જેલમાં નવી ભાષાઓ શીખી લીધી, આત્મચરિત્ર લખ્યાં, યુરોપીય સમાજવાદ અને સામ્યવાદનું સાહિત્ય વાંચ્યું અને પોતાના દિલના અસંતોષની નવી મીમાંસાઓ પણ ઊભી કરી. જે લોકોને આપસઆપસમાં ચર્ચા કરવાની તક મળી તેમણે જુદા જુદા વિષયોની ચર્ચા કરીને અને પોતાના કાર્યની યોજના ઘડીને જેલનિવાસનો લાભ ઉઠાવ્યો.

જ્યારે હું બેલગામની હિંડલગા જેલમાં ( સન ૧૯૩૨ ) હતો ત્યારે શ્રી. પુણ્ડલીકજી મને અનેક વિષયોને લગતા પ્રશ્નો પૂછતા હતા અને એના જવાબ મારી પાસેથી લખી લેતા હતા. ખાસ કરીને ગામડાંનું જીવન, ત્યાંના પ્રશ્નો, તેની મીમાંસા, અને ગ્રામોદ્ધારની યોજનાઓ એ વિષે અમે વાતો કરતા હતા. એક દિવસે મેં કહ્યું કે ' કોઈ પણ સમાજ જ્યારે ઘરડો થઈ જાય છે અથવા એથી ઊલટું તેમાં યૌવન સ્ફુરે છે ત્યારે તેનું કારણ તેની ધાર્મિક શ્રદ્ધા જ છે. લોકોને બતાવવા માટે જે ધર્મસિદ્ધાન્ત સમાજમાં 'માનવામાં' આવે છે તેની સાથે મારે નિસ્બત નથી. જીવનને પ્રેરણા આપનાર, તેને સુધારનાર કે બગાડનાર, એવી જે જીવતી શ્રદ્ધા લોકોના જીવનમાં પ્રગટ થાય છે, અથવા વ્યાપે છે તે જ એ સમાજનો અસલી અને અમલી ધર્મ છે. એ ધર્મમાં જ્યારે ક્ષતિ આવે છે ત્યારે સમાજ મૃતપ્રાય

# યાન્ત્રિક ઉદ્યોગોની મર્યાદા

પ્રો. જે. જે. અંજારિયા
એમ. એ., એમ. એસસી. (લંડન)

૧

ભારતીય અર્થશાસ્ત્ર પશ્ચિમનાં અર્થશાસ્ત્ર કરતાં જુદું હોવું જોઈએ, તેમાં પશ્ચિમનું અંધ અનુકરણ ન હોવું જોઈએ, પણ આપણા ખાસ સંજોગો અને આપણાં પ્રજામાનસને અનુસરીને તે ઘડાયેલું હોવું જોઈએ એમ સૌ કોઈ સ્વીકારશે. હિંદની સંસ્કૃતિમાં ધર્મની ભાવનાને જે સ્થાન છે તે નજરમાં રાખીને આપણી અર્થવ્યવસ્થાની યોજના અને સુધારાનો કાર્યક્રમ આપણે ઘડવો જોઈએ એ સિદ્ધાન્ત લગભગ સર્વમાન્ય છે એમ કહી શકાય. પણ એ સિદ્ધાન્તના પાયા પર અર્થતંત્રની આખી ઈમારત શી રીતે ચણાશે, એ અર્થતંત્રના નિયામક કાયદાઓ કયા હશે તે વિચારીશું તો અનેક મુશ્કેલીઓ ઊભી થશે. આવો એક પ્રશ્ન યાન્ત્રિક ઉદ્યોગોની મર્યાદાનો છે.

૨

ઈ. સ. ૧૮૪૮ માં અંગ્રેજ અર્થશાસ્ત્રી જોન સ્ટુઅર્ટ મિલે યાન્ત્રિક શોધખોળોનાં પરિણામ વિષે નીચે પ્રમાણે કહ્યું હતું:

"અત્યાર સુધીની યાન્ત્રિક શોધખોળોએ કોઈ પણ મનુષ્યના દૈનિક શ્રમમાં ઘટાડો કર્યો હોય એમ જણાતું નથી. એ શોધખોળોને પરિણામે વસ્તીની વધારે મોટી સંખ્યાનો નિભાવ એની એ મજૂરી અને બંધનની દશામાં થઈ શકે છે, અને થોડાક લોકો ભારે ધનસંગ્રહ કરી શકે છે. મધ્યમ વર્ગના લોકોને વિશેષ એશઆરામ મળી શકે છે........જ્યારે માનવજાતનું પ્રજનન વિવેકપૂર્ણ અગમચેતીથી થશે ત્યારે જ વૈજ્ઞાનિકોની બુદ્ધિ અને શક્તિઓના કુદરત પરના આ વિજયો સમસ્ત માનવજાતની મૂડીરૂપ બની શકશે, અને એ રીતે સાર્વત્રિક સુધારણા અને પ્રગતિનાં સાધનરૂપ બનશે."

જ્યારથી આધુનિક યન્ત્રયુગનો ઉદય પશ્ચિમના દેશોમાં થયો ત્યારથી જ યન્ત્રોની ઉપકારિતા વિષે શંકાઓ થતી આવે છે. યન્ત્રોના ઉપયોગથી શરીરશ્રમ ઓછો થાય છે અને કેટલાંક ભારે કામો જે શરીરબળથી બિલકુલ થઈ શકે નહિ તે યન્ત્રબળથી સહેલાઈથી થઈ શકે છે માટે યન્ત્રોનો ઉપયોગ લાભકારક છે એમ સામાન્ય રીતે મનાતું. પણ મુખ્ય પ્રશ્ન એ છે કે શરીરશ્રમ બચાવીને અને નવી નવી વસ્તુઓ ઉત્પન્ન કરીને, છેવટે આપણે શું સાધી શકીએ છીએ ? વિશેષ ઉત્પન્ન કરી, તેને માટે દેશવિદેશમાં બજારો શોધવા જવું પડે અને તેમ કરતાં બીજી પ્રજાઓ સાથે અથડામણમાં ઊતરવું પડે એવો જો યન્ત્રોના ઉપયોગનો અર્થ હોય તો થોડું ઉત્પન્ન કરી જીવનમાં સાદાઈ કેળવી સંતોષી જીવન કેમ ન ગાળવું ? યન્ત્રોનું સાર્થક કેવળ મનુષ્યની ઉત્પાદકશક્તિ વધારવામાં નથી, પણ માનવશક્તિને કેવળ શરીરયાત્રાની સિદ્ધિમાં જ ખર્ચાઈ જતાં અટકાવી તેને ઉચ્ચતર પ્રવૃત્તિઓ માટે અવકાશ આપવામાં છે. જોન સ્ટુઅર્ટ મિલે ઉપરનું વિધાન કર્યું ત્યાર પછીનાં આ સો

સૌથી મહાન અર્થશાસ્ત્રી હતો. તે સમય અને સ્થળની કરકસર કરતામાં ફ્રેસ્ટમંદ થયો હતો–સ્થળકાળનાં બંધનોથી પર થયો હતો." ....." પહેલાં આપણે ઇશ્વરની અને તેના કાયદાઓની સાધના કરીએ તો બીજું બધું આપોઆપ આપણને મળી રહેશે. આ જ ખરું અર્થશાસ્ત્ર છે."

ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ તપાસતી વખતે એમના જીવનનો આ મુખ્ય સિદ્ધાંત યાદ રાખવો જોઈએ. ગાંધીજી અમર્યાદિત ધનસંચયમાં માનતા નથી, અને આપણે કબૂલ કરવું જોઈએ કે પ્રજાનો મોટો ભાગ પણ વ્યવહારમાં અમર્યાદ ધનસંચયમાં માનતો નથી, માત્ર ચાલુ અને આવશ્યક મનાતી જરૂરિયાતો પૂરતું ધન ઇચ્છે છે, અને મુશ્કેલીના કોઈ સમયને પહોંચી વળવાને સારુ થોડો સંચય ઇચ્છે છે. ભારતીય અર્થશાસ્ત્ર તે પશ્ચિમનાં અર્થશાસ્ત્રનું કેવળ અંધ અનુકરણ કરી સંતોષ નહિ માને તો આ સિદ્ધાંત પર અવશ્ય વિશેષ વિચાર કરવાની આવશ્યકતા રહેશે. જે અર્થવ્યવસ્થા નીચે દરેક માણસને પોતાના શારીરિક શ્રમ વડે પોતાની પ્રાથમિક જરૂરિયાતો પૂરતું મળી રહે તે અર્થવ્યવસ્થા ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે સંગીન ગણાય. આ નજરે એમણે ખાદીપ્રવૃત્તિ અને સ્વપર્યાપ્ત ગામડાંઓની યોજના આગળ ધરી છે, એ યોજનાની કિંમત આપણે ચાલુ ધોરણથી નહિ આંકી શકીએ. ગાંધીજીનાં અર્થશાસ્ત્રની સમીક્ષા કરવામાં "રેંટિયો આટલું ઉત્પન્ન કરી શકે અને યન્ત્રો તેના કરતાં આટલા ગણું" એ દલીલને સ્થાન જ નથી. વિશેષ ઉત્પાદન કરીને પછી આગળ શું? પશ્ચિમના દેશોએ એ દિશામાં પ્રગતિ કરી તેનાં શાં પરિણામ આવ્યાં?

૪

ગાંધીજીએ આ વિષય પર એટલું બધું લખ્યું છે કે તેનો અહીં સાર પણ આપવો મુશ્કેલ પડે. અહીં એટલું જ કહેવું જોઈએ કે એમના આર્થિક કાર્યક્રમને અપનાવીએ કે અવગણીએ તે પહેલાં તેઓ જે જીવનક્રમ આપણી સમક્ષ મૂકે છે, જે વ્યક્તિગત અને પ્રજાકીય જીવનના અંતિમ આદર્શ આપણને સ્વીકારવા કહે છે તે પ્રજાહિતની દૃષ્ટિએ બરાબર છે કે કેમ તેનો આપણે વિચાર કરવો જોઈએ. 'હિન્દ સ્વરાજ'માં ગાંધીજીએ સ્પષ્ટ કહ્યું છે કે યન્ત્રોએ હિન્દુસ્તાનને ગરીબી આપી છે, યન્ત્રો આધુનિક સંસ્કૃતિના પ્રતીકરૂપે છે, અને એ સંસ્કૃતિ પાપમય છે, વગેરે. "આપણે હિન્દુસ્તાનમાં મિલો સ્થાપીએ તેના કરતાં તો માન્ચેસ્ટર પૈસા મોકલીએ અને માન્ચેસ્ટરનું તકલાદી કાપડ વાપરીએ એ વધારે ઇષ્ટ છે." છતાં, જે મિલો આપણા દેશમાં છે તેનો નાશ કરવાની ગાંધીજી ભલામણ કરતા નથી. તેઓએ કહ્યું છે કે "કોઈ પણ કામનો અનારમ્ભ એ અત્યંત ડહાપણનું ચિહ્ન છે, પણ આપણે મિલમાલેકોને દોષ દઈ શકીએ નહિ, આપણે તેમની દયા ખાવી જોઈએ. લોકોની ફરજ સંચાની મદદથી બનાવેલી વસ્તુઓ વાપરવાનું બંધ કરવું એ છે." અહીં વિશેષ અવતરણો આપવાને સ્થાન નથી. યન્ત્રોના ઉપયોગ અને તેની મર્યાદા વિષે ત્યારપછી ગાંધીજીના વિચારોમાં ફેરફાર થયા હોય એ સંભવિત છે. પણ એકંદરે ગાંધીજી યન્ત્રીકરણની વિરુદ્ધ છે એમ કહેવું અયોગ્ય નથી. એમની આ માન્યતાના મૂળમાં શારીરિક શ્રમની અત્યંત આવશ્યકતા વિષેનો તેમનો આગ્રહ રહેલો છે. નાના કારીગરી ઉદ્યોગોમાં શારીરિક શ્રમ છે, એ કામમાં કારીગરને આનંદ આવે છે, તે દ્વારા એ પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કરી શકે

વર્ષમાં યન્ત્રવાદ પશ્ચિમના દેશોમાંથી પૂર્વના દેશોમાં પણ પ્રસર્યો છે. ૧૯૧૪ના વિગ્રહ સુધી આપણે એમ માનતા કે હિન્દની આર્થિક ઉન્નતિ ઉદ્યોગીકરણ દ્વારા જ છે, અને તેથી સરકારની નીતિ મોટા પાયા પરના ઉદ્યોગોને ઉત્તેજન આપવાની હોવી જોઈએ એવી આપણી માગણી હતી. ત્યારપછી, કેટલાંક બળોને પરિણામે હિન્દનું ઉદ્યોગીકરણ ઠીકઠીક થયું છે, પણ માત્ર મોટા પાયા પરના ઉદ્યોગો આપણી વિરાટ પ્રજાની અત્યંત ગરીબી અને અર્ધબેકારી ટાળી શકશે કે કેમ તે વિષે ઘણાને શંકા થઈ છે, ઘણાને અવિશ્વાસ પણ છે. ઉત્પાદનના દરેક ક્ષેત્રમાં યાન્ત્રિક બળોનો ઉપયોગ કરી પશ્ચિમના દેશો સુખી થયા છે એમ કોણ કહેશે ? વ્યાપારઉદ્યોગમાં તેજીમંદીનો ચક્રનેમિક્રમ, અનિશ્ચિત બેકારી, અને આંતરરાષ્ટ્રીય વિગ્રહના કડવા અનુભવને લીધે દેશદેશમાં ક્રાન્તિનું વાતાવરણ ઘેરાયું છે. ત્યારે, હિન્દમાં આપણી નીતિ શી હોવી જોઈએ ? 'ગાંધીજીને પૂછીએ' એ વૃત્તિ આપણને સૌને સ્વાભાવિક થઈ ગઈ છે. અને ગાંધીજીએ પોતાનાં લખાણોમાં તેમજ ચરખાસંઘ અને ગ્રામોદ્યોગ સંઘ જેવી સંસ્થાઓ દ્વારા આપણને ચોક્કસ માર્ગ બતાવ્યો પણ છે. આ લેખમાં આપણે ગાંધીજીના આર્થિક પ્રગતિ વિષેના અને યન્ત્રોના ઉપયોગની મર્યાદા વિષેના વિચારોની સમીક્ષા કરીશું.*

૩

શરૂઆતમાં જ સ્પષ્ટ કરવું જોઈએ કે ગાંધીજીની આર્થિક પ્રગતિની વ્યાખ્યા પશ્ચિમના વિચારકોએ રજૂ કરેલી વ્યાખ્યા કરતાં જુદી છે. પશ્ચિમની પ્રજાઓ જીવનધોરણ ઉત્તરોત્તર ઊંચું બનાવવા મથે છે. તેમનો અનુભવ એવો છે કે માણસજાતની ઉત્પાદન શક્તિ જેમ વધે છે તેમ તેની જરૂરિયાતો પણ વધે છે, અને નવી જરૂરિયાતોને પહોંચી વળવા નવા પ્રયાસો કરવા પડે છે. આમ નવી શોધખોળોને પરિણામે વિશેષ ઉત્પાદન, તેમાંથી નવી જરૂરિયાતો, અને ફરી વિશેષ ઉત્પાદનની ખાતર નવી શોધખોળો, એમ આર્થિક પ્રગતિનો પ્રવાહ આગળ વધ્યે જાય છે એમ તેમની માન્યતા છે. પશ્ચિમના વિચારકો પણ એટલું તો સ્વીકારે છે કે આર્થિક પ્રગતિ એટલે સામાજિક સ્વાસ્થ્ય કે પ્રગતિ એમ નથી, અને અર્થને સાધતા જતાં સમાજની બીજી પ્રવૃત્તિઓને હાનિ પણ પહોંચવાનો સંભવ છે, પણ તેમને મન આ સંભવ માત્ર છે. ગાંધીજીને લાગ્યું છે કે આ સંભવ માત્ર નહિ, પણ ચોક્કસ પરિણામ છે, અને એ દૃષ્ટિએ જોતાં તેમણે કહ્યું છે કે આર્થિક પ્રગતિ નૈતિક વિકાસને બાધકર્તા છે. તેમણે કહ્યું છે કે નૈતિક અથવા આધ્યાત્મિક પ્રગતિ એ જ આપણું મુખ્ય લક્ષ્યબિંદુ હોવું જોઈએ. અર્થ નીતિને-ધર્મને-અનુસરે. ધર્મસાધનામાં અર્થસાધના એ કેવળ સાધનરૂપ છે. ૧૯૧૬ માં અલ્હાબાદમાં એક ભાષણ દરમ્યાન તેમણે કહ્યું હતું: "હું માનું છું કે આર્થિક પ્રગતિ ખરેખરા વિકાસને બાધક છે. માટે જ પ્રાચીન આદર્શ દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિ પર અંકુશ મૂકવાનો હતો." એ જ વ્યાખ્યાનમાં બીજી જગાએ તેઓ કહે છે: "હું કહેવાની હિંમત કરું છું કે અર્થશાસ્ત્રના કાયદાઓના સંબંધમાં આધુનિક પાઠ્યપુસ્તકો કરતાં જગતનાં શાસ્ત્રો વિશેષ પ્રમાણભૂત અને સંગીન ગ્રન્થો છે...ઈસુ પોતાના સમયનો

* ગાંધીજીની વિચારસરણી હું સમજ્યો છું એમ દાવો નથી. સમજવાનો પ્રયાસ માત્ર આ છે. કોઈ ઉત્સુક વાચક એ વિષે સ્પષ્ટીકરણ કરશે અથવા કંઈક માર્ગસૂચન કરશે તો હું આભારી થઈશ.
જી. જી. શા.

સૌથી મહાન અર્થશાસ્ત્રી હતો. તે સમય અને સ્થળની કરકસર કરવામાં કૃતેહમંદ થયો હતો—સ્થળકાળનાં બંધનોથી પર થયો હતો. "......" પહેલાં આપણે ઈશ્વરની અને તેના કાયદાઓની સાધના કરીએ તો બીજું બધું આપોઆપ આપણને મળી રહેશે. આ જ ખરું અર્થશાસ્ત્ર છે."

ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ તપાસતી વખતે એમના જીવનનો આ મુખ્ય સિદ્ધાંત યાદ રાખવો જોઈએ. ગાંધીજી અમર્યાદિત ધનસંચયમાં માનતા નથી, અને આપણે કબૂલ કરવું જોઈએ કે પ્રજાનો મોટો ભાગ પણ વ્યવહારમાં અમર્યાદ ધનસંચયમાં માનતો નથી, માત્ર ચાલુ અને આવશ્યક મનાતી જરૂરિયાતો પૂરતું ધન ઇચ્છે છે, અને મુશ્કેલીના કોઈ સમયને પહોંચી વળવાને સારુ થોડો સંચય ઇચ્છે છે. ભારતીય અર્થશાસ્ત્ર ને પશ્ચિમનાં અર્થશાસ્ત્રનું કેવળ અંધ અનુકરણ કરી સંતોષ નહિ માને તો આ સિદ્ધાંત પર અવશ્ય વિશેષ વિચાર કરવાની આવશ્યકતા રહેશે. જે અર્થવ્યવસ્થા નીચે દરેક માણસને પોતાના શારીરિક શ્રમ વડે પોતાની પ્રાથમિક જરૂરિયાતો પૂરતું મળી રહે તે અર્થવ્યવસ્થા ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે સંગીન ગણાય. આ નજરે એમણે ખાદીપ્રવૃત્તિ અને સ્વપર્યાપ્ત ગામડાંઓની યોજના આગળ ધરી છે, એ યોજનાની કિંમત આપણે ચાલુ ધોરણથી નહિ આંકી શકીએ. ગાંધીજીનાં અર્થશાસ્ત્રની સમીક્ષા કરવામાં "રેંટિયો આટલું ઉત્પન્ન કરી શકે અને યન્ત્રો તેના કરતાં આટલા ગણું" એ દલીલને સ્થાન જ નથી. વિશેષ ઉત્પાદન કરીને પછી આગળ શું? પશ્ચિમના દેશોએ એ દિશામાં પ્રગતિ કરી તેનાં શાં પરિણામ આવ્યાં?

૪

ગાંધીજીએ આ વિષય પર એટલું બધું લખ્યું છે કે તેનો અહીં સાર પણ આપવો મુશ્કેલ પડે. અહીં એટલું જ કહેવું જોઈએ કે એમના આર્થિક કાર્યક્રમને અપનાવીએ કે અવગણીએ તે પહેલાં તેઓ જે જીવનક્રમ આપણી સમક્ષ મૂકે છે, જે વ્યક્તિગત અને પ્રજાકીય જીવનના અંતિમ આદર્શ આપણને સ્વીકારવા કહે છે તે પ્રજાહિતની દૃષ્ટિએ બરોબર છે કે કેમ તેનો આપણે વિચાર કરવો જોઈએ. 'હિન્દ સ્વરાજ'માં ગાંધીજીએ સ્પષ્ટ કહ્યું છે કે યન્ત્રોએ હિન્દુસ્તાનને ગરીબી આપી છે, યન્ત્રો આધુનિક સંસ્કૃતિના પ્રતીકરૂપે છે, અને એ સંસ્કૃતિ પાપમય છે, વગેરે. "આપણે હિન્દુસ્તાનમાં મિલો રચાપીએ તેના કરતાં તો માન્ચેસ્ટર પૈસા મોકલીએ અને માન્ચેસ્ટરનું તકલાદી કાપડ વાપરીએ એ વધારે ઇષ્ટ છે." છતાં, જે મિલો આપણા દેશમાં છે તેનો નાશ કરવાની ગાંધીજી ભલામણ કરતા નથી. તેઓએ કહ્યું છે કે "કોઈ પણ કામનો અનારમ્ભ એ અત્યંત ડહાપણનું ચિહ્ન છે, પણ આપણે મિલમાલેકોને દોષ દઈ શકીએ નહિ, આપણે તેમની દયા ખાવી જોઈએ. લોકોની ફરજ સંચાની મદદથી બનાવેલી વસ્તુઓ વાપરવાનું બંધ કરવું એ છે." અહીં વિશેષ અવતરણો આપવાને સ્થાન નથી. યન્ત્રોના ઉપયોગ અને તેની મર્યાદા વિષે ત્યારપછી ગાંધીજીના વિચારોમાં ફેરફાર થયા હોય એ સંભવિત છે. પણ એકંદરે ગાંધીજી યન્ત્રીકરણની વિરુદ્ધ છે એમ કહેવું અયોગ્ય નથી. એમની આ માન્યતાના મૂળમાં શારીરિક શ્રમની અત્યંત આવશ્યકતા વિષેનો તેમનો આગ્રહ રહેલો છે. નાના કારીગરી ઉદ્યોગોમાં શારીરિક શ્રમ છે, એ કામમાં કારીગરને આનંદ આવે છે, તે દ્વારા એ પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કરી શકે

છે; જ્યારે મિલઉદ્યોગમાં શ્રમજીવીઓને પોતાને રસ નથી, તેઓ માત્ર મિલમાલેકોના હથિયાર રૂપ છે, વગેરે કારણોએ હિન્દની ભાવિ અર્થવ્યવસ્થા મુખ્યત્વે આવા નાના પાયા પરના, ખેતીના ધંધાને અનુકૂળ એવા, ઉદ્યોગો પર થવી જોઈએ એમ ગાંધીજીની ભલામણ છે. વળી, આવી વ્યવસ્થા નીચે આર્થિક અસમાનતા ઓછી રહેશે અને ગરીબોનું કે કામદારવર્ગનું શોષણ નહિ થાય એ તેનો વિશેષ લાભ ગણાવાયો છે.

૫

આ બધી દલીલો વાસ્તવિક છે? ગાંધીજી જે અર્થવ્યવસ્થા સૂચવે છે તેમાં કેટલીક મુશ્કેલીઓ છે એમ ઘણાને લાગશે એમાં શંકા નથી. (૧) સાદા જીવનની વ્યાખ્યા શી? જરૂરિયાતો આવશ્યક કયી અને અનાવશ્યક કયી? અન્નવસ્ત્રની જરૂરિયાતો આપણે આવશ્યક કહીએ, પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે જે શારીરિક અને માનસિક ભેદો છે તેને અંગે આવી આવશ્યક જરૂરિયાતોને સંતોષવાનાં સાધનોમાં ફેર રહેશે, એ બહુ મહત્ત્વની વાત ન ગણીએ તો પણ કેટલીક વસ્તુઓ, જેવી કે પુસ્તકો, વાપરનારનાં જીવનમાં કંઈક અંગત અને વિશિષ્ટ સ્થાન ભોગવે છે, તે કેટલા પ્રમાણમાં જોઈએ તે પર અંકુશ કેમ મૂકાય? દરેક વ્યક્તિને પોતાની આસપાસ અમુક પ્રકારનું વાતાવરણ જોઈએ છે. તેને માટે કેટલીક એવી વસ્તુઓ જોઈએ કે જે બાહ્યદૃષ્ટિએ આવશ્યક ન પણ લાગે. આવી પરિસ્થિતિ અપવાદરૂપ છે એમ કોઈ કહેશે, પણ એ બાબતમાં પ્રામાણિક મતભેદને સ્થાન છે એમ સ્વીકારવું પડશે.

(૨) અત્યારની સમાજરચનામાં જે આર્થિક શોષણ ચાલી રહ્યું છે તે યન્ત્રોને લીધે છે અથવા મૂડીદારી વ્યવસ્થાને લીધે જ છે એમ માનવા કારણ નથી. મધ્યકાલીન હુન્નર ઉદ્યોગોમાં કારીગરની કળા અને વ્યક્તિત્વને અવકાશ રહેતો એ ખરું, અને એટલા માટે જ રસ્કિન વગેરે વિચારકોએ એ વ્યવસ્થાને આદર્શ ગણી છે. પણ આ આખીય દલીલ ઝીણવટથી તપાસવાની જરૂર છે. કારીગરી ઉદ્યોગવ્યવસ્થામાં શોષણનીતિની શકયતા નથી એ ખરું છે? આજે આપણે ત્યાં ખેતીમાં યન્ત્રોનો ઉપયોગ નથી થતો તેથી શું ખેડૂતવર્ગનું શોષણ નથી? શ્રી. મહાદેવભાઈએ થોડા સમય પહેલાં 'હરિજન'ના એક અંકમાં એવી દલીલ કરી હતી કે જ્યાં યન્ત્રો છે ત્યાં શોષણ છે જ, અને એમના મત પ્રમાણે યુરોપીય દેશોનો ઇતિહાસ એ વિધાનનો સ્પષ્ટ પુરાવો આપે છે. પણ ઈંગ્લંડનો આર્થિક ઇતિહાસ એમ પણ કહે છે કે ઓગણીસમી સદીમાં જેટલું શોષણ,. જેટલો જુલ્મ અને જેટલી અમાનુષતા પ્રમાણમાં નાના પાયા પરના ( sweated trades ) હાથકામના ધંધામાં હતાં તેટલાં કદાચ મોટી મિલો કે કારખાનાંમાં ન હતાં. મોટા ઉદ્યોગોમાં જે શોષણ હોય તે જલદી દેખાઈ આવે એ ખરું, પણ યન્ત્રો એ શોષણ માટે જવાબદાર છે એમ કેમ માની શકાય? શોષણનું મૂળ માનવસ્વભાવમાં છે, યન્ત્રોમાં નથી. 'શોષણ' કેવળ આર્થિક હોય એમ પણ નથી, સામાજિક કે રાજકીય પણ હોય. જો દરેક વ્યક્તિ સર્વાંશે સ્વાશ્રયી હોય તો શોષણ માટે અવકાશ ન રહે, અથવા માનવસ્વભાવ કેળવણીથી એટલો ઉદાત્ત થયો હોય કે શોષણ માત્ર વર્જ્ય ગણાય તો તે અટકે. પણ બાહ્ય કે સ્થૂલ સાધનોનો ઉપયોગ કરવાથી કે છોડી દેવાથી શોષણ ઉદ્ભવે છે કે અટકે છે એ મને તો ભ્રમ લાગે છે. આજે સૈકાઓથી પુરુષ વર્ગે સ્ત્રીજાતિનું શોષણ નથી કર્યું? જ્યાં કોઈ પણ પ્રકારનો શ્રમવિભાગ છે ત્યાં શોષણનો

સંભવ છે, અને અમુક મર્યાદામાં શ્રમવિભાગની અનિવાર્યતા તો ગાંધીજી સ્વીકારે છે.

(૩) માણસજાત એક વખત યન્ત્રોનો ઉપયોગ શીખી, તેનો સ્વાદ ચાખી, તેને હવે ફેંકી દે એવો સંભવ નથી. મનુષ્યે કુદરત પર જે વિજયો મેળવ્યા છે તેનો તે દુરુપયોગ કરે કે સદુપયોગ, પણ કંઈક ઉપયોગ તો તે કરવાનો જ. જો એમ હોય તો, ખરો પ્રશ્ન ઉદ્યોગો નાના પાયા પર હોવા જોઈએ કે મોટા પાયા પર એ નથી પણ યન્ત્રબળના ઉપયોગથી જે સમય અને શક્તિ બચે તેનો સદુપયોગ સમાજહિતાર્થે શી રીતે થાય તેનો વિચાર કરવાનો છે એમ ન કહી શકીએ? શ્રી. મહાદેવભાઈએ ઉપર નિર્દેશ કર્યો છે તે લેખમાં કહ્યું છે કે ગરીબોનું શોષણ કેવળ રાજ્યને ઉત્પાદન સાધનો સોંપવાથી નહિ અટકે, એ શોષણ અટકાવવા માટે રાક્ષસી કદના યન્ત્રોદ્યોગોનો જ નાશ કરવો જોઈશે. કેવળ રાજ્યને ઉત્પાદન સાધનો સોંપવાથી શોષણ નહિ અટકે એ ખરું; પરંતુ સાથે સાથે કહેવું જોઈએ કે કેવળ કારીગરી ઉદ્યોગનો પુનરુદ્ધાર કરવાથી પણ તે નહિ અટકે. વળી, દ્રવ્યની અસમાનતા યન્ત્રોના ઉપયોગથી ઉદ્ભવે છે એ પણ સર્વાંશે સત્ય લાગતું નથી. એ અસમાનતાનું કારણ રાજ્યના કાયદાઓનું બંધારણ હોઈ શકે. વળી યન્ત્રોનો ઉપયોગ રશિયા કરે છે છતાં ત્યાં સંપત્તિની અસમાનતા ઓછી છે એ આપણે જોઈએ છીએ. અમર્યાદ હરીફાઈ અને ખાનગી મિલકતના પાયા પર રચાયેલી મૂડીવાદી વ્યવસ્થા સંપત્તિની અસમાનતાની ઉત્પાદક અને પોષક છે, પણ મૂડીવાદ અને યન્ત્રવાદ એક જ વસ્તુ નથી. વળી, જરા વિચાર કરીશું તો જણાશે કે એકંદરે યન્ત્રો હાનિકારક નીવડયાં છે, અથવા મોટા પાયા પરના ઉદ્યોગો હાનિકારક નીવડયા છે એમ કહેવામાં અતિશયોક્તિ છે. કોઈ વસ્તુનું એકંદર પરિણામ માપવું બહુ મુશ્કેલ છે. યન્ત્રોએ માનવસંસ્કૃતિનું એકીકરણ કર્યું છે, માનવસહકારનાં નવાં ક્ષેત્રો યન્ત્રોદ્વારા આપણી દૃષ્ટિમર્યાદામાં આવ્યાં છે. યન્ત્રોનો સદુપયોગ થાય તો આપણી કાર્યશક્તિ, સત્કાર્યશક્તિ અનેક ઘણી વધે એ નિઃસંદેહ છે.

(૪) છેલ્લે, શરીરશ્રમ આધ્યાત્મિક ઉન્નતિને બાધક નથી એ મુદ્દો સમજી શકાય; માણસ શરીરશ્રમમાંથી મુક્તિ મેળવે તો જ તે ઉચ્ચતર પ્રવૃત્તિઓ ખેડી શકે, અને તો જ તે કંઈ સર્જનાત્મક કાર્ય કરી શકે એમ નથી એ મુદ્દો પણ સ્વીકારી શકાય. પરંતુ શરીરશ્રમ વિના આધ્યાત્મિક ઉન્નતિ ન સંભવી શકે, અથવા શરીરશ્રમ દ્વારા જ વ્યક્તિની સર્જનાત્મક વૃત્તિઓને સંતોષી શકાય એવો કંઈક અર્થ કે આભાસ ગાંધીજીનાં લખાણોમાં જણાય છે તે ગળે ઊતરે એમ લાગતું નથી.

☆

# બુદ્ધિજીવીનું આત્મનિરીક્ષણ

રામપ્રસાદ શુક્લ

[ મન્દાક્રાન્તા ]

આ સંસારે બહુ વખત મેં સાંભળ્યાં મર્દગાણાં.
બાંધ્યાં છોડયાં અધિક વસમાં શૌર્યભીનાં ઉખાણાં;
ક્રાન્તિ કેરા ઇતિવૃત પઢ્યો, વારતા વિપ્લવોની
શબ્દે શબ્દે ભભક ભરતી વીરનાં સ્વાર્પણોની.

મારાં તો યે હૃદયમનની હીનતા ના હણાઈ;
તૈયારી ના જરીય બલિ થાવાતણી રે! જણાઇ
હોમાવાની પળ પ્રગટતાં બુદ્ધિએ ખોડ ન્યાળી.
શબ્દોઘેરી ફિલસુફી વણી, રાજનીતિ ઉખાળી.

મારાથી તો અધિકતર આ દુઃખદારિદ્ર્યઘેલાં:
આદર્શોની અણુસમજ, અજ્ઞાનતામાં ફસેલાં,
સ્થૈર્યે ધૈર્યે કદમ ભરતાં નિશ્ચયે કાર્યમગ્ન.
હોમાતાં યે હસિત વદને લેશ થાતાં ન ભગ્ન.

આ બુદ્ધિથી બચવું ભલું એથી અબુદ્ધિ સવાઈ,
ઝીલી લેવી જુલમઝડીઓ વીરની એ વડાઈ.

☆

# શ્રી અરવિંદ

મૂળ લેખક : શ્રી દિલીપકુમાર રાય
અનુવાદક : નગીનદાસ પારેખ

( ગતાંકથી ચાલુ )

[ શ્રી દિલીપકુમાર રાયે શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર, બર્ટ્રાન્ડ રસેલ અને રોમાં રોલાં સાથે પોતાને જુદે જુદે પ્રસંગે જે ચર્ચાઓ થયેલી તે બધી પુસ્તકાકારે બંગાળીમાં પ્રસિદ્ધ કરી છે. એ ચર્ચાઓમાં ચર્ચાયેલા વિષયો મહત્ત્વના હોઈ તેનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું મને મન થયું. તેમણે પરવાનગી પણ આપી. એ બદલ હું તેમનો અને તે મેળવી આપનાર મિત્રોનો આભારી છું. આ આખો અનુવાદ સળંગ લેખમાળા રૂપે 'પ્રસ્થાન'માં આપવા ધારું છું.

મૂળ વાતચીત અંગ્રેજીમાં થયેલી અને પુસ્તકમાં તેનો બંગાળી અનુવાદ આપેલો છે. મૂળનો અર્થ સ્પષ્ટ થાય એટલા માટે ઘણી જગ્યાએ અંગ્રેજી વાક્યો ઉતારેલાં છે. એ વાક્યો જોતાં મને કોઈ કોઈ ઠેકાણે શ્રી દિલીપકુમારે કર્યો છે એથી જરા જુદી રીતે અનુવાદ કરવાનું મન થયેલું. પણ મેં બંગાળી પુસ્તકનો અનુવાદ કરવાનું માથે લીધું. એટલે મારે તેને પણ વફાદાર રહેવું જ જોઈએ, આથી સામાન્ય રીતે મેં તેમના અનુવાદમાં ક્યાંય છૂટ લીધી નથી. મને પોતાને એમની અનુવાદશૈલી ખૂબ ગમી છે. ]

થોડી વાર પછી મેં પૂછ્યું: " બધું તો સમજ્યો, માત્ર મારા યોગ કરવા વિશે શું ? "

" દરેક માણસ કોઈ ને કોઈ પ્રકારનો યોગ કરી શકે છે."

" હું તો આપના પૂર્ણયોગની વાત કરું છું. "

" એ તો એમ છે, " શ્રી અરવિંદ જાણે કંઈક વિચારમાં પડ્યા હોય એમ બોલ્યા, " કે મારા યોગની દીક્ષા તમને આપી શકાશે કે નહિ તે અત્યારે નહિ કહી શકાય. "

" કેમ, કહેશો ? "

" કારણ, હું જે યોગમાર્ગે જઈ રહ્યો છું તેનું ધ્યેય આપણી સમગ્ર પ્રકૃતિનું રૂપાંતર કરવાનું છે—આપણા દેહનું સુદ્ધાં. એ માર્ગ ખૂબ કઠણ છે. એનું ધ્યેય સહેલાઈથી મળે એવું નથી—એમાં જોખમો પણ ખૂબ છે. એટલે હું કોઈને જ એ યોગ લેવાને કહેતો નથી—જો તેની તૃષ્ણા એટલી પ્રબળ નથી હોતી કે તે એને માટે પોતાનું સર્વસ્વ છોડવા તૈયાર હોય.× એટલે કે હું માત્ર એવા માણસને જ મારા યોગમાં દીક્ષા આપી શકું જેને મન એ યોગ સિવાય બીજું કશું જ કરવા જેવું ન લાગતું હોય. તમારામાં હજી એવી તૃષ્ણા કંઈ જાગી નથી. તમારે તો જીવનસમસ્યાનું જરા સમાધાન જોઈએ છે. એટલે કે તમારી જિજ્ઞાસા—seeking—મૂળમાં મનની તૃષ્ણા છે—આત્માની નથી. "

× In fact so great are these dangers that I would not advise anybody to run them unless his call is so strong and urgent that he is prepared to stake everything."

મને જરા દુઃખ તો થયું. મેં કહ્યું: "સાંભળો, મને લાગે છે કે આપ કદાચ મારી મુશ્કેલી શી છે તે સમજી નહિ શક્યા હો. કારણ, હું સાચેસાચ કહું છું કે મારું આ કૌતૂહલ કેવળ માનસિક નથી—"

"મેં 'કૌતૂહલ' કહ્યું જ નથી, મેં 'જિજ્ઞાસા' કહી છે. તે ઉપરાંત મેં તમારી 'અત્યાર'ની સ્થિતિની વાત કરી છે. એનો અર્થ એવો નથી કે પાછળથી તમારામાં આંતર-તૃષ્ણા જાગી જ નહિ શકે."

"સમજ્યો. પણ હું મારી વાત કહું છું. જરા કૃપા કરીને સાંભળો. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધી હું યુરોપમાં હતો. અનેક માણસોને હું મળ્યો છું—મનસ્વી, ગુણી, જ્ઞાની, ભાવુક એમ અનેક જાતના માણસો પાસે હું ગયો છું—સત્ય શી વસ્તુ છે એ જાણવા માટે. કારણ ગીતાના વચનમાં મને હમેશાં શ્રદ્ધા રહી છે કે 'પ્રણિપાત, પ્રશ્ન અને સેવા કરીને તત્ત્વ-દર્શીઓ પાસે સત્યજિજ્ઞાસુ થઈને જવું.' આમ બધા પાસે જવાને લીધે મને લાભ પણ ખૂબ થયો છે—મહાત્માજી, રસેલ, રોલાં, દુહામેલ, રવીન્દ્રનાથ, ચિત્તરંજન, ભાતખંડે અને બીજા પણ અનેક અખ્યાત મહાત્માઓના સંસર્ગથી. એ સૌનો હું આથી ખૂબ ગભીરભાવે કૃતજ્ઞ છું. આમ છતાં જીવનનાં દુઃખ, શોક, અવિચાર, નિષ્ઠુરતા જોઈને—હજારો શોકાવહ દશ્યો જોઈને—પ્રકૃતિનું અર્થહીન ઉડાઉપણું જોઈને—માણસને ભલાને બદલે બુરું ઇચ્છતો જોઈને હું હમેશાં ખળભળી ઊઠ્યો છું. હમેશાં મારા મનમાં પ્રશ્ન ઊઠ્યો છેઃ 'આ બધાંનો શું કંઈ ઉપાય નથી?' જો હોય તો મળતો કેમ નથી—કેમ આટઆટલી ખોજ કરવી પડે છે! માણસ જો 'અમૃતનો પુત્ર જ' હોય, તો યુગોના યુગ થયાં શા માટે તે વિષયો તરફ આકર્ષાયા કરે છે? તે ઉપરાંત મારા મનમાં વારંવાર પ્રશ્ન ઊઠતો—"

"બોલ્યે જાઓ, હું ધ્યાન દઈને સાંભળું છું."

મેં કહ્યું: "જ્યારે જ્યારે હું કોઈ મહાન પુરુષની પાસે જતો ત્યારે ત્યારે મારા મનમાં પ્રશ્ન ઊઠતો—શું આમને સાધ મળ્યું હશે? શાંતિ મળી હશે? અંતરના અતલ ઊંડાણમાંથી એક સ્પષ્ટ અવાજ આવતો—ના. આ યુગમાં એક માત્ર શ્રી રામકૃષ્ણદેવને વિષે અંતર કહેતું—હા, તેમને મળ્યું હતું, 'यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः'—તેમને તે પરમ ધન મળ્યું હતું જે મળ્યા પછી બીજું કાંઈ મેળવવાનું રહેતું નથી. કદાચ આ વધારે પડતું આત્મકથા જેવું લાગતું હશે—"

"ના ના—બોલો."

"મને વારંવાર મનમાં થતું કે શી રીતે એવી અવસ્થાને પમાય—'यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते'—જ્યાં પ્રતિષ્ઠિત થયા પછી જીવનના બધા સ્વતોવિરોધના ઝપાટાની પંજામાંથી છૂટી જવાય—આનંદથી અને શાંતિથી આપૂર્યમાણ અચલપ્રતિષ્ઠ થઈ શકાય. સંગીત મને ખૂબ ગમે છે એમ મેં આપને કહ્યું છે. પરંતુ મને હમેશાં મનમાં થતું કે આવું આત્મપર સુખના જેવું મન શાને સ્ફુરાય. જ્યારે હું જોઉં છું કે આ જીવનરૂપમાં આટઆટલાં દુઃખનાં તાંડવન રહેલાં છે! અંતરમાંથી સાચેસાચ રુદન ઊઠતાં મારી કહેતું—આ જીવનને બદલી ન શકાય!"

બોલતાં બોલતાં કોઈ એક પ્રકારની શરમે આવીને મારું ગળું રૂંધી દીધું. આટલું બધું ગોઠવી ગોઠવીને બોલવું શું સારું? રવીન્દ્રનાથનો વિચાર આવતાં જરા હિંમત આવી. ગોઠવીને બોલવામાં શો દોષ હોઈ શકે? શ્રી અરવિંદ પણ ઓછું ગોઠવીને બોલતા નથી—તો શું માફ નહિ કરે?

શ્રી અરવિંદનાં મુખ ઉપર અને આંખોમાં એક અપરૂપ સ્નિગ્ધતાની છટા પ્રકાશી ઊઠી. મારા તરફ એકી ટશે જોઈ રહ્યા. આવી કરુણાભરી દૃષ્ટિ મેં જીવનમાં કદી જોઈ નથી. અંતરમાં શાંતિ પથરાઈ ગઈ.

તેઓ બોલ્યા: "તમારી વાત હું સમજ્યો. મને પોતાને પણ એક વખતે એવી ઇચ્છા થતી હતી કે યોગબળથી જગતને એક ક્ષણમાં બદલી નાખું—માનવપ્રકૃતિને નવા ઢાળામાં ઢાળી દઉં—જગતમાં જે કંઈ બુરું છે, શોચનીય છે, તે બધાંને અચબડી મારી સાધનાના બળથી લુપ્ત કરી નાખું."

મારા હૃદયમાં લોહી હેલે ચડ્યું. પહેલી જ મુલાકાતમાં શ્રી અરવિંદ આ પ્રમાણે વાતો કરે છે! અને તે પણ કોની સાથે! મારા જેવા એક અજ્ઞાતકુલશીલ અજ્ઞાન યુવક સાથે? કૃતજ્ઞતાથી હૈયું ભરાઈ ગયું. અંગ્રેજીમાં કહે છે ને—drinking in every word?—તે રીતે સાંભળવા લાગ્યો.

"હું પહેલ વહેલો અહીં આવ્યો હતો," શ્રી અરવિંદ બોલ્યા, "એવી જ આકાંક્ષા અને એવા જ ઉદ્દેશથી—જો કે મારા પોંડીચરી આવવાનું મુખ્ય કારણ તો એ હતું કે મને અહીં જ સાધના કરવાનો આદેશ મળ્યો હતો."

"હું જાણું છું, આપના શ્રી ઉપરના પત્રોમાં પણ મેં વાંચ્યું છે કે આપ દેશોદ્ધાર કરવા માટે યોગસાધનામાં પડ્યા હતા."

"સાચી વાત. લેલેને મેં એટલા માટે જ કહ્યું હતું કે. યોગસાધના કરવા હું તૈયાર છું પણ કર્મસાધના છોડીને નહિ. દેશ અને કાવ્ય બંને ઉપર મને ખૂબ પ્રેમ હતો."

"પછી?"

"લેલે તૈયાર થયા, મને દીક્ષા આપી. થોડા દિવસ પછી મને માત્ર પોતાના અંતરનો આદેશ માનીને ચાલવાનું કહીને તેમણે વિદાય લીધી.

"હું પોંડીચરી આવીને પૂર્ણયોગની સાધનામાં બેઠો. પણ સાધના કરતાં કરતાં મારી દૃષ્ટિ જ ફરી ગઈ. હું જોઈ શક્યો કે અત્યારે ને અત્યારે આ બધું કરી શકાય એમ જે માનતો હતો તે કેવળ મારા અજ્ઞાનને લીધે."

"અજ્ઞાન?"

"હા, કારણ તે વખતે હું આ સત્ય નહોતો જાણતો કે જગતના મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે કોઈ માણસ વિશ્વસમસ્યાના અંતિમ સમાધાન ઉપર પહોંચી જાય એટલું જ બસ નથી—પછી ભલેને તે માણસ ગમે તેટલો અસામાન્ય કેમ ન હોય. માત્ર પોતે અમૃતલોકમાં પહોંચે એટલું બસ નથી—વિશ્વમાનવે પણ અમૃતલાભના અધિકારી થવું જોઈએ. ખરી સમસ્યા જ આ છે. માત્ર ઉપરનો પ્રકાશ ઊતરવા તૈયાર થાય એટલું બસ

નથી—તે તો અવારનવાર ઊતરે પણ ખરો—પણ તેને આપણે સુપ્રતિષ્ઠિત નહિ કરી શકીએ જો નીચેનો આધાર-અહંતા આધાર ધારણ ન કરી શકે તો.× એટલે આપણે તો માત્ર એટલું કરી શકીએ કે જે કાંઈ અનુભવ આપણને થયો હોય તે કેટલેક અંશે વહેંચી શકીએ—એટલે કે જેઓ થોડે ઘણે અંશે ગ્રહિષ્ણુ ( receptive ) હોય તેમને જ આપી શકીએ—જો કે આ પણ બહુ સહેલું ન માનવું. તમે પોતે મેળવી શકો એટલે કંઈ જે મેળવ્યું તે વહેંચી શકાય એમ નથી હોતું. કારણ કે મેળવણીની શક્તિ જુદા પ્રકારની હોય છે, અને દાનની શક્તિ વળી જુદા જ પ્રકારની હોય છે. આપણે કહેવું હોય તો એમ કહી શકીએ કે આપી શકવું એ એક વિશેષ શક્તિ જ છે. કોઈ માણસ કદાચ ધારણ કરી શકે, પણ જે મળ્યું હોય તે વહેંચી નહિ શકે—કોઈ વળી એવો હોય છે જે કાંઈ મેળવવા માગે તો યે ધારણ ન કરી શકે. ટૂંકમાં, જે માણસો ગ્રહણ પણ કરી શકે અને દાન પણ કરી શકે એવા માણસોની સંખ્યા ખૂબ ઓછી હોય છે. એટલે જ હવે તમને સમજાયું હશે કે સમસ્યા મુદ્દલ સહેલી નથી. તમે કહો પણ શું ? બધા જ થોડા આનંદ કે જ્ઞાન ઇચ્છે છે કે તમે આપશો ! બધાનો આંતરવિકાસ અથવા જ્ઞાન સરખાં નથી હોતાં. એટલે આ વિશ્વજગતના દુર્દૈવનું કોઈ સમાધાન અથવા રામબાણ ઔષધ ચમત્કાર કરીને ઝટપટ બતાવી દેવું અસંભવિત છે. ઇતિહાસને પાને પાને આ વાતની સાક્ષી મળશે."

શ્રી અરવિંદની વાત સાંભળતાં સાંભળતાં મને બુદ્ધની એક વાત યાદ આવી. એક સંશયી તાર્કિકે આવીને તેમને પૂછયું: "નિર્વાણ જો આધિવ્યાધિની એવી રામબાણ ઔષધિ હોય તો બધાને શું કામ એ વરદાન નથી આપી દેતા !" બુદ્ધે એનો જવાબ ન આપતાં કહ્યું: "ઘેર ઘેર જઈને એક વાર પૂછી આવ—કોને શું જોઈએ છે !" તે ફરી આવીને બોલ્યો: "કોઈએ રૂપિયા માગ્યા, કોઈએ યશ માગ્યો, કોઈએ સ્ત્રી માગી, કોઈએ પુત્ર માગ્યો, કોઈએ આરોગ્ય માગ્યું—" બુદ્ધે કહ્યું: "નિર્વાણ કોઈએ માગ્યું હતું ?" "ના, કોઈએ નહિ." એટલે બુદ્ધ હસીને બોલ્યા: "જે વસ્તુ કોઈ માગતું નથી તે વસ્તુ તેને શી રીતે આપવી, કહો વારું !"

* * *

મેં જ શાંતિનો ભંગ કર્યો, કહ્યું: "પણ આ વ્યાપક દુઃખશોક, તાપ, કષ્ટ—"

"એ બધાંનું કારણ જો અજ્ઞાન હોય, અને માણસ જો જ્ઞાન ન ઇચ્છતાં હોય, તો તેમનાં દુઃખનું નિવારણ તમે શી રીતે કરવાના હતા ! જ્યાં સુધી તેઓ અંધ આસક્તિના

× "No real peace can be till the heart of man deserves peace; the law of Vishnu cannot prevail till the debt to Rudra is paid....Teachers of the law of Love and Oneness there must be, for by that way must come the ultimate salvation, but not till the timespirit in man is ready, can the inner and ultimate prevail over the outer and immediate reality. Christ and Buddha have come and gone but it is Rudra who still holds the world in the hollow of His hand.....(Sri Aurobindo's Essays on the Gita—Vision of the World-spirit)."

જડમાં જ રહેવા માગતા હશે ત્યાં સુધી તેમણે ભોગવવું જ પડશે—એનો ઉપાય શો, કહો ? કર્મ કર્યા પછી તેના ફળમાંથી શી રીતે છૂટી શકાય ? ”

“ તો પછી તમે સાધના શા માટે કરો છો ? પોતાની મુક્તિ કે સિદ્ધિ માટે ? ”

“ ના, તેમ હોત તો મને આટલો બધો વખત ન લાગત. હું શાની સાધના કરું છું એ કહીશ તો યે તમે અત્યારે સમજી શકવાના નથી, અથવા ખોટું સમજશો. પણ આટલું જાણી મૂકજો કે હું ઊર્ધ્વતર લોકનો કોઈ એવો પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી કોઈ શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું—જેને પરિણામે માનવ-પ્રકૃતિમાં ભારે ફેરફાર ઉથલપાથલ થઈ જશે. એ એવી કોઈ દિવ્ય શક્તિ હશે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રકટ રીતે ક્રિયમાણ થઈ નથી.”

“ આપના જુદા જુદા લેખોમાં શું એ શક્તિને જ આપે અતિમાનસ—Supra-mental—શક્તિ કહી છે ? ”

“ હા, પણ અહીં નામની વાત નથી કરતો. મૂળ વાત એ છે કે એ એક એવી દિવ્ય શક્તિ છે કે આજ સુધી એ આપણી વચ્ચે અનેક કારણોસર કામ કરી શકી નથી.”

“ યુગ અનુકૂલ+ હતો કેની ? ”

“ તે પણ ખરું. બીજાં પણ અનેક કારણો છે, પણ તે બધાં કહીશ તો ફરી ગેરસમજ ઊભી થશે, કારણ હું જેને ‘સુપ્રામેન્ટલ’ કહું છું તેને મન વડે પહોંચી શકાય એમ નથી, એટલે જ ભાષા વડે તેને વિષે કંઈ બોલવા જઈએ એટલે તે ઊખાણા જેવું લાગે.”

“ પહેલાના યુગના યોગીઓને પણ શું એ અતિમાનસ શક્તિની ખબર નહોતી ? ”

“ કોઈ કોઈ જાણતા હતા. પણ—શી રીતે તમને સમજાવું—તેઓ એ શક્તિ સાથે મિલન સાધતા પોતે તેના પ્રદેશમાં ચડીને—તેને આપણા પ્રદેશમાં ઉતારી લાવીને નહિ. એ શક્તિ આપણી ચેતનાની અંગાંગી થઈને રહે એવો પ્રયત્ન પણ કદાચ તેમણે નહિ કર્યો હોય. પણ આ બધા વિષે હું ઝાઝું કહેવા માગતો નથી, એટલા માટે કે આવી જાતની ચર્ચા એ કેવળ ગદ્ધાવૈતરું જ હોય છે, કારણ મન વડે એ બધી બાબતોને પહોંચવું તો દૂર રહ્યું, તેનો આભાસ મેળવવો પણ સંભવિત નથી.”

“ પણ જગતના દહાડે દિવસે શા હાલ થવા બેઠા છે ! હું આ બાબતમાં જરા બુદ્ધિવાદી—Rationalist—છું, ક્ષમા કરશો ને ? ”

શ્રી અરવિંદ જરા હસ્યા, બોલ્યા : “ કરીશ, કારણ હું પોતે પણ જગતની શોચનીય સ્થિતિની વાત કહી ગયો છું, અનેક વાર. એટલું જ નહિ, સ્થિતિ હજી ખરાબ થવાની છે એ પણ હું જાણું છું. ઘણા મોટા મોટા ગુહ્યવિદ્ યોગીઓ કહે છે કે જગતની સ્થિતિ જેમ જેમ ખરાબ થતી જશે, તેમ તેમ ઉપરથી આ પ્રકાશ અથવા અવતરણની ક્ષણ પણ પાસે આવતી જશે. પણ આપણું લૌકિક મન એ બધું જાણી શકતું નથી. એણે કાં તો માનતું રહ્યું, કાં તો ન માનતું રહ્યું—જોતું રહ્યું કે થાય છે કે નથી થતું. ×

+ અહીં ‘અનનુકૂળ’ શબ્દ જોઈએ એવું મને લાગે છે.—ન૦

× The usual idea of the occultists about it is that the worse they

ગીતાનાં વચન મને યાદ આવ્યાં: यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत, अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् " (જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મનું અભ્યુત્થાન થાય છે, ત્યારે ત્યારે હું અવતરું છું ). પણ એ વિષે પ્રશ્ન પૂછવાનું રહેવા દઈ હું માત્ર એટલું જ બોલ્યો: "એ શક્તિ કોના ઉપર કાર્ય કરશે?"

"આપણા રોજિંદા જીવનમાં—દૈહિક (physical) જગતમાં વસ્તુ (matter) ઉપર."

"આ પ્રયત્ન પહેલાંના યોગીઓએ કર્યો નહોતો?"

"અતિમાનસ શક્તિની મદદથી નહિ. તેમણે દેહ અને વસ્તુ સંબંધે ઝાઝો વિચાર કર્યો નથી, કારણ કે આધ્યાત્મિક શક્તિ દ્વારા દેહનું વસ્તુનું રૂપાંતર કરાવવું એ સૌથી કઠણ છે, પણ એ જ કારણે એ કામ કરવું જોઈએ."

"શું ભગવાન ખરેખર એવું ઇચ્છે છે કે આવી કંઈક મહાન ઘટના બને?"

"જરૂર ઇચ્છે છે. હું એ પણ ચોક્કસ જાણું છું કે અતિમાનસ સત્ય છે, અને તેનો આવિર્ભાવ પણ થયા સિવાય નહિ રહે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે ક્યારે અને શી રીતે થશે. એ પણ ઉપરવાળાઓએ નક્કી કરી રાખ્યું છે—અને છતાં નીચે આપણે એટલા માટે દારુણ વિરુદ્ધ શક્તિઓ વચ્ચે લડી રહ્યા છીએ." +

"બરાબર સમજાયું નહિ—માફ કરજો."

શ્રી અરવિંદ બોલ્યા: "વાત જરા અઘરી છે. થયું છે એવું કે આ પાર્થિવ જગતમાં જે થવાનું હોય છે તે ઘણી વાર પ્રચ્છન્ન રહે છે, આપણે જે નજરે જોઈએ છીએ તે તો બધું દારુણ સંભાવનાઓની તૈયારી હોય છે—આપણે જોઈએ છીએ કે જુદી જુદી શક્તિઓ કંઈક બને એટલા માટે અથવા કંઈક મળે એટલા માટે પ્રયત્ન કરી રહી છે—જો કે એ બધાનું લક્ષ્ય પરિણામ શું છે, તે આપણી દૃષ્ટિ જોવા પામતી નથી. તો પણ એટલું કહી શકાય કે આ યુગમાં એવા અનેક માણસો જન્મ્યા છે—જેમને મોકલવામાં આવ્યા છે—એટલા માટે કે એ અભિષ્ટ આ યુગમાં જ સિદ્ધ થાય. વાત આમ છે. સારી

---

are the more is probable the coming of an intervention or a new revelation from above. The ordinary mind cannot know: it has either to believe or disbelieve—wait and see—" શ્રી અરવિંદે સ્વહસ્તે લખ્યું હતું.

+ શ્રી અરવિંદે પોતાને હાથે જે લખ્યું હતું તેનો અનુવાદ ઉપર આપ્યો છે એટલે અહીં મૂળ જ ઉતાર્યું છે:

As to whether the Divine seriously means something to happen, I believe it is intended. I know with absolute certitude that the supramental is a truth and that its advent is in the very nature of things inevitable. The question is as to the when and the how. That also is decided and predestined from somewhere above; but it is here being fought out amid a rather grim clash of conflicting forces."

શ્રદ્ધા અને ઇચ્છા કહે છે કે આ યુગમાં જ આ અલૌકિક બનાવ બનશે. બેશક હું અત્યારે બુદ્ધિની પરિભાષામાં જ વાત કરું છું—મિસ્ટિક રેશનલ રીતે." *

"પણ જરા વધારે ન કહો તો—"

શ્રી અરવિંદ હસ્યા: "હવે વધારે બોલીશ તો વધારે પડતું કહી નાખ્યું કહેવાશે." ×

"પણ આ મહાન બનાવ ક્યારે બનશે?"

"હું જોષીઓની પેઠે વાત કરું એમ તમે ઇચ્છો છો? રેશનલ થઈને તમને એ શોભતું નથી." +

મેં કહ્યું: "એટલે જ કદાચ આપે આપના 'સિન્થસિસ ઑવ યોગ' પુસ્તકમાં લખ્યું છે કે વાસ્તવ જગત આધ્યાત્મિકતાના માર્ગમાં આડખીલી રૂપ છે એટલા માટે વાસ્તવ જગતને વિદાય આપવી જોઈએ એવું નથી, કારણ અદશ્ય નિયતિના વિધાનને લીધે આપણી સૌથી મોટી મુશ્કેલી જ આપણી સૌથી મોટી સગવડ થઈ પડે છે."

શ્રી અરવિંદે એ વાતનો જવાબ આપ્યો નહિ—માત્ર સહેજ હસ્યા.

મેં કહ્યું: "પણ આપ વાસ્તવ જગતનું જે આ આમૂલ રૂપાંતર થાય એમ કરવા ઇચ્છો છો, એ પ્રયત્ન કોઈ પણ યુગમાં કોઈએ કર્યો નહોતો?"

"પ્રયત્ન કદાચ થયો પણ હશે, પરંતુ કંઈ પરિણામ આવ્યું નથી."

"શી રીતે જાણ્યું?"

"જો પરિણામ આવ્યું હોત તો ત્યાર પછી જે સાધકો આવ્યા તેમને કંઈ ને કંઈ ફળ મળ્યું જ હોત. કોઈ પણ આધ્યાત્મિક અનુભવ જો એકવાર માનવ ચેતનામાં પૂરેપૂરો ઊતર્યો હોય—તો તે ફરી ગૂમ થઈ જતો નથી."

"તો તો એ શક્તિનો પહેલાં આપે પોતે અનુભવ કરવો પડશે?"

"એ તો છે જ. પ્રત્યેક યુગમાં સહુ દેશમાં જ નવો ભાવ કહો, પ્રકાશ કહો, આઈડિયા કહો કોઈ એક માણસમાં જ ઊતરે છે. ત્યાંથી પછી બે જણ, ચાર જણ, દશ જણ—એમ કરતો કરતો ફેલાય છે. ગીતા પણ એ જ કહે છે કે ' यत् यत् आचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः '—શ્રેષ્ઠ પુરુષો જે કરે છે તેનું જ અનુસરણ કનિષ્ઠો કરે છે. પરંતુ મારા

* શ્રી અરવિંદે પોતાને હાથે આ પ્રમાણે લખ્યું હતું: "For in the terrestrial world the predetermined result is hidden and what we see is a whirl of possibilities and forces attempting to achieve something with the destiny of it all concealed from human eyes. This is however certain that a number of souls have been sent to see that it shall be now. That is the situation. My faith and will are for the now. I am speaking of course on the level of human intelligence—mystically-rationally, as one might put it."

× "To say more would be going beyond the line."

+ "You don't want me to start prophesying! As a rationalist, you can't."

યોગમાં વ્યક્તિગત અનુભવથી મારા કામની શરૂઆત થઈ છે. બીજા અનેક યોગમાં અનુભવ —realisation—એ જ ચરમ લક્ષ્ય હોય છે. મારા યોગમાં પ્રકાશ-manifestation—એ જ મુખ્ય ઉદ્દેશ્ય છે. એટલે, હું કહું છું કે, પહેલાં આ અતિમાનસ શક્તિનો પત્તો મારે મેળવવો જ જોઈશે. એટલે કે મારે ત્યાં પહોંચવું જોઈશે—માત્ર તે ઊંચે જવાનો અર્થ ને શક્તિને ઉતારવી એટલો થાય છે. આરોહણ અવતારણને માટે હોવું જોઈએ."

"એ અવતારણનું ફળ કઈ રીતે આવશે ?"

"આપણી સત્તામાં એ શક્તિનો સ્પર્શ થતાં જ આપણી ચેતના તેજઅંધારમય માનસની ભૂમિકા છોડી ધીરે ધીરે અતિમાનસના મુક્ત પ્રકાશની ભૂમિકામાં ચડશે. પરિણામે તેના પ્રભાવથી મન, પ્રાણ અને દેહનું રૂપાંતર થશે. કારણ તે તેના વસ્તુજગત ઉપર પ્રભાવ પાડી ધીરે ધીરે યુગાંતર આણશે.

"પણ આનો તમે ઊંધો અર્થ ન કરશો. હું એવું નથી કહેતો કે આ શક્તિનું અવતરણ થતાં વેંત જ આ જગત અતિમાનસ જગત થઈ જશે અથવા બધાં માણસોનું સંપૂર્ણ રૂપાંતર થઈ જશે. એ અસંભવિત છે." *

"આપણે પૂર્ણ રૂપાંતરને માટે હજી તૈયાર નથી એટલે ?"

" માત્ર એ જ કારણે નહિ—પણ એ રૂપાંતરના માર્ગમાં અનેક દુસ્તર મુશ્કેલીઓ રહેલી છે એટલે. જડજગત, વસ્તુજગત એ અંધકારનું અચલાયતન છે—દુર્જય દુર્ગ છે, જ્યાં યુગ યુગ થયાં તામસિકતા રાજ કરતી આવી છે—ત્યાં પ્રકાશ પહોંચાડવો એ સહેલી વાત નથી. આ અતિમાનસ શક્તિ પોતાનો માર્ગ પોતે કરી લઈ શકે ખરી જો તે એક વાર ઊતરવા પામે તો—એટલે કે જો પાર્થિવ ચેતના તેને એકવાર ધારણ કરી શકે તો."

"ધારો કે એ શક્તિ કાર્યકરી થવા પામી તો પહેલાં તે ક્યાં કાર્યકરી થશે ?"

" પહેલાં તો થોડા માણસોમાં—એવા બેચાર માણસોમાં, જેઓ કંઈક અંશે તૈયાર થયેલા હશે, એ શક્તિનું વાહન થવાનું સામર્થ્ય જેમણે મેળવ્યું હશે. તેઓ જગતને બતાવશે કે માણસની સત્તાનું રૂપાંતર થાય તો તે કેવો થઈ શકે. તમને સમજાય છે ને ?"

"જરા જરા સમજાય છે એમ લાગે છે. હું એક વાત પૂછું ?—એ શક્તિની અસર આ મૂઠીભર માણસો ઉપર જ થશે કે ઘણા માણસો ઉપર થશે ?"

---

* શ્રી અરવિંદે કહ્યું હતું : "What I want to achieve is the bringing down of the supramental to bear on this being of ours so as to raise it to a level higher than the mental and from there charge and sublimate the workings of mind, life and body." વળી તેમણે મને લખ્યું હતું : "What we propose just now is not to make the earth a supramental world, but to bring down the supramental as a power and established consciousness in the midst of the rest—to let it work there and fulfill itself, as Mind descended into life and matter has worked as a Power there to fulfil itself in the midst of the rest."

"ઘણા ઉપર તો થશે જ. પૂર્ણયોગ જો મારા જેવા માત્ર એકબે જણને માટે જ હોત તો તેનું મૂલ્ય પણ ખૂબ ઓછું હોત. કારણ હું કાંઈ આ વાસ્તવ જીવનને છોડવા માગતો નથી—હું તો એનું આમૂલ ગભીર પરિવર્તન માગું છું."

"પણ, એ પરિવર્તનને માટે આપની પાછળના માણસોએ પણ આપની માફક અમાનુષિક સાધના કરવી નહિ પડે ને?"

શ્રી અરવિંદ હસ્યાઃ "ના. પછી નહિ કરવી પડે. એટલે જ તો હું ઘણા સમય પહેલાંથી કહેતો હતો કે મારો યોગ માત્ર મારે માટે નથી—બધાં માણસો માટે છે. જેને અજાણ્યા જંગલમાંથી પહેલ વહેલો રસ્તો કાઢી ચાલવાનું આવે છે તેને ઘણાં દુઃખો વેઠવાં પડે છે, પાછળ આવનારાઓનો રસ્તો સુગમ કરવા માટે."

મને પરમહંસદેવની ઉપમા યાદ આવીઃ જે અગ્નિ ચેતાવે છે તેને ખૂબ જહેમત ઉઠાવવી પડે છે—પરંતુ તે અગ્નિએ જે લોકો તાપે છે તેઓ કહે છે, કેવી મજા!

મારા મનમાં એકાએક જબરો સંભ્રમ જાગ્યો. મને થયું આવા મોટા એક મહાપુરુષ આપણી વચમાં રહે છે પણ કેટલા જણ એમને ઓળખે છે? પરમહંસદેવના જમાનામાં પણ તેમને કેટલા જણે ઓળખ્યા હતા? ફરી પ્રણામ કરવાની એકાએક ઇચ્છા થઈ આવી. પણ ભારે પ્રયત્ન કરી તે ઊભરાને દબાવી દીધો. શ્રી અરવિંદ એકી ટશે મારી તરફ જોઈ રહ્યા હતા.

મને સમજાયું નહિ કે શાથી પણ ફરી મનમાં સંદેહ જાગ્યો, હું બોલ્યોઃ "પણ શું એ ખરેખર સંભવિત છે?"

"એકાદ જણને માટે એ સંભવિત છે. મેં એ વસ્તુ પ્રત્યક્ષ અનુભવી છે," એમ કહીને શ્રી અરવિંદે જોર આપવા માટે હાથનો એક અભિનય કર્યો, "કે શી રીતે પ્રબળ વિજયી શક્તિની ક્રિયા ક્ષણ વારમાં આત્માને દેહના તાબામાં રાખવા ઇચ્છનાર બધી અસરોને દૂર કરી દે છે. દાખલા તરીકે, જો કોઈ યોગી બહારના શક્તિજગતમાંથી પોતાને અલગ કરી એકાંતમાં રહે તો અબઘડી તેઓ બધી જાતના રોગોથી મુક્ત થઈ શકે."

"પણ બહાર આવે ત્યારે કેમ મુક્ત ન રહી શકે?"

"કારણ બહાર સર્વત્ર રોગનાં ચિહ્નો—રોગનાં સૂચનો પ્રસરેલાં પડેલાં છે."*

"પણ તમે શું એમ માનો છો કે આ એક મહાન સિદ્ધિ છે? જો તેમ હોત તો આપણા આધિવ્યાધિ અને શોકતાપની દૈહિક બાજુને, દાખલા તરીકે બુદ્ધદેવ જેવા મહાપુરુષ પણ આટલી બધી ક્ષુલ્લક ગણત ખરા કે?"

"તમે ભૂલી જાઓ છો કે બુદ્ધ જીવનને તદ્દન જુદી જ દૃષ્ટિએ જોતા હતા, એટલે તેમનું લક્ષ્ય પણ જુદું હતું. તેઓ નિર્વાણ ઇચ્છતા હતા—એટલે કે આ ઇન્દ્રિય જગતમાંથી છુટકારો. બેશક, એવું હોઈ હશે કે તે જમાનાની પરિસ્થિતિમાં માણસ નિર્વાણ કરતાં વધારે મહાન અનુભવનો અધિકારી ન હોય. પરંતુ હેતુ ગમે તે હોય, તેમણે જીવન લીલાના

* Because of the universal suggestion of disease when he stirs out of his isolation."—એમ શ્રી અરવિંદે કહ્યું હતું.

પ્રકાશચક્રમાંથી મુક્તિ જ ઇચ્છી હતી. હું જીવનનું પૂર્ણ રૂપાંતર ઇચ્છું છું. મારું ધ્યેય વાસ્તવ જીવનનો પરિહાર કરવાનું નથી, મારું ધ્યેય તો વસ્તુને આધ્યાત્મના પ્રકાશમાં રૂપાંતરિત કરવાનું છે. આપણો આ જડ દેહ આજે પણ આત્માનુભવને અંતરાયરૂપ છે. તેણે સહાય થવું પડશે. પૂર્ણયોગનું એ જ એક મુખ્ય લક્ષ્ય થશે."

થોડીવાર સુધી હું બોલી ન શક્યો. મનમાં એક પ્રકારનું ઔત્સુક્ય જોર કરી ઊઠયું પણ તેની સાથે સાથે જ એક પ્રકારનો સંકોચ પણ ડોકિયું કરવા લાગ્યો. ના—એક પ્રકારનો ભય પણ.

છતાં મેં કહ્યું: "પણ—મારે વિશે?" શું બોલવું તે નક્કી ન કરી શક્યો. મને થવા લાગ્યું કે સાચે જ હું કંઈ જાણવા ઇચ્છું છું ખરો! હું કશો ચોક્કસ નિર્ણય ન કરી શક્યો.

શ્રી અરવિંદ એકી ટશે થોડી વાર જોઈ રહ્યા, પછી વધુ સ્નિગ્ધ સ્વરે બોલ્યા: "તમારો હજી સમય પાક્યો નથી. તમારામાં જે જિજ્ઞાસા જાગી છે તે મનની જિજ્ઞાસા છે—પણ કંઈ નહિ તો યે મારા યોગમાં દીક્ષા મેળવવી હોય તો એના કરતાં કંઈ વિશેષ જોઈએ. હજી થોડા દિવસ જવા દો."

દુઃખ તો થયું—પરંતુ તેની સાથે જ એક પ્રકારની સ્વસ્થતા એક પ્રકારના આનંદનો ભાવ પણ મેં અનુભવ્યો નહિ, એમ કહું તો સત્યનો ભંગ કર્યો કહેવાય.

હું બોલી ઊઠયો: "મારો સમય જો મોડો પાકવાનો હોય તો આપની થોડી મદદની આશા રાખી શકું ખરો?"

શ્રી અરવિંદે મૃદુ હાસ્ય કરી માત્ર સહેજ ડોકું હલાવ્યું.

☆

નાઝીવાદનો પ્રણેતા

# નિત્શે

કૃષ્ણવદન જેતલી એમ. એ.

" Amid the warriors
His was the lightest heart,
*Amid the conquerors*
His brow was dark with thought—
He was a fate poised on his destiny:
Unbending, casting thought into the past
And future, such was he."

—**Nietzsche**

હાલ આલમમાં જે નાઝીવાદને નામે ઓળખાય છે, જેના વંટોળમાં આજે જર્મની ફનાગીરીને પંથે જઈ રહ્યું છે, તે નાઝીવાદના પ્રણેતા નિત્શેના ભયંકર કહેવાતા ખ્યાલોનો પરિચય પામવો એ ધર્મ, નીતિ, રૂઢીનાં બંધનો વગેરે સામાજિક પૂર્વગ્રહોના અત્યાચારોથી પીડાતા સામાન્ય મનુષ્ય માટે જરૂરી આઘાત પામવા જેવું છે. સત્તા આગળ શાણપણ નકામું છે, એ વાત તો સૌ કોઈને સામાન્ય લાગે એવી છે. પણ સત્તા એ જ શાણપણ છે એમ કહીએ ત્યારે જરૂર સાંભળનાર આઘાત પામે. સર્વાંગી શક્તિની ઉપાસના દ્વારા વધુ ઉન્નત માનવજાતના સર્જનમાં નિત્શેના તત્ત્વજ્ઞાનનું સત્ત્વ સમાઈ જાય છે.



નિત્શે

તત્ત્વજ્ઞાનીના પારિભાષિક અર્થમાં નિત્શે તત્ત્વજ્ઞાની કહેવાય કે કેમ એવી શંકા ઉઠાવનારાએ નિત્શેની તત્ત્વજ્ઞાનીની વ્યાખ્યા જાણવી જોઈએ. નિત્શેના મત પ્રમાણે 'સાચા તત્ત્વજ્ઞો હુકમ કરનારા અને કાયદા ઘડનારા છે.' તેઓ તેમના કાળની સામે ઝઝૂમનારા છે.

નિત્શેનો જન્મ ૧૮૪૪ના ઑક્ટોબરની પંદરમીએ પ્રુશિયાના રાજા ફ્રેડરિક વિલિયમ પાંચમાના જન્મદિને શુકેનમાં થયો હતો. તેનો પિતા પાદરી કાર્લ લુડવિગ નિત્શે ૧૮૪૩ ની ૧૦ મી ઑક્ટોબરે એક પાદરીની પુત્રી ફ્રાન્ઝીસ્કા ઓહલેર સાથે પરણ્યો હતો. તેના બે પુત્રો અને એક પુત્રીમાં ફ્રિડરિશ સૌથી મોટો હતો. નાનો પુત્ર તો બે વરસે મરણ પામ્યો અને પુત્રી ફ્રિડરિશના મૃત્યુને જોવા સુધી જીવતી રહી હતી.

જ્યારે ફ્રિડરિશ ચાર વર્ષની ઉંમરનો હતો ત્યારે તેના બાપ સીડી પરથી ગબડ્યા અને પરિણામે તેનું મગજ અસ્થિર બન્યું. વર્ષ પછી તે મરણ પામ્યા પણ બાળક પર આ કરુણ બનાવની ઊંડી અસર રહી ગઈ. ૧૮૫૦ માં તેની વિધવા માતા તેને લઈ નૅામબર્ગમાં તેનાં આપ્તજનો પાસે રહેવા આવી.

નિત્શે નાનપણથી જ ગંભીર હતો અને તેને પાદરી બનવાની ઈચ્છા હતી. શાળામાં તેને બીજાં બાળકો 'પાદરી' કહીને ચીડવતા. એક દિવસ ધોધમાર વરસાદ વરસ્યો અને માતા ચિંતાતુર થઈ બારીએ નિશાળથી પુત્રનાં પાછા ફરવાની પ્રતીક્ષા કરવા લાગી. તેણે કોટ કે છત્રી વિના પાદરીની ગંભીરતાથી વરસાદમાં ધીમે ચાલીને પુત્રને પાછો આવતાં જોયો અને તે આવ્યો ત્યારે તેની વિચિત્ર વર્તણૂક માટે ઠપકો દીધો. નિત્શેએ તેને જવાબ દીધો, "પણ બા, અમારી શાળાના નિયમ પ્રમાણે પાછા ફરતાં છોકરાઓએ રસ્તામાં દોડવું જોઈએ નહિ."

તેને એકાંતમાં બાઈબલ વાંચવાનો ખૂબ શોખ હતો. તે એટલું સરસ વાંચતો કે સાંભળનારની આંખમાં પણ આંસુ આવી જતાં. તેની નિશાળના મિત્રોએ એક દિવસ મ્યુટિઅસ સ્કિવોલાની વાત વિશે શંકા ઉઠાવી ત્યારે તેણે હથેલીમાં કેટલીક દિવાસળીઓ પૂરી સળગી રહી ત્યાં સુધી રાખીને તેમને ઉદાહરણ આપ્યું!

બાર વર્ષનો થતાં તો તે પોતાનો હાથ કવિતાઓ લખવામાં ચલાવવા લાગ્યો અને કુટુંબીજનોના જન્મદિને તેમને કવિતા પાઠવતો! તેના ઘરમાં બહુધા તેને સ્ત્રીઓનો જ સંસર્ગ મળતો. તેની માતા, બહેન, મામી અને બે માસીઓના વર્તુળે તેના જીવન પર ખૂબ અસર કરી છે.

પ્રુશિયાના રાજા વિલિયમની મદદથી નિત્શેને ૧૮૫૮માં ફ્રોર્ટાની શાળામાં મૂકવામાં આવ્યો. આ શાળામાં જ સ્વપ્નશિલ્પી કવિ નોવાલીસ, શેક્સપિયરનો અભ્યાસી ભાષાશાસ્ત્રી શ્લેગેલ અને મહાન તત્ત્વજ્ઞ અને રાષ્ટ્રપ્રેમી ફિસ્ટે ભણી ગયા હતા. આ છાત્રાલયવાળી શાળામાં નિત્શે અને તેના મિત્રોએ 'જર્મનિયા' નામનું સાહિત્યચર્ચા મંડળ સ્થાપ્યું હતું. નિત્શે ગણિતના વિષયમાં કાચો હતો. તેણે ૧૮૬૪ના સપ્ટેમ્બરમાં શાળા છોડી અને તેના મિત્ર ડ્યુસેન સાથે થોડા વખત બાદ બોનની વિદ્યાપીઠમાં પ્રવેશ કર્યો.

વિદ્યાપીઠમાં પ્રવેશ કરતાં થોડો વખત તો નિત્શેએ બીજા વિદ્યાર્થીઓ જેમ શિથિલ જીવન ગુજાર્યું, પણ તેનો ધર્મોપદેશક અને શિક્ષકનો આત્મા જાગ્રત થયો અને તેણે શિમેલ, યહાન, અને રિત્શલ નામના વિદ્વાન અધ્યાપકો તળે ભાષાશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. તેના સંગીતપ્રેમને લીધે તેને કેટલાક વિદ્યાર્થીઓ 'સર ગ્લુક' કહેતા. રિત્શલની નિત્શે પર ગાઢ છાપ પડી હતી.

મિડાસે જ્યારે સિલેનસને પૂછ્યું, 'માનવનું પરમ ભાગ્ય શેમાં છે?' ત્યારે સિલેનસે કચવાઈને કહ્યું, 'દયાજનક, ક્ષણજીવી ક્ષુદ્રજાત, અકસ્માત અને શોકનાં બાળકો! તું શા માટે મને જે ન જાણવામાં જ સાર છે તે કહેવા આગ્રહ કરે છે? સૌથી સારું તો અપ્રાપ્ય છે—જન્મવું જ નહિ, અસ્તિત્વ જ ન પામવું તે. એથી ઊતરતી શ્રેષ્ઠતા વહેલા મરણ પામવામાં છે.' જીવનમાં સુખના ભ્રામક ખ્યાલોના ધ્વંસથી ઊપજતી આવી અતલ નિરાશાને ઢાંકવા ગ્રીકોએ કલાના હીરણ્યમય પાત્રનો ઉપયોગ કર્યો હતો. આથી નિત્શે કલા વિષે લખતાં કહે છે, 'Art supplies man with the necessary veil of illusion which is required for action. For the true knowledge as to the awefulness and absurdity of existence kills action.'

આ કૃતિથી વેગ્નર અને તેની પત્ની ખૂબ ખુશ થયાં, પણ બીજા કેટલાકે તો તેને 'કેવળ વાહિયાત' જ કહી. નિત્શે પાસે વિદ્યાર્થીઓએ ભાષાશાસ્ત્ર ભણવા ન જવું એવો પણ પ્રચાર થયો. આથી નિત્શે કાંઈક નિરાશ થયો અને ભયથી અજાણ સિગફ્રિડ સમો, કલાનો સાચો પૂજારી, તેનો મિત્ર વેગ્નર ત્રીબ્શન છોડી બેયરુથમાં રાષ્ટ્રીય સંગીતરંગભૂમિ બંધાતી હતી ત્યાં ગયો, તેથી વધારો થયો. છતાં યે નિત્શેને ભાષાશાસ્ત્રી તરીકે બે વિદ્યાપીઠોએ આમંત્રણ આપ્યાં. તે તેણે નકાર્યાં તેથી બેસલ વિદ્યાપીઠે તેના પગારમાં વધારો કર્યો.

૧૮૭૩ ૭૬ ના અરસામાં *Thoughts out of Season*, નામે પ્રગટ થયેલ ચાર નિબંધો તેણે લખ્યા, અને ડેવિડ સ્ટ્રોસ નામના તે વખતના લોકપ્રિય નેતા સામે નિબંધ લખી તેમાં જર્મનોને સંતોષમાં સંસ્કૃતિ માનનારા 'અરસિક સંસ્કૃતો' કહ્યા. 'ઈતિહાસનો ઉપયોગ અને ગેરઉપયોગ' નામના નિબંધમાં ઈતિહાસને જ્ઞાનપૂજાની મૂર્તિ બનાવવા સામે પોકાર ઉઠાવ્યો અને કહ્યું, 'આપણે ઈતિહાસની સેવા તે જીવનની સેવા કરે એટલી જ કરવાની છે.' બીજા બે નિબંધોમાં શોપનહોર અને વેગ્નરના ખૂબ વખાણ કર્યાં છે. પણ તેનો 'બેયરુથમાં વેગ્નર'નો નિબંધ એ વેગ્નરની વિદાય લેતાં વિવેક સમો થઈ પડ્યો. વેગ્નર નિત્શેને તેનું બ્યુગલ માનતો, છતાં નિત્શે સાથે તેની મૈત્રી તૂટ્યા પછી તેણે એક વખત નિત્શેની બહેનને કહ્યું હતું, 'તારા ભાઈ વિના મને એકલતા લાગે છે.'

૧૮૭૫ ની નાતાલમાં નિત્શે માંદો પડ્યો. તેણે વેગ્નરની સલાહ-'પરણીને પ્રવાસ કર!'—માની નહિ, છતાં થોડા પ્રવાસ પછી તેની તબિયત સુધરી ગઈ. એપ્રિલમાં તે એક ડચ સુંદરીના પ્રેમમાં પડ્યો, પણ એ સુંદરીનું હૃદય બીજાએ કબજે કર્યું હોવાથી તે નિત્શેની પત્ની થઈ શકી નહિ નિત્શે આ આઘાત જલદી ભૂલી શક્યો નહિ.

બેયરુથમાં વેગ્નરના સંગીત નાટક *The Ring of the Niebelungs*ને જોવા ઠાકોરો, અમીરો અને ઠકરાણીઓનાં ટોળાં વળતાં હતાં અને વેગ્નરની કીર્તિ ફેલાતી જતી હતી. પણ નિત્શેને તેના નાટકના ઠઠારા જેવાં ભપકાદાર દશ્યો જોઈ કંટાળો આવ્યો. પણ વેગ્નરના 'પાર્સીફાલ' નાટકે તો તેને વેગ્નરનો કટ્ટો વિરોધી બનાવ્યો. તેને વેગ્નરની ભક્તિ માટે પસ્તાવો થયો. વેગ્નરે ખ્રિસ્તી ધર્મ પ્રત્યે પ્રેમ બતાવ્યો માટે તેણે લખ્યું : 'Richard Wagner—a decrepit and desperate romantic, collapsed suddenly before the Holy Cross.' ૧૮૮૮ માં તે વેગ્નરને 'a clever rattlesnake,

a typical decadent!' કહેતો. તેણે *Thus spake Zarathustra'* વેગ્નરના 'પાર્સીફાલ'નો જવાબ વાળવા લખ્યું હતું. પણ તે પ્રગટ થયું ત્યારે વેગ્નર દુનિયા છોડી પરલોકમાં ચાલ્યો ગયો હતો !

નિત્શેની તબિયત ફરી પાછી બગડી અને તે રિ નામના એક મિત્ર તથા બીજા એકની સાથે નેપલ્સમાં કુમારી મેસનબગને ત્યાં છએક મહિના સુધી રહી પાછો બેલમાં આવ્યો. તેની નાદુરસ્ત તબિયતને અંગે તે હવે સળંગ પુસ્તક ન લખતાં છૂટક વિચારો નોંધતો. એ વિચારો વિશે તે કહેતો કે તે પર્વતનાં શિખરો છે અને પર્વતમાં ટૂંકામાં ટૂંકો રસ્તો એક શિખરથી બીજા પર જવાનો છે, પણ તે માટે ખૂબ લાંબા, મોટા અને ઊંચા પગની જરૂર છે. આ વિચારો 'લાગણીઓનું રસાયણશાસ્ત્ર છે.' એક વાઢકાપના નિષ્ણાત ડાક્તર માફક તે સૌથી મૃદુ લાગણીઓનું અને સૌથી પ્યારી માન્યતાઓનું જરા યે અનુકંપા દર્શાવ્યા વિના પૃથક્કરણ કરે છે. ૧૮૭૮માં પ્રગટ થયેલ તેના *Human, All-too-human* ના પ્રથમ ખંડમાં જ છસો ઉપરાંત સૂત્રો સંગ્રહ્યાં છે. તેમાંનો 'કલાકારો અને લેખકોના આત્મા વિશે'નો ભાગ રોબર્ટ લુઈ સ્ટીવન્સનના–*Art of Writing* અને ફિલિપ સિડનીનો–*A Defence of Poetry* પુસ્તકોની કક્ષામાં મૂકાય એવો છે. આ પુસ્તકના બીજા ખંડમાં સાતસો ઉપરાંત વિચારો છે. પૂર્વગ્રહોથી મુક્ત માણસો માટે લખાયેલ આ પુસ્તક જાદુઈ શેતરંજી માફક વાચકને મનુષ્યના વિચારોનાં શૃંગો અને ખીણો બતાવે છે.

પણ એ માનવ વિચારોના ભોમિયાના નસીબમાં માનસિક શાંતિ કે સુખ લખાયાં જ ન હતાં. આંખો, હોજરી અને મસ્તક તેના વેરી બન્યા હતા. ૧૮૭૯માં તેણે એવેરીએતીક પીડાને વશ થઈ નોકરીમાંથી રાજીનામું આપ્યું. તેને મોત સમીપ આવતું લાગતું હતું. છતાં તેના નસીબમાં હજુ ખૂબ દુઃખ વેઠવાનું લખાયું હતું. સેંટ મોરિત્ઝ, એંગર એનગેડાઈન, વેનિસ, જીનોઆ, નાઈસ વગેરે સ્થળે તે થોડો થોડો વખત ગાળતો હતો. તેણે તેની બહેનને કહ્યું હતું, 'મને વચન આપ કે હું મરું ત્યારે મારી શબપેટી પાસે મારા મિત્રો સિવાય કુતૂહલપ્રિય ટોળાને નહિ આવવા દે. અને, મારી કબર પાસે હું મારી જાતનું રક્ષણ કરવા અસમર્થ બનું ત્યારે, પાદરી કે બીજું કોઈ જુઠાણાં ન બોલે. પ્રામાણિક અશ્રદ્ધાવાન તરીકે મને કબરમાં પ્રવેશ કરવા દેજે.'

જિનોઆમાં જ્યારે તે રહેતો ત્યારે ખૂબ સાદું જીવન ગુજારતો. સ્પિરિટના ચૂલા પર તે સાદું ભોજન હાથે જ તૈયાર કરતો અને સાંજે તેને મરણની વેદના સતાવતી એટલે સોફા પર દીવો સળગાવ્યા વિના જ લાંબો પડતો. 'બિચારો એટલો ગરીબ છે કે મીણબત્તી પણ બાળી શકતો નથી,' એમ ધારી તેના પડોશીઓએ તેને થોડી મીણબત્તીઓ આપી, ત્યારે તેણે તેમનો આભાર માનીને પોતાની વાત સમજાવી. એ લોકો તેને 'સંત' કહેતા. સવારે તે દરિયા કિનારે અથવા પર્વતોમાં ફરવા જતો અને સૂરજના તાપમાં વિચાર કરતો પડી રહેતો. તેની નોંધપોથી તેની સદાની સહચારિણી હતી.

૧૮૮૧માં તેનો *The Dawn of Day* નામનો વિચારસંગ્રહ બહાર પડ્યો. તેમાં તેણે ખ્રિસ્તી ધર્મ પોતાના નીતિશાસ્ત્રમાં પરિણમ્યો છે એમ કહી એ ધર્મ પર પ્રહારો કર્યા. 'શરીરશાસ્ત્ર અને વૈદકશાસ્ત્ર જેવાં વિજ્ઞાનો જ નૂતન આદર્શોનો પાયો નાંખશે!'

# આટલું તમે જાણો છો?

તમારા પહેલી બચતના અગર તો વધારાના જિંદગીના વીમાનો જ્યારે પણ તમે વિચાર કરો ત્યારે આટલું તો તમે જરૂર ધ્યાન રાખશો કે ક્રાઉન લાઇફની પોલિસીઓ તેની સદ્ધરતાથી તમને સંપૂર્ણ સલામતી આપે છે એટલું જ નહીં પણ પ્રિમિયમના દરો ઘણા ઓછા હોવા છતાં એની પોલિસીઓ માંહેની અત્યંત ઉદાર યોજનાઓથી ત્રણ વર્ષ બાદ જ્યારે તમે નાણું ન ભરી શકો ત્યારે પણ તમારી પોલિસીઓ અનેક વર્ષો સુધી પૂરેપૂરી રકમ માટે જાળવી રાખે છે. મોટા ભાગની ઉંમરોમાં પાંચ જ પ્રિમિયમે વીસ વીસ વર્ષ સુધી વીમો ચાલુ રહે છે અને એ સમય દરમિયાન અવસાન થાયતો ન ભરાયેલાં પ્રિમિયમો બિલકુલ બાદ કરવામાં આવતાં નથી. તમારી ઉમરની વિગતો માટે નીચેનું કુપન ભરી મોકલાવો તો? તમને એથી જરૂર જ લાભ થશે.




અસકયામત- ડોલર ૩૮,૫૮૮,૭૯૯.૨૬

ચાલુ વીમા- ડોલર ૨૦૩,૩૩૬,૬૬૮૦૦

## ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ કું.

હિંદની વડી ઓફિસ:- ૧૨, રામપાર્ટ રો, કોટ,

મુંબઈ

કુપન

ધી ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ કું.,
૧૨, રામપાર્ટ રો, કોટ, મુંબઈ.

વહાલા સાહેબ,

મારી ઉંમર ——— વર્ષ છે. હું તમારી યોજના પસંદ પડે તો વાર્ષિક પ્રિમિયમ રૂા. ભરવાનું વિચારી શકીશ. આપનું સાહિત્ય મોકલશો.

નામ ___________

સરનામું ___________

[પ્ર]

Wise Men Insure With " Crown Life "

સિલ્સ મેરીનાં ભવ્ય ઉન્નત શિખરો પર તેને 'અનંત પુનરાવર્તન'નો સિદ્ધાંત સ્ફુર્યો. પણ આ વિષાદમય આધિભૌતિક વિચાર તેને સતાવવા લાગ્યો. તેમાંથી તેને 'કારમેન'ના સંગીતે મુક્ત કર્યો અને તે મુક્તિની ભેટ તરીકે નીત્શેએ જગતને તેના પ્રાણપિયુષ સમું *The Joyful Wisdom* નામનું પુસ્તક આપ્યું. આ જ પુસ્તકમાં આપણે તેના અતિમાનવનું પ્રથમ દર્શન કરીએ છીએ. તેમાં નિત્શેનો પ્રાણ આનંદની મસ્તીમાં આલાપે છે :

"Dance, oh dance on all the edges,
Wave—crests, cliffs and mountain ledges,
Ever finding dances new!
Let our knowledge be our gladness,
Let our art be sport and madness,
All that's joyful shall be true!"

કુમારી મૈસનબગ નિત્શેના જીવનમાં વાત્સલ્યમય રસ લેતી હતી. તેને નિત્શેના અટુલા જીવનમાં કોઈ સાથીની જરૂર જણાતી હતી. એટલે તેણે નિત્શે માટે એક કન્યા શોધી કાઢી હતી. નિત્શેએ પણ તેને પહેલાં લખ્યું હતું, 'હું તમને ખાનગીમાં કહું છું. મારે એક સારી સ્ત્રીની જરૂર છે.' કુમારી મૈસનબગનું આમંત્રણ સ્વીકારી નિત્શે રોમ ગયો અને વીસ વર્ષની લૌ–સલોમીને જોતાં જ પ્રેમમાં પડી ગયો. થોડા વખત બાદ નિત્શેએ તેની સાથે લગ્નથી જોડાવાની ઇચ્છા પ્રદર્શિત કરી, પણ તેમાં તે હતાશ થયો. તેને મળેલી નિષ્ફળતા પાછળ તેના શંકિત મનને મિત્ર રીની બેવફાઈ ભરેલી વર્તણૂક લાગી અને તેણે રી સાથેની મૈત્રી તોડી નાંખી અને સ્ત્રી વિરુદ્ધ કેટલાંક સૂત્રો લખી ત્યાંથી વિદાય લઈ તે આલ્પ્સ પર્વતમાં સિલ્સ–મૅરિયા જઈ વસ્યો. કારણ, 'માણસો વચ્ચે રહેવું મુશ્કેલ છે, કારણ મૂંગા રહેવું મુશ્કેલ છે.' સાચી વાત માણસને ગમતી નથી, સાચું કહેનાર તેને કડવો ઝેર જેવો લાગે છે. તે સત્યને સુવર્ણના પાત્રમાં ઢાંકી જુઠાણાની ને ખુશામતની દુનિયામાં જ રાચે છે. આ વખતે જ તેણે તેના શક્તિની ઉપાસના અને અતિમાનવનો સંદેશો જગતને આપનાર મહાન પુસ્તક, *Thus spake Zarathustra*'ની (૧૮૮૩) પ્રેરણા થઈ; તેનો આત્મા છલકાવા લાગ્યો, તેને નવો પયગમ્બર મળ્યો હતો:

'હું રાહ જોતો બેઠો—અર્થહીન રાહ જોતો;
સદાચાર અને દુરાચારથી પર, આનંદ માણતો.
ઘડી પ્રકાશમાં, ઘડી છાયામાં;
દિવસ હતો, સરોવર હતું, મધ્યાહ્‌ન હતો, અનંતકાળ હતો.
એટલામાં, મારા મિત્ર, અચાનક એકમાંથી બે થયા,
અને ઝરથુસ્ત્ર મારી પાસેથી પસાર થયો.'

કાવ્યમાં મઢેલ તત્ત્વજ્ઞાનની ઝળકતી ઉત્સાહભરી પ્રેરણાને તેણે કાબૂમાં રાખવા ન ઇચ્છતાં કહ્યું છે, 'હું ગાઈ શકું છું અને ગાઈશ. હું સૂના ઘરમાં એકલો પડ્યો છું, તોપણ હું મારા કાનમાં ગાઈશ.' 'ઓ મહાન તારા! તું જેને પ્રકાશ આપે છે, તેમના વિના તું શું સુખ પામત?...ઓ! મધ એકઠું કરીને કંટાળી ગયેલી મધમાખ! જેમ હું

મારા જ્ઞાનથી કંટાળ્યો છું. મારે એની યાચના કરતા હાથોની જરૂર છે.' પોતાના આ અપૂર્વ ગ્રંથની પ્રસંશા કરતાં તેની આત્મશ્લાઘા અતિશયોક્તિમાં સરી પડે છે. તે કહે છે:

'If all the spirit and goodress of every great soul were collected together, the whole could not create á single one of Zarathustra's discourses.'

ઓગણીસમી સદીનું આ એક મહાન પુસ્તક ચાર ખંડમાં લખાયું હતું. તેનો ચોથો ખંડ તો પ્રકાશકે પ્રસિદ્ધ કરવા જ ના પાડી, એટલે નિત્શેએ પોતાના ખર્ચે તે પ્રગટ કર્યો. તેની ચાલીસ પ્રતો વેચાઈ, સાત ભેટ આપવામાં ગઈ; એકે તેનો લેખિત સ્વીકાર કર્યો અને કોઈએ પણ તેની પ્રશંસા ન કરી! આમ એકલતાની પરાકાષ્ઠા અનુભવનારા થોડા જ હશે. તેને કોઈ વખત હેનરિચ ફોન સ્ટેન અને પોલ લાન્ઝકી જેવા કોઈ મળવા આવતા, છતાં પે તે અટૂલો જ હતો.

ઈરાની પયગમ્બર ઝોરોસ્ટર જેમ ઝરથુસ્ત્ર, ત્રીસ વર્ષની વયે પર્વત પરથી ધ્યાન છોડી લોકોને ઉપદેશ આપવા નીચે ઊતરે છે. પણ લોકો તો તેના તરફ પીઠ ફેરવે છે અને દોરડા પર ચાલતા નટનો ખેલ જુએ છે. નટ પડે છે અને મૃત્યુ પામે છે. ઝરથુસ્ત્ર તેને ખભે ઊંચકી લઈ જાય છે અને કહે છે, 'તેં જોખમનો ધંધો કર્યો છે, તેથી હું તને મારા હાથે જ દફનાવીશ.' તે ઉપદેશ આપે છે, 'જોખમમાં જીવો, જ્વાલામુખી પાસે તમારાં નગરો વસાવો. અણખેડાયેલ દરિયામાં તમારા નાવો હંકારો. લડાઈના વાતાવરણમાં વસો.'

અને અશ્રદ્ધાનું સ્મરણ કરજો. ઝરથુસ્ત્ર પર્વત પરથી નીચે ઊતરતાં એક વૃદ્ધ સાધુને મળે છે. સાધુ તેને પ્રભુ વિશે વાત કરે છે. એકલા પડતાં ઝરથુસ્ત્રને વિચાર આવે છે, 'શું એ ખરેખર શક્ય છે! શું આ સાધુએ વનમાં રહી ઈશ્વર મરી ગયો છે એ હજુ સુધી નથી સાંભળ્યું! મારા ભાઈઓ, પૃથ્વીને વફાદાર રહેજો. અને તમને પૃથ્વીથી પરલોકની આશા આપનારને માનતા નહિ. તે જાણે કે અજાણે ઝેર આપનારાનું કામ કરે છે.' કેટલા યે ખંડખોર ગણાતા માણસો, આખરે જીવનની કઠોરતાનું વિસ્મરણ કરવા આ મીઠા ઝેરને વશ થાય છે. 'ઉચ્ચ માનવો' ઝરથુસ્ત્રની ગુફામાં તેના ઉપદેશનો પ્રચાર કરવા બેઠા હોય છે ત્યારે ઝરથુસ્ત્ર તેમને છોડી થોડીવાર દૂર જાય છે. પાછા આવી તેમને તે એક ગધેડાને પૂજતા જુએ છે. એ ગધેડાએ 'પોતાની પ્રતિકૃતિ સમી દુનિયા પેદા કરી છે—જેટલી મૂર્ખતાભરેલી થઈ શકે તેટલી.' નવ સર્જન માટે જૂનાના ધ્વંસની જરૂર છે. માણસ એ 'અતિમાનવ'ના ધ્યેય તરફ જવાનો પુલ છે. ફનાગીરીમાં જ જીવન માનનારો માણસ પ્રગતિ સાધી શકે છે.

પત્નીપ્રેમનો અભાવ ભગિનીના પ્રેમથી તત્ત્વજ્ઞાની ટાળી શકે છે. નિત્શેના જીવનમાં પણ તેની બહેને આધાર સુધી એનો ભાગ ભજવી બાઈના જીવનકાર્યમાં અપરોક્ષ પણ મહત્ત્વનો ફાળો આપ્યો હતો. પણ હવે તે અચાનક જે 'એન્ટી-સેમિટિઝમ્' ને નિત્શે ધિક્કારતો હતો, તેમાંના એકની સાથે પરણીને પેરાગ્વે ગઈ. ત્યાં તેણે એક સામ્યવાદી થાણું સ્થાપ્યું અને નિત્શેને ત્યાં તબિયત સુધારવા માટે રહેવા આમંત્રણ આપ્યું. પણ નિત્શેને મન

શરીરની તંદુરસ્તી કરતાં માનસિક જીવન વધુ કિંમતી હતું. સૂર્યનો તાપ તેની આંખો ખમી શકતી નહિ. તેથી તે પડદા ઢાળી લગભગ અંધાર કોટડીની સજા ભોગવતો. હવે સળંગ પુસ્તક લખવું શક્ય નહોતું, એટલે વિચારકણિકાઓ જ લખાતી હતી. આવો વિચારકણિકાઓનો સંગ્રહ *Beyond Good and Evil* ૧૮૮૬માં પ્રગટ થયો. તેમાં તેણે શેક્સપિયરને, કાર્લાઈલને અને અંગ્રેજોને ધૂતકારી કાઢ્યા છે. 'They are a fundamentally mediocre species......ponderous, conscience-stricken, herding animals...herd of drunkards and rakes...the plebianism of modern ideas is England's work and invention.'

સામાન્ય રીતે નિત્શે નમ્ર અને માયાળુ હતો. છતાં એક વખતે એક નાજુક તબિયતવાળી અંગ્રેજ બાઈએ તેને કહ્યું, 'હું જાણું છું કે મિ. નિત્શે, તમે એક લેખક છો. હું તમારાં પુસ્તકો વાંચવા ઇચ્છું છું.' ત્યારે નિત્શેએ તે ભલી બાઈને જણાવ્યું, 'ના, હું તમે એ વાંચો એમ ઇચ્છતો નથી. જો હું લખું છું તે સાચું હોય તો તમારા જેવી નબળી સ્ત્રીને જીવવાનો અધિકાર નથી.'

૧૮૮૭ના અરસામાં તેના *The Will to Power*, અને *Geneology of Morals* નામનાં પુસ્તકો પ્રગટ થયાં. ૧૮૮૭ની શરૂઆતમાં નિત્શેને કોઈ નવીન સ્ત્રી સાથે પિછાન થઈ અને તેની સાથે તે સાન રેમો અને મોન્ટે કાર્લો ગયો. પણ આ સ્ત્રી વિશેનું રહસ્ય હજુ અણઉકલ્યું છે.

૧૮૮૭ના ઑક્ટોબરમાં તેને જૂના મિત્ર ઍરવિન રહોડ દ્વારા બે મહાન મિત્રો અને તેના પ્રશંસકો–ડેનમાર્કના જ્યોર્જ બ્રાન્ડેસ અને ફ્રાંસનો ઇતિહાસકાર ટેઇન–ની પિછાન થઈ. ૧૮૮૮ના એપ્રિલમાં તેણે ટુરીનમાં સમાચાર મળ્યા કે જ્યોર્જ બ્રાન્ડેસ 'નિત્શેનું તત્ત્વજ્ઞાન' વિશે ભાષણો આપનાર છે. આ વખતે તે મનુસ્મૃતિ વાંચી રહ્યો હતો. તેનાથી તે એટલો તો મુગ્ધ થઈ ગયો કે તેને તે બાઈબલ કરતાં વધુ મહાન ગણવા લાગ્યો અને પોતે લખેલું એની આગળ કાંઈ વિસાતમાં નથી એમ જાણી તેને ઉદાસીનતા થઈ આવી. જૂનમાં તેણે વેગ્નરને ઉતારી પાડતું The Case of Wagner નામનું ચોપાનિયું બહાર પાડ્યું.

થોડા સમય બાદ નિત્શેએ પાછું પોતાનું મહાન કાર્ય હાથમાં લીધું અને તે મહાન કાર્યના પ્રથમ પગલે *The Antichrist* લખી ખ્રિસ્તી ધર્મની વિકૃત અસર પર ઘૃણા દર્શાવી. આ જ અરસામાં તેને બ્રાન્ડેસ દ્વારા સ્વીડનના મહાન લેખક સ્ટ્રીંડબર્ગની મૈત્રી થઈ. આમ તેની કીર્તિ હવે વ્યાપી રહી હતી, પણ હવે ખૂબ જ મોડું થયું હતું. તેના આ સમયના પત્રો વાંચતાં ધસી આવતાં દિવાનાપણાની આપણને આગાહી મળે છે.

તેનું આખરી પુસ્તક *Ecce Homo* થોડા અઠવાડિયામાં લખી કાઢેલ પોતાનું આત્મશ્લાઘાભર્યું, વિચિત્ર શૈલીમાં લખાયેલ આત્મકથન છે. તેનાં પ્રકરણોનાં શીર્ષકો પણ વિચિત્ર છે: 'હું આટલો ડાહ્યો કેમ છું?' 'હું આવો હોશિયાર કેમ છું?' 'હું આવાં

હજુ પણ ભાગ્યે જ કોઈ તેને ટપી શકે એમ છે. તેને અંજલિ અર્પતાં Emily S. Hamblen નામની એક સન્નારીએ લખ્યું છે :

'It is however as a seer rather than as an apostle of culture that Nietzsche's greatness has come home to me. And I discover no other method of appraising his intuition and his vision than to compare with the wisdom and the vision of Jesus.''

પ્રસિદ્ધ અમેરિકન લેખક નિત્શેને બિસ્માર્કનો ભાઈ અને ડારવીનનો પુત્ર ગણાવે છે. પણ તેના વિશે ગમે તે ખ્યાલ બાંધતાં પહેલાં આપણે એટલું ધ્યાન રાખવું જોઈએ કે, 'As naturally as a flower turns toward the sun this young self-styled 'immoralist' turned toward high and noble things. With all the sensitiveness of a delicately nurtured woman he shrank from contact with the carnal and the mean." (Emily S. Hamblen.)



## સિગારને !

કાન્તિલાલ હ. પરીખ

(ગુલઅંકી)

ધીરે લપાઈ આવતી તું એક કોર બેસતી
પ્રસંગ જો કદી મળે તું નર્તતી ઉભી થતી.
પ્રલોભનો અનેક ત્યાં ઉભાં કરી તું હાસતી
કરે મદે તું અંગભંગ લાજ ત્યાં છૂટી જતી :
અને જહીં જ માત તાત આત્મ કો સગા તણું
પડે સુચિન્હ ચુંબને સુમ્હાલના નિશાનનું
વળી જહીં પ્રિયા તણા પ્રવાલ ઓષ્ઠ ચુંબતો
તહીં ધીરે ભૂલાવીં સર્વ, ઓષ્ઠપે પ્રચુંબતી.
પતંગિયા સમી તું પ્રેમમાં બળી જતી
અને વળી જતાં જલી જલાવી તું જતી.



# બટુમ ગીતાવલિ

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

૧

બટુમ, પયસર બચ બચ પીએ
મુખપ્યાલી ભરિ ભરિ ઘટિ[૧] હલવે: —બટુમ૦
હલવે ઝટપટ અધિર, મંદ, વળિ
બ્હાર જુવે, વળિ સ્તનગમ વળતો;
સ્તન અવરે કર લઘુક પસરતો,
મુષ્ટિ હળુક વળિ સાળુ ભરવતો:
પયસર પમરત, બટુ ય પંમરતો,
માઘટ પિઇ પિઇ શિશુઘટ બઢતો:—બટુમ૦

૨

બટુમ, રુમઝુમ રુમઝુમ પગલે
આવ રુહાઇ કર લઘુ લઘુ અઁગુલે: —બટુમ૦
આવ આવ તજ ભય સજ સાહસ,
હસત હસત,—અરિ, ધપ પડતો બસ!
ઊઠ! વળગ વળિ અઁગુલકે[૨] કર,
દૃષ્ટ પડે તરિ[૩] પદ પછિ પદ ધર.
બટુમ, રુમઝુમ ઉચલ ધવળ પદ,
ડાબા જમણી (૨), લઘુ લઘુ ડગલે: —બટુમ૦

૩

બટુમ, વિહર છ કિંહાં નિંદરમાં?
સ્મિત તુજ અઁખિ બંધ તરિ ખુલ્લાં! બટુમ૦
જાગ્રત સ્મિત તુજ કલ કલ્લોલત
નાચરંગ વચિ માતા મોહત:
નિંદરલોકમંહિં ખેલ કયા તુજ?
માત રાચતી ત્યાં ય કોઇ તુજ?
બટુમ, વિહર છ કિંહાં ખવાબે?
સ્મિતે કર છ ત્યાં કવણુ જ તાબે! બટુમ૦

---

૧ ઘટિ: પોતાના ઘટમાં. ૨ અંગુલક: ન્હાની અમથી આંગળી. ૩ તરિ: તોપણ (આ મરાઠી ભાષાનો શબ્દ ગુજરાતી કવિતામાં પણ ભલે વપરાતો થઈ જાય.)

૪

બટુમ; હાં ભઇ રહે સાંસતો
કોણ ભૂત – અરિ આવ્યો ઝાંપડો! બટુમ૦
નિકળ નિકળ સમ છે મેલીનાં
ઘિસે ઘિસે રે બટુમ થકવ ના!
જા પીટચા, સુક્કું ચોક મંલીદા
મૃદુલ કંઠ રડવી ઠરડવ નાં.
બટુમ, હાં ભઇ થાવ સાંસતા,
આવ, ધાવ, શૂં રોવું અમસ્તા! બટુમ૦

૫

બટુમ, નવલ ધવલ તુજ બાની,
અડાણિ[4] તરિ રસઝર સુફિયાની. બટુમ૦
માર્દવ મોટા કવિશિ વધારે,
સૂત્રકાર લાઘવ થકિ હારે;
ફરિ ફરિ તે જ વદત જિમ સાધક[5],
સિદ્ધ ગવૈ શો લ્હેકાવત ગત:
બટુમ, સુર તાલે તુજ બાની
અજબ ઠેકતી, સદા મઝાની. બટુમ૦

૬

બટુમ, જા તૂં તો ભઇ આડો,—
ચેરત, ફેંદત, ફોડત, તોડત,
ખેંચત, ખૂંદત, ગૂંદત, ચૂંથત;
અટક થતાં કચવાઇ રિસાઇ
ગુસ્સે ગુસ્સા લત્ત લગાવત;
આઘાતે જાતે જ ઘવાઇ
મુકે ભેંકડો જાણે પાડો!
બટુમ, રમતૂં ખાસી સીધી
છોડિ છોડિ તૂં ઝડપે ઊંઘી,
બટુમ, જો તૂં તો ભઇ આડો!

---

૪ અડાણિ (અનત્ત્યાર્થ) : અણઘડ. ૫ સાધક : મંત્રના જપ વડે કોઇ ઇષ્ટ દેવને રીઝવવાની સાધના કરનાર.

## ૭

બહુમ, શૂં તૂં મથ છ પકડવા,
સૅર ઉચલી, થિર કરિ ચલ ઑંખવા[૬] ? બહુમ૦
તરુપાને રસળીત પવનડા,
સરરર ! ખડડડ !
મંદ ફ્દી, કદિ ડોલત લેટત,
કદિ સેલત, ઉચ્છલત ગગનવા :
બહુમ, શૂં તૂં ચહુ છ મથ છ એ
અનિલ રમતુંની ગમતું પકડવા ? બહુમ૦

## ૮ હાલરડું

રામ રામ લીજે આરામ ઘડિ બહુમા:
ખેલ ગેલ હાસ હોડ છોડ ઘડિ વ્હાલમા,
પોઢજે હું ઝૂલો ડોલાવું છું, બહુમા –ધ્રુવ.

૧ રવિ પોઢે દરિયાઝુલે ગગનગાદલી માંહ્ય;
દિશાકરે ચમ્મર ફરે, રાતતળાંસે પાય,
રામ રામ પોઢજે ઝુલાવું છું, બહુમા: –રામ૦

૨ મૃગ પોઢે ચાંદાઝુલે, તારા હાલા ગાય,
વનદેવી ચમ્મર કરે, ગિરિવર ઢોળે વાય,
રામ રામ આવ્યાં બગાસાં બહુમા: –રામ૦

૩ સૂડા માળે પોઢિયા કપોત નેવાં હેઠ,
ઉઘડત ફૂલ બિડાય છે દલપુટ[૭] લાલ લપેટ,
રામ રામ પોપચાં ઢળે ઢળે બહુમા: –રામ૦

૪ ઘર શેરી મંદિર મહલ નવે ખંડ નિધિ સાત
દિશા દિશાના પાર પણ પોઢે નીંદરમાત :
રામ રામ પોઢી ગયાં સૌ બહુમા: –રામ૦

૫ તારા તારાથી સરી મંદાકિનીજલ ન્હાઇ
નવલખ સમણાં સાહ્યલી તારક તારક[૮] માંહિં,
રામ રામ પેસે સલૂણી બહુમા :–રામ૦

૬ નિંદરપરસ ફૂંળે શિતળ ગાત્રો તાજાં ફૂલ !
સમણાંપરીઁ મલકે મુખે–ગુલ મુજ અહો અમૂલ !
રામ રામ પોઢો નિરાંતે બહુમા–રામ૦

---

૬ ઑંખવા : આંખો. ૭ દલપુટ૦ પાંખડીઓ પાંદડીઓ બીડાય તેના પુટમાં લાલ (પોતાના બાલક) જેવાં વ્હાલાં ભ્રમર કીટ આદિ છેક ન્હાનાં ઝીણાં જીવજંતુને પોતે બીડાતાં લપેટી લે છે (માતા ખોળે બાળક લપેટાય એમ). ૮ તારક : આંખની કીકીઓ.

# गीतासार

श्री. काकासाहेब कालेलकर

[ ગયા અંકથી ચાલુ ]

## अध्याय १५ मो

(१) સંસારરૂપી અશ્વત્થ વૃક્ષને અસંગ અથવા અસહકાર રૂપી શસ્ત્ર વડે છેદીને આ તમામ પ્રવૃત્તિનું મૂળ એવો જે પરમાત્મા એને શોધવો જોઈએ. માન અને મોહ જેમણે છોડ્યાં છે, સંગદોષ જેમણે ત્યજ્યા છે, વાસનાઓમાંથી જેઓ નિવૃત્ત થયા છે, સુખ-દુ:ખ રૂપી દ્વન્દ્વોમાંથી જેઓ બચ્યા છે, તેઓ એ અવ્યય પદને પામે છે.

(२) એ પરમ પદને પામ્યા પછી માણસને પાછા આવવાપણું નથી હોતું. એ પરમ તત્ત્વનો એક અંશ જીવરૂપે અવતરેલો છે અને પ્રકૃતિનાં મન અને ઇંદ્રિયોને આકર્ષે છે. મૂઢ લોકો એ વસ્તુ જાણતા નથી, જ્ઞાની જાણે છે. યોગીઓ એને પોતાના હૃદયમાં વસેલો ઓળખે છે. જેમણે પોતાના હૃદયને કેળવ્યું નથી તે એને ઓળખી શકતા નથી.

(३) સૂર્યચંદ્રાદિ જ્યોતિમાં જે તેજ પ્રકાશે છે તે પરમાત્માનું જ તેજ છે. તે પરમાત્મા-તત્ત્વ જ સોમ બની તમામ ઔષધિઓને પોષે છે; વૈશ્વાનર બની ચતુર્વિધ અન્ન પચાવે છે, સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મૃતિ બધું એનામાંથી જ ઉદ્ભવે છે. બધાંનાં હૃદયમાં એ વસેલો છે.

(४) ક્ષર પુરુષ અને અક્ષર પુરુષ બન્નેને ઓળખી એથી યે પર એવો જે પુરુષોત્તમ છે એને જે જાણે છે, તે મારો (પરમાત્માનો) સાચો ભક્ત બને છે. ભૂતમાત્ર તે ક્ષર પુરુષ. એમના અધ્યક્ષ તરીકે જે રહે છે તે કૂટસ્થ અક્ષર પુરુષ. અને એ બન્નેથી જુદો ત્રિલોકીને ચલાવનારો અવ્યય પુરુષ તે ઈશ્વર. એને જ પુરુષોત્તમ કહે છે. એને જ શરણ જવું જોઈએ.

## अध्याय १६ मो

(१) નવમા અધ્યાયમાં જે દૈવી, આસુરી અને રાક્ષસી પ્રકૃતિનો ઉલ્લેખ છે તેમાંથી રાક્ષસી પ્રકૃતિ છોડી દઈ કેવળ દૈવી અને આસુરી એવી બે જાતની સંપત એટલે કે સંસ્કૃતિ સ્વીકારી, એમનું સ્વરૂપવર્ણન આ સોળમા અધ્યાયમાં કરેલું છે.

(२) આ દુનિયામાં બે જાતની જીવનપદ્ધતિ અથવા ભૂતસર્ગ છે. એક છે દૈવી સંપત; બીજી છે આસુરી સંપત. દૈવી સંપતમાંથી મોક્ષ પરિણમે છે. આસુરી સંપત બંધનનું કારણ બને છે.

(૩) દૈવી સંપતનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે: નિર્ભયતા, ચારિત્ર્યની શુદ્ધિ, જ્ઞાન અને યોગ પ્રમાણે જીવનની ગોઠવણ, દાન, આત્મસંયમ, સામાજિક જવાબદારીરૂપી યજ્ઞ, સંસ્કારો ટકાવવા માટે ચલાવેલું અધ્યયન, શક્તિ વધારવા માટે કરેલું તપ, આત્માના સ્વભાવરૂપી સરળતા, સંસ્કૃતિના પાયારૂપ અહિંસા અને સત્ય, માણસાઈનાં લક્ષણરૂપી અક્રોધ અને ત્યાગ, જીવનની સુવાસરૂપી શાંતિ, આર્યત્વને સહજ એવું અપૈશુનમ્ ( કોઈની ચાડીચૂગલી ન કરવી તે ), ધર્મના મૂળરૂપી ભૂતમાત્ર પ્રત્યેની દયા, હીનતાને અભાવે ઉત્પન્ન થતું અલોલુપત્વ, ઠરેલ સંસ્કારિતાને લીધે દેખાઈ આવતાં માર્દવ, લજ્જા અને ચાંચલ્યનો અભાવ, તેજ અને ક્ષમા, સમાજને સંગઠિત રાખનારી ધૃતિ, સ્વચ્છતા, સામાજિક સંગઠનના પાયારૂપ અદ્રોહ, અને મિલનસારપણું આ બધાં તત્ત્વો જ્યાં છે ત્યાં સમાજ ઉન્નત થાય છે.

(૪) દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા, અજ્ઞાન એ બધાં આસુરી સંપતનાં લક્ષણ છે. એ સંસ્કૃતિમાં ઊછરેલા લોકો પ્રવૃત્તિ કે નિવૃત્તિની મર્યાદાઓ જાણતા નથી. એમનામાં નથી હોતું સત્ય કે નથી હોતો શૌચાચાર. તેઓ માને છે કે આ દુનિયામાં સત્ય જેવું કશું છે જ નહિ. સમાજ માટે કશો આધાર જ નથી. ઈશ્વરમાં તેઓ ક્યાંથી માને ? તેઓ માને છે કે આ જગત કશા હેતુ વગર જેમ તેમ ચાલ્યું છે. આવી દૃષ્ટિ હોવાથી તેઓ પોતાના આત્માનો નાશ કરે છે. એમની બુદ્ધિ ટૂંકી થઈ જાય છે. તેઓ ગમે તે ઉગ્ર કર્મ કરવા તૈયાર થાય છે અને દુનિયાના આ શત્રુઓ એનો નાશ કરવા ઉદ્યુક્ત થાય છે. કોઈ કાળે તૃપ્ત ન થાય એવી વાસનાને વશ થઈ દંભ, માન અને મદ તેઓ કેળવે છે. અને ખોટા ખોટા આગ્રહો પકડી લઈ મલિન કામમાં પ્રવૃત્ત થાય છે. અમર્યાદ ચિંતા કરીને તેઓ પ્રલય સુધી પહોંચે છે અને છતાં કામોપભોગને જ સર્વશ્રેષ્ઠ માની તેમાં જ રચ્યાપચ્યા રહે છે. કામક્રોધની ઉપાસના કરવાથી આશાના પાશમાં તેઓ બંધાયેલા રહે છે અને અન્યાયથી મેળવેલા અર્થ વડે સુખ અને ઐશ્વર્ય ભોગવવા માગે છે.

(૫) આટલું તો મેં મેળવ્યું, હવે આટલું મેળવીશ; આટલું ધન મારી પાસે છે, થોડા જ દિવસમાં આટલું મારા હાથમાં આવશે; આ એક શત્રુને માર્યો, બીજાઓને પણ મારીશ; હું રાજા છું, ભોગસમર્થ હું છું, સિદ્ધ છું, બળવાન છું અને સુખી છું; મારું જ કુળ ઉચ્ચ છે, મારા જેવો બીજો છે કોણ; હું યજ્ઞ કરીશ, લોકોને દાન આપીશ અને આનંદ કરીશ એવા એવા વિચારો કરતા અને અજ્ઞાનથી વિમોહિત થયેલા એ આળસુ લોકો મોહજાળમાં સપડાઈ અશુચિ એવા નરકમાં પડે છે.

(૬) આ લોકો યજ્ઞ કરે છે તેમાં ઈશ્વરભક્તિ નથી હોતી પણ પોતાની જ પ્રતિષ્ઠા હોય છે, ધનનો ગર્વ હોય છે અને તેઓ વિધિવિધાનની નિષ્ઠા વગર કેવળ દંભથી

જયજ્ઞ કરે છે : અહંકાર, દર્પ, બળ, કામ, ક્રોધ એથી ભરપૂર એવા આ લોકો બીજાઓમાં પણ હું જ વસેલો છું એ ભૂલી જઈ એમની મારફતે મારો દ્વેષ કરે છે. એવા લોકોને હું એ જ નિષ્ઠામાં રહેવા દઉં છું, જેથી અંતે તેઓ નવી નવી આસુરી યોનિમાં જન્મ લઈને અધમ ગતિએ જાય છે.

(૭) માણસે જાણવું જોઈએ કે આત્માનો નાશ કરનાર અને નરકનો રસ્તો ઉઘાડનાર ત્રણ પ્રકારના દરવાજા છેઃ—કામ, ક્રોધ અને લોભ. એટલા માટે જે પોતાનું હિત ચાહે છે તેણે આ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. આ ત્રણમાંથી જે મુક્ત થયો તે પોતાનું હિત સાધી ઉત્તમ ગતિએ પહોંચે છે.

(૮) એથી ઊલટું જે કેવળ પોતાની વાસનાને વશ થઈ, કામથી પ્રેરાઈને ગમે તેમ વર્તે છે, જીવનની સંસ્કારિતા જતી કરે છે એનું જીવન વ્યર્થ થાય છે. એને નથી મળતી જીવનસિદ્ધિ, નથી મળતું સુખ અને નથી એ પહોંચતો શ્રેષ્ઠ ગતિને.

(૯) માણસે શું કરવું અને શું ન કરવું એ નક્કી કરતી વખતે પોતાની વાસનાને આધીન ન થવું ઘટે, પણ મનુષ્યજાતિનું હિત શામાં રહેલું છે એ બતાવનાર જીવનશાસ્ત્રને સમજી લઈ એની શિખામણ પ્રમાણે ચાલવું જોઈએ.

## અધ્યાય ૧૭ મો

(૧) એમ તો દેખાવે બધાં માણસો સરખાં હોય છે પણ એમની શક્તિમાં કેટલો ફેર! આકલનશક્તિ, કાર્યશક્તિ, સહનશક્તિ, ઘટનાકૌશલ્ય દરેકમાં જમીન આસમાનનો ફેર પડે છે, એ ફેર શાથી થાય છે? એ ફેરનું મુખ્ય કારણ શ્રદ્ધા છે.

જેવી માણસની શ્રદ્ધા તેવો એ બને છે. પુરુષ શ્રદ્ધાનો જ બનેલો છે. જેવું માણસનું સત્ત્વ તેવી એની શ્રદ્ધા.

(૨) જેવો માણસનો સ્વભાવ તે પ્રમાણે એ સારા અથવા હીન દેવોની પૂજા કરે છે એટલે કે તેવા આદર્શને સેવે છે.

(૩) જેઓ વગર વિચાર્યે શરીરને કષ્ટ દે છે અને શરીરમાં રહેનાર મને, એટલે કે ચૈતન્ય તત્ત્વને, પીડે છે તેઓ આસુર સંકલ્પવાળા તપસ્વી છે. આહાર, યજ્ઞ, તપ, દાન, કર્મ, જ્ઞાન, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખ, દરેક બાબતમાં ત્રણ ગુણને કારણે ત્રણ ત્રણ પ્રકાર થાય છે. અને આમાંથી કેટલીક બાબતોમાં શારીરિક, વાચિક અને માનસિક એવો પણ ભેદ કરવો રહ્યો.

### આહાર

(૪) સાત્ત્વિક લોકોને આયુ, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારો આહાર પસંદ પડે છે. અને એ આહાર રસ્ય, સ્નિગ્ધ, સ્થિર અને હૃદ્ય હોય છે.

રજોગુણી માણસને તીખા તમતમતા અને બળતા આહારનો સ્વાદ ગમે છે અને અંતે એમાંથી દુઃખ, શોક અને રોગ જ પેદા થાય છે.

તમોગુણી લોકોને વાસી, નીરસ, ગંધાતું, અસ્વચ્છ, એંઠું અને ઉભાઈ ગયેલું ભોજન વિશેષ ગમે છે.

યજ્ઞ

(૫) સાત્વિકો જ્યારે યજ્ઞ કરે છે ત્યારે વિશ્વહિતની દૃષ્ટિએ ફળાકાંક્ષા છોડીને કર્તવ્ય બુદ્ધિથી કરે છે. રજોગુણી લોકો ફળની આંકાક્ષા મનમાં રાખી અથવા દંભ વધારવા માટેય યજ્ઞ કરે છે. તમોગુણી લોકોના યજ્ઞમાં નથી હોતો વિધિ, નથી હોતું અન્ન સંતર્પણ, મંત્ર, દક્ષિણા, શ્રદ્ધા, કશું જ એમાં હોતું નથી. તેઓ ફક્ત યજ્ઞ કરી નાંખે છે એટલું જ.

તપ

(૬) તપ તેમજ કર્મ શારીરિક, વાઙ્મય અને માનસિક એવા ત્રણ પ્રકારનાં હોય છે અને એ ત્રણેના સાત્વિક, રાજસિક તથા તામસિક એવા ત્રણ ત્રણ પ્રકાર થાય છે.

(૭) એમાં દેવ, બ્રાહ્મણ, ગુરુ અને વિદ્વાન ઇત્યાદિનું પૂજન, શૌચ, ઋજુતા, બ્રહ્મચર્ય અને અહિંસા આટલી વસ્તુઓ શારીર તપ ગણાય છે.

(૮) ઉદ્વેગ ન કરનારું વાક્ય જે સત્ય હોય અને પ્રિય તથા હિતકર પણ હોય તે વાઙ્મય તપ છે. સ્વાધ્યાય રૂપી અભ્યાસ પણ વાઙ્મય તપ જ છે.

(૯) મન પ્રસન્ન રાખવું, સ્વભાવમાં સૌમ્યતા ધારણ કરવી, મન કાબૂમાં રાખી મૌન સેવવું અને ભાવસંશુદ્ધિ માટે હંમેશાં મથ્યા કરવું એ માનસિક તપ છે.

(૧૦) આ ત્રણે પ્રકારનાં તપ જો શ્રેષ્ઠ શ્રદ્ધાથી અને ફળાકાંક્ષા છોડીને કર્યાં હોય તો તે સાત્વિક ગણાય; સત્કાર–માન–પૂજા મેળવવા માટે દંભથી પ્રેરાઈને જો કર્યાં હોય તો તે રાજસ છે. એ અધ્રુવ અને ચલ હોય છે.

(૧૧) મૂઢ જક્કીપણાથી પોતાની જાતને હેરાન કરીને અથવા બીજા કોઈના નાશને અર્થે જે તપ કરાય છે તે તામસ તપ છે.

દાન

(૧૨) જે દાન કરવામાં બધી રીતે હિત જ છે એમ લાગતું હોય અને એટલા જ ખાતર દાન અપાતું હોય, પ્રત્યુપકારની કલ્પના સરખી મનમાં ન હોય અને દેશ–કાળ તથા પાત્ર જોઈને અપાયું હોય તો તે સાત્વિક દાન છે.

(૧૩) પ્રત્યુપકારની અપેક્ષાએ અથવા કોઈ ફળનો ખ્યાલ રાખી જે પરાણે અપાયું હોય છે તે રાજસ દાન છે.

(૧૪) દેશ-કાળ અને પાત્ર જોયા વિના તેમજ તિરસ્કાર અને અપમાન કરીને જે અપાય છે તે તામસ દાન છે.

(૧૫) સત્ શબ્દના અનેક અર્થો થાય છે. સદ્ભાવ, સાધુભાવ અને પ્રશસ્ત કર્મ એ ત્રણે માટે સત્ શબ્દ વપરાય છે. સત્ ભાવ સારી હસ્તી સૂચવે છે, સાધુ ભાવ કલ્યાણ કામના બતાવે છે અને પ્રશસ્ત કર્મ લોકકલ્યાણકારી પ્રવૃત્તિનો અભિપ્રાય ધરાવે છે. ( The true, the good and the beautiful in action. )

(૧૬) અશ્રદ્ધાથી જે કાંઈ કરીએ છીએ તે અસત્ છે. એ ઇહ લોકમાં પણ કામનું નથી અને પરલોકમાં પણ કામનું નથી. ( પરલોક એટલે સનાતનકાલીન સામાજિક જીવન )

## અધ્યાય ૧૮ મો

### ત્યાગમીમાંસા

(૧) બધાં કામ્ય કર્મો છોડી દેવાં એ સંન્યાસ છે. તમામ કર્મોનાં ફળનો ત્યાગ કરવો એ ત્યાગ છે.

(૨) કર્મમાત્રનો ત્યાગ કરવો જોઈએ, કેમકે દરેક કર્મ સદોષ છે એમ કેટલાક કહે છે, જ્યારે બીજા લોકો માને છે કે યજ્ઞ, દાન અને તપ એ ત્રણ પ્રકારનાં કર્મ માણસથી છોડાય નહિ.

ગીતાની શિખામણ છે કે યજ્ઞ, દાન અને તપ માણસને પવિત્ર કરનાર હોવાથી એમનો ત્યાગ ન કરવો ઘટે એટલું જ નહિ પણ એ કર્મો સંગ એટલે આસક્તિ છોડી અને ફળનો પણ આગ્રહ જતો કરી કરવાં જોઈએ. જે કર્મો વિહિત છે, નિયત છે તેનો ત્યાગ તમોગુણી લોકો જ કરે છે.

(૩) અમુક કર્મો કરતાં તકલીફ પડે છે, શરીરને કષ્ટ વેઠવાં પડે છે એ બીકે રજોગુણી વૃત્તિથી જ્યાં કર્મો છોડી દેવામાં આવે છે, તે રાજસ ત્યાગથી ત્યાગનું ફળ મળતું નથી. અમુક કર્મ કરવું એ આપણો ધર્મ છે એમ સમજી જે નિયત કર્મો કરાય છે તેની સાથે જો આસક્તિ અને ફળ એ છોડી દીધાં હોય તો તે સાત્ત્વિક ત્યાગ છે.

(૪) દેહધારી તમામ કર્મોનો ત્યાગ ન જ કરી શકે એટલે કર્મફળનો ત્યાગ કરવો એ જ ત્યાગ છે.

(૫) માણસ શરીરથી, વાણીથી કે કર્મથી જે કાંઈ કર્મ કરે છે તે યોગ્ય હોય કે અયોગ્ય, એનાં પાંચ કારણો હોય છે : અધિષ્ઠાન, કર્તા, જાતજાતનાં સરસ સાધનો (કરણ), ભિન્ન ભિન્ન વ્યાપાર અને દૈવ. આવાં પાંચ કારણો હોવાં છતાં જે પોતાને જ કર્તા માની બેસે છે તે માણસ અસંસ્કારી બુદ્ધિવાળો છે, એની મતિ બગડી છે.

(૬) જેનામાં કશો અહંકાર રહ્યો નથી, જેની બુદ્ધિ નિર્મળ છે એને હાથે હિંસા થાય જ શી રીતે? એવા માણસને હાથે ત્રણે લોકોની હત્યા થઈ જાય તો યે એણે કાંઈ ને માર્યો ન કહેવાય અને એ કર્મનું એને બંધન પણ નહિ થાય. માણસ પોતાના જ શરીર ઉપર જો ઓપરેશન કરે તો એણે હત્યા કરી એમ નથી થતું.

### જ્ઞાન

( ૭ ) જ્ઞાનના જે ત્રણ પ્રકાર બતાવ્યા છે તે મહત્ત્વના છે. તે બરાબર સમજી લેવા જોઈએ. જગતમાં અનંત વ્યક્તિઓ છે, અનંત વસ્તુઓ છે. એમની વચ્ચે અમુક ભેદનાં તત્ત્વો હોય છે અને અમુક અભેદનાં તત્ત્વો હોય છે; એમ જોવામાં આવ્યું છે કે અભેદનાં તત્ત્વો મહત્ત્વનાં, સ્થાયી અને ઘણાં હોય છે. જ્યારે ભેદનાં તત્ત્વો થોડાં, છીછરાં અને અસ્થાયી હોય છે. એટલું જોયા પછી જે જે વસ્તુઓમાં ભેદ અને અભેદ બન્ને છે, તેમાં ભેદનાં તત્ત્વો તરફ દુર્લક્ષ થવું અને અભેદનાં તત્ત્વો તરફ ધ્યાન જવું એ સાત્વિક જ્ઞાનનું લક્ષણ છે.

( ૮ ) સર્વભૂતોમાં જે અવ્યય ભાવ ઓતપ્રોત છે, વિભક્તોમાં જે અવિભક્ત તત્ત્વ છે તે જ સાત્વિક જ્ઞાન છે.

( ૯ ) જે જ્ઞાનમાં ભેદ એટલે કે પાર્થક્ય, જુદાપણું અને વિવિધતા તરફ વધારે ધ્યાન જાય તે જ્ઞાન રાજસ છે.

( ૧૦ ) અને જ્યાં અંશને જ સંપૂર્ણ મનાય છે, એકાંગી વસ્તુને સર્વાંગીણ મનાય છે અને એવા અભિપ્રાય વગર કારણે પકડી રાખવામાં આવે છે એવું તત્ત્વાર્થશૂન્ય અને અલ્પ જ્ઞાન એ તામસ છે.

### કર્મ

(૧૧) જે કર્મ કર્તવ્ય તરીકે આસક્તિ વગર કરાય છે, જેની પાછળ રાગદ્વેષ નથી હોતો અને ફળની આશા નથી હોતી, તે સાત્વિક કર્મ છે.

(૧૨) જે કર્મ વાસનાથી, અહંકારથી અને મહામહેનતે કરવામાં આવે છે, તે રજોગુણી હોય છે.

(૧૩) જે કર્મ કરતાં આગળ પાછળનો સંબંધ ધ્યાનમાં નથી લેવાતો, જે કરવા માટે પોતાની કેટલી શક્તિ છે એનો વિચાર નથી કરવામાં આવતો તેમજ એમાં હિંસા કેટલી છે, દુનિયાનો નાશ કેટલો છે એનો પણ વિચાર નથી હોતો અને કેવળ મોહથી શરૂ કરવામાં આવે છે, તે તામસ કર્મ છે.

### કર્તા

(૧૪) જે કર્તા સંગરહિત છે, અહંકારરહિત છે, ધૈર્ય અને ઉત્સાહથી ભરપૂર છે અને સિદ્ધિ અને અસિદ્ધિની બાબતમાં નિર્વિકારી છે, તે કર્તા સાત્વિક ગણાય.

(૧૫) જે કર્તાનાં હર્ષશોક ગયાં નથી, જે હિંસાત્મક છે, મલિન છે, આસક્ત છે અને કર્મફળનો લોભી છે, તે કર્તા રાજસી છે.

(૧૬) જે કર્તા યોગયુક્ત નથી, સંસ્કારી નથી પણ અભિમાની, શઠ, આળસુ, વિષાદી અને દીર્ઘસૂત્રી છે, તે તામસી કહેવાય.

બુદ્ધિ

સત્ અને અસત્ એ બે વચ્ચે જે વિવેક કરે, ભેદ ઓળખે તે બુદ્ધિ.

(૧૭) પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કાર્ય તેમજ અકાર્ય, ભય અને અભય, બંધ તેમજ મોક્ષ આ બબ્બે વચ્ચેનો ભેદ જે બરાબર જાણે છે, તે બુદ્ધિ સાત્વિક કહેવાય.

(૧૮) જે બુદ્ધિ ધર્મ અને અધર્મ, કાર્ય અને અકાર્ય વચ્ચેનો ભેદ સમજે તો છે પણ બરાબર રીતે નહિ, તે બુદ્ધિ રાજસી છે.

(૧૯) અને જે બુદ્ધિ તમોગુણથી ઘેરાયેલી હોવાથી અધર્મને જ ધર્મ સમજે છે અને બધી વસ્તુઓ ઊંધી સમજે છે, તે તામસી છે.

ધૃતિ

લાડુમાં કણુકને એકત્ર રાખનાર જેમ ઘી હોય છે, પથરાને એકત્ર બાંધનાર જેમ ચૂનો કે સીમેંટ હોય છે, તેવી જ રીતે જે શક્તિ વડે વ્યક્તિઓ એકબીજાને વળગીને રહે છે અને તમામ વસ્તુઓ મળીને સંગઠિત બને છે તે શક્તિનું નામ ધૃતિ છે. धारणात् धृतिः ।

(૨૦) જે ધૃતિથી મન, પ્રાણ અને ઇંદ્રિય એ બધાંની ક્રિયાઓ અવ્યભિચારી યોગથી એકસામટી ચાલે છે, તે ધતિ સાત્વિક છે.

(૨૧) જે ધૃતિ વડે માણસ ધર્મ અર્થ અને કામને બાંધી રાખે છે અને જે ફળની આકાંક્ષા રાખે છે, તે ધૃતિ રાજસી છે.

(૨૨) અને જે ધૃતિને કારણે માણસ સ્વપ્ન, ભય, શોક, વિષાદ અને મદ છોડતો જ નથી અને દુર્બુદ્ધિથી એમને પકડી જ રાખે છે, એ ધૃતિ તામસી છે.

સુખ

ફરી ફરી અનુભવ કરવાથી જેમાં રસ પડે છે અને જેથી દુઃખનો અંત આવે છે, તે જ સાચું સુખ.

(૨૩) જે પ્રારંભે ઝેર જેવું કડવું લાગે છે પણ જેનાં ફળ મીઠાં હોય છે અને જે આત્મા અને પોતાની બુદ્ધિની પ્રસન્નતામાંથી ઉત્પન્ન થયેલું હોય છે, તે સાત્વિક સુખ છે.

(૨૪) ઇંદ્રિયોના એમના વિષયો સાથેના સંયોગને લીધે જે ઉત્પન્ન થાય છે, જે પ્રારંભે અમૃત જેવું મીઠું લાગે છે પણ પરિણામે ઝેર જેવું નીવડે છે, તે રાજસી સુખ છે.

(૨૫) અને જે નિદ્રા, આલસ્ય અને પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે, અને પ્રારંભમાં તેમજ તેના તમામ અનુબંધોમાં આત્માને મોહમાં નાંખે છે, તે તામસ સુખ છે.

(૨૬) આમ ઇહલોકમાં કે પરલોકમાં આ ત્રણ ગુણોથી મુક્ત એવું કશું જ નથી.

(૨૭) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ચારે વર્ણોમાં જે જે સ્વભાવનો ઉત્કર્ષ છે, તે તે પ્રમાણે તેમનાં કર્મો વહેંચી આપેલાં છે.

(૨૮) બ્રાહ્મણોનાં પઠનપાઠન, યજનયાજન અને દાન-પ્રતિગ્રહ એ ૭ કર્મો આપવાને બદલે ગીતાએ બ્રાહ્મણોના ખાસ સદ્‌ગુણોનો, ચારિત્ર્યનો અથવા-ટેકનો ઉલ્લેખ કર્યો છે. ગીતાકાળના બ્રાહ્મણો યુદ્ધ પણ કરતા અને રાજ્ય પણ ચલાવતા. ગાયો પાળતા પણ ખરા અને ક્ષત્રિયો સાથે ભળીને લૂંટતા પણ ખરા. તમામ વર્ણોના ગુરુ હોઈ એઓ બધાં જ કર્મોમાં અને હુન્નરોમાં કુશળ હશે. બ્રાહ્મણો વૈદું તો કરતા જ હતા. એટલે ગીતાએ કેવળ બ્રાહ્મણોના ટેકની વાત કરી છે.

શમ, દમ, તપ, શૌચ, ક્ષમા અને આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એટલા ગુણો બ્રાહ્મણ માટે સ્વાભાવિક છે. આને જ ગીતાએ બ્રહ્મકર્મ કહ્યું છે!

(૨૯) ક્ષાત્રકર્મ નીચે પ્રમાણે છેઃ શૌર્ય, તેજસ્વિતા, પ્રતિકૂળ પરિસ્થિતિમાં ટકવાની શક્તિ, કોઈ પણ ઠેકાણે ગાફેલ ન રહેતાં દક્ષ રહેવાનો સ્વભાવ, યુદ્ધમાંથી કાયરતાથી નાસી ન જવાની ટેક, દાનશીલતા અને રાજત્વના (પ્રભુપણાના) ગુણો એ બધું ક્ષત્રિયોમાં હોવું જોઈએ.

(૩૦) કૃષિ, ગોપાલન અને વણઝારાનો ધંધો એ વૈશ્યો માટે સ્વાભાવિક છે, જ્યારે શૂદ્રો માટે બીજાની સેવા અથવા પરિચર્યા એ જ સ્વધર્મ સ્વકર્મ છે.

(૩૧) વ્યવસ્થા પ્રમાણે પોતાને ભાગે જે કામ આવ્યું હોય તેમાં જ પરોવાયેલા રહેવાથી માણસ જીવનનું સાફલ્ય મેળવી શકે છે.

(૩૨) તે કેવી રીતે તે નીચે આપ્યું છેઃ

માણસ સ્વકર્મનું પાલન કરે એ જ એને હાથે થતી માણસજાતના પ્રભુની પૂજા છે. જેનામાંથી આ ભૂતમાત્ર ઉત્પન્ન થયું છે અને જેણે આ આખું વિશ્વ વ્યાપ્યું છે તે વિશ્વપ્રભુની સ્વકર્મપાલનરૂપી પૂજા કરવાથી માણસને સિદ્ધિ મળે છે.

(૩૩) વ્યવસ્થામાં પોતાને ભાગે આવેલ કામ તુચ્છ હોય, સદોષ હોય તો યે તેનું જ પાલન કરવું જોઈએ. બીજાનું કામ આપણને સરસ રીતે કરતાં આવડે તો યે તેના લોભમાં ન પડવું. પોતાને ભાગે આવેલું કામ સ્વધર્મ સમજીને કરવાથી એમાં દોષ હોય તો યે એનું પાપ આપણને લાગતું નથી.

(૩૪) આ સૃષ્ટિની વ્યવસ્થામાં એક કર્તવ્યનું પાલન કરવા જતાં બીજે ક્યાંક દ્રોહ થવાનો સંભવ છે. જેમ અગ્નિ સાથે ધુમાડો છે જ તેમ સામાજિક કર્મ સાથે ક્યાંક દ્રોહ રહેલો છે જ, એવો દોષ દેખાતો હોય તો યે સામાજિક કર્તવ્ય છોડાય નહિ. સમાજને અર્થે વિશ્વહિતને અર્થે ધર્મ સમજીને કરેલું કામ કરતાં પાપ નથી થતું.

(૩૫) જે માણસે પોતાનું મન જીત્યું છે, બધી જાતની વાસના છોડી છે, બુદ્ધિ નિર્લેપ કરી છે, તે માણસ સંન્યાસ વૃત્તિને કારણે નૈષ્કર્મ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. (કર્મ કરતાં છતાં એના બંધનમાં ન સપડાવું એને નૈષ્કર્મ્ય સિદ્ધિ કહે છે. એ જેને પ્રાપ્ત થઈ તે હમેશાં નિષ્પાપ રહે છે.)

(૩૬) આની સાધના હવે આપે છે: શુદ્ધ બુદ્ધિ કેળવીને, ધીરજ સાથે પોતા ઉપર કાબૂ મેળવીને, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આદિ વિષયોનો ત્યાગ કરી, રાગદ્વેષને પરહરી, જે માણસ એકાંતમાં જાય, ખાવામાં સંયમ રાખે એટલે કે દરેક જાતના વિષયસેવનમાં મર્યાદા રાખે, શરીર અને મનને કાબૂમાં રાખે, ધ્યાનમાં મગ્ન રહે અને હમેશાં વૈરાગ્ય ધારણ કરે, અહંકાર–બલ–દર્પ–કામ–ક્રોધ અને પરિગ્રહ એ બધાં છોડીને લોભરહિત શાંત થઈ જાય, તો એને બ્રહ્મપ્રાપ્તિ થાય જ છે.

(૩૭) આવી રીતે જે બ્રહ્મભૂત થયો છે તે હમેશાં પ્રસન્ન હોવાથી ન કશાની આશા કરે છે, કે ન કશાનો શોક કરે છે. તમામ ભૂતો પ્રત્યે સમાનતા ધારણ કરવાથી એ મારી નિષ્કામ ભક્તિ કરી શકે છે.

એ ભક્તિ વડે એ મને પૂર્ણપણે તત્ત્વતઃ ઓળખે છે અને મને ઓળખી શકવાથી યથાકાળે મારામાં એ પ્રવેશ કરે છે.

આવી રીતે મારો આશ્રય મળ્યો એટલે પોતાનાં બધાં વિહિત કર્મો કરતો છતો મારી કૃપાથી શાશ્વત અને અવ્યય એવું સ્થાન એ પામે છે.

(૩૮) જે માણસ પોતાનું ચિત્ત મારામાં પરોવે છે તે મારા પ્રસાદને કારણે બધાં સંકટો તરી જાય છે.

માણસ જો અહંકારને લીધે ઈશ્વરની પ્રેરણાને અનુકૂળ ન થાય તો એનો નાશ થાય છે.

(૩૯) ઈશ્વરની યોજનાને અનુકૂળ ન થવાનો માણસ પ્રયત્ન કરે તો યે એનું કશું ચાલતું નથી. એનો સ્વભાવ જ એને એના સ્વકર્મ તરફ ઘસડી લઈ જાય છે. માણસ જીદને લીધે કે મોહને લીધે જે કરવાની ના પાડે છે તે સ્વભાવને કારણે લાચાર થઈને કરે જ છે.

(૪૦) ઈશ્વર બધાંના હૃદયમાં વસીને લોકો પાસેથી તેમનાં કામો કરાવે છે. જેમ યંત્રસૂત્રનાં પૈડાં ઉપર બેસાડેલી મૂર્તિઓ એની મેળે ચકરચકર ફરે છે તેવી જ રીતે માણસ સ્વભાવથી બાંધેલો પોતાનાં કામો મન હોય કે ન હોય કરે જ છે.

(૪૧) આવી રીતે બધા પાસેથી એમનાં કામો કરાવનાર ભગવાનને જ આપણે શરણ જઈએ તો એની કૃપા વડે આપણને શાંતિ પણ મળશે અને શાશ્વત સ્થાન પણ મળશે.

(૪૨) માણસને એનું કર્તવ્યકર્મ પૂરેપૂરું સમજાવ્યા પછી, કેમ વર્તવું એ બાબતમાં ઈશ્વર એને પૂર્ણ સ્વતંત્રતા આપે છે. એટલે જ ગીતાને અંતે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે: આ ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન મેં તને આપ્યું એનો પૂરેપૂરો વિચાર કરી તને જેમ ઠીક લાગે તેમ કરજે.

(૪૩) ગીતાનો આખો બોધ આપ્યા પછી જે મહત્ત્વની વાત અર્ધે રસ્તે એટલે કે નવમા અધ્યાયને અંતે ભગવાને કહી હતી તે જ ફરીવાર કહે છે: તારું મન મારામાં પરોવ, મારો ભક્ત થા, મારે માટે યજ્ઞ કર, મને નમસ્કાર કર. તું મને પ્રિય છે એટલે તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આમ કરવાથી તું મારામાં સમાઈ જઈશ.

(૪૪) બધા ધર્મોને છોડી દઈને મારે એકલાને શરણે આવ. હું તને તમામ પાપોમાંથી મુક્ત કરીશ. તું ચિંતા કરીશ નહિ. ( બધા ધર્મો એટલે હિંદુ, બૌદ્ધ, જૈન, શીખ વગેરે ધર્મો નહિ પણ દેશધર્મ, કુળધર્મ, જાતિધર્મ, વયોધર્મ, શરીરધર્મ, કાળધર્મ, આપદ્ધર્મ ઇત્યાદિ. ) એ બધા ધર્મો છોડી એક શરણાગતિનો ધર્મ રાખ્યો હોય તો માણસનો ઉદ્ધાર થયો જ છે.

(૪૫) ગીતાશાસ્ત્ર જેવું રહસ્ય જ્ઞાન અને કર્તવ્યની સમજણ ગમે તેવા માણસ આગળ મુકાય નહિ. જે તપસ્વી નથી, ભક્ત નથી, શ્રદ્ધાપૂર્વક સાંભળવાની જેની દાનત નથી એવો માણસ આવા શાસ્ત્રનો ઊંધો જ અર્થ કરવાનો. જે પોતાના ગુરુની અસૂયા કરે છે તેને પણ ધર્મશાસ્ત્ર સદ્દતું નથી. એ દરેક વાતનો અવળો જ અર્થ કરે છે.

(૪૬) ગીતાને અંતે ભગવાન અર્જુનને પૂછે છે કે આ બધું એકાગ્ર મનથી તેં સાંભળ્યું? તારો અજ્ઞાનજનિત મોહ નષ્ટ થયો? અર્જુન કબૂલાત આપે છે કે મારો મોહ નષ્ટ થયો છે, મને ભાન આવ્યું છે. તારી કૃપા વડે હું સંદેહમાંથી મુક્ત થયો છું. હવે જેમ કહીશ તેમ કરીશ. અર્જુનનો વિષાદ ગયો અને એને ઠેકાણે એને પ્રસાદ મળ્યો.

(૪૭) ગીતાને અંતે ગીતાકાર વ્યાસજી કહે છે: જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે અને ધનુર્ધર પાર્થ છે ત્યાં શ્રી, વિજય, કલ્યાણ અને ધ્રુવ નીતિ હોવાનાં જ, એવી મારી શ્રદ્ધા છે.

# ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્

મૂળ લેખક : શ્રી. રમેશકુમાર ઓઝ
અનુવાદક : રા. માણેકલાલ જોશી

[ ગતાંકથી ચાલુ ]

**ડૉ.** સર્વપલ્લી રાધાકૃષ્ણન્ એક મહાન લેખક પણ છે. તેમણે લગભગ તેર કરતાં પણ વધુ પુસ્તકો લખ્યાં છે, અને તેમાંનાં ઘણાંખરાં પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યાં છે. એ પુસ્તકો ઉપરાંત તેમણે 'Philosophy of Rabindranath Tagore,' 'Indian Philosophy (બે ભાગમાં),' 'East and West in Religion,' 'The Religion We Need,' 'The Reign of Religion in Contemporary Philosophy' વગેરે પુસ્તકો યથેષ્ટ પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે. તેમણે હમણાં જ વળી એક નવું પુસ્તક 'Religion in Western Thought' નામે લખ્યું છે. તદુપરાંત અનેક તત્ત્વજ્ઞાન અને ધર્મવિષયક સંકલિત કરેલાં પુસ્તકોમાં પણ તેમણે અનેક લેખો લખેલા છે. કેટલાંય માસિકોમાં પણ તેઓ લેખો લખે છે. '*Mind*' નામના માસિકમાં તત્ત્વજ્ઞાન પર એમણે અનેક લેખો લખ્યા છે. એ માસિકમાં એમ. વર્ગસન વગેરે અનેક જગપ્રસિદ્ધ તત્ત્વવેત્તાઓના તત્ત્વજ્ઞાન પર લખેલા લેખ વાંચવા યોગ્ય હોય છે. તેમના એ બધા લેખો 'The Reign of Religion in Contemporary Philosophy' (૧૯૨૦) નામક પુસ્તકમાં એકત્ર કરવામાં આવ્યા છે. પાશ્ચાત્ય દેશોમાં આ પુસ્તક ખૂબ ફેલાવો પામ્યું છે અને સમાલોચકોએ પણ તેની ખૂબ પ્રશંસા કરી છે. જે. એચ. મ્યૂરહેડ, જે. એસ. મેકેન્ઝી, જે. ઈ. સી. મૅકટેગર્ટ વગેરે દુનિયાના પ્રસિદ્ધ તત્ત્વવેત્તાઓએ પણ એ ગ્રંથની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે એટલું જ નહિ, પરંતુ પ્રો. હીનમને તો અમેરિકન ફિલોસોફિકલ એસોસિયેશનના અધ્યક્ષપદેથી ભાષણ માટે 'Two Representative Idealists: Bosanquet & Radhakrishnan' એ વિષય પસંદ કર્યો હતો. બોઝાંકની સાથે રાધાકૃષ્ણન્‌ની તુલના થાય એ કાંઇ નાનીસૂની વાત નથી અને તે પણ આવી એક મહાન જગપ્રસિદ્ધ સંસ્થાના અધ્યક્ષ દ્વારા. યુરોપ, અમેરિકા વગેરે દેશોના અધ્યાત્મ-વિજ્ઞાનના વિષયમાં જે પુસ્તકો અભ્યાસક્રમમાં રાખવામાં આવ્યાં છે, તેમાં આ પુસ્તકનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે, એ એની વિશેષતા છે. ડૉ. સર રાધાકૃષ્ણન્‌ને આ જ પુસ્તકે તત્ત્વજ્ઞાનના એક લેખક તરીકે પ્રસિદ્ધ કર્યા છે.

૧૯૨૬માં ડૉ. રાધાકૃષ્ણન્ અમેરિકાના શિકાગો વિશ્વવિદ્યાલયમાં તુલનાત્મક ધર્મના 'હાસ્કેલ વ્યાખ્યાતા' નિમાયા હતા. આ પણ કોઇ જેવા તેવા સન્માનની વાત નથી. એ પછી એઓ આન્ધ્ર વિશ્વવિદ્યાલયના કેટલાંય વર્ષ સુધી કુલનાયકપદે રહ્યા. ૧૯૨૬થી ૧૯૩૧ સુધી એઓ કલકત્તા વિશ્વવિદ્યાલયના 'પોસ્ટ ગ્રેજ્યુએટ કાઉન્સિલ ઇન આર્ટ્સ' વિભાગના અધ્યક્ષપદે હતા. પ્રજાસંઘની International Committee on Intellectual Cooperation ના પણ એઓ સભાસદ થઈ ચૂક્યા છે.

યુરોપ અને અમેરિકામાં શ્રી રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનો લોકોને ખૂબ જ ગમી ગયાં હતાં. ખાસ કરીને પાશ્ચાત્ય દેશોની ખ્રિસ્તી જનતાને હિંદુ તત્ત્વજ્ઞાન તથા ધર્મશાસ્ત્ર પરનાં તેમનાં વ્યાખ્યાનો ખૂબ જ પસંદ આવ્યાં હતાં અને આમાં જ એમની સફળતા રહેલી છે. તેમનાં 'હિબર્ટ વ્યાખ્યાનો'ની મોટા મોટા વિદ્વાનોએ પ્રશંસા કરી છે. ઓક્સફર્ડ અને બરમિંગહામનાં ખ્રિસ્તી વ્યાસપીઠો પરથી એમણે આપેલાં હિંદુ ધર્મ પરનાં વ્યાખ્યાનો ખ્રિસ્તી લોકોને ખૂબ જ પસંદ પડયાં હતાં. તેમના 'Revolution through Suffering' ની બાબતમાં ઓક્સફર્ડના એક આગેવાન આંગ્લ દૈનિક પત્રે નીચે મુજબ પોતાનો અભિપ્રાય આપ્યો હતો:

> "Though the Indian preacher had the marvellous power to weave a magic web of thought, imagination and language, the real greatness of his sermon resides in some indefinable spiritual quality which arrests attention, moves the heart and lifts us into an ample air."

[ વિચાર, કલ્પના અને ભાષાના પ્રભુત્વ સાથે આ પ્રવચનોનાં ઉદાહરણ અવર્ણનીય તો છે જ, સાથે જ તેમની આધ્યાત્મિકતા પણ અત્યંત ઉચ્ચ કોટિની છે. શ્રોતાજનો જ્યારે તે સાંભળતા, ત્યારે તેમનો આત્મા એક મુક્ત વાતાવરણમાં વિહાર કરવા લાગતો હતો. ]

હિંદુ તત્ત્વજ્ઞાન તથા હિંદુ ધર્મશાસ્ત્ર વગેરે વિષયો પર ડૉ. રાધાકૃષ્ણનનું જેટલું પ્રભુત્વ છે, તેટલું જ પ્રભુત્વ તેમનું પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન પર પણ છે. અને એ જ કારણસર પૂર્વીય તત્ત્વજ્ઞાન પરનાં તેમનાં વ્યાખ્યાનો યુરોપ અમેરિકામાં આટલી બધી સફળતા પામ્યાં હતાં. હિંદુ તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ અત્યંત પુરાતન અને વૈભવશાળી છે, પરંતુ પાશ્ચાત્ય સંસ્કૃતિ તેવી નથી. પણ આપણી સંસ્કૃતિ અને આપણું તત્ત્વજ્ઞાન નિર્જીવ થતાં ચાલ્યાં છે, તેમનામાં જીવન લુપ્ત થતું ચાલ્યું છે. ક્યારેક ક્યારેક તો આપણને એવું લાગે છે કે જાણે હિંદુ ધર્મ થાકી ગયો છે અને ગળી રહ્યો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ ભલે પ્રાચીન અને વૈભવશાળી ન હોય, પરંતુ તેનામાં ચૈતન્ય છે, એ તો કબૂલ કરવું જ પડશે. તેનામાં જીવનશક્તિ છે, અપૂર્વ બળ છે. અને તેથી જ યુરોપના લોકોને હિંદુ સંસ્કૃતિનું જ્ઞાન આપી તેમની સંસ્કૃતિને સંપન્ન કરવાનું તથા આપણી સંસ્કૃતિમાં જે હાલ ચેતનાશક્તિની ખોટ છે, તે તેમની સંસ્કૃતિમાંથી મેળવી આપણી જીવનહીન સંસ્કૃતિને નવજીવન આપવાનું મહત્ત્વપૂર્ણ કાર્ય ડૉ. રાધાકૃષ્ણન્ કરી રહ્યા છે. તેમના જ પ્રયત્નોથી પાશ્ચાત્ય લોકો હિંદુ તત્ત્વજ્ઞાનમાં રસ લેતા થયા અને તેઓ તેના મહત્ત્વથી જ્ઞાત થયા. અને તેથી જ 'એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા' જેવા વિશાળ ગ્રંથની ચૌદમી આવૃત્તિમાં હિંદુ તત્ત્વજ્ઞાન પર ડૉ. રાધાકૃષ્ણનનો એક લેખ પ્રગટ કરવામાં આવ્યો છે.

ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ જેમ વિદેશોમાં એક તત્ત્વજ્ઞાની તથા વિદ્વાન તરીકે પ્રસિદ્ધ છે, તે જ પ્રમાણે તેઓ એક સારા વક્તા પણ છે. પાશ્ચાત્ય દેશોમાં એ બાબતમાં તેમના જેવું સન્માન બીજી કોઈ પણ હિંદી વ્યક્તિને નથી મળ્યું. હિંદુસ્થાનમાં પણ વિધવિધ વિશ્વવિદ્યાલયોએ પદવીદાન સમારંભ વખતે ડૉ. રાધાકૃષ્ણનને જેટલી વાર આમંત્રણ આપ્યાં હશે, તેટલાં ભાગ્યે જ બીજા કોઈ વિદ્વાનને મળ્યાં હશે. તેમના વિચારો બહુ ઉચ્ચ કોટિના

હોય છે. વ્યાખ્યાનનો વિષય ગમે તે હોય; યા તો શ્રોતાવર્ગ ગમે તે પ્રકારનો હોય, છતાં એઓ પહેલેથી લખી લાવ્યા વિના જ વ્યાખ્યાન આપે છે. "તેમનું અંગ્રેજી ભાષા પરનું પ્રભુત્વ એટલું તો ઊંચા પ્રકારનું છે કે ભલભલા વિદ્વાન અંગ્રેજોને તેમની સમક્ષ લજ્જાથી શિર ઝૂકાવી લેવું પડે છે" એવું એક અંગ્રેજ લેખકે પોતાના એક પુસ્તકમાં જણાવ્યું છે. તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ, ધર્મ, નીતિ વગેરે ગંભીર વિષયો પર વ્યાખ્યાનો આપતી વેળાએ વચ્ચે વચ્ચે વિનોદ પણ તેઓ કરી શકે છે. અને આ વિનોદ કરવાના સ્વભાવને લઈને જ એમનાં ગંભીર વિષયો પરનાં વ્યાખ્યાનો લોકાદર પામી શક્યાં છે. તેમની લખવાની તથા બોલવાની ભાષા સરળ અને સુંદર હોય છે, પરંતુ સાથે જ એમાં ઉપમા, રૂપક વગેરે પણ હોય છે. તે જ પ્રમાણે ઉત્કૃષ્ટ અને જુદી જુદી વાક્યરચનાઓ પણ એમનાં વ્યાખ્યાનોમાં જોવા મળે છે: "To be ignorant is not the special prerogative of man; to know that he is ignorant is his special privilege." આ પ્રકારનાં અનેક સુંદર વાક્યો, તેમનાં વ્યાખ્યાનોમાં ઠેર ઠેર મળી આવે છે.

જેમ ડૉ. રાધાકૃષ્ણન્ એક મહાન વક્તા છે તે જ પ્રમાણે તેઓ એક સુંદર સંભાષણ-કર્તા ( talker ) પણ છે. સામાન્ય વાતચીતમાં પણ એમની વિદ્વત્તાની ઝળક સ્પષ્ટ દેખાઈ આવતી હોય છે. ટૂંકમાં, આપણે એમને 'પ્રબોધક સંભાષણકાર' (stimulating conversationalist) કહી શકીએ. કેટલીય વાર એઓ એકબીજાની વાતચીત દરમ્યાન મોટા ભાગે શ્રોતા જ બની રહે છે, પછી ભલેને એમની સાથે વાતચીત કરનાર વ્યક્તિ ગમે તેવા દરજ્જાની ન હોય! કદાચ એમની યશસ્વી થવાની આ જ કુંચી હશે! પરંતુ તેઓ પોતાના પરિચિત અને મિત્રો સાથે ખૂબ વાતો કરે છે. બાકી તેમની સાથે નવો પ્રસંગ પાડનાર તો એમ જ માની બેસે છે કે એ બહુ થોડું બોલનારા છે. મારો તો ખાસ કરીને એ જ મત છે. મને તેમની સાથે મળવાનો બેત્રણ વાર પ્રસંગ પડ્યો હતો અને ત્યારે તેમણે મને થોડા ગણ્યાગાંઠ્યા શબ્દોમાં જ જવાબ આપ્યા હતા.

એકવાર ડૉ. સર રાધાકૃષ્ણન્ પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મિ. એચ. જી. વેલ્સને ત્યાં તેમની સાથે ભોજન પર બેઠા હતા. સાથે મિ. સી. ઈ. એમ. જોડ તથા મિ. જે. ડબલ્યુ. એન. સલિવાન પણ હતા. ડૉ. રાધાકૃષ્ણન્ સિવાય ત્રણે જણા અંદર અંદર રાજનીતિ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે વિષયો પર વાર્તાલાપ કરતા હતા. પરંતુ રાધાકૃષ્ણન્ તો શ્રોતાની જેમ મૂંગે મોંએ એ વાતચીત ચુપચાપ સાંભળ્યા કરતા હતા. વારંવાર પીરસવામાં આવતી વાનીઓને ના પાડતા અને વચ્ચે વચ્ચે પાણી પીતા એ ચુપચાપ આ ત્રણ જણનો વાર્તાલાપ સાંભળ્યા કરતા હતા. ડૉ. રાધાકૃષ્ણન્ એક સરસ વાર્તાકાર છે એવું જાણતા હોવાથી આ ત્રણે જણા તેમની આ નિઃશબ્દતાથી આશ્ચર્યમાં પડી ગયા. પરંતુ તેમની આ ચુપકીદીએ તેમના પર અજબ પ્રભાવ પાડ્યો હતો, એનો મિ. જોડે પોતે સ્વીકાર કર્યો છે: "It was the silence of a completely integrated personality....... deliberately absorbing an atmosphere. To suggest an idea to the ordinary man is like dropping a stone into a deep well. One hears the splash of the impact and the silence. What happens thereafter is unknown."-પરંતુ તેઓ પોતાનાં મિત્રમંડળમાં ખુલ્લા દિલથી વાતચીત કરે છે.

ડૉ. રાધાકૃષ્ણન્ સાચે જ એક મહાન તત્ત્વજ્ઞાની છે. એમના મુખ પ્રતિ ખૂબ વાર ઝીણવટથી જોઈ રહેતાં તેના પરની ગંભીરતા તરત જ નજરે ચડી આવે છે. તેમની તીક્ષ્ણ દૃષ્ટિ આ ગંભીરતાને વધુ આકર્ષક બનાવે છે. ઉપર જણાવ્યું છે તેમ, મેં તેમની બેત્રણ વાર મુલાકાત લીધેલી છે, પરંતુ એક પણ વાર મેં એમને હસતા નથી જોયા. એથી મને આશ્ચર્ય થયું હતું કે વ્યાખ્યાનોમાં વિનોદ કરનાર સર રાધાકૃષ્ણન્ મુલાકાત વખતે આટલા ગંભીર શી રીતે રહી શકતા હશે !

ડૉ. રાધાકૃષ્ણન્ શાકાહારી છે, યુરોપાદિ દેશોની મુલાકાત લેવા છતાં, એ સંપૂર્ણ શાકાહારી જ રહ્યા છે. તેમની રહેણીકહેણી પણ સાવ સાદી અને સરળ પ્રકારની છે. તેમનું સંસ્કૃતનું જ્ઞાન અગાધ છે. સવારમાં ઊઠતાં જ એઓ કંઠસ્થ સંસ્કૃત શ્લોકો બોલી જાય છે. એ ઈશ્વરભક્ત છે, પરંતુ દાંભિક ઈશ્વરભક્તોની જેમ એ રાતદહાડો ઈશ્વરભક્તિમાં મગ્ન નથી રહેતા.

'નવો હિંદુ ધર્મ' (New Hinduism)ની ચળવળના એઓ જનક છે. કેટલાક માણસોને આથી પ્રશ્ન થશે કે આ વળી કઈ ચળવળ છે ? આ નવી ચળવળનો ઉદ્દેશ છે હિંદુ ધર્મ અને સંસ્કૃતિને છે એમને એમ રાખી, તેમાં નવું ચેતન અને શક્તિ પૂરવાનો. ડૉ. રાધાકૃષ્ણન્‌ને કેટલીય વિદ્યાપીઠોના પદવીદાન સમારંભનાં ભાષણોમાં આ વિષય પર પોતાનો સ્પષ્ટ મત પ્રગટ કર્યો છે. અને આને લઈને જ એક દૃષ્ટિએ એઓ 'બળવાખોર' (rebel) છે. એમની આ બળવાખોર વૃત્તિનો ઉદ્દેશ છે પુરાતન કલ્પનાઓને નષ્ટ કરી તેને સ્થાને નવું ચેતન ઉત્પન્ન કરવાનો. પરંતુ એ કલ્પનાઓનો સંપૂર્ણ ત્યાગ કરવાનું એ સૂચવતા નથી. એ પુરાતનતા તો ઇચ્છે છે, પરંતુ તેમાં ચૈતન્ય ઉત્પન્ન કર્યા પછી જ. પ્રાચીન પરંપરાગત કલ્પનાઓમાં નવીન વિચારપ્રવાહ ફેલાવવાનું જ કામ એ હમેશાં કરતા આવ્યા છે.

ડૉ. રાધાકૃષ્ણન્ એક ઉચ્ચતમ કોટિના તત્ત્વવેત્તા છે, એ વિષે તો હવે બેમત છે જ નહિ. પરંતુ બીજા અનેક તત્ત્વવેત્તાઓની જેમ એઓ પોતામાં જ મસ્ત નથી રહેતા. એઓ રાજનીતિ પર નથી બોલતા, પરંતુ જ્યારે એ ઉપર તેઓ બોલે છે, ત્યારે તેમના વિચારો જરૂર સાંભળવા જેવા હોય છે.

બ્રિટન સાથેનો પોતાનો સંબંધ હિંદે તોડી નાખવો જોઈએ કે નહિ, એ વિષય પર ઘણા તત્ત્વવેત્તાઓએ પોતપોતાના વિચારો પ્રકટ કર્યા છે. પરંતુ ડૉ. રાધાકૃષ્ણન્ આ વિષય પર શા વિચાર ધરાવે છે ? એ તો માને છે કે હિંદે બ્રિટન સાથેનો પોતાનો સંબંધ તોડી ન નાખવો જોઈએ. એઓ લખે છે: "બ્રિટન સાથેનો સંબંધ તોડી નાખીને હિંદમાં સત્યયુગ (millennium) સ્થાપિત કરી શકાય, વધુ નહિ તો હું તેને અસંભવિત તો નથી માનતો. રાજનૈતિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું પહેલું સાધન અને તે પ્રાપ્ત કર્યા બાદ તેને સ્થાયી રાખવાનું ઉત્કૃષ્ટ સાધન છે 'યોગ્ય સમાજ વ્યવસ્થા.' માત્ર બ્રિટન સાથેનો સંબંધ તોડી નાખવાથી હિંદમાં 'રામ–રાજ્ય'ની સ્થાપના નહિ થઈ જાય. સત્ય, સ્વાતંત્ર્ય અને સમાનતા આ તત્ત્વો પર સમાજવ્યવસ્થાની રચના કરવી જોઈએ."

"શાંતિ, શાંતિ" ના નામનો પોકાર સારુંય જગત કરી રહ્યું છે. પરંતુ એક બાજુ સૈન્ય વધારતા જવું અને બીજી બાજુ 'શાંતિ, શાંતિ'ની બૂમો પાડ્યા કરવાથી શું જગતમાં

શાંતિ સ્થપાઈ જવાની છે ? આ શાંતિ કેવા પ્રકારે સ્થાપી શકાય તે વિષે પોતાના વિચાર દર્શાવતાં ડૉ. રાધાકૃષ્ણન્ જણાવે છેઃ " માનવવ્યવહારમાં શાંતિ કરતાં વધુ મહત્ત્વની બીજી કોઈ વસ્તુ નથી. જગતમાં શાંતિની અત્યંત આવશ્યકતા છે. જગતના સુપ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞો ધરતીકંપ જેવા નૈસર્ગિક પ્રલયનાં કારણો શોધવા માટે આખું જીવન વ્યતિત કરી દે છે, કે જેના પર વિજય મેળવવો એ માનવશક્તિની બહારની વાત છે. પરંતુ યુદ્ધ જેવી માનવ-નિર્મિત વિપત્તિનાં કારણો કોઈ શોધતું નથી ! એટલે વર્તમાન સમાજરચનામાં જરૂર ક્યાંક કાંઈ ખામી તો છે જ. આ ખામી દૂર કર્યા સિવાય જગતમાંથી યુદ્ધો દૂર થવાનાં નથી કે ન તો સંસારમાં શાંતિ સ્થપાઈ શકવાની છે. વર્તમાન સમાજવ્યવસ્થા પ્રજાતંત્રના મૂળભૂત સિદ્ધાંતો પર દૃઢ કરવામાં નથી આવી અને એ જ આ વર્તમાન અશાંતિનું મૂળ કારણ છે. માનવીના સાચા અધિકારોનું મૂલ્યાંકન કરવું, તેમનો સ્વીકાર કરવો, એ જ પ્રજાતંત્રનું મુખ્ય તત્ત્વ છે. પરંતુ વર્તમાન સમાજરચના–રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય-બન્ને પ્રકારની ' બળિયાના બે ભાગ ' ( Strong do what they want and weak suffer what they must ) એવા અન્યાયી આધાર પર રચાયેલી છે. એટલે, જ્યાં સુધી આ અન્યાયી તત્ત્વોનો નાશ કરવામાં નહિ આવે ત્યાં સુધી, જગતમાં શાંતિની સ્થાપના એ માત્ર એક સ્વપ્ન જ રહેશે. "

સરમુખત્યારી નિરાશામાંથી જન્મી છે, એ વર્તમાન રાજનૈતિક ક્ષેત્રની ચાલુ દલીલ છે, એમ શ્રી. રાધાકૃષ્ણન્ માને છે. અને એ જણાવે છે કે જેઓ તેમાં મદદ કરી રહ્યા છે તેઓ દુઃખ અને યુદ્ધના વાતાવરણમાં વધારો કરી રહ્યા છે.

આ સરમુખત્યારોને માત્ર આર્થિક પ્રશ્નોનો જ સવાલ નથી હોતો. તેમને પ્રતિષ્ઠાનો પણ સવાલ હોય છે. ડૉ. રાધાકૃષ્ણન્ જણાવે છે કે " પોતાની પાસે જે હોય તે દબાવીને બેસી જવું અને ગમે તે પ્રકારે તેનું સંરક્ષણ કરવું અને બીજા રાષ્ટ્ર પાસેથી તે પડાવી લેવાની હિમ્મત કરવી, એ જ યુદ્ધનું મુખ્ય કારણ છે. યુદ્ધ થવાની સંભાવના થતાં મોટાં રાષ્ટ્રો જો થોડી સ્વાર્થત્યાગની ભાવના અપનાવી લે તો વિશ્વમાંથી આ આધુનિક સુધારા-ઓને વિનાશ તરફ ઘસડી જતી પરિસ્થિતિને ઉત્પન્ન થતી અટકાવી શકાય છે. અને આ માટે સૌથી પ્રથમ બ્રિટને જ આગેવાની લેવી જોઈએ. "

" બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદુસ્થાનનું ગૌણ સ્થાન હોવું એ જ બ્રિટન સ્વાર્થત્યાગ માટે તૈયાર નથી તે પુરવાર કરી આપે છે. " શ્રી. રાધાકૃષ્ણને તેમના એક પુસ્તકમાં આવો મત પ્રતિપાદન કર્યો છે. વળી તેઓ આગળ વધતાં જણાવે છેઃ " અને જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદને આદરસ્થાન નહિ મળે, જ્યાં સુધી હિંદુસ્થાન ગુલામ રાષ્ટ્ર બન્યું રહેશે, સ્વતંત્ર નહિ થાય, ત્યાં સુધી જર્મની અને ઇટાલી બ્રિટિશ સામ્રાજ્યમાં ભાગીદાર થવાની ઇચ્છા રાખ્યા જ કરશે. "

" જ્યાં સુધી હિંદુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યમાં ગૌરવપૂર્ણ સ્થાન પ્રાપ્ત નહિ થાય, ત્યાં સુધી જાપાને ચીનમાં અને જર્મનીએ યુરોપમાં જે અત્યાચારો શરૂ કર્યા છે, તે વિષયમાં પૂછવાનો બ્રિટનને જરા સરખો ય અધિકાર નથી. " ડૉ. રાધાકૃષ્ણન્ જોરદાર ભાષામાં આ શબ્દો વારંવાર નિર્ભય રીતે કહ્યા કરે છે.

પ્રજાસંઘની આંતરરાષ્ટ્રીય બૌદ્ધિક સહકાર સમિતિમાં એઓ કેટલાંક વર્ષો સુધી સભાસદ તરીકે રહ્યા હતા; અને તેથી જ પ્રજાસંઘ પર તેમણે કરેલી ટીકાઓ યોગ્ય અને સમર્થક હોવી જોઈએ.

ડૉ. રાધાકૃષ્ણન્ પોતાના એક પુસ્તકમાં જણાવે છે કે ' પ્રજાસંઘ આજકાલ મોટાં અને શક્તિશાળી રાષ્ટ્રોના હાથમાં છે. નાનાં નાનાં રાષ્ટ્રોની ફરિયાદો ત્યાં કોઈ નથી સાંભળતું. પ્રજાસંઘ દેખાવે તો આંતરરાષ્ટ્રીય છે, પરંતુ સત્યતઃ જોઈએ તો એમાં ઉત્કટ રાષ્ટ્રીય વૃત્તિના લોકો જ ભરાયેલા છે. જીનીવાના આજના કર્ણધાર અને જૂના સમયનો નાદિરશાહ એ જ અન્યાયી નીતિના પુરસ્કર્તા છે. તેમના હાથે ન્યાય અને સ્વતંત્રતા પર રચાયેલી નવા જગતની પ્રાણપ્રતિષ્ઠા થશે, એવી આશા રાખવી ફોગટ છે."+

" પ્રજાસંઘ, શાંતિની આડમાં બલિષ્ઠ રાષ્ટ્રોના અધિકારની રક્ષા કરનારું, તેમને માટે લડનારું, એમના એ અધિકારોને કાયમ સુરક્ષિત રાખનારું એક મંડળ છે. પોતાનાં સંસ્થાનો કેમ પોતાના કબજામાં રાખ્યાં કરવાં, નાનાં નાનાં રાષ્ટ્રો પર પોતાની ધાક કેમ જમાવી રાખવી, એ જ રાષ્ટ્રસંઘના સભાસદોનું કામ હોય છે. આવી સ્થિતિમાં વિશ્વમાં શાંતિ શી રીતે સ્થપાય ?"

"સમાજનું રાજનૈતિક ધ્યેય શું હોવું જોઈએ ?" એ વિશે ડૉ. રાધાકૃષ્ણન્‌ના વિચારો નીચે મુજબ છે :

" એક જ જાતિની સંસ્કૃતિ, એક જ જાતિ હોવાનું ધ્યેય અને એક જ સામ્રાજ્ય, એવું રાજનૈતિક ધ્યેય ન હોવું જોઇએ. પરંતુ રાષ્ટ્રીય બંધુત્વ એ જ ધ્યેય હોવું આવશ્યક છે. એવાં રાષ્ટ્રો પોતપોતાની યોગ્યતા મુજબ જો યોગ્ય માર્ગનું અનુસરણ કરે તો તો કશો વાંધો નથી, પરંતુ તેમણે આપસઆપસમાં મિત્રભાવ રાખી વિશ્વમાં શાંતિની સ્થાપના કરવી જોઇએ. અંદર અંદર એકતા અને સહકારના ભાવ તેમનામાં હોવા જરૂરી છે. અને આ પ્રમાણે પોતાના સદ્‌ગુણ એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્રને આપવા જોઇએ, અને પોતાનામાં જે બાબતની–જે ગુણની ખોટ હોય તે બીજા પાસેથી મેળવીને તે ખોટ પૂરી કરવી જોઇએ. અઢારમી સદીના વિશ્વબંધુત્વ અને ઓગણીસમી સદીની રાષ્ટ્રીયતાને જગવ્યાપી સંઘટનાના ધ્યેયમાં સમાવી લેવાં જોઇએ. કારણ કે આ રીતે જ વિશ્વકુટુંબનો પ્રત્યેક સભ્ય માનવ જગતમાં સ્વતંત્રતા, સુરક્ષિતતા અને આત્મસિદ્ધિ ( self realization ) વગેરે સદ્‌ગુણોનો સારી રીતે ઉપયોગ કરી શકશે."

હિંદુધર્મ એટલે શું ? તેમના મત મુજબ, ' હિંદુધર્મ એ કોઈ પંથ નથી, પરંતુ સત્યને શોધનારો અને 'ન્યાય'નાં તત્ત્વમાં શ્રદ્ધા રાખનારાઓનું એક પ્રકારનું બંધુમંડળ છે. 'ધી હિંદુ વ્યૂ ઑફ લાઇફ ' નામના પોતાના એક પુસ્તકમાં તેઓ જણાવે છે કે," હિંદુ ધર્મ કેવળ બાહ્ય વિચારોનો એક આડંબર માત્ર જ નથી, બલકે અન્તર્બાહ્ય જગતજીવનની તે એક શૈલી છે. વિચારોની બાબતમાં ભલે હિંદુ ધર્મ સ્વાતંત્ર્ય આપે છે, પરંતુ આચારોની

+ The high priests of Geneva are like the patriarchs of the past, conservative, dogmatic defenders of established injustices, and not re-shapers of the world in the light of justice and freedom for all.

બાબતમાં તેનું દૃષ્ટિબિંદુ સખ્ત પ્રકારનું છે. આ આચાર જ હિંદુધર્મનો પાયો છે. ધાર્મિક અનુરૂપતા પર હિંદુધર્મની અધિક સખ્તાઈ નથી, પરંતુ આધ્યાત્મ-નીતિમત્તા પર હિંદુધર્મ સવિશેષ જોર આપે છે."

ડૉ. રાધાકૃષ્ણન્ માને છે કે જો માનવજીવનને સહજ અને સરળ બનાવવું હોય તો પ્રત્યેક વ્યક્તિને ધર્મની અત્યંત આવશ્યકતા છે. સત્ય અને શાંતિની અનવરત ખોજ, એ જ કોઈ પણ ધર્મની સાચી વ્યાખ્યા છે. ડૉ. રાધાકૃષ્ણે પોતાના આ વિચાર તેમના *Contemporary Indian Philosophy* નામક પુસ્તકમાં રજુ કરેલા છે. સત્તા અને વૈભવ પાછળ દોડવું એનું નામ ધર્મ નથી. ધર્મનો અર્થ છે—ધૈર્ય અને સાહસ; દૈવવાદ યા પરતંત્રતા, એવી એની વ્યાખ્યા તો હોઈ જ શકે નહિ."

"પ્રાર્થના યા ઉપવાસ કરવા એનું નામ સાચી પૂજા નથી, સાચી પૂજા તો સાચો પ્રેમ, પૂજ્ય અને ઉજ્જ્વલ હૃદયદ્વારા થાય છે. કસ્તૂરી હરણની નાભિમાં રહે છે, પરંતુ એ એમ માને છે કે આ વાસ ક્યાંક બહારથી આવે છે અને એમ તેની શોધમાં રઝળ્યા કરે છે. ઈશ્વર તો આપણામાં જ છે, આપણે તો કેવળ સત્ય શોધવા માટે 'અંદર ઝાંખીને જોવું જોઈએ!' ડૉ. રાધાકૃષ્ણન્ જણાવે છે કે, "સંસ્કૃતમાં એક કહેવત છે કે અવિચારી મનુષ્ય ઈશ્વર-પૂજન માટે ફૂલ લેવા ઊંડા પાણીમાં પ્રવેશ કરે છે, જંગલે જંગલ રખડે છે, પહાડો પર ચડે છે, પરંતુ સત્યત: દેવપૂજાને કામ લાગે એવું કમલ તો તેના હૃદયમાં જ વાસ કરતું હોય છે."

ડૉ. રાધાકૃષ્ણન્ પંડિત જવાહિરલાલની જેમ એકાન્તપ્રિય છે. તેમને એકાન્તવાસ ખૂબ ગમે છે. એઓ જરા શરમાળ પણ છે. પુસ્તકો જ એકમાત્ર એમનાં મિત્ર છે. એમના મિત્રોની સંખ્યા બહુ મોટી નથી અને તેમાંય ઘનિષ્ટ મિત્રોની સંખ્યા તો ખૂબ જ ઓછી છે. કોમી સંસ્થાઓ પ્રતિ એમને શ્રદ્ધા નથી. હિંદુધર્મ પર કલંકરૂપ અસ્પૃશ્યતા નષ્ટ થઈ જવી જોઈએ, એવી એમની દૃઢ માન્યતા છે. તેઓ સાહસિક અને મહત્ત્વાકાંક્ષી છે. તેમના જેવા મહત્ત્વાકાંક્ષી માણસો ઘણા ઓછા જોવામાં આવે છે.

ભાવિ (Luck) પર એમને શ્રદ્ધા છે. અને તેથી જ પોતે આવડી મોટી યોગ્યતા, પદવી અને સન્માન પ્રાપ્ત કરી શક્યા છે, એમ તેઓ માને છે. હાલમાં જ તેમણે મને લખેલા એક પત્રમાં જણાવ્યું હતું કે, "આ જીવનમાં જે યશ મને પ્રાપ્ત થયો છે, તે મારી યોગ્યતાને લીધે નથી થયો, પરંતુ તેમાં મારા ભાગ્યે અને બીજી અનેક સમર્થ વસ્તુઓએ મને સહાયતા કરી છે. એ વાતનો સ્વીકાર કરવામાં કોઈ પણ પ્રકારની નબળાઈ રહેલી છે, એવું હું નથી માનતો. પરંતુ 'અકસ્માત' (Chance) પર એમને શ્રદ્ધા નથી. તેમના મત મુજબ જગતમાં 'અકસ્માત' કશું જ બનતું નથી.

તેમને એકાંતવાસ વધુ પ્રિય હોવાથી બહુ હળવું મળવું તેમને ગમતું નથી. સામાજિક મેળાવડાઓમાં સમ્મિલિત થવું તેમને બહુ કડવું લાગે છે.

ટૂંકમાં, આપણે એટલું જરૂર કહી શકીએ કે ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ ભારતના એક સુપુત્ર છે, ભારતમાતાના કંઠનું એ એક અમૂલ્ય રત્ન છે. હિંદુસ્થાનના વિદ્વાન વર્ગના જો કોઈ અગ્રેસર થઈ શકે તેમ હોય તો તે કેવળ ડૉ. રાધાકૃષ્ણન્ જ છે. ઘણાં દેશી તેમ જ

ગાંધીના આગમન પછી. ગુજરાતની લોકજનતામાં શિષ્ટસંગીત ફેલાવવાનો પ્રથમ પ્રયાસ મહાત્મા ગાંધીજીના આશ્રમવાસીઓએ કરેલ છે. આ સમયમાં પંડિત વિષ્ણુ દિગંબરના ગાંધર્વ વિદ્યાલયની સ્થાપના પણ થાય છે. અને તેના શિષ્યોમાં પંડિત ખરે, પ્રો. પાઠક, પ્રો. વ્યાસ, પ્રો. ઠકોર વગેરેએ ગુજરાતમાં વસવાટ કર્યો. આમના સંસર્ગથી ગુજરાતની જનતાને કાને શિષ્ટસંગીત અને-કમને અથડાવા લાગ્યું. બીજી તરફથી વડોદરાના સ્વ. મહારાજા શ્રી સયાજીરાવે વડોદરામાં ગાયનવાદનશાળા શરૂ કરી હતી, અને મૌલાબક્ષ જેવા નામાંકિત સંગીતકારોને રાખી લોકોમાં સંગીતનું મફત શિક્ષણ આપવા માંડયું. આ પછી તો ગ્રામોફોન, રેડિયો અને ટૉકીઝ આવ્યાં. તેમનો ફાળો સંગીતને આમજનતામાં ફેલાવવા માટે બહુ મોટો છે. આથી શિષ્ટસંગીત તરફ જનતાનું ઠીકઠીક ધ્યાન ખેંચાયું છે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે ગુજરાતની શિષ્ટ જનતામાં સંગીત પ્રત્યે માન થવા લાગ્યું, અને આજે જોઈએ છીએ તો ગુજરાતમાં શેઠ અંબાલાલ સારાભાઈ, સર ચીનુભાઈ બેરોનેટ વગેરે નામાંકિત અને બીજાં શ્રીમંત કુટુમ્બોમાં સંગીતને શિક્ષણ તરીકે સારું સ્થાન મળવા લાગ્યું છે.

ગુજરાતે સંગીત પ્રત્યે અક્ષમ્ય ઉદાસીનતા સેવેલ છે તે વાત નિર્વિવાદ છે છતાં પણ આજે ગુજરાતમાં ખોળવા જશું તો હિંદના મશહૂર સંગીતકારોની પંક્તિમાં પ્રથમ સ્થાન લઈ શકે તેવા સંગીતકારો મળી શકે તેમ છે. આજે ગુજરાત પાસે સંગીતમહોદય પંડિત ઓમકારનાથ ઠાકુર જેવા અજોડ સંગીતકાર અને સંગીતશાસ્ત્રી છે. જેઓ ૧૯૩૮માં કલકત્તાની અખિલ હિંદ સંગીત પરિષદના પ્રમુખ હતા. આ સિવાય ઈંદોરના પ્રસિદ્ધ બીનકાર બન્દે અલીખાંના ઘરાણાના જ્ઞાનવાળા ધરમપુરના કુમારશ્રી પ્રભાતદેવજી હિંદમાં જુજ રહેલા બીનકારોમાંના એક છે. મહાગુજરાતના લોકપ્રિય સંગીતકાર માસ્તર વસંતના નામથી તો ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. આજે પણ સુરતવાસી માસ્ટર દિનાનાથ, મિ. હીરાલાલ તથા નવસારીના મા. અમૃતલાલ રેડિયોદ્વારા જાણીતા થતા જાય છે. ઉછરતા નવયુવાન શિષ્ટ સંગીતકારોમાં ગોંડલના શ્રી. શિવકુમાર શુક્લ, વડોદરાના શ્રી. રજનીકાંત દેસાઈ, જસદણના શ્રીમંત શેઠ ગુલામઅલી, અમરેલીના શ્રી. શાંતિલાલ દેસાઈ, ગોંડલના શ્રી. તુલસીદાસ તથા શ્રી. મહેન્દ્ર શુક્લ સારા સંગીતકારો છે. તેઓ પાસેથી ઘણાં ઊજળા ભવિષ્યની આશા સેવવામાં આવે છે. આ ઉપરાંત બેત્રણ નામો રહી જાય છે, અને તે બધા ઊંડા સંગીતશાસ્ત્રકોવિદો છે. પહેલા શ્રી. વાડીલાલ શાસ્ત્રી જેઓ પહેલાં ધરમપુર સંગીતશાળાના આચાર્ય હતા અને હાલ શ્રી. અંબાલાલ શેઠને ત્યાં સંગીતશિક્ષક છે. શ્રી. વાડીલાલ શાસ્ત્રી સ્વ. પંડિત ભાતખંડેના પટ્ટશિષ્ય છે. પંડિત ભાતખંડેના પ્રસિદ્ધ થયેલાં સંગીતનાં પુસ્તકોમાં કેટલાક ભાગોમાં સ્વરલેખન તેમણે કરી આપેલ છે. ગુજરાતી ભાગોના સંપાદક પણ તેઓ છે. તેઓનું સંગીતજ્ઞાન ઘણું જ ઊંડું અને અભ્યાસપૂર્ણ છે. બીજા રત્ન તે સુરતના શ્રી. કંચનલાલ મામાવાળા અને અમદાવાદના શ્રી. નરેન્દ્ર શુક્લ. શ્રી. કંચનલાલ મામાવાળા પોતે શ્રીમંત છે એટલે સંગીત પ્રત્યે બહુ દરકાર સેવતા નથી. પરંતુ તેમનું જ્ઞાન જેટલું તલસ્પર્શી અને ઊંડું છે તેટલો જ તેમનો હારમોનિયમ પરનો કાબૂ ઘણો ભારે છે. ધારે તો મોટા

સંગીતશાસ્ત્રી થઈ શકે તેમ છે. અમદાવાદવાસી શ્રી. નરેન્દ્ર શુકલનો સંગીત અભ્યાસ પણ ઘણો ઊંડો છે. માત્ર કવચિત જ તેનો જનતાને તેઓ લાભ આપે છે.

ગૂજરાત શિષ્ટ સંગીત પ્રત્યે બેદરકાર નથી તે બતાવવા ગૂજરાત પાસે ગૂજરાતી ભાષામાં જ સંગીતશાસ્ત્ર પર લખાયેલા લગભગ ૧૮ જેટલા સપ્રમાણ ગ્રંથો છે, જેમાં વાંકાનેરવાળા નથુરામ સુંદરજી, જટાશંકર ઓઝા તથા આદિત્યરામ વ્યાસનાં પ્રકાશનો ચિરંજીવ છે. આધુનિક સમયમાં સંગીત ઉપર અંગ્રેજીમાં એક સપ્રમાણ ગ્રંથ ગૂજરાતમાં લખાયેલ છે, અને તે ગ્રંથના લેખક તથા પ્રકાશક ધરમપુરના મહારાજા શ્રી વિજયદેવજી છે. મહારાણા વિજયદેવજીની સંગીતસેવા માટે ગૂજરાત કદાપિ પણ બેદરકારી સેવી શકે તેમ નથી.

આમ બધી રીતે તપાસશું તો સંગીતમાં પણ ગૂજરાત પાછું પડે તેમ નથી. છતાં એક વાત કહેવી પડે છે કે ગૂજરાતમાં હજુ શિષ્ટ સંગીત જોઈએ તેવું લોકપ્રિય થયું નથી. મહારાષ્ટ્ર, બંગાળ, મદ્રાસ, પંજાબ વગેરે પ્રાન્તોએ શિષ્ટસંગીતમાં પોતાની છાપવાળા સંપ્રદાયો આપ્યા છે, પણ ગૂજરાત પાસે હજુ શિષ્ટસંગીતને કાંઈપણ લાક્ષણિકતા આપવાનું નથી. આમ થવાનું કારણ ગૂજરાતી કાવ્ય અને સંગીત વચ્ચેનું અંતર છે. આજે ગૂજરાત પાસે ઉચ્ચ કોટિના કવિઓ છે પણ તેઓ સંગીત સામે પૂરેપૂરો અસહકાર સેવે છે. ગૂજરાતના શિષ્ટ સાહિત્યમાં સંગીત ગરબા અને ગઝલોથી આગળ જઈ શક્યું નથી. જ્યાંસુધી આપણા કવિઓ સંગીતકારો, અને સંગીતકારો કવિઓ નહિ બને ત્યાંસુધી કાવ્ય અને સંગીત બન્ને એકબીજાથી પરાઙ્મુખ રહેશે તે ચોક્કસ છે. આજે ગૂજરાત પાસે શ્રી ન્હાનાલાલ અને ઉમાશંકર જેવા કવિઓ હોય, શ્રી રવિશંકર રાવળ અને કનુ દેસાઈ જેવા ચિત્રકારો હોય, શ્રી. મુન્શી અને રમણલાલ જેવા નવલકથાકારો હોય, શ્રી. ચંદ્રવદન અને શ્રીધરાણી જેવા નાટ્યકારો હોય, પં. ઓમકારનાથ અને માસ્તર વસંત જેવા સંગીતકારો હોય, છતાં પણ ગૂજરાત માટે એ કલંક શા માટે રહે કે ગૂજરાત કલા અને સંગીતશૂન્ય છે? હા, એટલું ચોક્કસ કે ગૂજરાત પાસે કલાકારો છે પણ તેમને સમજે તેવો જનસમાજ નથી. આજે ગૂજરાતને જોઈએ છીએ સાહિત્ય, સંગીત અને કલાનો લોકસંપર્ક. જ્યાંસુધી શિષ્ટસંગીત આપણી શાળાઓ અને કોલેજોમાં દાખલ નહિ થાય ત્યાંસુધી સંગીતસંપર્ક આપમેળે સધાય એ અશક્ય છે.

છેવટે, મહાગૂજરાત સંસ્કારી, ભાવનાશાળી, શિષ્ટ, અને જગતપ્રગતિને ઝીલે તેવું સંગીત પ્રાપ્ત કરે અને હિંદની કલાસંસ્કૃતિમાં પોતાનો લાક્ષણિક ફાળો આપે, અને ગૂજરાતીઓમાં શિષ્ટસંગીત સર્જનની નહિ તો તે સાંભળવાની શક્તિ સત્વર સાંપડે તે જ પ્રાર્થના.

ꣽ

# પ્રાચીન ગુજરાતની બે વીરગાથા

વનેન્દુ ઝવેરી

ચહુઆણનું કુલ નિકલંક, જિસિઉ પૂનમ તણ્ મયંક—પદ્મનાભ

## દેશની પરિસ્થિતિ

**તેરમી** સદીના અન્ત સુધી ગુજરાત સ્વતંત્ર, ને પરિણામે બહુ જ સુખી, સુધરેલું, સમૃદ્ધ અને સ્વસ્થ હતું.

### દશમીથી તેરમી સદી સુધીનું સંસ્કૃત ને અપભ્રંશ સાહિત્ય

તે સમય સુધી ગુજરાતનું સાહિત્ય મધ્યકાલીન હિંદના જૂના સાહિત્યના આદર્શોને અનુસરતું ને તેમ કરી કાલિદાસ કે ભવભૂતિનાં જેવાં મહાકાવ્યો રચવાનું મૂકી, બાણનું કવિત્વ બાજુએ મૂકી, એની શૈલીનું જૂઠું અનુસરણ કરતું, કે રાજા કે મોટા સરદારોને ખૂબ છાપરે ચડાવતું.

અથવા તો જૈન મુનિઓ દહિક સુંદર અને ઘણી વાર મધ્યમ વાર્તાઓ—રાસા—રચતા, જેમાં અંતે ઘણે ભાગે નાયકનાયિકા અનેક દુઃખોમાંથી પસાર થઈ થોડા જ સમયથી સુખ પામ્યા હોવા છતાં, કોઈ જ્ઞાની અને ત્યાગી જૈન સાધુના ઉપદેશથી એમની જેમ જ દીક્ષા લઈ લતા.

પણ આ બધું સાહિત્ય એકંદરે ઉલ્લાસનું હતું, આનંદનું હતું, સ્વસ્થતાનું હતું, વિલાસનું હતું. એ સાહિત્યમાં શબ્દભભકનો જૂઠો છતાં મોહક ઓપ હતો, એ કીર્તિકથાઓમાં 'અતિશયોક્તિ'ભરી છતાં પ્રેરક અસ્મિતા હતી, એ ધર્મકથાઓમાં અંત બહુધા સાધુત્વમાં હોવા છતાં ઘણીવાર ગુજરાતના પરદેશગામી વેપારીવીરોની સાહસકથા ગવાતી, વિજયગાથા આલેખાતી.

ને એટલેથી બસ ન 'તું. એ સમૃદ્ધિસભર ગુજરાતમાં વસન્તમાં પૂજન થતાં, અપૂર્વ ઉલ્લાસ વાળા ફાગુ ને હોરી રચાતાં. સિદ્ધરાજ અને કુમારપાળ, વીરધવલ અને વસ્તુપાલના ગુજરાતમાં સાહિત્ય રડતું નહોતું, હસતું હતું—ધાર્મિકતાનું નહતું, મસ્ત જીવનનું હતું.

### પ્રાન્તનું માનસિક પરિવર્તન

પણ ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીના ભાઈ અલુઘખાને પતનના મુખ તરફ ઝડપભેર ધસ્યે જતા ગુજરાતનું અધૂરું રહેલું પતન પૂરું કર્યું. એણે ગુજરાત અને કાઠિયાવાડ પર ચડાઈ કરી કાળો કેર વર્તાવ્યો, અને પાટણને હંમેશ માટે સર કર્યું.

પરિણામે આનંદ અને ઉત્સાહનાં જે પૂર ઓસરતાં હોવા છતાં હરકોઈ શોકને દૂબાવી દે એટલાં ઘેરાં હતાં તે એકદમ ઓસરી ગયાં, ને તેને સ્થાને બે વૃત્તિઓએ જન્મ લીધો :

૧. ઇસ્લામીઓ સામે બને તેટલા ઝનૂનથી લડી પોતાનો દેશ બચાવવો; એને

૨. આનંદ ઉત્સાહ પડતાં મૂકી, મૂર્તિભંજક અને વ્યભિચારી ધર્માંધ અને સિતમગર મુસલમાનોએ પ્રવર્તાવેલા ત્રાસ અને ભયથી દબાઈ જઈ ઈશ્વરનો આશરો શોધનાં સંરક્ષણવાદી બની જવું.

આમાંની પહેલી વૃત્તિએ જે યુદ્ધો ઉપજાવ્યાં હશે તેની કોઈ કોઈ વીરગાથાઓ લખાઈ હશે, પણ એમાંની બે તો આપણા સુધી પહોંચી જ છે.

## રણમલ્લ છંદ

એમાંની પહેલી ગાથા છે શ્રીધર વ્યાસે લગભગ ૧૩૯૮ માં લખેલ રણમલ્લ છંદ. એમાં ઈડરના શૂરવીર રાવ રણમલ રાઠોડે આશરે ૧૩૯૭ માં પાટણના તે સમયના સૂબેદારને આપેલી શિકસ્તનું વર્ણન બહુ ભવ્યતાથી, રણમલની ભવ્યતા બહુ રોચક રીતે આલેખી, કરવામાં આવ્યું છે.

**વસ્તુ**

રણમલે ગુજરાતના સુબેદાર ઝફરખાનને ખૂબ ત્રાસ આપ્યો, અને ગુજરાતનો ખજાનો લૂંટયો. એટલે એને કહેવામાં આવ્યું:

સિરિ ફુરમાણુ ધરવિ સુરતાણી ધરદય હાલમાલ દીવાણી—

સુલતાન ( સુબેદાર ? ) ના ફરમાનને તાબે થઈ ખજાનો પાછો સોંપી દો. પણ, પાછો આપવો હોત તો કામધ્વજ કુળનો વીર એ લૂંટત જ શા માટે ? અને પરિણામે એના પર ચડાઈ થઈ. પણ

સાહસ વસી સુરતાણ દલ સમુહરિ જિમ ચમકન્ત,
તિમ રણમલ્લહ રોસ વસિ મૂછ સિહરિં ફરકન્ત—

જેમ જેમ સુલતાનનું સૈન્ય વીરતથી ઓપવા લાગ્યું તેમ તેમ રણમલની મૂછો ક્રોધના ઝનૂનથી ફરકવા લાગી. અંતે યુદ્ધ થયું, અને સુલતાનનું સૈન્ય હારીને પાછું ગયું.

**મહત્તા**

આ સિત્તેર ચોપાઈ કે દોહા જેવા છંદમાં, બહુ જૂની અને અસ્પષ્ટ છતાં ઝમકભરી અને બારોટશાઈ ભાષામાં લખાએલ કાવ્યની ખરી મહત્તા, શ્રી કૃષ્ણલાલ ઝવેરી કહે છે તેમ, એની ભવ્ય અને શૂરાતનભરી, ઝડઝમકવાળી અને પ્રાસાનુપ્રાસથી ઊભરાતી શૈલીના બલવન્ત પ્રવાહમાં અને એના વર્ણનની વિષદતા અને વસ્તુને અનુરૂપ ઘેરાં ચિત્રો ઊભાં કરવાની શક્તિમાં સમાએલી છે.

**ભાષાની દૃષ્ટિએ મહત્ત્વ**

શ્રી ઝવેરી કહે છે તેમ, આટલાં વહેલાં પણ આપણી ભાષામાં ફારસીમાંથી કંઈ નહીં તો લશ્કરી અને ખજાનાવિષયક અનેક શબ્દો આવી ગયા હતા એ પણ આ કાવ્ય સારી રીતે બતાવી આપે છે. આટલી નાની કવિતામાં પણ નીચેના શબ્દો બહુ છૂટથી વપરાયા છે:

ફુરમાણ, સુરતાણ, માલ, હલાક, પાન, ખિજમત, આલમિ, હેરાણ,
ખુદાલમ, ફોજ, સિહર, લસકર, તેજી, ખાનખુદ, હાલ, દીવાણી, બક્ષી.

છતાં, કોઈ એમ કહી શકે ખરું કે કવિને ફારસીનો અભ્યાસ સારો હતો, અને આમાંના કેટલાક શબ્દો તો એણે દેશભાષામાં, એને માટે બીજા શબ્દો પ્રચલિત હોવા છતાં, શોખ માટે, વિદ્વત્તા બતાવવા, ઝડઝમક અને ખાસ કરીને અવાજમાં નાવીન્ય લાવવા, કે તે સમયની લોકભાષા નહીં પણ આગળ પડેલાઓની સંસ્કારી ગણાતી ભાષા બતાવવા તેના

આવશ્યક અંગ તરીકે વાપર્યાં હોય. જેમ એક બાજુ કાવ્ય નાનું હોવાથી આટલા બધા શબ્દો દેશભાષામાંથી જ આવે, તેમ બીજી બાજુ નાના કાવ્યમાં પ્રયત્નપૂર્વક આમ કરી શકવાની સુગમતા બહુ વધુ હોય છે એ પણ વિચારવાનું છે.

## કાન્હડદેપ્રબંધ

પણ વિસલનગરા નાગર બ્રાહ્મણ પદ્મનાભે ૧૪૫૬માં મારવાડમાં આવેલા ઝાલોરમાં લખેલ ' કાન્હડદેપ્રબન્ધે ' રણમલ્લ છંદને અંધારામાં મૂકી દીધો. આ કવિ ઝાલોરના રાજ્યકર્તા અખેરાજનો રાજકવિ હતો, એટલે એણે અખેરાજના પૂર્વજ કાન્હડદેએ સવાસો દોઢસો વર્ષ પહેલાં બતાવેલી વીરતાની કરણજન્ય ગાથા આ પ્રબંધમાં આલેખેલી છે.

ખરી રીતે જોતાં ગુજરાતે પોતાની જાતને ઝનૂની અને સંપીલા મુસ્લિમોના પ્રારંભિક હુમલાઓમાંથી બચાવવા જે પ્રયત્નો કર્યા એની આ એક કરણાન્ત છતાં વાંચતી ગમે એવી ઉન્નત, એકાંગી પ્રશસ્તિ છે.

વસ્તુ

ગુજરાતના રાજા કરણ ઘેલાએ કેશવને મારી એની પત્નીને પોતાના અંતઃપુરમાં મોકલીײ તેથી કેશવનો ભાઈ માધવ, જે કરણનો પ્રધાન હતો, તે વૈરના ઝનૂનથી દિલ્લીના સુલતાન અલાઉદ્દીન ખીલજીને ગુજરાત પર ચડાઈ કરવા સમજાવે છે. અલાઉદ્દીન તૈયાર થાય છે, અને ઝાલોરના પ્રદેશમાંથી જવા માટે ત્યાંના રાજકર્તા કાન્હડદે પાસે રજા માગે છે. પણ એ ચાહમાન ( ચોહાણ–ચૌહાણ ) વીર ના પાડે છે. સુલતાનનું સૈન્ય મેવાડમાંથી પસાર થઈ પાટણ પાડે છે, દક્ષિણમાં રાંદેર ને સુરત સુધી કેર વર્તાવે છે, ને કાઠિયાવાડને રીબાવી, પ્રભાસના મંદિરને તોડી પાછા વળતાં કાન્હડદે પર ચડાઈ કરે છે. રાજપૂતોની વીરતાથી એ સૈન્ય હારીને નાસી જાય છે. એની પાસેથી સોમનાથના લિંગના ટુકડા કાન્હડદે પડાવી લે છે, અને એ સૈન્ય સાથે ઘસડવામાં આવતા નવ લાખ હિંદુ કેદીઓને છૂટા કરે છે.

બાગેલો મુસલમાન સેનાપતિ અલફખાન ફરી ઝાલોરની સીમા પરના કિલ્લા પર હુમલો લાવે છે, અને ફરી હારે છે. આનાથી ચીડાઈ અલાઉદ્દીન જાતે એ કિલ્લાને ઘેરો ઘાલે છે, પણ સાત વર્ષ સુધી એ પડતો નથી. એટલે એ એમાંના તળાવના પાણીમાં ગાયનું માંસ ફેંકી એના રક્ષકોને પાણી વિનાના કરી મૂકે છે. રાજપૂતો બીજો કોઈ રસ્તો ન જોવાથી જમહર—જૌહર—કરે છે.

પછી પોતે અલાઉદ્દીન ઝાલોર પર ઘેરો ઘાલે છે. એની પુત્રી પીરોજાને કાન્હડદેનો પુત્ર વીરમ પોતાના આગલા ભવનો પતિ હતો એવું ( જૈન રાસાઓ અને ધર્મકથાઓમાં બનતું તેમ ) જાતિસ્મરણજ્ઞાન થાય છે, પણ વીરમ તુર્કને પરણવાની ચોખ્ખી ના સંભળાવે છે. પીરોજાના પ્રયત્નથી બેઉ પક્ષો વચ્ચે સમજૂતી થાય છે અને સુલતાન પાછો

ײ આ પરથી માનવામાં આવે છે કે કરણઘેલામાં આપેલું છે તેમ માધવની પત્નીનું નહીં પણ કેશવની પત્નીનું હરણ કર્યું હશે. આ જૂનું પુસ્તક જ વધુ વિશ્વસનીય છે. ભાભી કરતાં પત્ની માટે મરવું એ વધુ સ્વાભાવિક છે, એમ પણ આપણે કહી શકીએ. પણ આમ થયું હશે તો બિચારા કેશવની પાછળ કમને રૂપ આપવા અને ગુણસુંદરીના જેવી અવસ્થા થવા કોણ રહ્યું હશે! બિચારો!

દિલ્હી જાય છે. પીરોજાએ ભવિષ્ય ભાખ્યું છે કે પોતે, સુલતાન, કાન્હડદે અને વીરમ બધાં અમુક સમય પછી મરશે.

એ સમય આવતાં ફરી અલ્લાઉદ્દીન ઝાલોર ગઢને ઘેરો ઘાલે છે, પણ બાર વર્ષ સુધી એ પડતો નથી. બાદશાહ પાછા ફરવાનો વિચાર કરે છે, પણ આખરે એક ખવાસ ફૂટતાં રાજપૂતોને જૌહર કરી પોતાનો સર્વનાશ કરવો પડે છે.

**સંયમ અને શિરસ્તો**

બે હજાર લીટીના આ કાવ્યમાં પદ્મનાભે બીજા જૈન રાસાઓ કરતાં ભાષા અને વર્ણન બેઉમાં ખૂબ વધુ સંયમ રાખ્યો છે, પણ વચ્ચે વચ્ચે ઉપદેશ,× તુર્ક અને રાજપૂત સેનાપતિઓની નામાવલિ, પૂર્વજન્મની લાંબી વિગતો વગેરેમાંથી એ દૂર રહી શકતો નથી, કારણકે એ તે સમયનો અને તે સ્વરૂપનો શિરસ્તો છે.

**ભાષા અને શૈલી**

ભાષા નથી આડંબરી ને આલંકારિક કે નથી રૂઢિની ઘરેડમાં ચવાએલી. સાદી અને સીધી ભાષામાં આલેખન કરે જતો કવિ વખત આવે તેમ ઊંચો ચડે છે, નીચે ઊતરે છે, નાજુક બને છે, કર્કશતા દાખવે છે એ પ્રસંગે પ્રસંગે આપણા મનને હલાવી નાંખે છે, કે આપણી રગોમાં લોહીને વહેતું કરી મૂકે છે.

ઘણી જગાએ એ શાન્ત કરુણથી આપણા માનસચક્ષુ આગળ ભવિતવ્યતા સાદા શબ્દોમાં પ્રત્યક્ષ કરે છે.

એની ભાષાનું ઐતિહાસિક મહત્ત્વ છે એનું સચવાઈ રહેલું જૂનું સ્વરૂપ. ગુજરાતી ભાષા પંદરમી સદીમાં કેવી હતી તે જાણવામાં પદ્મનાભના આ કાવ્યે ખૂબ જ મદદ કરી છે.

**પાત્રાલેખન**

અત્યાર સુધી રચાતી આવી દીર્ઘકથાઓમાં પાત્રાલેખન ભાગ્યે જ આવતું. ઘણીવાર તો જૈન સાધુઓ વાસ્તવિક વાર્તાઓને બદલે રૂપકો લખતા. એવે સમયે માધવ અને સુલતાન, પીરોજા અને વીરમ, કાન્હડદે અને એનો પુરોહિત, મુસલમાનો અને રાજપૂતો—એ બધાંનાં ખરાં અને સ્વાભાવિક ચિત્રો દોરનાર પદ્મનાભ પહેલો જ કવિ છે. આ વાત એને ખૂબ જ મહત્ત્વ અપાવનારી છે.

**આપણી વીરગાથા**

કાન્હડદેપ્રબન્ધ આપણી વીરગાથા છે. એ વાંચતાં આપણને જેમ આપણી એકત્ર સામનો ન કરવાની અને છૂટા છૂટા કપાઈ મરવાની મૂર્ખાઈનો ખ્યાલ આવે છે તેમ આપણી

× જેમકે,

લોભિ એક વિટાલિ આપ. લોભિ એક કરિ ઘણુ પાપ,
લોભિ એક નર લોપિ ધર્મ, લોભિ કરઇ પાંડૂઆં કર્મ;
લોભિ મિલિ માલ અથડઇ, લોભિ એક નર વાહણિ ચડઇ.
લોભિ એક વિદેસિ વલઇ, લોભિ એક નર પાણી પલઇ,
લોભિ એક દાખવિ અણાચિ, લોભિ બૂરાં બાલિ હાથિ.

. . . .

લોભ વિહૂણ જે નર સરઇ, પદ્મનાભ તેહ પૂજા કરઇ.

રાજપૂત વીરતાનો ય ખ્યાલ આવે છે. વાંચનારને ગુજરાત, મારવાડ અને રાજપૂતાના કેવા બહાદુર હતાં એનો આ પ્રબંધથી પૂરો ખ્યાલ આવે છે, અને એનું હૃદય માન અને વિષાદ બેઉથી નમી પડે છે.

કથાકાવ્ય

પણ મૂળે તો આ પ્રબન્ધ એક કથાકાવ્ય જ છે. આપણે આજે એમાંથી ગમે તે બોધ તારવીએ કે ગમે તે જાણવાનો પ્રયાસ કરીએ, પદ્મનાભે તો એમાં એના રાજાના પૂર્વજોની કથા આલેખેલી છે—વીરત્વયુક્ત અને જોમભરી, ભવ્ય અને ઉન્નત, કરુણ અને સુંદર.

એ એવી કથા છે કે જે વાંચતાં વાચકના દિલમાં જેમ શૌર્યનો સંચાર થાય છે તેમ સાથે સાથે એ કથારસનું પાન પણ કરતો જાય છે. અને વળી આધુનિક વાચકને તો એ કથાકાવ્ય બીજાં પ્રાચીન કથાકાવ્યો કરતાં વધુ આનંદ આપે છે, કારણકે એમાં અતિશયતા બહુ ઓછી છે.

ટૂંકમાં, એ છે, જૂના મહાગુજરાતનું, આજે ય આનંદ આપતું, એક ઉન્નત વીરકાવ્ય.*

* એક અપ્રકટ સાહિત્યઇતિહાસનું અર્ધપ્રકરણ



# કેવી બૈરી ગમે ?

ગોવિંદભાઈ શ. અમીન

રવિવારનો દિવસ હતો. સાંજનો સમય હતો. ઠંડો પવન આવતો હતો. પગ પર પગ ચડાવી ચાર મિત્રો ચોપાટી પર બેઠા હતા.

ભેળ-ચેવડાને હમણાં જ ન્યાય અપાયો હતો, વાવડીવાળો ખાધો હતો, દરેકના મોંમાં પાનપટ્ટી આવી ગઈ હતી, બે બીડી પીનારે બીડી સળગાવી હતી. આજનો ઉત્સાહ પૂરો થાય એવી કોઈ વાતચીત શરુ કરવાના વિચારમાં સૌ હતા.

એક રૂપવતી યુવતીએ ત્યાંથી પસાર થઈ તેમને વાતચીતનો વિષય આપ્યો.

" શું આપણું જીવન છે ? " યુવતીને જોતો એક બોલ્યો. " આપણી ઉપર નસીબે બારદાન મઢ્યાં છે તે ખસવાનાં છે ! બૈરી ધારી મળે તો જીવનમાં રસ રહે, નહિ તો બધું પાણી ! "

" ખરી વાત છેઃ આમાં આપણે બધા કમભાગી. ઠીક છે એકને સારી મળી હોત તો સંતોષ રહત કે આપણે નથી તો મિત્રને છે ! "

" સ્ત્રીઓ બળવો કરવાની વાત કરે છે તેમ આપણે બળવો કરીએ તો !—આમને કાઢી બીજી લાવીએ ! "

" આપણને બીજી મળે કોણ ?—થોડા મોટા થઈ ગયા ! "

" મુશ્કેલી છે યાર !—મુશ્કેલી છે !—જીવન આખું મુશ્કેલી છે !—નહિ તો બસ એક..." ત્રીજો બોલતો હતો.

" હં ! "

" શું ? "

" હં...બોલ, તારે કેવી જોઇએ ? "

" મૂરખ બનાવવો છે ? "

" મૂરખ બનાવવાનો હોય !–ઘડી ગમ્મત ! ચાલ, હું કહું; પછી તું કહેજે. "

" દરેકે કહેવાનું. "

" કબૂલ !–કબૂલ ! કેવી બૈરી જોઈએ એ કોને કહેવું ન ગમે ? હું તેનો વિચાર કરું છું, ત્યારે મને થાય છે કે જાણે તે મારી પાસે છે ! હમણાં જ યુવાન બન્યો હોઉં તેમ લાગે છે ! " પહેલો રંગમાં આવતો હતો.

" ચાલ, તો તું—પહેલો કહે. "

" સાંભળો......ઓછા કાઠાની—"

" બગલમાં આવ–"

" શ...શ......આજુબાજુ કોઈ સાંભળશે !—રીતસર વાત ! "

" ભૂલ્યો, હં. પછી ? "

"નમણી,"

"હં."

"પાતળી કેડ,"

"હં."

"નીચી દષ્ટિ,"

"સતી જેવી?"

"હા, અને સંગીતમાં ઉસ્તાદ!"

"તેં બૈરી સારી કલ્પી!—અમને કોઈ દિવસ સંગીત સાંભળવાની તક મળે...હં... હવે કોણ કહે છે?"

"હું."

"બોલ."

"લંબગોળ મોં,"

"હં."

"અણીઆળું નાક,"

"વાહ!"

"મોટી આંખ,"

"લીંબુની ફાડ જેવડી?"

"બહુ મોટી પડે!—સોપારીની ફાડ જેવી."

"હં."

"મેં શું કહ્યું?...લંબગોળ મોં, અણીઆળું નાક, મોટી આંખ...હં...ગોરે વાન!"

"બરાબર, ચાલે ત્યારે જમીનમાં પાની ખૂંપી જાય!"

"અને ધીમી ચાલ!"

"બીજું કંઈ જોઈએ?"

"જરા ઘરકામમાં ધ્યાન આપવું જોઇએ."

"એ તો જોઈએ જ, આપણે સાધારણ માણસને... હવે કોનો વારો છે?"

"મારો."

"બોલો."

"ગૌર વર્ણ,"

"અરેરે આપણે તે ભૂલી ગયા!...કંઈ નહિ, અમારામાં તે ઉમેરવાનું... હં પછી."

"ઊંચી કાયા,"

"બહુ ઊંચી!"

"આપણાથી ઊંચી નહિ."

"હં...પછી!"

"સુકું ગોળ મોં,"

"લાડવા માફક તરત ખાઈ જવાય!"

"એક વખત કહ્યું ગમસભ્યતા નહિ!—કોઈ સાંભળે!"

"હવે નહિ બોલું, માફ કરો !......હં...ઊંચી, ગોળ મોં...પછી ?"

"અણીઆળી આંખ, "

"એ સરસ, જુવે તે મર્યો પડ્યો છે !...હં"

"ભરેલા હાથપગ, "

"કેળના થંભ જેવા !"

"હા, અને ડોલતી ચાલ!"

"વાહ, નાચ કરાવીશ કે શું ?"

"નહિ, રહેવાની મારી પાસે, અને આખી દુનિયા અદેખાઈ કરે !"

"અમે સુદ્ધાં !"

"તમે મારા મિત્રો એટલે એટલો આત્મસંતોષ થાય ને ?"

"બરાબર છે દોસ્ત !-બરાબર છે !...હવે કોણ રહ્યું !...તું !...બોલ."

"હું......હું," ચોથો માથું ખંજવાળતો, યાદ લાવતો હોય તેવો દેખાવ કરી, "હું...હું...હેં...સાલું કંઈ યાદ......હા, આવ્યું !—આપણે, છે તેવી !" તે ખડખડ હસવા લાગ્યો.

બાકીના ત્રણેય ઊભા થઈ ગયા અને ચંપલ કાઢ્યાં, "શું અમે મૂરખા છીએ !... સાલા, લે...!!"

પેલો હસતો હતો અને પેલા મારતા હતા.

☆

# જોડણીના બે ચાર સંશોધ્ય નિયમો

કેશવરામ કા. શાસ્ત્રી

**આ**જ ૮૦ વર્ષ થયાં ગૂજરાતી ભાષાની જોડણી વિશેનો પ્રશ્ન ગૂજરાતી ભાષા-શાસ્ત્રીઓના હૃદયમાં અટવાયા કર્યો છે. नासौ मुनिर्यस्य मतं न भिन्नम् એ પ્રાચીન ધર્મ-શાસ્ત્રીય પ્રકારનાં દર્શન છેલ્લાં ૮૦ વર્ષમાં મૂર્ત સ્વરૂપમાં આપણે જોઈ શકયા છીએ. બેશક આ ક્ષેત્ર એટલું વિકટ છે કે તેમાં અણુજાણ વ્યક્તિનું કદાચ કાંઈ ન ફાવે, પણ એટલું તો ખરું જ કે એનાં છાંટણાં સર્વત્ર ઊડતાં હતાં અને તેથી જાણુ કે અણુજાણ સૌ કોઇ જોડણીના વિષયમાં ફાવે તેમ કરતું હતું. લેખક આ વિષયમાં નિષ્ણાત છે કે નહિ એ તો એનું મન જ જાણતું હશે; પણ પૂર્વની સાઠંબાજીમાં એને પણ ઝંપલાવવાનું મન થઈ ગયું હતું અને मुरारेस्तृतीयः पन्थाः એ પ્રાચીન ઉક્તિને સાર્થક કરતાં કેટલીક કૂદાકૂદી કરી મૂકી હતી.

પણ આ વિષયમાં શાસ્ત્રીય દૃષ્ટિએ રસ લેતી વ્યક્તિઓ દરેક સમયે ટચલી આંગળીનાં ત્રણ ટેરવાંથી આગળ વધતી નહિ હોવાથી જે કાંઈપણ લખવા–ચર્ચવામાં આવે તેની સ્થિતિ પ્રાયઃ અરણ્યરુદનથી બીજી કોઈ થવા જાય જ નહિ. અને પરિણામે આ વિષયમાં વૈરાગ્ય એ જ જાણે કે એક ઇષ્ટ વસ્તુ હોય તેવી સ્થિતિ અનુભવાઈ. આ લેખકને અરાજકતા બહુ સાલતી હતી, એટલે જ એનાથી રહી શકાયું નહોતું, પણ અમદાવાદ ખાતે મા. ગાંધીજીના પ્રમુખપદે ભરાયેલા બારમા ગૂજરાતી સાહિત્ય સંમેલનની વિષયવિચારિણીમાં 'જોડણીકોશ'-ની જોડણીને સર્વમાન્ય સ્વીકારવાના ઠરાવમાં આ લેખકના તરફથી સુધારો રજૂ કરવામાં આવ્યો અને તે ૭ વિરુદ્ધ ૪ મતે ઊડી ગયો, તે વખતે મા. ગાંધીજી તરફથી "ભવિષ્યમાં આથી કોઈપણ પ્રકારના ફેરફાર ન જ થઈ શકે તેવું બંધન નથી, યોગ્ય સૂચનાનાં દ્વાર સદા ઉઘાડાં છે." તેવો ખુલાસો આપવામાં આવેલો અને સંમેલન સમક્ષ ઠરાવ રજૂ કરતી વેળાએ શ્રી. અંબાલાલ જાની તરફથી તે જાતની જાહેરાત જાહેરમાં પણ કરવામાં આવેલી, ત્યારથી આ લેખકે સંતોષ અનુભવ્યો છે. અને આનંદનો વિષય છે કે દર નવી આવૃત્તિએ ઇષ્ટ અને નવા આવશ્યક સુધારાઓ થતા રહે છે, જે ચાલુ રહેશે એમાં શંકા જ નથી. ભાઈ શ્રી મગનભાઈના એક લેખમાંના નીચેના શબ્દોમાં કહું તો "શિષ્ટાશિષ્ટનો ઝઘડો ટળે તે સારુ, બહુમાન્ય થઈ શકે એ ઢબે કામ કરીને જોડણીકોશે તે પરત્વે પણ નિર્ણય કરીને એક રૂપ યા વિકલ્પ રાખવો ઘટે ત્યાં વિકલ્પ યોજીને રસ્તો કરી આપ્યો છે."

(શિક્ષણ અને સાહિત્ય, વર્ષ ૧, પૃ. ૧૪૧)

તેમણે જે મત બતાવ્યો છે કે "પછીથી ક્યાંક કશું નવું કરવું જ જોઈએ એમ લાગે તો ત્યાં નવો વિકલ્પ ઉમેરીને તેનો રસ્તો કઢાય છે. પ્રજામન એ વિકલ્પમાંથી ઠેરવે જેને અપનાવે તે રૂપ રહે, પસાઈ ગયેલું જૂનું રૂપ આગળ પર કોઇકાર રદ કરે." (એજન, પૃ. ૧૪૦) એ મત કોઈપણ ભાષાશાસ્ત્રીને સંતોષ ન આપે તેવો નથી.

જોડણીકોશના નિયમોમાં મોટો ફેરફાર ન થઈ શકે, તેવું સામાન્ય ધોરણ સ્વીકારવામાં આવ્યું છે, તે ગેરવાજબી નથી. એમ કરવાનું કારણ એ છે કે નિયમ તરીકે તો તે જ

વસ્તુ સ્વીકારાય; જ્યાં કાંઈ ફેરફાર કરવો ઇષ્ટ લાગે ત્યાં તે શબ્દો પરત્વે નિયમમાં કે કોશમાં પ્રાયઃ વિકલ્પથી દાખલ કરવો, જેથી મોટી અરાજકતાનો ભય ન જ રહે. આ વસ્તુથી સતીષ થવાને કારણે જ આ લેખક તરફથી બારમા સાહિત્ય સંમેલનના ઠરાવના પાલનને એક સભ્ય તરીકે જાળવવાનો પ્રાયઃ પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રામાણિક મતભેદ હોઈ શકે, પણ તેને લેખનના દેહમાં મૂર્ત કરી "બુદ્ધિભેદ" ઉત્પન્ન કરવો એ કૃત્ય ઠીક ન ગણાય, એ વસ્તુમાં ક્યા સુજ્ઞને મતભેદ હોઈ શકે? "પોતાના મતના તેવા આગ્રહીઓ પણ જો શુદ્ધિનો આગ્રહ નહીં રાખે, પોતાના ફરકને જ મર્યાદિત કરીને નહિ રહે, તો તેઓ તો કશું ધોરણ નથી પાળતા એ તો સ્પષ્ટ થયું, પરંતુ અન્યને એકવાક્યતામાંથી ઉતારી પાડી પોતાની શિથિલતાનો ચેપ લગાડી બેસવા કરશે એમાં શંકા નથી." (એજન, પૃ. ૧૪૧) આ શ્રી મગનભાઈના શબ્દોમાં અરાજકતા તરફ અણગમો છે, તે સાથેસાથ હું એકદેશી અરાજકતા (એટલે કે વિશિષ્ટ વિદ્વાન પોતાની જોડણી વાપરી સાહિત્યક્ષેત્રમાં એક પ્રકારની જે અરાજકતા તરફ અન્યને અજાણતાં દોરે છે તેવી અરાજકતા) ને પણ હવે ઉમેરવા ચાહું છું. હું મારા મતમાં મક્કમ હોવા છતાં, અને મારા ભાષાના બંધારણવિષયક ગ્રંથોમાં અસલ શાસ્ત્રીય જોડણીનો સ્પષ્ટ નિર્દેશ કરવા છતાંય, लोके तु ईदृशम् એ ન્યાયે લોકમતને સમાદરવાનું પુણ્ય જતું ન જ કરી શકું. અને એ એટલું જ સ્પષ્ટ છે કે યોગ્ય સુધારાનાં જોડણીકોશના નિયામકોએ દ્વાર ક્યાં બંધ જ રાખ્યાં છે?

અને તેથી જ આજે ત્રણું વર્ષે તદ્દન થોડા સુધારા સૂચવવાની હિંમત કરું છું. એ સુધારા નિયમોમાં મુખ્યત્વે કરવાના છે; જો કે તેમાં કોઈ મોટા ફેરફાર થવાનો ભય નહિ જ થવા દઉં.

| મૂળ નિયમ | સુધારેલો નિયમ |
| --- | --- |
| ૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. | ૧. તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. |

પ્રથમના નિયમમાંથી "સંસ્કૃત" શબ્દ એ માટે કાઢી નાખવા મારું નમ્ર સૂચન છે કે આપણી ભાષામાં માત્ર સંસ્કૃત ભાષાના શબ્દો જ નહિ, પણ અરબી-ફારસી-અંગ્રેજી વગેરે ભાષાના શબ્દો પ્રયોજાય છે. એ એના એ ઉચ્ચરિત સ્વરૂપમાં આપણે ત્યાં પ્રયોજાતા હોય તો તે બધા જ તત્સમ છે. આ સંસ્કૃત શબ્દ કાઢી નાખવાથી નિયમમાં કાંઈ પણ ક્ષતિ ન રહેતાં એ નિયમ અવ્યાપ્તિ દોષથી મુક્ત થશે. ઉદાહરણોમાં ત્યાં પરભાષીય શબ્દો ઉમેરી દેવા એટલું જ બાકી રહેશે.

| મૂળ નિયમ | સુધારેલો નિયમ |
| --- | --- |
| ૧૩. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા "તદ્ભવ" શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું......પણ ચ તથા છનો યોગ હોય તો ચ્છ લખવું. | ૧૩. તદ્ભવ શબ્દોમાં આવતા સંયુક્ત અક્ષરોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦ ચોખ્ખું, સિક્કી, પથ્થર, ઝભ્ભો, સબ્બર. પણ ચ તથા છ નો અને દ્ તથા ધ નો યોગ હોય તો અનુક્રમે ચ્છ અને દ્ધ લખવું, છ્છ અને ધ્ધ નહિ. ઉદા૦ અચ્છેર, પચ્છમ, અચ્છું, ઓદ્ધો, સુદ્ધાં. |

સંસ્કૃત ભાષામાં આ નિયમ વૈકલ્પિક છે, પ્રાકૃતોમાં પણ વૈકલ્પિક છે, આમ છતાં આપણે માનેલી અરાજકતા દૂર કરવાપૂરતું નિયમબંધન કરવું આવશ્યક માન્યું છે. અહીં જોડણીકારે સ્વીકારેલા 'રુ' ઉપરાંત હું અત્યંત વ્યાપક અને સર્વત્ર નિરપવાદ સ્વીકારાતા 'ઙ'ને મૂકવું છું. એનું બીજું પણ તૈયાર જ મળે છે. એટલે આટલો ફેરફાર સ્વીકારવામાં અડચણ નહિ આવે. બધા જ સંસ્કૃત તત્સમ શબ્દોમાં આપણે 'ઙ' જ લખીએ છીએ; માત્ર ગુજરાતીપૂરતું ખાસ ધ્યાન રાખવું પડે છે; અને આ ભૂલ અત્યંત સ્વાભાવિક છે. સરલતા ખાતર જ આ સૂચના છે. ( જો કે સ્વાભાવિક તો એ જ છે કે આ નિયમ જ વૈકલ્પિક બને. )

| મૂળ નિયમ | સુધારેલો નિયમ |
|---|---|
| ૧૮. તદ્ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ, સાનુસ્વાર કે નિરનુસ્વાર, એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવા. | ૧૮. તદ્ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ, સાનુનાસિક કે નિરનુનાસિક, એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવા. |

સૂચના: એના અપવાદમાં "નિરનુસ્વાર" શબ્દ છે ત્યાં "નિરનુનાસિક" શબ્દ યોજવો.

અહીં સૂચવાતો ફેરફાર વ્યાકરણની પરિભાષાનો છે. આ નિયમમાં "સાનુસ્વાર" અને "નિરનુસ્વાર" શબ્દો પારિભાષિક દૃષ્ટિએ યોગ્ય નથી; સબબ કે ત્યાં ત્યાં જે ઉચ્ચારણ છે કે નહિ તે "અનુસ્વાર"નું નહિ, પણ "અનુનાસિક" નું છે કે નહિ. સ્વ. નરસિંહરાવભાઈને આ વસ્તુ પ્રથમ ન સમજાયેલી એટલે તેમણે "અનુસ્વાર"નો પોચો ઉચ્ચાર એને માન્યો. પણ પછીથી એમને એમની ભૂલ સમજાયેલી; અને આ ઉચ્ચારણ છેક વૈદિક કાળ જેટલું જૂનું છે, તે તેમણે ત્યારે જાહેર કરેલું. ( જુઓ Gujarat Language and Literature, Vol. I નું શોધપત્ર, પૃ. ૪૭૦–૭૧) જેને આપણે અનુસ્વારનો પોચો ઉચ્ચાર કહીએ છીએ તે અનુનાસિક છે. આ ઉચ્ચારણથી સ્વરની માત્રા વધતી નથી, જ્યારે "અનુસ્વાર"થી વધે છે. આ વિષયમાં પૂર્વે "વસંત" (વર્ષ ૨૨, પૃ. ૧૩૯–૪૯, ૧૮૦–૮૮) માસિકમાં "અનુસ્વાર અને અનુનાસિક" ઉપર મારા તરફથી વિસ્તૃત ચર્ચા આપવામાં આવી છે, તે તરફ તદ્વિદોનું ધ્યાન ખેંચવા રજા લઉં છું.

આ જ દૃષ્ટિએ ૧૯ મો નિયમ નીચે મુજબ સુધારી વાંચવો જોઈએ:

૧૯. અનંત્ય ઈ તથા ઊ સાનુનાસિક ઉચ્ચારાતા હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવા.
અપવાદ—કુંવારું–કૂંવારું, કુંભાર–કૂંભાર, કુંવર–કૂંવર, કુંવરી–કૂંવરી, સુંવાળું–સૂંવાળું એ વિકલ્પે જોડણી કરવી.

આ સૂચન અત્યંત સ્વાભાવિક છે. સાનુનાસિક ધાતુઓનાં સાધિત રૂપો બનાવતાં આવા જ સંયોગોમાં સાનુનાસિક સ્વરમાં કોઈપણ ફેરફાર જોડણીકારને ઇષ્ટ નથી, તેનાથી ઉચ્ચારણની દૃષ્ટિએ અહીં કોઈ તફાવત નથી. છતાં વ્યાપકતા નષ્ટ ન થાય એ ઉદ્દેશે જ ઉપર વિકલ્પ સૂચવું છું. અને ઉંદર–ઊંદર વગેરે જોડણીકારે વિકલ્પે સ્વીકારેલ છે જ. ( ઉંબરો–ઊંબરો એ વિકલ્પ સાથોસાથ ઊંબરો રૂપ રહી જ ગયું છે, તે તરફ ધ્યાન દોરવા રજા લઉં છું. )

એક અત્યંત સ્વાભાવિક વાત તરફ "જોડણીકોશ" ના સંપાદકોનું ધ્યાન દોરવા રજા લઉં છું: ગુજરાતી ભાષામાં સાનુનાસિક ( અનુસ્વારના કહેવાતા પોચા ઉચ્ચારવાળા )

અને નિરનુનાસિક (તેવા કહેવાતા પોચા ઉચ્ચાર વિનાના) ઇ-ઈ અને ઉ-ઊની સ્થિતિમાં કાંઈપણ તફાવત નથી. દાખલા તરીકે ઊતરવું, નીંગળવું તે ઉપરથી સાધિત ક્રિયાપદો ઉતારવું, નીંગાળવુંમાં ઉચ્ચારણની દૃષ્ટિએ સાધિત દશામાં સ્વરભાર પછીની શ્રુતિ ઉપર જતાં ઉચ્ચારણમાં પ્રથમ શ્રુતિ હ્રસ્વ બને છે. ચાર અક્ષરના શબ્દોમાં ઉતરડ અને મૂંઝવણમાં પ્રથમ શ્રુતિનું ઉચ્ચારણ સદાય હ્રસ્વ છે, છતાં આપણે લેખનમાં નિરર્થક ભેદ જોઈએ છીએ. ભાષાશાસ્ત્રના સ્વાભાવિક નિયમોનો આ અતિક્રમ ભાષાપ્રેમીઓથી તો ચલાવી ન લેવાવો જોઈએ. અને એ યાદ આપું છું કે નિરનુનાસિક તેવા ઇ-ઉ માટે "ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી" ના જોડણીના નિયમોના કાચા ખરડામાં વિકલ્પ સ્વીકારવામાં આવેલો. (ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૨ , પૃ. ૨૧૯).

૨૨ મા નિયમના અપવાદમાં ઉપર શબ્દમાં હું વિકલ્પ સૂચવવા રજા લઉં છું. હિંદીમાં તો દીર્ઘ ઊકાર જ સ્વીકારાયો છે. એનું કારણ સ્પષ્ટ છે: સંસ્કૃતમાંથી એ કાંઈ સીધો હિંદી અને ગૂજરાતીમાં નથી આવ્યો. કોઇ કારણે અપભ્રંશમાં એ ઉપ્પિરિ તરીકે જ સ્વીકારાયો છે. (એનું કારણ તો એ કે ऊर्ध्वनुं उब्भ थया केडे र अनुगमथी उब्भरि=उप्परि= उप्पिरि એ ક્રમ છે) જેના ઉપરથી એ સ્વરૂપના અનેક શબ્દોની જેમ ઊપર તરીકે જ મુખ્ય તો ગૂજરાતની શિષ્ટ લહિયાઓને હાથે લખાયેલી હાથપ્રતોમાં સ્વીકારાયો છે. મારો આગ્રહ નથી, કે દીર્ઘ જ સ્વીકારવો; વિકલ્પથી તેને અપનાવો. એ જ રીતે ઊપણું વગેરે શબ્દોમાં પણ વિકલ્પ રાખવો.

૨૪ મા નિયમમાં જો વિકલ્પ સ્વીકારાય તો—એટલે કે ધાતુનાં પ્રેરક અને કર્મણિ રૂપોપૂરતો જ વિકલ્પ સ્વીકારાય તો ઘણી અગવડો દૂર થઇ જશે. "મુકાવવું" "મુકાય" એ સાધિત શબ્દોથી "મૂકેલું" ની કોઇ જુદી સ્થિતિ નથી. છતાં આ નિયમ પ્રમાણે પૂર્વના બેમાં હ્રસ્વ અને છેલ્લામાં દીર્ઘ જ સ્વીકાર્ય છે. છતાં આ વિષયમાં સુધારો કરવો ઠીક લાગે તો જ કરવો. અને નામ અને વિશેષણો ઉપરથી સધાતા તેમ જ ધાતુઓ ઉપરથી સધાતા સર્વ કૃદંત શબ્દોમાં ખુદ "જોડણીકોશ" ને પણ ફેરફાર ઇષ્ટ નથી, એ અત્રે યાદ આપવું યોગ્ય થઇ પડશે, (જો કે આ સર્વ કિસ્સામાં સ્વાભાવિક ઉચ્ચારણ તરફ જવા નિયમોમાં વિકલ્પ અપેક્ષિત છે.)

નિયમ ૨૫ થી ૨૭ क-ख-ग માં લઘુપ્રયત્ન યકાર અને વકારના વિષયમાં નિર્ણય આપવામાં આવેલા છે. ૨૬ મા નિયમમાં વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતાં કે સમાસ બનાવતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવાનું વિધાન છે. સરળતાની દૃષ્ટિએ એ વસ્તુની અત્યંત આવશ્યકતા છે. અગાઉની (બીજી) આવૃત્તિમાં આ જ નિયમને (જ્યાં તે ૨૭ ख હતો તેને) અનુસરી "કરીએ છીએ" માં દીર્ઘ ઈ સ્વીકારવામાં આવેલો. (૨૭ ख ને સ્થાને) નવી આવૃત્તિમાં ૨૭ क નિયમ સ્વતંત્ર બનાવી તેનું વિધાન કરવામાં આવ્યું છે. અહીં પ્રત્યય જ ઈએ સ્વીકારવામાં આવ્યો છે: માત્ર માનેલી રૂઢિ સિવાય આમાં બીજું કાંઈ પણ કારણ નથી. ૨૫ મા નિયમમાં બતાવ્યા મુજબ જ અહીં સ્થિતિ છે, એટલે કે પ્રત્યય જ ઇયે છે. (કરિયે છિયે, વગેરે), છતાં આપણે ઈએ ને પણ રાખવા ચાહતા હોઈએ તો અહીં વિકલ્પ સ્વીકારી શુદ્ધ અને સ્વાભાવિક રૂપને અપનાવી લેવું જોઇએ. દીર્ઘ રૂ લેખનમાં અત્યંત

સરળ છતાં અને દીર્ઘ ઉ લેખનમાં અત્યંત સરળ છતાં આપણે શુદ્ધિ ખાતર તેનો સર્વથા ત્યાગ કર્યો છે; તો આનો પૂર્ણ સ્વીકાર નહિ તો વિકલ્પથી અર્ધ સ્વીકાર થાય તોયે ઘણું છે. લોકો જે સરલ હશે તે સ્વીકારી લેશે. પ્રત્યયો લાગતાં સ્વરમાં ફેરફાર ન કરવો, તેમાં આને સ્થાન નથી, જેવું ગયેલું-કરાયેલું વગેરેને અપવાદ તરીકે સ્થાન હોઈ શકે, એ સ્પષ્ટ છે.

૨૭ ગ માં 'સૂવું' નાં સુએ-સુઓ રૂપ અપવાદ તરીકે આપવામાં આવ્યાં છે, ધુએ, ખુએ, જુએ એ ઉચ્ચારણોથી આમાં કયાં ભેદ મળે છે? स्वपिति એ સં. શબ્દ તરફ નજર પહોંચાડવામાં આવતી હોય તો તેમાં ગૌરવ દોષ છે, કેમકે स्वपिति-सुवद-सुअद-सूद-सुद-सुए આ ક્રમ છે, કે જેમાં સ્વરભાર અંત્ય શ્રુતિ ઉપર જતાં (जूद-जुदमांथी) જુએ, ધુએની માફક પ્રથમ શ્રુતિ હ્રસ્વ બની જાય છે. આ જ ધોરણે પીએ-પીઓ પણ પિએ-પિઓ અને વિકલ્પે પિયે-પિયો તરીકે સ્વીકારાય એ સ્વાભાવિક છે.

૨૯ મા નિયમમાં સમજમાં વિકલ્પ અપેક્ષિત છે. વસ્તુસ્થિતિએ મૂળમાં ઘ હોય તેવા શબ્દોમાં ગુજરાતીમાં ઝ ઊતરી આવ્યો છે. આ મહાપ્રાણને કારણે જ આપણે સઉમજ એવી જોડણી પણ પૂર્વે જોઈ છે. સાંજ-સાંઝ, અબૂજ-અબૂઝ એ વગેરેના જેવી જ સમજ-સમઝની સ્થિતિ છે; એટલે આ શબ્દપૂરતો વિકલ્પ સ્વીકારાતાં એ શબ્દના સ્વાભાવિક મૂળ તરફ આપણે વધુ આવી જઈશું.

જોડણીકારે વિકલ્પને સ્થાન આપી ઘણી સરલતા કરી આપી છે. તે જ રીતે સૂચવાયેલા ઉપરના થોડા વિકલ્પોને પણ અપનાવવામાં આવે તો તેથી કશી હાનિ થવાની નથી; ઊલટું વધુ સ્વાભાવિક ઉચ્ચારણો લેખનમાં વ્યક્ત થશે.

પૂ. શ્રી મગનભાઈને તેમ જ અન્ય સમજુ વિદ્વાનોને મારી વિજ્ઞપ્તિ છે કે એક પછી એક આવૃત્તિમાં વાજબી જે ઔદાર્ય સ્વીકાર્યું છે, તે જ પ્રમાણે ઉપર સૂચના કરવામાં આવી છે તે તે વિકલ્પોની સ્થિતિ ઉપર સંપૂર્ણ વિચાર કરી વાજબી લાગે તો નવી આવૃત્તિઓમાં સ્વીકારી વધુ સરલતા અને સ્વાભાવિકતાને મૂર્ત થવા દે. सुज्ञेषु किं बहुना ?




## (૧) અમેરિકાનો સુશિક્ષિત વર્ગ

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના એક નિષ્ણાત શિક્ષણશાસ્ત્રીએ, ત્યાંના એક હજાર ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટોને, એક લાંબી પ્રશ્નાવલી મોકલી હતી. તેના જે ઉત્તરો મળ્યા, તેનાથી ભાળ મળે છે, કે તેઓમાંનો મોટો ભાગ ૧૮૦૦ થી ૨૫૦૦ ડૉલરની વાર્ષિક આવક ધરાવે છે. તેઓમાં વધારે ભાગે પોતાના જ વ્યાપિક ધંધાને પસંદ કરે છે, અને પોતાના શેઠ અને અમલદારથી ખુશ છે. જો કે અર્ધાથી વધારે પોતાની ભાવિ પ્રગતિથી સંતોષી નથી. તેઓમાંનો મોટો ભાગ, વ્યાપારી પત્રવ્યવહાર, પોતાના ધંધાની હકીકત અને બજેટ તૈયાર કરવામાં પ્રવીણતા ધરાવતો નથી, અને માત્ર ૧/૪ વર્ગ જ ભાષણ કરી શકે છે. તેઓમાંથી ૧/૨ પોતાના મુકરર કરેલા બજેટની અંદર રહીને જીવન વ્યતિત કરે છે. ૩/૪ વૃદ્ધાવસ્થા માટે આર્થિક નજરે કંઈક સંતોષી છે. પતિ-પત્ની વચ્ચે મતભેદ ઘણે ભાગે ગૃહ-ખર્ચના અંગે ઉપસ્થિત થાય છે. લગ્ન પછી પતિ-પત્ની વચ્ચે મકાનના શણગારની પ્રાકૃતિકપણે જ ઇચ્છા જાગે છે, અને તેઓ ઘરને સગવડવાળું અને ખૂબસુરત બનાવવાની કોશિશ કરે છે. બાળકોને ૬૫ ટકા સારું-નરસું સમજાવીને તથા ૫૦ ટકા દમદાટી આપીને કાબુમાં રાખવાનો યત્ન કરવામાં આવે છે. ૮૦ ટકા ઘરોમાં માબાપ બન્ને, પોતાનાં બાળકોની ઉછેરના જવાબદાર હોય છે. ફુરસદ વેળાની તેઓની પ્રવૃત્તિઓમાં વધારે ભાગે વર્તમાનપત્રોનું વાચન, કુટુંબીજનો જોડે ભિન્ન ભિન્ન પ્રશ્નો ઉપર વાર્તાલાપ, મિત્રોથી હસી-મજાક અને રેડિયોથી દિલચસ્પી હોય છે. રેડિયોના પ્રોગ્રામમાં તેઓ વધારે ભાગે ખબરોથી રસ ધરાવે છે, અને ફુટબોલના ખેલો જોડે દિલચસ્પી લેવામાં આવે છે. માસિકો અને સામયિકો પણ ખૂબ વંચાય છે, જેમાં 'Life' અને 'Digest' ઘણાં જ માનીતાં છે. સામાન્યપણે રમત-ગમત, પ્રવાસ અને જ્ઞાનપિપાસા સંતોષે એવા લેખો પ્રત્યે તેઓ વિશેષ અનુરાગ ધરાવે છે, પણ એ વસ્તુઓ માટે તેઓની કને વિશેષ સમય ફાજલ નથી.

પુરુષોની ઇચ્છાઓ વિશેષતઃ એ હોય છે, કે તેઓ રંગીલી અને પરિમિત જિંદગી વ્યતિત કરે, આર્થિક દૃષ્ટિએ સંતોષી જીવન ગાળે, અને ઘડપણમાં આર્થિક મૂંઝવણોથી પર રહે. તેમની રહેવાની ઢબ આરામજનક હોય અને તેમના ઘરનાં લોકો ખુશહાલ અને તંદુરસ્ત હોય. સ્ત્રીઓ પણ સામાન્ય રીતે સુખી સાંસારિક જીવન, આરામજનક રહેણી-કરણી, અને સંતોષી કુટુંબજીવન જીવવાની વાંચ્છુ હોય છે. પણ તેની સાથોસાથ જ તેઓ એવી સંતતિની ઇચ્છુક હોય છે, કે જેને માટે તેઓ ગર્વ લઈ શકે. તેઓ પ્રવાસમાં કે પોતાના જીવનમાં કોઈ અસાધારણ અને રોમાંચક ઘટનાને ઘણી પસંદ કરે છે.

તેઓ સેંકડે ૮૨ ટકા મત આપવાના હકદાર છે. રાજકીય અને સામાજિક સવાલો

પર ૮૫ ટકા પોતાનાં પરોણાઓથી, ૬૯ ટકા પોતાનાં કુટુમ્બીજનોથી, અને ૬૩ ટકા પોતાની જોડે કામ કરનારાઓથી વાદવિવાદ કરે છે. કેવળ ૧/૪ રાજકારણમાં ભાગ લે છે. મત આપવા સિવાય તેઓ બીજાં શહેરી કાર્યોમાં સાથ આપવા ઇચ્છતા નથી, અને સુઘડાઈ તથા બીજા સ્થાનિક પ્રશ્નો પ્રતિ પણ તેઓ બહુ ધ્યાન આપતા નથી.

સદરહુ નિષ્ણાત શિક્ષણશાસ્ત્રીનો મત છે, કે આ વસ્તુસ્થિતિ જોતાં અમેરિકાનાં વિશ્વવિદ્યાલયોનું શિક્ષણ તદ્દન પાંગળું અને નિરુપયોગી નથી. જો કે એ વિચિત્ર વાત છે, કે ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટોની વચ્ચે, કેવળ થોડાક આર્થિક ફરક અને શ્રેષ્ટતા સિવાય બૌદ્ધિક કે માનસિક નજરે કોઈ અંતર નથી. એ જ કૈફિયત તે લોકોની પણ છે, જે કોલેજના કેળવણી-કાળમાં સારા તથા નરસા વિદ્યાર્થીઓ તરીકે ઓળખાય છે. દૈનિક અને વ્યાવહારિક જીવનમાં બન્ને એક જ સપાટી ઉપર આવી જાય છે. બન્ને એક જ પ્રકારનો રેડિયોનો કાર્યક્રમ સાંભળવાથી ટેવાયેલાં છે, ટેવાઈ ગયેલાં છે. બન્ને સિનેમામાં એક જ પ્રકારની ફિલ્મો જોવાનું પસંદ કરે છે. બન્ને એક જ પ્રકારનાં સામયિકો વાંચે છે. પોતપોતાના ધંધા સંબંધી બન્નેનું એક જ દૃષ્ટિબિન્દુ હોય છે. બન્ને પોતાના ગૃહજીવન અને સંસારમાં એક જ પ્રકારના ચિન્તનમાં મશગુલ રહે છે, અને બન્ને સામાજિક અને શહેરી પ્રશ્નોમાં ભાગ લેવો એને તદ્દન અરસિક અને બીનજરૂરી વાતો સમજે છે.

( ઉર્દૂ 'મઆરિફ' માંથી )

ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાળા

## (૨) વાસણોની પસંદગી

મદ્રાસના આરોગ્યખાતાના પ્રધાને જનતાની જાણ ખાતર વાસણોની પસંદગી અને વપરાશ સંબંધી ઉપયોગી અને માહિતીપૂર્ણ પરિપત્ર પ્રસિદ્ધ કર્યો હતો.

હિન્દના જીવન વ્યવહારમાં રાંધવા માટે અને ખોરાક સંઘરવા માટે વાસણોની અનિવાર્ય ઉપયોગિતા છે. માટે પોર્સેલેન, એનેમલ, કાચ અને ધાતુનાં વાસણો વપરાશમાં લેવાય છે.

### માટીનાં વાસણો

માટીનાં વાસણો ફક્ત સસ્તાં નહીં પણ આરોગ્યસંરક્ષક છે. હવાની અસરથી રાંધની વખતે તે બગડતાં નથી. ધાતુનાં વાસણોની પેઠે આમાં ખોરાકનાં તત્ત્વોનું રાસાયણિક સંમિશ્રણ થતું નથી કે ખોરાકની સોડમ હરાતી નથી. જરા અપાસનાં જંતુઓ જાય તેથી કાળજીપૂર્વકનો વપરાશ અને ખંતપૂર્વક સાફ કરવાં જોઈએ. આ બે મેરફાયદા, જે અજીર્ને તો, એમના વપરાશમાં છે. આ વાસણો બરાબર સાફ કર્યાં બાદ ફરીથી વપરાશમાં લેતાં સુધી તાપમાં કે ખુલ્લામાં સુકાવા રહેવા દેવાં જોઈએ.

### એનેમલ પોરસેલેન અને કાચનાં વાસણો

પોર્સેલેનનાં વાસણ તાપ પર મૂકી ના શકાય એટલે એમનો વપરાશ મર્યાદિત છે. એનેમલનાં વાસણો ઊંચી જાતનાં અને મેળ ખાતાં હોવાં જોઈએ. આ વાસણોની બહારના ભાગની બનાવટમાં એન્ટીમની ધાતુના ઝેરી અંશ સમ્મિલિત હોય છે, જેથી આવાં વાસણ

વાપરવાં હિતાવહ નથી. આપણા જીવનવ્યવહારમાં કાચનાં વાસણો નિરુપયોગી અને ઉપદ્રવી થઈ પડે. જરાવારમાં ભાંગી જાય અને ભાંગેલા વાસણોની તીક્ષ્ણ ધારો બાળકોને ઇજા પમાડે. એટલે કાચનાં વાસણોનો વપરાશ આપણા માટે નકામો છે. ભાંગેલા કાચના કકડા હાથથી એકઠા ના કરતાં, ભીના ટુવાલ કે કપડાવતી સાંભરી લઈ, બહાર નાંખી દેવા જોઈએ.

## ધાતુનાં વાસણો

જેમ બને તેમ ફક્ત જરૂરિયાત પૂરતાં જ ઓછામાં ઓછાં ધાતુનાં વાસણો વાપરવાં જોઈએ. હવા અને પાણીની અસરથી આ વાસણોને કાટ ચડે છે. આવાં વાસણોમાં પાણી કે ખાવાનું રાખવાથી એમના પર ખરાબ અસર વહેલી થાય છે. રાંધતી વખતે અગ્નિતાપથી ધાતુના થોડાક અંશો પ્રવાહી રૂપમાં પરિણમી ખોરાકમાં ભળે છે. આવો ખોરાક તંદુરસ્તી બગાડે એમાં નવાઈ નથી. આવાં વાસણો કલાઈવાળાં અને તદ્દન ચોકખાં હોય તો પાણી, ખોરાક કે અગ્નિતાપ એમના પર ખરાબ અસર ઉપજાવી શકતાં નથી. ધાતુનાં વાસણો ચૂલા પર મૂકતાં પહેલાં માટીનો કંરેવાળો કરવાની રીતમાં અને ઊટકતી વખતે આમલી અને રખ્યા વાપરવાની પ્રથામાં અનેક ઘણું વૈજ્ઞાનિક સત્ય સમાયેલું છે; અને ધાતુનાં વાસણો આવી રીતે જ ઉટકાવવાં જોઈએ. જે વાસણોની બનાવટમાં સીસું (lead) હોય તેવાં વાસણો કદી ના વાપરવાં જોઈએ. સીસું ધીમે ધીમે શરીરમાં ઝેરી અસર પેદા કરે છે અને આની અસરરૂપે રક્તક્ષય, બંધકોષ, પેટમાં દરદ ને થૂંક વગેરે થઈ આવે છે. તાંબા, પિત્તળ અને કલાઈનાં વાસણો ચોકખાં હોય તો પાણી ભરવા માટે અને સંઘરવા માટે સારાં છે. તાંબા પિત્તળનાં વાસણો રાંધવાના ઉપયોગમાં બહુધા વપરાય છે. તાંબાના વાસણમાં દૂધ ઉનું કરવામાં આવે તો તેની સોડમ અને ક વીટામીનનો નાશ થાય છે. પિત્તળનાં વાસણોને કલાઈ કરવાની રીત ઉત્તમ છે. પણ કલાઈ ચોકખી હોવી જોઈએ. સીસાના ભેળવાળી ના હોવી જોઈએ, કારણકે ઉપર જણાવ્યા મુજબ, સીસાથી શરીરમાં માઠી અસરો થાય છે. કલાઈ કરનારાઓ સીસાના ભેળવાળી કલાઈ વાપરે છે. માટે કલાઈ કરાવતી વખતે આપણે ચોકખી કલાઈ એમને આપવી જોઈએ. વાસણને કલાઈ ઊતરી ગયા બાદ આપણે ફરીથી કલાઈ કરાવીએ છીએ. આ ખોટું છે. આથી ખોરાકની અસર વાસણ પર થાય છે; ખોરાકના રસોથી ધાતુના અંશો પ્રવાહી રૂપમાં પરિણમી ખોરાકમાં ભળે છે. આવો ખોરાક તંદુરસ્તીને હાનિકર્તા છે. આ માટે પિત્તળનાં વાસણોને વારંવાર કલાઈ કરાવવી હિતાવહ છે.

એલ્યુમીનિયમનાં વાસણો ફક્ત દૂધ અને પાણી ગરમ કરવા વાપરવાં જોઈએ. બીજી ધાતુનાં વાસણો કરતાં આ વાસણો ઓછામાં ઓછી 'માઠી' અસર ઉપજાવનારાં છે. આમલી અને મીઠાવાળો ખોરાક આ વાસણોમાં રાંધવામાં આવે તો તરત એમના પર માઠી અસર થવા પામે છે; અને ચળકાટ સદાને માટે જતો રહે છે.

— ડૉ. શિવપ્રસાદ કૃ. ત્રિવેદી

## (૩) ઓરિસાના 'અલેખ' લોકો

ઓરિસામાં હિંદુઓની એક અગત્યની જાતિ 'અલેખ' લોકો છે. તેઓ 'કુંભપટિયા' પણ કહેવાય છે. તેઓ પોતાનાં ફાટેલતૂટેલ કપડાંથી તથા તડકા અને વરસાદથી પોતાનું

રક્ષણ કરવા માટે મોટા પંખા લઇ જાય છે તેથી ઓરિસા પ્રાંતના બધા ભાગોમાં તથા ઓરિસાનાં રાજ્યોમાં તેઓ સત્વર ઓળખી શકાય છે. તેઓ જે પ્રકારનાં કપડાં પહેરે છે તે પરથી તેમનું નામ ' કુંભપટિયા ' પડ્યું છે. ' કુંભ 'નો અર્થ હિંદીમાં ' પીળા કપાસનો છોડ ' થાય છે તથા ' પટિયા 'નો અર્થ ' છાલ ' થાય છે. તે છાલનું દોરડું તેઓ કમર આસપાસ વીંટાળે છે. બીજું કંઈ તેઓ પહેરતા નથી. તેઓનું બીજું નામ પડવાનું કારણ એ છે કે તેઓ ચુસ્તપણે માને છે કે ઈશ્વર નિરાકાર છે અને તેની મૂર્તિસ્વરૂપે પૂજા અથવા વર્ણન થઈ શકે નહિ. તેઓ જ્ઞાતિભેદમાં માનતા નથી. તેઓનું મુખ્ય સ્થળ ઓરિસા પ્રાંતનું સંબલપુર પરગણું છે. તેમનાં કેન્દ્રો ઓરિસાનાં રાજ્યોમાં આવેલ સોનેપુરમાં કલિયાપાલી તથા ધેનકનલમાં પણ છે. ઉપરાંત કટક પરગણામાં જંકી ખાતે તેમનો મઠ છે. તેમની સંખ્યા નક્કી કરવાનું કાર્ય દુષ્કર છે કેમકે વસતીપત્રકમાં તેઓ ' હિંદુ ' લખાવે છે.

બળજબરી

ગયા સૈકાના છેલ્લા બે દશકા સુધી તેમના અસ્તિત્વની કોઈને ખબર નહોતી, પણ પછી તેઓ પ્રસિદ્ધિમાં આવે તેવું કંઇક બન્યું. લગભગ તે સમયે જગન્નાથની મૂર્તિને બાળી દેવાના મક્કમ નિશ્ચયથી તેમનું એક ટોળું સંબલપુરથી પુરી ગયું. પુરીથી થોડા માઈલ દૂર હતા ત્યારે ૧૨ પુરુષો તથા ૩ સ્ત્રીઓ ટોળામાંથી જુદાં પડીને મંદિર તરફ ચાલ્યાં, બીજા તેમની પાછળ પાછળ જતા હતા. મુખ્ય મકાનમાં બળજોરીથી પ્રવેશ કરીને આગળ ગયેલ મંડળીએ ભોગમંડપ ( જ્યાં ભક્તોના ભોગ સામાન્યતઃ બતાવવામાં આવે છે )નું દ્વાર તોડી નાખ્યું. ત્યારપછી તેઓ અંદરના મંદિર તરફ ગયા પણ ત્યાં તેમને પ્રવેશ મળી શક્યો નહિ. દરમિયાન મંદિરના અધિકારીઓ તથા તેમની વચ્ચે હાથોહાથની લડાઈ થઈ. પરિણામે તેમાંના એકને એવી સખત ઈજા થઈ કે તે તરત જ મરણ પામ્યો. આ કિસ્સો પૂરો થયો, પરંતુ તેથી ઉત્પન્ન થયેલ રસ તો ચાલુ રહ્યો.

જાતિનું મૂળ

ત્યારપછીની શોધખોળથી અલેખ લોકોના મૂળ તથા માન્યતા પર ખૂબ પ્રકાશ પડ્યો છે. એ લોકોનો નેતા કોઈ મુકુંદદાસ કરીને હતા. તેણે પુરીમાં આચારી વૈષ્ણવ તરીકે થોડો સમય ગાળ્યો હોય તેમ જણાય છે. પાછળથી તે ૧૮૪૦ થી ૧૮૫૦ સુધીમાં ધેનકનલ રાજ્યમાં જઈને સ્થિર થઈને બેઠા જણાય છે. થોડો સમય તેણે એકાંતમાં તપ કર્યું હોય તેમ જણાય છે. પછી તે નવા પંથના સ્થાપક તરીકે બહાર આવ્યા લાગે છે. તેણે એવી જાહેરાત કરી કે હિંદુઓ જે મૂર્તિઓને પૂજે છે તે બધી પથ્થર તથા લાકડું છે અને જે વસ્તુઓનો વિનાશ થાય તેની પૂજા કરવી ન જોઈએ. એક સાચો ઈશ્વર તો અલેખ સ્વામી છે. તે નિરાકાર, સર્વવ્યાપી તથા સર્વજ્ઞ છે. તે જ્ઞાતિભેદને માનતા નહોતા અને રાજા, બ્રાહ્મણ, ભંડારી ( હજામ ) તથા ધોબી સિવાય ગમે તેના ઘરનું ખાતા હતા. આ ચારનું ન ખાવાનું તે એ કારણ આપતા કે રાજા, પોતાના રાજ્યમાં થતાં પાપો માટે જોખમદાર હોય છે, બ્રાહ્મણ પાપી લોકો પાસેથી પણ દાનનો સ્વીકાર કરે છે, ભંડારી પાપી લોકોની હજામત કરે છે તથા ધોબી તેમનાં કપડાં ધુવે છે.

મુકુંદદાસ કોઈના ઘરમાં જતા નહિ પરંતુ જાહેર રસ્તા પર બાંધેલી ઠામમાં ભોજન લેતા હતા. તે હમેશાં ફર્યા કરતા. કોઈ પણ સ્થળે એક રાતથી વધારે સમય રહેતા નહિ. સવારે સાત વખત જમીન પર લાંબા થઈને, તથા સાંજે પણ તે જ પ્રમાણે, પાંચ વખત અલેખને પ્રણામ કરવાની તેના અનુયાયીઓને તેણે આજ્ઞા કરી હતી. અલેખ લોકો સૂર્યોદય પહેલાં અથવા સૂર્યાસ્ત પછી ભોજન લેતા નથી. મુકુંદદાસ ઈ. સ. ૧૮૭૫માં ધેનકનલમાં આવેલ જોરંડામાં મૃત્યુ પામ્યા. ત્યારથી તે સ્થાન યાત્રાધામ થઈ પડયું છે.

## ભીમભાઇ

આ પંથમાં નૂતન પ્રાણ અર્પનાર બીજા આગેવાન ભીમભાઈ હતા. તેમનો જન્મ ૧૮૭૫ માં સોનેપુર રાજ્યમાં ભરવાડને ત્યાં થયો હતો. જન્મથી આંધળા હોઈ વાંચવાને અશક્ત હોવા છતાં તેનામાં અસાધારણ કુદરતી બક્ષિસ હતી. દેવને પ્રાર્થનાના સ્વરૂપમાં સહેલી ઉડિયા ભાષામાં તેણે કવિતા રચી છે. તેના ભક્તોએ તે સાચવી રાખી છે અને તે ઈશ્વરપ્રેરિત હોવાનું માને છે. મુકુંદદાસના મૃત્યુ પછી તે પંથના આગેવાન થયા અને તેની પ્રેરણાથી જ જગન્નાથની મૂર્તિ પર હુમલો કરવામાં આવ્યો હતો. ભીમભાઈની આગેવાની હેઠળ, આ પંથમાં બ્રાહ્મણો સિવાય બીજા બધા વર્ગોમાંથી અનુયાયીઓની મોટી સંખ્યા મળી, પણ થોડાઘણા બ્રાહ્મણો પણ જનોઈનો ત્યાગ કરીને એક સમયે અલેખ પંથમાં ભળ્યા હતા.

અત્યારે આ પંથના અનુયાયીઓના ત્રણ વિભાગ છે: કુંભપટિયા, કામપટિયા તથા ગૃહી. પહેલા વર્ગમાં એવા અલેખ સંન્યાસીઓનો સમાવેશ થાય છે કે તેઓ ફક્ત એક છાલ પહેરવાની સ્થિતિએ પહોંચ્યા હોય. બીજા વર્ગમાં પણ સંન્યાસીઓનો સમાવેશ થાય છે, પણ તેઓ પહેલા વર્ગ જેટલા ઉચ્ચ કોટિએ પહોંચ્યા હોતા નથી. તેઓને કૌપીન પહેરવું પડે છે. ત્રીજા વર્ગના બધા મનુષ્યો ગૃહસ્થો હોય છે, તેઓ અલેખ પંથમાં માનતા હોય છે. પહેલા બે વર્ગોમાં જ્ઞાતિભેદ હોતો નથી, જ્યારે ત્રીજામાં હોય છે. ગૃહી માટે બ્રહ્મચર્ય ફરજિયાત નથી; પહેલા બે વર્ગો માટે બ્રહ્મચર્ય ફરજિયાત છે.

## વિદ્વાનો

અલેખની ફિલસૂફીનો પૂરો ખ્યાલ આપી શકે તેવા અલેખ વિદ્વાનો ગણ્યાગાંઠ્યા છે. તેઓ ભાગવતને માને છે પણ હિંદુઓ કરતાં તેનો જુદો અર્થ કરે છે. તેઓ હિંદુઓના તેત્રીસ કરોડ દેવદેવીઓને માને છે પણ તેમની આજ્ઞા માનવાની તેમને જરૂર જણાતી નથી. એક પરમેશ્વરની જ આજ્ઞા માનવાની હોય છે. તે નિરાકાર છે. એટલે કોઈ મૂર્તિરૂપે તેની કલ્પના થવી જોઈએ નહિ. પિતાનો આત્મા પુત્રમાં પુનર્જન્મ લે છે. મોક્ષ મેળવવા માટે પુનર્જન્મની જંજાળમાંથી મુક્તિ મેળવવી જોઈએ. જન્મ આપવાની વૃત્તિ જ બધાં અનિષ્ટોનું મૂળ છે. જે મનુષ્ય કામેચ્છા પર પૂર્ણ પ્રભુત્વ મેળવે છે તે 'સંપૂર્ણ' મનુષ્ય છે. આ હેતુથી કુંભપટિયાઓએ દરરોજ સવારે પ્રજોત્પત્તિનાં અવયવોનું જરા પણ ચલિત થયા સિવાય, ધ્યાન ધરવાનું હોય છે કે જેથી કરીને આખરે કામેચ્છામાંથી સંપૂર્ણ વિરક્તિ પ્રાપ્ત થઈ શકે. અલેખ પંથમાં બૌદ્ધ ધર્મનાં તત્ત્વો હોવાનું કેટલાક માને છે. વસ્તુતઃ ભીમભાઈ

પોતાના ગુરુ મુકુંદદાસને બુદ્ધના અવતાર ગણતા હતા. બીજા લોકો પ્રજોત્પત્તિનાં અવયવોનું ધ્યાન ધરવાની રીતમાં બૌદ્ધ ધર્મનાં તત્ત્વો કરતાં કુદરતની ઉત્પાદક શક્તિની પૂજા તરફ વલણ જુએ છે. ગમે તેમ, ઉપર કહી ગયા તેમ, અલેખ લોકો હવે પોતાને હિંદુ ગણે છે. આ પંથનો વિસ્તાર વધે છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. જો અટકળ કરવાનું જોખમ માથે વહોરીએ તો તેનો વિસ્તાર વધતો ન હોવાથી તે જાતિમાં આપણે ઐતિહાસિક દૃષ્ટિએ રસ લેવો જોઈએ.

એસ. પી. શર્માના લેખ ઉપરથી)

## (૪) થોડી વ્યાખ્યાઓ

'ધી વૉલસ્ટ્રીટ જર્નલ' માં નીચેની વ્યાખ્યાઓ આપેલી છેઃ—

'સોશિયાલિઝમ' નો અર્થ એ કે તમારી પાસે બે ગાયો હોય તો એક ગાય તમારે તમારા પાડોશીને આપી દેવી.

'કૉમ્યુનિઝમ' હેઠળ તમારે બન્ને ગાયો સરકારને સોંપી દેવી જોઈએ. સરકાર તમને થોડું દૂધ તેના બદલામાં આપશે.

'ફૅસિઝમ' મુજબ, તમે ગાય રાખી શકો છો, પણ સરકારને દૂધ આપી દેવું પડે છે. સરકાર તમને થોડું દૂધ પાછું આપે છે.

'ન્યુડીલ' મુજબ તમારે એક ગાયને ગોળીથી મારી નાખવી, બીજીનું દૂધ દોહવું અને પછી તેને ખાઈમાં ઢોળી નાખવું.

છોટાલાલ માનસિંગ કામદાર



[અનુસંધાન પૃષ્ઠ ૩૧૬

પાતી નથી. લેખક દર્શાવે છે કે રાજકુમાર અને અનંગી મુંબઈ લગ્ન કરવા નાસી જાય છે. પણ જગતની દૃષ્ટિએ તો એક જ પિતાનાં પુત્ર-પુત્રી ગણાતાં આ હિરીરકુમાર અને અનંગીનાં લગ્ન શી રીતે થઈ શકે? કોણ એ લગ્ન કરાવી આપે? ગોપાલપુરની પ્રજાને એ વાત શી રીતે ગળે ઊતરે? એ પ્રશ્નો તરફ લેખકે ધ્યાન જ આપ્યું નથી. અને લેખકે વર્ણવેલ છે તેવા તેમના સંબંધ પછી, લગ્નવિધિની ખાસ આવશ્યકતા પણ રહેતી નથી. નવલકથાના આરંભમાં જ એ ઉપસંહારનું પ્રકરણ મૂકવામાં આવ્યું છે તેથી પણ કાંઈ અર્થ સરતો નથી.

રાજાઓનાં ખર્ચો, પ્રજાની નિરાધારી, અમલદારોની સ્વાર્થપ્રવૃત્તિઓ એ સર્વનું શ્રી ચંદ્રવદને કટાક્ષમય શૈલીમાં જે આલેખન કર્યું છે તે બહુ વાસ્તવિક અને સચોટ છે. રાજરાણી યશોધરા, મિનાક્ષી ગોરાણી, ચાચાક અજવાળી, ગરીબ સરસ્વતી, કુનેહબાજ નવસંજી સાહેબ અને મહારાજા ઇન્દ્રસિંહજી વગેરે પાત્રોનું વ્યક્તિત્વ સુરેખ અને દૃષ્ટાંત આલેખાયું છે. વસ્તુરચનામાં ઉપર દર્શાવી તેવી ભૂલો ન હોત તો શ્રી ચન્દ્રવદનની આ પ્રથમ નવલકથા ખૂબ આકર્ષક બની શકત.

નાથાલાલ દવે

નિવેદનમાં કર્તા જણાવે છે કે "આના જેટલી જ બાકી રહેલી સામગ્રીને ગ્રંથસ્થ કરીને બીજો ખંડ આપીશ ત્યારે જ હું માનીશ કે મારા પ્રિય વિષયનું ઠીક ઠીક માર્ગદર્શક અવગાહન હું અભ્યાસીઓને આપી શક્યો છું."

આ પ્રથમ ખંડમાં સંગ્રહાયેલ તેર લેખોમાં શરૂઆતના ત્રણ 'રઢિયાળી રાત'ના ત્રણ પ્રવેશકો છે. 'પહેલો પરિચય' એમાં રાસોનાં ગાનાર, તેમના હૈયાનાં સુખદુઃખ, આશા નિરાશા, ઉમંગઆઘાતની ઊર્મિઓ, એ રાસો ગાનારીઓનાં પહેરવેશ, ગરબાની તાલુક અને અજોડ કલ્પના–વગેરે બાબતો કર્તાએ ચર્ચી છે. 'લોકસૃષ્ટિ'માં જળાશય, કૂંડલો, ઝાંપો, આકાશ વગેરે ગ્રામજીવનનાં રોજનાં દૃશ્યો, લોકજીવનના આનંદો અને વહેમો, દામ્પત્યના રંગો, કુટુંબીઓ, બાળકો વગેરેથી ઘડાયેલા આપણા લોકજીવનનું સૌન્દર્ય રાસોમાં કેવી સ્વાભાવિક રીતે ગુંજી રહે છે તે શ્રી મેઘાણીએ સમજાવ્યું છે. 'લોકગીતોની બાંધણી' એ અભ્યાસપૂર્ણ લેખ છે. તેમાં પર્સી, સ્કોટ, ફ્રેન્સ ચાઈલ્ડ વગેરેના અંગ્રેજી લોકસાહિત્યના સંગ્રહો તપાસી શ્રી મેઘાણીએ લોકગીતોના પ્રદેશનો સીમાવિસ્તાર દર્શાવ્યો છે અને લોકગીતોનાં લક્ષણો સ્પષ્ટ કર્યાં છે. 'ચુંદડીના રંગો,' 'વિવિધતામાં એકતા' અને 'લોકગીતોની પ્રવાહિતા' એ ત્રણે લેખો 'ચુંદડીના'ના પ્રવેશક તરીકે પહેલાં લખાયા હતા. તેમાં લગ્નની ભાવના, લગ્નની વિધિ, વરકન્યાની પસંદગી, જીવનમાં સંયમની પાળ બાંધવાનાં સૂચન, મશ્કરીભર્યો ફટાણાં, વગેરે પરથી સમાજજીવનનો વાસ્તવિક ખ્યાલ આવે છે. લગ્નગીતોનું સંગીત, પંજાબી ગીતો, રાજપૂતાનાં ગીતોની વિશિષ્ટતાઓ, વગેરેની ચર્ચા કરતાં શ્રી મેઘાણીએ પોલેન્ડ, હોલેન્ડ અને સ્પેનના લોકગીતોની પણ રસપ્રદ નોંધ લીધી છે.

'હાલરડાં અને બાલગીતો' તથા વાત્સલ્યના સુરોમાં હાલરડાંનું સંગીત અને ઘડતર, તેનાં તાલ, નૃત્ય અને લહેકા, સાદાં જોડકણાં, હાલરડાંના પ્રકારો,' વગેરેની અંગ્રેજી Nursery rhymes મહારાષ્ટ્રનાં હાલરડાં વગેરેનાં વિપુલ દૃષ્ટાન્તો-સાથે લેખકે ચર્ચા કરી છે. એ કૂણાં, મીઠાં, કલ્પનાનીતરતાં હાલરડાંનાં મનોરમ સુરો શિશુપ્રેમની મૃદુલ લહરી જગાડી જાય છે. 'કંકરથ ઋતુગીતો' એ લેખમાં ચારણી કાવ્યો તથા બીજાં ગીતોમાંથી ઋતુઓનાં સૌન્દર્યની લોકજીવન પર જણાતી અસર શ્રી મેઘાણીએ તપાસી છે. તેમાં વર્ષાવર્ણનના ચારણીગીતોમાંના દૃષ્ટાન્તો સુંદર છે. કવિશ્રી ન્હાનાલાલની કોઇ કોઇ મનોરમ કાવ્યકંડિકા વચ્ચે વચ્ચે શ્રી. મેઘાણીએ મૂકી છે. પણ તેમાં કવિવર રવીન્દ્રનાથનું 'હૃદય આમાર નાચે રે આજી · મયુરેર મતો નાચે રે' એ ઉલ્લાસભર વર્ષાગીત તો કોઈ અજબ સંવેદનો જગાડી જાય છે. એ સર્વાંગસુંદર નિબંધને અંતે દોહામાં ઉતરેલ ઋતુકાવ્ય તથા ઋતુઓના વર્તારાવાળાં ભડલીવાક્યોની લેખકે ચર્ચા કરી છે.

છેલ્લે, 'પ્રાંતપ્રાંતના લોકસુરો'માં આપણાં ખાયણાં જેવાં જ મિતાક્ષરી હળવી રચનાવાળાં મહારાષ્ટ્રી ખાયણાં, કાનડી લોકગીતો, શ્રી દેવેન્દ્ર સત્યાર્થીના વ્યાખ્યાનમાંથી વીણીને બિહાર, નેપાલ, કાશ્મીર, આસામ, બર્મા, બંગાળ, રજપુતાના વગેરે દેશોનાં ગીતોની વાનગીઓ લેખકે આપી છે. 'વિશ્વસુરો'માં કર્તા આપણને તેથી પણ વધારે વિશાળ પ્રદેશમાં લઈ જાય છે. રશિયા, યુગોસ્લેવિયા, ફિન્લેન્ડ, સ્પેન, ઇંગ્લંડનાં લોકગીતો અને પેલા અમેરિકન હબસીઓનાં સાદાં પણ વેધક એવાં ગુલામોનાં લોકગીતોનો થોડાં અવતરણોથી લેખકે પરિચય આપવા પ્રયત્ન કર્યો છે.

લોકસાહિત્યના સંશોધનનો આ નિષ્કર્ષ શ્રી મેઘાણીએ રજુ કર્યો છે તે સ્વાભાવિક રીતે લોકપ્રિય બને તેવો છે. પ્રણય, વાત્સલ્ય, ભાઈબ્હેનનો સ્નેહ, શૌર્યકથાઓ, ઋતુઓનું સૌન્દર્ય વગેરેનાં આ ગીતોમાં સર્વગ્રાહ્ય સાદા ભાવોની વાતો છે. તેથી સામાન્ય કોટિના વાચકને પણ એ સહજ રીતે સ્પર્શી શકે તેમ છે. શ્રી મેઘાણીએ પોતાના વિષય સાથે અજબ તાદાત્મ્ય સાધ્યું છે. પરદેશ તેમજ પર પ્રાન્તોના લોકસાહિત્ય વિષયક ગ્રંથોનો શ્રી મેઘાણીએ બહોળો અભ્યાસ કર્યો છે.—અને નિરૂપિત વિષયને સ્પષ્ટ કરવા પુષ્કળ દૃષ્ટાન્તો અને અવતરણો તેમણે આપ્યાં છે. જે વાત તેઓ કહે છે તે એવી ઉત્કટ મમતાથી અને ઉલ્લાસથી રજુ કરે છે કે તેમનું વકતવ્ય લાગણીની છોળમાં ભીંજાતાં તેમાં નવું આકર્ષણ ઉમેરાય છે. પ્રવાહી ઊર્મિભરી ગદ્યશૈલીને લીધે આ વિવેચનગ્રંથ કોઇ પણ વાચક થાકયા વગર વાંચી શકે તેમ છે. આપણે આશા રાખીએ કે શ્રી મેઘાણીના લેખોનો બીજો સંગ્રહ પણ ગુજરાતને વહેલો મળશે.

ગુજરાતને ખોળે આ વિપુલ અભ્યાસસામગ્રી ધરતી વખતે શ્રી મેઘાણી કહે છે : "મારા મનની ઊંડી વ્યથાભરી એક જ વાત કહી નાખું છું. યથાશક્તિ મેં મારા એક જ પ્રાન્તની લોકવાણીનું આટલું સંશોધન ને દોહન કર્યું. મનોરથ તો ગુજરાતભરના જૂના વાણી-પોપડા ઉકેલવાનો હતો. પણ તે તો મનની મનમાં જ રહી. હવે હું યુનિવર્સિટીના મહાલયમાં વિચરનારા હજારો ગુજરાતી યુવાનોને આ સાદ પાડું છું કે થોડાક તો નીકળો, કોઈક તો કમ્મર કસો ! આપણાં રાનીપરજ ને કાળીપરજ, આપણા ભીલો ને ધારાળાઓ,

આપણી સુવિશાળ રત્નાકરપટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમની પાસે હજી ય સચવાઈ રહેલી લોકવાણીને વીણી લાવી, યુનિવર્સિટીને દ્વારે હાજર કરો. સાચો સુયશ તો જ ચડશે—આપણને ને આપણી વિદ્યાપીઠને. ”

શ્રી મેઘાણીની એ વાત ગુજરાતે યાદ રાખવી પડશે.

**એમા બાપુ !** લેખકઃ—શ્રી ચંદ્રવદન ચીમનલાલ મહેતા. પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, મુંબઈ મૂલ્ય. ૨–૮–૦

શ્રી. ચંદ્રવદને ગોપાલપુર નામના નાના દેશી રાજ્યની ભૂમિકા પર આ નવલકથાનું નિર્માણ કર્યું છે.

ગોપાલપુરના સૂર્યવંશી મહારાજા ઇન્દ્રદેવસિંહજી યૂરોપનો પ્રવાસ પૂરો કરી પાછા આવે છે. ગાડીઓ ભરાય તેટલો સામાન તેઓ ખરીદતા આવે છે. મિસ એવરેસ્ટ નામની મડમને પણ સાથે લાવે છે. રાજમહેલમાં ખર્ચાળ ખાણાં અપાય છે. પ્રજાજનો તેમનું ભારભીનું સ્વાગત કરે છે, કન્યાઓનાં ગીતો, ચારણોનાં કવિત, અમલદારોની સલામો, નાચ-ગાન, તોપોના અવાજ, હારતોરાના વરસાદ અને ખાનપાનની મિજલસો વચ્ચે ઇન્દ્રદેવસિંહજી ગાદીએ બેસે છે.

દિવાન નવલકીસાહેબ બહુ કુનેહબાજ માણસ છે. રાજાનું દિલ રાજી રાખવાની કળા તેમણે હસ્તગત કરી છે. જુગતરામ મહેતાજીની દીકરી, ગાય જેવી ગરીબડી સરસ્વતીને તેમણે પકડી મંગાવી બાપુને સોંપી દીધી છે. સીનેમાની નટી નટીને પણ સપડાવતાં કંઈ વાર લાગતી નથી. કલમમાં જેની પ્રશંસા કરતા અમલદારો થાકતા જ નથી એ રમણ-વિલાસ મહેલ નવલકીસાહેબ બંધાવી આપે છે. એ રમણવિલાસની પુતળીઓ પણ બાપુનાં રોજનાં નવાં નવાં પરાક્રમોની વાતો કરવા લાગે છે.

ભોળી યશોધરા પટરાણી છે. ચાલાક નવલકીસાહેબે વખત જોઈ ગોરાદે નામની પોતાની પ્રિયતમા સાથે મહારાજાનાં લગ્ન કરાવી નાખ્યાં છે, અને એ રીતે પોતાનો અને ગોરાદેનો સંબંધ ચાલુ રહી શકયો છે. રાજમહેલમાં પ્રસુતિ સમયે પણ દીવાનસાહેબે ખૂબી કરી છે. માલણ અજવાળીને મદદમાં લઈ તેમણે ગોરાદેના પુત્રને યશોધરાના પુત્ર તરીકે; પાટવીકુમાર તરીકે, જાહેર કર્યો છે, અને યશોધરાની પુત્રીને તેમણે ગોરાદેના પલંગમાં મૂકાવી દીધી છે. ભારે ધામધુમ, રોશની અને સાકરની લ્હાણ વચ્ચે ગોપાલપુરના ભાવી ગાદી-પતિનો જન્મદિવસ ઉજવાયો છે.

એ રીતે રજવાડાના લખલૂટ ખર્ચો રાજમહેલમાં ચાલતી પારાવાર ખટપટો, અઢળક સંમૃદ્ધિ વચ્ચે ચાલી રહેતો નિરંકુશ ઇન્દ્રિયવિલાસ, પ્રજાની કન્યાઓને લાવવાની સગવડ કરી આપી રાજાની કૃપા મેળવતા અમલદારો, અમર્યાદિત ખુશામતખોરી વગેરેનું શ્રી. ચંદ્રવદન વાસ્તવિક ચિત્ર દોરે છે. બાપુ વાનરબિલાડીનાં ધામધુમથી લગ્ન કરે છે. પોતાના મહેલમાં ખાનગીમાં બતાવાય તેવી ફિલ્મો ઉતરાવે છે; અને વિલાયતથી આવેલાં મિસ એવરેસ્ટ અને તેમના મિત્રમંડળને હાથે ઉછરતાં રાજબાળકો કિરીટકુમાર, અનંગી વગેરેમાં પણ એવાં જ કુસંસ્કાર અને ચારિત્ર્યહીનતાનાં બીજ વવાય છે. રાજ્યની પ્રજા નિઃસત્ત્વ, મૃતઃપ્રાય બનતી જાય છે. ભોળી રાણી યશોધરાનું જીવન અસંતોષમાં પ્રજળે છે, અને

અજવાળી જેવી માલણ આગળ એ આંસુ ઢાળે છે. રાણીનું હૃદય જેમાં પ્રગટ થાય છે એ "સહીઆરી રે" એ સરસ પ્રકરણ છે.

આખું વાતાવરણ એવું સડેલું અને નિષ્પ્રાણ છે કે એનો ઉકેલ શોધવા જતાં લેખકને ભારે મુશ્કેલી નડી છે. રાજ્યવ્યવસ્થા બદલાય તો જ આ પ્રશ્નનો ઉકેલ થાય. પણ તેવું તો આપણા દેશમાં બન્યું છે એમ લખી શકાય નહિ. બાપુને પ્રજાએ પદભ્રષ્ટ કર્યા એમ કહેવામાં આવે તો વાર્તા અવાસ્તવિક બની જાય. અંગ્રેજ સરકાર તેમને પદભ્રષ્ટ કરે તો પ્રજાની ગુલામી તો તેની તે જ રહે. એટલે શ્રી. ચંદ્રવદને ત્રીજી રીતે પ્રશ્નનો તોડ કાઢ્યો છે અને તેમ કરવાથી નવલકથા નિર્બળ બની ગઈ છે.

એક નભલોચન નામનો સાધુ આવે છે. આપણી ઘણી નવલકથાઓના સાધુઓ જેવો જ તે તેજસ્વી અને વિલક્ષણ છે. તેને વિશે વધારે કુતૂહલ થાય તે પહેલાં તે પોતે જ જણાવે છે કે તે ગોપાલપુરનો પહેલાંનો રાજા છે, લોકોએ તેને મરેલો માન્યો હતો. પણ તે સ્મશાનમાંથી જીવતો થઈ પાછો આવ્યો છે. હવે રાજવ્યવસ્થા બદલાવવા નભલોચન દીવાનના પુત્ર ધનંજયને ચડાવે છે. રાણી યશોધરાની તે મદદ લે છે. પણ એ નભલોચનનો પૂર્વઇતિહાસ અકસ્માત પર રચાયેલો હોઈ અવાસ્તવિક અને અપ્રતીતિકર લાગે છે. તેના પ્રયત્નો પણ ઢંગધડા વગરના છે. ધનંજય સાવ નિર્બળ મનનો છે. બળવો થાય છે ત્યારે ધનંજય ફક્ત દરજીઓની હડતાલ પડાવી શકે છે. નભલોચન મોટાં ભાષણો કરીને ધનંજયને ઉશ્કેરે છે, પણ એકાદ માણસને ખાનગીમાં ઉપદેશ કરીને ક્રાન્તિ કરાવી નાખવાની તેની રીત જ ખોટી છે, અને ધનંજય ઉપર તેની બહુ અસર થતી જ નથી. છેલ્લે ધનંજય તમંચો ફોડે છે અને ગોળી વાગી જવાથી બાપુ મૃત્યુ પામે છે. પણ તે ગોળી તો તેણે ઈર્ષ્યાને લીધે કિરીટકુમાર પર છોડી હતી. બાપુ વચ્ચે આવવાથી તેને વાગી જાય છે એટલું જ. એ કાંઈ ક્રાન્તિ ન કહેવાય.

નવલકથાને અંતે ઉતાવળમાં લેખકે ઘણી ભૂલો કરી નાંખી છે. અંતે બધું વિગતવાર ન કહેવામાં આવે અને જીવનમાં બને છે તેમ વાર્તામાં ઘણી વસ્તુઓ અપૂર્ણ રહે છે એ સમજી શકાય તેવી વાત છે. પણ નવલકથાના મુખ્ય બનાવો પણ અસ્પષ્ટ અને અધૂરા રહે એવો અંત કલામય ન કહી શકાય. ધનંજયના હાથે રાજાનું ખૂન થાય છે, પછી ધનંજયનું શું થયું તે રાજન કહેતા નથી. પેલા સાધુ નભલોચનની યોજના અધૂરી જ રહી જાય છે. તેથી તેના ભેદભર્યા વ્યક્તિત્વની વાતો નકામી નીવડે છે. દીવાન સાથે તેની મુલાકાતનો પ્રસંગ લેખક વધારે અસરકારક રીતે આલેખી શક્યા હોત, પણ અહીં તો એ બંને પ્રતિસ્પર્ધીઓ સામસામાં વિવેકનાં વાક્યો બોલ્યા કરે છે, બીજું કશું બનતું નથી. રાજા કરતાં પણ વધારે અનાચારો કરનાર એ દીવાન તો તેમને તેમ જ રહે છે. ધનંજયની પિતા માટેની લાગણી વિશે પણ લેખકે શબ્દમુદ્દાં લખ્યો નથી.

અનાચારોના અંત્યધામ સમો પેલો રમણવિલાસ મહેલ, તેમાં રહેલી સરસ્વતી, નૂરી અને એવી અનેકાનેક સ્ત્રીઓ, ગોઝારું કેદખાનું, રાજ્યમાં અડ્ડો જમાવીને પડેલા મિસ એવરેસ્ટ અને તેમનાં મિત્રોની ફોજ, એ સર્વનું શું થયું તેની નવલકથાને અંતે કશી ખબર

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૦

☆




પુ. ૩૦

આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૬ સંચાલક વર્ષ ૧૫

## અનુક્રમણિકા

પુસ્તક ૩૦ ભાદ્રપદ : ૧૯૯૬ અંક ૧૧



●

આ અંકમાંની જાહેરખબરના પહેલા પાના ઉપર ભેટ પુસ્તકની જા+ખ. છે તે જોશોજી.



લવાજમ : હિંદમાં ૫–૦–૦; બર્મા તથા પરદેશમાં ૬–૮–૦; છૂટક નકલ ૦–૮–૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ
તા. ૧–૧૦–૪૦

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ . ભાદ્રપદ : ૧૯૯૬ અંક ૫


## गायत्री मंत्रनो अर्थ


श्री. काकासाहेब कालेलकर


ॐ तत् सवितुर् वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

( ऋ. सं. अ. ३ अ. ४ व. १० )

લૌકિક સંસ્કૃતમાં આ જ મંત્રનાં નીચે પ્રમાણે સ્વરૂપો છે :

(१) यो देवः सविताऽस्माकं धियो धर्मादि गोचराः ।
प्रेरयेत्तस्य तद्भर्गस्तद्वरेण्यमुपास्महे ॥
पाठभेद २ °गोचरे ।

(२) यः सूर्यः प्रेरयति नो बुद्धीर्दीप्तस्य तस्य वै ।
ख्यातं स्वरूपं ध्यायेम दिव्यं पापादिभर्जकम् ॥

(३) बुद्धीः कर्माणि वाऽस्माकं यः प्रेरयति तस्य तु ।
देवस्य सवितुः ख्यातं वरेण्यं चिन्तये महः ॥

વિદ્યારણ્ય સ્વામીએ ગાયત્રી મંત્રનું વિવરણ નીચે પ્રમાણે કર્યું છે :

तदित्यवाङ्मनोगम्यं ध्येयं यत् सूर्यमण्डले ।
सवितुः सकलोत्पत्तिस्थितिसंहारकारिणः ॥

वरेण्यमाश्रयणीयं यदाधारमिदं जगत् ।
भर्गः स्वसाक्षात्कारेणाऽविद्या तत्कार्यदाहकम् ॥

देवस्य द्योतमानस्य ह्यानंदात्क्रीडतोऽपिवा ।
धीमह्यहं स एवेति तेनैवाभेदसिद्धये ॥

धियोऽन्तःकरणवृत्तीः प्रत्यक् प्रवणचारिणीः ।
य इत्यलिंगधर्मं यत् सत्य ज्ञानादि लक्षणम् ॥

नोऽस्माकं बहुधाम्यस्त भिन्नमेददृशां तथा ।
प्रचोदयात् प्रेरयतु प्रार्थनेयं विचार्यते ( ताम् ) ॥

આ મંત્રમાં નીચેના શબ્દોનો વ્યાપક અર્થ બરાબર સમજવો એ જરૂરનું છે.

**तत्, सविता, वरेण्यम्, भर्गः, देवस्य, धीमहि, धीः, प्रचोदयात् ।**

**तत्**=प्रसिद्धं, ख्यातं स्वरूपं देवस्य सवितुः ( तत्=तस्य ) ब्रह्मवाचि ।
= गुणैः ततं व्याप्तं ( तनोति इति )
= तं वरेण्यं अवाङ्मनोगम्यम् ।

**सवितुः** ( सू ) जगत्प्रसवितुः । प्रेरकस्य अंतर्यामिणः वा ( पु प्रेरणे )=सृष्टयाद्यकर्तुः नारायणस्य [ पु, प्रसवैश्वर्ययोः इत्यस्य रूपं ] सूते नानोपासना फलानीति । सूते जगन्तीतिवा । सविता प्रसवानामधिपतिः ।
= सूते सकलजननिर्वृत्तिहेतुं वृष्टिमिति
"याभिरादित्यस्तपति रश्मिभिस्ताभिः पर्जन्यो वर्षति" इति श्रुतेः
= सकलोत्पत्तिस्थितिसंहारकारिणः

**वरेण्यं**=( वृञ् एण्यः ) वरयितुं योग्यं । श्रेष्ठं । भजनीयं । सेव्यं । आश्रयणीयं । पुरुषार्थ-कामभिः वरणीयं, अभ्यर्थमानं वा सुखैकतानरूपं सर्वैः सुखस्यैव प्रार्थनीयम् ॥

**भर्गो**=अविद्या पापादिभर्जकं ( तेजः ) । अविद्याकामकर्मादिभर्जनात् स्वरूपात्मकं ज्योतिः । वृजिन भर्जनात् । तमस्कांडं हन्तीति । भर्गः तेजोवचनः । सदाशिवः । भरण, गमन, दाह, ज्ञान गमनकर्तृत्व संसारदाहक । ज्ञानपूर्ण । भारतीज्ञानं वा भरण गमनकर्तृ वा सकलपापभर्जकं ।

**देवस्य**=दीप्तस्य, क्रियादिगुणविशिष्टस्य । दिव्यति नंदतीति देवः अखंडानन्दैकरसः । ध्यातत्वात् हृदयारविन्दमध्ये क्रीडति इति देवः । दिव्यति उदयास्तंगमनाभ्यां लोकयात्रां प्रवर्तयन् देशान्तरं यातीति देवः ।

**धीमहि**=ध्यायेम, चिन्तयामः, ध्यायेमहि । अहं स एव इति तेनैव अभेदसिद्धये। सोऽहमिति प्रत्यग्लक्षणतया । तदेवाहमिति, तद्दासोहमिति वा ध्यायेमहि ।

( तद् यदर्थं तदाह પરમેશ્વરના શ્રેષ્ઠ સ્વરૂપનું ધ્યાન શા માટે ધરીએ છીએ તે હવે કહે છે. )

**धियः**=बुद्धिवृत्तीः । सद्वृत्तीः । अंतःकरणवृत्तीः । सद्बुद्धीः । ( द्वि. बहु. ) बुद्धीः कर्माणि वा [ धी शब्दस्य प्रज्ञानामसु कर्मनामसु च निघण्टुषु पाठात् ]

यः=सविता, देवः सवितृमण्डलमध्यवर्ती नारायणः । प्रत्यग्ब्रह्म ।
नः=अस्माकं बहुधाभ्यस्तभिन्नभेददृष्टां ।

प्रचोदयात्=प्रेरयति, प्रेरयेत् [ धर्मादिगोचरे इति शेषः ] प्रकर्षेण प्रेरयति । प्रकाशयति । प्रेरयेत् स्वविषयाणि कुर्यात् । जीवात्मना प्रविश्य प्रचोदयात् ।

सत्कर्मानुष्ठानप्रवणा, दुष्कर्मविमुखाश्च अस्मद् बुद्धीः करोति तस्य सवितुः तेजो ध्यायेमहि इति संबंधः ।

સૃષ્ટિ, સ્થિતિ, અને લય ત્રણેયનો અધિષ્ઠાતા દેવ એક જ છે. તે તેજોરૂપ છે, જ્ઞાન રૂપ છે, અંતર્યામી પ્રેરક છે. શુભ કામનાનો પક્ષપાતી છે. એને જ શરણ જવું યોગ્ય છે. એની કૃપા વડે કુબુદ્ધિનો નાશ થાય છે, પાપો બળી જાય છે, અને આપણી બુદ્ધિ શુદ્ધ કરી એ ધર્મકાર્ય તરફ આપણને પ્રેરે છે. તેનું જ ધ્યાન ધરવું જોઈએ. તેની સાથે પોતાનું અનુસંધાન સાધવું એ માણસનો, વ્યક્તિનો, તેમ જ સમાજનો પરમધર્મ છે. એવી દઢ ભાવના આ મંત્ર આપણને પ્રેરે છે.

સદાશિવ પરમાત્માની આ પ્રાર્થના બહુવચની છે, એટલે આખા સમાજે તે સાથે બોલવાની છે. એ પ્રાર્થના સામુદાયિક હોવાથી હિંદુધર્મનું હાર્દ એમાં આવ્યું છે. धियः એટલે બુદ્ધિ અને કર્મ. જ્ઞાન કર્મનો સમુચ્ચય નહિ પણ બન્નેનું એકાત્મ્ય સ્વીકારી આ મંત્ર પ્રવર્ત્યો છે.

જ્ઞાન ( સંપૂર્ણ સ્વરૂપમાં જ્ઞાન ) એ જ સર્વોપરિ છે એ તત્ત્વ હિંદુધર્મમાં વિશેષ રૂપમાં સ્વીકારાયેલું છે. જ્ઞાન એટલે જીવનવ્યાપી જ્ઞાન એમાં કર્મ તો આવી જ જાય છે. ધર્મજ્ઞાન-તત્ત્વજ્ઞાન-કૌશલસાધક જ્ઞાન તરફ આપણી મતિ, આપણો સંકલ્પ અને આપણી કૃતિઓ એ પરમાત્મા પ્રેરે એ હેતુથી આપણે એના કલ્યાણકારી, પાપહારી, સદાશિવ, દિવ્ય સ્વરૂપનું હૃદયમાં ધ્યાન ધરીએ. એ ગાયત્રી મંત્રનો ભાવાર્થ છે.

આ મંત્રના સાર્થજાપથી કિલ્બિષ બળી જાય છે અને માણસને આરોગ્ય, જ્ઞાન અને શક્તિ મળે છે, એવો અનુભવ છે.

# ધરેદાને

સ્નેહરશ્મિ

[ આઇસલૅન્ડની એક લોકકથાને આધારે ]

[ શિખરિણી ]

ગભીરે એકાન્તે, જલધિ ઉર કો નાવડી સમો,
ઝુલે નિદ્રા ગાઢે યુગ યુગ થકી શૂન્ય નિધિના
તરંગોને હૈયે, અબુધ લઘુ કો જીવ અટુલો—
તરે જાણે સ્વાતિ ગહન જલમાં સાન્ધ્ય નભના !

નિહાળીને તેને ચર અચરના એક પ્રભુને
ઉરે ઇચ્છા જાગે સરજન તણી, ને પુલકથી
જગાડે તેને તે, જયમ જગવતો ગાયક અહો !
સુતેલી વીણામાં લહર કુંણી કો સ્પર્શસુખથી.

[ અનુષ્ટુપ ]

જાગીને જીવ તે મુગ્ધ રોમાંચે જગ પેખતો
પેખે તારામઢયું જેમ પ્હેલી વાર જ વ્યોમ કો.

[ શિખ૦ ]

પછી બેસાડીને ધમ ધમ થતા જીવનરથે,
અહો ! ઇશે તેને જનમધરી ચોર્યાસી લખના
બધા ફેરા ખાવા, જગત ઉપરે પાઠવી દીધો !
અને આશાઓથી ધબકી ઉર વિશ્વેશનું રહ્યું.
સુધા જાણે પીવા ઘન તિમિર કો પૂર્ણ વિધુની
પળે જે ઉલ્લાસે-પળતી અથવા જેમ ભરતી
અદીઠા ઘાટોની ઉરધડકમાં લીન બનવા,
પળ્યો તેવી રીતે થનગન થતો જીવ જગતે.

[ પૃથ્વી ]

પળ્યો થનગનાટ સાથ—મીઠી જેમ કો કન્યકા
ઉરે વસી રહેલ મુગ્ધ નિજ કાન્તને પામવા
રહે થનગની, સમીપ ઘડી લગ્નની પેખતાં—
પળ્યો અવનવી જ ઊર્મિ થકી તેમ તે જીવ ત્યાં
જગે મનુજને—જતો યુવક જેમ કો જીન્દગી
તણો પ્રથમનો પ્રવાસ કરવા મીઠા કોડથી !

ઘડી વીતી ન એક બે વિભુ તણી તહીં તો અરે !
શિકારી કુતરા પડે જયમ કદી પુંઠે કાળ શા,

અને ભયથી ત્રસ્ત કો હરણી જેમ બેબાકળી
રહે જીવ બચાવવા મરણથી શકે ભાગતી,
ઘવાયું અથવા પળે વ્યથિત જેમ કો તેતર
થપાટ સહી બાજની અધમુવું સમું પાંગળું—
શ્રમે વ્યથિત, હાંફતો, તડફતો, મૂંગો તેમ ત્યાં
હતાશ, બની લોથપોથ ભયત્રસ્ત ને બ્હાવરો
કને શિવની આવીને ઢગ સમો પડયો જીવ તે !

[ અનુ૰ ]

ઢગ જેવો પડયો જીવ ચરણે નિજ દેખતાં
ચિન્તા થાતાં પ્રભુ તેને પૂછે વત્સલતા થકી—
"થયું તને કહે શું આ ? સૂજે તું કેમ આવડો ?
પાઠવ્યો તુજને તો મેં હતો સુભગ વિશ્વમાં !"

[ પૃથ્વી ]

"હતો સુભગ વિશ્વમાં પ્રભુ, તમે મને પાઠવ્યો,
હતું સુભગ વા હતું વિકટ કિન્તુ એ જાણું ના—
મને ખબર એટલી જ વિભુ, કે નથી માહરે
હવે જવું તહીં, મને ફરીથી ઊંઘમાં નાખી દે !
કરી શકું ન હું હવે, કરીશ ના કદાપિ વળી
પ્રભો, સફર જીંદગીની—તટ જેહના ડારતા
મને, જયમ ડરાવી રૂહે સભર મત્ત ઉન્માદિની,
પ્રચંડ જલપૂરથી છલકતી નદી, દુસ્તરા,
થપાટ જલની થકી ડુબવતી કદી કાફલા,
કદી નગર, ગ્રામ, વા વસતી દેશ કૈં પૂરમાં—
મને ડર રહે પ્રભો, વમળમાં હું દારિદ્રના
જઇશ ડુબી વા કઠોર ખડકે છુપા વૈરના,
તરંગ પર મોહના, અગર રેલમાં લોભની
કુટાઇ, અફળાઈ હું જઈશ રે ! ડુબી જીંદગી
તણા વિષય-પૂરમાં—કરી શકું ન એ અન્યથા !

[ અનુ૰ ]

અન્યથા એ ન હું કેમે પૃથ્વી પર કરી શકું,
તો મારે ત્યાં જવું શાને ?–કહેને ઇશ તે મને !"
"કહેને તે મને ઇશ !"—બોલીને જીવ મૌનમે
રહ્યો ભજી ! અને વાણી મીઠી ત્યાં શિવ તો વદે :

"અન્યથા બનશે એ ચે, ડુબશે ન તું સર્વથા,
તને જીવનના શ્રેષ્ઠ આજે આપીશ હું વર."
"કયા ?" ઔત્સુકયથી પૂછે જીવ ને ઉચરે શિવ:
વાણી માંગલ્ય શોભીતી કૌમુદી જેમ પૂનમે :

[ પૃથ્વી ]

"કરું પુરુષ હું તને, નયન કૌમુદી જેવી ને
દઉં લલિત અંગના સકલ સ્વપ્નની સિદ્ધિ શી !
બની તવ પ્રિયા અહો ! સુતનુ તે મીઠી તાહરી
થશે સકલ ઊર્મિ કેરી અધિદેવી ને તેહના
સુઔષ્ઠ થકી વાણી નિત્ય સુણતાં તને લાગશે
બજી નહિ શકે વધુ મધુર એ થકી કોઇ દી
સરસ્વતી તણી સુધા સ્વરવહા સુવીણા ય તે !

સુડોળ વળી તેહના લલિત દેહ–લાવણ્યને
નિહાળી મૃદુ અંગ ભંગ, નયનોની લીલાય તે
તને મનુજ સ્વપ્નની પરમ સિદ્ધિ શી ભાસતી
વધુ પ્રિય થશે જ તે જયમ ઉષા તણી લ્હેરમાં
સુહાગી મૃદુ ડોલતી કુસુમથી લચી વેલને
નિહાળી, પૃથિવી–ઉરે સુખદ થાય સંવેદન !

અહો ! અણુઘતા ય તેની તુજને સદા ભાસશે
અખૂટ રસથી ભરી, સરળ ભોળી નિર્વ્યાજતા,
મીઠાં ગભરૂ બાળનાં હૃદયના જશી, ને વળી
પ્રલાપ પણ અર્થહીન સહુ તેહના લાગશે
તને સુકવિતા સમા મધુર, દિવ્ય સંગીત શા !

અરે ! દિવસ રાત્ર કે સપનમાં, સુતાં, જાગતાં
ભર્યું ભર્યું બધું ય જીવન બનાવી તે તાહરું
સુધન્ય કરશે તને મધુર નેક • આલિંગને !"

ધુણાવી નિજ શીર્ષ જીવ વદતો : "અરે ! પ્રેમ તો
જતો નિમિષમાં ઉડી–જતી જ જેમ ઊડી નભે
મીઠી સુરખી રંગની રજનિ કેરી છાયા ઝુકયે !

વીત્યે વરસ કૈં જરૂર ઉર માહરું થાકશે,
અને અવર કોઇ પાત્ર મહીં લગ્ન તે તો થશે
બને યદિ ન આવું તો પુરુષ ના મને જાણવો–

મનુષ્યજગમાં દીઠું બનતું એવું મેં સર્વદા !–
વૃથા પ્રણય સર્વ છે—ન મુજ થાય નિદ્રા વૃથા !
ઉંઘાડી મુજને જ દે ! શિદ મને જગાડયો વિભો ?"

વદે વચન એ સુણી શિવ : " બનાવું તો હું તને
સુધાવદન અંગના વિરલ રૂપની વેલ શી;
અને પુરુષ હું તને દઉં બધીય તારી કુંણી
ઉરોર્મિ મહીં પ્રેમછોળ ઉછળાવતા ચંદ્ર શો !

તને અવર કાંઈ ના કરવું સૂઝશે જે ન હો
સદાય નિજ કાન્તના જીવન–અબ્ધિમાં સ્નેહની
પ્રચંડ લહરો જગાડી છલકાવતું ચોદિશે !
અને ઉદધિને રહે જયમ વીંટી કિનારા બધે,
રહે ગગન જેમ વા સકળ અંગથી સર્વદા
ગુંથી પૃથિવીને મીઠા પ્રણય ગાઢ આશ્લેષમાં,
તું યે ત્યમ સદા

અહો ! પુરુષ તેહને સકળ અંગ આલિંગને
ઝુલાવી સુખસિન્ધુમાં પરમ ધન્યતા માણશે !

[ અનુ૦ ]

માણશે ધન્યતા નિત્યે, ન અસત્ય જ ભાખું હું,
આપું છું દાન આ મોંઘું સ્હેજે જે ન મળે જગે !"

[ શિખ૦ ]

ધુણાવીને પાછું શિર નિજ વદે જીવ ઝટ ત્યાં,
" સુવા દેને જ પે, રસ નથી મને વાત મહીં એ !

મને તો લાગે એ જયમ ધરણીને કાળ વસમે
ઘણું ગાજી ગાજી વગર વરસ્યે તે વિખરતા
ઘનો કેરી લીલા અદય, દહતી રંગ રમણી–
દહે વા જેવી કે યુગયુગ ભુખ્યા રંક જગને
પ્રભુપ્રીતિ કેરી ધનિક જગની શબ્દપટુતા !

ઘડી માની લે કે તુજ વરણવી નારી બનું હું,
અને પાસું પેલો પુરુષ પણ જે તેં વરણવ્યો–
ઉઠી કિન્તુ જ્યારે મુજ મહીંથી તેનું ઉર જશે,
રડી, ઝૂરી, આંસુ વહવી નિત મારે અકળ ત્યાં

પ્રતીક્ષા તેની રે ! કરવી કુણીને દુઃખદરિયે !

બને ના જો આવું નહિ પુરુષ તે, નારી નહિ હું,
અને ના તે પૃથ્વી મનુજની—કથું સ્વાનુભવ હું !

[ અનુ૦ ]

જવા દે વાત એ ખાલી, ને દે ઊંઘાડી તું મને,
અપૂર્વ વર એ તારા આપજે કોઇ અન્યને !"

" દુરારાધ્ય અરે ! જીવ, જે ના આપું હું કોઇને
તેવું ઘણું તને આપ્યું, તો ય ના મનમાં વસે !
છતાં આપીશ હું બીજો એથી યે અદકો વર,
રીઝાવાને તને મારો આજ છે પૂર્ણ નિશ્ચય.
અદ્‌ભુત પ્રેમ કો દૈવી માનવ માત્ર કાજ હું
તને આ આજ રાખું જે મર્ત્યોને અતિ દુર્લભ !
સંજીવની અહો ! એની ભરશે હૈયું તાહરું,
ભરતું વારિ વર્ષાનું પૃથ્વીનું જેમ અન્તર.
અને એ ત્યાં થકી પાછું ફૂટતું કોટિ ધારમાં,
પ્રેમ કેરાં નવાણોમાં નીતરી, માનવી ઉરે
સીંચશે હેતનાં વારિ ઝંખતું સર્વનું શુભ !

સારાય વિશ્વનું નિત્યે તું તો કલ્યાણ ઝંખશે,
વિના એ કો બીજું તારે હૈયે સ્થાન ન પામશે !
ઉઠતાં, બેસતાં, સાંજે, ઉષાએ, નિશિવાસરે
કરવા સર્વને સાધુ, સર્વને બુધ અન્તરે
તારે ઇચ્છા સદા રે'શે, જેમ રે' વૃક્ષ બીજમાં !

અને તે શુભ વાંછાની વસન્ત ખીલશે યદા
આત્મવત્ સર્વ ભૂતોને—શઠ વા મૂઢ, દુર્જન,
યોગી કે ભોગી, શ્રીમન્ત, દીન, હીન, અભાગી વા,
સહુને ચાહશે કોડે, તેમને કાજ સર્વદા
ત્યાગશે નિજ મોંઘેરું સર્વસ્વ, ઉર શાન્તિ યે,
રે ! સર્વનાં સુખાર્થે તું જાતને નિજ હોમશે !"

સુણી એ પૂછતો જીવઃ "હું યે પામીશ તેમ કે
સ્નેહ સા મનુજો કેરો સમસંવેદને ભર્યો ?"

" હવે તો તું ટપે જીવ, સીમા સર્વ વિવેકની,

મર્ત્ય લોકે તને હું તો પાઠવું છું—ન નન્દને !–
ભૂલીને એ તું એવું તો માગે જે ખુદ ઇશને
સુદ્ધાં દુર્લભ, ના તે યે જગાડી પ્રેમ તો શકે
વહતું પ્રેમ હૈયું જે તે કાજે પ્રેમ-ભાજને !

ચાહશે મનુજોને તું જેમ જેમ વધુ વધુ
તેમ તેમ પ્રતીતિ તે સૌ જનોને દૃઢા થશે
કે છે કાં તો તું મેધાવી ધૂર્ત કો સાધુ-સ્વાંગમાં,
વા બુદ્ધિશૂન્ય કો કીર્તિ-વાંચ્છુ મૂઢ—ન અન્યકો !

ને પછી તે તને નિન્દા-શબ્દો થકી નવાજતાં
ન ધરાઇ અરે ! તારાં અંગ પે જે હશે રહ્યાં
ચીથરાં દીન ને ફાટ્યાં તેને યે નહિ સાંખશે !
ભૂલથી કોઇ તારું જો જાય બોલી ભલું કદી
મારવા પથ્થરે તેને દોડશે બની અન્ધ સૌ !

અને તને યે તે જો ના ચઢાવે સહુ ફાંસીએ
તો રખેને તું માને તે દયા તેમની—કિન્તુ એ
અશક્તિ, ડર, વા સૌની ભીરુતાને જ કારણે !
વેઠવાનું બધું આ ત્યાં તારે રે'શે, અને વળી
જીરવી જગનાં ઝેર, દેવાનું હસતે મુખે
રહેશે ભાગ્ય તારે તો સહુને પ્રેમનું અમી !"

"રહેવા દે પ્રભો શાને કાંતતો લાંબું એહને ?
પયગમ્બર એવો તો અન્ય કોને બનાવજે !
મારે તો નીંદ તે સારી-મને ઝટ ઉંઘાડને !"–
બગાસું ખાઇને જીવ બોલ્યો કંટાળીને વદે.

કરુણાના નિધિ એવા ઇશને વદને સુણી
વચનો જીવનાં આવાં છાયા વિષાદની ઢળી.
દુર્લભ વસ્તુઓ જે જે કોડે તેને મુખે ધરી
કિન્તુ તે ઠેલી સૌ તેણે, ઠેલતો જેમ વેગથી
ખાંચો કોઇ નદી કેરો, દોડતાં પાળ તોડવા,
પ્રચંડ ઊર્મિથી વ્હેતાં વર્ષાનાં મત્ત પૂરને !
અને ઠેલાઇ તે પાછાં વળતાં જેમ ગર્જને,

વમળે ઘુમરી ખાતાં, તેમ ઇશની ઊર્મિઓ
વળી પાછી મહાવેગે ગ્લાનિને વમળે ભરી!

[ પૃથ્વી ]

વિષાદભરી વાણીમાં શિવ પછી કહે જીવને :
"તને કશું ય ના ગમે! ફક્ત એક સત્તા તણો
રહ્યો' છ વર શોષ ને દઉં તને વસે જો ઉરે!–

પ્રભાવ તવ ભવ્ય ને વિપુલ અબ્ધિનાં વારિશો
દિગન્ત મહીં વ્યાપશે મનુજ–ચિત્ત કાંઠા ભરી!
તને નીરખી લોક લોક થકી તેજ ને વીર્યની
વહી સકલ આવશે તુજ પ્રતિ નદી દોડતી—
જતું જ્યમ વળી જ તેજ નવલાખ તારા તણું
સહસ્ર લખ અબ્જ ચંડ કિરણો થકી સૂર્યનાં
અરે! ફક્ત એકને ય ફુટતું નહે પેખતાં!

નથી વિભુ જ તું છતાં જગ બધું તને ઈશને
અલભ્ય પદ સ્થાપીને ચરણ સેવશે તાહરા!
અને તવ પથે સદા સુમનની કરી વૃષ્ટિ સૌ
તને નિજનું અર્પી સર્વ જગ ધન્યતા લેખશે!
ગિરા તવ પ્રમાદી વા વિબુધ, મૂઢ વા આકરી
પ્રસુપ્ત જનચિત્તમાં ઝળહળાટ પ્રજ્ઞા તણો
કરાવતી જરૂર સૌ મનુજને સદા ભાસશે–
રહે ઝગઝગાવી શૂન્ય નભને યથા વીજળી
પ્રચંડ ચમકારથી, કરતી સ્પષ્ટ રેખા બધી
વિશાળ જગની અને જગતની બધી શ્રીતણી,
વિદારી તમ ગાઢના પ્રબળ ઘોર અંધારને!

અહેતુક અરે! સહુ વચન કોઈ તારા મુખે
સ્થળે જળ અને જળે સ્થળ કરી શકો મૂકશે!

કૃપા જ તવ પામવા ગરજુને ય જો લેટવું
પડે, જન અનેક તો સ્મિતસર્વે મુખે હોમશે
બધું ય નિજનું, અને વિજયમાર્ગ પે તાહરા
સુણી પથની પૂળ ઘોર રથચક્ર તારા નીચે
દબાઈ મરતાં અહો! સફળ જીંદગી લેખશે!

અરે ! પીઠ પરે ક્હી સમસમી રહે ચાબખા
અકારણ અને કઠોર તવ, તો ય લોકો સુખે
ખફા ય તવ પૂજશે, અદય લાત તારી ચુમી!

થવા જ નિત કોળિયા તવ જયેષણા ચંડીના
અરે ! જનની યે અનેક નિજ પુત્રને અર્પશે !–
અને ચરણરેણુ તારી મહીં નિત્ય આળોટતાં
અનેક જન તુચ્છ જન્તુ સમ જીંદગી ગાળશે.

દિગન્ત મહીં ગાજશે વિજય ઘોષણા તાહરી,
અનન્ય પ્રભુ તું થશે જન અનેકના ભાગ્યનો,
વશીકરણ તારું તો સકળ ચિત્તમાં વ્યાપશે.
અને—"

હરણથી રહ્યો ચનગની અહો ! જીવ તે
ગિરા વિભુની રોકીને અધવચે ઉડયો શૂન્યમાં
શકે જયમ જ ઊડી જીવ—નહિ અન્યકો—તેમ તે
ઉડયો જ ગતિ શીઘ્રથી "વર જ એ ચહું-એ જ હું"
વદી પુલક કંપથી ગગનનો ભરી ઘુમ્મટ.!

[ અનુ૦ ]

ઘુમ્મટ વ્યોમનો ગાજે પ્રસ્થાને જીવના અને
નિઃશ્વાસે વિભુ કેરે ત્યાં ઝાંખી સર્વ દિશા બને—

" અરે! એટલું યે કહેવા થોભ્યો જો હોત જીવ તે
કે ધારે કરવા શું તે સત્તાનું તો ય અન્તરે
ધારતે તોય કે અન્તે જુદો સૌ જીવથી બીજા
લાધ્યો જીવ મને કિન્તુ આશા એ વ્યર્થ તો ગઇ !
લીધો છે માર્ગ જે એણે લેતાં માનવી સૌ જગે !"–
નિઃશ્વાસે શોચતાં એવું ભજતો ઇશ મૌનને !

ભજતો મૌનને ઇશ ને પૃથ્વી રંક બીડતી,
બીકથી બ્હાવરી આંખો જન્મતો દેખી જીવને!

૧ : ૯ : ૪૦

☆

# શ્રી અરવિંદ

[ લેખાંક ૩ જો ]

મૂળ લેખક : શ્રી દિલીપકુમાર રાય
અનુવાદક : નગીનદાસ પારેખ

( ગતાંકથી ચાલુ )

[ શ્રી દિલીપકુમાર રાયે શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર, બર્ટ્રાન્ડ રસેલ અને રોમાં રોલાં સાથે પોતાને જુદે જુદે પ્રસંગે જે ચર્ચાઓ થયેલી તે બધી પુસ્તકાકારે બંગાળીમાં પ્રસિદ્ધ કરી છે. એ ચર્ચાઓમાં ચર્ચાયેલા વિષયો મહત્ત્વના હોઈ તેનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું મને મન થયું. તેમણે પરવાનગી પણ આપી. એ બદલ હું તેમનો અને તે મેળવી આપનાર મિત્રોનો આભારી છું. આ આખો અનુવાદ સળંગ લેખમાળા રૂપે 'પ્રસ્થાન'માં આપવા ધારું છું.

મૂળ વાતચીત અંગ્રેજીમાં થયેલી અને પુસ્તકમાં તેનો બંગાળી અનુવાદ આપેલો છે. મૂળનો અર્થ સ્પષ્ટ થાય એટલા માટે ઘણી જગ્યાએ અંગ્રેજી વાક્યો ઉતારેલાં છે. એ વાક્યો જોતાં મને કોઈ કોઈ ઠેકાણે શ્રી દિલીપકુમારે કર્યો છે એથી જરા જુદી રીતે અનુવાદ કરવાનું મન થયેલું. પણ મેં બંગાળી પુસ્તકનો અનુવાદ કરવાનું માથે લીધું, એટલે મારે તેને પણ વફાદાર રહેવું જ જોઈએ, આથી સામાન્ય રીતે મેં તેમના અનુવાદમાં ક્યાંય છૂટ લીધી નથી. મને પોતાને એમની અનુવાદશૈલી ખૂબ ગમી છે. ]

તે વખતે આશ્રમમાં બધા મળીને પંદર સોળથી વધારે સાધકો નહોતા. એમાંના કેટલાક જણની સાથે શ્રીઅરવિંદ ખૂબ વાત કરતા હતા. અરવિંદના લખેલા કેટલાક પત્રો પણ એમની પાસેથી જ મને મળ્યા હતા. તેમાંના એકે તે દિવસે મારું વિશેષ ધ્યાન ખેંચ્યું હતું. તે દેશબંધુ ચિત્તરંજનને લખેલો હતો. પત્ર શ્રીઅરવિંદે તેમને ૧૯૨૨ ના નવેમ્બરની ૧૮ મી તારીખે લખેલો હતો. તે પત્રમાંથી થોડો ભાગ અહીં ઉતારવો અપ્રાસંગિક નહિ લાગે.

**Dear Chitta,**

I think you know my present idea and the attitude towards life and work to which it has brought me. I see more and more manifestly that men can never get out of the futile circle the race is always treading, until he has raised himself on to a new foundation. I have become confirmed in a perception which I had always, less clearly dynamically then, but which has now become more and more evident to me, that the true basis of work and life is the spiritual: that is to say, a new consciousness to be developed only by Yoga. But what precisely was the nature of the dynamic power of this greater consciousness? What was the condition of its effective truth? How could it be brought down, mobilised, organised, turned upon life? How could our present instruments—intellect, mind, life, body—be made true and perfect channels for this great transformation? This was the problem I have been trying to work out in my own experience

and I have now a sure basis, a wide knowledge and some mastery of the secret........I have still to remain in retirement. For I am determined not to work in the external field till I have the sure and complete possession of this new power of action—not to build except on a perfect foundation."

( ભાવાર્થ :

પ્રિય ચિત્ત,

અત્યારની મારી ભાવના અને તેને પરિણામે મારામાં આવેલી બદલાઈ ગયેલી જીવન અને કર્મ સંબંધીની દૃષ્ટિ તમે જાણો છો. જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ એ વસ્તુ મને વધારે ને વધારે સ્પષ્ટ દેખાતી જાય છે કે, માણસ જે વ્યર્થચક્રમાં સનાતન કાળથી ભમતો આવ્યો છે તેમાંથી તે કદી મુક્તિ પામવાનો નથી—જ્યાં સુધી તે એક નવા જ સત્ય પાયા ઉપર પ્રતિષ્ઠિત ન થાય. મારા મનમાં હવે દૃઢ પ્રતીતિ જન્મી છે—પહેલાં પણ એની ખાત્રી મને હતી જ, માત્ર આટલી સ્પષ્ટ અને કાર્યકરી નહોતી—કે જીવનનો અને કર્મનો સાચો પાયો આધ્યાત્મિક છે, એ એવી એક નવીન ચેતના છે, જે કેવળ યોગ મારફતે જ મેળવી શકાય. પણ એ મહત્તર ચેતનાની પ્રકૃતિ અને સાધનશક્તિ કેવા પ્રકારની છે? તે સત્ય સફળ થવાની શરતો શી? શું કરીએ તો તેને ઉતારી આણી, સંહત કરી, સુસંબદ્ધ બનાવી જીવનમાં પ્રયોજી શકાય? શી રીતે આપણા આજના આધાર—બુદ્ધિ, મન, પ્રાણ, દેહ—ને એ મહત્ રૂપાંતરનાં વાહન બનાવી શકાય? આ બધી સમસ્યાઓનો ઉકેલ જ હું શોધું છું મારા પોતાના અનુભવથી. આટલે વખતે એ બધાના પાયા વિષે હું ચોક્કસ થઈ શક્યો છું, એનું રહસ્ય કંઈક પામી શક્યો છું......તોપણ હજી મારે એકાંતમાં રહેવું પડશે. કારણ જ્યાંસુધી મને આ નવી સાધનાશક્તિ ઉપર અધિકાર પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી હું બહિર્જગતમાં કાર્ય શરૂ કરવાનો નથી, જ્યાંસુધી પાયો સંપૂર્ણ ન થાય ત્યાંસુધી ચણવાનો નથી. )

બીજા પણ થોડા પત્રો હતા. તે પણ રાતે પોંડીચરીની એક હોટેલમાં બેસીને મેં વાંચ્યા. આનંદ, નશા અને ઉત્સાહને લીધે બરાબર ઊંઘ ન આવી. વારે વારે શ્રીઅરવિંદની જ્યોતિર્મયી મૂર્તિ અને દેશબંધુને લખેલો આ પત્ર મન આગળ ચમકી ઊઠતાં હતાં.

* * *

બીજે દિવસે સવારે તેમની પાસે પાછો ગયો.

મેં કહ્યું: "કાલે રાતે ~ દેશબંધુને લખેલો આપનો પત્ર મેં વાંચ્યો હતો. જો આપને વાંધો ન હોય તો એ વિષે મારા મનમાં એકબે શંકા ઊઠી છે તેને વિષે—"

શ્રીઅરવિંદે હસીને માત્ર હાથ વડે ઈશારો કર્યો.

મેં કહ્યું: "દેશબંધુને આપે લખ્યું છે કે યોગશક્તિને પરિણામે એક નવીન ચેતના મળે છે. મારો પ્રશ્ન એ છે કે, એ ચેતનાનું શું કંઈ પ્રત્યક્ષ ફળ આવે ખરું? જો આવતું હોય—એટલે કે યોગ કરવાથી જો કોઈ પ્રકારની શક્તિ પ્રાપ્ત થતી હોય—તો શું એવું સાબીત કરી શકાય કે અમુક અમુક અલૌકિક ઘટના કેવળ એને જ પ્રતાપે બનવા પામી છે, નહિ તો બનત નહિ?"

શ્રીઅરવિંદ જરા હસ્યાઃ "એટલે તમારે પ્રત્યક્ષ પ્રમાણ જોઈએ છે કે યોગબળથી અમુક અમુક શક્તિ કાર્યવતી થઈ તેને લીધે બહિર્જગતમાં અમુક અમુક કાર્ય થયું. એમ જ ને? એવું પ્રમાણ યોગજગતમાં શોધવા જવું એ વૃથા છે. એ બાબતમાં દરેક જણ પોતપોતાની ધારણા અનુસાર જ ચાલવાનો, કારણ એ વાતમાં વિશ્વાસ દલીલ કે પ્રમાણથી નથી આવતો—અનુભવ મળવાથી આવે છે, અથવા શ્રદ્ધાથી આવે છે, અથવા અંતરમાં જે અંતર્દૃષ્ટિ હોય છે તેને લીધે આવે છે, અથવા દશ્યમાનના પડદા પાછળ જે જે બની રહ્યું છે તે જોતાં શીખવનાર ગંભીર બુદ્ધિના પ્રકાશને લીધે આવે છે. આધ્યાત્મિક ચેતના કંઈ પોતાને જાહેર કરવા માટે હોકારાપડકારા કરતી નથી—તે તો સત્ય શું છે એટલું જ કહે છે—તેને દરેક જણે માનવું જ જોઈએ એમ કહી તે ઝઘડતી નથી."×

"બીજો એક પ્રશ્ન મને ઊઠ્યો હતો, યોગની પ્રેરણા વિના આપણા જીવનમાં આપણે જે કાંઈ કરીએ છીએ તેનું કાંઈ સ્થાયી મૂલ્ય હોઈ શકે કે નહિ?"

"તમારો પ્રશ્ન હું બરાબર સમજી શકતો નથી."

"મારો પ્રશ્ન 'આદેશ' વિષે છે. પરમહંસદેવ કહેતા કે આદેશ મળ્યા વિના કોઈ પણ ખરેખરું મહાન કાર્ય થઈ શકતું નથી પરંતુ દરેક યુગમાં, દરેક દેશમાં આદેશ વિના પણ માણસોએ હજારો ક્ષેત્રમાં—દાખલા તરીકે વિજ્ઞાનમાં, કળામાં, દર્શનમાં, કાવ્યમાં કીર્તિ સંપાદન કરી છે. તે બધાનું શું કશું સાચું મૂલ્ય જ નથી, એમ આપ કહેશો?"

શ્રીઅરવિંદ બોલ્યાઃ "જે કોઈ ક્ષેત્રમાં માણસે સાચું સર્જન કર્યું છે, તેનું કાંઈ ને કાંઈ મૂલ્ય રહેશે જ. એ વસ્તુ કેવી રીતની છે જરા સમજાવીને કહું છું."

શ્રીઅરવિંદે ડાબો હાથ લંબાવીને સીધો કર્યો. પછી બોલ્યાઃ "મારો કે આપણે આ ભૂમિકા ઉપર કંઈક કરીએ છીએ, સમજ્યા ને? ત્યારે આપણું એ કામ સાચે જ કંઈક સર્જન થવા પામે છે, ત્યારે એવું બને છે કે એની પ્રવર્તના કોઈ એના કરતાં ઉચ્ચ ભૂમિકાની કોઈ ચેતનામાંથી આવે છે—(જમણો હાથ ડાબા હાથની સહેજ ઉપર લંબાવીને) એટલે કે અહીંથી—જો કે જે વસ્તુ સરજાઈ છે તે તો આ (ડાબો હાથ બતાવીને) નીચેની ભૂમિકા ઉપર રહી છે. એટલે પ્રત્યેક સર્જનના કાર્યને આપણે ગોઝ કહી શકીએ—એટલે કે ઉપરની ભૂમિકાની કોઈ ચેતનાની સાથે નીચલી ભૂમિકાની મહિના ચેતનાનો એક પુલ બાંધવો. મનના પ્રદેશમાં મનથી ઉપરના પ્રદેશની કોઈ ધ્યાનમૂર્તિનું આવાહન કરવું—પ્રતિષ્ઠા કરવી."

× "It is no use trying to prove that such and such a result was the effect of spiritual force. Each must form his own idea about that—for if it is accepted it cannot be as a result of proof and argument, but only as a result of experience, of faith or of that insight in the heart or the deeper intelligence which looks behind appearances and sees what is behind them. The spiritual consciousness does not claim in that way. It can state the truth about itself but not fight for a personal acceptance."

મને યાદ આવ્યું કે ' ફ્યુચર પોયેટ્રી 'માં શ્રી અરવિંદે લખ્યું છેઃ

" The voice of poetry comes from a region above us, a plane of our being above and beyond our personal intelligence, a supermind which sees things in their innermost and largest truth by a spiritual identity. It is the possession of the mind by the supramental touch and the communicated impulse to seize this sight and word that creates the psychological phenomenon of poetic inspiration and it is the invasion of it by a superior power to that which it is normally able to harbour that produces the temporary excitement of brain and heart and nerve which accompanies the inrush of the influence. "

( ભાવાર્થ : કવિતાનો સ્વર આપણી ઉપરના કોઈ પ્રદેશમાંથી આવે છે—આપણી વ્યક્તિગત બુદ્ધિની ઉપરના કોઈ પ્રદેશમાંથી—જ્યાં એક અતિમાનસ ચેતના પ્રત્યેક વસ્તુનું અંતરતમ અને બૃહત્તમ સત્ય અધ્યાત્મ અભેદથી જોઈ શકે છે. ત્યારે આ અતિમાનસનો સ્પર્શ મન ઉપર અધિકાર જમાવે છે—તેનો આવેગ આ દૃષ્ટિ અને શબ્દને પોતાનાં કરી કાવ્ય પ્રેરણાની આંતર અનુભૂતિને સરજે છે. આપણા મગજમાં, હૃદયમાં, સ્નાયુમાં જે તત્કાલપૂરતી ઉત્તેજના આ પ્રેરણાની અનુષંગી થઈને આવે છે તેનું મૂળ આ મહત્તર શક્તિનું સ્પંદન હોય છે, જેને આપણું મન સ્વાભાવિક ક્ષણોમાં ધારણ કરી શકતું નથી." )

મનમાં ક્યાંક જાણે એક પ્રકારનો આત્મપ્રસાદ જાગી ઊઠ્યો હતો. એકાએક ચમક ભાંગી—નજર કરતાં જોઉં છું તો શ્રી અરવિંદની શાંત દૃષ્ટિનો પ્રકાશ જાણે મારા માથા ઉપર, આંખો ઉપર અને મુખ ઉપર પથરાઈ રહ્યો છે. શું બોલવું તે સૂઝયું નહિ એટલે મેં કહ્યું : " તો તો—એટલે કે—કલાકૃતિનું સર્જન પણ તદ્દન મૂલ્યહીન નથી ? "

" મૂલ્યહીન શું કામ હોય ? કળા જો સાચી કળા હોય તો તો તે આ ઇન્દ્રિયલોકમાં અતીન્દ્રિયની ઝાંખી કરાવે છે—વાણીમાં, મંત્રમાં, ધ્યાનમાં. અર્થાત્ જે જીવનમાં ગૂઢ જ રહે છે તેને પ્રગટ કરવું એ મહાન કલાનું કાર્ય છે. "

મને શ્રી અરવિંદની ' ફ્યુચર પોયેટ્રી ' નું બીજું એક સુંદર વચન યાદ આવ્યું : " Poetical speech is the spiritual excitement of a rhythmic voyage of self-discovery among the magic islands of form and name in the inner and outer world. "

( ભાવાર્થ : આંતર અને બાહ્ય જગતના નામ રૂપાત્મક અલૌકિક દ્વીપોમાં આત્મ-દર્શનાર્થે થતી છંદોમયી યાત્રાનો ભાવાવેશ તે કવિતાની વાણી.)

" તે સિવાય, " શ્રી અરવિંદ બોલ્યા, " દરેક સાચા સર્જન કાર્યમાં એમ જ હોય છે—તે માણસને નીચેની દૃષ્ટિમાંથી ઊંચકીને ઉપરના ધ્યાનલોકમાં લઈ જાય છે. એ મુક્તિનું કામ છે—ચેતનાની મુક્તિનું—યોગમાં પણ એમ જ બને છે. "

" એનો અર્થ એવો ખરો કે યોગને લીધે ચેતનાની જે મુક્તિ થાય છે તેને પરિણામે બધા માણસો જ સ્રષ્ટા થઈ શકે છે ! "

"એક રીતે જોઈએ તો એ ખરું છે. કારણ યોગ દરેકની શ્રેષ્ઠ સંભાવનાઓને પ્રગટ કરે છે—જે ઘણી વાર આપણામાં નિષ્ક્રિય રહી જાય છે. એનું પરિણામ એ આવે છે કે દરેક જણ જોઈ શકે છે કે તેને શું કરવાનું છે."

"એનો અર્થ એવો થાય ખરો કે યોગ ન કર્યો હોત તો જે જે વસ્તુ હું કરી ન શક્યો હોત તે બધી યોગ કર્યા પછી હું કરી નાખી શકીશ!"

"એટલું બધું તો ન કહી શકાય—જો કે અસામાન્ય પાત્ર હોય તો યોગબળથી અસંભવિત પણ સંભવિત થાય છે—પણ એવું પાત્ર ખૂબ વિરલ હોય છે. આમ છતાં યોગશક્તિ અઘટનઘટનપટીયસી હોવા છતાં પૂર્ણ યોગનું મૂળ ધ્યેય કોઈ 'મિરેકલ' (ચમત્કાર) કરવાનું નથી—તેનું ધ્યેય તો આપણી પ્રત્યેક જીવનશક્તિને શુદ્ધ નિર્મલ કરી તેને અંતિમ પરિણતિએ પહોંચાડવાનું છે."

"એમ જો હોય તો તો યોગબળથી કલાકારની કલાનો ઉત્કર્ષ થવો જોઈએ."

"જરૂર, અને થાય પણ છે—જો કલા તેની સાચી વાણી હોય તો. તમને હું હમણાં કહેતો નહોતો કે યોગ એટલે આત્મસાક્ષાત્કારની પૂર્ણચેતના, જેના પ્રકાશથી તે પોતે શા માટે જન્મ્યો છે તે જોઈ શકે છે—પોતાનો ખરો સ્વાધિકાર જાણી શકે છે."

"એ શું માણસ હમેશાં જાણી શકતો નથી—બુદ્ધિના વિશ્લેષણ દ્વારા?"

"હમેશાં નહિ. કારણ વાસનામુક્તિ થયા વિના, અંધકાર ગયા વિના, બુદ્ધિ શુદ્ધ થતી નથી. યોગથી એ શુદ્ધિ આવે છે–કારણ તેના મૂળમાં જ વાસના અને અહંકારની અંધતામાંથી મુક્તિ રહેલી છે."

"હવે માત્ર એક પ્રશ્ન રહ્યો છે—જો અભય આપતા હો—એટલે કે હું રેશનાલિસ્ટ છું એટલે મારી શંકા માફ કરતા હો તો."

શ્રી અરવિંદ હસ્યા : "બોલો."

"વારુ, યોગ વિષે હંમેશાં જાતજાતની વાત સાંભળવા મળે છે કે યોગ ચમત્કાર—મિરેકલ—કરી શકે છે, તે નહોતાનું હતું કરી શકે છે, એ બધું શું સાચું છે, કે પછી ઉતરપિંડી છે—માત્ર કાચા કાનના લોકોની ઘેલી કલ્પના છે? ખોટું લગાડશો નહિ, મારા ઉપર કદાચ પશ્ચિમની અસર થઈ હશે—"

શ્રી અરવિંદ સ્નિગ્ધ કંઠે બોલ્યા: "હું પોતે પણ પશ્ચિમથી થોડોઘણો આદિનગાર રહ્યું છું, તમે જાણતા હશો કદાચ. તે લોકો આ બધી બાબતમાં બાથટબની સાથે બેબીને પણ ફેંકી દેવા માગે છે. ઉતરપિંડી છે એટલે તેઓ બધાને જ ઉતરપિંડી માની બેસે છે અને પછી કહે છે કે હાંકી કાઢો.

"પણ કહો, નકલી, જૂઠું ક્યાં નથી આ જગતમાં? પણ જૂઠ છે એટલે એવું સાબીત થયું કે સાચું કંઈ છે જ નહિ! લોકવાયકા હોય એટલે સત્યવાયકા માનવાની જ નહિ! એમ જો જોઈએ તો કશાનો ય સત્યનિર્ણય થઈ શકે નહિ. યોગવિદો જાણે છે કે એ બધી શક્તિઓ કેટલી પ્રત્યક્ષ અને કેટલી સાચી છે. એની સાબીતી પણ એટલી બળવાન હોય છે કે એના અસ્તિત્વ વિષે કોઈ જાતની ચિંતા કરવાનું પણ એમને સૂઝતું નથી."

"પણ પશ્ચિમના પ્રમાણશાસ્ત્રીઓ—"

"તે માત્ર વસ્તુને જ પ્રમાણ માને છે. વસ્તુવાદની થિયરી દ્વારા જેને પહોંચી ન શકાય તેને એ લોકો ડિસમિસ કરી નાખે છે. બધા નહિ એ ખરું—પણ ઘણાખરા

આમ છતાં હમણાં-હમણાં એ લોકો પણ સમજવા લાગ્યા છે કે જીવન એટલું બહુ-વિચિત્ર અને વિશાળ છે કે તેનો આ રીતે વિચાર ન થઈ શકે અને એ રીતે તેને માપી પણ ન શકાય. વળી જે બધી શક્તિઓને, તેઓ ચાલુ ભાષામાં ચમત્કાર (જાદુ) કહે છે તે મૂળે કાંઈ જાદુ ચમત્કાર નથી, એટલે કે ન જ બને એવી વસ્તુ નથી—જો તમે એટલું સ્વીકારો કે આપણી અંતઃશક્તિ ઇન્દ્રિયના માર્ગ સિવાય બીજે માર્ગે પણ કાર્યકરી થઈ શકે છે. યુરોપમાં હું પણ એક વાર અવિશ્વાસી હતો. પણ આ બધી અઘટન વસ્તુઓ જ્યારે પહેલવહેલી પ્રત્યક્ષ અનુભવી, ત્યારથી જ મેં એમની રીતે આ બધી વસ્તુઓનો વિચાર કરવાનું છોડી દીધું."

"વળી મેં એવું પણ સાંભળ્યું છે કે એ બધી શક્તિઓનો પ્રયોગ કરીએ તો આધ્યાત્મિક જીવનને હાનિ પહોંચે છે?"

"ક્ષતિ હાનિ થાય જ એમ ન કહેવાય. કોણ પ્રયોગ કરે છે, અને કઈ પ્રેરણાથી, તેના ઉપર બધો આધાર છે. વાત એમ છે કે આત્માભિમાનથી, અથવા પોતાનો કોઈ સ્વાર્થ સાધવા માટે અથવા દેખાડ કરવા માટે જો કોઈ યોગવિભૂતિને પ્રગટ કરે છે તો તેથી ભારે નુકસાન થાય છે. પરંતુ જે બધા યોગીઓ વાસનારહિત, અભિમાનરહિત, ગીતાની ભાષામાં 'સર્વભૂતહિતેરતા' હોય તેઓ એ બધી શક્તિનો પ્રયોગ કરે છે, પણ તે ઉપરના આદેશથી, નીચેના આહ્‌વાનથી નહિ. તેથી જ સદ્‌ગુરુઓ શિષ્યોને દીક્ષા આપતી વખતે કહે છે કે સૌથી પહેલાં અહંકારમુક્તિ, વાસનામુક્તિ હોવી જોઈએ—નહિ તો બધી વિભૂતિઓ આફત જ નોતરી આણે છે—હજારો ગુણા શક્તિનો દુરુપયોગ કરીને. પણ કોઈપણ શક્તિનો વ્યભિચાર થાય છે એટલે તે શક્તિ જ વર્જનીય છે એમ ન કહેવાય. તેમ જો હોત તો તો વિજ્ઞાનની બધી શોધો જ વર્જનીય થાત. વૈજ્ઞાનિક શક્તિ વડે ભ્રષ્ટ વૈજ્ઞાનિકો ઘણાં ખરાબ કામ કરે છે—પણ તેટલા માટે એ શક્તિને જવાબદાર ગણવી એ ભૂલ છે. યોગવિભૂતિની બાબતમાં પણ એ જ સાચું છે. ભ્રષ્ટ યોગીઓ એ બધી વિભૂતિઓ ભગવાનના કામમાં ન વાપરતાં સ્વાર્થ સાધવામાં વાપરવા માગે છે. પણ મુક્ત યોગીઓ કદી પણ એવું કરતા નથી. તેમની શક્તિ માણસનું ઇષ્ટ જ કરે છે—અનિષ્ટ કદી કરતી નથી. કારણ મુક્ત યોગીને કંઈ વાસના હોતી નથી, અહંકાર હોતો નથી—તે જે કાંઈ કરે છે તેની પ્રેરણા ભગવત ચેતનામાંથી આવે છે, માનુષી ચેતનામાંથી નહિ."

* * *

પ્રણામ કરીને હું ચાલ્યો આવ્યો. રાત્રે મદ્રાસની ગાડી પકડી. શેક્સપિયરનું એક વચન વારે વારે નજર સામે તરતું હતું:

When he shall die,  
Take him and cut him out in little stars  
And he will make the face of heaven so fine  
That all the world will be in love with night,  
And pay no worship to the garish sun.

(ભાવાર્થ: જ્યારે એનું અવસાન થાય ત્યારે એના દેહના અણુ અણુમાંથી નાના નાના તારાઓ બનાવજો; એથી નભોમંડળ એવું ઉજ્જ્વલ બનશે કે જગત રાત્રિના એ નવપ્રાપ્ત સૌંદર્યથી મુગ્ધ બની આંખ આંજી દેનાર સૂર્યને પૂજવાની પણ પરવા કરશે નહિ.)

✡

# વિજ્ઞાનનાં ૧૯૩૯નાં નોબેલ પારિતોષિકો

ડૉ. નરસિંહ મુ. શાહ એમ. એસ.સી., પીએચ. ડી.

લગભગ એક સદી પૂર્વે ઈ. સ. ૧૮૪૬માં સોબ્રેરો નામના એક રસાયનિકે ગ્લીસિરીનને સુરાખારના તેજાબ સાથે રાસાયનિક પ્રક્રિયા વડે મેળવીને "નાઈટ્રોગ્લીસિરીન" નામનો પદાર્થ બનાવવામાં સફળતા મેળવી. આ પદાર્થ દારૂની માફક ભડકા સાથે સળગી ઊઠતો. તેને સહીસલામત સાચવી શકાય અને દારૂની માફક તોપ ઈત્યાદિમાં વાપરી શકાય એવી કોઈ સફળ યોજના શોધી કાઢવા પ્રયત્નો શરૂ થયા. એ યોજના ફતેહમંદ કરી બતાવવાનું માન સ્વીડનના એક રાસાયનિક ઈજનેરને પ્રાપ્ત થયું. તેમનું નામ નોબેલ (Nobel) હતું. એ પદાર્થનો ઉપયોગ દારૂગોળાની બનાવટમાં કરવાની રીત નોબેલે શોધી કાઢી. આથી તેમને અઢળક દોલત પ્રાપ્ત થયેલી: એનો સદ્‌વ્યય કરવા માટે તેમણે એક મોટી રકમ જુદી કાઢી: તેનો યોગ્ય વહીવટ કરવા એક સમિતિ નીમી. તેમાંથી સાહિત્ય અને વિજ્ઞાનમાં ખાસ નોંધવા લાયક મહત્ત્વપૂર્ણ શોધખોળ કરનારને દર વર્ષે મોટું ઈનામ—નોબેલ પ્રાઈઝ—એનાયત કરવામાં આવે છે. દુનિયાભરનાં સાહિત્યકો અને વૈજ્ઞાનિકોમાંથી શ્રેષ્ઠ સંશોધન કરનારનું નામ—વિધવિધ ક્ષેત્રોમાંથી—જાહેર કરવામાં આવે છે. દરસાલ ડીસેમ્બર માસની દશમી તારીખે સ્ટૉકહોમમાં ત્યાંના જ્ઞાનમંદિરના સભામંડપમાં દુનિયાના સુવિખ્યાત સંશોધકોનું એક મંડળ મળે છે. ઈનામ મેળવનાર વૈજ્ઞાનિક પોતાની શોધખોળનો અહેવાલ રજુ કરે છે અને તેને પારિતોષિક એનાયત થાય છે. પ્રત્યેક વિષય માટે આ ઈનામની રકમ આશરે ચાલીસ હજાર ડૉલર જેટલી હોય છે. આપણા કવિવર રવીન્દ્રનાથ ટાગોરને ૧૯૧૩માં સાહિત્યના ક્ષેત્રમાં 'ગીતાંજલિ'ની શ્રેષ્ઠ કૃતિ માટે, અને સર ચંદ્રશેખર રામનને ૧૯૩૦માં ભૌતિકશાસ્ત્રમાં 'રામન કિરણો'ની શોધ માટે આ પારિતોષિક મેળવ્યાનું બહુમાન પ્રાપ્ત થયું છે.

હમણાં જ ૧૯૩૯ ની સાલનાં નોબેલ પારિતોષિક વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં નીચે મુજબ જાહેર થયાં છે:

ભૌતિકશાસ્ત્ર માટે—પ્રોફેસર ઈ. ઓ. લોરેન્સ

રસાયનશાસ્ત્ર માટે—પ્રોફેસર એ. બ્યુટૅનાન્ડટ અને પ્રોફેસર એલ. રુઝિકા.

શરીરવિજ્ઞાન માટે—પ્રોફેસર જી. ડોમાગ્ક.

આ આંતરરાષ્ટ્રીય વિજ્ઞાનના મહારથીઓનો તેમના કાર્યની સામાન્ય રૂપરેખા સહિત, ટૂંક પરિચય આપવાનો આ લેખનો ઉદ્દેશ છે.

## પ્રોફેસર ઈ. ઓ. લૉરેન્સ

૧૯૩૯નું ભૌતિકશાસ્ત્રમાં નોબેલ પારિતોષિક જીતનાર બડભાગી પ્રોફેસર ઈ. ઓ. લૉરેન્સ વિજ્ઞાનની દુનિયામાં સાઈક્લોટ્રોન (cyclotron) ના શોધક તરીકે ખ્યાતિ મેળવી ચૂક્યા છે.

પોતે મૂળ નોર્વેના વતની; પણ તેમના પિતાને વતન છોડવું પડેલું અને અમેરિકામાં આશરો શોધેલો, ત્યારબાદ ત્યાંજ કાયમનો વસવસાટ કર્યો હતો. પિતાની હાડમારીઓમાં નાના લોરેન્સને શરૂઆતમાં દુઃખી દિવસો ગાળવા પડેલા. અત્યારે તેઓ કેલીફોર્નીઆની વિશ્વ-પીઠમાં ભૌતિકશાસ્ત્રના પ્રોફેસરની પદવી પ્રાપ્ત કરી શક્યા છે. ૧૯૩૨માં તેમણે સાઈક્લોટ્રોન શોધી કાઢ્યો.

પણ આ સાઈક્લોટ્રોન શું છે? એ સુવિદિત છે કે દ્રવ્યપદાર્થની રચના અત્યંત સૂક્ષ્મ અણુઓ વડે થયેલી છે. આ અણુઓ પણ પ્રોટોન (proton), ઇલેક્ટ્રોન (electron) ઇત્યાદિ સૂક્ષ્મતર રજકણોના બનેલા છે. આ રીતે દ્રવ્ય-રચનાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ રજકણોને લક્ષકોટી વિજળીક દબાણ (volts) ની વચ્ચે રાખી શકાય અને તેની શક્તિ આપી શકાય એ માટે રચેલ સરંજામ, એનું નામ સાઈક્લોટ્રોન. એટલે આ સાઈક્લોટ્રોન એક સાધન (apparatus) છે. પણ આટલી બધી શક્તિવાળા રજકણો ઉત્પન્ન કરવાની જરૂર શી છે? આ દૃષ્ટિબિંદુ બરાબર સમજાય નહીં ત્યાંસુધી પ્રો. લોરેન્સની શોધની અગત્યતા બરાબર સમજી શકાય નહીં.

એ સૌ કોઈની જાણમાં છે કે પરમાણુમાં મધ્યવર્તી અંશ—જેને ન્યુક્લીઅસ (nucleus) કહેવાય છે—અને તેના ફરતાં વિદ્યુત-કણ (electron) ના બનેલા પડો આવેલા છે. દાખલા તરીકે, મીઠામાં આવેલ સોડીઅમ નામની ધાતુમાં ૧૧ વિદ્યુત-કણોનો બનેલો વર્તુલ એટલા જ ઊલટા વિજળીક ચાર્જવાળા અંતર્ગત ન્યુક્લીઅસ ફરતો આવેલો છે. સોડીઅમ પરમાણુનું સર્વ વજન આ અંતર્ગત સમૂહને આભારી છે. ટૂંકામાં, ન્યુક્લીઅસ એટલે પરમાણુનું હૃદય. તે અત્યંત સૂક્ષ્મ હોય છે અને પરમાણુનો માત્ર એક દશલક્ષાંશમો ભાગ જ રોકે છે. દ્રવ્યના રાસાયનિક અને ભૌતિક ફેરફારો બહાર આવેલ વિદ્યુત-કણોની સંખ્યાના ફેરફારને આભારી છે. ન્યુક્લીઅસનો તેના પર કાબુ રહે છે પણ તેમાં તે ભાગ લેતું નથી. યુરેનીઅમ જેવાં ભારે પરમાણુવાળાં તત્ત્વોનાં ન્યુક્લીઅસ સ્વતઃ તૂટે છે એટલે તેમાંથી રજકણો જોરપૂર્વક બહાર છૂટે છે. આ ક્રિયા 'રેડીઓઍક્ટિવિટી' તરીકે મશહૂર છે.

લાંબા સમયથી ભૌતિકશાસ્ત્રીઓ પરમાણુનું ન્યુક્લીઅસ યાને તો હૃદય તોડવા મંથતા આવ્યા છે, પણ તેમાં પૂર્ણ ફતેહ મેળવી શક્યા નથી. સાદી ભાષામાં કહીએ તો, પરમાણુનું ન્યુક્લીઅસ અજેય કિલ્લા જેવું છે. આવો કિલ્લો તોડવા જબ્બર તોપની જરૂર પડે તેવી રીતે પરમાણુનું ન્યુક્લીઅસ તોડવા સબળ સાધનોની જરૂર છે. આ સાધન પ્રોફેસર લોરેન્સની શોધ પૂરી પાડે છે. સાઈક્લોટ્રોન એક જાતની તોપ છે, જેમાંથી કોઈપણ તત્ત્વના ન્યુક્લીઅસને તોડવા જોરપૂર્વક વિજળીક ગોળાઓ છોડી શકાય. આવા મારાને પરિણામે ન્યુક્લીઅસરૂપી કિલ્લામાં સફળ ગાબડું પાડી શકાય. પરિણામે, એક તત્ત્વમાંથી બીજું તત્ત્વ પેદા થઈ શકે: પારામાંથી સોનું બનાવી શકાય. કીમિયાગરોનું જૂનું સ્વપ્ન લોરેન્સે સિદ્ધ કરી બતાવ્યું છે. સાઈક્લોટ્રોનના બીજા ઉપયોગો સ્થળસંકોચને લીધે અહીંઆ વર્ણવ્યા નથી—કોઈ બીજા પ્રસંગે આપવાની તક લઈશું. પરંતુ સાઈક્લોટ્રોન ખૂબ મહત્ત્વ-

પૂર્ણ શોધ છે એ નિ:શંક છે. એ ખાસ નોંધવું જોઈએ કે પ્રો. લોરેન્સની પ્રયોગશાળામાં હિંદી વિદ્યાર્થીઓ આ વિષયમાં કામ કરે છે.

## પ્રોફેસર એ. બ્યુટેનાન્ડટ

પ્રો. એલ. રુઝિકાની સાથે રસાયનનું નોબેલ પારિતોષિક મેળવનાર પ્રોફેસર બ્યુટેનાન્ડટ દુનિયાભરના રાસાયનિક મંડળોમાં સુવિખ્યાત છે. પિત્તમાં આવેલા જુદાજુદા પિત્તમય ખાટા પદાર્થો ( bile acids ) ની રાસાયનિક રચના અને બંધારણ સ્પષ્ટ કરવા માટે નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર સુવિખ્યાત જર્મન પ્રોફેસર એ. વિન્ડાઉસના મદદનીશ તરીકે લાંબો વખત પ્રો. બ્યુટેનાન્ડટ ગટીન્જન વિદ્યાપીઠના રસાયનખાતામાં કામ કરતા હતા, અને પોતાના આચાર્ય પ્રો. વિન્ડાઉસની દેખરેખ નીચે રાસાયનિક સંશોધનની શરૂઆત કરી હતી.

પ્રો૦ બ્યુટેનાન્ડટનું સંશોધનકાર્ય બરાબર સમજાય એ માટે પ્રાથમિક ભૂમિકા તરીકે થોડી માહિતી આપવી જરૂરી લાગે છે. પંચેંદ્રિય જીવોની શરીરરચના એટપટી છે. આપણા શરીરમાં હાડ, માંસ, ચામડી ઉપરાંત જ્ઞાનતંતુઓ, હૃદય તથા લોહીવાહિનીઓ ઇત્યાદિ તો હોય છે જ. પણ એ સર્વ ઉપરાંત અમુક ભાગો એવા છે કે જેને લગતી માહિતી અત્યાર સુધી અધૂરી હતી. શરીરમાં કેટલીક એવી ગ્રંથીઓ ( glands ) આવેલી છે કે જેમાંથી નીકળતાં પ્રવાહીઓ સીધા લોહીમાં ભળી જાય છે. આ પ્રવાહીઓમાં અત્યંત જુજ પ્રમાણમાં અમુક પદાર્થો હોય છે. આ પદાર્થોના અસ્તિત્વ કે ગેરહાજરી પર મનુષ્યનો વિકાસનો આધાર રહે છે, એટલું જ નહીં પણ શરીરના બીજા ભાગોની ક્રિયાઓ પર તેનો કાબુ રહે છે. સ્ટારલીંગ ( Starling ) નામના શરીરવિજ્ઞાનીએ આવા પદાર્થોને હોરમોન ( hormones ) તરીકે ઓળખાવ્યા છે. આવા વિકટ વિષયમાં સંશોધન કરવાનું માન આ વર્ષના નોબેલ-ઈનામ પ્રાપ્ત કરનાર પ્રો. બ્યુટેનાન્ડટને મળે છે.

હોરમોનનું સંશોધન ખૂબ મુશ્કેલી ભરેલું છે. કારણ કે હોરમોનનું પ્રમાણ અત્યંત સૂક્ષ્મ હોય છે, અને તેને શુદ્ધ સ્થિતિમાં લાવવા માટે બીજા પદાર્થોમાંથી જુદા પાડવાના કાર્યમાં પુષ્કળ અનુભવ અને બાહોશીની જરૂર પડે છે. આ કાર્ય પ્રો૦ બ્યુટેનાન્ડટે ફતેહમંદ પાર ઉતાર્યું છે. આ ફતેહ તેમને ગટીન્જનની પ્રયોગશાળામાં મળેલા અનુભવ અને ત્યાંના કાર્યકરોના સહવાસની શુભ અસરને અમુક અંશે આભારી છે એમાં શંકા નથી.

મનુષ્યશરીરમાં અંત:સ્રાવી પાંચ ગ્રંથીઓ હવે જાણીતી છે: (૧) થાઈરોઈડ–Thyroid, (૨) પીચ્યુટરી–pitutary, (૩) પેન્ક્રીઆસ–pancreas, (૪) એડ્રીનલ–adrenal અને (૫) વૃષ્ણ–testes (અને સ્ત્રીઓમાં અંડ–ovaries). પ્રો૦ બ્યુટેનાન્ડટનું કાર્ય વૃષ્ણ અને અંડમાંથી નીકળતા પ્રવાહીઓમાં જે હોરમોન આવેલા છે તેને શુદ્ધ રૂપમાં જુદું પાડવું અને તેનું રાસાયનિક સ્વરૂપ અને બંધારણ નક્કી કરવું–એને લગતું છે. આ હોરમોનને જાતીય હોરમોન—sex hormones કહેવાય છે. ગટીન્જનમાં જ્યારે બ્યુટેનાન્ડટ સંશોધન કરતા હતા ત્યારે આસ્ચાઈમ (Aschheim) અને ઝોન્ડેક (Zondek) નામના વૈજ્ઞાનિકોએ એક મહત્ત્વની શોધ પ્રગટ કરી: ગર્ભિણી સ્ત્રીઓના મૂત્રમાં ઈસ્ટ્રોન (Oestrone) નામનો હોરમોન સારા પ્રમાણમાં ( સરખામણીમાં ) હોય છે. આ પદાર્થની રાસાયનિક

રચના તથા તેના ગુણો પર ફતેહમંદ સંશોધન પાર ઉતારવા માટે બ્યુટેનાન્ડટને વૈજ્ઞાનિકોએ નોબેલ પારિતોષિકથી નવાજ્યા છે. આ પદાર્થ મોટા પ્રમાણમાં એકઠો કરતાં પુષ્કળ વખત ગયો: ૧૯૨૮ સુધીમાં કામ ચાલુ કરી શકાય એટલો જરૂરી જથ્થો તેઓ ભેગો કરી શક્યા. એક વર્ષ પછી તેને શુદ્ધ કરી પાસાદાર રૂપમાં લાવી શક્યા. પછી તેમણે તેની અણુરચના પર કામ હાથ ધર્યું; અને કોલસાના ડામરમાંથી ફીનાન્થ્રીન (Phenanthrene) નામનો પદાર્થ નીકળે છે તેની અણુ-રચના અને ઈસ્ટ્રોનની અણુ-રચના મળતી આવે છે. એમ પુરવાર કરી બતાવ્યું; ૧૯૩૩માં આ બીના રાસાયનિક મંડળોમાં પ્રગટ કરવામાં આવી. પછી તેમણે પુરુષના જાતીય હોરમોન પર કામ આદર્યું. હોરમોનના રસાયનમાં તેમણે કેટલીય મહત્ત્વની શોધો કરી છે. ત્યાર બાદ તેઓ ડાન્ઝીગની વિદ્યાપીઠમાં પ્રોફેસર નીમાયા. ત્યાં બે વર્ષ રહ્યા બાદ તેમની નિમણૂક બર્લિનમાં કૈસર વિલ્હેમ બાયો-કેમિકલ ઈન્સ્ટીટ્યુટના નિયામક તરીકે થઈ. હાલ તેઓ ત્યાં કામ કરે છે.

## પ્રોફેસર એલ. રુત્સિકા

તેઓ ઝુરિચની ફેડરલ ટેક્નિકલ હાઈસ્કૂલમાં રસાયનશાસ્ત્રના આચાર્ય છે. કાર્બનિક રસાયનના ક્ષેત્રમાં તેમનું કાર્ય ઉચ્ચ કોટિનું અને અનેક દિશામાં વિસ્તરેલું છે. તેલ અને ચરબીમાં જુજ પ્રમાણમાં આવેલ સ્ટેરોલ (Sterols) નામના પદાર્થોને નિયમિત રાસાયનિક ક્રિયાઓ વડે તોડતાં હોરમોન ઉત્પન્ન થઈ શકે છે એ રીતની સિદ્ધિ માટે ખાસ કરીને તેમને બ્યુટેનાન્ડટની સંગાથે નોબેલ પારિતોષિક એનાયત થયું છે.

તેમના કાર્યની કદર સામાન્ય જનતાને કદાચ નહીં થાય, પણ રાસાયનિક દૃષ્ટિએ, સ્ટેરોલમાંથી હોરમોનની ઉત્પત્તિ એક અત્યંત મહત્ત્વનું પગલું છે. શરીરમાં આવેલા સ્ટેરોલમાંથી હોરમોન પેદા થતાં હશે એ પ્રશ્ન પર રુત્સિકાની શોધ ખૂબ ઉપયોગી થશે. વિજ્ઞાનના સિદ્ધાંતો બાજુએ રાખીએ તો પણ હોરમોનની બનાવટના એક મોટા પ્રશ્નનો ઉકેલ આમાં આવી જાય છે. આ ઉપરાંત તેમણે બીજા અનેક વિષયોમાં સુંદર ફાળો આપ્યો છે. પ્રો૦ રુત્સિકાનું રાસાયનિક સંશોધન ત્રણ મુખ્ય વિભાગોમાં વહેંચી શકાય: (૧) તેમનું શરૂઆતનું કાર્ય: મેલેરીઆ તાવના નિવારણમાં ઉપયોગી થાય તેવા પદાર્થોનું સંશોધન. તેમણે quinatoxin જેવા પદાર્થોની શ્રેણી તૈયાર કરી. પરંતુ વૈદકીય તપાસમાં માલુમ પડ્યું કે તેમાં દર્દ-નિવારણ ગુણો નથી. (૨) ટરપેન્ટાઈન તેલમાં આવેલા પદાર્થો (Terpenes) અને તેનાં જેવાં બીજા સંબંધિત પદાર્થો: આ વિભાગમાં પ્રો૦ રુત્સિકાએ ખૂબ સંશોધન બહાર પાડ્યું છે. આદુંમાં આવેલા સત્ત્વ પર તેમની શોધખોળ; પેટમાંથી જંત કાઢવા માટે વપરાતું સાન્ટોનીન અને તેના પર તેમનું કાર્ય. સ્ટેરોલ અને બીજા એવા પદાર્થો પર તેમનું મહત્વપૂર્ણ સંશોધન. (૩) પુષ્કળ કાર્બન અણુઓની સંકલિત રચનાવાળા પદાર્થો પર તેમનું કાર્ય: કુદરતી કસ્તુરીમાંથી ૦.૫-૨.૦ ટકા સુધી સફેદ તેલ નીકળે છે, તેનું બંધારણ તેમણે લગભગ નક્કી કર્યું છે. તેમાં ૧૫ કાર્બન અણુઓની સંકલિત રચના છે એમ પુરવાર કર્યું છે.

રુત્સિકાનું નામ રસાયનના વિદ્યાર્થીઆલમમાં ખૂબ જાણીતું છે. તેઓ એક સારા વક્તા પણ છે અને તેમનાં ભાષણો સ્પષ્ટ અને હાસ્યરસથી ભરપૂર હોય છે. પ્રો. રુત્સિકાનું કાર્ય આજના યુવાન રાસાયનિકોને પ્રેરણારૂપ છે.

# પ્રોફેસર જી. ડોમાગ્ક

તેઓ બેયર-મેઈસ્ટર-લ્યુસિયસ કંપનીના મેડિકલ બાયોલોજિકલ પ્રયોગશાળામાં પેથોલોજિસ્ટ તરીકે કામ કરે છે. વૈદકમાં મહત્તાપૂર્ણ સંશોધન-કર્તા તરીકે તેમની કીર્તિ છેલ્લાં થોડાં વર્ષો થયાં બહાર ફેલાયેલી છે.

૧૯૦૬માં પૉલ એર્હલીચે (Paul Erhlich) સાલ્વરસનની શોધ કરી ત્યારથી વૈદકીય સંશોધકો એવી દવાઓ શોધવા પાછળ મંડયા છે કે જે લેવાથી 'શરીરને કોઈપણ જાતની ખરાબ અસર વિના દર્દના સૂક્ષ્મ જંતુઓ નાશ પામે. આ વિભાગને chemotherapy કહેવાય છે.

આ ક્ષેત્રમાં પ્રો. ડોમાગ્કે નવી પગલીઓ માંડી છે. અત્યાર સુધી એકકોષી (protozoal) તરીકે ઓળખાતા સૂક્ષ્મ જંતુઓ જે દર્દો પેદા કરે છે તેના નિવારણ અર્થે પુષ્કળ ઉપયોગી દવાઓ શોધાઈ છે. પણ બીજી જાતના સૂક્ષ્મજંતુઓ સામે હજી ફતેહ મળી નહોતી. ૧૯૩૫માં પ્રો. ડોમાગ્કે 'પ્રોન્ટોસીલ' નામનો પદાર્થ બીજા સૂક્ષ્મ જંતુઓ (streptococcal) થી થતાં દર્દો મટાડવા ફતેહમંદ રીતે વાપર્યો. પોતાની દીકરી પર 'પ્રોન્ટોસીલ' વાપરીને તેની જિંદગી બચાવી-બીજા અનેક ઉપાયોથી કંટાળ્યા પછી. દુઃખી મનુષ્યજાતને માટે ડોમાગ્કની શોધ આશીર્વાદ રૂપ છે.

[નોંધ—૧૯૩૫નું સુલેહ-શાંતિનું નોબેલ પારિતોષિક કાર્લ ફોન ઓસિટ્ઝકીને એનાયત થયું હતું. ઓસિટ્ઝકી જર્મનીમાં વિગ્રહ-વિરોધી હિલચાલના અગ્રણી નેતા છે. નાઝી સરકારે તેને કોઈ પણ જાતનું કાયદેસર કામ ચલાવ્યા વિના જેલમાં પૂરી રાખેલ. ઈનામ જાહેર થયું ત્યારે જેલની ઈસ્પિતાલમાં તે પથારીવશ હતો. આથી નાઝી સરકારનો પિત્તો ઊછળ્યો. ૧૯૩૭ ના જાન્યુઆરીની ૩૦મી તારીખે નાઝી સરકારે હુકમ બહાર પાડ્યો કે જર્મનીમાં નોબેલ પ્રાઈઝ સ્વીકારવાની મનાઈ કરવામાં આવે છે! તેને બદલે એક લાખ માર્કનાં એવાં ત્રણ ઈનામ નાઝી સરકાર પોતાના વૈજ્ઞાનિકોને આપશે એમ જાહેર કરવામાં આવ્યું. આ ફતવા અનુસાર, પ્રો॰ બ્યુટેનાન્ડટ અને પ્રો॰ કુહને નોબેલ પારિતોષિક સ્વીકારવાની ના પાડી દીધી છે.]

☆

# સમસંવેદન

ઉમાશંકર જોષી

આજને પ્રસંગે આપની સન્મુખ અવાક્ ઊભા રહી હૃદયની કૃતજ્ઞબુદ્ધિ વ્યક્ત કરી બેસી જવાની અંતરની ઇચ્છા તો હતી. મૌનની મહાવાણી જ એ ભાવ વધારે સારી રીતે વ્યક્ત કરી શકત. છતાં શિષ્ટાચાર આ પ્રયત્ન કરવા પ્રેરે છે. આપ સર્વેનો—ગૂજરાત સાહિત્ય સભાનો હું હૃદયપૂર્વક આભાર માનું છું અને જે સાહિત્યકારના નામથી આ પ્રસંગ અંકિત છે તેની પુણ્ય સ્મૃતિને ગર્વભેર હૃદયમાં ધારણ કરું છું. આટલા શબ્દો ઉપચાર માટે—અને નહિ કે સભા પ્રત્યેનો મારો ઉપકારભાર વહન કરવા માટે—કદાચ પૂરતા ગણાય. પણ જે સાહિત્યવીરના સ્મરણને મારા જેવાં નિમિત્તોથી આપ સૌ લીલું રાખો છો તેનું અને વિદ્યાભ્યાસંગશીલ આ સભાનું ગુરુત્વ સમજી, બિલકુલ ખાલી હાથે–રિક્તપાણિ અહીં આવતાં મને સહજ સંકોચ થયો અને એને ઓઠે એક બીજો—વિદગ્ધો આગળ વાક્પ્રચાર કરવાનો સંકોચ કાંઈક શમી ગયો. પરિણામે હું આપની સમક્ષ મારા કસબ ( કલા બહુ મોટો શબ્દ છે ) કાવ્ય વિશે અને કલામાત્ર વિશે અત્યારસુધીમાં જે કાંઈ વિચાર બાંધી શક્યો છું તે રજૂ કરવાની રજા લઉં છું.

ઉપર સૂચન કર્યું તેમ, આવા પ્રસંગો યોજીને આપ પ્રધાનપણે તો આપણા એક સદ્ગત સંસ્કારપ્રેરકને ભાવનાની અંજલિ સમર્પો છો, પણ સાથે સાથે ગૌણપણે એ નિમિત્તે આપના વિશાળ હૃદયમાં એક નવીન સમકાલીનનો સમાવેશ વિશેષ પ્રકારે કરવાની પણ યોજના હોય છે. એ સિવાય પણ આપ એ દ્વારા ઘણું કરતા હશો. પણ પેલા નવીનને લાગે વળગે છે ત્યાંસુધી તો એને મૂંઝવતો પ્રશ્ન એ જ હોય છે કે આ બધું શું થઈ રહ્યું છે, આ પ્રકારના નિમિત્ત થવા પાછળ શું ઔચિત્ય હશે. ટૂંકામાં કહું તો, એને માટે આ એક આત્મશોધનનો પ્રસંગ બની રહે છે. એના માનસમાં કાંઈ કાંઈ તરંગ ઊઠે છે: સર્જન પાછળ કદી યે છાની કે અછાની આવી અપેક્ષા હતી? સમકાલીનો પાસે એક કલાકાર તરીકે કોઈ વિશિષ્ટ અપેક્ષા રાખવાની હોય ખરી? અને સૌ પ્રશ્નોનો એક પ્રશ્ન એ કે સર્જન શા માટે? અને એ પ્રશ્નનો વિકટ પ્રતિધ્વનિ: સર્જન કોને માટે?

આ બધા પ્રશ્નનો વિસ્તૃત અને યથાર્થ ઉત્તર વિચારવામાં આપને હું રોકીશ એમ રખે ભય રાખશો. મને જ ભય છે કે મારી પાસે બધાના ઉત્તરો નથી. છતાં પ્રસંગોચિત વિવરણ માટે એ પ્રશ્નો અહીં મૂક્યા છે. ઉપરાંત ઉત્તરો મળવા એ ઘણી સંતોષકારક વાત છે, પણ કેટલીકવાર પ્રશ્નો મળવા એ પણ ઓછા સંતોષની વાત નથી.

બીજી લલિત કલાઓના સર્જન કરતાં કવિતાકલાના સર્જનની એક વિશેષતા છે. નૃત્ય એકલા માણસની કલા નથી. પત્રો, પુષ્પો, લતાઓ, ધાવેલાં વાછડાંઓ અને બેલડીએ રમતાં સારસો, હરણાંઓ અને ઝરણાંઓ, તેજ અને પાણી, અદીઠ હવા અને નિશ્ચલ લાગતા તારાઓ—સૌ કોઈ નાચે છે. સંગીત માટે કહી શકાય કે પંખીઓ ગાય છે, નિર્ઝરો ને નદીઓ ગાય છે, નદો, સમુદ્રો અને જે સાંભળી શકે છે તેમને માટે

ઊંડા આકાશનાં ઉડુમંડળો પણ ગાય છે. શિલ્પ માટે કહી શકો કે પેલો ડુંગર સિંહની પેઠે ગર્વભરી ડોક એક તરફ નમાવીને બેઠો છે અને આ ટેકરીમાં મનુષ્યની મુખાકૃતિ જ અંકાઈ છે. કૈલાસ કે અન્ય કોઈ હિમ–શિખરમાં મહાદેવને સાક્ષાત્ મૂર્તિમંત જોઈ શકો. ચિત્રકલા પણ પ્રકૃતિની ઓછી લાડીલી નથી. પતંગિયાની પાંખમાં ને વનસ્પતિના સાંજમાં કુદરતે છૂટે હાથે રંગો વેર્યા છે. ફૂલફૂલની પાંખડીએ, આકાશમંડપની વાદળીએ વાદળીએ કોઈ અદૃશ્ય પીંછી અહર્નિશ ફરી રહી દેખાય છે. આકાશના ફલક ઉપર પોતાના જેવી આકૃતિ વાદળમાંથી રચાતી જોઈ એની તરફ વનનું કોઈ પણ ઉદ્દીપ્ત તાકી રહેતું હોય તો એ તદ્દન અસંભવિત નથી. આમ, કવિતા સિવાયની કલાના નમૂના કોઈ ને કોઈ રૂપમાં કુદરતમાંથી મળી શકે એમ છે. કવિતા એક એવી કલા છે જે સર્વાંશે માણસની સરજત છે. માણસની જૂથભાવના–ટોળામાં રહેવાની વૃત્તિને લીધે એણે પરસ્પર વિચાર-વિનિમય માટે અવાજોને નિશ્ચિત રૂપ આપી ભાષા ઉપજાવી; તેને પરિણામે કવિતાનો અવતાર શક્ય બની શક્યો. માણસની આ સમૂહજીવનની વૃત્તિ બળવત્તર બનીને સમાજ-રચનાને માટે આવશ્યક એવું ભાષાનું સાધન ઉત્પન્ન કરી શકી ન હતી ત્યાંસુધી કવિતાકલાનું અસ્તિત્વ કલ્પવું મુશ્કેલ છે. જો કે ઉપર જોયું તેમ, તે પહેલાં અન્ય કળાઓ તો કોઈ ને કોઈ રૂપમાં અસ્તિત્વ ધરાવતી હતી. તો, કવિતા એ મનુષ્યની વિશેષતા છે અને મનુષ્યનું એક વિશેષ લક્ષણ—સામાજિક વૃત્તિ તેનું પરિણામ છે. આ સામાજિક વૃત્તિએ મનુષ્ય પાસે ઘણી ઘણી વસ્તુઓ કરાવી છે. ગ્રામો, નગરો, માર્ગો, સંસ્થાઓ, રાજ્યો, સામ્રાજ્યો અને સંસ્કૃતિઓ બાંધવાની પ્રેરણા આપી છે. ગ્રામો, નગરો ને સંસ્થાઓ, સામ્રાજ્યો અને સંસ્કૃતિઓ નાશ પામ્યાં એમ સામાન્ય રીતે કહેવાય છે. પણ તે માત્ર કાળને ખોળે માથું મૂકીને સૂઈ ગયાં જ છે અને એના શ્વાસોચ્છ્વાસ હજુ ચાલુ છે. એ શ્વાસોચ્છ્વાસ તે આજ-સુધીનો કાવ્યપ્રવાહ. મનુષ્યજાતિના સર્વોત્તમ પ્રયત્નોનું ફળ જો ક્યાંય પણ સચવાયું હોય તો તે યત્કિંચિત્ પણ કવિતામાં સચવાયું છે. સર્વનાશ જેવી લાગતી પરિસ્થિતિમાં પણ કવિતા ટકી રહે છે. મનુષ્યની સામાજિક વૃત્તિના ઉત્તમોત્તમ ફળરૂપે કવિતાને ઓળખાવી શકાય.

કવિતા પોતાના વાહન માટે શબ્દ ( સાર્થ અવાજ ) નો ઉપયોગ કરે છે એ હકીકતમાં ઉપરની વાતનું યાથાર્થ્ય સમજાશે. શબ્દ એ માણસની સમાજમાં રહેવાની પ્રબળ ઇચ્છાથી જન્મ્યો એ તો ખરું જ, પણ તેનું જીવનબળ પણ સતત મનુષ્યના પરસ્પર વ્યવહારો પર અવલંબતું રહે છે. આજનો ગુજરાતી કવિ પોતાની રચનામાં ઋગ્વેદકાલથી યે જૂના એવા કેટલાક શબ્દોનો ઉપયોગ કરે છે, અર્થાત્ એ પોતાની રચનાનાં અવયવોને હજારો વર્ષોના સહચારી ભાવો ઉદ્‌બોધીને રસી શકે છે. શિલ્પકારને પોતાના વાહન–પથ્થર તરફથી આવો અસાધારણ લાભ મળતો નથી. કવિનું વાહન એ રીતે અત્યન્ત સમૃદ્ધ છે. જો કે કહેવું જોઈએ કે શિલ્પ ચિત્ર નૃત્ય આદિ કલાઓમાં ભૂતકાલનો લાભ કલાકારોને પ્રાચીનોએ યોજેલાં વિવિધ ભાવપ્રતીકો દ્વારા મળે છે જ. પણ કવિ જે પ્રત્યેક શબ્દે શબ્દે શતાબ્દીઓજૂના ભાવોત્કંપો જગાડી શકે છે, તે એની કલાની આગવી સંસિદ્ધિ છે. કીટ્સ જેવા કલાકારોમાં એનો સમીચીન ઉપયોગ પણ આપણને જોવા મળે છે.

પણ કવિતા આ વાહનની શક્તિ એ જ એની મર્યાદા પણ છે. ગુજરાતી ચિત્રકારનું ચિત્ર કે નૃત્યકારનું નૃત્ય અન્ય દેશવાસીઓ પણ સમજી શકે. કવિતાને એ લાભ નથી. પણ એમ તો

પ્રત્યેક કલાને પોતપોતાની મર્યાદાઓ હોય છે. સંગીત પૂરું થવાની સાથે જ હમેશ માટે પૂરું થયું ગણવું પડે એવી, સ્વરબિંબન ( રેકર્ડિંગ ) શોધાયા સુધી, સ્થિતિ હતી. ચિત્રનું આયુષ પણ કાગળ, કાપડ, ધાતુ કે દીવાલના આયુષ ઉપર, ફોટોગ્રાફી વગેરેની શોધ થઈ ત્યાંસુધી, આધાર રાખતું. નૃત્ય પણ સંગીતની પેઠે એકવાર પૂરું થયું કે હમેશ માટે થયું, સિવાય કે હમણાં એનાં ચલચ્ચિત્રો લેવાય છે તે દ્વારા તે કાંઈક ટકી રહે એ. પણ આ ચલચ્ચિત્ર, ફોટોગ્રાફ, કે સ્વરબિંબનમાં અસલની હૂબહૂ રેખાઓ સચવાવી અશક્ય છે. સોમાલાલના 'ડોકિયું' ચિત્રમાં પુરુષને અઢેલીને સ્ત્રી ખીણમાં જુએ છે તે જાણે સંસારની ગહનતામાં ડોકિયું ન કરતી હોય એવું આપણને ખીણના આલેખનથી થાય છે. પણ તે અસલ ચિત્રમાં, યંત્રે કરેલી અનુકૃતિમાં એ ગહનતાનું આલેખન સર્વાંશે સચવાઈ રહેવું સુશક્ય ખરું ? મ૦ અબ્દુલ કરીમખાંનું ગળું એ જુદી વાત, એમના સંગીતની રેકર્ડ એ જુદી વાત. કવિતામાં તો આટલી સફળતા મળવી પણ દુર્ઘટ છે. એક ભાષા છોડીને બીજીમાં અનુવાદ કરવા જાઓ એટલે વસ્તુ જ ફરી જાય છે. મૂળ કૃતિમાં અર્થ શબ્દ સાથે અર્ધનારીશ્વરનાં શિવ-પાર્વતીવત્ સંપૃક્ત હતો, તેમાંથી શબ્દને રહેવા દઈ એમાંથી અર્થ ઉતરડી કાઢી બીજી ભાષામાં મૂકવા પ્રયત્ન કરતાં બીજું શું થાય ? કવિને જે કહેવું હતું તે તો એણે વાપરેલા શબ્દો વડે જ કહેવાવું શક્ય બન્યું હતું. બીજા શબ્દો પછી તે એ જ ભાષાના કે અન્યના વાપરો એટલે એ કૃતિ જ પલટાઈ ગઈ. હજી કદાચ સામાન્ય લખાણનો અનુવાદ તમે કરી શકો પણ કાવ્યકૃતિ હોય તો તો અનુવાદમાં તેનો માત્ર અર્થ તમે આપી શકો, તેનો પ્રાણ રસ નહિ. કવિતાકલાની આ મર્યાદા છે અને તે પણ એણે પોતાના વાહન લેખે મનુષ્યની સામાજિક વૃત્તિના પરિણામરૂપ ભાષાનો ઉપયોગ કર્યો એમાંથી જ જન્મેલી છે.

કલાસર્જનના હેતુઓ અનેક ગણાવવામાં આવે છે. કોઈ કહે છે કે નિજાનંદમાં મસ્ત કલાકાર મનની વાત મનમાં સમાવી શકતો નથી. એ ઊભરાય છે અને જગતને કલાકૃતિ મળે છે. બીજા કહે છે જગતની પણ કલાકારને પડી નથી. એ તો માત્ર પોતાના આત્માના આવિષ્કારને માટે જ મથે છે. તો વળી અમુક પક્ષને આત્માના આવિષ્કરણું કરતાં આત્મ-ગોપન જ કલાનો હેતુ લાગે છે. તેઓ કહેશે કે વિશ્વની રચના કરીને રચનારો તેની પાછળ છુપાઈ ગયો છે તેમ જ શેકસપિયર કે કાલિદાસે પોતાની કાવ્યસૃષ્ટિની પાછળ છુપાઈ જવાનો ઉપક્રમ રાખ્યો હશે. બીજો પક્ષ તેથી પણ આગળ જઈ આત્મવિસ્મરણને કલાનો હેતુ માને છે. નિજને છુપાવવાનો જ કલાકારનો પ્રયત્ન હોતો નથી, પોતાને ભૂલી જવા એ મથતો હોય છે. અને તેથી પણ વિશેષ એની ઈચ્છા હોય છે, એમ કેટલાક પ્રતિપાદન કરે છે અને કહે છે કે કલાકાર આત્મલોપન ઈચ્છતો હોય છે. પોતાની જાતને, નિજી વ્યક્તિત્વની મર્યાદાઓને એ ભૂંસી નાખવા કલા દ્વારા વલખાં મારતો હોય છે. પણ સામેથી બીજાઓ તદ્દન ઊલટી જ વસ્તુ ઠોકીઠોકીને કહેવા માગે છે : કલાકાર નિજી વ્યક્તિત્વને ભૂંસી નાખવા તે શેનો માગે ? ઊલટો એ તો આત્મવિસ્તાર—આત્મવડાઈ વાંછે છે. અને કદાચ આ બધા વાદોથી કંટાળીને જ તો 'કલા ખાતર કલા' કહેનાર વર્ગ અસ્તિત્વમાં આવ્યો નહિ હોય ?

આ બધા વાદોના ગોત્રોલ્લેખ કરવા પણ અત્યારે રોકાઈ શકાય એમ નથી. પણ એક વાત તો, ઉપર કવિતાના વાહનની ચર્ચા કરી છે તે પછી સ્પષ્ટ થઈ હશે કે બીજા કલાકારોની બાબતમાં ધારો કે ગમે તેમ હો, પણ કવિ જે પોતાની કલાના વાહન તરીકે સમાજઘટિત શબ્દનો–ભાષાનો ઉપયોગ કરે છે તે તો માત્ર આત્માના આવિષ્કરણ અર્થે જ કવતો હોય એમ માની શકાય નહિ. એણે પસંદ કરેલું વાહન–ભાષા જ જોરશોરથી કહી દે છે કે એને સમૂહ સાથે સંબંધ છે. બીજી કલાઓ વિશે પણ એમ નહિ કહી શકાય કે તે સમૂહ અર્થે સર્જાઈ નથી. ખરી વાત તો એ છે કે કોઈ પણ કલાકૃતિના અસ્તિત્વ માટે ઓછામાં ઓછી બેની જરૂર છે: રચનાર સર્જક અને આસ્વાદનાર ભાવક. વીજળી જેમ 'પૉઝિટિવ' અને 'નેગેટિવ' છેડા મળ્યા વગર અસંભવિત છે તેમજ આ સર્જક અને ભાવકનું યુગલ રચાયા પહેલાં કલાકૃતિના અસ્તિત્વની સંભાવના કલ્પનાતીત છે. શિલ્પી શિલ્પ કરીને તેને સંતાડી રાખી તેની સામે ટગરટગર જોયાં કરે, સંગીતી નિર્જન રણમાં જઈ એકલો એકલો ગાયાં કરે, કવિ કાવ્યને મનમાં મનમાં જ ગુંજ્યાં કરે, તોપણ ઉપરની વાત સાચી જ છે. આપણે કહીશું કે આવા દાખલાઓમાં સર્જક તે જ ભાવક છે. સંગીતી ગળાથી ગાય છે ને કાનથી સાંભળે છે. એના દ્વિદલ હૃદયનો એક અંશ સર્જે છે, બીજો આસ્વાદ લે છે. બીજો દાખલો. ચોપડીમાં કાવ્ય લખેલું પડ્યું છે. એ કાગળશાહીના સંયોગને વ્યવહારમાં ભલે કાવ્ય કહીએ, પણ કોઈ કવિએ અમુક પ્રકારની શાહી પાથરવાની યોજના કરી આપી એથી જ એ કાવ્ય બનતું નથી; એ કાવ્ય તો બને ક્યારે કે જ્યારે કોઈ એ ખોખાને પોતાની ગ્રહણશક્તિથી, હૃદયની ભાવકતાથી પુનર્જીવિત કરે. હરેક કલાકાર આવા ગ્રાહકોને માટે જ કલાકૃતિનું સર્જન કરતો હોય છે. સર્જનની સાથે જ ભાવકવર્ગની અપેક્ષા છે. એટલે મનુષ્યકૃત કલામાત્ર સામાજિક ધ્યેયથી સર્જાઈ હોય છે. કલાકાર પોતાની પાસે કાંઈક છે તેને અન્યમાં સંક્રાન્ત કરવા માગતો હોય છે. કલાકારમાં વર્ચસ્વ હોય તો તેને એ અન્ય (–ભાવક) મળી રહે જ છે.

હવે આપણે ગુજરાતીમાં કાવ્ય સર્જનારનો દાખલો લઈએ. ગુજરાતનો કવિ કોને માટે સર્જે છે? કાવ્ય તે યશસે–યશખાતર, અર્થકૃતે–પૈસા ખાતર, એમ વિવિધ સર્જન-પ્રયોજનો આપણા સાહિત્યાચાર્યોએ ગણાવ્યાં છે. આપણે જોઈએ કે એક ગુજરાતી કવિના દિલમાં આવાં પ્રયોજનો હોય તો તે કેટલે અંશે સિદ્ધ થઈ શકે. દુનિયાની દોઢ બે અબજ વસ્તીમાં ગુજરાતી ભાષા બોલનારની સંખ્યા માંડ એક કરોડની, એટલે કે માનવ-જાતના દોઢસો બસોમા ભાગની. તેમાં કેળવણી માંડ દસ ટકા. એટલે શિક્ષિત વર્ગની સંખ્યા દુનિયાના હજાર–બે હજારમા ભાગની. તે કેળવાયેલામાં પણ, પૂછું છું, કવિતા-રસિક કેટલા? અને આ ખોબા જેટલા સમુદાય આગળ યશ અને અર્થ મેળવવાની ઉમેદ! આપણે માની લેવું જોઈએ કે જેઓ કાવ્ય કરવાની શક્તિવાળા હશે એમનાં પ્રતિભાચક્ષુથી આ સમુદાયની અલ્પતા, અલ્પાલ્પતા, નહિવત્‌તા છૂપી નહિ જ રહી શકતી હોય. ખુદ યશ વિશે એ ભ્રમમુક્ત નહિ થયા હોય તો આ સમુદાય પાસેથી મળતા યશઃપુંજના ગંજાવર-પણાથી તો એ જરૂર નિર્ભ્રાંત થવા જોઈએ. અને જેવું યશનું તેવું જ અર્થનું પણ. આ સમુદાય કવિને કેટલો પૈસો આપી આપીને આપી શકે! યશ કરતાં અર્થને હલકો પણ ગણવામાં આવે છે. કલા જેવી લોકોત્તર વસ્તુનું પ્રેરક તત્ત્વ દ્રવ્ય હોય, તેના વળતરની આશા

પણ મુખ્યતઃ દ્રવ્યથી જ રખાતી હોય, તો એ ખ્યાલ સહૃદયોને ડંખે છે. યશ તો કલાકારના મૃત્યુ પછીના સમુદાય-પાસેથી મળે તો યે એની સંભાવના આશ્વાસનનું કારણ થઈ શકે. અર્થ તો જીવનઅવધિમાં મળ્યો તે જ કામનો. કળાકાર પણ એક માણસ છે અને એક નાગરિકનું જીવન જીવવા માગતો હોય તો તે શક્ય બનાવવા માટેનું ઓછામાં ઓછું દ્રવ્ય તો એને સુપ્રાપ્ય હોવું જોઈએ. પણ કલાકાર તરીકે એ કદી દ્રવ્યને મહત્ત્વ ન આપે. કલાકારોએ દ્રવ્યને મહત્ત્વ આપ્યું પણ નથી. શોએ દુનિયાનું મોટામાં મોટું પારિતોષિક એને મળતું હતું ત્યારે એનો યશોલાભ પોતે સ્વીકાર્યો અને અર્થલાભ જતો કર્યો. છેલ્લું પુલિટ્ઝર પ્રાઈઝ મેળવનાર અમેરિકન નાટકકાર સોરાયાને કલાકાર તરીકે અર્થલાભની કીમત કાંઈ ન ગણી. પણ એક ઈનામ તરીકેની નહિ છતાં પ્રામાણિકપણે પોતાની કૃતિના પ્રકાશન વગેરેમાંથી મળતી રકમો સ્વીકારતાં એ જ કળાકારોને આંચકો આવ્યો નથી. અને જૂના વખતમાં કાવ્યપ્રકાશનની મૌખિક પાઠ સિવાય બીજી રીત ન હતી ત્યારે કવિઓને ભેટરૂપે પણ યોગક્ષેમ ખાતર કાંઇ ને કાંઇ લેવું રહેતું. ( જો કે એક એક શ્લોકના લાખ સવાલાખ અપાતા એમ દંતકથાઓ છે, પણ જેનો આરતી માટે બોલેલા ઘીના પૈસા ચૂકવતી વખતે અકબરબાદશાહના સમયના સસ્તા દર નાખે છે એ રીતે વસ્તુતઃ પેલા સવાલાખ માંડ મહિના છમહિનાની ખરચો કરતાં વધારે હોય! સવાલાખ મળ્યા પછી ફરી એ કવિને બીજી સભામાં એવી ભેટ સ્વીકારવાવારો રહ્યો નહિ એવું કોઈ દંતકથા કહેતી નથી. ) ટૂંકામાં, કલાકાર ઘણુંઘણું તો મનુષ્ય તરીકેની યોગક્ષેમની વ્યવસ્થા માગી શકે. એ યોગક્ષેમ પણ એક નાગરિક તરીકે સામુદાયિક શ્રમમાં પોતાનો હિસ્સો આપીને અથવા પોતાની કૃતિઓને જ એક જાતનાં સામાજિક કાર્યો ગણી તેના વ્યાવહારિક રીતે મળતા વળતરમાંથી ચલાવવું જોઈએ. 'દોષ ન દેશો કવિવરને જો લતાકુંજ આરામ કરે' એમ કોઈ કવિવર સમાજને નહિ કહી શકે, સિવાય કે એ આરામ એ જ એક ઉત્તમ કલાકૃતિ રચાવાનું કામ હોય. હું કલાકાર છું માટે મારી સંભાળ લો, એવી આર્ત્તવાણી એ કદી બોલશે નહિ, કેમકે એની અંદર જે કળાકાર છે એને તો, તે પોતાની મનુષ્ય તરીકેની હસ્તી પર અવલંબતો છતાં, અર્થલાભથી કોઈ જ નિસ્બત નથી. અત્યારે આપણા કળાકારો મિલોમાં, કારખાનાંમાં, છાપખાનાં ને કેળવણીનાં કારખાનાંમાં, કચેરીઓમાં ને વેપારી પેઢીઓમાં, પ્રામાણિકપણે કામ કરી પેટિયું કાઢી લે છે ને દીનતા ધારણ કરી પોતાની અંદરના કલાકારને નીચાજોણું થાય એમ કરતા નથી એ સદ્ભાગ્યની વાત છે. છતાં ઇતિહાસ અને વિવેચનમાં કોઈ કોઈવાર અમુક સાહિત્યકાર ( ઉ. ત., નર્મદ કે બોટાદકર ) અકિંચન હતો કે ભેંચમાં હતો તે કારણે એના કાર્ય તરફ પક્ષપાત થતો દેખાય છે. ધનિકોનો મુલક છે એટલે સંસ્કૃતિના માણસોને અકિંચનતામાં સ્પેશિયલાઈઝેશન-એકાંગી નિપુણતા મેળવી ગણાવવાની આકાંક્ષા રહેતી હશે. કદાચ એ આત્મદયાનું નિદર્શન પણ હોય. આ જમાનામાં કલાકૃતિઓ પણ બજારુ 'ચીજ' તરીકે ચાલી શકે છે ત્યારે સૌથી ઉત્તમ તો એ છે કે સાહિત્યકારોએ એકઠા મળીને ( જો એ શક્ય હોય તો ), એક સહકારી પ્રકાશનમંદિર સ્થાપી તે દ્વારા પોતાની કૃતિઓ પ્રગટ કરી તેમાંથી પ્રામાણિકપણે જે મળે તેનો સ્વીકાર કરવો જોઈએ. આવી કોઈ સભાના સહકારથી પણ એ થઈ શકે. આપણે ત્યાં આવા સહકારી પ્રકાશનમંદિરની

સ્થાપનાની અગત્ય જેટલી માનીએ તેટલી ઓછી છે. કળાકારના જીવન દરમ્યાન યોગક્ષેમમાં મદદરૂપ થઈ પડે એવો પ્રામાણિક પ્રયત્ન એ દિશામાં જ થઈ શકે એમ છે.

ગુજરાતી જેવી ભાષામાં જ્યાં કલારસિક વર્ગ બિલકુલ નાનકડો ત્યાં યશ અને અર્થના લાભથી પ્રેરાઈને કલાકાર સર્જનમાં પ્રવૃત્ત થાય તો તેમાં શો કસ એ આપણે જોયું. આ મુશ્કેલી બીજી ભાષાઓના કવિઓ માટે પણ એ રૂપની જ સમજવી. તો પછી સર્જકને સર્જન કરવા પ્રેરનાર એવી શી વસ્તુ હશે? એક ગાયકનો દાખલો લઈએ. એ બહુ સુન્દર ગાય છે. આપણે એની ગાયકી ઉપર બહુ જ ખુશ થઈ ગયા અને એને સારી દુનિયાની સાહ્યબી, માનો કે, આપણે આપી. એને માનપાન આપ્યાં, ગાડીઘોડે ફેરવ્યો ને એની ઉચ્ચ સમાજમાં ઉચ્ચોચ્ચ પદે સ્થાપના કરી. તો પણ એમાં એને—કલાકારને શું મળ્યું? એ તો ગાયે જ જાય છે, પહેલાંની જેમ જ સરળતાથી, સમુલ્લાસથી અને શિશુની સહજતાથી. આપણું માનપાન, દ્રવ્ય, કશું જ એના સુધી—એની અંદરના કલાકાર સુધી પહોંચતું નથી. આપણે મૂંઝાઈએ છીએ. આપણે કેમ એને કશું જ આપી શકતા નથી? છેવટે આપણને સમજાય છે કે આપણે એને માટે જે કાંઈ પણ કરી શકીએ એમ હોય તો તે એ જ છે કે એનું સંગીત સાંભળવું, અને તે પણ આપણું હૃદયતંત્ર, સમગ્ર સંવિત્તંત્ર એના ઉદ્ગારને તત્કાલપૂરતું પણ અનુકૂળ રીતે ગોઠવીને સાંભળવું. આ સિવાય એ સંગીતી માટે—એ કલાકાર માટે આપણે ભાગ્યે જ કાંઈ કરી શકીએ. બીજું કાંઈ પણ આપણું આપ્યું એને કલાકારને તો નકામું જ છે.

આમ વિચારતાં આપણે એક પ્રશ્નનો ઉત્તર કાંઈક મેળવી શકીશું. સર્જન પાછળ કલાકારનો જો કોઈ હેતુ હોય તો તે એ હોવા સંભવ છે કે એ સામા માણસમાં સમસંવેદન માગે છે. કલાકારની કોઈ એષણા હોય તો તે એટલી જ કે કોઈ મને સમજે. પોતાના મનની વાત એ સંક્રાન્ત કરવા પ્રવૃત્ત થાય છે તે એ આશયથી કે પોતાને બીજાઓ સમજવા પ્રયત્ન કરે. અને આ માત્ર અંગત આશય નથી. કલાકારને—કવિને કલ્પનાબળે જીવનના અનુભવો સહજમાં થાય છે અને એની પાછળનું સત્ય પણ એને સહજમાં પ્રતીત થાય છે. જીવનની આ સમજણ (અથવા આપણે બીજો સુંદર શબ્દ વાપરું તો સૂઝ) જેવી પોતાને છે તેવી બીજાઓ પણ સમજે એવી એની હૃદયની વાંછના હોય છે. ખરું કહીએ તો, માત્ર કલાકારને જ શા સારુ?—માણસ માત્રને આ જાતની—પોતાને કોઈ સમજે એવી એષણા હોય છે. પણ પોતાને જે સત્ય સૂઝે છે તેને સૌન્દર્યમંડિત કરી અન્ય માણસમાં પહોંચાડવાની કવિ પાસે વિશિષ્ટ રીત છે અને કવિ જે સંક્રાન્ત કરે છે તે સામાન્ય માણસની માફક પોતાની અંગત વસ્તુઓ નહિ પણ જીવનનો સર્વગ્રાહી અનુભવસાર હોય છે એ પણ કવિની બાબતમાં બીજી વિશેષતા છે. ભાવક કવિનું કાવ્ય ગ્રહણ કરી સમસંવેદન પામી શકે ત્યારે એના આત્માની સંતૃપ્તિ પણ કવિના જેવી જ હોય છે. પોતાને કોઈ સમજનાર છે અથવા હતો એવા ભાનથી, પોતાનો અન્ય કોઈ સમજે એવી એની વૃત્તિ પણ પોષાય છે. સર્જકભાવકના આવા હૃદ્ય સંયોગ અત્યંત વિરલ નહિ, તો યે જનતાવ્યાપી તો કદી ન પણ હોય. સર્જકને ભાવકોના અસ્તિત્વનું ભાન અત્યંત આવશ્યક છે, પણ ભાવકોની સંખ્યાથી એને નિસ્બત નથી, કારણ

કે એ તો જાણે છે જ કે પોતાના કાવ્યાનુભવમાં પોતે સમગ્ર પશુપક્ષીમનુષ્યની ચેતન તેમ જ જડ સૃષ્ટિ સાથે તાદાત્મ્યમાં રમતો હોવા છતાં ઉદ્‌ગાર તો ઘણું ઘણું ત્યારે મનુષ્યોને જ પહોંચાડી શકે છે. અરે, પોતાના કાવ્યને પ્રેરણા દેનાર કોકિલ કે કમલને પોતે એક શબ્દ સમજાવી શકે એ સ્થિતિમાં નથી હોતો. મનુષ્યોમાં પણ આગળ જોયું તેમ, ભાષાબંધન વગેરેને લીધે ઘણા જ અલ્પ સમુદાયને એ સંબોધી શકે છે અને તેવા સમુદાયમાંથી પણ ભૂતકાલનાને તો એને ચૂપચાપ બાદ જ કરવા પડે છે. દયારામ નરસિંહને કે ન્હાનાલાલ દયારામ અને નરસિંહને એક શબ્દ પણ સંભળાવી શકે નહિ એવી અફર સ્થિતિ હોય છે. સમકાલીનોમાંથી કે ભવિષ્યનામાંથી સૌને જ પોતે પહોંચી ન શકે તો કલાકાર એનો આરતો રાખે નહિ. બે કારણથી. એક તો રુચિભેદને લીધે આદર્શ–શિક્ષિત સમાજમાં પણ પોતાની કલાને માટે રુચિ જ નહિ એવા માણસો થોડા ઘણા પણ રહેવાના જ એ સંભવ એના ખ્યાલ બહાર હોતો નથી. અને બીજું: આ નિરવધિ વિવિધતાવાળા જીવનમાંથી પોતે બધાના જ આત્મિક અનુભવને સમૃદ્ધ કરી શકે એટલું આપી શકે કે કેમ એને વિશે પણ એના નમ્ર (કારણ કે જાણકાર) હૃદયને હમેશાં સંશય રહે છે. એ જેમ જાણે છે કે તળાવમાં પડેલી ભેંસ કે ધૂંસરીમાં જોતરાયેલા બળદનું, કિલ્લોલતા બુલબુલ કે રડતા લવારાનું મનોગત પોતે પૂરેપૂરું સમજી શકે એમ નથી, તેમ માણસની પણ આનંદ કે વિષાદની સર્વ કોઈ પરિસ્થિતિઓ પોતાને મનોગમ્ય નથી એ પણ એની જાણમાં છે. છતાં કવિતા હમેશાં, માણસને લાગે વળગે છે ત્યાંસુધી તો, અનુભવનું સર્વસાધારણ ધોરણ સર કરવા ઉપર જ હોય છે. તેમ છતાં બધામાં જ સમસંવેદન ન જાગે તો તેથી કવિ હતાશ થતો નથી, કેમકે હમણાં જોયાં તેવાં કારણોથી એમ થવાનું જ. ઉપરાંત જગતની રચના જ એવી છે કે પરસ્પરને સમજનાર તો ઠીક પણ સમજવાની દાનત રાખનાર પણ ઓછા જ હોય. (પ્રેમ અને કવિતા જેવાં લોકોત્તર તત્ત્વો અભેદ સ્થાપવા નિરંતર પ્રવૃત્ત હોવા છતાં.) કવિની બાબતમાં, કેટલીકવાર સમકાલીનોમાં પોતાને યોગ્ય પ્રતિશબ્દ મળતો નથી તો એ નિરવધિ કાળ અને વિપુલા પૃથ્વી પર વિશ્વાસ રાખી ભવિષ્યમાં કોઈ સમાનધર્મા પાકશે એ શ્રદ્ધા પર જીવે છે. ભવભૂતિની સમાનધર્માની ઝંખના પાછળ સને તો સમસંવેદન માટે કલાનો સિદ્ધાંત ધ્વનિરૂપે એણે મૂક્યો ન હોય એમ લાગે છે. ભવભૂતિને કાવ્ય વિશે સિદ્ધાંતો ઘડવાની ટેવ પણ છે, 'એકો રસઃકરુણ એવ' કહેનાર પણ એ જ કવિચિંતક...પ્રસ્તુત વાત કરીએ તો સમકાલીનો વિશે કવિ પ્રતિશબ્દ માટે લાપરવાહ રહે પણ પોતાના સર્જનમાં તો સમકાલીનો પાસેથી ઘણું સ્વીકારે છે. અતીતના વારસાનો પણ એ ઉપયોગ કરે છે. પણ ભૂતકાળમાંથી સારવેલાં સત્યોનો તાળો મેળવવા માટે—આંતરપ્રતીતિ મેળવવા માટે એને સમકાલીનોના જીવન તરફ દૃષ્ટિ કરવી પડે છે. એ રીતે, સમકાલીનો પોતાને કલાકારના ઋણી ગણવા ન પ્રેરાય તો ભલે. કલાકાર તો પોતાને સમકાલીનોનો ઋણી ગણે જ અને તેમની પાસેથી મળતા બિંદુએ બિંદુનો કંજુસની પેઠે સંચય કરતો કરતો બ્રાઉનિંગના શબ્દોમાં કહે છે:

> *O human faces, hath it spilt, my cup?*
> *What did you give me that I have not saved?*

અથમત પ્રાણનો પ્યાલો એ રીતે ભરી લીધા પછી એમાંના પદાર્થને પોતાની પ્રતિભાને બળે

અમૃત સ્વરૂપ આપી પાછા જગતને ચરણે ધરે ત્યારે જ કવિધર્મ પૂર્ણપણે બજાવ્યો ગણાય.

તો, કલાકારને સમકાલીનો કે ભાવિ રસિકો જો કાંઈ પણ અનુકૂળતા આપી શકે એ હોય તો તે એને સમજવા પોતે પ્રયત્ન કરે; સમસંવેદનશીલતા દાખવે, એ સિવાય ભાગ્યે જ બીજી કાંઈ હોય. યશ, અર્થ, બધું જ કળાકારને તો નિરર્થક છે. એનો અર્થ એ નથી કે સમાજે એને એ વસ્તુ ન જ આપવી, અથવા એને ન પહોંચે એની સંભાળ રાખવી અથવા કળાકારે પણ અનાયાસે અને પ્રામાણિકપણે મળે તો જતી કરવી. એનો અર્થ એટલો જ છે કે કળાકારને પોતાને સમકાલીનો કે ભાવિ રસજ્ઞો પાસે સમસંવેદનશીલતા સિવાય બીજું કશું માગવાનો હક્ક નથી; એનો અર્થ એટલો જ કે રસજ્ઞો પણ કળાકારને કાંઈ આપવા જ માગતા હોય તો તેઓ આપી શકે એવી ઉત્તમોત્તમ વસ્તુ પણ બેશક એ જ એક છે. સમસંવેદનશીલતાથી મુદ્રિત એવું પ્રતીક હું આપની પાસેથી આજે મેળવવા ભાગ્યશાળી થાઉં છું એ શ્રદ્ધાથી આપનો ફરીથી હૃદયપૂર્વક આભાર માનું છું. અને છેલ્લે : કવિતા જ્યારે કોઈ એક કાવ્યમાં ઊતરવા મથે છે ત્યારે તે સર્વાંશે ઊતરી શકતી નથી. કવિની સમાધિઅવસ્થાનું દર્શન તે વર્ણન વખતે સાંગોપાંગ રેખાંકિત થવું સર્વથા શક્ય નથી. એટલે વ્યક્તિગત રીતે કોઈ કલાકારનું મહત્ત્વ ન કરવું એ જ ઉચિત છે. આ અહંના કારાગાર દ્વારા અને જે સાહિત્યવીરના સ્મરણ માટે એને અહીં ઊભા રહેવાની તક આપી છે એની દ્વારા રાજશેખર જેને કાવ્યપુરુષ કહે છે અને જે સૌ ભાષાઓમાં રસનું સિંચન કરી રહ્યો છે તે કાવ્યપુરુષને જ આપણું અભિવાદન હજો.*

---

* ગૂજરાત સાહિત્ય સભાના ૧૯૩૯ ના સ્વ. રણજીતરામ સુવર્ણચંદ્રક પ્રદાન પ્રસંગે આપેલ ઉત્તર—તા. ૨૫-૮-૪૦

☆

# પ્રિયને પ્રશ્ન

અશોક હર્ષ

પછી નહિ વસંત પ્રાણ પુલકાવશે નેહથી,
નહીં જ નહિ ગ્રીષ્મ બિંદુ ટપકાવશે સ્વેદનાં,
ન ગર્જન, ન વીજરેખ, નહિ ધાર વર્ષા તણી,
નહીં શરદનો ય સ્વચ્છ નભરંગ જોવા મળે,
નહીં શિશિરગાત્રકંપ પણ હોય રે, માત્ર હું
પડ્યો તુરબતે હઈશ લહતો ચિરા પાનખર.

તદા મદફને તું આવી ગત યાદ તાજી કરી
ગુલો તણી શું વેરશે જ શબનમ પીધી પાંખડી?
સુનેરી સપનાં સમીપ રહી જોયલાં જોડલે,
બધાં શું નિરખીશ અસ્ત થતી સાંધ્ય લીલા મહીં?
અને પ્રણયનો સુમિષ્ટ છલકેલ કલ્લોલ તે
સુણી વિહગગીતમાં તું પરિતપશે આત્મને?
કહે પ્રિય! વિશેષ સ્નેહ દૃઢ એ જ રીતે કરી
રહીશ, અથવા દઈશ વહવી શું સ્નેહાશ્રુમાં?

તુરબત=કબ્ર. મદફન=દફનનું સ્થાન, કબ્રસ્તાન.
શબનમ= રાતનાં આંસુ, ઝાકળ.

# એક ટુચકો

શ્રોતા-વક્તાઃ રામનારાયણ વિ૰ પાઠક

એક રાજાનાં દરબારમાં એક વખત એક ચિતારો આવ્યો અને તેણે રાજાને પોતાનું ચિત્ર ભેટ કર્યું. રાજાએ દરબારીઓને જોવા આપ્યું, અને બધાએ તારીફ કરી અને ચિત્રકારને હજાર સોનામહોરની બક્ષિસ જાહેર કરી. ચિતારાએ કહ્યું : "તમે તારીફ તો કરી પણ મને કહો કે તમે ચિત્રમાં શું સમજ્યા !" કોઈ જવાબ આપી શક્યું નહિ, અને ચિતારો ચિત્ર પાછું લઈ દરબાર છોડી ચાલ્યો ગયો.

વાત શહેરમાં ફેલાઈ ગઈ અને તે ઉપરથી શહેરની એક ગણિકાએ તેને બોલાવ્યો અને હકીકત બની હતી તે પૂછી. ચિતારાએ તે કહી અને ગણિકાએ જોવા માગતાં ચિત્ર બતાવ્યું. ગણિકાએ કહ્યું કે ચિત્ર ખૂબીવાળું છે. ચિતારાએ ફરી એ જ સવાલ પૂછ્યો: "તમે ચિત્રમાંશું સમજો છો ?" ગણિકાએ કહ્યું: "આ ચિત્રમાં રાધા કૃષ્ણના પગમાંથી કાંટો કાઢે છે. કૃષ્ણના મોં પર સીત્કાર પણ કર્યા વિના સોય ખમવાનો માનસિક નિશ્ચય દેખાય છે, અને રાધાના મોં પર કૃષ્ણને સોય ઓછામાં ઓછી વાગે એની ચિંતા, ચીવટ અને હાથમાં નાજુકતા દેખાય છે."

ચિતારાએ એ ચિત્ર ગણિકાને ભેટ આપી દીધું.



## તારે માટે !

તારે માટે રખડી રખડી કેંક મેં સ્થાન જોયાં,
તારી શોધે મુજ જીવનનાં કેંક મેં વર્ષ ખોયાં,
પૂછ્યા તારા ખબર સઘળા પાન્થને ધાઈ ધાઈ,
તું તો બેઠો મુજ ભવનના માળિયામાં લપાઇ !

હરિહર ભટ્ટ

## સંરક્ષક

શ્રીમતી કૃષ્ણાબાઈ

પ્રસન્ન ચિત્તે દરિયાકિનારે સૂર્યાસ્તની શોભા નિહાળતા બેઠેલા વિનાયકને કાને અચાનક 'ઈવનિંગ સ્ટાર' વેચનાર ફેરિયાનો અવાજ સંભળાયો, અને આમ છાપું ખરીદવાની ટેવ ન હતી છતાંય તે દિવસે તેણે ખિસ્સામાંથી એક આની કાઢી 'સ્ટાર'નો અંક ખરીદ્યો.

છાપું વાંચનારની લહેરની વૃત્તિથી વિનાયકે 'સ્ટાર' ખોલીને તેના ઉપર નજર નાંખી. 'કિસ્મદાબાદમાં રમખાણ' એવા મોટા ટાઈપમાં છાપેલા મથાળા ઉપર તેની નજર પડી. વિનાયક એકદમ ચોંક્યો-ગભરાયો. ધડકતી છાતીએ તેણે બાતમી આગળ વાંચી. કિસ્મદાબાદમાં રમખાણ થયું હતું. રમખાણ એટલે કેવો પ્રસંગ હોય છે તેની એને પૂરી કલ્પના હતી.

જેમ તેમ કરીને વિનાયકે બાતમી છેવટ લગી વાંચી. કિસ્મદાબાદમાં સળગેલા રમખાણની જ્વાલા જાણે તેના જ અંતઃકરણમાં ન સળગી ઊઠી હોય! વિનાયક વિહ્વળ થયો, બેચેન થયો; દરિયાકિનારે બેઠેલો હતો, છતાં પોતાનો જીવ ગૂંગળાય છે એમ તેને લાગ્યું.

ધમપછાડા કરતો તે ઘેર આવ્યો, સાંજે ને સાંજે જ પોતાની વેપારી પેઢીના મેનેજરને મળી આઠદસ દિવસની રજા મેળવી ઘેર આવ્યો અને તરત બેચાર કપડાં ગમે તેમ તેણે બેગમાં ભર્યાં અને સીધો સ્ટેશનનો રસ્તો પકડ્યો.

ગાડીના ડબ્બાના ઉપરના એક પાટિયા ઉપર વિનાયક પડ્યો હતો. ટિકિટ વગેરે લઈને ઈષ્ટ તે જ ગાડીમાં વ્યવસ્થિતપણે તે બેઠો હતો એ જ તેનું અહોભાગ્ય, એટલું તેનું ચિત્ત અસ્થિર થયું હતું! તેની હિલચાલ ઉપરથી તેના મનની ભ્રમિતાવસ્થા સ્પષ્ટ જણાય તેવી હતી. ઘડીકમાં આ પડખે તો ઘડીકમાં પેલે પડખે એમ વલખાં મારતો, હાથ કપાળે મૂકી શૂન્યમનસ્ક થઈ દીવાં તરફ જુએ. સાંજથી અત્યાર સુધી તેના શરીરને એકસરખી દોડધામ કરવી પડવાથી વિચારને માટે ભાગ્યે જ અવકાશ હતો, પણ હવે ગાડીમાં નિરાંતે સ્થિર થઈ બેઠા પછી તેના દુઃખાવેગને ફરી પાછી ભરતી આવી. પડખાપડખા અસહાયપણે હડપચી પેટીક ઊંચી કરીને તદ્દન વિકૃત સ્વરે તે બોલ્યો—અથકે તેના મોઢામાંથી, તેની જાણ બહાર, શબ્દ નીકળી પડ્યા—"ત્રિવેણી, તારું શું થયું હશે?"

ગાડી એક પછી એક સ્ટેશન વટાવ્યે જતી હતી. અને વિનાયકનાં મર્દાની અશ્રુ તેની પથારીના પ્રવાસી ઓશીકાં ઉપર વહે જતાં હતાં. વીસ વર્ષના કાલાવધિનો વિસ્તૃત ચિત્રપટ તેની આંખ આગળ પસાર થવા લાગ્યો—આઠ વરસની ત્રિવેણી, અગિયાર વરસનો પોતે; પિતાની બદલીને નિમિત્તે એક જ ગામડામાં એક બીજાની પડોશમાં રહેવા આવ્યાં. પહેલી જ વખતે ઘાઘરી પોલકું પહેરી કાનમાં મોતીનાં એરિંગ ઘાલી બા સાથે પોતાને ઘેર આવેલી ચાલાક ત્રિવેણી પોતાને એકદમ ગમી ગઈ. ત્રિવેણી સાથે પોતે છોકરાઓની

નિશાળ, છોકરીઓની નિશાળ, ત્યાંનાં શિક્ષક શિક્ષિકાઓ, ગામનું નાનકડું બજાર, ગામમાંનું એક ભૂતિયું ઘર વગેરે મહત્ત્વના વિષયો વિષે કેટલી બધી વાતો કરી, કેટલાં બધાં ગપ્પાં માર્યાં ! ત્રિવેણી માંડ મરાઠી પહેલા ધોરણમાં ત્યારે પોતે ચોથામાં હોવાથી અભિમાન સાથે 'લઘુતમ' 'દઢભાજક' જેવા ભારેખમ શબ્દો વાપરી પોતાના અભ્યાસક્રમનું વર્ણન કર્યું ! તે પણ બિચારી તેની વિદ્વત્તાથી દબાઈ ગઈ.

અને તે પછીનાં ચાર વરસ—ત્રિવેણીના નિકટ સહવાસમાં ગાળેલાં ચાર વરસ! ગ્રાઉંડ ઉપર જઈ ગમે તેટલું રમ્યો હોય તોય ઘેર આવ્યા પછી યા તો રજાને દિવસે ત્રિવેણી સાથે પત્તાં, કૂકા રમ્યા વિના ચેન જ ન પડે. તેના સ્વાધ્યાયનો મોટો આધાર પોતે જ, અને તેની ગુણાકાર ભાગાકારની મુશ્કેલીઓનો ઉકેલ લાવતાં ન આવડે તો પોતાને પોતાની જ ઉપર ભારે ચીઢ ચડતી.

પણ તે દિવસો ય વહી ગયા. ત્રિવેણીની બાએ તેને માટે નવી સાડી આણી હતી અને હવે સાડી પહેરેલી ત્રિવેણી કેવી દેખાશે તેનાં ચિત્રો કલ્પનામાં ચીતરતો હતો એટલામાં અચાનક પ્લેગથી પોતાના પિતા ગુજરી ગયા. અને મામા આવીને પોતાને મોસાળ લઈ ગયા. એક દિવસમાં પોતે જાણે પ્રૌઢ બની ગયો. મામાને ત્યાં બા પોતાને પોતાની અભ્યાસની જવાબદારી સમજાવે, પોતે પણ પૂરી દાનતથી અભ્યાસમાં મંડી પડ્યો. પણ, પણ ત્રિવેણી યાદ આવે જ ! પોતાની પાસે ન મળે પરબીડિયું કે ન મળે ટિકિટ; કોઈની પાસે માગવાની હિંમત ચાલે નહિ. કારણ પારકાને કાગળ લખવાનો એ ઘરમાં રિવાજ ન મળે. ત્રિવેણી પોતાની સ્મૃતિમાં ઘર કરી બેઠી છે એની પોતાની ગરીબ બિચારી બાને કલ્પના સરખી ય આવી નહિ અને એ જ સ્વાભાવિક હતું. પોતે ભણતો હતો, મૅટ્રિક થયો, કૉમર્સ કૉલેજમાં દાખલ થયો. હજી અવારનવાર તેને મળવાની ભારે ઉત્કંઠા થતી, પણ મળે ક્યાં ? અને એવી મનઃસ્થિતિમાં હતો ત્યારે જ રસ્તામાં ઓચિંતો ત્રિવેણીનો ભેટો થયો. આઠ વરસની બાલિકા ત્રિવેણી અને અઢાર વરસની નવોઢા ત્રિવેણી—એમાં કેટલો બધો તફાવત ! હવે તેણે ઓઢણી નહિ પણ જરી કિનારનો લીલા રંગનો સાડલો પહેર્યો હતો. તેના હાથમાં મોતીની બંગડીઓ હતી અને ગળામાં મંગળસૂત્ર. તે એકલી જ હતી. પોતે પોતાની ઓરડીની નજીકમાં જ હતો તેથી સ્વાભાવિકપણે જ તેને પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો. તે થોડો વખત વિચારમાં પડી અને કંઈક નિશ્ચય ઉપર આવતી હોય તેમ 'ઠીક, ચાલ આવું છું ' એમ એકદમ કહ્યું અને આવી. પહેલાંની જેમ ખુલ્લા દિલથી તે વાતચિત કરે તે માટે પોતે ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં સફળતા મળી નહિ. થોડા જ દિવસ ઉપર મૅટ્રિકના વર્ગમાં હતી ત્યારે જ તેનાં લગ્ન થયેલાં, પણ તેના મોઢા ઉપર નવવધૂના આનંદનું કે પ્રસન્નતાનું ક્યાંય નામનિશાન ન મળે. પોતે તેના પતિનું ઓળખાણ કરવાની ઇચ્છા બતાવી; પણ એ વાત તેણે સફાઈથી ઉડાવી દીધી. કલાક પછી તે જવા નીકળી. 'ફરી ક્યારે મળાય ?' પોતે કંઈક અધીરાઈથી તેને પૂછ્યું. મનમાં ચાલી રહેલું તુમુલ યુદ્ધ ચહેરા ઉપર ન જણાય તે માટે ખાસ કાળજી લઈ વિષણ્ણ હાસ્ય હસી તે બોલી, ' વિનુ, હવે શું નાનપણના દિવસ રહ્યા છે કે આમ વારે વારે મળી શકાય ? ' તોય તેનાથી રહેવાયું નહિ. ઠેઠ બારણા પાસે જઈ તે પાછી ફરી અને પોતાના તરફ ધ્યાનપૂર્વક નિહાળતી બોલી, ' વિનુ, તને કોઈ વખત મળવા બોલાવું તો આવીશ ને ? ' પોતે સાત

દિઙ્મૂઢ થઈ ગયો. તેના વર્તનની કંઈ સમજ જ ન પડે, પૂછી પણ ન શકાય. તે સુખી નથી એટલો સાર પોતે કાઢ્યો; પણ તેથી તો પોતાને કોઈ ન સમજાય તેવી તાલાવેલી લાગી.

તે પાછી જતી રહી. પોતાના મનમાં વિચાર આવ્યોઃ નાનપણની ત્રિવેણીમાં કેવળ ગંગાની વિશુદ્ધતા હતી; હવેની ત્રિવેણીમાં જમનાની ગંભીરતા સાથે સરસ્વતીની છન્નતા પણ આવેલી છે અને તેથી તે સાર્થનામા થઈ છે.

આ બનાવ પછી બીજાં ત્રણ વરસ વીત્યાં. પોતાનો તેની સાથે પત્રવ્યવહાર ન હતો તોય તેના સમાચાર મળ્યા કરતા અને તે પૂનેથી અનેક વખત મુંબઈ આવતી હતી તેથી અવારનવાર કેટલીયે વાર તેની મુલાકાત પણ થતી. પૈસાદાર પણ વ્યસની પતિના સકંજામાં સપડાઈ તેના સુખની હોળી થઈ ગઈ હતી. એવા જીવનમાં તેણે પાંચ વરસ ગાળ્યાં. છેવટે એક દિવસ ઓચિંતો તેનો કાગળ આવ્યોઃ "હું તો ખૂબ ધરાઈ ગઈ છું આ સંસારથી; મારે હવે ભણવું છે. એમણે મને ફાવે તેમ કરવાની રજા આપી છે તેનો લાભ લઈ, તેમને છોડી દઈ હું હવે મુંબઈ આવનાર છું. બાને તથા પિતાને મારું આ વર્તન ગમવાનું નથી અને એમને ત્યાં જઈ તેમના દુઃખનું કારણ થવું એ પણ મને ઠીક નથી લાગતું. હું મુંબઈ આવું તો તું મને મદદ કરીશ ને?"

પોતે તેને સ્ટેશન ઉપર લેવા ગયો. તે એટલી બધી કૃશ થઈ ગઈ હતી કે તેના પૂર્વેના રૂપસૌંદર્યનું નામનિશાન પણ તેનામાં દેખાતું ન હતું. સાગરની ગભીરતા તથા પ્રક્ષુબ્ધતા એ બંનેને તેની વૃત્તિએ પોતાનામાં સમાવી દીધી હતી. પોતાની આંખમાં આંસુ ઊભરાઈ આવેલાં પણ તેણે પોતાની ગંભીરતા જરા સરખી છોડી નહિ.

તેણે જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાં દાખલ થઈ અભ્યાસ શરૂ કર્યો અને પોતે એમ. કૉમ.ની ઉપાધિ મેળવી નોકરી કરવા લાગ્યો. એટલે કન્યાનાં માગાં આવવા માંડ્યાં. પોતે નિર્વિકાર અન્તઃકરણે કન્યાઓનું પરીક્ષણ કરતો હતો; પણ દરરોજ સાગરનું સૌંદર્ય આંખ ભરીને જોનારને નદીનાળાંઓ કેમ કરીને આકર્ષી શકવાનાં હતાં? પોતાને ભાન થયું—પૂરેપૂરું ભાન થયું કે પોતાનો પ્રેમ ત્રિવેણી ઉપર છે. તેના મનનો તાગ માત્ર પોતે કદી પામી શક્યો નહિ. ત્રિવેણી એ એક વ્યક્તિ બાદ કરીને, બાકીની આખી દુનિયા વિષે પોતે ગપ્પાં મારતો હતો અને જેમ જેમ તેના મનનો પોતાને પત્તો લાગતો ન હતો તેમ તેમ તેના વિષેના કોઈક ન કળાય એવા ગૂઢ આકર્ષણથી પોતે જાણે મુગ્ધ થઈ જતો હતો. તેનામાં પ્રેમાળપણું હતું પણ તેની સાથે જ વિચિત્ર લાગે તેવો અલિપ્તપણાનો ભાવ હતો અને તેને લીધે જ તે પોતાને તેના વ્યક્તિગત જીવનથી દૂર રાખી શકતો હતો. પોતે સાવ ગાંડો થઈ જશે કે શું એવું એને લાગવા માંડ્યું!

આખરે એક દિવસ પોતે પોતાની ભાવના તેની આગળ વ્યક્ત કરી બતાવી. પણ તેને જરાય નવાઈ લાગી હોય એમ જણાયું નહિ, ન તેને ચીઢ ચડી. તે પછી બે વરસ સુધી તે મુંબઈમાં રહી હતી અને તેના સાંનિધ્યની તે કલ્પનાને આધારે પોતે દિવસ વિતાવતો હતો! એક દિવસે પોતે એ વાત પણ તેને કહી, પણ તેથી યે તેને નવાઈ લાગી નહિ! 'હં' એમ કહીને તે કટાક્ષમાં હસી, અને જે વાત પોતે તેની આગળ શબ્દદ્વારા વ્યક્ત કરી તેજ વાત તેણે પોતાની પ્રેમાળ સ્નિગ્ધ અને નિર્ભય દૃષ્ટિથી પોતાને કહી!

અને છતાં ય તેના અલિપ્તપણાથી પોતાને ક્યારેક ક્યારેક તેનો ડર લાગતો.

તેના સહવાસનાં તે ચાર વરસો — પોતે જાણે તે કાળ સ્વર્ગસુખમાં નહિ ગાળ્યો હોય તેમ ગયાં! ત્રિવેણી પાસ થઈ નોકરી મેળવવા માટે પ્રયત્ન કરવા લાગી. એક દિવસ ઓચિંતા કિસ્મદાબાદની જવાની ખબર લાવી. પોતાના હોંસકોસ ઊડી ગયા. કિસ્મદાબાદ જવા બાબત પોતાનો અભિપ્રાય જાણવા તે આવી હતી.

"તું આ પૂછી પણ કેમ શકે છે, ત્રિવેણી?" બોલતાં બોલતાં તીવ્ર ભાવનાવેગમાં તણાઈ પોતે તેની પાસે ગયો. "ક્યાં જાય છે? આટલે દૂર અજાણ્યા મુલકમાં એકલી કેમ કરીને રહીશ? ત્રિવેણી, દુનિયાની આફતોથી તારું રક્ષણ કરવા જેટલો અધિકાર પણ મને નથી શું?" પોતે દેહભાન ભૂલી ગયો, પોતાના બે હાથમાં તેના બે હાથ સજ્જડ પકડયા, પછી તે ડાબા હાથમાં લઈ જમણે હાથે તેની હડપચી ઊંચી કરી અને તેની આંખમાં એકાગ્રપણે જોયું. પોતાને લાગ્યું કે તે દૂર ખસી જવાનો પ્રયત્ન કરશે, પણ તેણે તેમ ન કર્યું! તેના પ્રાણ તેની આંખમાં ભેગા થયા હતા; તેની નિશ્ચલ નિર્ભય દૃષ્ટિ પોતાની ઉપર ચોંટેલી હતી.

—પોતે જ દૂર ખસી ગયો.

બીજે દિવસે પોતાને મળ્યા કર્યા વિના ત્રિવેણી કિસ્મદાબાદ ઊપડી ગઈ!

અને ત્યાં જઈ એક લાંબોચોડો કાગળ લખી તેણે ક્ષમાની યાચના કરી. "વિનૂ, હું આમ એકદમ નીકળી આવી, તેથી તું ચિડાયો હઈશ. પણ કેમ આવી—ના, હું તે નહિ કહી શકું. પણ તું મને ક્ષમા કરજે–બલકે કરીશ જ." અને તે પછી તેની સાથે પોતાનો નિયમિત પત્રવ્યવહાર શરૂ થયો—વિનાયકરાવની વિચારધારા ઉપર છેવટનો પડદો પડયો; પણ આખી રાત પડયા પડયા તેની તાલાવેલી ચાલુ જ હતી.

ત્રીજે દિવસે વિનાયક કિસ્મદાબાદ સ્ટેશને ઊતર્યો. રમખાણ હવે ઠીક ઠીક શમી ગયું હતું. એક હિન્દુ કુટુંબની પડોશમાં ત્રિવેણી એકલી જ રહેતી હતી. ગાડી ઊભી રહી. વિનાયક ગાડીમાંથી એકદમ કૂદી જ પડ્યો અને દોડતો દોડતો દાદર ચઢીને ઉપર ગયો.

માતા, પિતા, પતિ બધાં સગાંવહાલાં હયાત હોવા છતાં માત્ર પોતાના સ્વમાનના કારણે અસહાય, નિરાધાર એવી ત્રિવેણી એક બારી આગળ ચિંતાતુર થઈને ઊભી હતી.

એકબે સેકંડ વિનાયક થંભી ગયો. આઠ વરસની બાલિકા ત્રિવેણી તેને ગમતી હતી; અઢાર વર્ષની નવોઢા ત્રિવેણી માટે તેને આકર્ષણ થતું હતું; પણ આ જ અઠ્ઠાવીસ વર્ષની યુવતી ત્રિવેણીને જોઈ તેના ગાઢ પ્રેમે ઉછાળો માર્યો. તેને થયું કે દોડતા જઈ ત્રિવેણીને હૃદય સાથે ખૂબ જોરથી ચાંપું અને ધીમે રહીને તેના કાનમાં કહું કે 'દુનિયામાં તું એકલી નથી. તારી સાથે હું છું.'

પણ દુર્દૈવી વિનાયકને એવા સુખનો હક ન હતો. એકદમ તેને તેની પહેલાંની મુલાકાત યાદ આવી. હતો ત્યાં જ તે સ્તબ્ધ બની ઊભો રહ્યો.

ત્રિવેણીએ પાછું વળીને જોયું અને પૂછ્યું, 'વિનાયક, તું આવ્યો?' આટલું બોલતાંની સાથે તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં! ભીંતને અઢેલીને ઊભી રહી ત્રિવેણી ડૂસકે ડૂસકે ધ્રુસકે ધરાઈને રડી.

આવ્યો ત્યારથી વિનાયક 'તું મુંબઈ ચાલ' કહી એકસરખો ત્રિવેણી પાછળ પડ્યો હતો. ત્રિવેણી કહેતી, "અરે હવે શું બહારગામ જવાનું? રમખાણ તો ક્યારનું ય શમી ગયું છે!'

બપોરે વિનાયક ત્રિવેણીના ત્રણ ઓરડાનું નિરીક્ષણ કરતો હતો. તેના સૂવાના ઓરડામાં સ્પિરિટની એક મોટી બાટલી તેની નજરે પડી. તેના મનમાં એક ભયાનક કલ્પના ચમકી ગઈ. તેણે પૂછયું, 'ત્રિવેણી, આ બાટલી અહીં શા માટે રાખ્યો છે?'

'શા માટે?' ત્રિવેણીએ જવાબ વાળ્યો. 'તને ખબર નથી પડતી શું વિનાયક? રમખાણના દિવસો, પ્રસંગ આવ્યો જ હોત તો એ બાટલો જ મને બચાવી શકત ને?' ત્રણ દિવસ ઉપરનું રમખાણનું દૃશ્ય ત્રિવેણીની નજર આગળ ખડું થયું. તેણે આંખ મીંચી લીધી અને તેનું આખું શરીર ધ્રુજી ઊઠયું.

વિનાયક સાવ વ્યાકુળ બની ગયો. ત્રિવેણીની તદ્દન નજીક જઈ તેની તરફ મીટ માંડી જોતો તે બોલ્યો:

'દુનિયા છોડી જવાનો વિચાર હતો? કોની રજાથી? મને મળ્યા વિના તું મુંબઈથી નીકળી આવી! કેટલી કઠોર છે તું ત્રિવેણી!'

તેની તરફ અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઈ ત્રિવેણી ધીમે રહીને બોલી 'હું કઠોર છું વિનાયક? કે કમનસીબ?'

વિનાયક તો ઠંડો જ થઈ ગયો.

પણ 'મુંબઈ ચાલ'નો આગ્રહ તેણે એકસરખો ચાલુ જ રાખ્યો. થોડા વખત પછી તેણે 'ક્યારે ઊપડીશું?' એમ પૂછવા માંડયું.

'અરે અહીં આટલાં બધાં હિન્દુ કુટુંબો છે તે બધાં કંઈ બહારગામ જતાં રહ્યાં છે શું?' ત્રિવેણી બોલી.

વિનાયક ખૂબ ખિજાયો અને બોલ્યો, 'આમ શા માટે પૂછે છે ત્રિવેણી! તારે આવવું નથી એમ ચોખ્ખું જ કહી દે ને!'

'તેમ કહું તો તું પાછો જઈશ?' થોડું હસવાનો પ્રયત્ન કરી ત્રિવેણી બોલી.

'નથી જવાનો' વિનાયકે એકદમ નિશ્ચયાત્મક અવાજે કહ્યું. 'તને સાથે લઈશ ત્યારે જ જઈશ, નહિ તો અહીં જ રહીશ. પણ તને આવી પરિસ્થિતિમાં મૂકીને જવાનો નથી.'

'વિનાયક, મેં આટલાં વરસ દુનિયામાં કાઢયાં, હજી હું પોતાની સંભાળ લઈ શકતી નથી એમ તને લાગે છે?' કંઈક પણ બોલવા ખાતર તે બોલી પણ તેનું મન ઠેકાણે ન હતું. અગાધ સાગર ઉપર ભારે તોફાન ચઢયું હોય તેવો વિનાયકને આભાસ થયો. ત્રિવેણી બોલવાનો પ્રયત્ન કરતી હતી, પણ મનની ક્ષુબ્ધતાને કારણે તેના શબ્દો તૂટક તૂટક બહાર પડતા હતા.

'વિનાયક, તું મારું સંરક્ષણ કરવાની જવાબદારી લેવા માગે છે? અને તેટલા માટે તું અહીં આવ્યો?'

'અલબત!' વિનાયકે જવાબ આપ્યો. તેના શબ્દોમાં આત્મવિશ્વાસ હતો.

આસપાસની પરિસ્થિતિનું સંપૂર્ણ આકલન કરેલા કોઈ ફિલસૂફની જેમ ત્રિવેણી કિંચિત્ હસીને બોલી, 'તું, તું મારું સંરક્ષણ કરવાનો ?'

'કેમ ? આમ શા માટે પૂછે છે, ત્રિવેણી ?'

'વિનાયક, સાચું કહું તને ? મને નથી પરદેશનો ભય, નથી રેમખાણનો ભય. દુનિયા આખીમાં એક વ્યક્તિથી મને જોખમ છે! તે વ્યક્તિથી તું મારું રક્ષણ કરી શકીશ ?'

'કોનાથી ? કોનાથી, કહે મને.' વિનાયકે અધીરા થઈ સવાલ પૂછયો. તેનો જવાબ સાંભળવા તે કાન માંડીને બેઠો.

'કોનાથી ?' ત્રિવેણી એકદમ બોલી ઊઠી: 'તારાથી!'

આરામ ખુરશી ઉપર બેઠેલો વિનાયક પાછળ ઢળી પડચો. બન્ને હાથે મોઢું ઢાંકીને તે બોલ્યો, 'ત્રિવેણી, હું એટલો બધો ખરાબ છું હેં ?'

ત્રિવેણી થોડુંક હસી. 'તું ખરાબ નથી વિનાયક, ઊલટું વધારે પડતો સારો છે. પણ હું પ્રેમી છું...' તેના શબ્દો હવે તદ્દન સ્પષ્ટ અને અસ્ખલિત આવવા લાગ્યા. આજ આટલાં વરસ સુધી પોતાને હાથે પોતાની લાગણીઓ ફરતી બાંધેલી પથ્થરની પાળ તેણે જાણે પોતાને હાથે દઢતાપૂર્વક તોડી નાખી. 'વિનાયક, કેટલો ગાંડો છે તું ? તને એમ લાગે છે કે મારા સૌંદર્યને લીધે દુનિયાની મને ધાસ્તી છે. તું એટલું નથી સમજતો કે દુનિયામાં બીજો કોઈ અતિપ્રસંગ કરે તો તેનો ડર મને નથી, કારણ તે વખતે મારી પ્રતિકારની શક્તિ કાયમ હોય છે, મગજ જાગૃત હોય છે, હૃદયના ધબકારા નિયમિત પડતા હોય છે. પણ વિનાયક, તારા સ્પર્શમાં મારી શારીરિક તેમજ માનસિક પ્રતિકારશક્તિનો લોપ કરવાનું સામર્થ્ય છે તે તું નથી જાણતો ! થોડાંક વરસ દુનિયામાં સ્વતંત્ર રહીને બીજાં અનેક સંકટોને દૂર કરવાનું સામર્થ્ય મેં કેળવ્યું છે; પણ તું પાસે આવતાં, પાંચ વરસના વિવાહિત જીવનમાં પણ જે જીવનસર્વસ્વ મેં બીજાના હાથમાં જવા દીધું નહિ તે તને અર્પણ કરી દેવાનો મોહ થાય છે !

'તું દૂર હોય ત્યારે સહરાના રણ જેવી શુષ્ક દેખાતી મારી લાગણીઓ તારા સહવાસમાં ચૈતન્યથી પ્રફુલ્લિત થાય છે. દુનિયાને લાગે છે કે હું પતિવ્રતા ધર્મ પાળું છું, પણ તારી આગળ હજારો વરસોની સંસ્કૃતિના પાશ ઢીલા થઈ જાય છે,–પાતિવ્રત્યની પરવા રહેતી નથી. એમ થાય છે કે તારી ને મારી વચ્ચે કોઈ આવી જ ન શકે—ધર્મ નહિ, નીતિ નહિ, દુનિયા નહિ, કોઈ, કોઈ પણ નહિ !!' બોલતાં બોલતાં ત્રિવેણી ભાવનાવિવશ થતી જતી હતી. લાગણીના આવેગમાં તણાતી હતી ! વિનાયક તરફ ધ્યાનપૂર્વક મીટ માંડીને તે બોલી, 'હવે કહે જોઉં વિનુ, દુનિયાથી મારું રક્ષણ તું કરીશ, પણ તારાથી–અલકે મારાથી જ, મારું રક્ષણ તું કેમ કરીને કરી શકવાનો હતો ? કરવું તારે માટે શક્ય છે ?'

વિનાયક સાવ દિઙ્મૂઢ થઈ ત્રિવેણીની નિર્ભય મુદ્રા તરફ જોઈ જ રહ્યો. પોતાની તન્દ્રામાંથી બહાર આવતાં તેને કેટલોય વખત લાગ્યો. થોડો વખત રહી ત્રિવેણી તરફ નિશ્ચલ દૃષ્ટિથી જોતો આખરે તે બોલ્યો, 'ત્રિવેણી, ઇન્દ્રધનુષ્યની રંગછટાઓ નિર્માણ કરી કસાયેલે હાથે તો પરમેશ્વરે તારું મન નથી ઘડયું ને ?' *

* મરાઠી ઉપરથી અનુવાદિત.

# તાઝે બ તાઝે નૌ બનૌ*

રામનારાયણ વિ૦ પાઠક

[ અહીં ઉપરની રદીફવાળી હાફિઝની પ્રખ્યાત ગઝલના પદ્યબદ્ધ અનુવાદનો પ્રયત્ન કરેલો છે. અલબત, એ ગઝલ અને ખાસ કરીને એની ઉપરની રદીફ—પંક્તિ લગભગ અનનુવાદ્ય છે, છતાં આવા પ્રયત્નોમાં સામાન્ય રીતે નહિ ધ્યાનમાં આવેલ આર્યાની રચના અને તેના ટુંકાતા અંત્ય બેકી ખંડનો ચમત્કાર અને શક્તિ બતાવવા આ પ્રયોગ પ્રસિદ્ધિમાં મૂકું છું. શબ્દશઃ અનુવાદનો આ પ્રયત્ન નથી. —રા. વિ. ]

[ આર્યા ]

ગાજે સુકંઠિ ! તાનો, તાજી ને તાજી ને નવી જ નવી !
લેજે મનોહર સુરા, તાજી તાજી નવી જ નવી !

પ્રતિમા શી પ્રિયતમને, સુખથી એકાન્ત બેસીને કરજે
ચુંબન અંકિત મનભર, તાજાં તાજાં નવાં જ નવાં !

ક્યમ માણે જિંદગીનું ફળ જો જન ના સુરા હમેશ પીએ !
પી તેની યાદગીમાં, તાજી તાજી નવી જ નવી !

મારું મન હરનારી માશુક હું કાજ અંગ નિજ સજતી
વાનો સુગન્ધ અળતો, તાજો તાજો નવો જ નવો !

પ્રભાતની અનિલલહરી ! માશુકની ગલીમાં પસાર થતાં,
હાફિઝની વાત કહેજે, તાજી તાજી નવી જ નવી !

* પ્રથમ પ્રસિદ્ધ થવા મોકલ્યું પૂનાથી નીકળતા 'કુસુમ'ને

# 'નેશનલ પ્લૅનિંગ' યાને રાષ્ટ્રીય નિયોજન

બી. કે. મજુમદાર

રશિયાના સફળ પ્રયત્ન પછી, 'નેશનલ પ્લૅનિંગ' અથવા 'રાષ્ટ્રીય નિયોજન' એક ઘરગથ્થુ શબ્દ થઈ પડ્યો છે. તેમાં ય નેશનલ પ્લૅનિંગ કમિટીની નિમણૂક પછી, આમવર્ગ તેમજ આપણો વેપારી વર્ગ આવા નિયોજનમાં વધુ રસ લેતા લાગ્યો છે. એટલે આ 'નેશનલ પ્લૅનિંગ' શું છે તે જાણવું અસ્થાને નહિ ગણાય.

પ્લૅનિંગનો સાધારણ અર્થ કોઈપણ જાતનું નિયોજન થાય છે. કોઈપણ પ્રવૃત્તિનાં અનુક્રમનાં પગલાં નક્કી કરી, તે કામ પાર પાડવાને રસ્તા નિયત કરવા, એ પ્લૅનિંગનું સાધારણ સ્વરૂપ છે. દા. ત. 'ટાઉન પ્લૅનિંગ' પણ એક જાતનું 'પ્લૅનિંગ'જ છે. પરંતુ અત્યારે 'પ્લૅનિંગ' સાધારણ રીતે આખા રાષ્ટ્રના નિયમનને અંગે વપરાય છે. જો આપણે સમાજના કોઈપણ બંધારણનું પૃથક્કરણ કરીએ તો તેના બે વિભાગ માલમ પડશે: એક, એવા બંધારણના અંગેઅંગમાં રહેલું, અને જેને લીધે એ અજોડ બને છે તે શુદ્ધ તત્ત્વ; અને બીજું, તેનું બાહ્ય અને સ્થાપિત સ્વરૂપ. એટલે જો આપણને કોઈપણ જાતની પુનર્ઘટના કરવી હોય તો આપણે પ્રથમ ચાલુ બંધારણનું મૂળ તત્ત્વ ખરું છે કે નહિ, તે નક્કી કરવું જોઈએ, અને જરૂર પડે તો તેની જગ્યાએ બીજું તત્ત્વ મૂળ તરીકે મૂકવું જોઈએ. તેમ કર્યા પછી, તેનું બાહ્ય સ્વરૂપ ફેરવવા અથવા ઉપજાવવા નિયમનનાં પગલાં લેવાં જોઈએ. 'પ્લૅનિંગ'ની સાધારણ વપરાશમાં આ બે પગથિયાંઓ છૂટાં પડાતાં નથી; અને ઘણુંખરું એનો ઉપયોગ માત્ર બીજા પગથિયાંને ઉદ્દેશીને જ થાય છે. આનું કારણ એ છે કે રશિયા સિવાયના 'પ્લૅનિંગ'ના બીજા પ્રયત્નો, સમાજના અમુક અંગને વિષેજ થયા છે, અને તે ચાલુ અને ઓતપ્રોત થઈ ગયેલા ધ્યેયને અધ્યાહાર ગણીને જ ચયેલા છે. એટલે એવા પ્રયત્નોમાં આ બે પગથિયાંઓના અસ્તિત્વ તરફ ધ્યાન દોરવાની જરૂર જણાઈ નથી. પણ જો આપણે આખા સમાજની પુનર્ઘટના કરવા માગતા હોઈએ, તો આ બંને પગથિયાં નક્કી કરવાં એ આપણે માટે આવશ્યક છે.

જનસમાજની રચનાનું અંતિમ ધ્યેય શું હોવું જોઈએ એ એક ઊંડો અને ગહન પ્રશ્ન છે. પરાપૂર્વથી એ વિષય ઉપર ચર્ચા ચાલી આવી છે, છતાં સર્વમાન્ય એવું એક પણ ધ્યેય નક્કી નથી થઈ શક્યું. એમ છતાં, થોડે અથવા વત્તે અંશે, બધા એમ કબૂલ કરે છે કે એવા ધ્યેયમાં મનુષ્યના સર્વગુણોના વિકાસ અને સમન્વયને સ્થાન મળવું જોઈએ. ભલે જનસમાજ સાત્ત્વિક ગુણોને જ અનન્ય ન ગણે, પરંતુ જો કોઈ મનુષ્ય ચાહે તે દિશામાં જવા માગે તો તે માટે કોઈપણ રીતનો અવરોધ ન હોવો જોઈએ. સમાજની બધી પ્રવૃત્તિઓ એવી હોવી જોઈએ કે જેથી મનુષ્યને એવા તલસ્પર્શી અંશોનો અનુભવ મેળવવા અવકાશ રહે. આવું એક વિસ્તૃત ધ્યેય સ્વીકારી આપણે આગળ ચાલીએ તો 'પ્લૅનિંગ'માં જનસમાજની બધી પ્રવૃત્તિઓ આવી જાય.

પરંતુ, અત્યારની જનસમાજની રચના ધ્યાનમાં લેતાં એક પણ પ્રવૃત્તિ એવી નથી કે જે મૂડી વિના પાર પડી શકે. અને તેથી મનુષ્યને પોતાના બીજા ગુણોના વિકાસને માટે પણ અર્થલક્ષી થવાની જરૂર પડે છે. ભૂખે મરતા માણસને કળા અથવા કેળવણીની વાતો

કરવી એ અસ્થાને છે. પ્રથમ તેની ભૂખની વૃત્તિને સંતોષવી જોઈએ, એટલે પછી બીજી દિશામાં એના ચિત્તને અવકાશ મળે. આ સ્થિતિ જનસમૂહના મોટા ભાગની હોવાથી 'પ્લૅનિંગ'માં અર્થલાભ ઉપર વધારે ધ્યાન અપાય છે અને સાધારણ વ્યવહારમાં પ્લૅનિંગનો અર્થ, 'આર્થિક નિયમન' છે એમ માની લેવામાં આવે છે. જો આપણે અત્યારની જ સ્થિતિ ઉપર ધ્યાન રાખીએ, તો આપણાથી એમ ન કહી શકાય કે અર્થશાસ્ત્રનું આ પ્રાધાન્ય ખોટું છે.

અર્થને અવલંબી રહેલો સમાજ ક્યારે પૂરેપૂરો અર્થલક્ષી થઈ જાય તે કહેવું મુશ્કેલ છે; અને અર્થલક્ષી થઈ ગયેલા સમાજ પાસે એ લક્ષ્ય મૂકાવી દેવું એ પણ મુશ્કેલ છે. અત્યારના સમાજનાં અંગો એક બીજાં જોડે એટલાં સંકળાયેલાં છે, અને અત્યારે આપણા વિચારોને ફેલાવવા અને સમાજના અંગો ઉપર તેને લાદવા એટલાં બધાં સાધનો છે, કે સમાજ જે ધ્યેયને ગ્રહણ કરે તે તેના અંગેઅંગમાં અને બધી સંસ્થામાં ઊતરી જાય. સારાનરસાની વ્યાખ્યા, કાયદાઓ, અને મનુષ્યનું અહર્નિશનું ધ્યેય એ બધું બદલીએ ત્યારે સમાજનું લક્ષ્ય બદલી શકાય. અત્યારનું રાજ્યતંત્ર આવાં સ્થાપિત હિતોને એટલા બળથી ટકાવી શકે છે, કે એકવાર અર્થલક્ષી થઈ ગયેલા સમાજને બદલવો મુશ્કેલ છે. એટલે જીવનનિર્વાહની નિશ્ચિતતા આવ્યા પછી, અર્થનું પ્રાધાન્ય એની મેળે ઓછું થશે એમ માનવું ભૂલભરેલું છે. તો પછી પહેલેથી જ આપણે એ રસ્તે ન વળીએ તો કેમ? આપણે પહેલેથી જ જનસમાજમાં એ વિચાર કેમ ન કેળવીએ કે સંપૂર્ણ અર્થવિકાસ સિવાય પણ મનુષ્યહૃદયનો વિકાસ થઈ શકે છે? આ ઉપરથી એ સમજી શકાશે કે આ પ્રશ્ન મૂડીવાદી અથવા સમાજવાદી, બંને રચનામાં એકસરખો ઉપસ્થિત થાય છે, બલ્કે સમાજવાદી રચનામાં વધારે અગત્યનો છે.

હવે, જો આપણે 'પ્લૅનિંગ'ની સંકુચિત વ્યાખ્યા સ્વીકારીએ, તો આપણે આર્થિક નિયમન કરવાનું રહ્યું, એટલે આપણે એ નિયમનનું શું ધ્યેય હોઈ શકે તે જોઈએ. આજુ આર્થિક બંધારણનાં કેટલાંક ખાસ તત્ત્વો છે. એ બંધારણનું મૂળ, મનુષ્યહૃદયમાં રહેલો સ્વાર્થ, તેનાથી ઉત્પન્ન થતી ઇચ્છાઓ, અને તે ઇચ્છાઓ પૂરી પાડવાનું નાણું છે. આવી અર્થલક્ષી માગો કયા ચીજનું ઉત્પાદન કરવું, કેટલું કરવું, અને કેવી રીતે કરવું તે નક્કી કરે છે. એનો એક વાર સ્વીકાર થાય, અને એના વિકાસને અનુકૂળ વાતાવરણ થાય, એટલે જેમ ગુરુત્વાકર્ષણના ગૂઢ નિયમને લીધે આખી સૃષ્ટિ ફરે છે, ઋતુઓના ફેરફાર આવે છે, અને દિવસ પછી રાત થાય છે, તેમ આર્થિક બંધારણનું તંત્ર ગતિમાન થાય છે. અલબત્ત, એમાં બધાં જ ચક્રો એકસરખાં ગતિમાન નથી થતાં, પરંતુ આખું બંધારણ સ્વયંભૂ અને સ્વૈર છે એમ આભાસ જરૂર થાય છે. પરંતુ એના સ્વભાવે જ એમાં ઘણા દોષો દાખલ થઈ જાય છે. અર્થલક્ષી માગોનું મૂલ્યાંકન માત્ર નિર્જીવ વસ્તુઓને જ વળગી રહેતું નથી. એ જ મૂલ્યાંકન સજીવ મનુષ્ય અને પ્રાણીને પણ પહોંચી જાય છે. અને તેને લીધે, અમુક ચીજ બનાવવા જેમ મૂડીનું પ્રમાણ નક્કી કરવામાં આવે છે, તેમ અને તેટલી જ નિસ્પૃહતાથી, મનુષ્યબળનું પ્રમાણ પણ ઓછુંવત્તું કરવામાં આવે છે. તેનું પરિણામ કામધંધાની ભરતી-ઓટમાં આવે છે, અને બેકારીને જન્મ આપે છે. વળી ખમવાની શક્યતા, મનુષ્યોની આર્થિક સ્થિતિમાં તફાવતો ઊભા કરે છે. એ ફેરફાર એટલે મહત્ત્વનો થાય છે કે અમુક હદ પછી, આર્થિક બંધારણનો પ્રકાર બિલકુલ બદલાઇ જાય છે. એ

સ્વયંભૂ નથી રહેતું; અને આવકના ફેરફારો સાર્થ માગોને એવી બદલી નાખે છે, કે મૂડી-વાદની દૃષ્ટિએ પણ અમુક પ્રવૃત્તિનું મૂલ્યાંકન ખરું છે કે ખોટું તે કહેવું મુશ્કેલ થઇ પડે છે. એટલે એ બંધારણ ખરેખરું કસરથી ચાલે છે, અથવા તો તેમ ચાલવાનો માત્ર આભાસ આપે છે એ કહેવું પણ અઘરું થઈ જાય છે. આ ઉપરાંત આવા બંધારણનો સૌથી મોટો દોષ તો એ છે કે એની આખી દૃષ્ટિ, માત્ર વર્તમાન મૂલ્યાંકનમાં જ સમાઇ જાય છે અને ભવિષ્યને માટે એને વિચારની જરૂર જણાતી નથી.

આવા બંધારણમાંથી આપણે નીકળવા માગતા હોઈએ, તો આપણું ધ્યેય સાધારણ શબ્દોમાં એમ કલ્પી શકાય કે દરેક મનુષ્યને તેના જીવનનિર્વાહને માટે સંપૂર્ણ નિશ્ચિંતતા હોવી જોઈએ, અને એ જીવનનિર્વાહ ઊંચા દરજ્જાનો હોવો જોઈએ. આમ કહેતાં, આપણે મનુષ્યને પ્રધાનપદ આપીએ છીએ, અને ઉત્પાદનની પ્રવૃત્તિને ગૌણપદ આપીએ છીએ. જ્યારે અત્યારે તો સ્થિતિ એનાથી ઊંધી જ છે. આ ધ્યેયનું જો આગળ પૃથક્કરણ કરીએ, તો એ સમજી શકાશે કે એમાં દરેક મનુષ્યની સતત્ કામગીરી, અને કામ મેળવવાનાં પૂરતાં સાધનો અને તકોનો સમાવેશ થાય છે. જ્યાં સુધી દરેક મનુષ્યને પોતાની મહેનત મજૂરી વડે આજીવિકા મેળવવાની તક ન મળે, અને તે મળ્યા પછી જ્યાં સુધી તે સતત્ ચાલ્યાં ન કરે, ત્યાં સુધી આપણા ધ્યેયની નિશ્ચિતતા પ્રાપ્ત ન થાય. આ ઉપરાંત એમાં જનસમાજના મોટા ભાગની જે પશુતુલ્ય સ્થિતિ છે, તેનો પણ આપણે નાશ કરવા માગીએ છીએ. એટલે કે દરેક મનુષ્યનો જીવનનિર્વાહ એટલા ઊંચા દરજ્જાનો હોવો જોઈએ, કે તેને પોતાની જરૂરિયાતો પૂરા પ્રમાણમાં મળી રહે, એટલું જ નહિ પણ, તેથી આગળ જઈ, તેને આરામનાં બીજાં સાધનો પણ મળી રહે. ટૂંકમાં, આપણા ધ્યેયના બે વિભાગો થાય; (૧) ચાલુ કમાણી; (૨) વધુ અને વધતી જતી કમાણી.

ચાલુ બંધારણમાંથી આ ભૂમિકાએ પહોંચવું એ લગભગ અશક્ય છે. જો દરેક મનુષ્યને સતત કમાણી આપવી હોય, તો વર્તમાન અને ભવિષ્ય ઉપર સરખી નજર રાખી આવકને યોજીએ તો જ તે ઇચ્છા પૂરી થાય, કારણકે આવકનાં ઘણાં સાધનો એવાં છે કે જેમાં જમીન અને બીજી કુદરતી સમૃદ્ધિઓ પર આધાર રાખવો પડે છે. તેજ પ્રમાણે જો બજારમાં આવતી અર્થલક્ષી માંગોનું ધોરણ બદલાય તો બેકારીનો જન્મ ન થાય. પણ એ માગો ત્યારે જ બદલાઈ શકે, કે અત્યારના ગરીબ અને તવંગરના ભેદો દૂર થાય. એ સ્પષ્ટ છે કે આ બધું ચાલુ બંધારણના બધા સિદ્ધાંતોથી વિરુદ્ધ અને પર છે. આટલા જ માટે ઉપર જણાવવામાં આવ્યું હતું કે, આખા રાષ્ટ્રનું 'પ્લેનિંગ' કરવું હોય તો પહેલેથી તેનું અંતિમ ધ્યેય શું છે તે નક્કી કરવું જોઇએ. જો એમ ન થાય, તો એક તબક્કો એવો જરૂર આવવાનો કે ક્યાં તો આપણે સમાજની અર્થેષણા મૂકાવવી પડે, અથવા પ્લેનિંગ મૂકી દેવું પડે, અથવા ચાલુ બંધારણના સિદ્ધાંતો બદલવા પડે. અર્થેષણા વિના પ્લેનિંગ થઈ શકે, અને ચાલુ બંધારણથી ત્યાં પહોંચી શકાય; ચાલુ બંધારણ વિના, અર્થેષણા રાખી શકાય અને પ્લેનિંગ થઈ શકે. પણ ત્રણે ચીજોનો સાથે સમાવેશ ન થાય. આ ઉપરાંત, બીજો એક મુદ્દો ધ્યાનમાં રાખવા યોગ્ય છે. આચારના બંધારણનો નિયંતા અર્થલક્ષી માંગ છે; એને લીધે ભૂલો જરૂર થાય છે, પરંતુ આખું યંત્ર બહારની કોઈ મદદ અથવા નિયમન વિના ચાલે છે; એટલે એને આપણે ખસેડી લઈએ તો એની જગ્યાએ આપણને બીજો કોઈ નિયંતા મૂકવો પડે. એ નિયંતાની

સત્તા એટલી વિશાળ અને સખત જોઈએ કે 'રાજ્ય' સિવાય બીજા કોઈથી એ જમા નહિં લઈ શકાય. લોકશાસનની અત્યારની ખામીઓ જોતાં 'રાજ્ય'ને આ પ્રમાણે સમગ્ર સત્તાધીશ બનાવવું કે કેમ એ શંકા ઊભી થાય છે.

આ ઉપરથી એમ સમજી શકાશે કે 'પ્લેનિંગ'ની ચાલુ કલ્પનામાં એના ખરા મર્મ ઉપર ભાર નથી મૂકાતો. કેટલેક અંશે, આ 'પ્લેનિંગ' કરનારની અણસમજને લીધે છે, અને કેટલેક અંશે, તેમની નીતિને લીધે છે. પણ એ ચોક્કસ છે કે એને લીધે 'પ્લેનિંગ'ની અંદર રહેલાં અસંગત બળો તરફ પૂરતું ધ્યાન નથી ખેંચાતું. ઘણા સમાજવાદીઓ માને છે કે સમાજવાદ આવ્યા પછી, 'રાજ્ય'ની જરૂર નહિ રહે. ઉપર જણાવ્યું તેમ એ ભૂલ છે, અને ભવિષ્યની રચનામાં 'રાજ્ય'ની જરૂર વિશેષ રહેશે. એમ થાય તો મનુષ્ય અત્યાર કરતાં કેટલે અંશે વધુ સ્વતંત્ર હશે એ કહેવું મુશ્કેલ છે. સમાજ પણ આર્થિક ચિંતાઓમાંથી છૂટવા કદાચ શક્તિમાન ન થાય. જાણે અજાણે 'પ્લેનિંગ' એક એવી સ્થિતિ કલ્પે છે કે જેમાં વિકાસ હોય અને સમન્વય પણ હોય, અને જે જીવન્ત હોય પરંતુ સ્થિર લાગે. પરંતુ આખી સૃષ્ટિ જ ચંચલ છે; મનુષ્યનું ચિત્ત ચંચલ છે, તેની સાથે પ્રકૃતિ પણ તેટલી જ ચંચલ છે. એટલે એ સમન્વય એક વાર બાંધેલો ટકી શકતો નથી, તેમ ન થાય, તો આર્થિક ચિંતાઓમાંથી પણ છૂટા ન થવાય. પરિણામે 'પ્લેનિંગ' કર્યા પછી પણ નિશ્ચિંતતા કદાચ ન મેળવી શકાય.

'પ્લેનિંગ'નાં મૂળ તત્ત્વોને માટે આટલું કહ્યા પછી, એ કબૂલ કરવું પડશે કે સાધારણ રીતે આ પ્રશ્નો ઉપસ્થિત થતા નથી અથવા ઉપસ્થિત કરવાની જરૂર જણાતી નથી. જ્યારે 'પ્લેનિંગ'નો ઉપયોગ સમાજની કોઈ એક છૂટી પ્રવૃત્તિને અંગે અથવા એક છૂટાં અંગને વિષે કરવામાં આવે છે ત્યારે તેવી પ્રવૃત્તિ અથવા તેવા બંધારણનાં મૂળતત્ત્વો અખંડિત રાખીને જ આગળ ચાલવાનું છે એમ માની લેવાય છે. એટલે કે 'પ્લેનિંગ'માં રહેલા નિયોજન અને નિયમનનાં તત્ત્વોમાંથી માત્ર નિયમન એટલું જ જરૂરી માની લેવાય છે. દા. ત., કાપડના ઉદ્યોગનું છૂટું 'પ્લેનિંગ' કરવું હોય, તો તેની મૂળ પગથાર સ્થાપિત રહેશે એમ જ માની આગળ ચાલી શકાય. તેથી એવું પ્લેનિંગ કરનાર માત્ર અત્યારની અને ભવિષ્યની કાપડની માંગ, તેને પહોંચી વળવાને માટે વર્તમાન સાધનો, અને નવાં સાધનોની જરૂર એટલા અથવા એવા વિષયો ઉપર ધ્યાન આપે; પરંતુ કાપડના ઉદ્યોગમાં રોકાતી જનસમાજની શક્તિ અને મૂડી, એ ઉદ્યોગના એકબીજા અંગોનો અરસપરસનો વ્યવહાર, અને સમાજની કાપડ પર ખરચાતી આવક એ બરાબર જ છે એમ ગણી લે. જે માણસ સમાજના એક જ અંગના વિકાસનો વિચાર કરતો હોય તેને માટે આ દૃષ્ટિબિંદુ બરાબર છે. કારણ કે કોઈ પણ જાતના સમાજમાં—મૂડીવાદી અથવા સમાજવાદી સમાજમાં—કોઈ પણ પ્રસ્તુત ઉદ્યોગ ચલાવનારની સામે પ્રથમ જણાવેલા પ્રશ્નો તો ઊભા જ રહેવાના; તે ઉપરાંત આવું 'પ્લેનિંગ' માત્ર ટૂંક મુદતનું હોય છે, એટલે એમ સારી રીતે માની લેવાય કે ઉદ્યોગના સમાજ જોડેના બીજા સંબંધમાં એ સમય દરમિયાન કાંઈ ફેર પડશે નહિ.

આટલું આપણે 'પ્લેનિંગ'ના ધ્યેય પરત્વેના પહેલાં પગથિયાંને માટે કહ્યું. હવે એ ધ્યેયને બાહ્ય સ્વરૂપ આપવા શાં પગલાં લેવાં જોઈએ, તે જોઈએ. આમાંનાં કેટલાંક પગલાં, ચાલુ બંધારણની ખામીઓની ચર્ચા કરતી વખતે આપણે જોઈ ગયા. દા. ત., જો 'પ્લેનિંગ'નો ધ્યેય આપણે ઉપર દર્શાવ્યો તેવો હોય, તો દરેક મનુષ્યની અમુક હદ સુધીની જીવન ઉપરની

માલિકી, વારસાહક્કો, માલિકોના હકો વગેરેમાં આપણને ફેરફાર કરવો પડે પણ એટલું કર્યે આપોઆપ સમાજના બધા મનુષ્યોની સ્થિતિ સુધરી ન જાય: તેમ કરવા માટે, પહેલી જરૂર એ છે કે જનસમાજની મનુષ્યશક્તિ અને કુદરતી સમૃદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ થાય. જો એમ થાય, તો આપણું એક પણ સાધન વેડફાઈ ન જાય, અને તેનો સંપૂર્ણ લાભ આપણે મેળવી શકીએ. આથી 'પ્લેનિંગ'નું બીજું પર્યાયું બહુ અલૌકિક નથી. બીજી રીતે કહીએ તો, એ ક્ષેત્ર નિષ્ણાતોનું છે, ફિલસૂફોનું નથી; અને છતાં એ નિરસ નથી.

અત્યારે આપણું 'બજેટ' કેવી રીતે બને છે, એ સમજીએ તો એ પગલાંનો પૂરેપૂરો ખ્યાલ આવશે. બજેટ બનાવતાં પહેલાં, નાણાંમંત્રીની સામે બે મુખ્ય પ્રશ્નો હોય છે: એક તો, જુદાં જુદાં ખાતાંઓની ચાલુ માંગ, અને તેમના વિકાસને માટે વધુ નાણાંની જરૂર; બીજું, આવકના રસ્તાઓ અને તેમાં થવાની વધ અથવા ઘટ. એટલે કે મંત્રી, આવકના કાચા અડસટા ઉપરથી, પોતે કેટલે અંશે, ક્યાં અને કેટલો ખરચ કરી શકશે તેનું એક આછું ચિત્ર કલ્પે છે. એ ક્રિયામાં પ્રધાનબિંદુ ખરચનાં ખાતાંઓનું છે, પરંતુ આવકના અડસટાઓને અંગે, બધાં ખરચોની અરસપરસની અગત્યતા–વર્તમાન અને ભવિષ્યતાની અગત્યતા–વગેરે ચીજોમાં ફેરફાર થાય છે. આટલે સુધી માત્ર આવક અને ખરચનો કાચો અડસટો રહ્યો, અને ચિત્ર આછું રહ્યું. પરંતુ સાથે સાથે, દરેક ખાતામાંથી, અને દરેક દિશામાંથી, નાનામાં નાની અને મોટામાં મોટી આવકોના વધુ ચોક્કસ આંકડાઓ આવતા જાય; તેમ જ ખરચના પણ આવતા જાય. એ આવ્યા, એટલે પ્રથમનાં અડસટાનાં ઝાંખાં ચિત્રોની રેખાઓ વધુ પૂર્ણ અને સ્પષ્ટ થતી જાય, અને અંતે એસેમ્બલી સામે મૂકવામાં આવતું બજેટ જન્મે.

'પ્લેનિંગમાં' પણ આ જ પ્રમાણે છે. મનુષ્યને પૂરતો જીવનનિર્વાહ આપવો, એટલે એને પૂરતું અનાજ, ઘી, શાક, ખાંડ, કાપડ, જોડા, દવા વગેરે ચીજો આપવી. આ માટે એક તરફથી આપણી જરૂરિયાતોનો અડસટો કરવો પડે. એક સાધારણ ઘરમાં માત્ર અનાજ જેવી ચીજમાં દસબાર વસ્તુઓનો સમાવેશ થાય છે, તે ઉપરથી સમજાશે કે કેટલી ચીજોનો એમ અડસટો કરવો પડે. તે ઉપરાંત માત્ર વાપરવા લાયક બિલકુલ તૈયાર થયેલી ચીજોના અડસટાથી કામ ન ચાલે. સાથે સાથે એ ચીજોની બનાવટમાં વપરાતી ચીજોનો પણ વિચાર કરવો પડે. દા. ત. કાપડને માટે રૂ, તેમ જ વપરાશના બીજા મસાલાના આંકડા પણ ગણવા પડે. એવા આંકડા તૈયાર થાય તો ખ્યાલે આવે કે જો આપણે જીવનનિર્વાહમાં અમુક ચીજો, અને તે અમુક જથ્થામાં આપવા માંગતા હોઈએ તો તેના ઉત્પાદનમાં દરેક તબક્કે કેટલી ચીજોની અને કયા જથ્થામાં આપણને જરૂર પડે. આ આપણા સમાજના ખરચની બાજુ થઈ. આવકની બાજુમાં આ જ પ્રમાણે દરેક તબક્કે અડસટા કરવા પડે. દા. ત. કેટલું રૂ તૈયાર થશે, કેટલું દેશાવર જશે, કેટલું કાપડના ઉદ્યોગને મળશે વગેરે. આવા અડસટાઓ થયા પછી, કંઈક અંશે ખરચની બાજુના, એટલે કે વપરાશના આંકડાઓ ફેર થાય; અને કંઈક અંશે આવકની બાજુએ એટલે ઉત્પાદનમાં ફેર થાય, જો કે પ્રધાન ધ્યેય તો વપરાશનું જ રહે. અત્યારે આપણી ઘણી શક્તિ ઉપયોગ વિના વેડફાઈ જાય છે, તે ધ્યાનમાં લેતાં એ સમજાશે કે જેમ જેમ એ શક્તિઓનો વધુ ઉપયોગ થાય તેમ તેમ, ઉત્પાદન પણ વધે અને વપરાશને વધવાને અવકાશ મળે. આને લીધે જે અડસટાઓ થાય, તે ક્રમેક્રમે વધતા થાય. દા. ત. એમ નક્કી થાય કે પાંચ વર્ષમાં અત્યારની માણસ દીઠ

કાપડની વપરાશ જે ૧૬ વારની છે, તે વધારીને પાંચ વર્ષમાં ૨૫ વારની કરવી. એને પહોંચી વળવા, દર વર્ષે વધતી જતી ઉત્પાદન શક્તિનો અડસટો કઢાય અને નક્કી થાય, કે તેમાંથી કાપડના ઉદ્યોગને કેટલો ફાળો આપવો.

ટૂંકમાં, 'પ્લેનિંગ' કરનાર મધ્યસ્થ સત્તા ઉત્પાદનની ક્રિયાને દરેક તબક્કે આવક અને વપરાશને સમતોલ કરવાનો પ્રયત્ન કરે છે. એક તરફથી એને વપરાશ વધારવી છે: પરંતુ તે ચાલુ ઉત્પાદનની મર્યાદામાં રહીને જ થઈ શકે, એટલે સાથે સાથે ઉત્પાદનની શક્તિ વધારવાના પ્રયત્નો પણ કરવા પડે. સ્વાભાવિક રીતે આ કામમાં એને પોતાના અંતિમ ધ્યેયની, અને વ્યાવહારિક બુદ્ધિની મદદ લેવી પડે. કઈ વપરાશ વધુ અગત્યની છે, કઈ ઓછી અગત્યની છે, તે નક્કી કરવું પડે, અને તે મુજબ આવકનો ફાળો વહેંચી આપવો પડે. ઉપર જણાવ્યું તેમ, ચાલુ આર્થિક બંધારણમાં એ વહેંચણી અસરકારક, માંગ પોતે કરી લે છે. જે ચીજોની માંગ આવે, તે ચીજો બને, અને તેમાં સમાજની શક્તિ માંગ પ્રમાણે વધતી અથવા ઓછી વહેંચાઈ જાય. પરંતુ 'પ્લેનિંગ'માં સાર્થમાંગોનું ધોરણ રહે નહિ. તે વખતે મધ્યસ્થ સત્તાને કેટલી જવાબદારી આવી પડે, અને કેટલી બુદ્ધિ વાપરવી પડે, તેનો ખ્યાલ આવી શકે છે. અલબત્ત આમાં મધ્યસ્થ સત્તાને પૂરતી વિગતો તૈયાર મળે છે. દા. ત. આપણે ખોરાકનો પ્રશ્ન જોઈએ. પાકશાસ્ત્રના વિદ્વાનો એ નક્કી કરે કે શરીરને સારી રીતે ટકાવી રાખવા માટે કયા કયા ખોરાકની કેટલા પ્રમાણમાં જરૂર પડે. દરેક વિભાગના આંકડાશાસ્ત્રીઓ એમ નક્કી કરે, કે આ આદર્શ આંકડાઓની સામે, પોતાના વિભાગમાં ખરેખરો કયો ખોરાક લેવાય છે, અને તેને લીધે કેટલી તૂટકો પડે છે. સાથે સાથે એ પણ દર્શાવે કે એ તૂટકો, એ વિભાગમાં એ જાતના અનાજ અથવા બીજી ચીજને અભાવે છે કે કેમ, અને એ અભાવ છે તો તેને કેવી રીતે પહોંચી વળવું? કદાચ સારી સડકો ન હોવાને લીધે એ ચીજો પહોંચી શકતી ન હોય; કદાચ તે વિભાગના લોકોની આવક એવી હોય કે એવી ચીજોના ખરચને ન પહોંચી શકાય વગેરે. આ બધા આંકડાઓ મધ્યસ્થ સત્તાને મળે છે. અને તેના ઉપરથી તે પોતાનો નિર્ણય કરે છે.

જો મધ્યસ્થ સત્તા આ કામ સંતોષકારક રીતે પૂરું કરે, તો એ બની શકે કે દરેક વસ્તુની આવક અને વપરાશ સમતોલ થાય. પરંતુ તેમ ખરેખરું ક્યારે બને કે કોઈપણ વ્યક્તિને અથવા પ્રવૃત્તિને નિર્માણ કરેલી વપરાશથી વધારે જથ્થો લેવાની તક ન મળે તો. સાધારણ રીતે ઉદ્યોગપતિઓ પણ આવા અડસટા કરે જ છે, અને તે પ્રમાણે માલ બનાવે છે. દા. ત. છાપરાંઓને માટે કેટલાં પતરાંની જરૂર પડશે એ તાતાના વ્યવસ્થાપકોના ધ્યાનમાં તો હોય છે જ. છતાં પણ એમનાં ઉત્પાદન અને વપરાશ સમતોલ નથી થતાં તેનાં અનેક કારણો છે. એ કારણો દૂર ન થાય તો 'પ્લેનિંગ'ની મધ્યસ્થ સત્તાના અડસટાઓ પણ ખોટા પડે. એક કારણ અસારના આવક અને મૂડીના તફાવતોનું છે. જેની પાસે વધુ નાણાં હોય તે વધુ ચીજો માગી શકે અને આખા 'પ્લેન'ની ગણતરીઓને ઊંધી વાળી શકે. આને માટે આપણે ઉપર જણાવ્યું હતું કે અત્યારના બંધારણના ગરીબ અને તવંગરના ભેદો ઘણે અંશે દૂર કરવા પડશે. આમ થાય તો જનસમાજનો કોઈ એક ભાગ એવો ન રહે, કે તેને બીજા કરતાં વધુ વપરાશને માટે તક મળે. પરંતુ એ ઉપરથી એ સિદ્ધ નથી થતું કે આખા જનસમાજને એક વર્ગ કરતાં બીજા વર્ગમાં આવી ખોટી રીતે વપરાશ વધારવાની તક ન મળે. આપણે વપરાશની ચીજો નાણાંની મારફતે ખરીદીએ છીએ.

એટલે દરેક મનુષ્યને સરખી આવક મળે, પરંતુ નાણાંના જથ્થામાં ફેરફાર થાય, તો પણ વપરાશ ઓછી વત્તી થઈ શકે. આને માટે પોતાનું ' પ્લેનિંગ ' ફતેહમંદ થાય તે સારૂ મધ્યસ્થ સત્તાને નાણાંના જથ્થા ઉપર એટલે કે ચલણી ચીજો ઉપર સંપૂર્ણ કાબુ રાખવો પડે. આ આપણા પોતાના સમાજને માટે થયું. પરંતુ બીજા સમાજમાં આવા ફેરફારો હમેશ થયાં કરે છે, અને થયા કરવાના. એવા ફેરફારોને લીધે, સ્વાભાવિક રીતે આપણા દેશની આયાત અથવા નિકાસમાં ફેરફાર થાય. દા. ત. આપણે અહીં એવી ગોઠવણ કરી હોય કે આપણો ઘઉનો પાક સારી રીતે દરેક પ્રાંતમાં અને જિલ્લામાં વહેંચાઈ જાય; પરંતુ જો આસ્ટ્રેલિયામાં ઘઉંનો દુકાળ પડે, તો દુનિયાના બીજા દેશો, વધુ પૈસા આપી, આપણો ઘઉં ખરીદ કરી જાય. આવી રીતે ' પ્લેનિંગ 'માં ખલેલ ન પહોંચે તેટલા માટે મધ્યસ્થ સત્તાને બીજા દેશો જોડે ચાલતા આપણા વેપાર ઉપર પણ સંપૂર્ણ કાબુ રાખવો પડે.

અત્યાર સુધી, વપરાશના એક મહત્ત્વના ભેદ ઉપર આપણે ધ્યાન નથી આપ્યું. આપણે એમ માની લીધું કે બધી વપરાશ, મનુષ્યના ઉપભોગને માટેજ છે, પરંતુ તેમ નથી. આવકમાંથી અમુક વપરાશ ઉપભોગ માટે થાય છે; જ્યારે અમુક ભાગ ભવિષ્યની વપરાશને માટે બચત તરીકે રાખી મૂકવામાં આવે છે. એટલે કે અમુક ભાગ આપણે તરત વાપરી નાખીએ છીએ, જ્યારે અમુક ભાગ ભવિષ્યને માટે સંઘરી રાખીએ છીએ. કોઈપણ પ્રસ્તુત વ્યક્તિ અથવા સંસ્થાની આવક નાણાંમાં હોય તો આ વિભાગો કરવા તેને માટે સહેલ છે. પરંતુ ' પ્લેનિંગ ' કરનાર મધ્યસ્થ સત્તાની આવક બધી ચીજોમાં જ છે; એને તો દર વરસે અમુક મણ ઘઉં મળવાના, અમુક ચોખા વગેરે. તો પછી એણે આ બચત કેવી રીતે કરવી ? અલબત એને બચત કરવાનાં કારણો સાધારણ મનુષ્યનાં નથી. સાધારણ માણસ બચત એટલા માટે કરે છે કે ભવિષ્યમાં પોતાને કામ આવે; જ્યારે મધ્યસ્થ સત્તાને પ્રશ્ન એ છે કે પોતાની આવક સતત ચાલુ કેમ રાખવી. એ આવક ઉત્પન્ન કરવામાં મશીનરી વગેરેનો વ્યય થાય છે; તે ઉપરાંત આવક વધારવા વધુ સાધનોની જરૂર પડતી રહે છે. એટલે સાધારણ મનુષ્ય કરતાં પણ મધ્યસ્થ સત્તાને બચતને માટે ગોઠવણ કરવાની વિશેષ જરૂર રહે છે. આથી જ્યારે ઉપર જણાવ્યા મુજબના ' પ્લેનિંગ 'ના આંકડાઓ તૈયાર થાય, ત્યારે મધ્યસ્થ સત્તાને બે દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખવાં પડે છે. એક તો આવકને એવી ચીજોમાં વહેંચવી કે જેથી જનસમાજને અનાજ બૂટ વગેરે ઉપભોગની ચીજો મળે; અને બીજી એવી રીતે વહેંચવી, કે આ ચીજો બનાવવાનાં સાધનો ટકી રહે, અથવા તેનો જથ્થો વધે. હવે આપણે એ ધ્યાનમાં લઈએ કે અત્યારે જનસમૂહના મોટા ભાગની એવી સ્થિતિ છે કે તેને ખાવાને અનાજ, જિંદગીની બીજી જરૂરિયાતો અને રહેવાને ઘર પૂરતા પ્રમાણમાં નથી મળતાં. એ ચીજો આપણે પૂરી પાડવી જોઈએ. પરંતુ તેમ કરવા જઈએ તો, એ ચીજો બનાવવાનાં આપણાં સાધનો આપણને ઘણાં વધારી દેવાની જરૂર પડે. એનો અર્થ એ થાય કે પોતાના હાથમાં આવતી આવકમાંથી મધ્યસ્થ સત્તાને વધુ આવક આવાં કામો માટે રાખવી પડે, અને પ્રમાણમાં થોડી આવક ઉપભોગને માટે રાખવી પડે. સાધનો સંપૂર્ણ થયે, ઉપભોગની ચીજોની આવક એકદમ વધી જાય, પરંતુ ત્યાં સુધી જનસમાજને જાણીબુજીને થોડી ચીજોથી પોતાનું મન રીઝવવું પડે. ' પ્લેનિંગ 'ના કોઈ પણ પ્રયત્નની શરૂઆતમાં આ જ પ્રમાણે થાય; અને રશિયાના લોકોને પણ આ દશામાંથી પસાર થવું પડયું હતું.

☆

# અમૃત દર્શનો

ગોવિંદ સ્વામી

[ પૃથ્વી ]

પ્રભાત ફૂટતાં—

સલજ્જ પ્રગટે ઉષા અરુણરંગી પાને તરે
વિંટેલ તનવેલ; હેલ જગતેજ કેરી ધરી
શિરે, હસતી નીસરે, જગત તેજ-વર્ષા ઝીલે. ૧

બપોર ખીલતાં—

પ્રસન્ન રવિરાજ સ્વચ્છ નભકેરી ગાદી પરે
ધરે ચરણ, ફુલ્લ યૌવન પ્રભા પ્રજાળી રહે. ૨

પ્રદોષ ઢળતાં—

વિદાય થતી સાંધ્યના મજીઠરંગી માફા રૂડા
પ્રતીચિમહીં ફેલતા; ઘુઘરિયાળ કૈં – વેલના?–
સુરમ્ય રણકાર કર્ણ પડતાં રજાચ્છાદિતા
દિશા ઝળહળી ઉઠે; સ્મરણ શુકીશા ફૂટતાં. ૩

નિશા વિલસતાં—

પ્રસન્ન પગલાં ધરે રજની યૌવનોલ્લાસમાં
વિલાસગૃહમાં: શરન્નભ બિછાત નીલી ધરે.
ઢળેલ દિનપાંપણે જીવન-સ્વપ્નશાં ફૂટતાં
અનેક ઉડુ-ફૂલડાં, નભપથારીમાં ફેરતાં
શશાંકઉર કોમળું ધવલ તેજગંગા દ્રવે.
અને પ્રણયઆર્દ્ર હૈયું મુજ ઊર્મિસોતો સવે. ૪

સમુદ્ર ગરજે અહીં વિકૃતિ ઘોર ઉન્મત્તના;
ત્યહીંથી પ્રસરી રહ્યા પ્રબળ ફૂટ હાલાહલો.
તદા પ્રકૃતિ રમ્યના અમૃત દર્શનો અર્પતી
અમૂલ્ય ક્ષણને ઉરે શુચિર હું નિષેવી રહું :
અનનુભૂત શાંતિ લહું. ૫

# બાલ્કનની રાજ્યરમત અને હંગેરીને પડેલો તડાકો

ડુંગરશી ધરમશી સંપટ

યુરોપનાં લગભગ તેર રાજ્યોએ પોતાની સ્વતંત્રતા ખોઈ છે. બીજાં ઘણાંખરાં રાજ્યો પોતાના અસ્તિત્વ માટે ચિંતામાં છે. બે મોટાં વિજયી રાજ્યો પોતાના વિજયો કેવી રીતે સાચવવા તે માટે ચિંતાતુર છે. આ યુદ્ધમાં માત્ર બે રાજ્યોને ફાયદો થયો છે : રશિયા અને હંગેરી. રશિયાને પોલાંડનો અર્ધો ભાગ, લિથુનીઆ, લેટવીઆ, એસ્થોનીઆ મળ્યાં છે. હમણાં જ એને બેસોબીઆ અને બુખોવીના એ ૪૦ લાખની વસ્તીવાળા બે પ્રાંતો મળ્યા છે. તે સિવાય ફિનલાંડ અને બલ્ગેરીઆ એનાં આશ્રિત બન્યાં છે. બીજો લાભ હંગેરીને રાજ્યને થયો છે. એના ઉપર જર્મની અને ઈટાલીની કૃપા ઊતરી છે. લૂંટારો પોતાના સહકારીઓને રોટલાના ટુકડા અવારનવાર ફેંક્યા કરે છે તેમ, વિજયી જર્મની અને તેનો મિત્ર ઈટાલી પોતાના આશ્રિત હંગેરીને વારંવાર લાભો અપાવ્યા કરે છે. અલબત, બીજાં રાજ્યોને ભોગે એ લાભ અપાય છે.

હંગેરીની વસ્તી સને ૧૯૩૧ પ્રમાણે ૯૦ લાખની હતી. તે પછી ઝેકોસ્લોવેકીઆ પાસેથી એક નાનો પ્રાંત જર્મનીએ એને અપાવ્યો છે. હમણાં જર્મનીએ રૂમાનિયા પાસેથી ૩૦ લાખ માણસોની વસ્તીવાળો મોટો ટ્રાન્સેલ્વેનીઆનો પ્રાંત અપાવ્યો છે. આથી હંગેરીની વસ્તી હવે ૧૧ કરોડની થઈ છે. એનું ક્ષેત્રફળ ૩૫૮૭૫ ચોરસ માઈલનું હતું, હમણાં ૨૫૦૦૦ ચોરસ માઈલનો દેશ મળ્યો છે, એટલે હવે હંગેરી યુરોપમાં મોટું સરખું રાજ્ય બન્યું છે. હંગેરીમાં મેગ્યાર જાતના લોકોની બહુમોટી બહુમતિ છે. લગભગ એક કરોડની એમની સંખ્યા છે. તે સિવાય રોમાનીઅન ૧૨ લાખ, જર્મનો ૭ લાખ અને બીજી પ્રજાઓ છે. એનું મુખ્ય શહેર બુદ્દાપેસ્ટ બે વિભાગમાં વહેંચાયેલું છે. એની વસ્તી ૧૫ લાખની ગણાય છે. આ મેગ્યાર લોકો ભારે સ્વદેશભક્ત ગણાય છે. દેશ માટે તેઓ જાન કુરબાન કરવા તૈયાર હોય છે.

## હંગેરીનો ઇતિહાસ

હંગેરી પ્રથમ સ્વતંત્ર હતું. પાછળથી એ ઑસ્ટ્રિયા સાથે હેપ્સબર્ગના શહેનશાહોના સામ્રાજ્યમાં જોડાયું. પરંતુ તે સમયે પણ એણે પોતાના જુદા વ્યક્તિત્વને કાયમ રાખી સારા હક્કો મેળવ્યા હતા. ઑસ્ટ્રિયા હંગેરીનું મહારાજ્ય મિત્રરાજ્યો સાથેના યુદ્ધમાં પરાજય પામ્યું. સને ૧૯૧૮ની તા. ૧ ઑક્ટોબરના રોજ હંગેરીમાં બળવો થઈ પ્રજાતંત્રની સ્થાપના કરવાની હીલચાલ ચાલી. નવા સમ્રાટ ચાર્લ્સે રાજ્યમુકુટનો સ્વીકાર કર્યો. એટલે પ્રજાસત્તાક રાજ્ય તરીકે હંગેરીએ જાહેરાત કરી. એટલામાં રશિયામાંથી બેલાકુન હંગેરીમ આવ્યો. એણે ત્યાં મોટી પાર્ટી જમાવીને વિરોધીઓનો ધ્વંસ કરીને સને ૧૯૧૯માં ત્યાં રશિયન સામ્યવાદીઓનું સોવિયેટ સ્થાપ્યું. એટલામાં રૂમાનિયાનું સૈન્ય હંગેરી ઉપર ચડી આવ્યું. એણે હંગેરી પાસેથી ટ્રાન્સેલ્વેનીઆનો પ્રાંત લીધો. હંગેરીમાંના સોવિયેટ તંત્રનો ધ્વંસ કરાવી તે ઠેકાણે ફરી પ્રજાતંત્ર સ્થાપ્યું. ત્યાર પછી હંગેરીમાં સને ૧૯૨૦થી સમ્રાટ–

તંત્ર સ્થાપ્યું છે. સમ્રાટની જગ્યા ખાલી રાખવામાં આવી છે. એડમિરલ નિકોલસ હોર્થી સમ્રાટની જગ્યાએ રિજેન્ટ તરીકે કામ કરે છે. હેલાં વીસ વરસ થયાં એનું રિજેન્ટપદ ચાલુ છે.

રાજ્યબંધારણ, ધર્મશિક્ષણ

બે રાજ્યસભાઓ અસ્તિત્વમાં છે. ઉપરની સભામાં ૩૮ ઉમરાવો, ૫૦ મ્યુનિસિપાલિટીના ચૂંટેલા સભ્યો, ૩૧ ધર્મગુરૂઓ અને મોટા ન્યાયાધીશો તેમજ ૪૦ વેપારી, વિજ્ઞાન વગેરેના સભ્યો છે. નીચલી સભાના ૨૪૫ સભ્યો છે. એમને પ્રજા ચૂંટી કાઢે છે. રિજેન્ટને પાર્લામેન્ટને વિખેરી નવી ચૂંટવાનો અધિકાર છે. હમણાં યુદ્ધના સમયમાં રિજેન્ટના હાથમાં ખૂબ સત્તાઓ અપાઈ છે. ધર્મની બાબતમાં રાજ્ય તદ્દન નિષ્પક્ષપાત છે. એમાં રાજ્ય વિક્ષેપ નાખતું નથી. લગભગ ૬૪ ટકા રોમન કેથોલિકો અને બાકીના પ્રોટેસ્ટંટ જુદા જુદા સંપ્રદાયોમાં વહેંચાયેલા છે. કેળવણીનો ખૂબ ફેલાવો છે. સને ૧૯૩૦માં ૭ વરસની ઉપરની ઉમરની પ્રજામાં માત્ર ૯ ટકા જ અક્ષરજ્ઞાન વગરનાં હતાં. ૬ થી ૧૨ વરસ સુધી શિક્ષણ ફરજિયાત છે. ૧૧૨૨ બાળવર્ગની પ્રાથમિક સ્કૂલોમાં ૧૫૭૪ સ્ત્રી-શિક્ષિકાઓ હતી. એમાં ૧,૧૧,૯૬૬ બાળકો શીખતાં હતાં. સ્ત્રી શિક્ષિકાઓને કેળવવાની ચાર કોલેજો છે. સને ૧૯૩૨-૩૩માં ૬૮૭૫ શરૂઆતની શાળામાં દસ લાખ વિદ્યાર્થીઓ શીખતાં હતાં. ૨૦ હજાર શિક્ષકો એમને શીખવતા હતા. હંગેરી ખેતીનો દેશ છે. એમાં ૧૦૩૭ ખેતીની શાળાઓ છે. ૧૦૦૦ ઔદ્યોગિક સ્કૂલો છે. હંગેરીમાં ૪ યુનિવર્સિટીઓ અને મોટી સંખ્યામાં હાઈસ્કૂલો છે. ન્યાયખાતું કારોબારીથી તદ્દન સ્વતંત્ર છે. લોકોના માટે સાધારણ રીતે બેકારીનો વિમો સરકાર ઉતારે છે. તે પાછળ મોટી રકમ સરકાર ખર્ચે છે.

પેદાશ, અર્થશાસ્ત્ર, સૈન્ય

સને ૧૯૩૪-૩૫ માં ૧ અબજ પેન્ગોસની પેદાશ હતી. પેન્ગોસ સોનાનો નાનો સિક્કો છે. ખર્ચ પણ તેટલો જ છે. બે અબજ પેન્ગોનું દેશનું તથા પરદેશનું કરજ છે. હંગેરીએ સાધારણ ૩૫૦૦ નું સૈન્ય રાખ્યું છે, પરંતુ હમણાં, ખાસ સંજોગો જોતાં, લગભગ ૨ લાખનું સૈન્ય એ દેશે ભેગું કર્યું છે. એણે હમણાં જ વિમાનો લીધાં છે. દરિયાઈ કાફલો બિલકુલ નથી. ખેતીવાડીનો દેશ હોવાથી ઘઉં વગેરે અનાજની પેદાશ મોટી છે. લગભગ ૪૦ લાખ એકરમાં ઘઉં વવાય છે. ૨ થી ૨॥ કરોડ ક્વાટર ઘઉં પેદા થાય છે. તે સિવાય રાઈ, જવ, મકાઈ, બટાટા, ખાંડના કંદ અને દ્રાક્ષોનું વાવેતર પણ મોટી રકમ થાય છે. હંગેરી ખેતીવાડીમાં યુરોપના બીજા દેશોના પ્રમાણમાં પછાત ગણાય છે. ત્યાં ૮ લાખ ઘોડા, ૧૭ લાખ ગાયો, ૧૦ લાખ ઘેટાંઓ અને ૨૫ લાખ ડુક્કરો હતાં. હંગેરીમાં દર વરસે ૬૮ લાખ ટન કોલસો નીકળે છે. બોક્સાઈટ ધાતુ ઉત્તમ જાતની નીકળે છે. કંદમાંથી મોટી રકમ ખાંડ બને છે. માછલીઓનો વેપાર પણ મોટો છે. શણ મોટી રકમ થાય છે. થોડું લોઢું અને પોલાદ પણ બને છે. એ દેશમાં ૪૦૦૦ કારખાનાં છે, તેમાં બે લાખ મજૂરો કામ કરે છે.

વેપાર

આયાત નિકાસ અને આવક બને સારા પ્રમાણમાં છે. આયાતની માલમાં કોલસો, સુતરાઉ વસ્ત્રો, ઊનનાં વસ્ત્રો, સંચાકામ, તેલ, રેશમ, ધાતુઓ વગેરે છે. નિકાસમાં જનાવરો,

ઘઉં, આટો, વિજળીના સાંચાઓ, ચામડું, ફળો વગેરે છે. મુખ્ય વેપાર જર્મની સાથે છે. હંગેરી જર્મનીની સાથે ખૂબ નિકટનો વેપારી સંબંધ ધરાવે છે. હંગેરીમાં ૨૬૪૨ માઈલના પાકા રસ્તા, ૧૦ હજાર માઈલમાં મ્યુનિસિપલ રસ્તા, અને પાંચ હજાર માઈલના કાચા રસ્તા છે. રેલવે કુલ ૫૩૭૨ માઈલોમાં હતી. ઘણીખરી રેલવે રાજ્યની માલેકીની છે. બીજા દેશો સાથે પેસેંજર વ્યવહાર માટે ૬ વિમાનની લાઈનો છે. ૨૩૯૯ પોસ્ટ ઑફિસો અને ૫૪૭૨ માઈલ લાંબા તારો તે ધરાવે છે.

## રાજ્યનીતિ

હંગેરી પછાત રાજ્ય ગણાય છે. કુલ સત્તા થોડાં અમીર કુટુંબોના હાથમાં છે. એ આ પ્રજાને ચૂસે છે. એની રાજ્યનીતિની વલણ જર્મનીની તરફેણમાં છે. જ્યારથી હિટલર જર્મનીનો સર્વાધ્યક્ષ થયો છે ત્યારથી જ હંગેરી એનું આશ્રય શોધતું રહ્યું છે. મુસોલિની સાથે પણ એણે નિકટનો સંબંધ બાંધ્યો છે. આથી પ્રજાસંઘમાં હોવા છતાં હંગેરી હમેશાં આ બે ફેસિસ્ટ રાજ્યોની તરફેણમાં હતું. જ્યારે હેર હીટલરે ઝેકોસ્લોવેકીઆ લીધું ત્યારે હંગેરીએ પોતાનો દાવો રજુ કર્યો હતો. ત્યારે (સને ૧૯૩૯) એને પાંચેક લાખની વસ્તીવાળો પ્રદેશ હેર હીટલરે ભેટ કર્યો હતો. હમણાં યુદ્ધમાં હંગેરી બહારથી તો પોતાની તટસ્થતા જાળવતું હતું, પણ અંદરખાનેથી અનાજ અને બીજી પુષ્કળ વસ્તુઓ જર્મનીને પૂરી પાડતું હતું. જર્મની અને ઈટાલીની બરાબર વચ્ચે આવેલાં અને એ બે રાજ્યોનાં મહાન બળ પાસે મગતરાં જેવાં હંગેરીને માટે બીજી રાજ્યનીતિ શક્ય નથી. જરા ગરબડ કરે તો આ બે હાથીઓ એને ખાઈ જ જાય. જર્મનીએ ઑસ્ટ્રિયાને ભરખી ખાધું, પરંતુ હંગેરીને રહેવા દીધું એ એની કૃપા. હંગેરી પાસે એને સામનો કરવાનાં બળ અને શક્તિ નથી. હંગેરી ઈટાલી સાથે પણ મૈત્રી રાખે છે.

## રૂમાનિયાની પાંખો ખંખેરાય છે

રૂમાનિયાએ સને ૧૯૧૮માં રશિયા પાસેથી બેસારેબીઆનો પ્રાંત ( વસ્તી ૩૦ લાખ ) લઈ લીધો હતો. રશિયામાં સોવિયેટ શાસન નબળું અને ડગમગતું હતું આથી રૂમાનિયાએ સહજ ભાવે એ પ્રાંત લઈ લીધો. એ જ વરસના નવેમ્બર માસમાં રશિયા પાસેથી બુકોબિના પ્રાંત ( વસ્તી ૯ લાખ ) લઈ લીધો. તે પહેલાં બલ્ગેરીઆ પાસેથી ડોબ્રુજા પ્રાંત લેવાયો હતો. ડીસેંબર ૧૯૧૮માં હંગેરીનું આક્રમણ કરી ટ્રાન્સેલ્વેનીઆ પ્રાંત ( વસ્તી ૩૦ લાખ ) રૂમાનિયાએ પચાવી લીધો. રૂમાનિયા મિત્રરાજ્યો ( અંગ્રેજ અને ફ્રાન્સ ) ની સાથે મૈત્રી ધરાવતું હતું. છેલ્લા મહાયુદ્ધમાં રૂમાનિયાએ મિત્રરાજ્યો માટે ભયંકર ભોગો આપ્યા હતા. બદલામાં આ પ્રાંતો મિત્રરાજ્યોએ રૂમાનિયાને લઈ લેવામાં આંખમીંચ કરી હતી. સને ૧૯૩૯ની તા. ૩ સપ્ટેમ્બરે જ્યારે હમણાનું મહાયુદ્ધ જાહેર થયું ત્યારે રૂમાનિયા ગભરાયું. એની પાસે પુષ્કળ કિંમતી પારકી જમીન હતી. રૂમાનિયન શક્તિ અને સૈન્ય સાધારણ પ્રકારનાં હતાં.

## રૂમાનિયા અંગ્રેજો અને ફ્રેંચોનો સહકાર શોધે છે

રૂમાનિયાને પોતાના દેશના રક્ષણ માટે બાંહેધરી જોઈતી હતી. કુદરતી અનેક સાધનો

વાળાં એ સામ્રાજ્ય ઉપર રશિયા, હંગેરી અને બલ્ગેરીઆની ચાલુ નજર હતી. તુર્કી, ગ્રીસ, યુગોસ્લેવીઆ અને રૂમાનિયાએ મળીને બાલકન સંઘ સ્થાપ્યો. પરંતુ બલ્ગેરીઆ અને હંગેરી તેમાં ભળ્યાં નહિ. જર્મની રૂમાનિયાનું મોટું ઘરાક હતું છતાં એણે જોઈતી બાંહેધરી આપી નહિ. પરંતુ મિત્રરાજ્યોએ રૂમાનિયાની પીઠ થાબડી. એને જોઈતી રક્ષણની જામીનગીરીનું લખત કરી આપ્યું. રૂમાનિયાને નિરાંત થઈ. હવે એની લૂંટ પચી જશે એવી ખાત્રી એને થઈ. જર્મન રાજ્યનીતિ રૂમાનિયામાં પછાત પડી. જર્મન લાગવગ ઓછો થયો, પરંતુ મહાયુદ્ધમાં રૂમાનિયાએ યોગ્ય રીતે તટસ્થતા જાળવી રાખી. એ ચારે તરફ ભયંકર શત્રુઓથી ઘેરાયેલો દેશ હતો. એનો રાજા, કેરોલ બીજો, જગતમાં અનેક ખત્તા ખાઈ પાકો મુત્સદ્દી બન્યો હતો. પાર્લામેંટ હોવા છતાં બધી સત્તા રાજાના હાથમાં હતી.

## રૂમાનિયા ઉપર આફતની પરંપરા

મિત્રરાજ્યોના વિજય ઉપર જગતના મોટા ભાગને શ્રદ્ધા હતી તે જૂઠી પડવા લાગી. ઝંઝાવાતની પેઠે જર્મનીનાં ટેંકો, વિમાનો અને મોટર સૈન્યો વિજળીની ઝડપે પોલાંડ ઉપર ધસ્યાં અને તેને પંદર દિવસની અંદર જીતી લીધું. ડેન્માર્ક, નોર્વે, બેલ્જિયમ, લક્ષમબર્ગ અને હોલાન્ડના પણ એ જ હાલ થયા. બળવાન ફ્રાન્સ પણ પડ્યું. બ્રિટનનું સૈન્ય ડન્કર્કના બંદરેથી જીવસટોસટ જીવ બચાવી નાઠું. રૂમાનિયાએ પોતાને મળેલી બાંહેધરીની કાંઈ કિંમત જોઈ નહિ. એણે એ જામીનગીરીનો જાહેર ત્યાગ કર્યો. પરંતુ રશિયાએ તે પહેલાં જ રૂમાનિયા પાસેથી બેસારેબીઆ અને બુકોવીના પ્રાંતો માંગ્યા. માગવાની સાથે જ સરહદ ઉપર સૈન્ય પણ મોકલ્યું. રૂમાનિયાએ જર્મનીને આજીજી કરી, પણ જર્મનીએ એને ઉત્તેજન આપ્યું નહિ. રાક્ષસ સાથે એકલે હાથે લડવાનું એનામાં બળ નહોતું. આધુનિક યંત્રો નહોતાં. એણે નમતું આપી બંને પ્રાંતો રશિયાને સોંપી દીધા. પરંતુ આથી એની તકલીફોનો અંત આવ્યો નહિ. બલ્ગેરીઆના સ્લાવ જાતના લોકો રશિયન જાતિના છે. બલ્ગેરીઆએ રશિયાની સહાનુભૂતિ મેળવી. રશિયાની લાલ આંખ જોઈ રૂમાનિયા ડરી ગયું. ઘરમેળે વાટાઘાટો ચલાવી દોબુજા પ્રાંતનો મોટો ભાગ રૂમાનિયાએ ચોકી કાઢશે.

## હંગેરી યુદ્ધની તૈયારીઓ કરે છે

હંગેરીને ટ્રાન્સેલ્વેનીઆ પ્રાંત (વસ્તી ૩૦ લાખ, ક્ષેત્રફળ ૨૩૦૦૦ ચોરસ માઈલ) જોઈતો હતો. રૂમાનિયા દાંતીઆ કાઢી હસતું હતું. એક સવારે રૂમાનિયાને જર્મની અને ઈટાલીનો પેગામ મળ્યો: બર્લિન આવી જાઓ. અગત્યની વાત છે. રૂમાનિયાનું પ્રતિનિધિ મંડળ ત્યાં ગયું. તે દરમ્યાન રૂમાનિયાએ પોતાની બાજી બદલી નાખી હતી. એણે જર્મનીની ખુશામત કરવા માંડી. અંગ્રેજો ઇજનેરો તરીકે કામ કરતા હતા તેને કાઢી મૂક્યા, એમનાં તેલનાં કારખાનાં અને કુવાઓ ઘેરી લીધાં. જર્મનીને છૂટથી તેલ તથા અનાજ પૂરાં પાડવાં માંડ્યાં. ફ્રેંચો તો પડયા હતા, પણ અંગ્રેજો સામે ચોખ્ખો વિરોધ દેખાડવા માંડ્યો. જર્મની અને ઈટલીએ હંગેરી અને રૂમાનિયાને આપસઆપસમાં સમજી લેવા જણાવ્યું. એ સૂચના આજ્ઞારૂપ હતી. રૂમાનિયા અને હંગેરીના પ્રતિનિધિઓ અનેકવાર મળ્યા. બન્નેના દષ્ટિકોણ ભિન્નભિન્ન હતા.

રૂમાનિયાને ½ ભાગ આપવો હતો. હંગેરીને આખો પ્રાંત જોઈ તો હતો. છેવટે યુદ્ધનાં વાજાં વાગવા લાગ્યાં. આ પ્રદેશમાં યુદ્ધ જર્મનીને ઈષ્ટ નહોતું. એથી એને મળતાં કાચાં દ્રવ્યો બંધ થઈ જાય.

## જર્મની અને ઇટાલી લવાદ તરીકે

'યુદ્ધ કરો નહિ. અહીં આવો. અમે પતાવી દેશું.' એવી આજ્ઞા જર્મની અને ઇટાલીએ મૂકી. બંને પ્રતિનિધિ મંડળો વિયેનામાં જર્મન અને ઈટાલિયન પરદેશખાતાઓના પ્રધાનોને મળ્યા. રૂમાનિયા જર્મની અને ઈટાલીના લવાદોને એ પ્રશ્ન સોંપવા તૈયાર નહોતું. પણ જર્મનીએ લાલ આંખ દેખાડી. એટલે સહી કરી આપવી પડી. લવાદોએ પોતાનો ચુકાદો બહાર પાડયો. એમાં લગભગ આખો ટ્રાન્સેલ્વેનીઆ હંગેરીને અપાયો છે. એમાં ૧૨ લાખ રૂમાનિયનો વસે છે તેનું નસીબ પણ હંગેરીને સોંપાયેલું છે. આઠ લાખ જર્મન વસ્તીને ભાષા, શાળા, મ્યુનિસિપાલિટી અને સ્વાયત્ત શાસનની છૂટ અપાઈ છે. રૂમાનિયાની આંખોમાં આંસુ આવ્યાં. ખેડૂત પ્રજા તોફાને ચડી. ત્યાંના રાજાએ મને કમને ચૂકાદો સ્વીકારી લીધો. હંગેરીનું શાસન સારું નથી. લઘુમતિને ચૂસવાનું છે. રૂમાનિયા હમણાં તો મહા શોકમાં છે. રૂમાનિયાને પોતાની પ્રજાને મનાવવા બળજબરી વાપરવી પડી છે. રૂમાનિયાને જર્મની અને ઈટાલીએ બાંહેધરી હમણાં આપી છે. પરંતુ યુરોપમાં કાગળના કટકાની કિંમત નથી. યુરોપમાં બ્રિટનનો લાગવગ ઘણો ઘટી ગયો છે. ત્યાં શેતરંજના દાવો ખેલાય છે. હજી અનેક નવાં નવાં ચિત્રો રંગભૂમિ ઉપર આવશે.

## બાલ્કનમાં અશાંતિ

ઈટાલીએ ગ્રીસ ઉપર લાલ આંખ કરી તેની છેડતી શોધે છે. ગ્રીસને અંગ્રેજોની બાંહેધરી છે. તુર્કીનું પણ એને રક્ષણ છે. છતાં ઈટાલી ઓચિંતા આક્રમણ કરે એ સંભવિત છે. તેથી તુર્કી પણ યુદ્ધની તૈયારીઓ કરી બેઠું છે. અંગ્રેજો પણ સાગરમાર્ગે મદદ કરે તેવો સંભવ રહે છે. જર્મનીએ યુરોપ આખામાં લાગવગ સ્થાપી છે. પરંતુ ચોવીસ માઈલની અંગ્રેજી ખાડી ઓળંગતાં એને દિવસે તારા જોવા પડશે. અંગ્રેજી મનવારોનો કાફલો ખૂબ બળવાન છે. હમણાં જ એને પચાસ વિનાશિકાઓની મદદ અમેરિકાએ થોડા બેટો લઈ બદલામાં આપી છે. અંગ્રેજોએ જર્મની અને યુરોપના સાગર વ્યવહારને ઘેરો ઘાલ્યો છે. હમણાં મોટાં વિમાની યુદ્ધો થવાં કરે છે. વિમાનો બોમ્બો ફેંકીને જાનમાલનું પરસ્પર મોટું નુકસાન કરે છે. હજી ભવિષ્યમાં મોટા વિમાની યુદ્ધો ભયંકર પ્રમાણમાં થવાં સંભવ છે. જર્મનો અને અંગ્રેજોએ મરણપર્યંત લડી લેવાનો નિશ્ચય કર્યો છે. અંગ્રેજોએ પણ ભારે મોટી તૈયારીઓ કરી છે. અમેરિકા એને ખૂબ મદદ આપે છે. જર્મની બ્રિટન ઉપર ત્રણ માસ થયાં આક્રમણ કરી શક્યું નથી. પરંતુ હેર હિટલર કહે છે કે આક્રમણ જરૂર કરીશું. બ્રિટનનો હમણાં તો બધો ખ્યાલ પોતાના બેટના બચાવનો છે. ઈટાલીએ રણ જેવું બ્રિટિશ સોમાલીલેંડ લીધું છે પરંતુ ચાર માસ થયાં બીજું કાંઈ કરી શકેલ નથી. એનું અર્થશાસ્ત્ર ખંગેડેલું છે. જાપાન કૂદકા મારે છે. તે વિષે આગલા અંકમાં.

૫–૯–૪૦

☆

# ભાગવતના સમયની ચર્ચા

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

'પુરાતત્ત્વ' ત્રૈમાસિક પુ. ૫ માં મારો 'ભાગવતનો સમય' નામનો લેખ છપાયો ત્યારે 'પુરાતત્ત્વ'ના સંપાદક શ્રી. રસિકલાલ પરીખે એ લેખના અન્તે (પૃ. ૧૨૪) ટીપમાં "નન્દીસૂત્રમાં ભાગવતનો ઉલ્લેખ છે અને એ સૂત્રગ્રન્થના કર્તા દેવર્ધિગણિનો સમય ઈ. સ. ૪૫૪ ના અરસામાં છે. આથી ભાગવત પાંચમા સૈકામાં પ્રસિદ્ધ હતું એમ જણાય છે. આ ભાગવત તે હાલનું ભાગવત કે બીજું કોઈ ભાગવત કે હાલના ભાગવતની મૂળ આવૃત્તિ એ કહેવું શક્ય નથી." આ મતલબની સાવચેતી ભરી નોંધ કરી છે.

ભાગવતપુરાણના સમયને મારા ઉપરના નિર્ણયથી પ્રાચીનતા તરફ ખેંચી જનાર નન્દીસૂત્રના આ ઉલ્લેખ ઉપરાંત માઠરવૃત્તિનો પુરાવો પણ રજુ કરવામાં આવે છે. એટલે એ બેયનો વિચાર અહીં કરી લેવો યોગ્ય છે.

પણ ભાગવતના સમયના વિચારમાં અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે ઉપલા લેખમાં ભાગવતની રચના શંકરાચાર્ય પછી ઈ. સ. નવમા શતકમાં થઈ હોવા બાબતમાં મેં જે જે પુરાવા આપ્યા છે તે નિર્ણાયક છે કે નહિ?

એ પુરાવાઓ ટૂંકામાં નીચે પ્રમાણે છે:—

(૧) શ્રીભાગવતની બારમા શતકની પહેલાં સામાન્ય પ્રસિદ્ધિ જોવામાં નથી આવતી. ભાગવત જેવા ભક્તિમાર્ગમાં ખાસ ભાત પાડનાર અને પ્રથમ કોટિના ગ્રન્થની પ્રસિદ્ધિ ન હોવી એ ઘણું સૂચક છે.

(૨) રામાનુજાચાર્ય (૧૧ મું શતક) અને નિમ્બાર્કાચાર્ય (૧૨ મું શતક)નું ભાગવત વિષે મૌન બારમા શતક પહેલાં વૈષ્ણવધર્મના પ્રમાણગ્રન્થ તરીકે ભાગવતની પ્રસિદ્ધિ ન હોવાનો પુરાવો છે.

(૩) વાચસ્પતિમિશ્ર (ઈ. સ. ૮૫૦) ભામતીમાં વિષ્ણુપુરાણમાંથી નામ વગર ઉતારો કરે છે, એ ઉપર નોંધ્યું જ છે. અને યોગસૂત્રના ભાષ્યની ટીકામાં વિષ્ણુપુરાણમાંથી નામ સાથે ઉતારો કરે છે.[1] જ્યારે ભાગવતનો ઉલ્લેખ કરતા નથી.

(૪) શંકરાચાર્યે ગીતા, મહાભારત, ઉપરાંત પુરાણમાંથી ઉતારા કરેલા છે જે વિષ્ણુ, માર્કણ્ડેય, વાયુ અને બ્રહ્માંડમાં મળે છે.[2] અને જે સ્થળે અદ્વૈતપ્રતિપાદક પૌરાણિક વચન ઉતારવાની શંકરાચાર્યને જરૂર પડી છે ત્યાં પણ (બ્ર. સૂ. ૨-૧-૧) વાયુપુરાણમાંથી એક શ્લોક ઉતાર્યો છે, જ્યારે તે કરતાં વધારે સ્પષ્ટ બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદક વચનો ભાગવતમાં મળતાં હોવા છતાં ઉતાર્યાં નથી એ ભાગવતની અપ્રસિદ્ધિ સૂચવે છે.[3]

---

૧. જુઓ 'યોગસૂત્ર' ૨-૧-૧ ની વાચસ્પતિની ટીકા. ૨ જુઓ મારું 'પુરાણવિવેચન' પૃ. ૮-૧૪. વળી ગીતા અ. ૧૫. શ્લોક ૬ ના 'શાંકરભાષ્ય'માં પુરાણમાંથી શ્લોકો ઉતાર્યા છે તે 'બ્રહ્માંડપુરાણ' અ. ૫ માં મળે છે. ૩. જુઓ મારું 'પુરાણવિવેચન', પૃ. ૧૨

(૫) બાણકવિએ કૃષ્ણનાં બાલચરિતને ઉદ્દેશીને પુષ્કળ ઉલ્લેખો કાદંબરીમાં કર્યા છે પણ એમાંથી એક પણ એવો નથી કે જેનું મૂળ હરિવંશમાં ન હોય અને ભાગવતમાં હોય. હરિવંશનું અને વાયુનું તો બાણે નામ લીધું જ છે.[1]

આ નિષેધાત્મક પુરાવાઓ જ એકલા હોત તો એ નિર્ણાયક કદાચ ન મનાત. પણ સાધક પુરાવાઓ યે છે.

(૬) શંકરાચાર્ય અને ગૌડપાદના વિચારોની ભાગવત ઉપર સ્પષ્ટ અસર હોવાના એટલું જ નહિ પણ એ બેયના શબ્દો અને વચનો ભાગવતમાં ઉતાર્યા હોવાના દાખલા 'પુરાતત્ત્વ'ના ઉક્ત લેખમાં આપ્યા છે.

(૭) માઘના 'શિશુપાલવધ' માંથી અમુક પ્રસંગ ભાગવતમાં લીધો હોવાનું અનુમાન 'પુરાતત્ત્વ' માં નોંધ્યું છે. પણ નીચેના દાખલામાં માઘના શબ્દો ભાગવતે ઉતાર્યા છે.

(૮) युगान्तकालप्रतिसंहृतात्मनः
जगन्ति यस्यां सविकाशमासत ।
तनावमुष्तत्र न कैटभाद्विषः
तपोधनाभ्यागमसंभवामुदः ॥

શિશુપાલવધ સ. ૧, શ્લો. ૨૩

એ સાથે સરખાવો :

यमाहुराद्यं पुरुषं सहस्राङ्घ्र्यूरुबाहुकम् ।
यत्र विश्व इमे लोकाः सविकाशं समासते ॥ ભાગવત ૩-૭-૨૨

ભાગવતના सविकाशं समासते શબ્દો માઘમાંથી લીધેલા છે. એથી ઊલટું શા માટે નહિ? ઊલટું નહિ, કારણ કે 'શિશુપાલવધ'માં પ્રલય વખતે ત્રણેય લોકને પોતામાં સમેટી લેતાં જે શરીરમાં જગ્યા વધી તે શરીરમાં તપોધન (નારદ)ના આવવાથી ઉદ્ભવેલો આનંદ ન સમાયો એમ કહેવામાં ચમત્કાર હોવાથી એ શબ્દોનું ઔચિત્ય છે, જ્યારે ભાગવતમાં એવું નથી, માટે ભાગવતે તે શબ્દો માઘમાંથી ઉપાડી લીધા છે.

(૯) ભાગવત (૧૧-૫) માં 'દ્રાવિડ દેશમાં જ્યાં કાવેરી અને તામ્રપર્ણી નદી વહે છે ત્યાં પવિત્ર હૃદયવાળા વાસુદેવ ભક્તો થશે' એમ જે કહેલું છે તે સાતમાથી નવમા શતકમાં એ પ્રદેશમાં થયેલા આલવાર ભક્તોને લક્ષીને જ સંભવે છે.[2] એ જોતાં સાતમા આઠમા શતક પહેલાં ભાગવતનું એ વચન સંભવિત નથી.[3]

(૧૦) પાર્જીટર કલિરાજવંશના ભિન્નભિન્ન પુરાણોમાં આપેલી પાઠાંતરોના ક્રમ ઉપરથી ભાગવતને નવમા શતકમાં મૂકે છે.

માઘની તથા શંકરાચાર્યની જે અસર દર્શાવી છે તે એકલી જ ભાગવતનો સમય

૧. એજન પૃ. ૧૫-૨૬. ૨. જુઓ 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૧૬૪. ૩. શંકરાચાર્યના અને ગૌડપાદના કહેવાતા અમુક ગ્રન્થોમાં ભાગવતમાંથી ઉતારા હોવાની દલીલ તથા એ ગ્રન્થોનું કર્તૃત્વ સંદિગ્ધ હોવાથી એ દલીલની અનિર્ણાયકતા 'પુરાતત્ત્વ'ના લેખમાં નોંધી જ છે.

શંકરાચાર્ય પછી ઠરાવવા માટે મારે મતે પૂરતી નિર્ણાયક છે. સંસ્કૃતસાહિત્યના ઇતિહાસમાં આટલી કે આથી ઓછી પણ અસર ઇતિહાસવિદોએ પૂરતી ગણ્યાના અનેક દાખલા મળશે.

અને બારમા શતકમાં જેની સામાન્ય પ્રસિદ્ધિ થઈ છે તે ભાગવત વિષે દશમા શતકનો યામુનાચાર્યનો એક ઉલ્લેખ મળે છે.[1] અને નવમા શતકનો કુલશેખરનો સંદિગ્ધ ઉલ્લેખ મળે છે એટલે ભાગવત પ્રસિદ્ધિ પહેલાં બસો ત્રણસો વર્ષ ઉપર ઈ. સ. નવમા શતકમાં રચાયું માની શકાય એમ મને લાગે છે.

આ નિર્ણયની સામે બે પુરાવા અપાય છેઃ (૧) માઠરવૃત્તિનો, અને (૨) નન્દીસૂત્રનો. આ બે ગ્રન્થોમાં ભાગવત વિષે શું છે તે પહેલાં જોઈએ.

સાંખ્યદર્શનના મુખ્ય પ્રમાણભૂત ગ્રન્થ સાંખ્યકારિકા ઉપર ગૌડપાદ ભાષ્ય અને વાચસ્પતિની તત્ત્વકૌમુદી ટીકા એ જૂના કાળથી પ્રસિદ્ધ છે. પણ એ કારિકાઓ ઉપર જ એક માઠરવૃત્તિની બે હાથપ્રતો મળે છે. પણ એ ઉપર ડૉ. બેલ્વેલકરે ભાંડારકર કૉમેમોરેશન વોલ્યુમમાં ઈ. સ. ૧૯૧૭માં એક લેખ લખ્યો ત્યારથી એની વિશેષ પ્રસિદ્ધિ થઈ. એ લેખમાં તથા તે પછી ઈ. સ. ૧૯૨૩માં પ્રો. એ. હીલેબ્રેન્ટની ૭૦મી જયન્તી નિમિત્તે પ્રગટ થયેલા નિબંધસંગ્રહમાં માઠરવૃત્તિ ઉપર લખેલા નિબંધમાં એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે પરમાર્થ (ઈ. સ. ૫૫૦) સાંખ્યકારિકાની જે ટીકા ચીનમાં લઈ ગયેલ અને જેનું ચીનાઈ ભાષાન્તર મળે છે પણ મૂળ સંસ્કૃત વિલુપ્ત થઈ ગયેલું મનાતું હતું તે જ આ માઠરવૃત્તિ છે.[2] જો આ અનુમાન સાચું હોય તો એથી, અને શ્રી. રસિકલાલભાઈ તથા ડૉ. બેલ્વેલકર પણ ૧૯૨૩ના નિબંધમાં કહે છે તેમ, બે પ્રાચીન જૈનગ્રન્થો અનુયોગદ્વારસૂત્ર અને નન્દીસૂત્ર જેનો સમય અનુક્રમે ચોથા અને પાંચમા સૈકામાં ગણાય છે તેમાં માઠરનો ઉલ્લેખ હોવાથી એ ચોથા શતકના આરંભનો ગ્રન્થ હોવો જોઈએ[3]

આ માઠરવૃત્તિ ચૌખમ્બા સંસ્કૃત સીરીઝમાં એક જ હાથપ્રત ઉપરથી છપાતાં તે સાથે સ્વ. સાક્ષરશ્રી તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ એક વિદ્વત્તાભરેલી ભૂમિકા લખી છે જેમાં એમણે લખ્યું છે કે "આ વૃત્તિમાં यथा पङ्के न पद्माम्भः એ શ્રી ભાગવત (૧-૮-૫૨) માંથી છે અને एव भानुरचित्तानां એ શ્લોક થોડા પાઠભેદથી ભાગવત (૧-૬-૩૫) માંથી છે. માટે ભાગવત એથી જૂનું છે એવું અનુમાન થાય છે."

(૨) ભાગવતનો બીજો ઉલ્લેખ નન્દીસૂત્રમાં જૈનેતરગ્રંથો ગણાવતાં नागसुहुमं, कागरात्ती, वइसेसिअं, बुद्धवयण, तेरासिअं, काविलिअं, लोगाययं, सट्ठितंतं, माढरं, पुराणं, वागरणं, भागवं, पायंजली એ રીતે છે.[4] આમાં 'भागवं' એ ભાગવત.

હવે પ્રશ્ન એ છે કે બાણ, શંકરાચાર્ય અને વાચસ્પતિ જેવા સંસ્કૃત સાહિત્યના વિશાળ પરિચયવાળા વિદ્વાનોના મૌનની તથા માઘ અને શંકરની સ્પષ્ટ અસરના પુરાવાની

---

૧. આ નિબંધ 'એનલ્સ ઑફ ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ' ગ્ર. ૫ અં. ૨માં ૧૯૨૪ માં છપાયો છે.

૨. 'પુરાતત્ત્વ' પુ. ૧ પૃ. ૧૫૨ થી ૧૬૧ માં શ્રી. રસિકલાલ પરીખે 'માઠરવૃત્તિનો સમય' નામનો લેખ લખ્યો છે જેમાં ડૉ. બેલ્વેલકરના ભાં. કો. વો. વાળા લેખની દલીલો ઉતારવા સાથે પોતે નવી પણ ઉમેરી છે. ૩. જુઓ 'પુરાતત્ત્વ' પુ. ૧. પૃ. ૧૫૪–૧૫૫. ૪ જુઓ 'પુરાતત્ત્વ' પુ. ૫. પૃ. ૨૬૭ ની ટીપ ૩૦ તથા વીન્ટરનીટ્ઝની 'હિસ્ટરી ઑફ ઇંડિયન લિટરેચર' ગ્રન્થ. ૧. ૪૭૩. ઉક્ત બે પાઠ વચ્ચે થોડો પાઠભેદ છે.

વિરુદ્ધ જઈને ભાગવતને નવમામાંથી ચોથા શતકમાં ખેંચી જવા જેટલી ઉપરના બે ઉલ્લેખોમાં શક્તિ છે ? કે એની બીજી કાંઈ ગતિ સંભવિત છે ?

પહેલું તો માઠરવૃત્તિ એ જ પરમાર્થવાળી ટીકા હોવા બાબતમાં શ્રી બેલ્વેલકરનાં લખાણો વાંચ્યા પછી પણ કીથ જેવો વિદ્વાન સાશંક છે.[1] છતાં; અનુયોગદ્વારસૂત્રમાં તથા નન્દીસૂત્રમાં માઠરનું નામ મળે છે.[2] એના જોરે માઠરવૃત્તિને ચોથા શતકનો ગ્રન્થ માનીએ તો પણ એથી ભાગવતના સમયને કશો લાભ થતો નથી કારણ કે ઉપલબ્ધ માઠરવૃત્તિમાં ભાગવતમાંથી જે ઉતારા મળે છે તે મૂળ માઠરમાં હોવામાં શંકા છે. કારણ કે શ્રી બેલ્વેલકર માઠરવૃત્તિની જૂનામાં જૂની ઈ. સ. ૧૪૫૭ની તથા બીજી હાથપ્રતો તપાસ્યા પછી ઉપર કહેલા નિબંધમાં જ કહે છે તેમ, માઠરવૃત્તિની બધી હાથપ્રતોમાં વિદ્યાર્થીઓને હાથે હાંસિયામાં થયેલા ઉતારાઓ મૂળમાં પેસી ગયા છે.[3] સંસ્કૃત હાથપ્રતોમાં આ પ્રકારનો પ્રક્ષિપ્ત ભાગ પુષ્કળ હોવાના દાખલાઓ હાથપ્રતોના અભ્યાસીઓને સુવિદિત છે. માઠરવૃત્તિમાં આવેલાં અનેક ઉદાહરણો આ પ્રકારનાં પ્રક્ષિપ્તો છે એમ શ્રી. બેલ્વેલકર કહે છે અને હસ્તામલકસ્તોત્રના यथा दर्पणाभास आभासहानौ એ ઉદાહરણનો દાખલો આપીને તો શ્રી. બેલ્વેલકર પેઠે સ્વ. તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી પણ માઠરવૃત્તિમાં પ્રક્ષિપ્તો હોવાનો સ્વીકાર કરે છે.[4] માઠરવૃત્તિની હાથપ્રતોની આવી પ્રક્ષિપ્ત પ્રચૂર સ્થિતિ જોતાં એમાં ભાગવતના જે બે શ્લોકો મળે છે તે પણ પ્રક્ષિપ્ત હોવાનો સંભવ છે. જ્યાં એ શ્લોકો મળે છે, ત્યાં એની ખાસ આવશ્યકતા નથી અને હાંસિયામાંથી પેસી ગયા છે એ વસ્તુ એ સ્થાનોને એટલે કારિકા ૨ તથા ૫૧ ઉપરની માઠરવૃત્તિને એ જ કારિકા ઉપરનાં ગૌડપાદભાષ્ય તથા વાચસ્પતિ વિરચિત સાંખ્યતત્ત્વકૌમુદી સાથે સરખાવીને વાંચવાથી દેખાશે. ભાગવતના આ શ્લોકો ગૌડપાદભાષ્યમાં કે સાંખ્યતત્ત્વકૌમુદીમાં નથી.

ટૂંકામાં, મારું વક્તવ્ય એ છે કે ભાગવતનો સમય ઈ. સ. નવમા શતક પહેલાં જો બીજા પુરાવાથી ન જઈ શકતો હોય તો માઠરવૃત્તિના પુરાવાથી નહિ જઈ શકે. કારણ કે ભાગવતનાં બે ઉદાહરણો પ્રક્ષિપ્ત હોવાનો સંભવ એ પુરાવાને નિરર્થક કરી નાખે છે.

ભાગવતને ઇ. સ. નવમા શતકથી પ્રાચીન કાળમાં ખેંચી જનાર બીજો પુરાવો નન્દીસૂત્રનો અપાય છે એ ઉપર કહ્યું જ છે. એમાં ખાલી 'ભાગવત' અને 'પુરાણ' એમ બે જુદાં નામ છે, અને 'ભાગવત પુરાણ' એ રીતે સાથે નથી. હવે પુરાણ નામના એક કરતાં વધારે ગ્રન્થો ઈ. સ. પૂર્વે બીજા કે ત્રીજા શતકમાં વિદ્યમાન હોવા જોઈએ એ મેં

૧. જુઓ કીથનું 'સાંખ્ય સીસ્ટમ' ૧૯૧૮, પૃ. ૭૦ અને તેનું 'હિસ્ટરી ઓફ સંસ્કૃત લિટરેચર' ૧૯૨૮, પૃ. ૪૮૮.

૨ આ જૈનસૂત્રોમાં કેવળ સાંખ્યદર્શનના જ ચાર ગ્રન્થોનાં નામ છે: (૧) કનકસપ્તતિ (એટલે સાંખ્યકારિકા. (૨) કાપિલ (કયો ગ્રન્થ હશે? અત્યારે તો કોઈ મળતો નથી) (૩) ષષ્ટિતન્ત્ર અને (૪) માઠરવાળી મૂળકારિકા અને તેની માઠરટીકા ઉભયનો ભિન્ન ઉલ્લેખ જરા વિચિત્ર લાગે છે.

૩ જુઓ "માઠરવૃત્તિ" નામનો નિબંધ 'એનલ્સ ઓફ ધી ભાંડારકર ઈન્સ્ટીટ્યુટ' ગ્રં. ૫, સં. ૨, પૃ. ૩૩-૩૪

૪. એજન, પૃ. ૩૪ તથા ચૌ. સં. સી. માં પ્રકાશિત માઠરવૃત્તિની ભૂમિકા પૃ. ૫.

'પુરાણ વિવેચન' (પૃ. ૯૬–૯૭)માં બતાવ્યું છે એટલે નન્દીસૂત્રમાં પુરાણનો ઉલ્લેખ હોવા અસ્વાભાવિક નથી. બાકી રહ્યું "ભાગવત". 'ભાગવત' શબ્દથી ભાગવત પુરાણ જ ઉદ્દિષ્ટ છે કે ભાગવતધર્મીઓનો બીજો કોઈ ગ્રન્થ એ સમજાતું નથી. ભાગવતધર્મ ઈ. સ. પૂર્વે બીજા શતકમાં પ્રચલિત હતો અને એ ધર્મ પ્રચલિત હોય તો એનું કાંઈક સાહિત્ય પણ હોવું જોઈએ. જો કે અત્યારે એ ભાગવતસાહિત્યનો મહાભારત–નારાયણીય પર્વમાં જે અંશ જળવાઈ રહ્યો છે તે જ પ્રાચીનતમ અંશ છે.[૨] પણ એનું છૂટું સાહિત્ય પણ જૂના કાળમાં હશે, એ સાહિત્યનો સંગ્રહ થઈને જ વૈષ્ણવ પુરાણ ઇ. સ. પૂર્વે જ રચાયાનો સંભવ મેં 'પુરાણ વિવેચન' (પૃ. ૧૦૧,૧૦૬)માં માન્યો છે. આ વૈષ્ણવ પુરાણનું નામ ભાગવત હોય એ સંભવિત છે. જો કે ચોક્કસ પુરાવો નન્દીસૂત્રના ઉપલા ઉતારા સિવાય બીજો નથી. એ પ્રાચીનતર ભાગવતમાં શું હતું અને શું ન હતું એ જાણવાનું કાંઈ સાધન નથી. એ જૂના ભાગવતમાંથી વસ્તુ લઈને એમાં ઘણા ઉમેરા–સુધારા–વધારા થઈને હાલનું ભાગવત પુરાણ રચાયું હોય એ બનવાજોગ છે.

હાલનું પુરાણ એક જ કર્તાની કૃતિ છે એવો મારો મત પહેલાં તો હતો, પણ એથી જુદો એક કરતાં વધારે અને જુદા જુદા કાળમાં થયેલા લેખકોનો ભાગવતની રચનામાં હાથ હોવાનો પણ મત છે. બધું જોતાં પુરાવાની વર્તમાન સ્થિતિમાં મારા મતે એટલો જ નિર્ણય થાય છે કે ભાગવતની સંહિતા કે પુરાણ નામનો ભાગવતધર્મીઓમાં પ્રચલિત ગ્રન્થ ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. ચોથા શતક સુધીમાં રચાયો હશે. પણ પછી એ લુપ્ત થઈ ગયો છે અને એમાંથી ભાગવત–વૈષ્ણવ વસ્તુ, કવચિત્ શબ્દો પણ લઈને શંકરાચાર્ય પછી ઇ. સ. નવમા શતકમાં એ મૂળથી ઘણો મોટો અને ઘણા સુધારાવધારાવાળો નવેસરથી જે ગ્રન્થ રચાયો તે હાલનું ભાગવત પુરાણ.

૧. જુઓ મારો 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' દ્વિતીયાવૃત્તિ, પૃ. ૪૦ તથા પૃ. ૯૩.
૨ એજન, પૃ. ૯૪.



# સખાને

અજારામ ન૦ રાવળ

[ રથોદ્ધતા ]

સ્વચ્છ સ્વચ્છ મૃદુ આભ અંતરે
મંદ મંદ મલકાટ વેરતા
ઊગતા ઉડુગણો રૂડા, હીરા
શામળા મખમલે મઢેલ શા.

ઊઘડંત મધુરા પ્રભાતમાં
જાગતાં કુસુમબાલ હાસતાં:
મંદ વાયુ લવ શીત સ્પર્શતાં
મસ્તીમાં શિષ રૂડાં ધૂણાવતાં!

નીલ, મસ્ત ઋતુરાજ આવતાં
દોડતાં ઝરણુ કૈં ઝીણાં ઝીણાં:
મંજુ, મુક્ત, મધુ હાસ ગાજતાં;
ઉલ્લસી ઊઠતી આ વસુંધરા!

રમ્ય રમ્ય કંઇ તાહરાં, સખે!
ફૂટતાં સ્મરણુસૈન્ય અંતરે;
સ્પર્શથી શીતળ ચાંદની સમા
શાન્તિ કૈં અજણ અંતરે ભરે!

☆

# પુરાણોમાં ઈતિહાસ અને ભૂવિદ્યા

જેઠાલાલ ત્રિવેદી

**ભારતીય** પ્રાચીન ઈતિહાસની અવિનાશી શીલાસામગ્રી જેવાં પુરાણો અદ્યપિ પર્યંત આધુનિક પંડિતો સંપૂર્ણપણે વાંચી શકયા નથી. હાલના તર્ક કિંવા યુકિતવાદના જમાનામાં આપણા મોટા ભાગના શિક્ષિત વર્ગને પુરાણો કપોલકલ્પિત કથાઓથી ભરેલાં લાગે છે. પુરાણોમાં વિશ્વાસપાત્ર કાંઈ પણ નથી, અને હોય તો પણ તે અતિશયોકિતના રંગે રંગાયેલું હોવાથી તેમાંથી સત્ય તારવવું મુશ્કેલ છે, એવી તેમની ધારણા હોય છે. આ ધારણા સત્ય નથી, પરંતુ તેના મૂળમાં આપણી છીછરી અભ્યાસવૃત્તિ; અને ઊંડી ગવેષણાની વૃત્તિનો અભાવ રહેલો છે.

અઢાર પુરાણો તેમ બીજાં ઉપપુરાણો પણ રચાયાં છે. તે બધાં જુદા જુદા સમયે રચાયેલાં છે. કોઈ પ્રાચીન તો કોઈ ઘણું અર્વાચીન પણ માલમ પડી આવે છે. એક જ પુરાણમાં પણ પ્રાચીન તથા અર્વાચીન બંનેનો અંશ માલમ પડી આવે છે. હાલનાં પ્રચલિત પુરાણોમાં વાયુપુરાણ તથા વિષ્ણુપુરાણ સૌથી વધુ પ્રામાણિક અને પ્રાચીન લેખાય છે. પુરાણમાં શું શું હોવું જોઈએ તે સંબંધમાં વાયુપુરાણમાં ઉલ્લેખ કરેલો છે:

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंश्यानुचरितश्चेति पुराणं पंचलक्षणम् ॥ ( ४–१० )

સૃષ્ટિ અને પ્રલયનું વિવરણ, મન્વંતરનું વિવરણ, જુદા જુદા રાજવંશોનું વિવરણ અને તે બધા વંશમાં જન્મેલી વ્યક્તિઓનું વિવરણ પુરાણમાં હોવું જ જોઈએ. તદુપરાંત મુખ્ય મુખ્ય બનાવોનું વર્ણન, તથા વર્ણાશ્રમધર્મ અને મોક્ષ–પ્રતિપાદક આખ્યાયિકાઓ પણ પુરાણોમાં હોય છે. 'સૂત' નામક ખાસ સંપ્રદાયના માણસો પુરાણ–વક્તા તરીકે ગણાતા હતા. વાયુપુરાણમાં ઉલ્લેખ છે કે: "પ્રાચીન પંડિતોએ નિર્દેશ કરેલો છે કે, અમિત તેજવાળા દેવતા, ઋષિ, રાજા અને અન્યાન્ય મહાત્માઓનાં વંશવૃત્તાંત જાણી યાદ રાખવાં એ 'સૂત'ની ફરજ છે" (વાયુ૦ ૩–૩૧–૩૨). ઘણે સ્થળે સૂતને 'સત્યવ્રતપરાયણ' એ વિશેષણથી વિભૂષિત કરેલો છે.

પ્રાચીન કાળમાં ભારતવર્ષ ઘણાં નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાયેલો હતો. પ્રત્યેક રાજાની સભામાં એક માગધ રહેતો. માગધ લોકો પોતપોતાના રાજાનું વંશવિવરણ અને કીર્તિકલાપ જાણી રાખતા. હાલ આપણે જેને સ્ટેટ હિસ્ટોરિયન (State Historian) કહીએ તે સ્થાન તે વખતે માગધનું હતું. ઉપર જણાવેલા સૂત લોકો જુદા જુદા દેશના માગધ લોકો પાસેથી સમસામયિક ઈતિહાસનો સંગ્રહ કરતા. કોઈ માગધ પોતાના રાજાનો કોઈ દોષ છુપાવતો કિંવા કાંઈક અતિશયોક્તિ કરતો તો સૂત તેમાં પોતાના સંશોધન દ્વારા ફેરફાર કરી લેતો હતો. તેથી જ સૂતને 'સત્યવ્રતપરાયણ' કહેલા છે. સૂત તમામ રાજાઓનાં વંશવિવરણ જાણતા હતા. પૂર્વ કાળે રાજા અને ઋષિ લોકો યજ્ઞ અનુષ્ઠાન કરતા હતા, તે યજ્ઞોમાં જુદા જુદા દેશોમાંથી વિશિષ્ટ વ્યક્તિઓ અને વિદ્વાન ઋષિઓ આમંત્રણથી આવતા હતા.

યજ્ઞોમાં સૂતગણ આવીને પોતપોતાનાં સંગૃહીત વિવરણ વાંચતા. એ સૂતલોકોની કથાને લિપિબદ્ધ કરવાનું કાર્ય એક ખાસ શ્રેણીના ઋષિ લોકોને સોંપાયેલું હતું. અરસપરસ પ્રાપ્ત થયેલી સૂતકથાઓ ઋષિઓના હાથે ગ્રંથસ્વરૂપ પામી પુરાણ નામથી ઓળખાવા લાગી.

પુરાણસંગ્રહનું કાર્ય બહુ જ પ્રાચીન કાળથી પ્રચલિત છે. પુરાણકર્તા અને ઋષિગણ જુદા જુદા સમયે પુરાણને પરિવર્ધિત કરતા રહ્યા છે. અને મુખ્ય મુખ્ય બનાવોનો મન્વંતર નિર્દેશ પણ તેમણે કરેલો છે. આ મન્વંતર નિર્દેશ એ જ કાલનિર્દેશ છે. તે વડે અભ્યાસીઓ પૌરાણિક ઘટનાઓનો ચોક્કસ કાળનિર્ણય કરી શકે તેમ છે. પુરાણ–કર્તા ઋષિઓના મતાનુસાર જગતની સૃષ્ટિ, સ્થિતિ અને લય વારંવાર થયા કરે છે. બહુ બહુ લાંબા કાળ પછી એવી જાતનું એક આવર્તન પૂરું થાય છે. પુરાણ રચનાર ઋષિઓ, સૃષ્ટિના આદિથી આરંભ કરી પ્રલયકાલ પર્યંતની મુખ્ય મુખ્ય ઘટનાઓનું વર્ણન કાલનિર્દેશ સાથે કરવા ઈચ્છતા હતા. તેથી જ તેમણે પુરાણમાં સૃષ્ટિ અને પ્રલયની સ્થિતિની આલોચના કરેલી છે. પુરાણનાં 'પંચલક્ષણમ્' ધ્યાનમાં લેતાં તેને ઈતિહાસ તરીકે ગણવામાં કાંઈ પણ હરકત નથી. પુરાણકાર ઈચ્છતા હતા કે, તેમનો ગ્રંથ ક્રમશઃ નવીન નવીન ઘટનાઓના વિવરણ દ્વારા પરિપુષ્ટ બની પ્રલયકાળ પર્યંત ટકી રહે. પુરાણને કાળના ગ્રાસમાંથી બચાવવા ખાતર પુરાણકારે એક અભિનવ ઉપાયનો આશ્રય લીધો હતો. તેણે ઈતિહાસરક્ષાને માટે શિલાલિપિ, તામ્રલિપિ, લોઢાના પટારા, ઈમ્પીરિયલ રેકર્ડ્સ વગેરે કોઈનો આશ્રય લીધો નથી. તે જાણતો હતો કે રાષ્ટ્રીય ઉથલપાથલ અને કુદરતી ઉથલપાથલો થતાં એ બધાનો નાશ થઈ જાય છે. પુરાણકારે પુરાણ માટે એક અવિનાશી આશ્રય શોધી કાઢ્યો હતો. ઋષિઓએ જોયું કે માનવીની ધર્મબુદ્ધિ ચિરંતન છે. જ્યાં સુધી પૃથ્વીમાં મનુષ્ય વસતો હશે ત્યાં સુધી તે કોઈ ને કોઈ ધર્મનો આશ્રય લેવાનો જ. સર્વ–સાધારણને માટે ધર્મ એ યુક્તિવાદનો વિષય નથી હોતો. ધર્મનું મૂળ અલૌકિક છે. પુરાણકાર ઋષિઓએ પુરાણ-કથાઓને સાધારણ રૂપ ન આપતાં તે કથાઓને ધર્મબુદ્ધિગ્રાસ રૂપ આપ્યું. પરિણામે પુરાણમાં અતિશયોક્તિ તથા અતિપ્રાકૃતપણાનો ભાગ દાખલ થયો અને પુરાણ ધર્મશાસ્ત્ર ગણાવા લાગ્યાં. હાલ પણ પુરાણનું શ્રવણ, પઠન, લેખન, મુદ્રણ તથા બ્રાહ્મણને પુરાણદાન કરવું એ મહાપુણ્ય લેખાય છે. આ કારણને લીધે જ પ્રાચીન જ્યોતિષ વગેરે ઘણા વિજ્ઞાન-ગ્રંથો તદ્દન નાશ પામ્યા છે, છતાં પુરાણો જનસમાજમાં અતિ પ્રચાર પામેલાં છે. પુરાણો-માંની ઋષિકૃત અત્યુક્તિઓ વગેરેનો સામાન્ય અર્થ સહેજે સમજી શકાય તેમ છે. પુરાણાર્થજ્ઞાતા વિચક્ષણ ઈતિહાસકારને માટે પુરાણ પ્રકૃત ઈતિહાસ અને સંપૂર્ણ વિશ્વાસયોગ્ય પુરાવૃત્ત તરીકે જ ગણાય તેમ છે.

આધુનિક ઇતિહાસલેખકો મુખ્ય મુખ્ય વ્યક્તિઓ તથા તેમના વંશ અને વંશની વ્યક્તિઓનાં ચરિત્રો આપીને જ બેસી રહેતા નથી, પણ પ્રાકૃતિક મુખ્ય ઘટનાઓનું પણ વિવરણ કરે છે. તેવી જ રીતે પુરાણકારોએ પણ અનેક નૈસર્ગિક ઘટનાઓનું વર્ણન પુરાણોમાં ગૂંથેલું છે. પુરાણમાં ઉલ્લેખ છે કે, ચાક્ષુષ મન્વંતર પૂરો થતાં ભીષણ જળપ્રલય થયો હતો. (મત્સ્ય૦ ૨–૧૩) એ જળપ્રલયની કથા ઘણા દેશોની દંતકથાઓમાં પણ પ્રચલિત છે. પૂર્વકાળમાં થયેલા ભૂમિકંપનો પણ પુરાણમાં ઉલ્લેખ છે.

પુરાણોમાં સૂક્ષ્મ આકાશમય વિશ્વમાંથી પૃથ્વીની ક્રમશઃ ઉત્પત્તિનું વિવરણ છે. સૂક્ષ્મ-માંથી સ્થૂળતર પંચમહાભૂતો ઉદ્‌ભવ્યાં ત્યારે છેવટે પૃથ્વી ઉદ્‌ભવી. પૃથ્વી વિશાળ જળરાશિમાં બહુ કાળથી નિમજ્જિત થયેલી હતી. એ જળના અધિષ્ઠાતા દેવતાનું નામ નારાયણ. મત્સ્ય એ જળનું સુપરિચિત પ્રાણી છે, તેથી ભગવાનનો પ્રથમ અવતાર મત્સ્યરૂપી નારાયણનો ગણાયો. જળમગ્ન પૃથ્વી મહા પ્રાકૃતિક ઉથલપાથલને પરિણામે જળમાંથી ઉત્થાન પામી. વિષ્ણુપુરાણમાં તે ઉથલપાથલનું વર્ણન છે ( વિષ્ણુ ૧,–૪–૨૫ ). જે શક્તિએ પૃથ્વીનો જળમાંથી ઉદ્ધાર કર્યો તે શક્તિના અધિષ્ઠાતા દેવતાનું નામ વરાહરૂપી વિષ્ણુ. કર્દમલિપ્ત જલોત્થિત મહાકાય વરાહની પેઠે પૃથ્વી દેખાતી હતી તેથી વરાહ અવતારની કલ્પના થઈ. એ ઉત્થાન સમયે ચારે બાજુ જલરાશિ ઊછળતા હતા, મહાવાયુ વાયો હતો, પૃથ્વી ઘન ઘન કરતી કંપી ઊઠી હતી અને ઘોર શબ્દ સાથે જલસમૂહ ભૂગર્ભમાં અદશ્ય થઈ ગયો હતો. તે વખતે ભૂપૃષ્ઠ, પર્વત વગેરે દૃષ્ટિગોચર થયાં.

વરાહવતારકૃત પૃથ્વીના ઉદ્ધારનું વર્ણન વાંચતાં એમ લાગે છે કે, પ્રાચીન પુરાણકારોએ એવો કોઈ પ્રાકૃતિક વિપર્યય નજરે જોયો હશે; અને તેનું વ્યાપક ભાવે આદિ સૃષ્ટિકાલની ઘટનામાં આરોપણ કર્યું હશે. આવાં જળપ્લાવન, અગ્નિ–ઉત્પાત, ભૂમિકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે નજરે જોયેલી પ્રાકૃતિક ભયંકર ઘટનાઓ પરથી તેમણે પ્રલયકાળની અવસ્થાનું અનુમાન કર્યું હતું. પ્રલયકાળ એટલે બ્રહ્માનો શયનકાળ. બ્રહ્મા એટલે સૃષ્ટિના દેવતા. પુરાણોમાં ઉલ્લેખ છે કે, સત્ય વગેરે મહર્ષિઓએ મહર્લોકમાં રહીને વર્તમાન કલ્પની અગાઉની પ્રલયાવસ્થા નજરે જોઈ હતી. વિષ્ણુપુરાણમાં પણ કહ્યું છે કે, પ્રલયકાળ આવતાં મહર્ષિઓએ નાસીને જનલોક વગેરેમાં આશ્રય લીધો હતો. ઘણાકના માનવા પ્રમાણે જનલોક એ ચીનદેશનું પ્રાચીન નામ છે.

પુરાણમાં પ્રલયકાળનું વર્ણન છે. દેવમાનના ચતુર્યુગ સહસ્ર વ્યતિત થયા બાદ નૈમિત્તિક બ્રાહ્મપ્રલય ઉપસ્થિત થાય છે. પ્રથમ સો વર્ષ સુધી અત્યંત ઉગ્ર અનાવૃષ્ટિ થઈ રુદ્રરૂપી ભગવાન સૂર્યકિરણ દ્વારા પૃથ્વી પરનું તમામ જલ બાળી મૂકશે: સૂર્યનાં સાત કિરણો સાત સૂર્યનું રૂપ ધારણ કરશે અને ભૂમંડળ દગ્ધ થઈ જશે. પદાર્થમાત્ર સુકાઈને પૃથ્વી કૂર્મપૃષ્ઠ જેવી બની જશે. તે પછી પાતાલવાસી સંકર્ષણાત્મક રુદ્ર પાતાળમાંથી આરંભ કરીને પૃથ્વીતળ ભસ્મસાત્ કરશે. સ્વર્ગ વગેરે લોક પણ દગ્ધ થઈ જશે. તે પછી રુદ્રમુખ નિશ્વાસમાંથી વિદ્યુત તથા વજ્રધ્વનિ સાથે ભીષણ મેઘસમૂહ ઉત્પન્ન થશે અને સોથી પણ અધિક વર્ષો સુધી વરસાદ વરસ્યા કરશે. અગ્નિ શાંત થઈ ભૂમંડળ જલપ્લાવિત થઈ જશે. તે વખતે સો વર્ષ સુધી પ્રચંડ વાયુ વાયા કરશે અને ભગવાન નારાયણ રૂપે નાગશય્યામાં શયન કરશે. એ અવસ્થા ચાર સહસ્ર યુગ સુધી ચાલુ રહેશે. તે જ બ્રહ્મ-રાત્રી. રાત્રીના અંતે બ્રહ્મા જાગૃત થઈ ફરી સૃષ્ટિનો આરંભ કરશે. વરાહ અવતાર તે વખતે જળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરશે. પૃથ્વીના પર્વતાદિ વિભાગ પરિસ્ફુટ થશે અને બ્રહ્માની વૈકારિક સૃષ્ટિ વા વિસર્ગનો આરંભ થશે. પ્રથમ ઉદ્‌ભીજ, પછી કીટ, પતંગ, પક્ષી, પશુ વગેરે તિર્યક્‌યોનિ, તે પછી અસુર, તે પછી દેવતા, અને સર્વ છેવટે મનુરંધીર માનવ ઉત્પન્ન થશે. આ જ પુરાણોક્ત સૃષ્ટિક્રમ.

પ્રતિદિન અનુક્ષણ જે જીવાદિ ઉત્પન્ન થાય છે તેનું નામ નિત્યસર્ગ, જીવોની સ્થિતિ વૃદ્ધિ તે નિત્ય સ્થિતિ, તે જ રીતે જીવના મૃત્યુમાં નિત્ય લય સંઘટિત થયેલો છે. વિષ્ણુ પુરાણમાં કહેલું છે કે, એક પ્રાણીમાંથી બીજું પ્રાણી પ્રગટતાં જન્મદાતા પ્રાણીને સૃષ્ટિ વિષયમાં હરિનો અવતાર ગણવો જોઈએ. તે જ રીતે એક પ્રાણીનો બીજું પ્રાણી વધ કરે તો વધકર્તા પ્રાણીને રૂદ્રનો અવતાર ગણવો જોઈએ. × × દક્ષ મનુ વગેરે બ્રહ્માના માનસપુત્ર ગણાય છે. કારણ એ બધા પ્રકૃત માણસો હોઈ એક સમયે માનવવંશનો વિસ્તાર કરનાર હતા. દક્ષ માણસે વંશવિસ્તાર કરેલો હોવાથી દક્ષ પ્રજનન શક્તિના દેવતા કલ્પવામાં આવ્યા. વળી તેથી જ દક્ષ બ્રહ્માના એક માનસપુત્ર ગણાયા. પ્રજાસૃષ્ટિ કરવાના કારણથી તેઓ પ્રજાપતિ કહેવાયા.

પૌરાણિક અવતારકલ્પના તથા અધિષ્ઠાતા દેવતાની કલ્પના સમજવામાં આવે તો પુરાણની અતિશયોક્તિ કિંવા કાલ્પનિકતા નજરે પડશે નહિ. અને અતિશયોક્તિ તો ઘણીક વાર વિજ્ઞાન-અનુમોદિત સત્ય જેવી પણ લાગશે. વારંવાર સૃષ્ટિ, સ્થિતિ અને લય થાય છે કે નહિ તે આધુનિક વિજ્ઞાની કદાચ ન કહી શકે. પણ પુરાણોક્ત સૃષ્ટિવ્યાપારને તો વિજ્ઞાન અનુમોદન આપશે, એમાં શંકા નથી.

સંકર્ષણાત્મક રૂદ્રનું પુરાણોમાં જે વિવરણ મળી આવે છે તેનો પણ પૌરાણિક કલ્પનાના ધોરણે વિચાર કરતાં, સ્પષ્ટ પ્રકૃત અર્થ મળી આવે છે. સંકર્ષણ રૂદ્ર પાતાળ-વાસી. પાતાળ શબ્દના અર્થમાં ભૂ-વિવર વા ભૂગર્ભ તથા દક્ષિણ દેશ એ બંને અર્થ સમજાય. સાપ પાતાળમાં રહે અર્થાત સાપ માટીની અંદરદળમાં રહે. જમીન નીચે જે પાણી વહે છે તે પાતાલગંગા છે. બીજી રીતે પુરાણ કહેશે કે, પાતાળમાં બહુ સુંદર નગર અને ઉપવન વગેરે છે. પૂર્વકાલે પાતાળમાં બલી રાજા હતા. અંગ, બંગ, કલિંગ વગેરે બલીનું રાજ્ય હતું. વિંધ્યાચલની દક્ષિણે પાતાળ ગણાતું. પુરાણનાં વર્ણનોનું એક આશ્ચર્યકર સૂત્ર એ છે કે, કોઈ શબ્દના બે અર્થ થતા હોય છે ત્યાં તે બેઉ અર્થ સરખા લાગુ પડે છે તથા બંને અર્થ કથનની દૃષ્ટિએ સત્ય પણ હોય છે. " પાતાળમાં નાગલોક રહે છે " તેનો એક અર્થ: માટીની નીચે સાપ રહે છે; બીજો અર્થ: દાક્ષિણાત્ય પ્રદેશે નાગજાતિનો વાસ છે. નાગજાતિનો રાજા સર્પના રાજા તરીકે ઓળખાય છે. વાસુકિ નામે એક નાગરાજા હતો. ઇતિહાસમાં વાસુકિને સર્પ તરીકે વર્ણવવામાં આવ્યો છે. સંકર્ષણ બાબત વિષ્ણુપુરાણ નીચે પ્રમાણે કહે છે:

પાતાલસમૂહના અધોભાગે વિષ્ણુની જે શેષ નામની તામસી મૂર્તિ છે, તેના ગુણ દૈત્ય દાનવો પણ વર્ણવી શકે તેમ નથી. તે સિદ્ધ મહર્ષિઓથી અનંત નામો વડે સ્તવાય છે. તે દેવ અને દેવર્ષિગણથી પૂજિત છે. તે સહસ્ર શિર અને નિર્મળ સ્વસ્તિક ભૂષણોથી શોભે છે. તે સહસ્ર ફણા-મણી દ્વારા દિક્સમૂહને પ્રકાશિત કરે છે. જગતહિતને માટે તેણે સમસ્ત અસુરોને નિર્વીર્ય કરેલા છે. તેનાં મદઘૂર્ણિત લોચન છે તથા સદા એક કુંડલ ધારણ કરી રાખે છે. તે કિરીટ અને માલા ધારણ કરીને અગ્નિયુક્ત શ્વેત પર્વતની પેઠે શોભા પામે છે. × × તેના એક હાથમાં હળ તથા બીજા હાથમાં ઉત્તમ મુશળ રહેલું છે. કાન્તિ અને

મદિરાદેવી વારુણી મૂર્તિમંત બની તેની ઉપાસના કરે છે. કલ્પાન્તે તેના મુખસમૂહમાંથી ઉજ્જવળ વિષાનલ શિખાયુક્ત સંકર્ષણ નામના રુદ્ર પ્રગટ થઈ ત્રણે જગતનું ભક્ષણ કરી તે અશેષ ક્ષિતિમંડળ મસ્તકે ધારણ કરી પાતાલમૂળમાં અશેષ સુરગણ વડે અર્ચિત થઈ, શેષરૂપે અવસ્થાન કરે છે. દેવતાગણ પણ તેનાં વીર્યપ્રભાવ, સ્વરૂપ અને રૂપવર્ણન કરી શકે વા જાણી શકે તેમ નથી. સમસ્ત પૃથ્વી જેની ફણા-મણીશિખા પર અરુણ વર્ણની બની કુસુમમાળાની પેઠે ( મસ્તકે ) ધારણ કરાઈ છે તેનું વીર્ય વર્ણવવા કોણ સમર્થ હોય ? અનન્ત જ્યારે મદભર્યાં લોચન સહ અંગ મરોડશે ત્યારે સમુદ્ર-જળ અને કાનન સમૂહ સહિત આ ભૂમિ કંપિત થશે. ગંધર્વ, અપ્સર, સિદ્ધ કિન્નર અને ચારણગણ તેના ગુણોનો પાર પામી શકતો નથી, તેથી તેને અવ્યય અને અનંત કહેલો છે. તેના ગાત્ર પરથી નાગવધૂઓએ લેપન કરેલા હરિચંદનની વાસ ઉત્ક્ષિપ્ત બની સકળ દિશાઓને સુવાસિત કરે છે. તેની આરાધના કરીને પુરાણઋષિ ગર્ગ જ્યોતિતત્ત્વ તથા સકલ નિમિત્ત તત્ત્વ ( શુભાશુભ જાણવાની વિદ્યા )નું જ્ઞાન પામ્યા હતા. તે નાગવર દ્વારા મસ્તકે ધરાયેલી પૃથ્વી દેવાસુર-મનુષ્ય-સમન્વિત લોકસમૂહની માળા ધારણ કરી રહી છે. ( વિષ્ણુ૦ ૨/૫: ૧૩-૨૭ )

વિષ્ણુના તામસી દેહમાંથી સંકર્ષણ ઉત્પન્ન થયા. પ્રલયકારી હોવાથી તે તામસી દેહના ગણાયા.* તેમને શેષ કહેલા છે, કારણ પ્રલયકાલે તે ત્રિલોકને શેષ ( ભસ્મ ) કરે છે. તે નાગવર ગણાય છે, કારણ તે પાતાળ સમૂહની પણ નીચે રહે છે. તે અતિ વીર્યશાલી તથા તેના ગુણનો અંત નથી તેથી તે અનંત કહેવાય છે. તેને અગ્નિમયી સહસ્ર ફણા છે. તે ફણા-મણિની જ્યોતિવડે તે પૃથ્વીતળ અરુણા લોકથી ઉદ્ભાસિત કરી રહે છે. તેનું ભીષણ અને ચંચળ સૌંદર્ય—કાન્તિ અને મદિરાદેવી તેની બે ઉપાસિકાઓ છે. તે નીલવર્ણવાળો અને મદઘેર્યાં નયનોવાળો છે. તે સ્વસ્તિક કિંવા વજ્ર તથા મૂષળને ધારણ કરે છે. આ બધાં વિશેષણો પરથી તથા વાયુપુરાણોક્ત-स तु नेत्रसहस्रेण द्विगुणेन विराजता । बालसूर्याभिताम्रेण शोभते स्निग्धमण्डलः ॥ तथा स जिह्वामालया देवो लोलज्वालानलार्चिषा ॥ ज्वालामालापरिक्षिप्तः कैलास इव लक्ष्यते ॥ વગેરે વર્ણનો પરથી સ્પષ્ટ સમજાય છે કે, સંકર્ષણ ( શેષ ) એ ભૂગર્ભસ્થ અગ્નિ છે. ભૂગર્ભની દરેક દિશામાં એનો ફણાવિસ્તાર છે. ઋષિલોકોએ ઘણાં સ્થળોએ ભૂગર્ભસ્થ અગ્નિનો ઉત્પાત જોઈને આ કલ્પના કરી હશે એમ લાગે છે. તેમના

* વાયુ પુરાણમાં પણ શેષનું એક સ્થળે નીચે મુજબ વિવરણ છે:

ઘણા યોજનના વિસ્તારવાળા પાતાળના છેલ્લા ભાગમાં રાતા કમળ સરખાં નેત્રવાળો અજરામર મહાત્મા શેષ રહે છે. તે રૂપું અને શંખના જેવા શ્વેત દેહવાળો, લીલા વર્ણના વસ્ત્રને ધારણ કરનારો, મોટા હાથવાળો, વિશાળ ફણાવાળો, તેજસ્વી, ચિત્રવિચિત્ર માળાને ધારણ કરનારો અને બળવાન છે. કુંડલને ધારણ કરનારો તે સમર્થ ઈશ્વર સુવર્ણના શીર્ષકાથી મનોહર પ્રકાશતા હજાર મુખવડે શોભે છે. તે શેષદેવ ચંચળ જ્વાળાગ્નિની કાન્તિ જેવી જિહ્વાની પંક્તિવડે જ્વાળાના સમૂહથી વીંટાયેલા કૈલાસ જેવો જણાય છે. તે દેવ ઉદય પામતા સૂર્યના જેવાં રાતાવર્ણવાળાં અને પ્રકાશમાન બે હજાર નેત્ર વડે ચળકતા મંડળવાળો શોભે છે. કુંદપુષ્પ ( મોગરા ) અને ચંદ્રના જેવા શ્વેતવર્ણવાળા એ નાગપતિની અક્ષમાળા શ્વેતપર્વતના શિખર ઉપર રહેલી યુવાન સૂર્યની માળાની પેઠે શોભે છે. તે શેષ નામે ઘણા તેજવાળો નાગપતિ સર્વ નાગનો રાજા છે. વિષ્ણુનો તે સર્પદેહ મર્યાદામાં રહેલો છે.

( અધ્યાય ૫૦, શ્લોક ૪૫-૫૩ )

મત પ્રમાણે એ અગ્નિગત શક્તિ જ પૃથ્વી ઉપરના કઠીનતર સ્તરને ધારણ કરી રહેલી છે. પૃથ્વીનું અભ્યંતર અગ્નિમય, અભ્યંતરસ્થ અગ્નિના પ્રકોપથી કિંવા ફણાઓના સંકોચન-પ્રસારણથી ભૂમિકંપ તથા જ્વાળામુખીઓના ઉત્પાત થાય છે, એવો જ પુરાણોનો મત છે. વાસુકિનાગે પૃથ્વી ધારણ કરી છે તથા તેની ફણા હાલવાથી ભૂમિકંપ થાય છે, એ જ એનો પ્રકૃત અર્થ. ગામડામાં ઘેરેઘેર આ અર્થ લોકગમ્ય થઈ ગયો છે. જ્વાળામુખીના ઉત્પાતથી ભસ્મરાશિ ચારે તરફ પથરાઈ જતો, તે પણ ઋષિઓની જાણમાં હતું. એ ભસ્મરાશિની તેમણે સુવાસિત હરિદ્રા કિંવા કપિલવર્ણના હરિચંદનની રેણુ સાથે તુલના કરેલી છે. પદ્મરેણુનું નામ પણ હરિચંદન. ભૂકંપ અને જ્વાળામુખીની સાથે થતો વજ્રધ્વનિ સંકર્ષણના સ્વસ્તિક ચિહ્નદ્વારા સૂચિત થાય છે. મૃત્તિકા વિદારણ અને ધ્વંસશક્તિ હળ અને મુશળ વડે સૂચિત થાય છે.

પણ આ ભારતીય ઋષિઓએ બળતા પર્વતોનો ઉત્પાત ક્યાં જોયો હશે, તે વિચારવું પડશે. પ્રથમ જ કહ્યું છે કે, પુરાણની કોઈ કથાના એકથી વધુ અર્થ હોય ત્યાં બધાય અર્થ ગ્રહણ કરવા યોગ્ય હોય છે. પુરાણ કહે છે કે, બધાં પાતાળની પણ નીચે સંકર્ષણ છે. સાત પાતાળની નીચેના પ્રદેશનું નામ પણ પાતાળ. તે ભારતવર્ષનો સર્વથી દક્ષિણ અંશ છે. તેની પણ દક્ષિણે ઋષિઓએ જ્વાળામુખી પહાડ જોયા હતા. ઘણા જ જૂના વખતથી મલય, યવદ્વીપ વગેરે સ્થાનો જાણવામાં હતાં, એમ લાગે છે. તે પ્રદેશોમાં જ્વાળામુખી પર્વતો છે. વાયુપુરાણના ૪૮મા અધ્યાયમાં તથા બ્રહ્માંડપુરાણના પરમા અધ્યાયમાં ભારતીય, મલય વગેરે દ્વીપોનું અતિ કૌતૂહલપૂર્ણ વર્ણન છે. બેહરિન દ્વીપોની દ્વીપમાળામાં બહુ દ્વીપો આવેલા છે. અંગદ્વીપ, યમદ્વીપ, મલયદ્વીપ, શંખદ્વીપ, કુશદ્વીપ, વરાહદ્વીપ વગેરે નામો મળી આવે છે. એ બધા દ્વીપોમાં મ્લેચ્છ વગેરે જાતિઓનો વાસ હતો. ત્યાંની પ્રજા વિષે વાયુપુરાણમાં વર્ણન છે. તે પરથી તે દ્વીપોનાં નામઠામને પુષ્ટિ મળે છેઃ—

> दीर्घश्मश्रुधरास्तानो नीला मेघसम प्रभा : ।
> जातनासाः प्रजास्तत्र अशीतिपरमायुष : ॥
> शाखामृगसधर्माणः फलमूलाशिनस्तथा ।
> गोधर्माणो ह्यनिर्दिश्याः शौचाचारविवर्जिता ॥ ( વાયુ૦ અ. ૪૮. ૮–૯)

ત્યાંની પ્રત્યેક પ્રજા લાંબી મૂછવાળી, મેઘના જેવી શ્યામ કાન્તિવાળી અને એંશી વર્ષનું આયુષ્ય ભોગવનારી છે. તે પ્રજા વાનરના જેવા ધર્મવાળી, ફળમૂળ ખાનારી, પશુ-ધર્મવાળી અને શૌચાચારથી રહિત છે. બ્રહ્માંડપુરાણમાં પણ આવો જ શ્લોક છે. તેમાં जातनासाः ને બદલે जानुमात्राः શબ્દ છે. તેનો અર્થ એક જાનુ જેટલી દેહવાળા એવો થાય છે. આ વર્ણન સુમાત્રા વગેરે દ્વીપોનાં ઉરાંગ-ઉટાંગોને માટે છે એમ સ્પષ્ટ થાય છે.

હાલ જેમ વિજ્ઞાનવેત્તાઓ વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન તથા શોધખોળ કરવામાં જુદાજુદા વિભાગોને પોતાના કરી લે છે, તેમ તે વખતે જુદા જુદા ઋષિઓ જુદા જુદા વિજ્ઞાન વિભાગોની ઉપાસના કરતા હતા. ગર્ગઋષિએ સંકર્ષણની આરાધના કરીને જ્યોતિષશાસ્ત્ર તથા નિમિત્તવિદ્યા અર્થાત ભૂમિકંપ વગેરેનાં પૂર્વલક્ષણોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. આધુનિક ભાષામાં એમ કહી શકાય કે, ગર્ગ ભૂમિકંપવિદ્-Seismologist હતો. પૂર્વકાળમાં ભારતમાં નાના પ્રકારનાં વિજ્ઞાનશાસ્ત્રોની આલોચના થતી, તેનાં યથેષ્ટ પ્રમાણો મળી આવે છે.

સંકર્ષણ ધ્વંસશક્તિ તરીકે રુદ્રનો અવતાર છે. પુરાણમાં સંકર્ષણના અવતારની પણ કલ્પના છે. ધુન્ધુ નામે અસુર સંકર્ષણનો પ્રથમ અવતાર તથા કૃષ્ણબંધુ બલરામ કિંવા

બલભદ્ર સંકર્ષણનો બીજો અવતાર છે. ધુન્ધુ શબ્દ ધૂમમાંથી નિષ્પન્ન થયેલો છે. 'ધુ' ધાતુનો અર્થ કંપન થાય છે. સંકર્ષણના અવતારની સાથે ધૂમ અને કંપનનો સંબંધ વિચિત્ર નથી. બલરામ ધ્વંસકારી પ્રબલ યોદ્ધા હતા. હળ તેમનું અસ્ત્ર છે. કીર્તિના સમાનપણાથી હલધર બલરામ હલધર સંકર્ષણનો અવતાર ગણાયા. બલરામના પછીના કાળમાં જે બધા ભૂમિકંપ થયા છે, તે બધાય બલરામની કીર્તિ તરીકે વર્ણવાયેલા છે. બલરામની બહુ કાળ પહેલાં એક ભૂમિકંપ થયેલો. તેનો ઉલ્લેખ પુરાણમાં છે. એ ભૂમિકંપ ધુન્ધુની કીર્તિ તરીકે લેખાયો છે.

વિષ્ણુપુરાણના ચોથા ભાગમાં બીજા અધ્યાયમાં કથા છે કે, ઇક્ષ્વાકુ વંશના બૃહદશ્વના પુત્ર કુવલયાશ્વે, એકવીસ હજાર પુત્રો સાથે મહર્ષિ ઉત્તંકના ઉપકાર માટે ધુન્ધુ નામના અસુરનો વધ કરી ધુન્ધુમાર નામ પ્રાપ્ત કર્યું હતું. તેના બધા પુત્રો ધુન્ધુના મુખના નિશ્વાસજનિત અગ્નિથી બળી ગયા હતા ને માત્ર ત્રણ જ પુત્ર બચ્યા હતા.

વાયુપુરાણના ઉત્તરાર્ધના ૨૬ મા અધ્યાયમાં આ પ્રસંગની સ્પષ્ટ કથા છે. બૃહદશ્વ વાનપ્રસ્થ થઇ વનમાં જવા લાગ્યો તે વખતે ઉત્તંક ઋષિએ તેને કહ્યું: " હે રાજન્, મારા આશ્રમ પાસે એક મોટો રેતીનો સમુદ્ર છે. ત્યાં દેવોને અવધ્ય એવો મધુનો મહાબલવાન અને મોટી દેહવાળો ધુન્ધુ નામે નિર્દય અને ભયંકર પુત્ર લોકના નાશને માટે ભયંકર તપ રેતીની અંદર રહી કરી રહ્યો છે.* વર્ષને અંતે તે જ્યારે શ્વાસ છોડે છે ત્યારે વનસહિત પૃથ્વી ચલાયમાન થાય છે. તેના શ્વાસના વાયુથી ઘણી ધૂળ ઊડી આકાશ છવાઈ જાય છે. અને સાત દિવસ સુધી ભૂકંપ થાય છે. તેના ભયંકર નિશ્વાસને લીધે હું મારા આશ્રમમાં રહી શકતો નથી. માટે હે મહાબાહુ, લોકોના હિતને માટે તું તેનો નાશ કર." ઋષિના અનુરોધથી વનમાં જતા રાજાએ પોતાના કુવલાશ્વ નામના પુત્રને ધુન્ધુનો નાશ કરવા આજ્ઞા કરી. કુવલાશ્વે ૨૧૦૦૦ પુત્રો સાથે ત્યાં આવી રેતીનો સમુદ્ર ખોદવા માંડ્યો. પરંતુ પશ્ચિમ દિશામાં રહેલા ધુન્ધુના મુખમાંથી નીકળતા અગ્નિ વડે લોકો બળવા લાગ્યા તથા જેમ ચંદ્રોદય વખતે સમુદ્ર ચંચળ થાય છે તેમ પ્લવમાન જલરાશિ ઉછળવા લાગ્યા. પછી કુવલાશ્વના ત્રણ સિવાયના તમામ પુત્રોને ધુન્ધુએ દગ્ધ કરી નાંખ્યા. પછી કુવલાશ્વ રાજાએ યોગબળથી તે જળદ્વારા અગ્નિને શાંત કર્યો અને ધુન્ધુને પરાસ્ત કીધો. એમ લાગે છે કે કુવલાશ્વ ૨૧૦૦૦ માણસો સાથે ભૂકંપપીડિત સ્થાને પુનરુદ્ધારના કામ માટે રોકાયો હશે. તે માટે જ તે રેતીનો સમુદ્ર ખોદતો હશે અને તે સમયે ફરી ભૂકંપ થવાથી તેને લીધે પ્રગટેલા જળપ્લાવનથી રાજાના માણસો મરણ પામ્યા હશે. બિહાર પ્રાંતના છેલ્લા ભૂમિકંપની પેઠે તે ભૂમિકંપમાં પણ જલરાશિ ઉછળતા હતા અને ઘણે ભાગે પૃથ્વીના ગર્ભમાંથી ધુમાડો તથા અગ્નિ પ્રગટતા હતા. પુરાણ વાંચતાં સમજાય છે કે એ ઉત્તંકનો આશ્રમ સિંધુદેશમાં હતો. સિંધુદેશમાં અનેકવાર પ્રલયકારી ભૂમિકંપ થયેલા છે. શ્રીકૃષ્ણના મૃત્યુ પછી થોડા જ સમયમાં નિકટવર્તી દ્વારકાનગરી સમુદ્રના ગર્ભમાં ઊતરી ગઈ હતી. એ પણ ધરતીકંપને લીધે જ થયેલું હોય એમ લાગે છે. સને ૧૮૧૯ માં કચ્છ પ્રદેશમાં ૨૦૦૦ વર્ગમાઇલ જેટલો પ્રદેશ સમુદ્રમાં લુપ્ત થઈ ગયો હતો. સિન્ધુપ્રદેશ ભૂમિકંપ પ્રવણ છે. ઉત્તંકે કહેલું કે દર વર્ષે ધુન્ધુ મહા અત્યાચાર કરે છે. કુવલાશ્વનો રાજત્વકાળ ઈ. સ. પૂર્વે ૩૬૦૦ વર્ષનો મનાય છે. તેની પહેલાંનો કોઈ પણ ભૂમિકંપનું લેખિત વર્ણન મળી આવતું નથી.

---

* संवत्सरस्य पर्यन्ते स निश्वासं प्रमुञ्चति ॥ यदा तदा मही तत्र चलितास्म सकानना ॥२८॥ तस्य निश्वासवातेन रज उध्धूयते महत् ॥ आदित्यपथमावृत्य सप्ताहं भूमिकम्पनम् ॥२९॥ (વાયુ૦ અધ્યાય, ૨૬ ઉત્તરાર્ધ )

પુરાણમાં કથા છે કે, એક સમયે બલરામ વૃન્દાવનમાં મદિરાપાનથી વિહ્વળ તથા ધર્માક્ત બની સ્નાન કરવા ઉત્સુક બન્યા હતા. તે યમુનાને ઉદ્દેશીને બોલ્યા : " હે યમુના, તું આ સ્થળે આગમન કર. " પણ નદીએ બલરામના તે કથનને માન્યું નહિ. તેથી હળધર ક્રોધાયમાન થઈ હાથમાં હળ લઈ તે વડે યમુનાને ખેંચતાં ખેંચતાં બોલ્યા : " હે પાપિષ્ઠા, તું નહિ આવે ? નહિ આવે એમ ? હવે તારી ઇચ્છા પ્રમાણે કેવી રીતે ચાલે છે તે હું જોઉં છું. " બલભદ્રથી ખેંચાયેલી નદીએ બલભદ્ર જે વનમાં હતા તે વનમાં આવી વહેવા માંડયું. તથા તે વખતે યમુના મૂર્તિમાન પ્રગટ થઈ બોલી : " હે મુશલાયુધ, મને છોડી દે. " પછી બલભદ્રે તેને છોડી દીધી. તે પછી કાન્તિદેવીએ બલભદ્રને અવતંસોત્પલ એક કુંડળ અને બે નીલ વસ્ત્ર આપ્યાં. તે વખતે કૃતાવતંસ ચારુકુંડલભૂષિત, નીલાંબર અને માલ્યધારી બલભદ્ર કાન્તિયુક્ત બનીને અતિશય શોભવા લાગ્યા ( વિષ્ણુ૦ ૫-૨૫ ). બલભદ્ર પૂર્વવર્ણિત સંકર્ષણની પેઠે નીલવસ્ત્રધારી, એક કુંડલ, માલા, મુશળ અને હળને ધારણ કરનાર છે. તે પણ મદઘેર્યાં નયનવાળા છે. ભૂલથી કોઈ બલભદ્રની કથાનો પ્રકૃત અર્થ ના સમજે તે માટે પુરાણકારે આ બધું સૂચિત કરેલું છે. પુરાણમાં બીજે સ્થળે સ્પષ્ટ કહેલું છે કે, બલભદ્ર સંકર્ષણનો અવતાર છે. ધરતીકંપને લીધે યમુનાની ગતિ બદલાઈ ગઈ હતી એમ માનવામાં આવે છે. આ ભૂમિકંપન પહેલાં વૃંદાવન યમુનાથી બહુ દૂર આવેલું હતું. વિષ્ણુપુરાણમાં ઉલ્લેખ છે કે, કંસના કહેવાથી અક્રૂર વૃંદાવનમાંથી કૃષ્ણ તથા બલરામને સાથે લઈ મથુરા ગયા હતા. શુભ પ્રભાતમાં અક્રૂર, કૃષ્ણ અને બલરામ અતિવેગવાન અશ્વ-સમૂહ યુક્ત રથમાં બેસી નીકળ્યા હતા. મધ્યાહ્ન સમયે તેઓ યમુનાતટે આવી પહોંચ્યા. ત્યાં સ્નાન વગેરે કરી પુનઃ રથમાં બેઠા. અક્રૂર વાયુગતિવાળા અશ્વોને બહુ વેગથી ચલાવતા હતા. સંધ્યાકાળ પછી તેઓ મથુરા પહોંચ્યા. વેગવાન અશ્વરથ કલાકે સાતઆઠ માઈલ જઈ શકે. એ હિસાબે વૃંદાવનથી યમુનાનું અંતર અંદાજે ચાળીશ માઈલ થાય છે. તથા ત્યાંથી મથુરા બીજા ચાળીશ માઈલ દૂર હશે. હાલ ટાંગામાં બેસી મથુરાથી વૃંદાવન એક કલાકમાં જઈ શકાય છે. આથી હાલનું વૃંદાવન એ પ્રાચીન વૃંદાવન નથી એમ સમજાય છે. યમુનાની ગતિ બદલાઈ તે જ વખતે પ્રાચીન વૃંદાવન યમુનામાં ડૂબી ગયેલું એમ અનુમાન થાય છે. અને મથુરાની પડોશમાં જ નવું વૃંદાવન પાછળથી વસેલું હશે. વૃંદાવનમાં ક્યારે જળપ્રલય થયેલો તે સ્પષ્ટ જણાતું નથી. બલરામનો જન્મકાલ અનુમાન પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૪૬૦ હશે. આ ભૂમિકંપ બલરામની હયાતિમાં થયેલો કે કેમ તે પણ સ્પષ્ટ કહી શકાય નહિ. કારણ પાછળથી થયેલા ધરતીકંપ પણ સંકર્ષણાવતાર બલરામની કીર્તિ તરીકે ગણાયેલા છે.

બલરામની કીર્તિસ્વરૂપ બીજા પણ એક ભૂમિકંપની હકીકત પુરાણમાં મળી આવે છે. વિષ્ણુપુરાણમાં કથા છે કે કૃષ્ણસુત જાંબુવતી પુત્ર વીર સાંબે દુર્યોધનની કન્યાનું બલપૂર્વક હરણ કર્યું હતું. તેથી કર્ણ દુર્યોધન વગેરે કૌરવવીરો સાંબને યુદ્ધમાં હરાવી કેદ કરી લઈ ગયા હતા. બલભદ્રે દુર્યોધનને સાંબને છોડી દેવા જણાવ્યું, પણ તેના જવાબમાં કૌરવોએ બલભદ્રને અપમાનજનક શબ્દો કહેવડાવ્યા. તેથી હલાયુધ કોપથી પ્રમત્ત બન્યા અને રોષથી પૃથ્વીને પ્રહાર કર્યો. મહાત્મા બલભદ્રના પદપ્રહારથી ધરણી ધ્રૂજી ઊઠી. ઘોર અવાજથી દિશાઓને ભરી દેતા બલરામે મદલોલાકુલ કંઠે કહ્યું: " કુરુકુલની હસ્તિનાપુર

નગરીને કુરુગણ સહિત ઉથલાવી ભાગીરથીમાં ફેંકી દઈશ." મુશળાયુધ બલરામ કર્ષણુધી-મુખ હળને હસ્તિનાપુરના મૂળમાં ભરાવી નગરીને ખેંચવા લાગ્યા. પછી નગરીને કંપતી જોઈ કૌરવો, 'રામ! ક્ષમા કર, ક્ષમા કર' બોલતા ચિત્કાર કરવા લાગ્યા. કૌરવોએ શાંબને તેની પત્ની સહિત પાછો સોંપ્યો ત્યારે બલરામ શાંત થયા. હે દ્વિજ, તે કારણથી હસ્તિનાપુર નગરી આઘૂર્ણિતાકારે આજ પણ દેખાય છે. બલરામના બલ અને શૌર્યની એવી હકીકત છે.

છેલ્લા ધરતીકંપ વખતે બિહારનું મોતિહારિ નામનું નગર હચમચી ઊઠ્યું હતું. પંડિત જવાહરલાલ નહેરૂએ વર્તમાનપત્રોમાં લખેલું કે, મોતિહારી શહેર 'twisted' બની ગયું છે. પૌરાણિક ભાષામાં તેને જ આઘૂર્ણિત થયું કહે છે. બલભદ્રે હસ્તિનાપુરને ગંગામાં ફેંકીશ એવો ભય બતાવ્યો હતો. ખરેખરી રીતે યુધિષ્ઠિર પછીના સાતમા પુરુષ નિચક્ષુના રાજ્યકાલમાં હસ્તિનાપુરી ગંગામાં ડૂબી ગઈ હતી (વિષ્ણુ૦ ૪: ૨૧-૩). નિચક્ષુ રાજધાની કૌશાંબીમાં લઈ ગયો હતો. નિચક્ષુનો આનુમાનિક કાલ ઈ. સ. પૂર્વે ૧૨૫૧નો ગણાય છે. પ્રથમના ધરતીકંપને કારણે ગંગાની ગતિ બદલાઈ, તેથી પાછળથી હસ્તિનાપુરનો નાશ થયો કે કેમ તે ચોક્કસ કહી શકાય નહિ. પરિક્ષિતના સમયમાં પણ હસ્તિનાપુરી આઘૂર્ણિત (twisted) આકારે દેખાતી હતી. ભૂમિકંપ ઈ. સ. પૂર્વે ૧૪૧૬ સાલ પહેલાં થયો હતો. ઈ. સ. પૂર્વે ૧૪૧૬ પરિક્ષિતનો જન્મકાલ છે. કૃષ્ણજન્મ પછી સો વર્ષથી કંઈક વધુ સમય બાદ દ્વારકા નગરી સમુદ્રમાં ડૂબી ગઈ હતી. શુક્રવચન અનુસાર ઉપરનો સમય કૃષ્ણ જન્મ પછી ૧૨૫ વર્ષ પછીનો ગણાય, અર્થાત આનુમાનિક ઈ. સ. પૂર્વે ૧૩૩૩ નો ગણાય. ગંગા તથા યમુનાની ગતિનું પરિવર્તન તથા દ્વારકા પ્લાવન જુદા જુદા સમયે થયાં હશે, છતાં તે કદાચ એક જ ભૂમિકંપના પરિણામે પણ થયાં હોય. આ બાબત કંઈ પણ નિશ્ચિત મત બાંધી શકાય તેમ નથી.

ચાક્ષુસ મન્વંતર પછી થયેલ મહાજળપ્રલયનું વર્ણન મત્સ્ય પુરાણમાં છે. તેમાં નર્મદાતીરનો પ્રદેશ ડૂબ્યો ન હતો. મનુ અને માર્કન્ડેય નૌકામાં બેસી બચ્યા હતા. ચાક્ષુસ મન્વંતર ઈ. સ. પૂર્વે ૩૮૧૪ માં પૂરો થાય છે. તે પછી થોડા સમય બાદ આ જળપ્રલય થયેલો. ઑક્ષફર્ડ વિશ્વવિદ્યાલયના ભૂવિદ્યા (geology) ના અધ્યાપક ડૉ. સોલાસના મત અનુસાર મહાપ્લાવન (Deluge) ઈ. સ. પૂર્વે ૨૨૦૦ ની પહેલાંની ઘટના છે.

આ હકીકત ઉપરથી પુરાણોની પુરાવૃત્ત તરીકેની લાયકાતનો સહજ ખ્યાલ આવે છે. પૂર્ણ કાળજીપૂર્વક પુરાણોનું વાચન થાય તો ભારતનો પ્રાચીન ઇતિહાસ ઉદ્ધાર પામે એમાં જરા યે શંકા નથી.

કાળને સુષાવસ્થામાં જોનાર (પ્રાકૃત ભાષામાં કહીએ તો, કાળને ઘોડિયામાં હિંચકતો જોનાર) ઋષિઓએ ભારતનાં પ્રાચીન ભૂગોળ અને ઇતિહાસનો અમૂલ્ય અને અમર વારસો આપણને પુરાણોદ્વારા આપેલો છે. તેનો યોગ્ય ઉપયોગ કરવો કિંવા તેને અવગણી ફેંકી દેવો એ આપણા હાથની વાત છે. ભારતનો શિક્ષિત સમાજ હવે તેની અવગણના કરવી છોડી દઈ, તેને પોતાના અભ્યાસનો પ્રિય વિષય બનાવે એ ઇચ્છવાયોગ્ય છે.*

---

* બંગાળીમાંથી

# સંસ્કારોની શોધમાં

રામપ્રસાદ શુક્લ

[ મન્દાક્રાન્તા ]

મેં જાણ્યું આ જગતપર જે જીવતા ધન્ય જીવો
છોળછોળા, સુખની ભરતી, સ્નેહનો રમ્ય લ્હાવો
જેને કાજે રસકસ ધરા દૂઝતી ધેન જેવી
સંસ્કારોની વિરલ વરસે વાદળી ત્યાં જ દેવી.

"આવો, બેસો, પુનઃ મળજો, વા પધારો બિરાજો
મીઠાં વેણો મધુર રણકો ચિત્તહારી મલાજો
માયા રેલે વદનસ્મિત ને વન્દનોની છટાથી
હૈયું રાચે બદન પુલકે ઍક્ટરોની અદાથી"

ત્રાસ્યો, નાઠો ઘરઘર ભમ્યો રે! દરિદ્રી જનોનાં
કૂડાં કૃત્યો કુટિલ કજિયા કારમાં મન્થનોના
સંઘર્ષો, અંતરદરદ ને ક્રૂરતા કેરી લ્હાણી
દેખી દાઝયો દિનદિન કહું કેટલી રામકહાણી.

ત્રાસું દંભે, અધિક પ્રજળું દર્દનાં દુઃખભાને
ઝંખું ક્યારે. જગવિષમતા તૂટશે સત્યસાને ?

☆

# વ્યાકરણચર્ચા

દુષ્યન્તરાય પંડ્યા

## ભૂતકાળમાં કર્મણિ પ્રયોગ

ગુજરાતી ભાષામાં કર્તરિ અને કર્મણિ પ્રયોગો વિશે એકબે મુદ્દા વિચારવા જેવા છે. નીચેનાં દૃષ્ટાન્તો તપાસીએ :

| કર્તરિ | કર્મણિ |
|---|---|
| રામ કામ કરે છે. | રામથી કામ કરાય છે. |
| રામ કામ કરશે. | રામથી કામ કરાશે. |
| રામે કામ કર્યું. | રામથી કામ કરાયું. |

આ દૃષ્ટાન્તોમાંથી ભૂતકાળનો કર્તરિ પ્રયોગનો જે દૃષ્ટાન્ત આપ્યો છે તેને આપણા બધા વૈયાકરણીઓ કર્મણિ પ્રયોગનો દાખલો ગણે છે. એમ શા માટે હોવું જોઈએ? જો એને કર્મણિ પ્રયોગનો ગણીએ તો ભૂતકાળમાં કર્તરિ પ્રયોગ લગભગ નહિ રહે.

વ્યાકરણની દૃષ્ટિએ ઉપરનાં વાક્યો વિચારી જોઈએ. ‘ રામ કામ કરે છે, ’ ‘ રામ કામ કરશે, ’–આ બે વાક્યો કર્તરિ પ્રયોગમાં છે. એ બેઉ વાક્યોને કર્મણિ પ્રયોગમાં ફેરવીએ છીએ ત્યારે ‘ રામથી (અથવા ‘ રામ વડે ’) કામ કરાય છે, ’ ‘ રામથી ( અથવા ‘ રામ વડે ’) કામ કરાશે ’ એમ થાય છે. આ વાક્યો પરથી એટલું જણાઈ આવે છે કે (૧) ક્રિયાપદનો પ્રયોગ ફરતાં મૂળ ક્રિયાપદના કર્તાને ત્રીજી વિભક્તિનો પ્રત્યય ‘ વડે ’ અથવા ‘ થી ’ લાગે છે; અને (૨) કર્મણિ કૃદંતની રચનામાં ધાતુના અન્ત્ય ‘ અ ’નો ‘ આ ’ થાય છે. એટલું કે ‘ કરવું ’ કર્તરિ અને ‘ કરાવું ’ કર્મણિ પ્રયોગનો ધાતુ બને છે.

ક્રિયાપદના કર્મણિ ભૂતકૃદંતની રચનામાં આ નિયમ લાગુ પાડતાં ‘ કર્યું ’ નહિ પણ ‘ કરાયું ’ એવું રૂપ થવું જોઈએ. આમ થવાથી આપણાં ક્રિયાપદોને – કેટલાક અપવાદોને બાદ કરતાં—ભૂતકાળમાં કર્તરિ પ્રયોગ જ નથી તે મળશે.

‘ રામે કામ કર્યું ’ જેવાં વાક્યોને કર્મણિ ગણવા સામે બીજો પણ એક વાંધો છે. એવાં વાક્યોમાં ક્રિયાપદો કર્મનાં જાતિવચન ભલે લેતાં હોય પણ એમનો અર્થ તો કર્તરિ જ છે. ઉદાહરણથી આ વાતની પ્રતીતિ થશે. Rama did this work : આ વાક્યનું ગુજરાતી આમ થશે—‘ રામે આ કામ કર્યું. ’ અંગ્રેજી વાક્યમાં કર્તા Rama છે તો ‘ રામ ’ પદને ગુજરાતીમાં આપણે કર્તાર્થે તૃતીયામાં જ ગણીએ છીએ. ‘ કામ ’ને ‘ કર્યું ’નું કર્મ જ ગણીએ છીએ. બીજી બાજૂ કર્મણિ પ્રયોગમાં તો કર્મ કર્તા થઈ જાય છે ને મૂળ કર્તાને તૃતીયાનો પ્રત્યય લાગે છે.

‘ This work was done by Rama. ’

‘ रामेण कार्यं कृतम् ’

‘ રામ વડે આ કામ કરાયું. ’

અહીં ‘ Rama, ’ ‘ रामेण ’ કે ‘ રામ વડે ’ કર્તા છે જ નહિ. કર્તા છે work, कार्य કે ‘ કામ ’.

'રામ કામ કરે છે' અને 'રામ કામ કરશે'; આ બે વાક્યોમાં તફાવત માત્ર કાળનો જ છે, અર્થનો નહિ. તો એ જે ક્રિયા ભૂતકાળની બનતાં શા માટે એનો અર્થ ફરી જવો જોઈએ એ વાત સમજાતી નથી. આમ 'રામે કામ કર્યું', એ વાક્ય કર્તરિ પ્રયોગમાં જ છે.

રીત આટલી સરળ છે તો આપણાં વૈયાકરણીઓએ એની નોંધ કેમ નહિ લીધી હોય ? કારણ સ્પષ્ટ જ છે. આપણાં ભૂતકાળનાં રૂપો સંસ્કૃત કર્મણિ ભૂતકૃદંતમાંથી ઊતરી આવ્યાં છે.

| | |
|---|---|
| रामेण कार्यं कृतम् । | રામે કામ કર્યું. |
| रामेण फलं खादितम् । | રામે ફળ ખાધું. |

સંસ્કૃતમાં બન્ને વાક્યો કર્મણિ પ્રયોગમાં છે. સામેનાં બે ગુજરાતી વાક્યો એ મૂળ સંસ્કૃત પરથી ઊતરી આવ્યાં છે. સંસ્કૃતમાં તેમજ ગુજરાતીમાં કર્તાને તૃતીયાનો પ્રત્યય લાગ્યો છે. ક્રિયાપદો કર્મનાં જાતિવચન લે છે. સંસ્કૃત વાક્યો કર્મણિમાં છે માટે ગુજરાતી વાક્યો પણ કર્મણિ પ્રયોગમાં ગણવાં. વ્યુત્પત્તિશાસ્ત્રની આ દલીલ છે ને એ શાસ્ત્રની દૃષ્ટિએ એ વ્યાજબી પણ છે. પણ આ દલીલ કરતી વખતે એટલું જ ભૂલી જવાય છે કે આપણે એ રૂપો કર્મણિ ભૂતકૃદંત તરીકે નહિ પણ ભૂતકાળનાં રૂપો તરીકે કરીએ છીએ. ક્રિયાપદને કર્મનાં જાતિવચન લાગતાં હોવા છતાં એ રૂપ ભૂતકાળનું જ અને એ અર્થે કર્તરિ જ એ બાબતમાં શંકાને સ્થાન નથી. તો પછી કર્તરિ અર્થ ને કર્મણિ પ્રયોગ જેવી વિચિત્ર સ્થિતિ શા માટે ઉપસ્થિત થવા દેવી ? અને એક વખત એવી ભૂલ થઈ ગઈ તો તરત જ એ ભૂલ સુધારી લેવી જોઈએ.

અત્યારની પ્રયોગવ્યવસ્થામાં નીચેની મુશ્કેલીઓ આપણને નડે છે :

(૧) અમુક અપવાદોને બાદ કરતાં ભૂતકાળમાં ક્રિયાપદોને કર્તરિ પ્રયોગ જ નથી મળતો;

(૨) કાળભેદ થતાં નિરર્થક અર્થભેદ કરવો પડે છે;

(૩) કર્તરિ અર્થ અને કર્મણિ પ્રયોગ એવી બેહૂદી રચના થાય છે.

આ ગૂંચવાડાને દૂર કરવો જોઈએ એમાં શંકા નથી. એ માટે આપણે આપણી પ્રયોગવ્યવસ્થા નવેસરથી કરવી જોઈશે. એ રીતે વિચારતાં 'રામે કામ કર્યું' જેવાં વાક્યોના પ્રયોગને કેવળ કર્મણિ ન કહેતાં 'કર્તૃકર્મણિ' નામ આપવાથી આપણો અર્થ સરશે. કર્તૃ–કારણકે એવી રચનામાં કર્તાનો અર્થ છે; કર્મણિ–કારણકે ક્રિયાપદને કર્મનાં જાતિવચન લાગે છે. ×

× કેટલાંક સૂચનો માટે લેખક પ્રો. રાવરરાય માંકડનો આભારી છે.




શ્રીમદ્ ભાગવત ( ગુજરાતી છાયાનુવાદ ):—સંપાદક : શ્રી. ગોપાલદાસ જીવાભાઈ પટેલ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રન્થમાળાના ૨૧મા ગ્રન્થ તરીકે આ ગ્રન્થ ડિસેમ્બર ૧૯૩૯માં પ્રકાશિત થયો છે. કિંમત રૂ. ૨ાા.

શ્રી. ગોપાળદાસ પટેલ નિવેદનમાં કહે છે તેમ, કોઈ મિત્રની "જેમ તમે જૈન આગમોના છાયાનુવાદો કરો છો એમ બ્રાહ્મણ ગ્રન્થોના થવા જોઈએ; તેમાંય રામાયણ, મહાભારત અને ભાગવત આજ પણ આપણા ઉત્તમોત્તમ લોકપ્રિય ગ્રન્થો છે." એ જાતની સૂચનાનું આ પુસ્તક પરિણામ છે.

રામાયણ, મહાભારત અને ભાગવત હિન્દુઓના ઉત્તમ ગ્રન્થો છે. એ ગ્રન્થોએ હિન્દુઓનાં સંસ્કારશરીરને ઘડવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે એ નિઃસંશય છે. આ ગ્રન્થોનો લોકમાં પ્રચાર થાય એ જરૂર ઈષ્ટ છે. અને એ હેતુથી આ 'છાયાનુવાદ' રચાયો છે.

આ ગ્રન્થને કર્તાએ, એ પોતે ઉપોદ્ઘાતમાં કહે છે તેમ, 'છાયાનુવાદ' એટલા માટે કહ્યો છે કે એમાં "દર્પણમાં પડેલી છાયા જેમ નાની હોવા છતાં સંપૂર્ણ હોય છે, માત્ર હાડપિંજર રૂપ નથી હોતી તેવું આમાં પણ છે; આમ છતાં જે સંક્ષેપ થયો છે તે મૂળ ગ્રન્થને જુદી પદ્ધતિએ રજૂ કરવા માત્રથી જ થયો છે." આ ખુલાસો વાંચ્યા પછી પણ આ પ્રકાર માટે 'છાયાનુવાદ' શબ્દ તદ્દન બંધબેસતો હોવા વિશે મને શંકા છે.

ભાગવતની લોકપ્રિયતાને લીધે એના અનેક સંપૂર્ણ ગુજરાતી અનુવાદો ઘણાં વર્ષોથી પ્રસિદ્ધ થયા છે અને ખૂબ પ્રચારમાં છે. છતાં આ છાયાનુવાદને સ્થાન છે 'નવી ભણતી પેઢી'ને સંપૂર્ણ અનુવાદ કરતાં સંક્ષેપના કારણથી તથા કેટલેક સ્થળે શૈલીભેદના કારણથી આ છાયાનુવાદ વધારે રુચે એ સંભવિત છે. વળી આ ગ્રન્થ નવજીવન પ્રકાશન મંદિરનું પ્રકાશન હોઈને સસ્તો અને એ કારણથી સામાન્યજનસુલભ બન્યો છે. ટૂંકામાં, આ ભાગવતનો ખૂબ લાભ લેવાશે એવી આશા રહે છે.

ધાર્મિક ગ્રન્થ તરીકે, એક પુરાણ તરીકે અથવા સંસ્કૃત સાહિત્યના એક ઉત્તમ ગ્રન્થ તરીકે મૂળ ભાગવતની મહત્તાનું કે ખૂબીઓનું વર્ણન કરવાની જરૂર નથી. એ ઉત્તમ પુરાણનાં થોડાં ગુણગાન મેં અન્યત્ર કર્યાં છે એટલે અહીં આ છાયાનુવાદનું જ અવલોકન કરવું યોગ્ય છે.

અનુવાદકર્તાએ, મૂળ ભાગવતનો એટલો સંક્ષેપ કર્યો છે કે એ પોતે કહે છે તેમ આ ગ્રન્થ મૂળના પાંચમા ભાગ જેટલો લગભગ થયો છે. વળી મૂળ ભાગવતમાં અધ્યાયોની ઓછી વધુ સંખ્યાવાળા બાર સ્કંધો છે, પણ આ ગ્રન્થમાં એ રીતે વિભાગો ન પાડતાં ચાર ખંડો કર્યા છે અને ખંડો સ્કંધવાર નથી પણ પહેલા ખંડમાં સાત સ્કંધોનો સાર સમાવ્યો છે, બીજામાં એકલો અષ્ટમ સ્કંધ છે, ત્રીજામાં નવમો અને ચોથામાં છેલ્લા ત્રણેય સ્કંધો છે. અલબત્ત "મૂળની સાથે સંબંધ સૂચવતા રહેવાને ઈરાદે ગ્રન્થમાં ભાગવતના સ્કન્ધનું વસ્તુ જ્યાં સમાપ્ત થાય છે, ત્યાં સમાપ્તિ દર્શાવી છે, અને વચ્ચે તે સ્કંધનો અધ્યાય ટાંકી કથા શ્લોકનું તે ભાગ કથન કરે છે તે નોંધ્યું છે." આ ગ્રન્થની યોજના આવી શા માટે કરી એનો ખુલાસો કરતાં લેખક કહે છે કે "ભાગવત મન્વન્તરોને ક્રમે પોતાની કથાઓ ગોઠવે છે. એની એ ગોઠવણી પરથી સૂચના લઈને મેં મન્વન્તરો પ્રમાણે આ ગ્રન્થના ખંડો પાડ્યા છે. ચોથા ખંડમાં કૃષ્ણચરિત્ર શુદ્ધ આપ્યું છે."

આ ખંડવાર વિભાગની યોજનામાં સ્કંધને બદલે સાદું ખંડ નામ મૂકવામાં કશો વાંધો નથી, પણ ખંડ ચાર જ શા માટે? ખંડની સંખ્યા ઓછી વધારે રાખવાથી ગ્રન્થના સ્વરૂપમાં કાંઈ ફેર પડવાનો સંભવ નથી. પણ એ વિભાગો મહત્ત્વના નથી. ખરી રીતે ખંડનાં જે પ્રકરણો એમણે પાડ્યાં છે તે આધુનિકોને વાંચવામાં આકર્ષક થાય એ પ્રકારનાં છે. દાખલા તરીકે, વરાહાવતાર, કપિલ અવતાર, ત્રણ અવતાર યજ્ઞ-દત્ત-નરનારાયણ,. દક્ષ પ્રજાપતિ, ધ્રુવાખ્યાન, પૃથુ અવતાર, પ્રાચીન બર્હિષ રાજા, ઋષભઅવતાર, ભરત ચરિત્ર, વૃત્રાસુર કથા, નૃસિંહ અવતાર, વામન અવતાર,

સર્વધર્મસારસંગ્રહ વગેરે પ્રકરણનામો જરૂર આકર્ષક છે અને કર્તાએ તે તે પ્રકરણનો વિ
અનેક અધ્યાયોમાંથી સંક્ષેપમાં ખેંચી લીધો છે. એટલું જ નહિ પણ ક્વચિત્ એક વિષ
એક સ્થળે જ સંપૂર્ણ કરી દેવાના ઉદ્દેશથી ક્રમ તોડીને પણ જુદા જુદા સ્કંધોમાંથી વા
ખેંચી લીધું છે. દા. ત., ખં. ૧ના આઠમા પ્રકરણમાં ચતુર્થ સ્કંધમાંથી યજ્ઞાવતારનું વર્ણ
ઉતારતાં વચ્ચે અષ્ટમ સ્કંધમાંથી એને લગતી વાત થોડી ખેંચી લીધી છે (જુઓ પૃ. ૭
૭૮). એ જ રીતે એ જ પ્રકરણમાં દત્તાવતારના વર્ણનમાં ચતુર્થ સ્કંધના જ પ્રથ
અધ્યાયમાંથી દત્તાત્રેયની જન્મકથા ટૂંકામાં કહી તેમણે અનેક ગુરુઓ પાસેથી ઉપદેશ લીધે
એકાદશ સ્કંધમાં આપેલી કથા ત્યાં જ જોડી દીધી છે (જુઓ પૃ. ૮૦). આ રીતે વાંચનારે
એક વિષય કે પ્રસંગને લગતું બધું એકસાથે વાંચવા મળે છે. એ મોટો લાભ
આ ગોઠવણથી કેટલીક પુનરુક્તિ પણ છૂટી જાય છે.

ગ્રન્થકર્તાએ સંક્ષેપ અર્થે વર્ણનોમાંથી વધારે પડતાં વિશેષણો જેમ છોડી દીધાં
તેમ વારંવાર આવતી સ્તુતિઓને ટૂંકાવી છે કે છોડી દીધી છે. અને ભાગવતમાં લંબાણ
કહેલી કથાઓ ટૂંકામાં કહી છે. સ્તુતિઓ માટે જે ધોરણ રાખ્યું છે તે જ શૃંગારકથા
માટે રાખ્યું જણાય છે. રાસ પંચાધ્યાયીના પાંચ અધ્યાયોની વાત સાડા ત્રણ પાનાં
કહી છે. અને પછી ૩૪મા અધ્યાયમાંથી પહેલા ૧૭ શ્લોકો તદ્દન છોડી દીધા
અને પછીના ૧૫ શ્લોકોનો સાર સાત લીટીમાં આપી શંખચૂડ વધની કથા કહી છે.

આ એકબે દાખલાઓથી જ કેટલો સંક્ષેપ છે તે સમજાશે. ભાગવતનો કથાર
અને કાવ્યરસ બેય આટલા સંક્ષેપમાં કેટલાં ઊતરી શક્યાં છે એ પ્રશ્ન છે. પણ
એક પ્રયોગ છે, ઉપયોગથી એની આકર્ષકતા પરખાશે અને સમગ્ર જોવા ઇચ્છનાર મા
આખાના પૂરા અનુવાદો છે જ.

ભાષાનુવાદકર્તાએ આ પ્રકારના સંક્ષેપ ઉપરાંત આ ગ્રન્થની ગોઠવણીમાં બીજી પ
વિશેષતાઓ યોજી છે. જેમાં વિશેષ ધ્યાન ખેંચે એવી ક્રમપરિવર્તનની છે. પ્રસં
વર્ણનનું સળંગપણું સાધવા માટે પાછલા શ્લોકોનો અર્થ પહેલાં અને આગલા શ્લોકો
પછી આપ્યો છે. દા. ત. જુઓ પૃ. ૧૧-૧૨ મા પૃષ્ઠમાંનો અધ્યાયનો ક્રમ પણ ફેરવ્યો
છે. ૧૭ મા અધ્યાયના શ્લોકોનો થોડો અનુવાદ આપ્યા પછી ૧૬ મા અધ્યાયમાંથી અમુ
શ્લોકોનો અનુવાદ આપ્યો છે. આ રીતે શ્લોકો અને અધ્યાયોનો જ ક્રમ ફેરવ્યો છે એ
નથી, સ્કંધોનો ક્રમ પણ ફેરવ્યો છે. દા. ત., આરંભમાં મંગલાચરણના ત્રણ શ્લોકો
અનુવાદ આપી પ્રથમ સ્કંધના ચોથા અધ્યાયથી શરૂઆત કરી છે, અને પ્રથમ સ્કંધ
૧૬ માં સમાપ્ત કરીને દ્વિતીય સ્કંધનો આરંભ કર્યા પછી વચ્ચે પૃ. ૧૯ માં પ્રથમ સ્કં
ધમાંથી એક શ્લોકનો અનુવાદ આપ્યો છે. અને આગળ ચાલતાં પૃ. ૨૩ થી ૨૫
પ્રથમ સ્કંધના અ. ૨ માંથી ૫ થી ૨૫ શ્લોકોનો અનુવાદ આપ્યો છે.

આ રીતે મૂળના ક્રમમાં પરિવર્તન કરવાથી મૂળનું વક્તવ્ય કેટલું સરલ અને સુગ
થયું છે તે તો એકલા ભાષાનુવાદનો ઉપયોગ કરનાર કહી શકે. પણ કર્તાએ કાંઈક હેતુ
પુરઃસર ક્રમભંગ કર્યો છે એ ચોક્કસ છે.

એક બીજી વિશિષ્ટતા પણ જે ખાસ નોંધવી જોઈએ તે એ છે કે અનુવાદમાં

અનુવાદ સાથે ક્વચિત્ વિવેચન પણ કર્યું છે. દા. ત. જુઓ પૃ. ૧૩,* ૯૯ વગેરે. પછી ક્વચિત્ મૂળ સાથે લાંબું ટિપ્પણ ઉમેરીને વિવેચન કર્યું છે. દા. ત. પૃ. ૫૫માં ટિપ્પણ છે તે જુઓ. એમાં ભાગવતમાં જુદે જુદે સ્થળે વિષ્ણુના અવતારો ગણાવ્યા છે તેમાં જે સંખ્યાનો વિરોધ આવે છે તે નોંધ્યા પછી શ્રી. અમરનાથ રાયનાં 'હિસ્ટોરિકલ ક્વોર્ટર્લી'માં આવેલા એક લેખને અનુસરી બીજા સ્કંધની લીલાવતારોની ગણતરી સિવાયની બાકીની—ભાગવતના બીજા સ્કંધોમાંની ગણતરીઓને પાછળથી ઉમેરાયેલી ગણે છે. આગળ ચાલતાં એ જ ટિપ્પણમાં વરાહાવતારની વાતમાં ( પૃ. ૬૧ માં ) કહે છે કે "વરાહાવતાર વિશે બે જુદી જુદી કથાઓને ભાગવતકારે કઢંગી રીતે ભેગી કરી છે એમ જ કહેવું જોઈએ અથવા તો તે બે કથાઓ જુદે જુદે પ્રસંગે મૂળ ભાગવતમાં જુદે જુદે હાથે ઉમેરાઈ છે અને પછી તેમને આવી રીતે જોડી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એમ માનવું જોઈએ."

વિવેચનના વધારે દાખલાઓ ઉતારવાની જરૂર નથી. અને આટલા અવલોકનથી આ ગ્રન્થના સ્વરૂપનો વાંચનારને જરૂર ખ્યાલ આવશે.

બધી રીતે જોતાં, ભાગવતનો આ છાયાનુવાદ જરૂર અમુક વાંચનાર વર્ગને આકર્ષક થશે

* ટિપ્પણીઓમાં કેટલીક વાર ટીકાઓમાંથી તથા બીજાં પુરાણો વગેરેમાંથી ખુલાસા ઉમેર્યા છે તેને વિવેચનમાં નથી ગણતો.

એમ હું માનું છું. ભાગવત ભક્તિ-જ્ઞાન-વૈરાગ્ય પોષક પુરાણ હોવા છતાં એમાં સરસ કથાઓ અને મનોહર કાવ્યો છે. આ કાવ્યભાગનો કાવ્યગુણ આવા સંક્ષેપમાં ભાગ્યે જ જળવાય અને કથાઓનો રસ કોઈ વાર સંક્ષેપમાં ટકશે એમ છતાં આ ગ્રન્થમાં સંક્ષેપ સાથે સુવાચ્યતા, ભાષાની પ્રવાહિતા અને સરલતા તથા ગોઠવણની ઋજુતા વગેરે ગુણો એવા છે કે ભાગવતનો આ છાયાનુવાદ લોકપ્રિય થવો જોઈએ, એમ મને લાગે છે.

ભાગવતના આ છાયાનુવાદ સાથે કર્તાએ ૫૮ પાનાંનો એક ઉપોદ્ઘાત જોડ્યો છે. જેમાં આરંભમાં પૌરાણિક સાહિત્યની સામાન્ય નોંધ અઢાર પુરાણોનાં નામો સાથે કરી છે. પછી ભાગવતાદિમાં આવતી કૃષ્ણ ગોપીઓની શૃંગાર કથા વિશે લેખકે પોતાને એકબે વિચાર આવ્યા તે સહેજ નોંધ્યા છે. પછી ભાગવતના કર્તા અને સમય ઉપર નોંધ છે.× ભાગવતના કર્તા દ્રાવિડ હોવા જોઈએ એવા મારા જૂના મતને નવા દાખલાઓ વડે આ લેખકે પુષ્ટિ આપી છે.

ભાગવતના સમય વિશે મેં આ માસિકમાં જ (આ અંકમાં) જુદો લેખ લખ્યો છે. એટલે અહીં એનો નિર્દેશ જ બસ છે. ભાગવત પુરાણનું ભાગવત ધર્મમાં વિશિષ્ટ સ્થાન છે એ ધ્યાનમાં રાખી લેખકે ઉપોદ્ઘાત ( પૃ. ૩૭ થી ૫૮ )માં ભાગવત ધર્મના ઇતિહાસનું ટૂંકામાં અવલોકન કર્યું છે જે મોટે ભાગે મારા 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' ( આવૃત્તિ ૨ )માંથી ખેંચેલો સાર છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

ઉપોદ્ઘાતના છેલ્લા પાનામાં ભાગવત માહાત્મ્ય છે. અલબત પ્રચલિત 'ભાગવત માહાત્મ્ય' સાથે એને કશો સંબંધ નથી. પણ ભાગવતની મહત્તા વિશે પદ્મપુરાણમાંથી એક ટૂંકો ઉતારો કરીને લેખક બે શબ્દો કહ્યા છે.

છેવટ ઉપોદ્ઘાતના અંતમાં લેખક કહે છે કે " જેટલા દિવસ આ પવિત્ર ગ્રન્થના સેવનમાં આ અનુવાદને નિમિત્તે ગયા છે તેટલા દિવસ કોઈ અનેરા આનંદમાં ગયા છે અને એ અનુભવ સૈકાઓથી આપણા પૂર્વજોનો છે."

ભાગવતના છાયાનુવાદના કર્તાનો આ અનુભવ એના સર્વ વાંચનારને પણ ઓછા વધુ પ્રમાણમાં થશે એવી મને તો શ્રદ્ધા છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**Your Diet in Health and Disease:—by Harry Benjamin. Published with permission by Juthabhai Amarshi Shah, Harijan Ashram, Sabarmati. Price Rs. 0-12-0**

મૂળ પુસ્તક રૂ. ૨-૧૦-૦ નું થાય, પણ ઉપયોગી છે માટે શ્રીયુત જુઠાભાઈએ લેખકની પરવાનગી માગી તેની સોંઘી આવૃત્તિ કાઢી છે. પુસ્તકમાં ખોરાક વિશે વૈદક દૃષ્ટિથી વિચારો આપેલા છે. આના લેખક નેચરોપથીને માનનારા છે, પણ એ નહિ માનનારાને પણ આ પુસ્તક ઉપયોગી છે, કારણ કે વિટામિન્સ (પ્રજીવક તત્ત્વો), ખોરાકમાં આવતી સ્ટાર્ચ, તેમાંથી થતા એસિડો વગેરે તો સર્વમાન્ય વિજ્ઞાનનો ભાગ છે. જે ઉદ્દેશથી પ્રકાશકે આ સોંઘી આવૃત્તિ કાઢી છે તે સફળ થશે એવી આશા રાખીએ છીએ. ધ્રુ.

× લેખકે પૃ. ૩૩ ની ટીપમાં કહ્યું છે તેમ, આ વિષયને લગતી દલીલો એમણે 'પુરાતત્ત્વ' ( પુ. ૫, પૃ. ૧૧૨ )માં છપાયેલા 'ભાગવતનો સમય' એ મારા લેખમાંથી લીધી છે.

# શ્રી. દક્ષિણામૂર્તિ

પ્રકાશન મંદિરના ગ્રાહકોને જણાવવાની રજા લઈએ છીએ કે તેમણે પ્રકટ કરેલા લગભગ તમામ પુસ્તકો અમે ખરીદી લીધેલાં હોવાથી તે પુસ્તકો માટે હવેથી અમને લખવું.

## શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરનાં બાલસાહિત્યનાં તેમજ બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | બાલસાહિત્યમાળા પુ ૧ થી ૮૦ના સેટના | ૬–૪–૦ |
| ૨ | બાલસાહિત્યગુચ્છ પુ. ૧ થી ૨૫ના સેટના | ૨-૧૧-૬ |
| ૩ | બાલસાહિત્યવાટિકા પુ. ૧ થી ૩૫ દરેકના | ૦–૫–૦ |
| ૪ | બાળવાર્તા ભા. ૧ થી ૫ શ્રી. ગિજુભાઇ દરેકના | ૦–૬–૦ |
| ૫ | કિશોરકથાઓ ભા. ૧–૨ ,, | ૦–૬–૦ |
| ૬ | રખડુ ટોળી ખંડ ૧–૨ ,, | ૦–૮–૦ |
| ૭ | ધર્માત્માનાં ચરિત્રો શ્રી ગિજુભાઇ | ૦–૮–૦ |
| ૮ | ઇસપનાં પાત્રો : ગધેડા ,, | ૦–૫–૦ |
| ૯ | બાળ લોકગીતસંગ્રહ ભા. ૧થી૨ દરેકના | ૦–૩–૦ |
| ૧૦ | પ્રાસંગિક મનન | ૦–૮–૦ |
| ૧૧ | મહાભારતના પાત્રો ભા. ૧થી૧૨ શ્રી. નાનાભાઇ | ૪–૦–૦ |
| ૧૨ | રામાયણના પાત્રો ૧થી૫ ,, | ૧–૭–૦ |
| ૧૩ | હિંદુધર્મની આખ્યાયિકાઓ ખંડ ૧થી૨ શ્રી નાનાભાઇ દરેકના | ૦–૮–૦ |
| ૧૪ | શરશય્યા પરથી | ૦–૬–૦ |
| ૧૫ | બાલરામાયણ | ૦-૧૦-૦ |
| ૧૬ | ભગવાન બુદ્ધ | ૦–૩–૦ |
| ૧૭ | સો કે નાં પરાક્રમો | ૦–૩–૦ |
| ૧૮ | રંગરેખા સોમાલાલ શાહ | ૨–૮–૦ |

## અન્ય બાલસાહિત્યનાં સુંદર પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | બાલકુંજ | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૨ | બાલકથાવલિ | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૩ | બાલવાર્તા વિનોદ | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૪ | નાની બહેન | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૫ | પુંડરિકના પરાક્રમો | ર. ના. શાહ | ૦-૧૦-૦ |
| ૬ | વિકરાળ વન | ર. ના. શાહ | ૦-૮-૦ |
| ૭ | હિંદુસ્તાનની બાળ-વાર્તાઓ | ર. ના. શાહ | ૧-૦-૦ |
| ૮ | વાણિયાની વાતો | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૯ | બાલમંજરી | ના. ઇ. પટેલ | ૦-૮-૦ |
| ૧૦ | કેટલાંક પક્ષીઓ | ગિજુભાઇ | ૦-૧૨-૦ |
| ૧૧ | નવાં ગીતો ભા. ૧લો | ત્રિભુવન વ્યાસ | ૦-૬-૦ |
| ૧૨ | નવાં ગીતો ભા. ૨જો | ત્રિભુવન વ્યાસ | ૦-૮-૦ |
| ૧૩ | મોતીની માળા | મકનદાસ મહેતા | ૦-૧-૦ |
| ૧૪ | વીર જગદેવ | તા. પો. અડાલજા | ૧-૮-૦ |
| ૧૫ | ગલગોટા | દેશળજી પરમાર | ૦-૧૦-૦ |
| ૧૬ | ટહૌકા | દેશળજી પરમાર | ૦-૫-૦ |
| ૧૭ | કુરબાનીની કથાઓ | મેઘાણી | ૦-૬-૦ |
| ૧૮ | દાદાજીની વાતો | મેઘાણી | ૦-૮-૦ |
| ૧૯ | ડોશીમાની વાતો | મેઘાણી | ૦-૮-૦ |
| ૨૦ | પગલાં ભા. ૧ | રમણલાલ સોની | ૦-૫-૦ |
| ૨૧ | પગલાં ભા. ૨ | રમણલાલ સોની | ૦-૫-૦ |
| ૨૨ | પગલાં ભા. ૩ | રમણલાલ સોની | ૦-૫-૦ |
| ૨૩ | પગલાં ભા. ૪ | રમણલાલ સોની | ૦-૫-૦ |
| ૨૪ | ગુલાબ અને શીવલી | પ્રહલાદ પારેખ | ૦-૧૦-૦ |
| ૨૫ | પોપટની વાર્તા | શાંતિલાલ ઓઝા | ૦-૬-૦ |
| ૨૬ | સોક્રેટીસની સફર | બ્રેઇન | ૧-૪-૦ |
| ૨૭ | શિશુકથાઓ | રમણલાલ સોની | ૦-૧૨-૦ |

ગુજરાતી સાહિત્યના કોઇપણ પુસ્તકો અમારે ત્યાં સસ્તે ભાવે મળવાનું મુખ્ય કારણ એ છે કે શિષ્ટ સાહિત્યના લગભગ તમામ પુસ્તકો કાં તો અમારા પ્રકાશનો છે અથવા તો સોલ એજન્સીનાં છે અને બીજાં પણ મોટા જથ્થામાં હંમેશાં તૈયાર હોય છે. એક જ વખત ખાત્રી કરો.

સોલ એજન્ટસ :

# આર. આર. શેઠની કંપની

બુકસેલર્સ-પબ્લિશર્સ, પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઇ—૨



આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૬
આશ્વિન

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૫
અંક ૧૨




વૉર્ડન

વૉર્ડન-ચિરસ્થાયી, નક્કર ને યશસ્વી જીવનવીમાનું પ્રતીક, ન્યાય અને મૈત્રીના સિદ્ધાંતોને વળગી રહી જેણે પોતાની કારકીર્દિની ઉજ્જવળ, ભવ્ય રેખા દોરી છે.

વૉર્ડન એના પૉલિસી ધરાવનારાઓ અને તેમનાં કુટુંબીજનોને ઉમદા રક્ષણ આપે છે.

## થોડાં વરસોની સિદ્ધિનું ફળ !

| | | | |
|---|---|---|---|
| ચાલુ કામકાજ | ... | રૂ. | ૧,૦૦,૦૦,૦૦૦ |
| મિલકતનો પૂરવઠો | ... | રૂ. | ૭,૦૦,૦૦૦ |
| પ્રિમિયમ આવક | ... | રૂ. | ૫,૦૦,૦૦૦ |
| લાઈફ ફંડ | ... | રૂ. | ૪,૫૦,૦૦૦ |
| સરકારી જામીનગીરીઓમાં રોકાણ... | | રૂ. | ૩,૫૦,૦૦૦ |
| દાવા ચૂકવ્યા | ... | રૂ. | ૧,૦૦,૦૦૦ |

☆ એન્ડાઉમેન્ટ અને હોલ લાઈફ ઉપર બોનસ રૂ. ૧૨-૮-૦ ની જાહેરાત.

☆ વૉર્ડનનો ભૂતકાળ એ એના ગૌરવોજ્જવળ ભાવિનું સૂચક હોય તો એક મહાન્ કંપની સરજાઇ રહી છે એ વાત નિઃશંક છે.

☆ આજે વૉર્ડન યુવાન છે, છતાં પણ બીજી કેટલી યે જિંદગીના વીમાની કંપનીઓ કરતાં પોતાનું એક કરોડ રૂ. નું કામકાજ ધરાવવાના ગૌરવ માટે એણે ઓછાં વરસો લીધાં છે. એણે એની ભવ્ય તવારીખમાં દરેક વરસે વીમા ને મિલકતો વધારવામાં પ્રગતિ જ સાધી છે.

☆ વૉર્ડનની પ્રગતિ નક્કર, સાબૂત ને એકધારી વહી રહી છે.

☆ પ્રગતિનું જોમ વધતું હોય ત્યારે વિકાસની તકો..........તમારા પોતાના વિકાસ માટે પૂરતી હોય છે. જુઓ, તપાસો. તવારીખનું પુનરાવર્તન થતું જ હોય છે.



# ધી વૉર્ડન ઇન્સ્યોરન્સ કં. લિ.

હેડ ઑફિસ : અમદાવાદ.

શાખાઓ અને એજન્સીઓ : સર્વત્ર હિંદભરમાં.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૦ આશ્વિન : ૧૯૯૬ અંક ૬

## હૃદયની ઉજાણી

ઉમાશંકર જોષી

નમી ત્યાં સંધ્યા, ને
સરી સૃષ્ટિ ધ્યાને, કલરવ પડ્યો શાંત ખગનો.
જરી થંભી ઊભો ઘડીક ચરખો જીર્ણ જગનો.

ચકિત સહુ ઊભાં તરુવરો,
ચકિત વિરમે વ્યોમ તિમિરોઃ—
સમાશે ક્યાં જો આ હૃદયહૃયનો મૌનઉભરો !

સ્મિતોલ્લાસોની ના
રણી ઊઠી વીણા,
ન રંગો, ભ્રૂભંગો, નયનઅણીનાં કે નરતનો.
વહ્યો મૂંગોમૂંગો પ્રવહ રસચતન્યઘનનો.

રજનિ છલકી તારકફૂલે,
અવનિ પુલકી અંગ સઘળે;
નવા વેગે પાછો શ્રમિત જગચર્ખો પણ ઝૂલે.

સમાધિ જે લાધી,
ભલેને હો આધો ક્ષણુની, પણ આનન્ત્યસભર;
અમે માણી માણી હૃદયની ઉજાણી મનભર.

☆

# अहिंसानां केटलांक पासां

श्री काकासाहेब कालेलकर

હિંસા-અહિંસાનો સવાલ આપણા બચપણમાં ખાવાપીવાના સંબંધમાં જ ઊઠતો હતો. જ્યારે વૈષ્ણવોનો દયાધર્મ અને પ્રેમધર્મ આપણા જીવનમાં દાખલ થયો ત્યારે, કોઈ પણ વ્યક્તિને ક્રોધથી કઠોર વચનથી દુઃખ પહોંચાડવામાં પણ હિંસા છે અને પ્રિય અને હિતકર વચનથી તથા સેવાથી સૌને રાજી રાખવામાં અહિંસા છે એટલું સ્થૂળ સ્વરૂપે આપણે સમજી ગયા.

ત્યારપછી આ પ્રશ્ને એક નવું જ સ્વરૂપ પકડ્યું:

જાલિમને દંડ દેવા માટે, ગુનેગારને સજા કરવા માટે પણ આપણે અહિંસાનો આશ્રય ન કરીએ—આ ખ્યાલ ગાંધીજીએ આપણી સામે રજુ કર્યો. જલિયાનવાલા બાગના પ્રસંગ પછી જે રાષ્ટ્રવ્યાપી આંદોલન ગાંધીજીએ શરૂ કર્યું તેમાં ખાસિયત એ હતી કે ગાંધીજી જનરલ ડાયરને સજા કરાવવા ચાહતા નહોતા. હિંદુસ્તાનના પૈસામાંથી જે પેન્શન જનરલ ડાયરને મળતું હતું તેટલું બંધ કરવામાં આવે અને સરકાર ડાયરને દોષિત જાહેર કરે° તેટલાથી ગાંધીજીને સંતોષ હતો. આ જ દૃષ્ટિ અને વૃત્તિ ગાંધીજીએ દેશ પાસે પણ સ્વીકારાવી.

## अहिंसानां चार पासां

નિરામિષાહાર કરીને પશુપક્ષીઓની હિંસા ન કરવી એ અહિંસાનો એક પ્રકાર હતો. કઠોરતા છોડીને બધાંની સાથે કોમળતાથી વર્તવું એ એનો બીજો પ્રકાર હતો. અત્યાચારી અને ગુનેગારને સજા ન કરીને કેવળ એને દોષિત જાહેર કરીને સંતોષ માનવો એ ત્રીજી સ્થિતિ હતી. પછી ગુનેગારે ગુનો કર્યો, હત્યા કરવામાં તે સફળ થયો કે નિષ્ફળ, પણ છેવટે તે રાજપુરુષોના હાથમાં આવી ગયો પછી કાયદાનો આશરો લઈને આપણે એનો બદલો લઈએ એ ઉચિત છે? કે કેવળ તેને દોષિત ઠરાવીને છોડી દઈએ એ ઉચિત છે? આ એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન કે સમસ્યા આપણી સામે આવી.

એથી આગળ જઈને આત્મરક્ષા માટે પણ આપણે કોઈની પણ હત્યા કરીએ કે ન કરીએ, ક્યાંય જવાબરૂપે હિંસાનો ઉપયોગ કરીએ કે મ કરીએ, એ મહત્ત્વનો સવાલ છે.

## आत्मरक्षण अर्थे हिंसा

કેટલાક લોકો કહે છે કે પેટ પાળવા માટે જે હિંસા કરવી પડે છે તેને સદોષ સમજવી ન જોઈએ, ઓછામાં ઓછું એને ક્ષમ્ય તો સમજવી જ જોઈએ. આ દૃષ્ટિ ઘણા લોકોની છે. એ વાતનો સ્વીકાર કર્યા પછી ' જો ભરણપોષણને માટે હિંસા યોગ્ય છે તો આત્મરક્ષણ માટે તે યોગ્ય કેમ નથી? ' એ સવાલ સ્વાભાવિક રીતે જ ઊઠે છે. અને આત્મરક્ષાનો સવાલ એટલો ગૂઢ છે કે આત્મરક્ષણ કોને કહેવું અને આક્રમણ કોને કહેવું એનો નિર્ણય મોટામોટા પંડિતો પણ નથી કરી શકતા. જો મારા ઘરમાં કે બગીચામાં એક સાપ ધસી આવે તો હું તેને

મારું કે નહિ ? નથી એ કોઈને કરડયો કે નથી એણે કોઈ ઉપર આક્રમણ કર્યું. તો પણ લોકો એને મારી નાખે છે અને કહે છે કે કદાચ એ કરડે કે આક્રમણ કરે.

આ વાત તો એવી છે કે કંદોઈની દુકાનની સામે જે બાળકો ઊભાં છે તે મીઠાઈ ઉઠાવીને ખાઈ જશે એવો સંભવ છે માટે એમને પકડીને કેદમાં મોકલી દેવામાં આવે! આજે ઇંગ્લંડ અને જર્મની બંને આત્મરક્ષાને માટે લડી રહ્યાં છે. જાપાન પણ કદાચ ચીન સાથે આત્મરક્ષાને માટે જ લડી રહ્યું છે!

ગાંધીજી કહે છે કે આત્મરક્ષાનો પ્રયોગ પણ અહિંસક પદ્ધતિએ કરવો જોઈએ. અપવાદ રૂપે એમનું એટલું જ કહેવું છે કે કાયર થઈને નાસી જવું અને મનથી હિંસા કરતા રહેવું એ વધારે ખરાબ છે. એના કરતાં નિર્ભય અને બહાદુર થઈને હિંસા કરવી વધારે સારી છે. કેમકે એ રસ્તે મનુષ્ય કોઈ ને કોઈ દિવસ અહિંસા સુધી પહોંચી જશે.

## जीवनमां हिंसा अने अहिंसानुं स्थान

જ્યારે હું અહિંસાનો વિચાર કરવા માંડું છું ત્યારે મને ગીતાનું એક વચન યાદ આવે છે: ભગવાને કહ્યું છે કે, આખી દુનિયા સત્ અને અસત્ બંને તત્ત્વોની બની છે, બંને ભગવાનની વિભૂતિઓ છે. એવી જ રીતે જીવનમાં હિંસા અને અહિંસા બંનેનું સ્થાન છે. પણ બંનેમાં ભેદ એ છે કે હિંસાને જીવનમાં સ્થાન હોવા છતાં પણ જીવનની કૃતાર્થતા એમાં નથી. હિંસાને સ્થાન મળેલું હોવા છતાં તેનું સમર્થન કરી શકાતું નથી.

Violence is the fact of life, Non-violence is the law of life. Violance sometimes make for life, Non-violence is the fulfillment of life ( હિંસા જીવનની એક વાસ્તવિકતા છે, અહિંસા જીવનનો ધર્મ છે. હિંસા કોઈ કોઈ વખત જીવનને નિભાવે છે, અહિંસામાં જીવનની પરિપૂર્ણતા છે.)

આવી સ્થિતિમાં, જેમ આપણે, એવી પ્રાર્થના કરીએ છીએ "હે પ્રભુ! અમને *અસત્‌માંથી સત્ તરફ, અંધકારમાંથી પ્રકાશ તરફ, અને મૃતમાંથી અમૃત તરફ લઈ જા,"* તેવી જ રીતે આપણે એવી પ્રાર્થના પણ કરવી પડશે કે "હે ભગવન્ અમને હિંસા તરફથી અહિંસા તરફ લઈ જા." પ્રારંભ તો હિંસામાં જ છે. એના ઉપર વિજય મેળવીને જ આપણે અહિંસા તરફ આગળ વધવું છે.

## अहिंसानो प्रथम उदय

જ્યારે હું વિચાર કરું છું કે ઇતિહાસ-પૂર્વકાળમાં જ્યારે મનુષ્યપ્રાણી અગ્નિ સળગાવવાનું પણ નહોતો જાણતો અને જ્યારે હાથી કરતાં યે મોટી છીપ દુનિયામાં મળતી હતી અને જ્યારે મોટા મોટા અજગર ગાય બળદ જેવાં મોટાં જનાવરોને ખાઈ જતા હતા ત્યારે મનુષ્ય પોતાની રક્ષા કઈ અહિંસાથી કરી શકતો હતો! ત્યારે જીવવા માટે હિંસા અપરિહાર્ય જ હતી. અહિંસાનો ખ્યાલ પણ લોકોને નહોતો. એ જમાનામાં એક જ વાત દરેકના દિલમાં દિનરાત ઊઠતી હતી કે આપણે પોતાની જાતનું શી રીતે

રક્ષણ કરીએ ? આપણને ખાવાનું શી રીતે મળે ? બીજાનો વિચાર કરવાનો તે સમય જ નહોતો. પણ એવા વાતાવરણમાં પણ માતાના દિલમાં પોતાનાં બાળકો પ્રત્યે પ્રથમ અહિંસાનો ખ્યાલ પેદા થયો, પછી સ્વાર્થત્યાગ અને બલિદાનનો. એ જમાનામાં જો આપણે સાપ, હાથી, સિંહ, વગેરેથી બચવા અહિંસાનો પ્રયોગ કરત તો કોણ જાણે શું યે પરિણામ આવત ?

આજ આપણે માંસાહાર વિના જીવી શકીએ છીએ. એક સમય હતો જ્યારે મનુષ્યને એ વિશ્વાસ જ નહોતો કે માંસાહાર વિના પણ જીવી શકાય છે. આજ આપણે માનીએ છીએ કે વનસ્પતિને મારીને ખાધા વિના આપણે જીવી જ નથી શકતા અને એટલા માટે વનસ્પતિની હિંસાને હિંસા ન માનવી જોઈએ.

## हिंसानां केटलांक समाजमान्य रूप

એ જ રીતે આજ આપણે સામાજિક જીવન સુરક્ષિત કરવા માટે પ્લેગ જેવા રોગનાં જંતુઓનો નાશ કરવામાં કોઈ દોષ નથી જોતા. મચ્છરોને અને માકણોને પણ મારતી વખતે કોઈને ખ્યાલ પણ નથી આવતો કે એમ કરવાનો પોતાને કોઈ જ અધિકાર નથી.

ગાંધીજીએ પણ એ વાત સ્વીકારી છે કે રાષ્ટ્ર વચ્ચેના વ્યવહારમાં અહિંસાનું પાલન કરવાનો આટલો આગ્રહી પ્રચાર કરતા છતાં પણ ચોર અને લૂંટારાઓના ઉપદ્રવથી બચવાનો અને એમના ઉપર પણ અહિંસાનો પ્રભાવ પાડવાનો એમની પાસે કોઈ ઉપાય કે તરકીબ નથી. માણસો જ્યારે ગાંડા થઈને શહેરમાં ખાનાખરાબી કરે છે કે મકાન બાળવા માંડે છે ત્યારે પણ ગાંધીજી એમના ઉપર ગોળી ન ચલાવવાની સલાહ આપે છે અને કહે છે કે એવી હાલતમાં કેટલાક શૂરવીરોએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં ગાંડી થયેલી જનતાની સામે પોતાનું બલિદાન આપવા જેવું જોઈએ ત્યારે તે જ ગાંધીજી ચોર અને ડાકુઓની સાથે એવું કરવાની સલાહ નથી આપતા. ઉન્માદવાળી જનતા ગમે તેટલી પાગલ કેમ ન હોય, પણ તે આખરે સમાજની પ્રતિનિધિ છે. જ્યારે ચોર અને ડાકુ સમાજની કેવળ વિકૃતિ જ છે. એટલા જ માટે ચોર અને ડાકુઓને સમાજના પ્રતિનિધિ રૂપ સરકાર દ્વારા સજા અપાવવી એ યોગ્ય ગણાય છે.

## स्वाभाविक हिंसानो निग्रह

હવે જે લોકો ચોરીલૂંટનો જ ધંધો કરે છે તેમ જ આજીવિકાનું બીજું સાધન જાણતા જ નથી, તેમના દ્વારા જે હિંસા થાય છે, તે બિલાડી ઉંદર મારતી વખતે કરે છે એ પ્રકારની હિંસા છે. બિલાડીને ખ્યાલ સુધ્ધાં નથી હોતો કે પોતે ઉંદરોને દુઃખ દઈ રહી છે. એ જ રીતે ચોરી લૂંટ કરનારા લોકો અને મનુષ્યનું અપહરણ કરીને તેનું ધન વગેરે છીનવી લઈ તેને છોડી દેનાર પઠાણોને અહિંસાનો ખ્યાલ સુધ્ધાં નથી આવતો.

જેની સમજમાં હિંસાનો દોષ આવી શકે છે, જેના મનમાં અહિંસાનો ઉદય થઈ શકે છે તેને માટે જ સત્યાગ્રહનો માર્ગ છે. હિટલર, મુસોલિની અને સ્ટેલિન પોતાની સંહારલીલા ભલેને ચલાવે પણ તે અહિંસાને સમજી શકે છે. એટલું જ નહિ પણ અહિંસાથી પ્રભાવિત પણ થઈ શકે છે. પણ વાઘ કે રીંછની સાથે આપણે ગમે તેટલો સત્યાગ્રહ કરીએ તો પણ તે આપણી વાત સમજી જ નહિ શકે.

ઘરમાં જ્યારે બિલાડી પેસી જાય છે ત્યારે આપણે તેને બહાર જવાનું મોંએથી પણ નથી કહેતા, કોઈના દ્વારા સૂચના પણ નથી દેતા, પણ એને પ્રયત્નપૂર્વક નસાડી દઈએ છીએ. એવી જ રીતે જે લોકો સ્વભાવે જ દુરાચારી છે અને જેને માટે બીજો ધંધો જ નથી, એવા લોકોને સામાજિક સંગઠન દ્વારા રોકવા બહુ જ જરૂરી છે અને એ રીતે રોકવામાં થોડી હિંસા થઈ જાય તો પણ આપણે તેને અહિંસા જ સમજવી જોઈએ.

## सरहदमां शो ઉपाय करीએ?

સરહદમાંથી આપણે જ્યારે મનુષ્યના અપહરણની, જબરદસ્તીથી ધર્માન્તર કરાવવાની અને ખૂન વગેરેની ખબર સાંભળીએ છીએ ત્યારે વિચાર આવે છે કે આનો શો ઉપાય કરીએ?

લોકોના જાનમાલનું રક્ષણ કરવાનો બોજો જેનો છે તે સરકાર કાં તો એનો ઇલાજ કરી નથી શકતી અથવા તો કરવા નથી ચાહતી. અને ચાહતી હોય તો પણ તેને માટે પૂરો પ્રયત્ન નથી કરતી. એવી હાલતમાં આપણે શું કરવું જોઈએ? જવાબ સ્પષ્ટ છે: જો આપણે આપણું બલિદાન આપી શકતા હોઈએ તો શુદ્ધ અહિંસક રહીને પ્રસન્નતાથી આપણું બલિદાન આપી દઈએ. જો એ આપણાથી ન બને તો જાનને ભયમાં નાખીને પણ જે રીતે થઈ શકે તે રીતે એ અત્યાચારોનો પ્રત્યક્ષ વિરોધ કરતાં શીખીએ. અને જો એ પણ ન કરી શકીએ અથવા રાજકીય પરિસ્થિતિને લીધે એમ કરવામાં સફળ ન થઈ શકીએ તો હિજરત કરીને પોતાની શક્તિ વધારવી અને સાથે સાથે સરકારને પણ ઠીક કરવાની કોશિશ કરવી.

જ્યાં સુધી એવો કોઈ ઇલાજ હાથમાં નથી આવ્યો ત્યાં સુધી કાં તો બધાં કષ્ટ સહન કરી લેવાં જોઈએ, બધી રીતની મુશ્કેલીઓ બરદાસ્ત કરી લેવી જોઈએ કે પછી આત્મહત્યા કરવી જોઈએ.

## सरकार जवाबदार છे

કહેવાય છે કે કાઠિયાવાડના બહારવટિયા બાગી લોકો કોઈ રાજા પાસેથી ન્યાય નહોતા મેળવી શકતા તો નિર્દય થઈને રાજાની નિર્દોષ પ્રજાને હેરાન કરતા. તો પછી સરહદની મુસલમાન પ્રજાથી આપણે બચી શકતા નથી ત્યારે એમની સાથે લડવા કરતાં આપણે આપણી સરકારને જ હેરાન કરવી જોઈએ. જનતાના દોષને માટે રાજાને દંડ દેવા કરતાં એના જેટલું રાજાના દોષ માટે જનતાને દંડ દેવો ન્યાયયુક્ત નથી. દેશી રાજા આપણને હેરાન કરે છે તો આપણે એનો ઇલાજ બ્રિટિશ સરકારને જ ઠીક કરીને કરી શકીએ છીએ. તે જ રીતે સરહદના મુસલમાનો હિંદુઓનાં અપહરણ કરતા હોય તો એનો ઇલાજ એ મુસલમાનો સાથે વેર કરવાથી નહિ થાય, પણ એવી હાલતને મંજૂર રાખનાર સરકારને જ દંડ દેવાથી થઈ શકે છે. ત્યારે જ સરકાર પોતાના કર્તવ્યને ઓળખશે.*

મે, ૧૯૪૦



* હિંદી 'સર્વોદય' માંથી. અનુવાદક: શ્રી. રામચંદ્ર પંડ્યા

# કોને શરણે જાઉં ?

રામભાઇ પટેલ

**આ**જે ભારતવર્ષમાં શું કે જગતના અન્ય દેશોમાં શું સર્વ સ્થળે ઇન્સાન માત્રનો સમૂહ તવારીખમાં ભાગ્યે જ જોવા મળતી ભયાનક માનસક્રાન્તિમાંથી પસાર થઇ રહ્યો છે. દરેક યુગને પોતાની અમૂર્ત સ્વરૂપે પણ એક બહુવ્યાપી આચાર–ફિલસૂફી હોય છે. બહુજનસમૂહ એ પ્રવર્તમાન ફિલસૂફીના તથ્યમાં વિશ્વાસ ધરાવતો હોય છે. અને સાધારણ રીતે અન્ય કોઈ ભિન્ન પ્રકારની ફિલસૂફી પ્રવર્તમાન ફિલસૂફીને ભાગ્યે જ ચેલેંજ કરતી માલમ પડે છે. વર્તમાનયુગ અને તેમાં યે છેલ્લાં દશેક વરસથી જગતની ફિલસૂફીની ઘટનાઓ-માં પારાવાર પરિવર્તનો થયાં છે, ધરતીના વ્યાપને આવરી લે એ ધોરણે સારીનરસી ફિલસૂફીઓનાં તાંડવ જામ્યાં છે. વિરાટ ક્ષેત્રે વાદોનાં દ્વંદ્વો બળનો આસરો લઇને પરસ્પર વિગ્રહોમાં ઊતરી પડ્યાં છે.

આપણે જરા ઊંડા ઊતરીને જોઈશું તો જણાશે કે વર્તમાનયુગીય વાદો–કે જેનો કોઈ ને કોઈ ફિલસૂફીમાંથી ઉગમ થયો હોય છે–નું એક ખાસ લક્ષણ એના મતવાદીઓનો ઝનૂની મતાગ્રહ છે. દિવસે દિવસે એ મતાગ્રહ હિંસાનું અળખામણું સ્વરૂપ ધારણ કરતો જાય છે. ફાસીવાદ, નાત્સીવાદ, કોમવાદ, સામ્યવાદ, જાતિવાદ ગમે તે વાદ લો, સૌ વાદોનું એકમાત્ર જઘન્ય સ્વરૂપ પરમતાસહિષ્ણુતાનું દેખાશે. તલવારને જોરે, જાલિમપણાને જોરે પણ અન્ય વાદનું ખંડન એ જાણે પોતાના વાદના પ્રસ્થાપન માટે અનિવાર્ય ધોરણ બનતું જાય છે. એકેએક વાદના વાદીઓ પોતાના સ્વીકૃત વાદ પરત્વે જેહાદીની તમન્ના સેવતા માલમ પડે છે. એમાં માનવમનની અખંડ્ય સ્વતંત્રતા લોપાઇ રહી છે. 'કોઈ પણ વાદના વાદી બની પરવાદના ખંડન માટેના વિગ્રહના સૈનિક બની જાવ યા તો ભૂંસાઈ જવા તૈયાર રહો ' એ આજનું યુગસૂત્ર થતું જાય છે.

મનુષ્યની આખી પ્રવૃત્તિધારાની તવારીખ તપાસીશું તો લગભગ નિરપવાદ ધોરણે માલમ પડશે કે જે કાળે ને જે સ્થળે માનવસમૂહ વધારે સહિષ્ણુ ને વધારે વાણીસ્વાતંત્ર્ય-પ્રધાન થયો હતો એ યુગે, એની પ્રવૃત્તિમેખલાને ચમત્કારી છે, શણગારી છે ને ઓપ ને ઓજસ્ બંને અર્પ્યાં છે. આર્ય યુગ લો, ગ્રીસ ને રોમન કાળ લો, મીસરી સંસ્કારિતાનો મધ્યાહ્ન તપાસો, ભારતના મધ્યયુગનો અમુક સમય લો, ૧૬મી ને ૧૯મી સદીનું બ્રિટન લો, અને સૌથી વધારે તો સ્વાતંત્ર્ય યુદ્ધ પછીનું લિબરલ મતવાદી અમેરિકા લો: જ્યાં લિબરલીઝમ, ડેમોક્રસી, આર્યત્વને રૂંધતી સત્તાનિષેધોની વાડ નથી ત્યાં સાહિત્ય, સંગીત, શિલ્પ, વિજ્ઞાન, સમાજસંસ્કરણ, વગેરે વિપુલ પ્રમાણમાં નજરે પડે છે. ધર્મસ્વાતંત્ર્ય, કર્મસ્વાતંત્ર્ય (વાણીવિચાર ને સંઘસ્વાતંત્ર્ય) જે રાજ્યસત્તાએ, લોકસત્તાએ માન્ય કર્યું છે એણે પોતાનું ક્ષેમ જ કર્યું છે. તવારીખ એ જ પુરવાર કરે છે કે સહિષ્ણુતાજનક લોકશાહી સમાજ કે વ્યક્તિને માટે આત્મશ્રેય સાધક છે.

ડિક્ટેટરશિપ અને ડેમોક્રસીમાં આ જ તત્ત્વતઃ ભેદ છે. ડિક્ટેટરશિપ એ ઉન્માદ છે; ડેમોક્રસી ડહાપણ છે. આ ઉન્માદ કોઈ એકાદ હિટલર કે મુસોલિનીનો હોય કે કોઈ ટોળાંનો હોય એમાં ફરક પડતો નથી. એટલે જ સામ્યવાદીઓનું એક સૂત્રવાક્ય Dictatorship

of the proletariat ( જનસાધારણની સરમુખત્યારશાહી ) મને અતિ ભયજનક લાગે છે. જો કોઈ પણ મુખત્યારશાહી અબાધિત ને બેખટક હિંસા ને બળજોરીવાળી સત્તા ઉપર નિર્ભર હોય તો એ ઉન્માદ ઉપર જ નભી શકે. કારણ કે ઉન્માદ આવેગ જન્માવે છે ને આવેગ વિના માનવી કે સમાજ જાલિમપણું આચરી શકતો નથી. અહીં ડેમોક્રસીને હું એની વિશાળ અર્થઘટનામાં વાપરું છું. ધર્મકર્મનું ડેમોક્રેટિક સ્વાતંત્ર્ય એટલે સમાજ વ્યવહારનાં સત્તાશીલ આસને બેઠેલ વર્ગ કે પક્ષ તરફથી સત્તાહીન વર્ગ કે પક્ષના દાવાનો કાયદેસર સ્વીકાર ને વ્યવહારુ આદર. ડેમોક્રસીનું સાચું વાતાવરણ એટલે સલામતી, નિર્ભયતા : દમન ને નિષ્ઠુરતા એ ડિક્ટેટરશિપનું વાતાવરણ. ડિક્ટેટરશિપમાં સત્તાશીલ હાકિમ ને એના પક્ષકારો નિષ્ઠુર, ઝનૂની, મતાંધ, અને ઉન્માદી હોય છે; ત્યારે વિરુદ્ધ પક્ષે બીજાઓમાં સામુદાયિક ગભરામણ, બેબાકળાપણું, ડર ને સલામતીનો બિલકુલ અભાવ માલમ પડે છે. આર્યનીતિનું લક્ષણ લિબરલ ડેમોક્રસીનું હતું એટલે લિબરેલીઝમને આપણે આર્યત્વ કે આર્યતા પણ કહી શકીએ. वादे वादे जायते तत्त्वबोधः । એ આર્યતા કે લિબરેલીઝમનું સ્વભાવ-લક્ષણ છે.

અધિકાર એ ગૌરવનું પ્રતીક છે; વ્યક્તિ અને સમષ્ટિ બંનેને માટે. એટલે જ તવારીખમાં સ્થળે સ્થળે માનવીએ આદરેલ અધિકારયુદ્ધોને આપણે ક્રાન્તિના ગૌરવવંતા નામે અપનાવીએ છીએ. અધિકાર–હક્કનો સ્વીકાર એ શીલની રક્ષા અને અધિકારનો વ્યવહાર એટલે શીલની પૂજા. ડેમોક્રસીએ જનસમૂહના કેટલાક પ્રાથમિક અધિકારો કબૂલ રાખ્યા છે. એને અપનાવનાર લોકસમૂહ ૧૯મી સદીમાં ઊજળો થયો હતો એમાં શંકા નથી.

હવે એ સ્થિતિનાં વળતાં પાણી આપણે ચોમેર જોઈ રહ્યા છીએ. એકહથ્થુશાહી ફિલસૂફી—Totalitarian philosophy—આગળ દુનિયામાં માનવી આજે મૂઢ, દીન બનીને પોતાનું મસ્તક નમાવે છે. ફાસિસ્ટ ફિલસૂફીએ સામુદાયિક ઉન્માદ જગવીને એના અનુયાયીઓમાં એકતાનતા આણી છે. એને લીધે એણે ડેમોક્રસીને પડકારવાની હામ બીડી છે. પરિણામે લિબરેલીઝમ આજે કપરા જોખમમાં મૂકાઈ ગયો છે. એની રક્ષા વર્તમાન યુગનો મહાપ્રશ્ન છે.

યુરોપીય યુદ્ધ ફાટી નીકળ્યા પછી હિંસક સામના દ્વારા પણ ડેમોક્રસીની અને લિબરેલીઝમની રક્ષા કરવાની બૂમ બ્રિટન પાડી રહ્યું છે. જગતભરના શાંતિવાદીઓ ને ભારતમાં અહિંસાવાદીઓને માટે એ કૂટ સમસ્યા થઈ પડી છે કે હિંસક મુખત્યારશાહીનાં આક્રમણને શાંતિવાદી પદ્ધતિથી શી રીતે ખાળી શકાય ? જો ન ખાળી શકાય એમ હોય તો શાંતિવાદ વિગ્રહકાળમાં નિષ્ફળ પુરવાર થયો ગણાય. યુરોપમાં એની નિષ્ફળતા પુરવાર થઇ ચૂકી છે.

આપણી સમક્ષ આજે બે વિકટ સમસ્યા ખડી થઈ છે. હિંદમાં તો ખાસ કરીને આપણે જોઈ શકીએ છીએ કે રહીસહી ડેમોક્રેટિક પદ્ધતિની રક્ષા કરવા માટે પણ એને ફાસિઝમનો હિંસક સામનો કર્યા વિના ચાલે એમ નથી; જ્યારે ગાંધીજી એમ કહે છે કે હિટલરશાહીનો નાશ કરવા માટે ડેમોક્રસીના સંરક્ષકોએ સવાઈ હિટલરશાહી અમલમાં મૂકવી

પડશે. ગાંધીજીનું આ વિધાન સાચું છે ? જો એમ જ હોય તો સવાઈ હિટલરશાહીને જન્માવવા કરતાં જે ચાલુ હિટલરશાહી છે તેને જ શરણે કાં ન જવું ? બુદ્ધિવાદીને મન આ એક મહાવિકટ કોયડો છે. આપણે ગાંધીજીના કથનને ઐતિહાસિક પાછલા દાખલાઓ ( precedents ) ઉપરથી તપાસીએ.

યુદ્ધનો સ્વભાવ એવો છે કે એમાં જે બે પક્ષો લડતા હોય તેમાં કોઈ પણ એક પક્ષ સામાથી વધારે ટકાઉ શક્તિ બતાવે તે પ્રતિપક્ષીને હરાવે. હવે કોઈ વાર લડનાર બંને પક્ષ ખોટા હોય છે. કોઈવાર એક પક્ષ સાચો હોય છે. પણ યુદ્ધમાં હારજીતનો પ્રશ્ન તો જે પક્ષ સવાયું બળ દાખવે તેને પક્ષે હોય છે. ન્યાયી પક્ષ સવાયું બળ દાખવે ને જીતે તો વધારે સારું એમ આપણી લાગણી આપણને કહે છે. આપણે ઈતિહાસમાં લડાયેલ એવાં કેટલાંક યુદ્ધો તપાસીશું કે જેમાં એક પક્ષે વધારે ન્યાય સમાયેલો હતો. અને એમાં ન્યાયી પક્ષ સવાયું બળ દાખવીને જીત્યો હોય. આપણે એમાં જોવાનું પછી એટલું જ રહે છે કે ન્યાયી પક્ષને જીત મેળવવા સારુ અન્યાયી પ્રતિપક્ષીના કરતાં સવાયો અન્યાય આચરવો પડયો હતો ? અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ, ફ્રેન્ચ રાજ્યક્રાંતિ, અમેરિકન આંતરવિગ્રહ, ( ઐતિહાસિક માનીએ તો ) રામરાવણનું યુદ્ધ, કુરુપાંડવનું યુદ્ધ વગેરે યુદ્ધોમાં એક પક્ષ પોતાની શીલરક્ષા માટે લડયો અને બીજો પક્ષ સ્વાર્થ સાધના માટે. એક ધર્મયુધ્ધે ચડયો, બીજો સ્વાર્થયુધ્ધે. ઉપલા દાખલાઓમાં બધે જ ન્યાયી પક્ષ સવાયું બળ દાખવીને અન્યાયી પક્ષને દબાવી શકયો હતો. પણ એમાં સામા પક્ષને દબાવવા માટે ન્યાયી પક્ષને કયાં યે સામાવાળાએ આચરેલ અન્યાયના કરતાં સવાયો અન્યાય આચરવો પડયાનું ઈતિહાસ કહે છે? અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધમાં જયૉર્જ વૉશિંગ્ટન વધારે ઘાતકી થયો હતો ? અમેરિકન આંતરવિગ્રહમાં અબ્રાહમ લિંકન વધારે નિષ્ઠુર થયો હતો ? ( લિંકનને 'મહાત્મા', 'અજાતશત્રુ' વગેરે સ્મરણીય નામોથી આપણે ઓળખીએ છીએ. ) ફ્રેંચ રાજક્રાંતિમાં લોકપક્ષ વધારે હિંસક થવા છતાં સામા પક્ષ કરતાં એ વધારે અધમ થયો હતો ? રાવણી યુદ્ધમાં રાવણને હરાવવા રામને રાવણથી વધારે અધમ થવું પડયું હતું ? કુરુ પક્ષને હરાવવા કૃષ્ણાર્જુનની જોડીએ અમાનુષી આચાર કર્યો હતો ? તો ગાંધીજી કહે છે તેમ, હિટલરશાહીનો નાશ કરવા માટે બ્રિટિશ પક્ષને સવાયા હિટલર થવું પડશે ! જો એમ જ હોત તો અમુક શરતો (અને તે પણ મધ્યસ્થ કારોબારમાં જવાબદાર પ્રધાનો નિયુક્ત કરવા જેવી મામૂલી શરતો )નું પાલન કરવામાં આવે તો પોતાની ચિર-સ્વીકૃત અહિંસાની નીતિનો ત્યાગ કરવાને ભોગે પણ જે યુદ્ધમાં પોતાને સવાયા હિટલરના છોટાભાઈ થવું પડે એમ હતું તે યુધ્ધમાં બ્રિટનને સાથ આપવા પૂના ખાતે મહાસભાના મોવડીઓ અને મહાસમિતિના સભ્યો શાથી તૈયાર થયા ? બ્રિટને કોંગ્રેસ મોવડીઓની માગણી કબૂલી ન-કબૂલી એ પ્રશ્ન નથી. પણ કોંગ્રેસના મોવડીઓ એ માગણી કબૂલ થતાં વર્તમાન યુધ્ધના ઘોર અત્યાચારો આદરવામાં સાથ પૂરવા અસાધારણ બહુમતિએ તૈયાર થયા હતા એ પ્રશ્ન છે. એમને મન અહિંસા-હિંસા એ ધર્મનીતિનો પ્રશ્ન નહિ પરંતુ વ્યવહારનીતિનો પ્રશ્ન હતો—છે.

આટલું જોયા પછી, હું પાછો મારા મૂળ પ્રશ્ન ઉપર આવું. અન્યાયનો હિંસક સામનો કરવાની અનિવાર્ય ફરજ ઊભી થાય ત્યારે એને સફળ કરવા માટે ન્યાયી પક્ષને સવાયો

અન્યાય આચરવો પડે જ છે ? સવાયી હિંસા આચરવી પડે એ હું કબૂલ કરું પરંતુ હિંસાનો આચાર હંમેશાં અન્યાયજનક જ નીવડે છે? આત્મરક્ષા, શીલરક્ષા અને આદર્શરક્ષા માટેની હિંસાને આપણે હંમેશાં વર્જ્ય પણ ન ગણી શકીએ, ન અન્યાય્ય ગણી શકીએ. તો તો બધી ક્રાન્તિઓ દંગા, બખેડા જ ગણાત. ગાંધીજીને મતે એવું નથી લાગતું. એઓ તો બ્રિટનને કહે જ છે કે તમારે હિટલરને પરાસ્ત કરવા માટે સવાયા હિંસક થવું પડશે. હિટલરને પરાસ્ત કરવા માટે બ્રિટનને સવાયા હિંસક થવું પડશે એમ કોઈ કહે તો હું ના નહિ પાડું. પણ સવાયા ફાસિસ્ટ થવું પડશે એમ માનવાની હું ના પાડું છું. હિટલરની હિંસાના કરતાં હિટલરી ફિલસૂફી વધારે ભયંકર છે. એટલે જ આપણે એમ કહેવાતું સાંભળીએ છીએ કે આ યુદ્ધમાં નાઝી વિજય એટલે મધ્ય સમયના અંધારયુગનો ઉદય. મનુષ્યે મહાહાનિને અતે સિદ્ધ કરેલ હક્કનામાની ધૂળધાણી.

પોતે સમજતો હોય એ રીતના સારાનરસા વચ્ચે માનવીને કે માનવીના કોઈ સમુદાયને પસંદગી કરવાની આવે ત્યારે એને મનોમૂંઝવણ નથી થતી. કારણકે એને પોતાની પંડને દીવા જેવા દેખાતા ઇષ્ટ અને અનિષ્ટમાંથી એકની પસંદગી કરવાની હોય છે. એમાં મનોમંથન નથી જાગતું. પણ જ્યારે બે વિરાટ અનિષ્ટોમાંથી વત્તાઓછા અનિષ્ટને નક્કી કરી એકને પસંદ કરવાનું આવે છે ત્યારે જાગૃત માનવીને મહામંથન અનુભવવું પડે છે. આપણી સમક્ષ આજે હિંસા-અહિંસાનો પ્રશ્ન નથી કે ચટ કરતાકને અહિંસા અપનાવી લઈએ. આજે તો એક પક્ષે બેમર્યાદ ફાસિસ્ટ હિંસા ને (મર્યાદિત અંશે પણ) ડેમોક્રસી દ્વારા આચરાતી હિંસા વચ્ચે પસંદગી કરવાની છે. વધુ નહિ તો વ્યવહારનીતિમાં અહિંસક મનોવલણવાળા મહાસભાવાદીઓને માટે આ પસંદગીનો પ્રશ્ન અટળ મૂંઝવણભર્યો છે. એને અતિ વ્યવહાર-નીતિ અહિંસક કોંગ્રેસ રાજપુરુષો (ગાંધીજીને બાદ કરતાં)એ જાહેર કર્યું કે અમારે માટે અનિવાર્ય પણ ન્યાયી અને અન્યાયી એવી બે હિંસા વચ્ચે પસંદગી કરવાની આવે એમ છે ત્યારે અમે પ્રસ્તુત મુદ્દા પૂરતી તો ન્યાયી હિંસામાં સાથ આપવા તૈયાર છીએ. માત્ર શરત એટલી જ કે અમારે પક્ષે બ્રિટનદ્વારા આચરાતા અન્યાયને બ્રિટન ધોઈ નાંખી પોતાને નૈતિક દૃષ્ટિએ વધુ ન્યાય્ય બનાવે. બ્રિટન હજી એ રીતે અન્યાય ધોઈ નાંખવા તૈયાર થયું નથી; પણ આ યુદ્ધમાં એવો પ્રસંગ આવે પણ ખરો કે જ્યારે કેવળ ન્યાયને ખાતર નહિ તો યુદ્ધને 'સવાયું હિંસક' બનાવી પ્રતિપક્ષીને જેર કરવા ને પોતે વિજય હાંસલ કરવાના ખ્યાલથી પણ, એમ કરવા તૈયાર થાય. તે વખતે કોંગ્રેસ ફરી પૂનાના ઠરાવ તરફ પગલું ભરે.

કોંગ્રેસ આમ કરે ને એના પીઢ આગેવાનોમાંથી કોઈ વિગ્રહમંત્રી થાય, કોઈ માલ પૂરો પાડનાર મંત્રી થાય તે વખતે આપણે એમ નહિ કહી શકીએ કે એઓને સવાયા હિટલરશાહ થવું પડશે.

પ્રતિપક્ષીની સમસ્ત જીવનફિલસૂફી જ્યારે હિંસાને પ્રામાણિકપણે ધર્મ માનતી હોય ત્યારે એ પક્ષને આક્રમણ કરતો, જગતના શાંત ને રાબેતા મુજબના વ્યવહારસંબંધો બળજબરીથી તોડતો અટકાવવા માટે અહિંસક પ્રતિકારના શીઘ્ર મોરચા ગોઠવી શકાતા નથી. એની સામે ઊભવા માટે સવાયો હિંસક પ્રતિકાર અને એનાં આનુષંગિક અંગોનો વ્યવહાર અનિવાર્ય થઈ પડે છે. અન્યાયી ને હિંસક પ્રતિપક્ષીને નાબૂદ કરવા જતાં એની સાથે સીધો આડકતરો સંબંધ ધરાવતાં નિર્દોષ જનોને પણ ઘણી વાર ન્યાયી પક્ષને રહેંસી

નાખવાં પડે છે. કુરુપુત્રોનો નાશ કરવા જતાં કુરુપક્ષની નિર્દોષ રાજવનિતાઓને જીવનભરના દુઃખદ વૈધવ્યની મહાવ્યથામાં ગમે તેટલા ધર્માચારી ને સજ્જન છતાં પાંડુપુત્રોને ધકેલવી જ પડી. એટલા માટે થઈને પાંડુપુત્રો નિષ્ઠુર હૈયાના હતા એમ ન કહી શકાય.

એટલે જ ઘણીવાર સંજોગો આપણા હાથમાં નથી હોતા એવી સ્થિતિમાં હિંસાનો ઝેરી દવ ફાટી નીકળે ત્યારે જગતના ઉચ્ચ આદર્શો, સાંસ્કૃતિક સિદ્ધિ, આંતરરાષ્ટ્રીય કાનૂનોની રક્ષા, સ્વરાષ્ટ્ર સંરક્ષણ વગેરે માટે આપણે હથિયાર ઉગામવાં જ પડે છે. અને એ વખતે ગમે તેવા ધર્માચારી વિગ્રહમંત્રીને પોતાના હવાઈ કાફલાને દુશ્મન શહેરો ઉપર બોંબો ફેંકી અનેક નિર્દોષ સ્ત્રીબાળકોને રહેંસી નાંખવાનો ને ભવ્ય ઈમારતોને જમીનદોસ્ત કરવાનો હુકમ આપવો જ પડે છે; ને ગમે તેવા મૃદુદિલ વિમાનીને એ કૃત્ય કરવા જતાં આંખ મીંચીને બોંબોની ઝડી વીંઝવી પડે છે! એ એક અનિષ્ટાપત્તિ છે.

કેટલાક બારીક સંજોગોમાં હિંસા પોતે શ્રેષ્ઠ નીતિ થઈ પડે છે. કારણકે નિર્બળ અહિંસા અથવા જ્યાં બળનો સંપૂર્ણ અભાવ હોય એવી સ્થિતિમાં કદિ કોઈ સમાજ ચાલી શકતો નથી. જેમ સહકારનું ધોરણ ને ક્ષેત્ર વધારે વ્યાપક તેમ એ વ્યાપકતાને નભાવવા માટે કરવામાં આવતાં ધારાધોરણોને નભાવવા માટે બળનો આશરો વ્યક્ત કે અવ્યક્ત સ્વરૂપે લેવો જ પડે છે. ગમે તેવા કલ્યાણમનોરથ મહાનુભાવો પણ જ્યારે નાના કે મોટા કોઈ આધુનિક સમાજની સરકાર ચલાવવા બેસે ત્યારે એમને સમાજવ્યવસ્થિતિને ખાતર, પ્રગતિને અખંડિત રાખવા ખાતર, બળનો આશરો પોતાના વિરોધીઓને દબાવવા ખાતર પણ લેવો પડે છે. પણ ડેમોક્રેટિક સરકારના હાથમાં એવો ગુણ રહેલો છે કે એનું હિંસક સ્વરૂપ બહુ મર્યાદિત અને સંસ્કારી હોય છે. સત્તાના ધુરીણોના હાથ પણ લોકસમૂહને જવાબદાર રીતે બંધાયેલા હોય છે. આથી જ રાજ્યપદ્ધતિના એ સ્વરૂપને માનવ્યતમ સ્વરૂપ (most humane form of Government) આપણે કહીએ છીએ.

એમાં જેમ સત્તાના સંચાલકો, જેમ કાયદાનાં ધારાધોરણોની મર્યાદામાં રહીને સત્તાનું હિંસક સ્વરૂપ વાપરી શકે છે તેમ બીજી બાજુ એ પણ અધ્યાહાર્ય હોય છે કે વિરોધપક્ષીઓ પોતાને મળતી વાણી, સંઘ ને વિચારસ્વાતંત્ર્યની છૂટનો ઉપયોગ સત્તાસ્થિત પક્ષ સામે કાનૂનસ્વીકૃત મર્યાદામાં રહીને જ કરે. અથવા અહિંસક સ્વરૂપે જ કરે. વિરોધી નેતાઓનું અપહરણ કરવું, ખૂનની, આગ લગાડવાની ધાકધમકી આપવી, રાત્રે ધાડો પાડી લૂંટ ચલાવવી કે કતલ કરવી, ગાળો ભાંડવી વગેરે વસ્તુઓ ડેમોક્રેટિક સમાજતંત્રમાં કોઈ પણ પક્ષ તરફથી કરવામાં નથી આવતી. The essence of Democracy is eternal vigilance.

આમ છતાં પણ જ્યારે કાયદામાન્ય ધોરણોથી કોઈ પણ વ્યક્તિ ચ્યુત થાય છે તો એના ઉપર કાનૂની બળજબરી વાપરવાની કોઈ પણ સરકારને છૂટ હોય છે. કાનૂનમાન્ય હિંસાને આપણે ઈષ્ટાપત્તિ–necessary evil–ગણી માન્ય રાખીએ છીએ. તે જ પ્રમાણે આંતરરાષ્ટ્રીય વ્યવહારોમાં પણ કોઈ રાષ્ટ્ર કે સરમુખત્યાર પોતાની સામ્રાજ્યલાલસા સંતોષવા ગુનાહિત કૃત્યો કરવા માંડે ને નાનાં ને શસ્ત્રહીન રાજ્યોનું અપહરણ કરવા માંડે તો એની સામે વિગ્રહ આદરવો બીજાં ન્યાયપ્રિય રાજ્યોને માટે ધર્મ થઈ પડે છે. આજે

યુરોપમાં જોવા મળતી નાઝીકૃત્ય અપહરણતાનો આદર્શ નમૂનો છે.* એની સામે અહિંસક સામનો ઉતાવળે સંગઠિત કરવો અશક્ય છે. અહિંસક સાંગનામાં બીજી પણ એક વસ્તુ અપેક્ષિત છે. તે એ કે જેની સામે તમારે અહિંસક શસ્ત્ર વાપરવાનું હોય તે વિરોધી અહિંસાને હિંસાથી નૈતિક દષ્ટિએ ચઢતી પંક્તિની સ્વીકારતો હોય. નાત્સી ફિલસૂફી પરત્વે એવું નથી. નાત્સી ફિલસૂફી હિંસક સૂત્રો ઉપર મંડિત થઈ છે. અહિંસાને એ આર્યન જર્મનો માટે વર્જ્ય ગણે છે. આર્યન જર્મનો માટે યુદ્ધની ફિલસૂફી શ્રેષ્ઠ ને વ્યવહારાવશ્યક નીતિ માને છે. ' When the hand grenades explode; we shake our hands in laughty cheers.' એ ધ્રુવવાળું એક નાઝી કૂચગીત આ યુદ્ધ શરૂ થયા પહેલાં થોડા સમય અગાઉ 'માંચેસ્ટર ગાર્ડિયન'ના એક ખબરપત્રીએ જર્મન યુવાનોની એક તાલીમ છાવણીમાં ગવાતું સાંભળ્યું હતું. હિંસક ફિલસૂફીની આરાધના, ને જર્મનેતરો પરત્વે હિંસક આચારની પૂજાને દેવમાન્ય તરીકે નાત્સી નાયકો શીખવાડતા હોય ત્યાં એમનો પ્રતિકાર એમનાં જેવાં હિંસક શસ્ત્રોથી જ થઈ શકે; અન્યથા નહિ. એ અહિંસાની કાર્યમર્યાદા છે.

ડેમોક્રેટિક સંસ્કારિતા, સમાજવ્યવસ્થા ને સંસ્કૃતિનાં ધોરણોના બચાવ માટે હથિયાર ધારણ કરવાનો આ અતિ કપરો સમો છે એમ મને લાગે છે. એને માટે સવાયું ફાસિસ્ટ મનોવલણ અખત્યાર કરવાની જરૂર નથી.

આવી આજની સ્થિતિ છે. જાતિશ્રેષ્ઠતા (Racial superiority) અને હિંસાચાર જેની વ્યવહારનીતિ છે એવાં ત્રણ ધરીરાજ્યો આજે હિંસાને જોરે જગતની ભાંગીતૂટી યે પણ ડેમોક્રેટિક વ્યવસ્થા સામે મોરચા માંડી બેઠાં છે. એનો પ્રતિકાર શી રીતે કરવો ? એનો પ્રતિકાર કરનારાઓ પણ સામ્રાજ્યવાદીઓ છે એમ કહીને આપણે અળગા રહી શકીએ એમ નથી. આપણને જેના ભેરૂઓ થવાનું કહેવામાં આવે છે તેના સામ્રાજ્યવાદ પ્રત્યે સુગાળવો અસહકાર કર્યે પણ જે મહાઅનિષ્ટ જગત ઉપર ઊતરી રહ્યું છે એને અટકાવી શકાય એમ નથી. એનું સ્વરૂપ તો સામ્રાજ્યવાદ કરતાં યે બદતર છે. કારણકે એ તો નગ્ન પશુબળનો નવો અવતાર છે.

બુદ્ધિવાદી સમક્ષ વાદોની વિકટ સમસ્યા આજે ખડી થઈ છે : નિર્મળ અહિંસાવાદ, શુદ્ધ હિંસાવાદી ફાસિવાદ, અને સમાજવાદ. નિર્મળ અહિંસાવાદ એને બિલકુલ બાષ્પસ્વરૂપ લાગે છે. ફાસિવાદ અમાનુષી લાગે છે. સમાજવાદ આકર્ષે છે પણ એને યે વિશાળ ધોરણે હિંસાનો વ્યવહાર કર્યા વિના જગત ઉપર ઉતારી શકાય એમ નથી. એટલી હિંસાનો વ્યવહાર કરવા તૈયાર થઈએ તો પણ એ શક્ય નથી. આ વસ્તુ તો ઊભી જ છે ત્યાં યુદ્ધ આપણી પાસે તત્કાળ નિર્ણય માગે છે. બુદ્ધિ હારી જતી લાગે છે, હિંમત ઓગળી જતી લાગે છે, સમસ્યાનું તાંડવ દષ્ટિને ઝંખવી નાંખતું લાગે છે ને ત્યારે 'કોને શરણે જાઉં ?' એમ અલ્પમતિ બુદ્ધિવાદી બોલી ઊઠે છે.

---

* અને ચીન જેવા સ્વભાવે અહિંસક ને શાંતિપ્રિય સંસ્કારિતાવાળા દેશ ઉપર અપહરણકારી આક્રમણ કરવામાં જાપાને માત્ર ગુનાહિત કૃત્ય કર્યું છે. એનો ચીને કરેલો હિંસક સામનો અહિંસક સામનાની બરોબરી કરે એવો સ્તુત્ય છે.

# વીસમી સદીનું બીજું મહાયુદ્ધ

બલવન્તરાય ક. ઠાકોર

[ આ કાવ્યમાળાની પ્હેલી સર પ્રસ્થાન વૈશાખના, બીજી સર જેઠના, ત્રીજી સર૮ અષાડના અંકમાં પ્રકટ કરેલી; એ ત્રીજી સરનો નવો ઉમેરેલો છેલ્લો મણકો "રૂહે વળગ્યો મનુ મનુને" અહીં આપું છું. ચોથી સર હજી યોજાય છે. ]

## રૂહે વળગ્યો મનુ મનુને

[ ૫૬ ]

સિંધુ હે ! ઉર તુજ વિશાળ શીતળ. ધ્રુવ.
તુજ આગળ મનુ હસતો રોતો વિજયિ વિજિત પણ કેવળ
કણું રેતનૂં, છાંટ ફીણુની, રવિકિરણે નર્યું કસ્તર :
અસંખ્ય મનુમય પ્રજા રાષ્ટ્ર પણ
કસ્તર, ફૂસ્ફૂસ, રજકણુ : સિંધુ હે૦ ૧

લડે ઉભય ત્યાં બે ય હારતા, બે ય મરે મારીને,
અગર એક પછડાતો પ્હેલો, અવર ફુલે પળ જિતિને,
—એ અમ વિજયપરાજય ગાથા,
નિગળત રગત પતાકા : સિંધુ હે૦ ૨

હા, પણ આ તુજ સ્વસ્થ તટસ્થ ન શક્ય જ ગૌરવ અમને,
યદ્યપિ શક્ય ન ઇષ્ટ કદાપી; રૂહે વળગ્યો મનુ મનુને :
માયા કે વૈરે પ્રેરાતો
સહુ સામે દોરાતો સિંધુ હે૦ ૩

વળિ અતિકાય અબળને ગૂંદે, આતતાયિ થૈ ત્રાડે,
નવ કુચ્ચે પડિયેં લિન્હલ, પણું અંતર જુલમ પ્રજાળે,
અતિપશુ નૃશંસતાએ છળિયેં,
દૈવદેલિ કરગરિયેં સિંધુ હે૦ ૪

અને ફ્રાન્સ, જે યુરોપ કેરી અર્વાચીન મિનર્વા,
'સમતા,' 'સ્વતંત્રતા,' 'બાંધવતા'–ગજવી ત્રિમંત્ર ગરવા,
વર્ત્તમાન યુગ પ્રજારાષ્ટ્રનો,
બંધારણિ રાજાનો,

જેણે ભૂમંડલભર પ્રેર્યો; કલા અને વિજ્ઞાને
સત્ય અને સેવાના મખમાં ધખવ્યાં ઉરમતિ જેણે,—
ફ્રાટફૂટની ભીંસે મેલી,
રે તેણે યે હાર કબૂલી
શસ્ત્ર હેઠ દઇ મ્હેલી ! સિંધુ હે૦ ૬

એવાં કરતુક અજબગજબનાં, અકલ્પ્ય, ઘોરભયાનક,
બને ઝિલટઝકોગે આ વિજળી વેગે હૃદયવિદારક,
ત્યાં શૂં રજકણું, ફરફર, કસ્તર
ટકી શકે જ સુનિશ્ચલ ! સિંધુ હે૦ ૭

( ટિપ્પણ ) અષ્ટપદીની રાહ છે. વ્યક્તિઓ માત્ર રજકણ છે એટલું જ નહીં; મોટાં મોટાં રાષ્ટ્રો પણ ત્હારે મુકાબલે, જે વિશ્વવ્યાપી કુદરતનો તું ભવ્ય પ્રતીક તેને મુકાબલે, એવાં જ છે. (૨) એ અમારા કીર્તિધ્વજ અમારાં જ રગતે નીગળતા.

(૩) એ બધૂં ય સાચું છે તોપણ આ ત્હારી તટસ્થતા સ્વસ્થતા ભવ્યતા અમને શક્ય નથી, શક્ય હોય તો પણ ઇષ્ટ નથી. અમે માનવજંતુ અમારા માનવજંતુ બંધુઓને વળગેલા જ જીવી શકિયે. એ વળગણ માયાનાં હોય ત્યાં એ બંધુસમૂહો સહકાર્યે દોરાય, વૈરભાવના હોય ત્યાં સામસામે ( ઝઘડવામાં ) દોરાય.

(૪) ગૂંદવું : રીબીરીબીને મારવું. અમારાં અંતર એ જુલ્મી રાક્ષસવેડાથી બળી ઉઠે છે. પશુને પણ અશક્ય પશુની કરતાં પણ ચડી જતી ક્રૂરતાઓથી છળી ઉઠિયે છિયે, દેવો ને દેવીઓને કરગરવા મંડી જઈયે છિયે.

( ૫–૬ ) અર્થ એક કડીમાં ના સમાતાં પ્હેલીને અંતે ( ગેયતાની દૃષ્ટિએ આવશ્યક તે ) ધ્રુવપદ ઉડી જાય છે. આપણાં જૂનાં આખ્યાનોમાં આવાં સ્થલ અનેકાનેક છે. ત્યાં ત્યાં ધ્રુવપદ ના જોઈએ તો પણ છાપેલાં જોવામાં આવે છે, તે આપણા સંપાદકોની જ કસૂર છે. મિનર્વા : પ્રાચીન ગ્રીસની પ્રજાદેવી ( જેમ શારદા બ્રહ્માપુત્રી તેમ આ ઝિયુસપુત્રી, જેમ શારદા તેમ આ પણ કુમારિકા; પરંતુ આપણા પ્રાચીન વિચારમિનારમાં રાષ્ટ્ર અને રાષ્ટ્રસંરક્ષણનાં સાધનો અતિગૌણ સ્થાને, એટલે આપણી સરસ્વતી શસ્ત્રાસ્ત્રધારિણી કલ્પેલી જ નથી, ત્યારે આ તો શસ્ત્રાસ્ત્રે સુસજ્જ.

Equality, Liberty, Fraternity એ ફ્રેંચ રેવોલ્યૂશન નામે ઇતિહાસપ્રસિદ્ધ ક્રાંતિનાં ત્રણ મહાસૂત્ર એ ક્રાંતિકારક રૂપમાં પ્રથમ જોનાર અને આખા યુરોપને દેખાડનાર, ફ્રાન્સ. પ્રજારાષ્ટ્રનો યુગ : National Statesનો અને Nationalityનો–પ્રજારાષ્ટ્ર અને પ્રજાસ્મિતાનો યુગ. બંધારણી રાજા : constitutional monarchy, કાયદા બાંધવાના કુલ અખતિયારવાળાં પ્રતિનિધિમંડળ ( પાર્લમેંટ )ને પૂરેપૂરા જવાબદાર મંત્રીઓના કાર્યવાહી મંડળને જ હાથ કુલ સત્તા સોંપી દેતા રાજાઓની સંસ્થા; આનો પ્રથમ દાખલો જો કે ઇંગ્લાંડમાં શરુ થયો ઈ. ૧૮૩૨થી, તો પણ તે પ્હેલાં શરુ થયેલ યુનાઈટેડ સ્ટેટસમાં પ્રેસિડંટની સંસ્થા, અને પછી ( ઈ. ૧૮૭૦ ) ખુદ ફ્રાન્સમાં શરુ થયેલ પ્રેસિડંટની સંસ્થા,

એ પ્રમાણેના પ્રેસિડેટો બંધારણી ફિલસૂફીની દષ્ટિએ આવા રાજાઓ જ ગણાય છે. કલામાં અને વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ આખા યુરોપને મોખરે જ કૂચ કરતી ફ્રાન્સની પ્રજાએ ઉપલી ત્રિસૂત્રીમાંથી પ્રેરણા મેળવી જે પ્રગતિ ઉપજાવી છે તે વિષે જિજ્ઞાસુએ પોતે માહિતી મેળવી લેવી, અહીં એવા વિષય ઉપર પૂરતું લખી ના જ શકાય. મખ : પવિત્ર મહાયજ્ઞ. ધખવ્યાં : હોમી હોમીને તપવ્યાં અને તેજસ્વી બનાવ્યાં.

ફાટફૂટની મેલી ભીંસનો પણ અહીં કશો ખયાલ આપી ના શકાય; એ પક્ષવાદી મનોભેદો અને હરીફાઈઓ અને ઈર્ષ્યાઓ અને તેનો શત્રુઓએ 'ફિફ્થ કોલમ' વગેરે જાણીતી રીતે લઈ લીધેલો લાભ, વગેરેને લગતી પૂરેપૂરી હકીકતો મેળવતાં તો ઈતિહાસ-શોધકોને બેચાર દાયકા લાગશે, પરંતુ અત્યારથી જ એટલું તો જણાઈ ગયેલું છે કે ફ્રાન્સે શસ્ત્રાસ્ત્ર મેલી દીધાં તેનું મુખ્ય કારણ માંહ્યમાંહ્યના વિગ્રહ, કુસંપ અને અણવિશ્વાસ, એ વિષે શંકાને સ્થાન જ નથી.



# એક કારકૂન

શ્રી. વિઠ્ઠલરાવ ઘાટે

આખરે તો એ કારકૂન જ ને! તેના ચરિત્રમાં તે વિશેષ શું હોય? અંધારી રાત્રિમાં, ભયાનક અરણ્યમાં, મુશળધાર વરસાદમાં, પૂરપાટ ઘોડો દોડાવનાર કોઈ એક રજપૂત રાજપુત્ર તે થોડો જ હતો? સુંદર યુવતીનો એકાદા શક પાસેથી અણિને ટાંકણે છુટકારો કરાવનાર કોઈ નવલનો નાયક તે થોડો જ હતો? એ તો હતો, જગતના પંથ પર નાકની દાંડી સમો ચાલનારો, ફક્ત એક કારકૂન.

તેવું કોઈ ન હતું. મુગભાટ ગલીમાંની એકાદ ખૂણામાં આવેલી ચાલીને ભોંયતળિયે, સૂર્યે પણ ન જોઈ હોય એવી કોટડીમાં તેણે પોતાનો સંસાર માંડ્યો હતો. કોટડીના મધ્યભાગમાં, ઠેકઠેકાણે કાણાંવાળી, બાર આનાવાળી એક ચટાઈ હતી. તેની ઉપર, રૂ બહાર ઊકિયાં કરી રહેલો રૂવાળો ગાદીનો એક વીંટલો હતો. ગાદીની તે સ્થિતિને કદાચ 'વીંટલો' એમ કહી પણ ન શકાય. કારણ કે સવારે ઊઠતાંવેંત પંત (કારકૂનનું વર્ગસૂચક નામ, —જેમ માસ્તરનું પંતૂજી હોય તેમ) એક લાતથી બિછાનાને ભીંત તરફ ઉડાડતા ત્યારે દૈવયોગે તેની જે આકૃતિ થતી તે ખરી. રાત્રે ભીંત બાજુથી એક લાત પડે કે ગાદી ચટાઈ ઉપર પથરાઈ જતી. ગાદી પર જૂનાં ધોતિયાંનો ઓછાડ, અને એક જૂના મોટા શબ્દકોશનું ઓશીકું હતું. ચટાઈની આસપાસ બીડીના ઠૂંઠાં તથા જલી ગએલી દીવાસળીની સળીઓ પ્રસરી હતી. ખૂણામાં ટિનનો એક ટૂંક ખુલ્લો જ પડેલો હતો. ખીંટી ઉપર એકનો એક કોટ અને તેની ઉપર, ચીકણી મીણ જેવી ટોપી હતી. સામે ભીંત પર એક ટીનનો દીવો શોભી રહ્યો હતો. એક ખૂણામાં બાલદી અને કદી હાથ ન ફેરવાએલો લોટો, અને બીજા ખૂણામાં એક ટમલર અને ફાટેલા દક્ષિણી જોડા હતા.

પંત ગયાં વીસ વર્ષથી આ ઐશ્વર્યનો ઉપભોગ કરી રહ્યા હતા. એ વીસ વર્ષ દરમિયાન કોઈએ તેમની ઓરડીમાં ગૃહલક્ષ્મીનાં કંકણનો અથવા તો નાનાં બચ્ચાંનાં રડવાનો અવાજ સાંભળ્યો નહતો. એ વીસ વર્ષમાં કોઈપણ પાડોશીએ પંતનો ઉંબરો ઓળંગ્યો નહતો. ચાલીમાંનાં તોફાની છોકરાંઓ પંતની કોટડી સુધી ધિંગામસ્તી કરતાં આવે ખરાં, પરંતુ કોટડી પાસે આવતાં જ ચુપચૂપ ગરદન નમાવીને આગળ ચાલ્યાં જતાં. પંત ચાલી નજદીક આવે કે તુરત નળ ઉપર ચાલતા બૈરાંઓના ઝઘડાઓ અટકી જતાં, ને બૈરાંઓ એકમેક સામે જોઈ રહેતાં. માત્ર પંત જ તે ગભરાએલાં બાળકો કે ગભરાએલાં બૈરાંઓ તરફ ડોક ફેરવી જોતા પણ નહિ.

હંમેશાં નિયમિત રીતે ઓરડામાં આવનાર બિલાડા પ્રમાણે પંતનું જીવન નિયમબદ્ધ બની ગયું હતું. તેનો દિનક્રમ એકદમ નિશ્ચિત અને ઠરાવેલો જ હતો. સવારે ઊઠતાં જ નળ નીચે સ્નાન પતાવી બરાબર સાત વાગતાં પંત સામેની ઇરાનીની હોટેલમાં પેસતા. હમેશવાળા એક ખૂણામાં છત્રી રાખીને મહેરબાન ખુરશી ઉપર બેસે. ખુરશીનું મોઢું હમેશ પ્રમાણે જો દિવાલ તરફ ન હોય તો બેસતાં પહેલાં તે તેમ કરી લેતા. એક કપ ઉપર

બીજે કપ પંતે કદી માગ્યો નહતો. કાકીબાની વીશીમાં (ભોજનાલયમાં) સાડાનવની પહેલી પંગતમાં પંત પોતાના હમેશવાળા પાટલા ઉપર બેસતા. ભોજન સમાપ્ત થતાં સુધી તેમની ડોક કદી ઊંચી થતી જ નહિ. તેમણે કદી પણ દહીંની બીજી વાટકી કિંવા શ્રીખંડની બીજી રકાબી મંગાવેલી નહિ.

પંતની ઑફિસ કોટમાં ક્યાંક હતી. કચેરીએ જવાનો રસ્તો અને રસ્તાની બાજુ એક જ. ધોબીતળાવ પાસેના એક આંધળા ભિખારીના હાથમાં નિયમિત રીતે તે એક પૈસો મૂકતા. ઑફિસમાં, આપણે ભલા ને આપણું કામ ભલું. તંબાકુની ચપટી લેવા સુદ્ધાં પંત પોતાની જગાએથી કદી ઊઠયા નહતા. અગિયારથી પાંચ સુધી પંતની ટાંક સુરૂ સુરૂ ચાલતી અને તેમાંથી કારકૂની ઢબના તિરકસ અક્ષરો નીકળતા.

ઑફિસમાંથી છૂટીને ચોપાટી ઉપર એક નક્કી કરેલા બાંકડા ઉપર સામેના ચેવડાવાળા તરફ જોતા પંત બેસતા. પીઠ હંમેશાં સમુદ્ર તરફ. હાથમાં હંમેશાં સફેદ રંગની છત્રી હોવાની, પરંતુ તેનો ઉપયોગ તેઓ લાકડી તરીકે જ કરતા. ઉનાળામાં કે ચોમાસામાં છત્રી ઉઘાડવાનું પંતને ક્વચિત જ યાદ આવતું. ચાલવાનું હંમેશાં નીચું જોઇને. ચાલતાં ચાલતાં વચ્ચે વચ્ચે હોઠ ક્યારેક હાલતા; ક્યારેક એકાદો સુસકારો થાય. પણ તે સાંભળનાર કોણ? સાંજે ભોજન પતાવી તુરત જ પંત પોતાના ભાડૂતી ઘેર જાય. દીવો કરવાનો પ્રસંગ તો ક્વચિત્ જ આવે. એક લાતથી બીછાનું પાથરી તે ઉપર પડયા પડયા તે ઉપરની છત તરફ જોતાં જોતાં કલાકના કલાક વીતાવતા.

એ જ રીતે બીજાં વીસ વર્ષ વીત્યાં. પંતનો દિનક્રમ પહેલાંની જેમ જ ચાલુ હતો. જૂના ઇરાનીએ દેવાળું કાઢવાથી, તથા કાકીબાએ કૈલાસવાસ કરવાથી હૉટેલ તથા વીશીમાં જે કાંઈ ફેરફાર કરવો પડયો હશે તેટલો જ. ચાલીશ વર્ષ પહેલાં હતો તેમનો તેમ ટમરલ ખૂણામાં પડયો હતો. અને પંત? તે જ કોટડીમાં રહેતા હતા. તે જ ઑફિસમાં કામ કરતા હતા, તે જ રસ્તે જતા તથા આવતા હતા. રેંકડીઓ જઈ વિક્ટોરિયાઓ આવી; ટ્રામો ગઈ; તેના પણ ઘોડા નીકળી જઈ આપમેળે દોડવા લાગી; બીજી પણ ઘોડા વિનાની ગાડીઓ દેખાવા લાગી; પરંતુ પંત તો તેના તે, પહેલાંના પુરાણપુરુષ હતા. પરંતુ હવે તેમનું શરીર થાકયું હતું. દમનો વ્યાધિ લાગુ થયો હતો. રાત આખી ઉધરસ ખાતાં બેસી રહેવું પડતું. પરંતુ પંતે વૈદ્ય ડૉક્ટરને જોયો સુદ્ધાં નથી, આડોશીપાડોશીની સલાહ સરખી પૂછી નથી. હવે તો ચાલતાં પગ ધ્રૂજે છે અને થાંભલાઓનો આશરો લેવો પડે છે. ઑફિસમાં હવે પહેલાં જેવા વળણદાર અક્ષર નીકળતા નથી. હાથ કંપે, ભૂલો થાય. હેડક્લાર્ક (અવ્વલ કારકૂન) ચીઢાઇને કહે છે કે "પંત! તમને તો હવે ઘડપણના ચાળા સૂઝતા લાગે છે! અક્ષર કેવા છે! ફરીવાર મુસદ્દો કરો. પેલા સરવાળામાં પણ ભૂલ છે. બેઅક્કલ કપાંકના." પંત નાકની ટોચ પર ટેકેલાં ચશ્માંમાંથી નિર્વિકાર દૃષ્ટિથી હેડક્લાર્ક તરફ જોતા અને તેનું ભાષણ પૂરૂં થતાં શાંતપણે કાગળ પાછો લઈ પોતાની જગાએ જતા.

આજકાલ તો હવે નાનાં બાળકો પોતાની ઓરડીમાં આવે એમ પંતને ઇચ્છા થયા કરતી હતી. પણ તેને હાક કેમ મારવી, તેની સાથે બોલાય કેમ એ કાંઈ સમજાયું નહિ તેથી કાંઈ ફાવ્યું નહિ. છતાં પણ એક અનાડી શેડાળો છોકરો કોઈ કોઈ વખતે પંતની

## સેલ! સેલ!! સેલ!!!

આકાશમાં જેમ
સૂર્યનો કોઇ હરીફ નથી
તેમ કાપડમાં
**કેલીકો** બીનહરીફ છે.

સેલ દરમ્યાન કાપડ
ખરીદનારને સુંદર
ભેટો મળશે.

દીપાવલીની નવીનતાની
જાતો જોવા ખાસ
પધારો.

— કારણ —

તેના કાપડની લોકપ્રિયતા એજ એની ઉત્તમ બનાવટનો સાચો પુરાવો છે.

સેલ તા ૩૦–૧૦–૪૦ સુધી ચાલુ છે.

— રીટેઇલ સપ્લાયર્સ —

## એન. મનસુખરામની કું.

(૧). ડોશીવાડાની પોળ સામે
(૨) રતનપોળ, જર્મનસીલ્વરવાળા મારકેટ.

અમારાં શો-કેસ જોવા પધારવા ખાસ આમંત્રણ છે.

# દીપાવલીમાં દેદિપ્યમાન થવા

## કાપડ ક્યાંથી ખરીદ કરશો ?

# કેલીકો સ્ટોર્સમાંથી

—કારણ—

**યુવકો**

ધોતીની કુમાશથી સંતોષ દર્શાવે છે.

**બહેનો**

સાડીઓની વિવિધતાથી આકર્ષાય છે.

**બાળકો**

ફ્રોક તથા ખમીશની તરેહવાર ડિઝાઇનોથી ખુશ થાય છે.

**દરેક વર્ગ**

ખર્ચેલાં નાણાંનો પૂરો બદલો મળવાથી સંતોષ માને છે.

— સેલ ચાલુ છે —

પસંદગીની ભેટો લેવા સત્વર પધારો

— રીટેઈલ સપ્લાયર્સ —

# એન. મનસુખરામની કંપની

(૧) દોશીવાડાની પોળ સામે (૨) રતનપોળ, જર્મન સીલ્વરવાળા માર્કેટ

અમારાં શો-કેસ જોવા પધારવા ખાસ આમંત્રણ છે.

ઓરડીમાં જોવામાં આવે છે. પંત તેની સાથે કંઈ પણ બોલ્યા વિના તેની પીઠ પર હાથ ફેરવે અને પિપરમિંટની બે ગોળીઓ આપે. પડોશમાંનાં એક ડોસીમા પણ પંતને દમનો હલ્લો આવે કે તેની કોટડીમાં આવતાં. પંતની થુંકદાની પણ હમણાં હમણાંમાં કોઇ લઇ જઈ સાફ કરી પાછી મૂકી જાય છે. કેટલાક દિવસે પંતનું આ વાત તરફ ધ્યાન તો ગયું પરંતુ તે બાબત તેમણે કાંઈ પૂછપરછ કરી નહિ.

એમ ને એમ દિવસો વીતી રહ્યા છે. દમ વધ્યો છે. રાતની રાત જાગરણો થવા લાગ્યાં છે. ઓરડીએ થુંકને લીધે ગટરનું સ્વરૂપ ધર્યું છે. હવે તો નળે જવા માટે તેમને ભીંતનો આશરો લેવો પડે છે. પેલો અનાડી શેડાળો છોકરો ચહાનો પ્યાલો લાવી આપે છે. ડોશીમા ઘરગથ્થુ ઓસડ આપવા લાગ્યાં છે અને પંત કંઈ બોલ્યા વિના તે લેવા લાગ્યા છે. ઓફિસે જવું બંધ થયું છે. પંતની ખુરશીમાં નવો કારકૂન આવ્યો છે અને કામ આગળ ધપે છે.

એક દિવસ ઊગ્યો. આડોશીપાડોશીને પંતની ઉધરસનો અવાજ સંભળાયો નહિ. ડોશીમા ઓરડીમાં જોવા ગયાં. તે ચાલીસ વર્ષની જૂની ગાદી ઉપર પંતનું શબ પડ્યું હતું. પાસે બાલદી, ટંમલર અને ટ્રંક હતાં. આજ સુધી જેણે સાથ આપ્યો છે એવાં તે મૂંગાં મિત્રોની પંતે આજે અંતિમ વિદાય લીધી હતી. ડોસીમાએ ઝટપટ પુરુષમંડળને બોલાવ્યું. આગળની તૈયારી થવા લાગી પોલીસ આવ્યા. માલ સરકારજમા થયો. પંતનું શબ ગાદી પરથી ખેસવતાં ઓશીકાં રૂપી શબ્દકોશ બહાર પડ્યો. એક જણાએ તો તેને ઉઘાડી સહેજ પાનાં ફેરવી જોયાં. તેમાં એક સુંદર તરુણીનો ફોટો હતો! ફોટામાંથી આવતી મધુર વાસ તે ગંદીગોબરી ઓરડીમાં પ્રસરી ગઈ.

પંત ઓફિસને રસ્તે થઈને જ સોનાપુરે (સ્મશાને) ગયા. રસ્તા પર ટ્રામગાડીઓ, મોટરગાડીઓ ચાલતી હતી. દુકાનદારો દુકાનમાં બેઠા હતા. ભૈયાઓ દૂધ દઈ પાછાં ફરતા હતા. ચાલીમાંનાં બૈરાંઓ લઢતાં ઝગડતાં હતાં, અને તોફાની બાળકો ધિંગામસ્તી કરતાં હતાં. ને પંતની જગાએ નોકરીમાં રહેલો કારકૂન ઓફિસે જવાની તૈયારી કરતો હતો. *

---

* મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સમર્થિમંડળમાંના એક સિદ્ધહસ્ત લેખક અને શિક્ષણશાસ્ત્રી શ્રી. વિઠ્ઠલરાવ ઘાટેએ કેટલાક વૃદ્ધોનાં રેખાચિત્રો દોર્યાં છે, અને પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે. એ રેખાચિત્રો મહારાષ્ટ્રમાં ઘણાં લોકપ્રિય થયાં હતાં. તેમાંથી કેટલાંક 'પ્રસ્થાનમાં' આપવા ધાર્યાં છે. એનું ગુજરાતીમાં શ્રી ગુલાબદાસ મજીઠીઆએ ભાષાન્તર કર્યું છે.
—સંચાલક





# 'ધર્મની બ્હેન'

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

[ અનુ૦ ]

'મૃગને શીંગડે બાંધી ચિઠ્ઠી કો જતિએ અરે
બાંધ્યા વર્ષા-સમૂહોને ના વર્ષા અવ ઊતરે;'
પ્રચલી કિંવદન્તી એ મોઢે મોઢે ઘરે ઘરે,
ભૂંડા દુષ્કાળના ઓળા ઊતર્યા લોકમાં ખરે.

[ સ્રગ્ધરા ]

વર્ષોનાં વર્ષ વીત્યાં પણ નહિ નભથી બિંદુ એકે સરે છે,
આશાના તાર તૂટ્યા, નિરજન વગડા, ગામડાં, ગોઠડાં યે;
ભૂખ્યાં ને દુઃખ-દૂભ્યાં અહીં તહીં રવડે પિંજરો હાડકાંનાં,
સાંસા જ્યાં જ્યાં જુવો ત્યાં જન, પશુ, સહુને પાણીના ઘૂંટડાના.
કાળો દા' કૈં બળે છે ધરતી ઉજડ વેરાન ખાવા ધસે છે,
ગામોના પાદરોમાં અહીં તહીં મુડદાં થોકથોકે સડે છે.

છાંડીને છોરુડાંઓ, ઘર તજી જન સૌ કૈંક ખાવા ફરે છે,
ને ખેંચી ખેંચી ખાતાં અગણિત ઉડતાં કાગડા-ગીધડાં યે.

[ અનુ૦ ]

દૂબળાં લોક સૌ ચાલ્યાં રાજની ડેલીએ ગયાં,
નાખી ધા; સાંભળી રાજા ઊભા એભલ થૈ ગયા.
સાંભળી કિંવદન્તી, ને મૃગને ઝાલવા ચડે
ખોળતાં ખોળતાં કેમે હરણું હાથમાં પડે.
વાયકા લોકની સાચી ઠરી; ચિઠ્ઠી મળી ખરે
છોડીને હાથમાં લેતાં મેઘાડમ્બર થૈ રહે.

[ સ્રગ્ધરા ]

ત્યાં તો દેતી સબાકા વિજળી, કડડ " શ્યામળાં વાદળાં યે
ફાડીને આભ ત્રાડે ખરરર વરસે મૂશળો જેવી ધારે.
ધ્રૂજાવીને ધરાને સરરર સુસવે ડારતા વાયુ-વ્રાતો,
ધારાં ઘોર માંહીં પ્રતિપળ વધતા શબ્દમાં વિશ્વ ડૂબ્યું.

# વૈજ્ઞાનિક પદ્ધતિ—એક દૃષ્ટિબિન્દુ

પ્રો. છોટાલાલ ધીવાળા એમ.એ.

**અ**ત્યાર સુધી આપણે એમ સ્વીકારતા આવ્યા છીએ કે સામાજિક વિજ્ઞાનો, ભૌતિકશાસ્ત્રો સાથે સરખાવતાં, પદ્ધતિની દૃષ્ટિએ ઊતરતી કક્ષામાં મુકાવાં જોઈએ. વૈજ્ઞાનિક પદ્ધતિમાં સામાન્ય રીતે સત્ય હકીકતોનું અન્વેષણ, તેઓનું વર્ગીકરણ, વર્ણન, પ્રયોગ અને નિરૂપણનો સમાવેશ થાય છે. હકીકતો વચ્ચેના પરસ્પર આંતરસંબંધની પરખ અને તે પાછળ રહેલાં કાર્ય–કારણના નિયમોનું શોધન એ વિજ્ઞાનનું મુખ્ય અંગ બને છે. આ પદ્ધતિ દરેક શાસ્ત્રીય અભ્યાસમાં સ્વીકારવામાં આવે છે પછી તે પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, જીવવિદ્યા, ભૂગોળ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર હોય, એ દૃષ્ટિએ જે જે શાસ્ત્રો આ પદ્ધતિનો આશ્રય લે તેને વિજ્ઞાન કહી શકાય

પણ, ભૌતિકવિજ્ઞાનોને, સામાજિક શાસ્ત્રોથી એ દૃષ્ટિએ જુદાં પાડવામાં આવે છે. જે પ્રયોગપદ્ધતિ અને બહિર્મુખપણું ભૌતિકવિજ્ઞાનોમાં શક્ય છે તે સામાજિક વિજ્ઞાનોમાં શક્ય નથી. આ કારણથી કેટલીક વખત સામાજિક શાસ્ત્રોને વિજ્ઞાન તરીકે સ્વીકારી શકાય કે કેમ તે વિષે શંકા દર્શાવવામાં આવે છે. પણ, હાલ ભૌતિકવિજ્ઞાનોમાં થયેલી નવી શોધોથી વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુમાં મહાન પરિવર્તન થયું છે.[1] સામાજિક અને ભૌતિકવિજ્ઞાનો વચ્ચે જે અભેદ્ય દિવાલ ઊભી કરવામાં આવતી હતી તે હવે રહી શકશે કે કેમ તે વિષે શંકાને સ્થાન રહે છે. વળી કેટલાક વિચારકો એવો પણ મત રજુ કરે છે કે ભૌતિકવિજ્ઞાનની પદ્ધતિ સામાજિક વિજ્ઞાનો માટે અપૂર્ણ છે. [2]

આમાંથી એક જ દૃષ્ટિબિન્દુ લઈ આપણે ઇતિહાસ અને પદાર્થવિજ્ઞાનની પદ્ધતિમાં જે થોડુંક સામ્ય છે તે વિષે વિચાર કરીશું. બીજાં સામાજિક શાસ્ત્રોમાંથી ઇતિહાસ પસંદ કરવાનું મુખ્ય કારણ એ જ કે એને વિજ્ઞાન કહી શકાય કે નહિ એ વિષે ઘણાંએ પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. એટલું જ નહિ, ઇતિહાસકારોમાં પણ એ વિષે તીવ્ર મતભેદ જોવામાં આવે છે. વૈજ્ઞાનિક સંશોધનમાં બે વસ્તુઓ સમાયેલી છેઃ એક તો હકીકતોનું શાસ્ત્રીય રીતે સંશોધન; અને બીજું, એ હકીકતોના આંતરસંબંધ પાછળ રહેલા કાર્ય–કારણના નિયમોનું નિરૂપણ. આ દૃષ્ટિએ ઇતિહાસને વિજ્ઞાન તરીકે સ્વીકારી શકાય.

આની વિરુદ્ધ એમ રજુ કરવામાં આવે છે, કે ઇતિહાસકાર પોતાના નિરૂપણમાં ભૌતિકશાસ્ત્રોમાં જે બહિર્મુખપણું જોવામાં આવે છે તે સાચવી શકતો નથી. એનાં હથિયાર વિજ્ઞાનશાસ્ત્રી જેટલાં શુધ્ધ રહી શકતાં નથી. એ સર્વ પર ઇતિહાસકારના વ્યક્તિત્વની પ્રબળ અસર પડે છે. આપણો અહીં એ બતાવવાનો ઉદ્દેશ છે, કે ભૌતિકવિજ્ઞાનોમાં નિર્મળ બહિર્મુખપણું શક્ય નથી અને ભૌતિક અને સામાજિક વિજ્ઞાનોની પદ્ધતિ વચ્ચેનો તફાવત ફક્ત સાપેક્ષ છે.

---

૧ 'Relativity' અને 'Quantum Theory'થી આધુનિક ભૌતિકવિજ્ઞાનના દૃષ્ટિબિંદુમાં થયેલું મહાન પરિવર્તન.

૨. A. J. Toynbee, *A study of History* Vol. I p. 3

વિજ્ઞાનશાસ્ત્રી જે સાધનો વડે કુદરતના અમુક બનાવો પાછળ રહેલા સામાન્ય નિયમો શોધી રહ્યો હોય છે તે સાધનો જ એ નિયમોથી પર હોતા નથી, પણ એ નિયમોને આધીન હોય છે. ઉષ્માનું માપ કાઢવા માટે પારાને એક 'સ્ટેન્ડર્ડ' તરીકે સ્વીકારવામાં આવે છે, કારણકે ઉષ્માનું પ્રમાણ જેમ જેમ વધે છે તેમ તેમ પારો પણ વિસ્તાર પામે છે. આ ઉપરથી તો એમ ફલિત થાય કે ગરમીનું માપ કાઢવા માટે પારા જેવા પ્રવાહીના વિસ્તાર પાછળ રહેલા નિયમોનું જ્ઞાન હોવું જ જોઈએ. બીજું એમ પણ સ્વીકારવામાં આવે છે કે 'મેકાનિકસ'માં જે માપનાં સાધનો વાપરવામાં આવે છે તેમાં સ્થળાંતરથી કોઈ પણ પ્રકારનો ફેર થતો નથી. એટલે માપનાં પરિણામોમાં ગતિથી કોઈ પણ પ્રકારની અસર થતી નથી. અહીં પણ આપણે માની લેવું પડે કે જે સાધનો વાપરવામાં આવ્યાં છે તે પાછળના નિયમોનું આપણને જ્ઞાન છે, એટલું જ નહિ પણ એ નિયમો સાબીત થયેલા છે!

આ વસ્તુસ્થિતિ ઇતિહાસની સંશોધનપદ્ધતિમાં પણ જોવામાં આવે છે. જે બનાવ અથવા બંધારણનું શાસ્ત્રીય સંશોધન કરતાં હોઈએ તેમાં જે સાધન અથવા હથિયાર વાપરવામાં આવે છે તે પણ તે બનાવ અથવા વસ્તુસ્થિતિનો એક ભાગ જ છે.[1]

ઇતિહાસને વિજ્ઞાનની કક્ષામાં મૂકવા સામે આ દલીલો રજુ કરવામાં આવે છે. ઇતિહાસકાર એક તરફથી પોતે સામાજિક બળોની અસર નીચે હોય છે અને એવાં અનેક બળોના આઘાતો અને પ્રત્યાઘાતોનો એક ભાગ છે. એટલું જ નહિ, પણ એ બળો સામે નિશ્ચિત રીતે પોતાનું વર્તન પણ ઘડે છે. ત્યારે બીજી રીતે, એ જ સામાજિક બળોની પર હોય એવી રીતે એનું સંશોધન અને અભ્યાસ પણ કરે છે। અહીં એટલું ઉમેરવું જોઈએ કે માણસ પોતાના અનુભવોથી સર્વ રીતે જ્ઞાત હોય છે એ સર્વાંશે સાચું કહી ન શકાય. અનુભવે પરંપરાની જ્ઞાતથી અજ્ઞાત સુધી જુદી જુદી ભૂમિકા પર માણસ પોતાના અનુભવ વ્યક્ત કરે છે. એથી માણસને પુરેપૂરો સમજવા માટે ફક્ત જ્ઞાત ભૂમિકા પરની માન્યતાઓ નહિ પણ અજ્ઞાત દ્વારા વ્યક્ત થતી માન્યતાઓનો પણ અભ્યાસ કરવાની આવશ્યકતા રહે છે.

આ વસ્તુસ્થિતિ વિજ્ઞાનશાસ્ત્રીને પણ લાગુ પાડી શકાય છે. પોતે જે હથિયારો અને સાધનોનો ઉપયોગ કરી રહ્યો છે તેઓની માફક પોતે પણ કુદરતનો એક વિભાગ છે; એક દૃષ્ટિએ એ પણ કુદરતના અનેક આઘાતો અને પ્રત્યાઘાતોમાંનો અંશ છે, અને તે સાથે બહિર્મુખ દૃષ્ટિથી એ બળોનું માપ અને સંશોધન કરવાનો દાવો પણ કરે છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે જે બનાવ અથવા હકીકતોનું એ સંશોધન કરે છે તેના એક ભાગ તરીકે જ એ વર્તે છે. પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરવા માટે, કેટલેક અંશે એ અનુભવ આવશ્યક છે. શુદ્ધ મન, પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરી શકતું નથી. નહિ તો, જે બનાવ અથવા વાતાવરણનો અભ્યાસ કરવાનો હોય છે તે સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ શક્ય નથી એટલે અનુભવ શક્ય નથી, અને પરિણામે અભ્યાસ શક્ય નથી. એવી જ રીતે

---

૧. 'The circle thus proves in science as unescapable as in history. Every instrument and every document participates in the structure which it is meant to reveal!

—E. Wind, *Philosophy and History* p. 257

ઇતિહાસકારને પણ પોતે જે યુગનો અથવા બનાવનો અભ્યાસ કરતો હોય તે સાથે માનસિક અનુભવો દ્વારા ઓતપ્રોત થવું પડે છે અને તે છતાં તેથી પર પણ રહેવું પડે છે.[૧]

આ પ્રકારના સંબંધથી, ઇતિહાસકાર કે વિજ્ઞાનશાસ્ત્રી પોતપોતાનાં અભ્યાસનાં સાધનોદ્વારા પોતે જે બનાવ અથવા વસ્તુસ્થિતિનો અભ્યાસ કરે છે તેમાં અમુક પ્રકારનું સ્પન્દન ઉત્પન્ન કરે છે. એક અણુના બંધારણનો અભ્યાસ કરવા વિજ્ઞાનશાસ્ત્રી તેમાં સ્ખલન દાખલ કરે છે. ઇતિહાસકાર એવી રીતે કોઈ જૂના ઐતિહાસિક સંગ્રહમાંથી એકાદ લેખ લઈ આખા ઐતિહાસિક પ્રવાહમાં એક પ્રકારનું સ્પન્દન દાખલ કરે છે. ધારો કે અશોકના સમયનું એક તામ્રપટ, અત્યારે મળી આવ્યું. પરિણામે પરંપરાથી ચાલી આવેલા ઐતિહાસિક અભિપ્રાયમાં મહાન પરિવર્તન થવાનો સંભવ હોય. એથી કદાચ અશોકની મહત્તામાં વધારો થાય અથવા ઘટાડો થાય! આથી આખા ઐતિહાસિક પ્રવાહમાં એક પ્રકારનું સ્ખલન ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે વિજ્ઞાનોમાં એક નવી શોધની અસર, વિજ્ઞાનશાસ્ત્રીના દૃષ્ટિબિન્દુ પર તેમ જ નવાં સાધનોની રચના ઉપર થાય છે.

આ ઉપરથી જોઈ શકાશે કે ઇતિહાસ કે ભૌતિકવિજ્ઞાનોમાં, કોઈ પણ નવી જ્ઞાનની શોધ, આપણા ભૂતકાળના જ્ઞાનમાં ફેરફાર કરે છે એટલું જ નહિ, પણ આપણા વર્તમાન દૃષ્ટિબિન્દુમાં અને વર્તનમાં પણ મહાન મૂલ્યપરિવર્તન કરે છે.[૨] ઇતિહાસ કે વિજ્ઞાનનું સંશોધન કેવળ 'પુરાતત્ત્વ મંદિર'માં કે 'પ્રયોગશાળા' સાથે સંબંધ ધરાવે છે એમ નથી. આજે તો બેઉ જગતને પોતપોતાની એક પછી એક નવી શોધોની ધમકી આપી રહ્યા છે!



---

૧. 'If the physicist were nothing but a physical apparatus, there would be no physics; nor would history exist, if the historian were mere historical document.'

—*E. Wind, Philosophy and History* p. 259

૨. સરખાવો : J. W. N. Sullivan, *Limitations of Science*, p. 209—210.

## 'ધર્મની બ્હેન'

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

[ અનુ૦ ]

'મૃગને શીંગડે બાંધી ચિઠ્ઠી કો જતિએ અરે
બાંધ્યા વર્ષા-સમૂહોને ના વર્ષા અવ ઊતરે;'
પ્રચલી કિંવદન્તી એ મોઢે મોઢે ઘરે ઘરે,
ભૂંડા દુષ્કાળના ઓળા ઊતર્યા લોકમાં ખરે.

[ સ્રગ્ધરા ]

વર્ષોનાં વર્ષ વીત્યાં પણ નહિ નભથી બિંદુ એકે સરે છે,
આશાના તાર તૂટ્યા, નિરજન વગડા, ગામડાં, ગોઠડાં યે;
ભૂખ્યાં ને દુઃખ-દૂખ્યાં અહીં તહીં રવડે પિંજરો હાડકાંનાં,
સાંસા જ્યાં જ્યાં જુવો ત્યાં જન, પશુ, સહુને પાણીના ઘૂંટડાના.
કાળો દા' કૈં બળે છે ધરતી ઉજડ વેરાન ખાવા ધસે છે,
ગામોના પાદરોમાં અહીં તહીં મુડદાં થોકથોકે સડે છે!

છાંડીને છોરુડાંઓ, ઘર તજી જન સૌ કૈંક ખાવા ફરે છે,
ને ખેંચી ખેંચી ખાતાં અગણિત ઉડતાં કાગડા-ગીધડાં યે.

[ અનુ૦ ]

દૂબળાં લોક સૌ ચાલ્યાં રાજની ડેલીએ ગયાં,
નાખી ધા; સાંભળી રાજા ઊભા બેભલ થૈ ગયા.
સાંભળી કિંવદન્તી, ને મૃગને ઝાલવા ચડે
ખોળતાં ખોળતાં કેમે હરણું હાથમાં પડે.
વાયકા લોકની સાચી ઠરી; ચિઠ્ઠી મળી ખરે
છોડીને હાથમાં લેતાં મેઘાડમ્બર થૈ રહે.

[ સ્રગ્ધરા ]

ત્યાં તો દેતી સબાકા વિજળી, કડડ " શ્યામળાં વાદળાં યે
ફાડીને આભ ત્રાડે ખરરર વરસે મૂશળો જેવી ધારે.
ધ્રૂજાવીને ધરાને સરરર સુસવે ડારતા વાયુ-વ્રાતો,
અંધારાં ઘોર માંહીં પ્રતિપળ વધતા શબ્દમાં વિશ્વ ડૂબ્યું.

[ ઉપજાતિ ]

(ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા)
(વંશસ્થ, ઇંદ્રવંશા)

ના સૂઝતાં મંદિર કે મિનારા
ના માર્ગ, કેડી, કંઈ યે કળાતાં;
ના કો દિશા, અંતર કે જણાય

પાણી અને પાણી વચ્ચે જ જાય.
જાણે નકી આ જગ-કાળ આવ્યો
માઝા મૂકે સંતત મેઘ-ધારો.
ત્યાં સીમમાં ઝૂંપડી કોક પાસે
આહા ! દિસે આ શું જરી પ્રકાશે !

કો ઘોડલું હાંફતું પાણી માંહે
દે હાવળો, યાચતું સ્હાય જાણે.
માથે દિસે આકૃતિ કો મનુષ્યની
ટાઢે ઠરી ઠૂંઠ નકી થયેલી.
ત્યાં આકૃતિ સ્ત્રી તણી, ઝૂંપડીએ

જોઈ રહે—આ વળી તાલ શું છે !
ત્યાં જાતિલી ઘોડલી નેન-સાને
'ઉગાર એહ!' યાચતી હોય જાણે
હણેણતી આવી ઉભી સમીપ.

ફાટી રહી આંખ વછૂટી ધ્રૂજ
થંભી રહ્યો શ્વાસ ગળાઈ જીભ.
જોઈ રહી બાઈ સ્થિતિ કળી ગૈ
ને ઓળખ્યા એભલ-લોકનાથને.
ઝરી ઝરી ઝૂંપડી માંહીં પાણી–
પાણી-ભીની ચીજ બધી થઈ'તી.

અંગાર ચૂલામહીં ના મળે જરા
ને ડાબલી બાકસની ભીંજાઈ.
છાણાં અને ઘાસ સુકેલ લાકડાં
ના કૈં મળે સાધન તાપવું ત્યાં.
દરેક જાયે ક્ષણ લાખ-ક્રોડની
'ઓસાણ'ની વીજ તહીં ઝબૂકી.

બીજી ક્ષણે માનવ-હૂંફ દેવા
સંજ્ઞા-વિહોણા, જડ, ઠૂંઠ દેહને
વર્ષા-ભીના, શીતલને ઉતારી,
ઘાલી બથે, ફાટલ ખાટલામાં
વીંટી, લપેટી સ્વશરીર સંગે
સુવારી, ઓઢી લીધી ધાબળી બે.

[ મંદાક્રાન્તા ]

ક્રૂર થાજો નજર અહીંથી તિરછી તીરશી ને
મૂંગી થાજો જીભડી ખળની, વાચ ખોવાઇ જેને.
ઊડી જાજો અગમ પથપેં વાયુ શા દુર્વિચારો
થંભી જાજો હલનચલનો; પ્રેમના ઓઘ આંહીં
વ્હે છે ઊંડા સતત ગરવા ગંગ શા પુણ્યશાળી
જોડાજો ત્યાં કરયુગલ સૌ દેહ-માથું નમાવી.

[ અનુ૦ ]

ઊતરી ટાઢ ને ઠંડી ઊડી ગૈ હૂંફથી ખરે
બારણે સૂર્યની ઉષ્મા આપતી આશિષો, સરે.
આંખડી ઊઘડી, પાસે શોભતી બ્હેનડી જુવે
'ધર્મનો બ્હેનડી મારી' ક્હી પાદે ઢળી પડે.
આમ એભલ રુંધાઇ હર્ષ-આભાર-ભારમાં
બોલી માંડ શક્યો આવું—લાગણીના પ્રવાહમાં—
'શું આપું તુજને બ્હેની? આપું સર્વસ્વ માહરું;
તો યે કૈં રહે ઓછું પૂરતાં પૂરું આટલું—
સ્થાપશો ધર્મની બ્હેની! મુજને ભાઇને પદે?'

☆



# આંખનો નંબર

તપાસી તેમજ

## ડાકટરના પ્રિસ્ક્રીપશન મુજબ

ચશ્મા બનાવનાર

# રંજનલાલ એમ. શાહ

જુમ્મામસીદ પાસે : અમદાવાદ

ફાઉન્ટન પેન તથા નોવેલ્ટીઝ અમારે ત્યાં વ્યાજબી ભાવે મળશે.

---

ટેલીફોન:
૨૧૧૧૦
ટેલીગ્રામ:
કમ્ફર્ટ

# ભારતીય નિવાસ

હિન્દુ લૉજ

૨૫૫ કાલબાદેવી રોડ, મુંબઈ, ૨.

રહેવાં જમવાની આદર્શ સગવડ

---

ગુ જ રા ત નાં
અનેક કુટુંબોમાં
વખણાયેલી અને જાણીતી થયેલી

# ઓ. કે. ની

ચાહ વાપરો.

એજન્ટસ : **જહાંગીર બ્રધર્સ**



# મહાત્મા ગાંધી

મૂળ લેખક : શ્રીદિલીપકુમાર રાય
અનુવાદક : નગીનદાસ પારેખ

I believe that my life, my reason, my light, is given me exclusively for the enlightenment of my *fellow-beings*. I believe that my knowledge of the truth is a talent which is lent me for this object : that this talent is a *fire* which is a fire only when it is being consumed. I believe that the only meaning of my life is that I should live it only by the light within me, and should hold that light on high *before men that they may see it*.

—TOLSTOY

**ભાવાર્થ:** હું માનું છું કે મને મારું જીવન, મારી બુદ્ધિ અને મારું જ્ઞાન મારા માનવબંધુઓને જ્ઞાન આપવા માટે જ મળેલાં છે. હું માનું છું કે મારું સત્યજ્ઞાન એ પણ એક શક્તિ છે અને તે આ જ હેતુ માટે મને ધીરવામાં આવેલી છે : એ શક્તિ અગ્નિ જેવી છે, અને એ અગ્નિ જ્યારે વપરાતો હોય છે ત્યારે જ અગ્નિ રહે છે. હું માનું છું કે મારા જીવનનો એક જ અર્થ છે કે મારે મારું જીવન મારા અંતરદીપની પ્રેરણા પ્રમાણે ગાળવું અને મારે એ દીપને માણસો આગળ ઊંચો ધરવો જેથી તેઓ એને જોઈ શકે.

—ટૉલ્સ્ટૉય

**મહાત્માજી**ની સાથે આ વાતચીતો ૧૯૨૪ અને ૧૯૨૬માં થઈ હતી. મેં તરતોતરત જ તે લખી લીધી હતી. ૧૯૨૯માં મેં એ તેમને મોકલી આપી અને પ્રગટ કરવાની રજા માગી. તેમણે એ વાંચી જોઈ અને મને લખ્યું કે મને એ ખૂબ ચિત્તાકર્ષક ('interesting') લાગી છે, અને બંને એટલા ઓછા સુધારા કરીને પાછી મોકલું છું (*'with the fewest possible alterations"*): આ વાત અક્ષરેઅક્ષર સાચી છે, માત્ર એક લીટી ઉપર જ તેમણે કલમ ચલાવી હતી. આ નિરભિમાનતાના ગુણથી જ આજે તેમણે સૌનાં હ્રદય જીત્યાં છે. એ સિવાય તેઓ મને લખત ખરા (૨૦–૯–૧૯૨૭—ત્યારે હું વિયેનામાં ભારતીય સંગીત વિષે વ્યાખ્યાનો આપતો ફરતો હતો—તેમને મેં ફરી યુરોપ આવવાનું લખ્યું હતું.):

"પ્રિય મિત્ર,

યુરોપમાં મારી જે ખ્યાતિ થઈ છે તેને હું સાચે જ અયોગ્ય છું. મને ઘણીવાર એમ થાય છે કે હું જો પાછો યુરોપ કે અમેરિકા જાઉં તો મારા વિષે એમના જે મોટા મોટા ખ્યાલો છે તે બધા કડડભૂસ થઈ જશે—તેમની ભ્રમણા ભાંગી જશે. તમે ખાતરીપૂર્વક માનજો કે આ હું કેવળ શિષ્ટાચાર કે વિનય ખાતર કહેતો નથી. હું આમ કહું છું કારણકે મને સાચે જ એમ લાગે છે.

એ જ,

ગાંધી"

મહાત્માજીની સાથે મારી પહેલી મુલાકાત ૧૯૨૪ના ફેબ્રુઆરી માસમાં પૂનામાં થઈ હતી. ત્યાંની ઇસ્પિતાલમાં તેઓ ત્યારે પથારીવશ હતા—તરતના જ એપેન્ડિસાઇટિસનાં અસ્ત્રોપચાર પછી. તે વખતે પણ તેઓ જેલમાં હતા એમ જ કહેવાય—કારણ કે જેલ તરફથી જ તેમને ઇસ્પિતાલમાં મોકલ્યા હતા. છતાં તે વખતે તેઓ માંદા હતા એટલે મુલાકાત માગનારાઓને સહેલાઈથી તેમને મળવાની રજા મળતી હતી.

સવારનો પહોર હતો. આકાશમાં સવારનું સોનું પથરાયેલું હતું.

મહાત્માજી ઓશીકાંના ઢગલા ઉપર બેઠા હતા—અર્ધા સૂતેલા હતા એમ જ કહેવું જોઈએ. ઓરડામાં તેમના મંત્રી મહાદેવ દેસાઈ, શ્રીમતી સરોજિની નાયડુની એક કન્યા, એક તામીલ વક્તા, અને બીજા પણ કેટલાક જણ હતા. મહાત્માજી તેમની સાથે હસતે મોઢે વાતચીત કરતા હતા. તેમનું હાસ્ય જોઈને મન ભરાઈ ગયું. એવું શિશુસરલ હાસ્ય મોટી ઉંમરના માણસોના મુખ ઉપર જોવાનું સૌભાગ્ય જીવનમાં જવલ્લે જ મળે છે. જવાહરલાલે તેમની આત્મકથામાં ખોટું નથી કહ્યું કે મહાત્માજીનું હાસ્ય જોવાનું સૌભાગ્ય જેને મળ્યું નથી તે મહાત્માજીને ઓળખતો નથી.

* * *

તેમને પ્રણામ કરીને મેં કહ્યું : " માત્ર આપનાં દર્શન કરવા જ હું બાંગલોરથી પૂના આવ્યો છું. "

મહાત્માજી હસીને બોલ્યા : " Oh, that is kind of you indeed ! "

પોતાની પાસે જ બેસાડીને તેમણે મારું નામ અને ઓળખાણ પૂછ્યાં.

નામ સાંભળતાં જ શ્રીમતી સરોજિનીકન્યા બોલી ઊઠયાં : " ઓ ! તમે પેલા ગવૈયા દિલીપ રાય કે ?—જે યુરોપમાં ફરી ફરીને સંગીત શીખતા હતા—તે દેશની ' હાર્મની ' આપણા દેશની ' મેલડીમાં ' આણવા માટે ? "

" ઇંગ્લંડમાં અને જર્મનીમાં હું ત્યાંનું સંગીત થોડું ઘણું શીખ્યો છું ખરો, " હું વિધિપૂર્વક વિનય વચનથી બોલ્યો, " પણ આપણા સંગીતમાં તે લોકોની ' હાર્મની ' દાખલ કરવાની મારી કદી મતલબ હતી જ નહિ. "

" પણ તમે ગવૈયા છો એ વાત તો તમે જાહેર કરી દીધી, " મહાત્માજી બોલી ઊઠ્યા, " એટલે હવે બોલો—મારા જેવા એક માંદા આદમીને તમે થોડાં ગીત ગાઈ સંભળાવશો કે નહિ ? મને તો માત્ર એટલું જ જાણવાનું મન છે. "

" આપને ગીત સંભળાવવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થશે એવું મેં ધાર્યું નહોતું, મહાત્માજી. હું મારો તંબૂરો લઈને ક્યારે આવું, કહો—સાંજે ?"

" સાંજે આવો તો તો બહુ સારું—અરે ઊભા રહો" એમ કહીને મહાત્માજીએ ઓરડામાંની અંગ્રેજ નર્સને પૂછ્યું : " મારા આ મિત્ર જો સાંજે અહીં જરા ગીત ગાય તો અહીંના બીજા દરદીઓને અગવડ થશે ખરી ?"

શ્વેતાંગિની હસતે મોઢે બોલી : "લગારે નહિ, મિસ્ટર ગાંધી. તમે જોઈએ એટલાં ગીત સાંભળજોને."

મહાત્માજીએ તેનો ઉપકાર માની મને કહ્યું : "તો આજે જ સાંજે—પાંચ વાગે, ફાવશે ને ?"

"જરૂર, મહાત્માજી—માત્ર એક પ્રશ્ન માફ કરજો—સંગીત તમને ખરેખર ગમે તો છે ને ?"

"સંગીત કોને ન ગમે ?—હું નાનપણથી જ સંગીતભક્ત છું—ખાસ કરીને ભજનોનો. છતાં તમને કહી રાખવું સારું કે સંગીતના તદ્‌વિદ જેને કહે છે તેવો હું નથી—એટલે કે સંગીતના ટેકનિકની સાથે મારે કશી લેવા દેવા જ નથી. પણ એનું મને ઝાઝું દુઃખ પણ નથી. સંગીત મારા હૃદયને સ્પર્શ કરે છે—બસ, બીજું શું જોઈએ ? તમને શું લાગે છે ?"

"પણ સંગીતની ટેકનિક જાણતા હોઈએ તો સંગીત પ્રત્યેનો પ્રેમ વધે નહિ ?"

"વધે. પણ મને એ જાતના વિશેષજ્ઞ થવાની ઝાઝી ઉત્કંઠા નથી. સંગીતમાંથી હું તો પ્રેરણા મેળવવા ઇચ્છું છું, આનંદ મેળવવા ઇચ્છું છું. એ જો મને મળી રહે તો મને સંતોષ છે.

"મને આજે પણ દક્ષિણ આફ્રિકાની આવી જ એક ઇસ્પિતાલ યાદ આવે છે. ત્યાં પાટાબાંધેલી અવસ્થામાં જ્યારે હું પડેલો હતો, ત્યારે મારી વિનંતીથી મારા જ એક મિત્રની કન્યા રોજ મને તેમનું પ્રખ્યાત ભજન *Lead Kindly Light* ગાઈ સંભળાવતી, તેગીતથી મારી બધી અંગની વેદના અને તાપ પીગળી જતાં. એ કન્યાનો હું કેટલો ઋણી છું !—બોલો, હજી વધારે સાબીતી જોઈએ છે મને સંગીત ગમે છે કે નહિ એની ?"

ઓરડો હાસ્યથી ગાજી ઊઠ્યો.

* * *

હું એક મરાઠી પ્રોફેસરને ઘેર ઊતર્યો હતો. ત્યાં આખો દિવસ કોઈની સાથે સારી રીતે વાતચીત કરી ન શક્યો. મને વારંવાર રવીન્દ્રનાથની 'શ્રી અરવિંદ તર્પણ' કવિતા યાદ આવતી હતી.

અરવિંદ, રવીન્દ્રેર લહ નમસ્કાર...
દેવતાર દીપ હસ્તે જે આસિલ ભવે
સેઈ રુદ્રદૂતે બલો કોન્ રાજા કબે
પારે શાસ્તિ દિતે ! બંધનશૃંખલ તાર
ચરણવંદના કરિ' করে નમસ્કાર,
કારાગાર કરે અભ્યર્થના. ×

કદાચ મહાત્માજી તે વખતે જેલમાં હતા એટલે આ લીટીઓ હું ભૂલી શકતો નહોતો.

* * *

નમતા પહોરનો સોનેરી પ્રકાશ ઓરડામાં પથરાઈ ગયો છે. મહાત્માજીના ચરણ પાસે જઈને બેઠો હાથમાં તંબૂરો લઈને. મીરાંબાઈનું ગીત ગાયું :

× અરવિંદ, રવીન્દ્રના નમસ્કાર સ્વીકારો......દેવતાનો દીપ હાથમાં લઈને જે જગતમાં આવ્યો છે, તે રુદ્રદૂતને કહો કયો રાજા ક્યારે સજા દઈ શકે છે ! બંધનની બેડીઓ તેની ચરણવંદના કરી તેને નમસ્કાર કરે છે. કારાગાર તેનું સન્માન કરે છે.

સુની મૈં હરિ આવનકી આવાજ
મહલ ચડી ઝોવું મોરી સજની, કબ આવે મહારાજ !
દાદુર મોર પપીહા બોલે કોયલ મધુરે સાજ:
બરસે બાદરવા મેઘા બોલે દામિન છોડી લાજ.
ધરતી રૂપ નવાં નવાં ધરિયાં પિયા મિલનકે કાજ
મીરા કે ચિત ધીર ન માને વેગ મિલો મહારાજ.

I hear the sounds of His approach
His footfalls round me ring,
They echo in heart's chamber, friend,
When will He come, my King ?
Hark, there the cuckoos bulbuls sing,
Look, shines the peacock's wing.
Mid July's rains cloud-voices thunder
The lightning cleaves the sky asunder
All earth renews her beauty's wonder
For love's green welcoming !
Now Mira's soul is all aheave
For Thee, O come my King !

મહાત્માજીની આંખમાં પાણી ચમકી ઊઠયાં. કેટલીય વાર સુધી કોઈ જ બોલ્યું નહિ !...મારા તરફ જોઈને મહાત્માજી તે હાસ્ય હસ્યા જે

અઁધાર–પ્રાણે શિશુર દાને
મિટાય આલો ક્ષુધા
કરુણા કઁાપે... ધરણી–તાપે
આકાશ ઢાલે સુધા.

* * *

મહાત્માજી જ પહેલા બોલ્યા :

"મીરાંનુ ભજન ! સુંદર ન હોય એમ બને !"

"આપ લોક ગુજરાતમાં મીરાંના ભજન જરૂર હંમેશાં સાંભળતા હશો ?"

"મીરાંનાં ઘણાં પદો મને પરિચિત છે—મારા સાબરમતી આશ્રમમાં મહીં મહીંથી ગવાય છે. આવો અનાવિલ આનંદ બહુ ઓછાં પદોમાંથી મળે છે."

મને એટલું તો સારું લાગ્યું......હિંદી ભાષામાં મીરાં અને કબીરનાં ભજનનો જોટો ક્યાં છે ? હું બોલ્યો: "આપને મીરાંના પદમાં વિશેષતા ક્યાં લાગે છે ?"

"ક્યાં ? તેની અકૃત્રિમતામાં—બીજે ક્યાં ? મીરાંના ઉદ્ગારમાં કૃત્રિમતાનું નામ સુદ્ધાં નથી. મીરાં ગીત ગાઈ ગઈ છે, તેનાથી ગાયા વિના રહેવાયું નહિ માટે. સીધું હૃદયમાંથી નીકળ્યું છે, કુદરતી ઝરણાંની પેઠે–જાણે ફૂટી નીકળ્યું ન હોય. યશનો મોહ અથવા લોકોની

વાહવા મેળવવાનો કંઈ એ પદનો હેતુ થોડો જ હતો:—જેમ ઘણા ચારણ ચારણીઓના ગીતનો હોય છે. આ જ એની અપીલ છે—જે કદી વાસી થવાની નથી."

"આપણાં આવાં સુંદર ગીતોને આપણા શિક્ષણમાં સંસ્કૃતિમાં આજ સુધી કેટલું ઓછું સ્થાન મળ્યું છે!"

"એ વાત સાચી છે," મહાત્માજી બોલ્યા, "અને એ કાંઈ ઓછા દુ:ખની વાત નથી: હવે જાગવાનો સમય આવ્યો છે. કારણ જો લોકોના અનાદર અને ઔદાસીન્યને પરિણામે આ ગીતો મરવા પામે તો તે ભારે દુ:ખની વાત થઈ પડશે. આ વાત મેં વારંવાર કહી છે."

મહાદેવ દેસાઈ બોલ્યા: "ખરું, એ વાત એઓ હંમેશાં જ કહ્યા કરે છે."

મેં કહ્યું: "આ વાત સાંભળીને મને એટલો આનંદ થયો, મહાત્માજી, કે શું કહું? કારણ—ખોટું લગાડશો નહિ—હું હમેશાં એવું માનતો આવ્યો હતો કે આપની કઠોર જીવન-સાધનામાં કલાકારીગરીને કંઈ સ્થાન જ નથી. કહેવામાં શો વાંધો, મને ઘણી વાર એવો ભય રહેતો કે આપ સંગીતના વિરોધી હશો."

"વિરોધી! હું!! અને તે પણ સંગીતનો!!!" મહાત્માજી બોલી ઊઠ્યા. હું જરા શરમાઈ ગયો—આટલું ખુલ્લેખુલ્લું ન કહ્યું હોત તો યે ચાલત કદાચ.

પરંતુ મહાત્માજીના મુખ ઉપર આશ્વાસનનું સ્મિત તરત જ પ્રગટ્યું: "ના ના, તમારો કશો વાંક નથી દિલીપ. હું જાણું છું—સમજું પણ છું—શા માટે આવી વાતો મારે વિષે ફેલાય છે—પણ હું શું કરું, કહો? મારે વિષે એટલા બધા જાતજાતના વિચિત્ર ખ્યાલો વાતાવરણમાં ફેલાઈ ગયા છે કે હવે કશો ઉપાય નથી."

કોઈ કોઈ સહેજ હસ્યું.

"પરંતુ આ ખ્યાલોને લીધે થયું છે એવું કે જ્યારે હું એમ કહું છું કે હું પોતાને ખરેખર એક કલાકાર માનું છું ત્યારે મારા પ્રિય મિત્રો પણ હસે છે. તેઓ માને છે કે આવી મશ્કરી મારે મોઢેથી ભાગ્યે જ બીજી નીકળી હશે."

બધાં આ વખતે વધારે હસી પડ્યાં.

"હું પણ આ વાત સાંભળીને હસું છું એથી ખોટું ન લગાડશો મહાત્માજી," મેં કહ્યું, "પણ શું એમ ન હોય કે આપની કઠોર સાધનાને કારણે જ આવો ખ્યાલ લોકોના મનમાં બંધાઈ ગયો હોય? કારણ આપણે લોકોને પણ ખરી રીતે દોષ ન દઈ શકીએ જો તેઓ કઠોર સાધના અથવા સંન્યાસની સાથે કલાપ્રેમનું અસ્તિત્વ ન કલ્પી શકે."

"પણ તેઓ એટલું કેમ ન સમજે કે સંન્યાસ જ જીવનની સૌથી મોટી કલા છે?"

"સંન્યાસ—કલા?"

"નથી? કલા ખરું જોતાં શું છે? સરલ સુષમા, ખરું ને? અને સંન્યાસ શું છે? સરલતમ સુષમાને રોજિન્દા જીવનમાં પરમ સુંદરરૂપે પ્રગટ કરવી—બધી આંખ આંજી દેનારી કૃત્રિમતા અને ઢોંગ છોડી દઈ ડગલે ને પગલે સાચા શુદ્ધ રહેવાની સાધના. એટલે

જ હું હંમેશાં કહું છું કે સાચો સંન્યાસી કેવળ કલાની સાધના કરે છે એટલું જ નહિ— પણ તેનું જીવન જ એક અખંડ કલાકૃતિ હોય છે."

મહાત્માજીના અવાજમાં આવેગની જરા ગરમી આવીઃ "તમે કલ્પી પણ શકો છો કે આવી જેની માન્યતા છે તેને લોકો સંગીતનો વિરોધી કહે છે—માત્ર એટલા જ કારણે કે તે સ્વભાવથી જ સંન્યાસી છે! કહે છે હું સંગીતવિમુખ છું—હું તો ભારતના ધર્મ-જીવનને અને સંગીતને જુદાં કલ્પી જ નથી શકતો! આ પછી મારે શું કહેવું, કહો જોઉં?" મહાત્માજીના મુખ ઉપર કરુણ હાસ્ય પ્રગટી ઊઠયું.

"પણ જો એમ હોય તો લોકોએ તમને શા વાંકે સંગીતકલાવિમુખ માની લીધા?"

"કંઈક વાંક હશે કદાચ," મહાત્માજી ફરી જરા હસ્યા, "એક તો કદાચ એ હશે કે આ જીવનમાં જે અનેક વસ્તુઓ કલા તરીકે વખણાય છે તેમાં મને કશું જ મહત્ત્વ લાગતું નથી. એનો અર્થ બેશક એ છે કે મારા મનનાં પ્રાણનાં મૂલ મૂલ્યો જ જુદાં છે—my values are different: દાખલા તરીકે જેની માત્ર તદ્વિદો જ કદર કરી શકે તેને હું મહાન કલા કહેતો નથી—એટલે કે ટેકનિકની ગલીકૂંચી જાણ્યા વિના જેમાં કશી સમજ જ ન પડે એવી કલાને. હું તો એમ માનું છું કે મહાન કલાની અપીલ બરાબર કુદરતના સૌંદર્યની પેઠે વિશ્વજનીન હોય છે. સૂક્ષ્મ ચર્ચા કરવામાં છીણાજોરી કરવી એનું જ નામ કલારસિકતા એવું હું માની જ શકતો નથી. ખરી રસિકતાને વિશેષજ્ઞતા સાથે અને અતિશય ચીકણાવેડા સાથે કશો સંબંધ જ નથી. તેનો વેશ તો સાદો જ હશે—તેનું પ્રાગટ્ય પણ સહજ હશે—હમણાં મેં કહ્યું એમ પ્રકૃતિની પ્રાસાદિક ભાષા જેવું."

જરા વાર ચૂપ રહી હું બોલ્યોઃ "પણ—મેં સાંભળ્યું છે કે આપ આપની ઓરડીમાં ચિત્ર બિત્ર ટાંગવાની વિરુદ્ધ છો? એ પણ નિંદાખોરોનો ખોટો આરોપ છે?"

"ના," મહાત્માજી ફરી મૃદુ હસ્યા, "અને મને ઘણીવાર એમ થાય છે કે મારા ઘણા મિત્રો એટલા ઉપરથી જ માની લેતા હશે કે હું મારા મનથી કલાવિમુખ હઈશ."

"પણ દીવાલ ઉપર ચિત્રો ટાંગવામાં આપને વાંધો શો?"

"શું કરવા ટાંગું, કહો જોઉં—જો દીવાલ આપણે માત્ર આશ્રય ખાતર ઘર બાંધવા માટે જ બાંધી છે, તો દીવાલની જે મૂળ સાર્થકતા છે તે સિવાય બીજી સાર્થકતા તેને અર્પવા શું કામ જવું—આમ પ્રયત્ન કરીને? જેમને કરવું હોય તે ભલે કરતા—તેમને જો ઠીક લાગતું હોય તો ચિત્રોથી આખી ભીંત ભલે ઢાંકી દે—હું કંઈ ના પાડતો નથી. માત્ર મારી પ્રેરણાને માટે મારે ચિત્રની કશી જરૂર નથી—બસ, પતી ગયું.× કુદરત જ મારે માટે પૂરતી છે."

મહાત્માજી જરા અટકીને બોલ્યાઃ "તારાભર્યાં આકાશ તરફ જોઈ જોઈને કેટલીવાર હું જ્યોતિરહસ્યના અતલ આશ્ચર્યમાં ડૂબી ગયો છું—કદી મારી આંખ થાકી નથી. વિશાળ મેદાન, વન, પર્વત, નદી, સાગર, એ બધાં ક્યાં નથી—એ બધાં, જ્યારે જોઈએ ત્યારે મારી સૌન્દર્યની ક્ષુધા ક્યાં શમાવતાં નથી? તારાથી ચકચકતું આકાશ, મહાન સમુદ્ર, સ્વર્ણાળુ

× Only I do not need them *for my inspiration.* —સુધારીને મહાત્માજીએ પોતે છેલ્લા ત્રણ શબ્દો સ્વહસ્તે લખ્યા હતા.

શૈલમાળા, એ બધાંના સંગીતથી મનમાં, પ્રાણમાં જે કંપ જાગે છે, તેની સાથે શું કોઈ પણ ચિત્રના કંપને કદી સરખાવી શકાય? અસ્ત ગોધૂલિની વિદાય આભાની, અને ઉદય ગોધૂલિની હાસ્યછટાની બરાબરી કોઈ પણ મનુષ્યની પીંછીની વર્ણસમૃદ્ધિ કદી કરી શકે ખરી?"

"ના દિલીપ," મહાત્માજી બોલ્યા, "મારી કુદરત મારે ભલે રહી—બીજી કોઈ પ્રેરણા મારે નથી જોઈતી. આજે પણ તેનો રહસ્યભંડાર મારે મન એવો ને એવો અપૂર્વ, આનંદમય, અને સ્વપ્નભર્યો રહ્યો છે. માણસની બાળખેલ સમી કલાકારીગરીની મારે શી જરૂર છે? ભગવાનની કલાકૃતિના ગભીર રહસ્ય આગળ માણસની કૃતિ મને રંગીન રમકડાં જેવી લાગે છે. એટલે, તમે જ કહો વારું, કે આજકાલ જે બધી રંગીલાઈ કલાને નામે ચાલી રહી છે તેમાં એવું શું છે જે આપણું મન તે આકર્ષી શકે—ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે પ્રકૃતિ પોતાનો અપૂર્વ સૌંદર્યભંડાર લઈને આપણું મનોરંજન કરવાને સદા તત્પર ઊભી છે?"

હું મહાત્માજીના અભિપ્રાય જાણવા જ ગયો હતો—તેમની પાસે જે કાંઈ શીખવા જેવું હોય તે શીખવા જ—ચર્ચા કરવા નહિ. એટલે તેમની સાથેના મતભેદ ઉપર ભાર ન મૂકતાં મતૈક્ય ઉપર જ મેં ભાર મૂક્યોઃ મેં કહ્યું: "આપ પ્રકૃતિને કલાકારોની રાણી કહો છો, એમાં કોણ સંમત ન થાય? તેના ઐશ્વર્ય અને તેના આનંદ સાથે માણસની સામગ્રીની તુલના જ શી રીતે થાય? વળી જે રંગીલાઈ અને વિશેષજ્ઞતા આપને ગમતી નથી તે બધી ખરું જોતાં અસાર છે એ પણ કોણ નહિ માને? મને પણ કેટલીય વાર લાગ્યું છે કે કલાકારનો આત્મસંતોષ ભારે હાનિકર્તા છે, તેની ફોસલામણીથી જ મન કહે છે કે કલા જીવન કરતાં મોટી છે."

"બરાબર છે," મહાત્માજી ખુશ થઈને બોલ્યા, "જેટલી જાતની કલા છે તે બધીને ભેગી કરીએ અને તેમની યોગ્ય કિંમત આંકીએ તો પણ કહેવું પડે કે તેઓ જીવનના મહત્ત્વની બરાબરી કદી કરી શકી નથી—કરી શકવાની પણ નથી. મહાન જીવનની પશ્ચાદ્ભૂમિકા વિના કહેવાતી મહાન કલા તમે ક્યાં પ્રગટ કરત વારું? કલાને ઉત્સાહમાં ને ઉત્સાહમાં સાતમે આસમાને ચડાવીએ તેથી શું વળ્યું, જો એ બધાને પરિણામે જીવન ધીમે ધીમે ઠીંગણું થતું જતું હોય? કલા તો જીવનનો પૂર્ણ અર્થ છે, સૃષ્ટિનો મુકુટમણિ છે, જીવનનો મૂળ હેતુ છે, એવી એવી વાતો સાંભળીએ ત્યારે હસ્યા વિના શી રીતે રહેવાય?"

ઓરડામાં બધાં જ ચૂપ રહ્યાં.

"કલા જીવન કરતાં મોટી!" મહાત્માજીના કંઠમાં સહેજ વ્યંગનો રણકાર આવ્યોઃ "કેમ જાણે આવી મોં ભરાઈ જાય એવી વાતોની બડાશથી કદી મન ધરાતું હશે, કેમ જાણે કોઈ એક નિશ્ચિત માર્ગે આત્માની મુક્તિ મેળવાતી હશે. કોઈપણ કલાને વિષે આવો હસવા જેવો દાવો કરવામાં આવે છે, ત્યારે હું કહું છું કે એમાં હું સંમત નથી. કારણ મારે મન સૌથી મહાન કલાકાર તે જ છે જે સૌથી મહાન જીવન ગાળતો હોય. હું કલાના આવા ગુમાનને, આવી આત્મશ્લાઘિતાને નથી સ્વીકારતો—કલાને સ્વીકારું છું. એટલે જ તો મેં તમને કહ્યું હતું કે મારા જીવનનાં મૂલ મૂલ્યો જ જુદાં છે—બસ."

મહાદેવ દેસાઈએ મને હસતાં હસતાં કહ્યું: "તમારી વાતચીત સાંભળીને જ કદાચ રોલાંએ મહાત્માજીના કલા સંબંધી મત વિષે બહું-લખ્યું છે, તેમના ગાંધીચરિત્રમાં?"

"એ શી રીતે બને ? હું થોડો જ કલા વિષેના મહાત્માજીના મત જાણતો હતો ?" એમ કહીને મેં મહાત્માજીને કહ્યું: "તમને કદાચ સાંભળીને આનંદ થશે મહાત્માજી, કે આ વિષયમાં રોલાં આપની સાથે સંપૂર્ણ એકમત છે. તેમની વિખ્યાત *Jean Christophe* નવલકથામાં તેમણે વારંવાર આ એક જ વાત કહી છે કે જીવન તેના બધા પ્રકટીકરણથી પર છે."

"ખરી વાત," મહાત્માજીના અવાજમાં પ્રસન્નતા વરતાતી હતી, "જીવનમાં રહસ્ય જે છે તે ઊર્ધ્વ લોકનું અમૂલ્ય દાન છે. તેનું કોઈપણ પ્રકારનું આત્મપ્રગટીકરણ તેને પૂરેપૂરું પ્રગટ કરી શકતું નથી. એટલે જ હું કહું છું કે સૌથી મહાન કલાકાર તે જ છે જે સૌથી મહાન જીવન ગાળે છે."

* * *

તે દિવસે ફરી ફરીને મારા મનમાં મહાત્માજીના ગુરુ ટોલ્સ્ટોયનાં *What is Art* પુસ્તકમાંનાં અનેક વચનો ઘૂમ્યા કરતાં હતાં. તેઓ એક વાર એક નાટકની પૂર્વાવૃત્તિ જોવા ગયા હતા. ત્યાંથી કંટાળીને આવીને ( અરે, કદાચ આજકાલનાં બોલપટ જોત તો તો કદાચ આપઘાત જ કરત ! ) તેમણે લખ્યું:

"આમાં માત્ર અતિશય મહેનત હોય છે એટલું જ નહિ, પણ આવી જાતની કલા માટે નટનટીઓનાં આખાં જીવન પાયમાલ થઈ જાય છે. સેંકડો માણસો બાળપણથી કાં તો હાથપગ ઉછાળતાં શીખે છે ( એમને નૃત્યકાર કહે છે ), કાં તો કંઠની કસરત અથવા યંત્રતાડન શીખે છે (એ લોકોને ગવૈયા બજવૈયા કહે છે), અથવા રંગ વડે હજારો ચિત્રો ચીતરતાં શીખે છે (એ લોકોને ચિત્રકાર કહે છે), અથવા તો શબ્દ વડે જાદુ કરવાનું શીખે છે (એ લોકોને કવિ કહે છે). પરિણામે થાય છે એવું કે એ બધા લોકો—મોટે ભાગે તો એ લોકો ખૂબ બુદ્ધિશક્તિ સાથે જન્મેલા હોય છે, પણ—પોતાનું એક ઈન્દ્રિયનું વિચિત્ર કામ કરતાં કરતાં અમાનુષ બની જાય છે, જીવનનાં બધાં યથાર્થ કાર્યોનો અર્થ સમજવાની શક્તિ ખોઈ બેસે છે—તેઓ માત્ર નિપુણતાથી હાથ. પગ, જીભ કે આંગળી વડે જાતજાતની કરામત કરી જાણે છે.

એ બધા કલાકારો—સાંપ્રદાયિકોની પેઠે—નિંદાના આનંદપૂર્વક પરસ્પરનો છેદ ઉડાવતાં ઉડાવતાં પોતે પણ લોપ પામે છે.... એટલે એવું જોવામાં આવે છે કે જે કલા માણસ પાસે આટલાં બધાં ત્યાગ અને નિષ્ઠા માગી લે છે, જેણે માનવજીવનને વામણું બનાવી દીધું છે, પ્રેમનું જેણે અપમાન કર્યું છે, તેનું કશું નામનિશાને નથી, એટલું જ નહિ તે જુદા જુદા પૂજારીઓ આગળ એવાં જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરે છે કે આ કિમ્ભૂતકિમાકાર વસ્તુને માટે આપણે શું કરવા આટઆટલો ત્યાગ કરવો, આટઆટલું સહન કરવું, આટઆટલી સાધના કરવી, એ સમજવું પણ મુશ્કેલ થઈ પડે છે."

# "FRIENDS ENVY THE WHITENESS OF OUR WASHING"



*Says*
**Mrs. Chandanben Maganlal Sukla of Bombay**

*"Since we started washing the best clothes at home with 501 'Special' many friends have asked how I get our shirts, dhoties and saries so beautifully fresh and white. It is because 501 'Special' Soap takes out the dirt quickly and gently without damaging the materials. Our clothes look better and last longer than ever before."*

*(Mrs. Chandanben Maganlal Sukla)*

# 501




## "SPECIAL" SOAP

*MAKES WHITE CLOTHES STAY WHITE*

*Pure Swadeshi*
*Free from animal fat*




TOMCO SALES DEPT.
P. O. Box 328, Bombay

THE TATA OIL MILLS CO., LTD.
Bombay House, Bombay

Please send me free samples of your soaps. I enclose 1 anna stamp to cover postage.

Name (Mr. Mrs. or Miss) ....................

....................

Address....................

....................

....................

....................No..........

(Please write in Block letters) (903)

***

આ જ પ્રસંગનું વર્ણન એ વખતે શ્રી મહાદેવભાઈએ 'નવજીવન'માં આપ્યું હતું તે પણ અહીં ભેગું ઉતારું છું. એ પ્રસંગે ગાયેલાં ગીતોની બાબતમાં બંને વર્ણનો એકમત નથી પણ એ કદાચ શ્રી દિલીપબાબુની ચારતચૂકનું પરિણામ હશે. —અનુવાદક

એક દિવસ સાંજે બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર સ્વ. દ્વિજેન્દ્રલાલ રાયના પુત્ર શ્રી. દિલીપકુમાર રાય આવ્યા. તેમણે હિંદુસ્તાનના એક સુપ્રસિદ્ધ ગાનાર તરીકે ખ્યાતિ મેળવી છે. સવારે તેઓ આવી ગયા હતા, અને તેમણે સાંજે આવીને ગાઈ સંભળાવવાનું વચન આપ્યું હતું. રાત્રે આઠેક વાગ્યા હશે, શ્રી દિલીપકુમાર સિતાર સાથે આવ્યા. ઓરડામાં ઠીક શ્રોતાઓ ભેગા થયા હતા. ગાંધીજીના પલંગની સામેના એક સોફા ઉપર બેસીને શ્રી દિલીપકુમારે ગાવું શરૂ કર્યું:

દીનદયાળ ગોપાળ હરિ બૃંદાબન મોય બુલા તો સહી;
રોલું ચરણ પખાર પલક ટુક પ્રેમપ્રસાદ ચખા તો સહી.
તોર છોડકે કોનકી આશા કરું, તેરે નગરમેં નિત્ય નિવાસ કરું;
દિનરાત યહી અરદાસ કરું, મોય બંસીકે ઘોર સુના તો સહી.
બ્રજ દેશમેં તૂ બિદેશમેં હૂં, એક જોગી બિજોગી કે ભેખમેં હૂં.
ઉપદેશમેં હૂં, કલેશમેં હૂં, મોય ઝાકી બિશાલ કરા તો સહી.
વિરહાવશ નયન ચુચાય રહે, રો રો કે સમુદ્ર બહાય રહે;
દિન આય રહે, અકુલાય રહે, અય નાથ મોર પ્રાણ બચા તો સહી.
મૈં તો બનફલ ખાય કે બૈઠ રહું, તોસે ભૂખ પિયાસ કછુ ન કહું,
તોર પ્રેમકે જલમેં સદાય બહું, મેરે દુઃખકો આય મિટા તો સહી.
બ્રજકી બુહારી મૈં દિયાહી કરું, તેરી સેવા ઓ પૂજા કિયા હી કરું,
તેરે ધોયો કે ચરણ પિયા હી કરું, મેરી નાવકો પાર લગા તો સહી.

એ ભજનનો ભાવ, ગાનારના સૂરની કોમળ મોહકતા, અને શ્રોતાઓની એ ભજનને અનુકૂળ વૃત્તિને લીધે આખું વાતાવરણ જાણે ઘડીકવાર ઉપરની પ્રેમભીની વિનંતીથી ભરાઈ રહ્યું. એ જાદુઈ જગ્યામાં સૌ જાણે બેઠા બેઠા ગાતા હતા:

મૈં તો બનફલ ખાય કે બૈઠ રહું, તોસે ભૂખ પિયાસ કછુ ન કહું,
તેરે પ્રેમકે જલમેં સદાય વહું, મેરે દુઃખ કો આન મિટા તો સહી
......મેરી નાવકો પાર લગા તો સહી.

પણ એની અસરથી હૈયાતાર ઝણઝણી રહ્યા હતા ત્યાં તો એ જ ભાવનું મીરાંબાઈનું સુપ્રસિદ્ધ ભજન એ ભાઈએ ગાવા માંડયું:

નોકર રાખોજી —
ચાકર રાખો, બાગ બનાવીશું, નિત નિત દર્શન કરશું
શામળિયા ગિરધારી લાલ—તમે નોકર૦
રાઠોડાં ઘરાં દીકરી ને ગિરધર ઘરની નાર,
તેરે ભજનકે કારણે મૈં છોડ દિયો સંસાર—તમે નોકર૦
કહે રે મીરાંબાઈ ગિરધરના ગુણ, ગોરખને ગંભીર
એક ગોવાળણને દર્શન દીધાં જલ જમનાનાં નીર—તમે નોકર૦

સૌ જાણે જલજમનાનાં નીરમાં વણાઈ રહ્યાં હોય એટલી અસર ઉત્પન્ન થઈ રહી. થોડીવાર ખૂબ શાંતિ રહી. પછી શ્રી દિલીપકુમારે વાત છેડી અને જે ચર્ચા ઉત્પન્ન કરી તેનું અક્ષરશઃ વર્ણન તેમણે જ આપ્યું છે.

"મહાત્માજી, શાળા અને વિદ્યાલયોમાં સંગીતની ભારે અવગણના થાય છે."

બાપુ કહે, "હા, મારી તો એ ફરિયાદ જ છે."

"સાચે જ હું તો અત્યાર સુધી માનતો હતો કે તમે સંગીત જેવી સૌ લલિતકળાની વિરુદ્ધ હશો. પણ આજે તમારો અભિપ્રાય સાંભળી હું રાજી થયો."

"સંગીતની વિરુદ્ધ હું?" એમ એકાએક ગાંધીજી બોલી ઊઠ્યા—જાણે પોતાને ભયંકર અન્યાય થતો હોયને. "હા, હા, પણ મને ક્યાં અજાણ્યું છે કે મારે વિષે લોકો અનેક ગપાટા હાંકે છે જે એટલા બધા વધી પડ્યા છે કે તેને ફેલાતા અટકાવવું લગભગ અશક્ય થઈ પડયું છે. એટલે હું જ્યારે કહું છું કે હું કળાકોવિદ છું ત્યારે સૌને હસવું આવે છે."

"આ તો સરસ. તમે તપસ્યાને જ પ્રાધાન્ય આપ્યું છે, અને તેમાં સંગીતને સ્થાન ભાગ્યે જ હોઈ શકે એમ મેં માન્યું છે." એટલે ગાંધીજીએ આગ્રહપૂર્વક કહ્યું:

"હા, પણ હું તો કહું છું કે તપસ્યા એ જીવનમાં સૌથી મોટી કળા છે. સંગીતની વિરુદ્ધ તો હું હોઈ જ શેનો શકું? હું તો હિંદુસ્તાનના ધાર્મિક જીવનનો વિકાસ સંગીત વિના કલ્પી શકતો નથી. હું સંગીતનો તેમ જ બધી કળાનો શોખીન છું. કળાને નામે આજે અનેક વસ્તુઓ ચાલી રહી છે, તેની હું વિરુદ્ધ છું ખરો. એ કળાને માટે હૃદય જોઈએ, એ સમજવા માટે કાંઈક શિક્ષણ અને જ્ઞાન ન હોય. તમે સત્યાગ્રહ આશ્રમ જાઓ તો ત્યાં દીવાલો ખડબચડી, ચૂનાથી ધોળેલી જ દેખાશે પણ તેથી કાંઈ એમ નથી કે ત્યાં કળા નથી. કારણ એ છે કે દીવાલનો તાઢતડકાથી રક્ષણ કરવાનો હેતુ છે. મારે માટે તો જગકર્તાએ રચેલા નભોમંડળમાં કળાના અનંત ખજાના ભરેલા છે—તે જોઈને મારી આંખ કદી થાકતી નથી. દરેક વખતે કાંઈક નવું નવું જોવાનું મળ્યાં કરે છે. તમે ગમે તેવું ભવ્ય ચિત્ર કાઢો, પણ તે કાંઈ અગણિત તારાઓથી જડેલા નભોમંડળની ભવ્યતાને આંટી શકવાનું હતું? એની અસર જ ઓર છે. ઈશ્વરની એ શ્રેષ્ઠ કલાકૃતિ આગળ મનુષ્યની તુચ્છ કળા શા હિસાબમાં છે?"

દિલીપબાબુએ કહ્યું, કળા જીવન કરતાં અધિક છે એવું હું યે નથી માનતો.

એટલે બાપુએ આગળ ચલાવ્યું અને ગીતાના योग: कर्मसु कौशलं કર્મમાં કુશળતા એ જ યોગ એ વચનને બદલીને કર્મમાં કુશળતા એ જ ઉત્તમ કળા એવા તાત્પર્યનું આ પ્રમાણે બોલ્યા:

"જીવન સૌ કળાથી અદકું છે. હું તો માનું છું કે જેણે ઉત્તમ જીવી જાણ્યું તે જ ખરો કળાકાર. ઉત્તમ જીવનના પૃષ્ઠતલ વિના કળા શી રીતે ચીતરી શકાય? કળાની કિંમત જીવનને ઉન્નત બનાવવામાં રહેલી છે. જીવન જ કળા છે. કળા જીવનની દાસી છે, અને તેની સેવા કરવાનું જ તેનું કાર્ય છે. એ અર્થમાં કળાને હું માનું છું, કદર કરું છું. કળા વિશ્વ પ્રત્યે જાગૃત હોવી જોઈએ, કળા જીવન પ્રત્યે જાગૃત હોવી જોઈએ."

નવજીવન: ૧૦ મી ફેબ્રુઆરી, ૧૯૨૪: પા. ૧૯૨

# ભવાઈ

'પારાશર્ય'

વેશ લીધા રાધાકૃષ્ણ તણા ને રાસલીલા સરજાવી
આપણ બેઉએ રંગ રાખ્યો ને ભારે જામી ભવાઇ.
મટુકી લઈ તેં કામણ કીધાં મેં લઈ બંસી બજાવી
'રંગ ભવાયા,' 'રંગ રાધિકા,' લોક રહ્યાં હરખાઈ.

ગુલછડીનો ગજરો ને અંબોલડે ડોલર જાઇ,
હાવભાવે તું રમતી ચાલે ઘેર જતો પથરાઇ.
ઘૂઘરા ઘેરા ઠમકે તાલે ગીત રહ્યાં ઉભરાઇ,
નેણ રમે ને વેણ પડે ત્યાં જોનાર જાય ઘવાઇ.

મોરમુગટ ને હાથમાં બંસી, એક પીતાંબર ધારી
પ્રેમ ગોપીનો માગતો પાછળ પાછળ જઉં ભિખારી.
ભીખ શેની આ સમજે તું ને વેશ રહ્યો ભજવાઈ:
નેણલે તારે ખ્વાર થઇ ત્યાં ફેંકાય પૈસો પાઇ.

રાસલીલા થઈ પૂર્ણ અને જ્યાં માગની લીધી થાળી
રાજમારગમાં ભર મેદનીથી લોક રહ્યાં વિખરાઇ.
આપણ દોડયાં ઘૂમી વળ્યાં એ માગતાં મેદની સારી :
એક ડોશીમા પૂછે, "હતા શું જૂનના કૃષ્ણ ભિખારી ?"

મેં કહ્યું : "આંકડું નાચતું માડી ! કૃષ્ણ કરે ન ભવાઈ.
નાથ ઉદરમાં ચૌદ બ્રહ્માંડો મારું તો ખાલી ખાલી.
ભિખારી છું જો કાન નથી, ગણો કાન તો છું વરદાઈ :
આપજો માડી કૃષ્ણને નામે, આ છે પ્રેમસગાઇ.

મોડી રાતે પછી સાજ સમેટયા ગણી તેં દિન કમાઈ
ત્રણ દિની ઠીક દમડી પાકી આંખ છતાં છલકાઇ.
"યૌવન જાયે અંગ ઘસાયે આમ જતાં ચિમળાઇ :
જીવન જીવવા દિન મળે ના, કરવી નિત ભવાઈ.

"લખમીનાથે આનંદ કાજે રાસલીલા અવતારી
આપણુ બેઉએ પેટને માટે વેઠની કરી ભવાઈ.
પ્રેમ હશે તાદાત્મ્ય હશે એ વાત જવી જ વિસારી
વેશને યાદ કરીને રંજવાં મેદનીનાં નરનારી."

"પ્રભુજીએ ઠીક કર્યું નહીં તો કઠિન કાળમાં પ્યારી
જુગાર ખેલતાં રોટલા વાંસે કયાં કયાં ફાવત કારી ?
ભૂખનાં દુઃખને શિદ ગાવાં આ પ્રાણુ જ્યાં જાય સુકાઈ !
દેહ ટકે તો રોટલો માગે એમાં શાની નવાઇ ?"

"રોટલા માગે પેટ, ખરું; મેં શોખ દીધા છ વિસારી:
વેશને યે નિત રોટલા જોઇએ વાત વિપદની ભારી."

"રેવા દે રોદણાં રો મા નહીં તો નીંદ જશે વિંખરાઈ;
આવતી કાલે રાસલીલાનો રંગ જશે બદલાઈ.
જીવશું જીવન વાત તે દીની અંતરે આજ દબાવી
વેશ લઈ લોક રંજતાં સાથે કરી લઇએ ભવાઇ."

☆

# શ્રી. ઝવેરચંદ મેઘાણી

## [ વ્યક્તિ–પરિચય ]

મૂળ લેખક : ખંડેરાવ સૂળે
અનુવાદક : ' પ્રકાશમ્ ' રાવલ

કાવ્યમાં આવતું કમલનયનનું વર્ણન હું ઘણી યે વખત વાંચું છું, પણ જીવનમાં પ્રત્યક્ષ બે જ પુરુષમાં જોયું છે : એક તો શ્રી. અરવિન્દ ઘોષના શિષ્ય શ્રી. અરુણચંદ્ર કે જે ચંદનગરથી પ્રગટ થતા ' સ્ટેન્ડર્ડ બેરર ' નામના સાપ્તાહિકના સંપાદક છે; અને બીજા તે ' ફૂલછાબ ' ના તંત્રી તથા ' જન્મભૂમિ ' ના સાહિત્યવિભાગના સંપાદક શ્રી. ઝવેરચંદ મેઘાણી.

આજથી આરેક વર્ષ ઉપર દાદરમાં શ્રી. ખાંડેકરના પ્રમુખપદ નીચે ' મુંબઈ મરાઠી સાહિત્ય સંઘ ' નું બીજું સંમેલન મળ્યું હતું. આ સંમેલનના બીજા દિવસે મારા મિત્ર શ્રી. ઉમાશંકર જોષીએ મને કહ્યું : " શ્રી. મેઘાણીને ખાંડેકરના સાહિત્યનો પરિચય કરવો છે. તેમજ શ્રી. ખાંડેકરના વ્યાખ્યાનનો ઉતારો ' કલમ અને કિતાબ ' માં પ્રગટ કરવા ઈચ્છે છે. જો ચાલો તો આપણે એમને મળીએ. " મેં ઘણા જ આનંદથી હા પાડી. આ વખતે હું ગૂજરાતી સાહિત્યમાં બહુ રસ લેતો નહોતો. પરંતુ મારા કોઈ એક મિત્રે તે વખતે પ્રગટ થયેલી શ્રી. મેઘાણીની ' સૌરાષ્ટ્રની રસધાર ' વિષે મારી આગળ પ્રશંસા કરી હતી.

' જન્મભૂમિ ' કાર્યાલયમાં મારો તેમની સાથે પ્રથમ જ મેળાપ થયો. તેમને જોઈ મને યાદ આવ્યું કે દરબારી ફેંટો, ખાદીની સુરવાળ, ખાદીનો ઝભ્ભો અને પગમાં કાઠિયાવાડી ચંપલ પહેરતી, તથા બાંધેલા ફેંટામાંથી બહાર નીકળી વાંકા વળેલા લાંબા વાળવાળી વ્યક્તિને હું ઘણી યે વખત વિલેપાર્લામાં જોતો તે જ આ શ્રી. મેઘાણી હતા. શ્રી. અરુણચંદ્ર શરીરે નબળા બાંધાના છે, જ્યારે શ્રી. મેઘાણી મજબૂત બાંધાના છે. તેમને દરબારી કાઠિયાવાડી પોશાકમાં જોઈને કોઈને કહીએ કે પીડિતોનાં ગીતો ગાઈ ગૂજરાતીઓનાં હૃદયને પીગળાવનાર આ સહૃદય કવિ છે તો કોઈ આ વાત માને જ નહિ. ' કલમ અને કિતાબ'માં પ્રતિષ્ઠિત લેખકોની કૃતિઓ પર વિવેચન લખનાર અને ગૃહસ્થ મેઘાણી એક જ વ્યક્તિ છે એ કોઈના પણ માનવામાં ન આવે. તેઓ બોલાવવામાં એટલા નમ્ર છે કે પોતાના નોકરને ' ભાઈ ' કહીને જ બોલાવે છે. તેમના જેવા વિનયી હજુ સુધી મારા જોવામાં આવ્યા નથી. શ્રી. મેઘાણીની વાણી એટલી બધી માર્દવપૂર્ણ છે કે સાહિત્યચર્ચા કરતી વખતે તેઓ શાંતિપૂર્વક બીજાનાં મંતવ્યો સાંભળે છે અને પછી સંભાળપૂર્વક પોતાના અંગત વિચારો જણાવે છે. આથી કોઈ ને લાગે કે લેખક મેઘાણી અને ગૃહસ્થ મેઘાણી આ બંને ભિન્ન વ્યક્તિ હોવી જોઈએ.

શ્રી. ખાંડેકરના સાહિત્યપ્રકાર વિષે તેમજ તેના દૃષ્ટિકોણ વિષે તેમણે ઘણી જ બારીકાઈથી તપાસ કરી. શિરોડા જેવા એક નાના ગામડામાં શિક્ષક તરીકે રહેનાર, સામાન્ય સ્થિતિવાળો, મુંબઈ જેવા શહેરમાં ' મરાઠી સાહિત્ય સંમેલન 'નો પ્રમુખ બને છે આ વાતે તેમને અચંબો પમાડ્યો. શ્રી. ખાંડેકરનું ઉદાહરણ લઈને ' ગૂજરાતી સાહિત્ય સંમેલન ' ની વાત કાઢી.

સાહિત્યસેવા તેમના અંગેઅંગમાં તરવરે છે. સાહિત્યચર્ચા કરતી વખતે તેઓ એટલા બધા તલ્લીન બની જાય છે કે જ્યારે શ્રીમતી ચિત્રાદેવી જમવાનું યાદ કરાવે ત્યારે તેઓ જમવા બેસે છે. ગયા ઉનાળામાં અમે બંને આબુ ગયા હતા. શૈલ પર આવેલા તળાવની બાજુમાં શ્રી. રઘુનાથ મંદિરની ધર્મશાળામાં તેઓ સ્વતંત્ર ઓરડી લઈ ઊતર્યા હતા. સૃષ્ટિસૌંદર્ય ત્યાં બધે પથરાયેલું હતું. હું શ્રી. મેઘાણી સાથે પ્રો. ફડકેના આનંદલક્ષી સાહિત્યની ચર્ચા કરતો હતો. તેઓ મને શ્રી. ફડકેની ભાષાંતર થયેલી કૃતિઓની ઓળખાણ કરાવતા હતા. એટલામાં શ્રીમતી ચિત્રાદેવી ત્યાં આવ્યાં અને અશુદ્ધ ગૂજરાતીમાં કહ્યું: 'હવે ક્યારે પૂરું કરશો તમારું કાવ્યવર્ણન!' પીરસેલા ભાણા પરથી ભૂખ્યા ઊઠનારના જેવી મુદ્રાથી શ્રી. મેઘાણીએ કહ્યું, 'ચિત્રાદેવી, આ મહારાષ્ટ્રી સાથે વાત કરતાં તમે નિરોધ કરો, તે ઠીક કહેવાય?' શ્રી. મેઘાણીએ પોતાની પ્રથમ પત્નીના સ્વર્ગવાસ પછી શ્રી. ચિત્રાદેવી, જેઓ નેપાલનાં છે તેમની સાથે પુનર્લગ્ન કર્યાં છે. શ્રી. મેઘાણીએ ઐતિહાસિક નવલકથાઓ શ્રી. ચિત્રાદેવીની પ્રેરણાથી જ લખેલી છે. પોતાની કલમ ઉપર જ નિર્વાહ ચલાવનાર તે ગૂજરાતના એક માત્ર લેખક છે. તેઓ લેખનકલાને એટલી બધી શ્રેષ્ઠ ગણે છે કે પુરસ્કાર વગર એક પણ વાક્ય ન લખવું એવો એમનો દૃઢ સંકલ્પ છે. તેમના આ સંકલ્પ પછીથી જ ઘણા યે ગૂજરાતી લેખકોને પ્રકાશકો પાસેથી નિયમિત પુરસ્કાર મળવા માંડ્યો છે. સાહિત્યકારોનો સામાજિક દરજ્જો વધારવામાં તેમના જેટલો પ્રયત્ન ગૂજરાતમાં બીજા કોઈએ કર્યો નથી. આશરે એકાદ વર્ષ ઉપર તેમના એક ગીતની રેકોર્ડ તેમની પરવાનગી લીધા વિના "હિઝ માસ્ટર્સ વ્હોઇસ" કંપનીએ પ્રસિદ્ધ કરી. શ્રી. મેઘાણીએ આ અંગ્રેજી કંપની પાસેથી સાડાત્રણ હજાર રૂપિયા નુકસાનીની બદલ લીધા. મરાઠી સાહિત્યકાર શ્રી. અનંત કાણેકરને આ કંપનીએ માત્ર એક ગ્રામોફોન ભેટ આપી ખુશી કર્યા હતા! 'જ્યોત્સ્ના' માસિકમાં શ્રી. ડોંગરે નામના એક લેખકે તેમની એકબે નવલિકાઓનો અનુવાદ તેમની પરવાનગી વગર કર્યો હતો. શ્રી. મેઘાણીએ ગ્રામોફોન કંપની ઉપર જે દાવો માંડ્યો હતો તે વાત કોઈએ શ્રી. ડોંગરેને કહી, અને કહ્યું કે હવે મેઘાણી તમારી તથા 'જ્યોત્સ્ના' માસિક ઉપર કાયદેસર પગલાં લીધા વિના રહેશે નહિ. આ વાત જાણીને 'જ્યોત્સ્ના'ના સંપાદકે મને વિનંતી કરી. થોડા સમય પછી જ્યારે મારો અને શ્રી. મેઘાણીનો મેળાપ થયો ત્યારે લોકોની તેમના વિષેની 'ભયંકરતા'ની જે માન્યતા હતી તે સાંભળી તે ખડખડ હસી પડ્યા, અને મને કહ્યું: 'જો આ ગ્રામોફોન કંપની દેશી હોત તો મેં કાંઈ પણ કર્યું નહોત—પરંતુ કંપની દેશી હોય કે વિદેશી હોય તેની સાથે મારે કાંઈ સંબંધ નથી. આ લોકોને લેખકોના હક્ક જાળવવાની જરા યે દરકાર નથી.

આજે તેમનું વય આશરે બેતાળીશ વર્ષનું હશે. તેમના વડીલ પોલીસ ખાતામાં નોકરીએ હતા. કાઠિયાવાડના કાઠી, ગરાસીઆ, ડફેરા, મિયાણા વગેરે લડાયક કોમો સાથે તેમના વડીલોને લડવાનો પ્રસંગ પડેલો. વડીલ પાસેથી સાંભળેલી કાઠિયાવાડના શૂરવીરોની કથાઓ તેમના મન ઉપર એવી જડાઈ ગઈ છે કે 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગમાં તેમણે તે ગૂંથી છે.

જૂના લોકસાહિત્યની શોધખોળ કરવાનો તેમને ઘણો શોખ છે. જો એક પણ જૂની

કથા, જૂની લોકોક્તિ કે લોકગીત મેળવવા જેવું છે એમ લાગે કે તુરત જ દિવસોના દિવસો તેની શોધખોળ પાછળ કાઢે. આબુ પર આવેલા 'કન્યાકુંવરી' નામના દેવળની કથા અને ગીત તેમને મેળવવાં હતાં. દેવળની આજુબાજુના પહાડી લોકો સાથે તે આખો દી વાર્તાલાપ કરતા, અને જે આવે તેને પૂછતા કે 'રૂપા વાલમ'નું ગીત કોઈ મને સંભળાવી શકશે? આખરે આઠ માઈલ પર અચલેશ્વરના મંદિરની એક ઝાડુવાળી પાસેથી તેમણે આ ગીત સાંભળ્યું. આ સાંભળી તેમને ઘણો જ આનંદ થયો.

શ્રી. મેઘાણીએ પોતાના જીવનની શરૂઆત કલકત્તાના એલ્યુમીનિયમના વાસણના કારખાનાથી કરી. કારખાનાના માલિક શ્રી. મેઘાણીને લઈ ઈંગ્લેંડ ગયા. પરંતુ શ્રીમંતોની મરજી પ્રમાણે હાજી હા કરવાની કલા તેમને પસંદ નહોતી. 'કઈ સિગારેટ સારી છે?' તેનો યોગ્ય ઉત્તર ન આપી શકવાથી શ્રી. મેઘાણીને પાછા હિંદ મોકલ્યા! આ વખતે રાજસ્થાન પ્રજામંડળના પ્રમુખ શ્રી. અમૃતલાલ શેઠે 'સૌરાષ્ટ્ર' પત્ર ચાલુ કર્યું હતું. 'સૌરાષ્ટ્ર' એટલે રાજસ્થાની રિયાસતો સામે બળવો ઉઠાવનાર પત્ર. 'સૌરાષ્ટ્ર'ને મોકલેલો એક લેખ વાંચી શ્રી. અમૃતલાલ શેઠ એટલા બધા મુગ્ધ બન્યા કે શ્રી. મેઘાણીને તંત્રીમંડળમાં લઈ લીધા. શ્રી. મેઘાણીના પત્રકારિત્વ જીવનની આ પ્રમાણે શરૂઆત થઈ. 'સૌરાષ્ટ્ર' અને 'જન્મભૂમિ' સાથેનો સંબંધ ગાઢ બનાવવાનું ખરું માન તેમના પરમમિત્ર શ્રી. ભીમજીભાઈ સુશીલને જ ઘટે છે. શ્રી. મેઘાણીની સાહિત્યશક્તિને ચેતનવંત બનાવવાનું માન શ્રી. સુશીલને જ ઘટે છે. 'સૌરાષ્ટ્ર'ની સેવા તેમણે ઉત્તમ રીતે બજાવી. સંપાદનનું કામ કરતાં કરતાં તેમણે સોરઠી કથાઓ ખોળવા માંડી. આ કથાઓનો સંગ્રહ તે 'સૌરાષ્ટ્રની રસધાર.' ખેડૂતોના દાયરામાં જઈ તેમની સાથે હુક્કા, બીડી, તમાકુ વગેરેની મોજ માણી તેમની પાસેથી લોકગીતો મેળવવાનો શ્રી. મેઘાણીને અનેરો ઉત્સાહ છે. લોકગીતોનો સંગ્રહ તેમણે 'રઢિયાળી રાત'માં કર્યો છે. લગ્નગીતો 'ચુંદડી'માં સંગ્રહેલાં છે. વ્રતકથાઓ 'કંકાવટી'માં સંગ્રહેલી છે. દાદીમા તથા દાદાજીની વાતો 'ડોશીમાની વાતો' અને 'દાદાજીની વાતો'માં ગૂંથી છે.

માત્ર લોકસાહિત્યની ખોળ કરી તેઓ થંભ્યા નથી. કાવ્યગીતોનો નવો પ્રકાર તેમણે જ ગૂજરાતમાં દાખલ કર્યો છે. તેમનો અવાજ બુલંદ છે. તેમના સ્વરમાં ભાવ અને કંપ ભર્યા છે. એમણે પોતાનાં ગીતો ગૂજરાતને સંભળાવ્યાં પણ છે. શ્રી. મેઘાણી સભામાં ગાનાર છે એવું સાંભળી હજારોની સંખ્યામાં લોકો ભેગાં મળે છે. ૧૯૨૮ માં તેમની સાહિત્ય-સેવાની કદર તરીકે અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભાએ 'રણજીતરામ સુવર્ણચંદ્રક' એનાયત કર્યો હતો.

કાવ્ય, નવલકથા, નવલિકા ઇત્યાદિ મળી તેમણે આશરે ચાળીશ-બેતાળીશ પુસ્તકો આજસુધીમાં લખ્યાં છે. ૧૯૩૨ની સાલમાં 'સૌરાષ્ટ્ર' બંધ થયું. ત્યારબાદ તેઓ 'જન્મભૂમિ'ના સાહિત્ય વિભાગના તંત્રી નીમાયા. દર બુધવારે પ્રગટ થતી 'કલમ અને કિતાબ'ની કટાર વાંચવા માટે સાહિત્યકારો તલપાપડ થઈ રહે છે. તેઓ નિઃસ્પૃહ પરંતુ ન્યાયી વિવેચક છે. કડક વિવેચન તો માત્ર નવીન યુવાન લેખકો માટે જ. 'સૌરાષ્ટ્ર' બંધ પડ્યા પછી કાઠિયાવાડને એક સારા અઠવાડિક પત્રની ખોટ હોવાથી 'ફૂલછાબ' નામનું પત્ર શરૂ થયું

હતું તેના પાછળથી તેઓ તંત્રી તરીકે નીમાયા. આજે 'ફૂલછાબ'ની બધી જવાબદારી શ્રી. મેઘાણી ઉપર જ છે.

૧૯૩૦ના સવિનય કાયદાભંગની ચળવળમાં તેમને બે વર્ષની સજા થઈ હતી. કોર્ટમાં તેમણે 'છેલ્લી પ્રાર્થના' નામક ગીત ગાવાની રજા માગી. ચારણ, ભાટ વગેરેનાં ગીતો સાંભળી શ્રોતાઓ રડતાં તે આપણે સાંભળ્યું છે, પરંતુ અંગ્રેજ રાજ્યની કોર્ટમાં તેમણે ગાયેલ પ્રાર્થના સાંભળી ન્યાયમંદિરમાં બેઠેલાં હજારો પ્રેક્ષકોની આંખમાંથી દડદડ આંસુ વહેવાં લાગ્યાં. રૂમાલ વડે આંખ લૂછતાં લૂછતાં ન્યાયાધીશ શ્રી. મેઘાણીને શિક્ષા સંભળાવીને બાજુના ખંડમાં ચાલ્યા ગયા. 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ' એ આ ગીતની પહેલી લીટીઓ. દલિત, પીડિત, આર્તજન વગેરેનાં ગીતો લખવાની શરૂઆત તેમણે જ કરી છે.

તે એટલા બધા ભાવનાવાદી છે કે રાજકોટ સત્યાગ્રહ મહાત્મા ગાંધીજીએ છોડી દીધો તે સાંભળી તેઓ ઘણા જ અસ્વસ્થ થયા હતા. તે વખતે અમે આણુ હતા. મને જોતાં જ તેમણે કહ્યું, 'આજ એક શોકવાર્તા તમને કહેવાની છે.' હું ગભરાઈને તેમની આગળ ગયો. તેમણે ઉદ્વિગ્ન મનથી કહ્યું, 'મહાત્માજીએ રાજસ્થાની પ્રશ્ન પડતો મૂક્યો. હિંદી ચળવળનું એક અંગ નિષ્ફળ ગયું.'

શ્રી. મેઘાણીની તે ભરાવદાર ભવ્ય મૂર્તિ જ્યારે જ્યારે મને દેખાય છે, તેમના કાવ્યમાંથી વહેતી સ્ફૂર્તિની સંજીવની જ્યારે જ્યારે મારા કર્ણપટ પર અથડાય છે, ત્યારે મારાથી બોલાઈ જવાય છે:

'ધન્ય ગુર્જર સાહિત્ય.'

o



## વ્હાલી મ્હારી

વ્હાલી મારી હૃદય પર મેં સાચવી નિત્ય રાખી
હૈયે હોંસે ચલવી નચવી દૂર કો દી ન સાંખી!
પ્રીતે પાયું જલ વિપલ મેં સ્નેહરંગે ભરેલ
તો યે રૂઠી હઠીને 'હઠીલી પ્રિયતમા?'—ના અરે, 'ઇન્ડિપેન'!

અંબાશંકર ના. પંડ્યા

અમારા ચીફ એજન્ટો, એજન્ટો, કેન્વાસરો, ક્ષેત્રમાં કામ કરતા બીરાદરો, પોલિસી હોલ્ડરો અને હિતચિંતકોને

# : સાલ મુબારક :

| નેપચ્યુન | બોનસ | કામકાજ |
|---|---|---|
| દિલસોજી ભરી સેવા, સદ્ધરતા અને સલામતી, કુશળતા, પોલિસીની ઉદાર શરતો, પ્રીમિયમના ઓછા દરો, વધુ બોનસ-આ તેના લોકપ્રિય થવાનાં કારણો છે. પોલિસી હોલ્ડરોને ઓડીટર નીમવાનો હક્ક છે. | રૂા. ૧૮ જિંદગીના વીમા પર રૂા. ૧૫ હયાતીના વીમા પર દર રૂ. ૧૦૦૦ પર દર વર્ષે. | કુલ્લે મેળવેલુ કામકાજ રૂા. ૨,૦૦,૦૦,૦૦૦ થી વધુ. ૧૯૩૯ માં મેળવેલુ કામકાજ રૂા. ૬૧,૦૦,૦૦૦ થી વધુ. લાઇફ ફંડ રૂા. ૧૦,૦૦,૦૦૦ થી વધુ. સત્તાવાર થાપણુ રૂા. ૨,૨૦,૦૦૦ થી વધુ |

"યુનિયન"

રૂા. ૧૦૦ થી રૂા. ૫૦૦ સુધીની પોલિસીઓ ઇસ્યુ કરવા નેપચ્યુનના આશરા નીચે ઊભી કરેલ સોસાયટી છે.

**એજન્સીની શરતો માટે મળો યા લખોઃ—**

બ્રાન્ચ મેનેજર

## ધી નેપચ્યુન એસ્યુરન્સ કું. લીમીટેડ.

(હેડ ઓફિસ : નેપચ્યુન બિલ્ડીંગ : મુંબઇ)

પાંચકુવા દરવાજા બહાર, કુવારા સામે, અમદાવાદ.

# છો તુટે ને —

ગુલાબદાસ બ્રોકર

કાળાં કાળાં આભમાં અભ્ર છાયાં
કાળાં એથી અંતરે આ છવાયાં. ૨

આકાશે તો વીજ કો' દી ઝબૂકે,
કો' દી ઘેરા મેઘનાદો ગડૂડે,
કો' દી મીઠા વાય ત્યાં વ્યોમ વાયુ,
ને વર્ષી રૂહે મેઘ એ કો' દી આયુ.
પૃથ્વી પ્યાસી પ્રેયસી શી ઊભેલી
ઝીલી રૂહેતી ધાર એ ચુંબનોની;
ને ઉલ્લાસી શાંસ્મિતો મેઘ સામે
વેરે એ ત્યાં મેઘહૈયું વિરામે.
વ્હેતાં વ્યોમે વાદળો રિક્ત થૈને,
વ્હેતાં હૈયે શાંત, ધોળાં બનીને.
હાવાં એને મુક્ત ને સ્નિગ્ધ પ્રાણે
વ્હેવું મોદે વ્યોમ કેરા વિતાને: ૧૪

કિન્તુ હૈયે વાદળાં જે વસેલાં,
મોટાં કાળાં ધાબલાં શાં બનેલાં,
ઘેરાતાં એ, કોઇ ના પૃથ્વી એને
ઝીલી લેવા, ચુંબનો લેઇ દેવા.
કાળાં ક્યાંથી વારિ યે આવી આવી
હૈયું નાનું તોય તેમાં સમાઇ
એ મેઘોની શ્યામતાને વધારે.
વર્ષે ના આ વાદળો પ્રેમધારે. ૨૨

એ અભ્રોમાં, વીજળી શી કદાપિ
આવી 'તી—ના, વાત એ શીદ કહેવી ?—
હૈયુંધારી વાદળો એ રહેશે,
ચારે બાજુ ભીંસ એની સહેશે,
વર્ષે ના તો તૂટશે—
છો તુટે ને. ૨૮

# ભગવાનની એરણ ઉપર

[ શ્રી અરવિંદનું ધ્યેય અને કાર્ય ]

પ્રો. શિશિરકુમાર મિત્ર *

**એવી** કેટલીક ક્ષણો હોય છે જેના રહસ્યને કોઈ પણ ભાષામાં વર્ણવી શકાતું નથી. મનની એવી કેટલીક સ્થિતિઓ હોય છે જેને બીજાને સમજાવવી એ કોઈ પણ માનવી શક્તિને માટે શક્ય નથી. તો પછી આ લેખકે છેલ્લા નવેમ્બરમાં પોંડિચેરીમાં શ્રી અરવિંદના યોગાશ્રમની યાત્રા કરી ત્યારે ઉપર કહી તેવી એક ક્ષણમાં તેના ચિત્તમાં જે વિચારો પ્રગટ્યા તેને વ્યક્ત કરવાનો આ અશક્ય પ્રયત્ન શા માટે કરવો? આનું મુખ્ય કારણ તો એ છે કે શ્રી અરવિંદનાં પ્રત્યક્ષ દર્શન થતાં, તેની સાથે નજરોનજર મળતાં, દરેક યાત્રીના હૃદયમાં જે સભર આનંદ વ્યાપી જાય છે, અને આ લેખકે પણ જે આનંદ અનુભવ્યો છે તેમાં બીજાઓને પણ સહભાગી કરવા.

માણસના જીવનમાં આવી પળો વિરલ હોય છે. પણ તે આવે છે ત્યારે પૂરા ઝાકઝમાળથી આવે છે. શ્રી અરવિંદનાં દર્શન થતાં જાણે લાગે છે કે એઓ આપણા હૃદયના સ્વામી છે, આપણા આદર્શની મૂર્તિ છે, અનંત પરમ તત્ત્વ અહીં સર્વત્ર હાજરાહજૂર છે, એટલું જ નહિ પણ અહીં સાકાર સાન્ત બનીને બેઠું છે. અને તે વેળા માણસના આંતરિક જગતમાં કોક નવી જ ઉષાઓ પ્રગટી ઊઠે છે. "હિરણ્મય ઢાંકણને દેવદેવાદિની માતા ઉપાડે છે અને સત્ય પોતાના ઇષ્ટ રૂપે પ્રગટ થાય છે." યાત્રાળુને લાગે છે કે જાણે પોતે કોક એવા વિશ્વમાં પહોંચી ગયો છે જ્યાં કોઈ દ્વંદ્વ નથી, જ્યાં કેવળ પ્રકાશ, શાંતિ, આનંદ વ્યાપી રહ્યાં છે, અને જ્યાં માનવના આત્માને દિવ્ય જીવનનો પ્રથમ અભિષેક થઈ રહ્યો છે.

## આધ્યાત્મિક જીવનનો પ્રારંભ—શ્રદ્ધા

પોંડિચેરીમાં મેં જે જોયું અને અનુભવ્યું તેનું બયાન આપું તે પહેલાં જે મનોભૂમિ લઈને હું ત્યાં ગયો હતો તે હું પ્રસ્તાવના રૂપે કહી દઉં તો તે મદદરૂપ થઈ પડશે. વળી એ પણ આપણે પ્રારંભમાં જ ધ્યાનમાં રાખવા જેવું છે કે આપણી પાસે સાધારણ રીતે જ્ઞાનપ્રાપ્તિનાં જે સાધનો—કરણો—ઇન્દ્રિયો છે તે યોગીને સમજવા માટે, અને વિશેષતઃ તો શ્રી અરવિંદ જેવા યોગીને સમજવા માટે બહુ મદદરૂપ નથી બનતાં. શ્રી અરવિંદના યોગનું લક્ષ્ય મોક્ષ નથી, અંગત મુક્તિ નથી, પણ આજ લગી જે માટે કોઈ મથ્યું નથી તે, ભગવાનના કાર્ય માટે માનવને તૈયાર કરવાનું કાર્ય છે. આમાં બુદ્ધિ એ બાધા પણ બને છે, સહાય પણ બને છે. સામાન્ય રીતે બુદ્ધિ સ્થૂલતામાં ગોઠવાયેલી હોઈ આધ્યાત્મિક હેતુઓમાં ડખલ કર્યા કરે છે, પણ તેને યોગ્ય રીતે કેળવવામાં આવે તો તે સહાય પણ આપે છે અને તેની એ કેળવણી જ્યારે હૃદય પૂરે ત્યારે જ શક્ય બને છે. માટે શ્રદ્ધા એ આધ્યાત્મિક જીવનનો પ્રારંભ છે. કારણ, એ શ્રદ્ધા જ અભીપ્સાને પ્રગટાવે છે. અને અભીપ્સા જો સાચી હોય, તો ભગવત્કૃપા તેનો અચૂક જવાબ વાળે છે. અને એ ભગવત્કૃપા

* લેખકના અંગ્રેજી ઉપરથી અનુવાદ.

તો ખરેખર સાધકના જીવનમાં ચમત્કારોની રેલછેલ કરી મૂકે છે. મને મારી મર્યાદાઓનું પૂરું ભાન છે. માતાજીનું અથવા શ્રી અરવિંદનું વર્ણન આપવું એ કેવું બાલિશ, ધૃષ્ટ અને અશક્ય જેવું કાર્ય છે તે પણ મને ખબર છે. કારણ માનવની શક્તિ દિવ્ય વ્યક્તિઓને કેવી રીતે સમજી શકે ? અને સમજી ન શકે તો પછી વર્ણવી તો કેવી જ રીતે શકે ? હું એમના વિષે જે વર્ણવું છું તેમાં તેમના સાચા વ્યક્તિત્વનો અંશ પણ સમાઈ શકતો નથી. તેઓ તો અનંતગણાં મહાન છે. જો મારા અનુભવોને હું વ્યક્ત નથી કરી શકતો, તો જે મૂળ તત્ત્વમાંથી તે પ્રગટચા છે તેને તો હું ક્યાંથી જ વર્ણવી શકું ?

### અજ્ઞાત આશ્ચર્યોની નવી દુનિયા

હું ઇતિહાસનો વિદ્યાર્થી છું. પણ ઇતિહાસમાં વ્યક્ત થતી માનવ સંસ્કૃતિ પરત્વે જ મારો મુખ્ય રસ છે. ઇતિહાસને મેં રાજકીય બનાવોના વર્ણન રૂપે નથી ગણ્યો. પ્રજાનો આત્મા, સર્જનાત્મક પ્રવૃત્તિઓનાં વિવિધ રૂપોમાં જે રીતે પ્રગટ થાય છે તેને જ હું સાચો ઇતિહાસ માનું છું. બીજા દેશોના ઇતિહાસને સમજવા અઘરા નથી. કારણ તેમની સિદ્ધિઓ તેમના સાંસ્કારિક જીવનનાં બાહ્ય રૂપોની અંદર જ આવી ગયેલો હોય છે, અને એમાં પણ પ્રજાની સામાજિક અને રાજકીય આકાંક્ષાઓ જ મુખ્યત્વે પ્રેરણા રૂપ હોય છે. પણ હિંદની બાબતમાં જુદી જ સ્થિતિ છે. આ દેશે, જગતમાં બીજા કોઈ દેશે પ્રાપ્ત નહિ કરેલી એવી આધ્યાત્મિક સિદ્ધિનાં શિખરો સાધેલાં છે, અને છતાં તેણે એવી ભૌતિક-વ્યાવહારિક સિદ્ધિઓ પણ મેળવેલી છે જે તેના સમકાલીન કોઈપણ દેશની સાથે તુલનામાં ટકી શકે તેમ છે. દુનિયાની દૃષ્ટિમાં હિંદને હેઠું પાડવા માટે સ્વાર્થી લોકોએ તેના જીવન અને સંસ્કૃતિ અંગે ખોટા ખ્યાલો અને દુષ્ટ આક્ષેપો વહેતા મૂકેલા છે. મેં હિંદના ઇતિહાસનો, ખાસ કરીને તેની સંસ્કૃતિનો અભ્યાસ કરવા માંડ્યો ત્યારે એવી એવી વિરોધી સામગ્રી એમાંથી નીકળવા માંડી કે જેનું સ્વતંત્ર મૂલ્ય કંઈ પણ હો, પરંતુ આ મહાન પ્રજાના આત્મા વિષે તેમાંથી કશો જ પ્રકાશ મને સાંપડતો ન હતો. હું મૂંઝાઈ ગયો. એમ કરતાં કરતાં મને શ્રી અરવિંદ તરફથી સંપાદિત થતું 'આર્ય' (હવે તો બંધ) જોવા મળ્યું. તેમાં સર વિલિયમ આર્ચરના પાયા વગરના આક્ષેપોની સામે શ્રી અરવિંદે 'હિંદની સંસ્કૃતિનો બચાવ' નામની એક લેખમાળા લખી હતી. હિંદની સંસ્કૃતિની સિદ્ધિઓના એકેએક પાસાનું તેમાં અત્યંત પ્રગલ્ભ અને તેજસ્વી નિરૂપણ હતું. શ્રી અરવિંદે હિંદના એ નિંદકના ચેલેન્જને ઝીલી લઈ, તેના આક્ષેપોનો મુદ્દેમુદ્દો લઈને જવાબ વાળ્યો હતો. અને સચોટ દલીલોથી તેમણે સાબીત કરી બતાવ્યું હતું કે હિંદે મહાન વસ્તુઓ સિદ્ધ કરી છે : માત્ર આત્માની બાબતોમાં જ નહિ, પણ ભૌતિક બાબતોમાં પણ એટલા જ પ્રચુર પ્રમાણમાં કેવળ મહાન જ નહિ, પણ મહાનમાં મહાન વસ્તુઓ મેળવી છે. હિંદનાં કળા, સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ તથા બીજી ભૌતિક વિદ્યાઓનો શ્રી અરવિંદનો પ્રભુત્વભર્યો અને બોધક અભ્યાસ જોઈ મને થયું કે હિંદની સંસ્કૃતિનો સાચામાં સાચો ભાષ્યકાર કોઈ હોય તો તેઓ જ છે, અને મારામાં એ પ્રતીતિ દૃઢ થવા લાગી કે શ્રી અરવિંદમાં માત્ર બુદ્ધિ કરતાં કોઈ વધારે ઉચ્ચ શક્તિ હોવી જોઈએ. હિંદના આત્માના ગહન પ્રદેશોમાં તેમણે જે આંતર્દૃષ્ટિ ફેંકી હતી તે તો આ વિષયના બીજા કોઈ પણ લેખકોમાં જણાઈ નથી.

મને લાગ્યું કે હિંદનો ઇતિહાસ શ્રી અરવિંદની દૃષ્ટિ પ્રમાણે ફરીથી લખાવો જોઈએ. કારણ પોતાની યૌગિક દૃષ્ટિથી હિંદના આત્મામાં ઠેઠ પહોંચી જનાર અને પોતાની અનુપમ વાણી દ્વારા હિંદની આંતરિક ગહનતાઓને વ્યક્ત કરનાર તેઓ જ સૌથી પ્રથમ છે. ઉપર કહ્યું તેમ, બુદ્ધિ જ્ઞાન માટેનું અપૂર્ણ સાધન છે; અને હિંદના જીવનનું સત્ય પ્રાપ્ત કરવા માટે તેના ઉપર બહુ ભરોસો રાખી શકાય તેમ નથી; કારણ હિંદની સંસ્કૃતિ શ્રી અરવિંદના, શબ્દોમાં 'માનવ આત્માના ઈશ્વર પ્રત્યે વળવાના પ્રયત્નની સતત વિસ્તર્યે જતી પ્રણાલી' ઉપર જ તત્ત્વતઃ મંડાયેલી છે. આ રીતે મારી સમક્ષ આજલગી અજ્ઞાત એવાં આશ્ચર્યોની દુનિયા પ્રગટ થઈ. 'કાલાતીત' હિંદનો સમસ્ત આત્મા તેના મહાનમાં મહાન સુપુત્રની જાદુઈ લેખિનીથી આલેખાયેલા મનોહર ચિત્રના અનેક રંગોમાં મારી સમક્ષ ઝળકી રહ્યો. ભૂતકાળની કીર્તિ, અતીત સમયની જાહોજલાલી, વળી પાછી 'આર્ય'નાં પૃષ્ઠો ઉપર તાદૃશ રીતે પ્રગટવા લાગી: અને હિંદે પોતાના આંતરિક અને બાહ્ય પ્રદેશોમાં જેજે સિદ્ધ કર્યું હતું તે દરેક પાછળનાં રહસ્ય મનમોહક શૈલીમાં આલેખાતાં મેં જોયાં.

## વેદનું નવું ભાષ્ય

શ્રી અરવિંદે એ પત્રમાં બીજા પણ વિષયો ચર્ચ્યા હતા જે ઇતિહાસના અભ્યાસ માટે પેલાંના જેટલા જ મહત્ત્વના છે. એ દરેક ચર્ચામાં એમની પ્રતિભાની અજોડ તેજસ્વિતા દેખાઈ આવતી. માનવજાતિના સામાજિક અને રાજકીય વિકાસના એમણે કરેલા નિરૂપણની જોડ જગતના આ વિષયના સાહિત્યમાં ક્યાંય જડે તેમ નથી. ૧૯૧૬માં તેમણે અત્યારનાં રાજ્યોના ભાવિ વિષે જે ભાખેલું તે આજે સાચું પડતું જાય છે. તેમણે વેદોનું નવું જ ભાષ્ય આપ્યું. તેમણે બધા યુગોની અને બધા દેશોની કવિતાનાં વહેણોની ચર્ચા કરી અને ભવિષ્યમાં કવિતા કેવું રૂપ લેશે તે બતાવ્યું. ગીતા ઉપરના તેમના નિબંધો, હિંદુ વિચારસમૃદ્ધિના પાયા જેવા એ ગ્રંથ ઉપરના મોટામાં મોટા ભાષ્યકાર તરીકે તેમને સ્થાન અપાવશે. તેમણે આ જે કંઈ લખ્યું છે તે સર્વમાં માનવતાના ઉજ્જવળ ભાવિનું તેમનું અચૂક દર્શન વ્યક્ત થાય છે, તથા તેમની પ્રતીતિ જણાઈ આવે છે કે માનવજાતિની આધ્યાત્મિક પુનર્ઘટના માટેની આવશ્યકતા કોઈ પણ સમય કરતાં આજે જ સૌથી વધારે છે. હું એ વાંચતો હતો ત્યારે શ્રી અરવિંદ પોતાનાં લખાણોમાં શું કહેવા માગે છે તે બધું સંપૂર્ણ રીતે સમજાવું મને મુશ્કેલ હતું. આજે માનવજાતિ તેમનો સંદેશ યોગ્ય રીતે સમજી શકે, માનવજાતિને ભાગવત જીવનનો સંદેશો સંપૂર્ણ રીતે ગમ્ય બને તે માટેનાં સાધનો શોધી કાઢવાની દિશામાં શ્રી અરવિંદની તપસ્યા પ્રવૃત્ત થઈ રહી છે. શ્રી. અરવિંદે પોતાના આ પરમ સંદેશનું તથા તેને પ્રાપ્ત કરવા માટે યોગની પ્રક્રિયાઓનું કરેલું સંપૂર્ણ નિરૂપણ, જે *The Life Divine* નામના પુસ્તકમાં હમણાં જ પ્રસિદ્ધ થયેલું છે, એ પોતે પણ સાહિત્યક્ષેત્રની પરાકોટિની સિદ્ધિઓ છે. મને એ તરફ આકર્ષણ થયેલું, જો કે તેના સાચા રહસ્યમાંથી તો થોડુંક જ મને સમજાયેલું. છતાં જેમજેમ હું વાંચતો ગયો તેમતેમ મને લાગવા માંડ્યું કે શ્રી અરવિંદનાં આ લખાણો માત્ર તેમના તત્ત્વજ્ઞાનનાં તથા ચિંતનનાં નિરૂપણો જ નથી, પરંતુ પૃથ્વી ઉપર આવનારા એક નવા યુગના દ્રષ્ટાએ પેખેલા સત્યનાં ઉચ્ચારણો પણ છે.

## ચીનના બે મહાન વિજેતાઓ

આવી માનસિક તૈયારી સાથે હું શ્રી અરવિંદની સમીપ ગયો. જેમની લાક્ષણિક વિચારસરણીએ મારા ચિત્તમાં ક્રાન્તિ ફેલાવી દીધી હતી તેમને નજરોનજર જોવાની મારી ચિર ઝંખનાને પૂરી થવાના દિવસની રાહ જોતો હું મારાથી બનતી રીતે તેમને અનુસરવા મથતો હતો. પરંતુ સંજોગો એવી રીતે અનુકૂળ થવા લાગ્યા કે મારા જીવનમાં હું એક અતિ મહાન નિર્ણય કરી શક્યો. પણ એ વાત બીજી કોઈ વાર. છેવટે શ્રી અરવિંદની યાત્રાએ નીકળવાનો દિવસ આવ્યો. ૨૪ મી નવેમ્બર ૧૯૩૯ના દર્શન માટે હું વેળાસર પોંડિચેરી પહોંચી ગયો. ૧૯૨૬માં આ દિવસે શ્રી અરવિંદની સાધના સંપૂર્ણ થઈ હતી. મારી સાથે કવિવર ટાગોરના 'વિશ્વભારતી'માં કામ કરતા સંમાનિત મિત્ર ચાઈનીસ પ્રોફેસર ટાન યુન શાન હતા. પ્રો. ટાન પ્રગલ્ભ વિદ્વાન છે. બુદ્ધિઝમના ઊંડા અભ્યાસી છે અને હિંદના પ્રખર પ્રેમી છે. સિનો-ઈન્ડિયન કલ્ચરલ સોસાયટીના તે સ્થાપક-સંચાલક છે, અને વિશ્વભારતીમાં-ચીનભવનના ડાયરેક્ટર છે. તે પ્રધાનતઃ આધ્યાત્મિક વ્યક્તિ છે. આ યાત્રા માટે એમની માનસિક તૈયારીમાં એમણે શ્રી અરવિંદનાં થોડાંક પુસ્તકો વાંચ્યાં હતાં તે તથા પોંડિચેરીના આશ્રમના આદર્શોથી પરિચિત એવા મિત્રો પાસેથી જે કંઈ માહિતી મળી હતી તેટલું જ હતું. તે ખુલ્લા મનથી ત્યાં આવ્યા અને સંવેદનોથી ભરપૂર બનીને પાછા નીકળ્યા. તે સંવેદનોને તેમણે એક છાપાંજોગી અત્યંત રસિક મુલાકાતમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે. અહીં એક ચીની કહેવતનો ઉલ્લેખ પણ કરી લઈએ: પ્રો. ટાને એ કહેલી—'યાત્રાએ જતાં માણસે મનને તદ્દન ખાલી રાખવું જોઈએ.'

પ્રોફેસરે મને કહ્યું કે પોંડિચેરીના નિવાસ દરમિયાન તેમને થયેલા અનુભવો એટલા બધા ગહન છે કે તેને બીજા આગળ વર્ણવી શકવાની તેમની પાસે ભાષા નથી. આશ્રમમાં એમણે જે જે કાંઈ જોયું તેની તેમના પર એટલી બધી ઊંડી છાપ પડી કે આશ્રમ અને પોતાના દેશ ચીનના વિચારકોની વચ્ચે કંઈ સંબંધ સ્થાપવા માટે તે વિચાર કરતા થઈ ગયા. તેઓ ચીનનાં અગ્રણી પત્રોમાં થોડા જ વખતમાં લેખમાળાઓ લખી ચીનને શ્રી અરવિંદનો પરિચય કરાવવાના છે.

લગભગ દરરોજ અમે સાધકો સાથે વાતો કરતા હતા. એક દિવસે એક સાધકે કહ્યું કે ચીનને કોઈપણ દેશ હજી જીતી શક્યો નથી. પ્રોફેસરે તરત સામે ટકોર કરી: "પણ એક વાર તો ભગવાન બુદ્ધ ચીનને પૂરેપૂરું જીતી ગયા હતા, અને હવે વળી બીજા એક મહાન હિંદી તેને ફરી જીતવાના છે. અને તે છે શ્રી અરવિંદ." હિંદ તરફની સાચી ભક્તિ-વાળા આ પવિત્ર આત્માના આ શબ્દો ઘણા સૂચક છે.

પોંડિચેરીમાં આવ્યા પછી મને મારામાં એક પરિવર્તન લાગવા માંડ્યું. જે જગતને પાછળ મૂકીને હું આવ્યો હતો તે મારા મનમાંથી તદ્દન સરી ગયું હતું. જે જગતમાં મેં પગ મૂક્યો હતો તેમાં એક નવા જીવનની આધ્યાત્મિક વિદ્યુત વ્યાપેલી લાગતી હતી. આશ્રમના વાતા-વરણમાં સ્ફુરતી જે સૂક્ષ્મ અસરો છે તેને ગ્રહણ કરવા જેટલી શક્તિ જેનામાં હોય તેને આ અનુભવ થાય છે જ. આ ચાઈનીસ મિત્રે કહ્યું તે પ્રમાણે, ખરેખર સાચું જ છે કે આ આશ્રમ પોંડિચેરીમાં નથી, પણ આશ્રમમાં પોંડિચેરી છે.

## માતાજીને પ્રણામ

શ્રી. અરવિંદ દર્શન આપે છે તેને આગલે દિવસે માતાજી સાધકો તર પ્રણામ સ્વીકારે છે. મેં માતાજીને જોયાં અને સમસ્ત અંતઃકરણથી મેં અનુભવ્યુ આખા વિશ્વનાં માતા છે. તે સાંજે મારા આનંદને સીમા ન હતી. મારામાં ઉદ્રેક ઓનું પૂર ચડી આવ્યું અને જ્યારે અંતરમાંથી બીજી એક વસ્તુએ આવી આત્માના શાંત પ્રદેશમાં ખેંચી લીધો ત્યારે જ આ રોમાંચક અનુભવો અટક પ્રોફેસરને પણ આવો જ અનુભવ થયો. એમનો મધુર ચહેરો આનંદથી ચમક પ્રણામ પૂરા થયા ત્યાર પછી થોડી વારે પ્રેરિત થઈને બોલતા હોય તેમ અવલોકિતેશ્વર ' નો જપ કરવા માંડ્યો. અમે બંને આશ્રમમાં સર્વત્ર વ્યાપે પાન કરતા કરતા અમારા જીવનની સુખીમાં સુખી પળો અનુભવવા લાગ્યા. પછી મને જ્યારે માતાજીએ કૃપાવંત થઈ તેમના કમલ-ચરણ પાસે બેસવાને કરવાની, તેમની સાથે વાત કરવાની તથા ધ્યાન કરવાની રજા આપી ત્ય લાગણીઓ સોસોગણી થઈને આવવા લાગી. આ માત્રી સર્વતેજોમય ચરણે બેઠો હતો. મને લાગ્યું કે જાણે આપણી આ નાનકડી પૃથ્વી ઉપર તેજ દુનિયા ધસમસતી ઊભરાઈ રહી છે. અને તેમાંનો દરેક પદાર્થ આ પરિવર્તન પ્રકાશના શાંત સુખદ ચમકારમાં નાહી રહ્યો છે. તેમનો અવાજ કેટલો મધુર સ્પર્શમાં કેટલું જાદુ હતું! ઉપરથી આવતી શક્તિનું દબાણ અહીં અનુભવ્ય રહી શકે તેમ નથી! પોતાનાં બાળકોને ઉચ્ચોચ્ચ ભાવિ માટે આમંત્રી ર ભવ્યતા જ શું આ પૃથ્વી ઉપર જાણે અવતરી નથી? કોણ કહે છે કે માતા થયાં છે? એ તો અજર છે, અનંત યૌવનની સાક્ષાત મૂર્તિ છે. તે સાચે જ છે, દેવાધિદેવની તે દિવ્ય સહચારિણી છે, હમેશાં પોતાનાં દુઃખી સંતા વરદાન આપનારી છે, અને પોતાના દિવ્ય સ્મિતથી તેમને એ વરનો સ્વીકાર બનવા નિમંત્રનારી છે. હે માનવ! તું શું નહિ જાગે અને માતાને 'નહિ સાંભ કરો અને સમર્પણ કરો.' આ એના શબ્દો છે. યાદ રાખો કે આપણે માતાન આપણી જાતને સમગ્ર અને સંપૂર્ણ રીતે, તેની ઇચ્છાને અર્પણ કરતા રહી બધા પ્રશ્નોનો જવાબ મળશે. આપણી બધી શોધો સફળ થશે.' અને વિજય વેંત જ હાથમાં આવી પડશે. માતા પોતાનાં બાળકોને સદાકાળથી કેટલી આર આનંદ આપતાં રહ્યાં છે! સર્વશક્તિમતી, સર્વસૌન્દર્યવતી, સર્વસ્નેહમયી વદન જેણે એકવાર જોયું છે તેને પછી જગતમાં કશાનો ભય નથી. આનંદ આનંદ. માતા પધારી છે. ' માતાની ચરણપગલીએ ધરતી આનંદથી ધબકે છે! કવિ સાચું જ ગાય છે.

## દર્શન-દિન

શ્રી અરવિંદનું દર્શન એ બીજો મહાન બનાવ છે. એથી અમારાં અ ઊંડાણો હાલી ઊઠ્યાં. જેમને મેં નાનપણથી પ્રેમ અને ભક્તિથી આરાધ્યા મેં નજરોનજર જોયા. સ્વદેશીના દિવસોમાં જ્યારે શ્રી અરવિંદ હુગલી જિલ્લ જન્મભૂમિ કોનગર ( જે મારી પણ જન્મભૂમિ છે ) આવ્યા હતા તે દિવસોનું

મને તાજું છે. પણ હવે તો શ્રી અરવિંદ તે વખત કરતાં તદ્દન બદલાઈ ગયા છે. શ્રી. અરવિંદને મેં એક સિંહાસન પર બેઠેલા જોયા, આરોગ્યથી ભરેલી ભવ્ય આકૃતિવાળા, અને શ્રી કૃષ્ણની આસપાસ જે તેજવર્તુળ હતું એમ કહેવાય છે તેવા તેજવર્તુળથી વ્યાપ્ત. દર્શન મેડા ઉપર થાય છે. સાધકોની હારમાં હું નીચે મારા વારાની રાહ જોતો ઊભો હતો ત્યારે મને આ તેજવર્તુળની કંઈક ઝાંખી થઈ, જાણે ભૂરા પ્રકાશનો એક ઝડપી ઝબકારો થયો અને મારી દૃષ્ટિ ઝંખાઈ ગઈ. પણ જ્યારે દર્શન થયાં ત્યારે મેં શું જોયું? એ શું માનવ આકૃતિ છે? અને જો માનવ હોય તો માનવોમાં એ પરમ માનવની, પુરુષોત્તમની આકૃતિ નથી? અને શ્રી અરવિંદની આંખો? તેમાં કેવી ચમક હતી! મને લાગ્યું કે ગુરુની એ અગ્નિથી ભરેલી આંખો મારા શરીરની આરપાર જોઈ રહી છે, અને તેમાંનું પ્રત્યેક અણુ તેમને પ્રત્યક્ષ થઈ રહ્યું છે. એ આંખોના તેજની સામે લાંબો વખત ટકી રહેવું કઠિન છે. પણ મને સૌથી વધુ આકર્ષક તો અરવિંદની અનંત પ્રશાંતિ લાગી, જાણે તે પ્રશાંતિની જ સંપૂર્ણ મૂર્તિ તેઓ ન હોય? અને એમાં શારીરિક તત્ત્વ ક્યાં હતું? શું એ ઘન શાંત આકાર બનેલી પ્રશાંતિ જ ન હતી? સંપૂર્ણ સામંજસ્યમાં પ્રગટેલી એ શાંત નીરવતા ન હતી? પરમ આત્માના વિરાટ મૌનમાં બેઠેલો સભાન આત્મા ન હતો? પણ આંખો હારી, અને મારા હૃદયમાં થવા લાગ્યું કે શ્રી. અરવિંદમાં શક્તિનું એક એવું કેન્દ્ર છે કે જે સ્થૂલ રીતે કશું કામ નથી કરતું છતાં જેની પ્રતિ પ્રત્યેક ચીજ ખેંચાઈ રહી છે. બીજું કશું જ અસ્તિત્વમાં ન હતું, માત્ર એક નીલ તેજોમંડળમાં પાસે બેઠેલાં માતાજીના સ્મિતના ચમકારાઓના સાંનિધ્યમાં જાણે એક સત્ત્વની ઉપસ્થિતિ છે. પણ ના, ત્યાં વળી વ્યક્તિ પાછી દેખાઈ, પણ જાણે તે કોક રહસ્યમાં વીંટળાયેલી હતી. પણ એ રહસ્યનો ભેદ હમણાં તો એકલા શ્રી અરવિંદની જ પાસે છે એમ લાગે છે.

### કોઈ પરમ રહસ્ય

શ્રી. અરવિંદ કોઈ પરમ રહસ્ય છે. એઓએ પોતે જ અનુમતિ આપી છે ત્યારે જ આપણે તેમને સહેજ સમજી શકયા છીએ, સહેજ જ, જરાકે વધારે નહિ. દાખલા તરીકે, સ્વદેશીના યુગમાંની હિંદની જાગૃતિમાં તેમણે આપેલો ફાળો જુઓ. તે શું મોટે ભાગે આધ્યાત્મિક પ્રકારનો ન હતો? જે હિંદની તેઓ પૂજા કરતા હતા તે તો માતા હતી, માતા શબ્દના ઉત્તમોત્તમ અર્થમાં; શક્તિ હતી, અજર અમર હિંદ મૈયા હતી. રાષ્ટ્રીયતાનો તેમનો આદર્શ, ઘણાને ગમી ગયો હતો અને દેશના યુવાનોને તેમાંથી ભરપૂર પ્રેરણા મળી હતી, છતાં તે આદર્શ પૂરેપૂરો સમજાયો છે એમ નહિ કહી શકાય.

કવિ તરીકે, શ્રી. અરવિંદ માનવના વિશાળતર અને અનંત જીવનની ભાવનાને, તથા અદૃશ્ય જગતોનાં અને ભાવિ સૃષ્ટિઓનાં આશ્ચર્યોને ગાતી લયબદ્ધ વાણીના ઉદ્‌ગાતા છે. પ્રેમી તરીકે તેઓ જે ભવિષ્યમાં પ્રગટનારાં છે તેમને ચાહે છે. તેઓ બેશક વર્તમાનને પણ ચાહે છે. પણ તેનું કારણ એટલું જ કે તેમાંથી ભાવિ પ્રગટવાનો છે. હિંદની સંસ્કૃતિના ભાષ્યકાર તરીકે, તે હિંદના ભૂતકાળને ફરીથી નવી દૃષ્ટિથી નિહાળે છે, અને તેનાં મહાન સર્જનોના ગુપ્ત અર્થને શોધી આપે છે. યોગી તરીકે, તે પરાચૈતન્ય (supermind)ને જાણે છે અને માનવસ્વભાવને બદલવા માટે તેને પૃથ્વી પર અવતરતું નિહાળે છે. આત્મા, જીવન અને પાર્થિવતાનાં અજાણ ઊંડાણોને માપીને, જેમાં માનવજીવનની ફરી રચના થવાની છે તેવા

મહાન સમન્વય માટે એ ત્રણેનાં—આત્મા, જીવન અને પાર્થિવતાનાં સંગમ સ્થાનો તેઓ શોધી આપે છે. દ્રષ્ટા-પયગંબર તરીકે, તેઓ માનવના ઊજળા ભાવિનાં અચૂક વાણીમાં ઉચ્ચારણ કરે છે એ ભાવિ એમને તો પ્રત્યક્ષ જ છે, અને તેઓ માને છે કે પૃથ્વી ઉપર માનવના વિકાસક્રમમાં એ ભાવિ અનિવાર્ય રીતે આવવાનું જ છે. તેઓ કહે છે, 'આપણે ભૂતકાળની ઉષાઓના દાસ નથી, પણ ભાવિના મધ્યાન્હના વારસ છીએ.' પણ શ્રી અરવિંદની સર્વોત્તમ વિભૂતિ તો ગુરુ તરીકેની જ છે. એ મહા ગુરુએ પરમ ચેતનાની પ્રાપ્તિ મેળવેલી છે, અને પોતે જ તેનું સર્વોચ્ચ આવિષ્કરણ છે. તેઓ અંધકારમાં રહેલાંની ઝળકતી મશાલ છે, તેમના પ્રેરણાદાતા છે, ભોમિયા છે, તેઓ સાધારણ માટીમાંથી મહામાનવોનું સર્જન કરનાર છે, તેમને અમરતા સધાવી આપનાર છે; તેમનું કાર્ય એક નવા માનવનું, નવી સંસ્કૃતિનું, પૃથ્વી ઉપર સ્વર્ગના નવા સામ્રાજ્યનું સર્જન કરવાનું છે.

પરંતુ, માનવને તેના જીવનપ્રવાસમાં આગળ વધવા માટે સહાય આપતાં આ ત્રિવિધ રૂપો કરતાં પણ શ્રી અરવિંદ મહાન છે. તેમણે લોકો આગળ પોતાની જાતને જે થોડાંક જ રૂપોમાં મૂકી છે તે દ્વારા આપણે તેમનો કેટલો ઓછો અંશ જાણીએ છીએ! એમના જીવનનાટકમાં તેઓ જે બાહ્ય પાઠ ભજવે તેમાં તેમની અંદરનો 'સાચો માનવ' પૂરેપૂરો આવી જતો નથી. કારણ એમનું જીવન, શ્રી અરવિંદ પોતે કહે છે તે મુજબ, 'માનવજાતિ જોઈ શકે તેવું સપાટી ઉપરનું નથી.' તો પછી એઓ ખરેખર શું છે? શું તેઓ હમેશાં એક ગુહ્ય તત્ત્વ જ રહેશે, એક વિરોધાભાસ જ (paradox) જ રહેશે? એનો જવાબ એમણે ક્યારનો ય આપવા માંડ્યો છે. તેમનો પોંડિચેરીનો આશ્રમ તથા તેમનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો તેમના કાર્યનાં સૂચક છે. પોતાના જીવનના તથા પોતાના જીવનસંદેશના રહસ્યની ચાવી તેઓ ભગવાન ( Divine )ની એરણ ઉપર ઘડી રહ્યા છે. જેઓ ખુલ્લી આંખે ત્યાં જશે તેઓ એ જોઈ શકશે. જેઓ ત્યાં ખુલ્લા હૃદયે જશે, તેઓ તેને અનુભવી શકશે.

દર્શન પછી થોડીવાર શાંત રહેલા ચાઈનીસ પ્રોફેસરે ધીરે અવાજે કહ્યું, 'એઓ કેટલા ય મહાન છે, આપણે કલ્પના કરી શકીએ તેના કરતાં ય અતિ મહાન છે."

## રમણીય ભૂમિ

આશ્રમ પોતે ખૂબ રમણીય છે. તેમાં વળી પાસે આવેલો સમુદ્રતટ તેને ખૂબ રમણીય કરે છે. આછાભૂરા રંગમાં રંગેલાં લગભગ પચાસેક મકાનોમાં આશ્રમ વસેલો છે. શહેરના અત્યંત સ્વચ્છ લત્તામાં આ મકાનો એક મોટો ભાગ રોકે છે. કેટલાંક મકાનને ભેગાં કરી તેમની આસપાસ દીવાલ કરી લઈને બનાવેલા એક કેન્દ્ર જેવા મકાનમાં શ્રી અરવિંદ, માતાજી તથા કેટલાક સાધકો રહે છે. આશ્રમમાં દરેક સ્થળે આદર્શ સ્વચ્છતા છે. બધાં મકાનોને અદ્ભુત રીતે સ્વચ્છ રાખવામાં આવે છે, અને તે સુઘડ અને સુંદર રહે તે માટે દરેક પ્રયત્ન કરવામાં આવે છે. મકાનોની આસપાસ મનોરમ ફૂલક્યારીઓ છે. ત્યાંના જીવનમાં ફૂલોને ખૂબ મહત્ત્વનું સ્થાન છે. તેમનું સાધનાની જુદી જુદી કક્ષાઓમાં રહસ્યમય મહત્ત્વ છે. વાતાવરણ અસાધારણ રીતે નીરવ અને શાંતિમય છે. આશ્રમને પોતાની લાયબ્રેરી છે, વર્કશોપ છે, બેકરી અને ગૌશાળા છે, અને તે સર્વની વ્યવસ્થા આશ્રમવાસીઓ જ

કરે છે. એક એંજિનીયરિંગ વિભાગ પણ છે. સાધકોએ દોરેલાં સુંદર ચિત્રોથી શણગારેલા એક વિશાળ ખંડમાં ભોજનશાળા છે. રાંધવાનું તથા વાસણો સાફ કરવાનું કામ આશ્રમવાસીઓ જ કરે છે. આશ્રમમાં સ્ત્રી પુરુષો મળીને આશરે બસો સાધકો છે. તેમાં કેટલાંક પરદેશીઓ પણ છે. આશ્રમની વ્યવસ્થામાં દરેકને ભાગે કંઈ ને કંઈ કાર્ય આવે છે, કહોને કે એ દરેકની સાધનાનો ભાગ જ છે. શિસ્ત તથા વ્યવસ્થા અંગેની દરેક બાબત માતાજીના હાથમાં જ છે.

## માતાજી

માતાજીને વિષે બે શબ્દો અહીં કહેવા ઠીક પડશે. ફ્રાન્સના એક અમીર કુટુંબમાંથી તેઓ આવે છે. નાની ઉંમરે તેમને આધ્યાત્મિક જાગૃતિ પ્રાપ્ત થયેલી. અને એક સ્વપ્નથી પ્રેરાઈને તેઓ ૧૯૧૪,માં પોંડિચેરી આવ્યાં અને શ્રી અરવિંદને ગુરુ તરીકે સ્વીકાર્યા. તેઓ ૧૯૨૦ થી આશ્રમમાં રહે છે અને હાલ આશ્રમની અધિદેવતા રૂપે છે. તેમના સીધા માર્ગદર્શન હેઠળ દરેક વસ્તુ અહીં ઘડાય છે. આશ્રમની વ્યવસ્થાની નાનામાં નાની વિગત ઉપર તેઓ ધ્યાન આપે છે. સાધકોને તેમની પ્રકૃતિ તથા શક્તિ પ્રમાણે આશ્રમમાં કામ સોંપવામાં આવે છે. અને તેઓ તે ખૂબ પ્રસન્નતાથી કરે છે. સાધકોને પોતાના અંગત તથા આશ્રમગત જીવનમાં, તેમની દરેક પ્રવૃત્તિમાં આનંદમય સમર્પણનો ભાવ પ્રેરી રહે છે. દરેકને આનું ભાન હોય છે. અને તેઓ કામ કરતા હોય છે ત્યારે તેમના મુખ ઉપર હમેશાં સ્મિત હોય છે. કારણ તેમને ખબર છે કે તેઓ પોતાનાં કાર્યોદ્વારા માતાજીની જ ઈચ્છાને આચરી રહ્યા છે, અથવા એમ કહેવું જોઈએ કે તેમના દ્વારા માતાજી પોતે પોતાની ઈચ્છાને સિદ્ધ કરી રહ્યાં છે. અહીં સંપૂર્ણ શિસ્તની અંદર પણ સ્વાતંત્ર્ય વસેલું છે. બહારનાને સહેલાઈથી ન સમજાય તેવા સિદ્ધાંતો પર આશ્રમ ચાલે છે. અહીં એકે લેખિત નિયમ નથી છતાં ઘડિયાળની ચોકસતાથી દરેક કામ થાય છે. આર્ધનીસ પ્રોફેસરે સાધકોને અનુસરવાના નિયમો જાણવાનો આગ્રહ કર્યો. એમના મનમાં હતું કે બૌદ્ધ સંઘના જેવા જ આ કોઈ નિયમો હશે. તેમને બધો વખત આશ્ચર્ય થયા કરતું હતું કે સાધકોના આધ્યાત્મિક જીવન માટે કે આશ્રમની વ્યવસ્થા માટે કશીય લેખિત સૂચનાઓ કે નિયમો ન હોવા છતાં બધું જ કામ આમ આટલી સરળતાથી અને ઉત્તમ રીતે કેમ ચાલી રહ્યું છે. પણ એક સાધકે આશ્રમના ધ્યેયનું રહસ્ય તેમને સમજાવ્યું. અહીં સાધકોએ પોતે ભગવાનનાં સભાન સાધન હોય તેવી રીતે વર્તવાનું છે. તેમની દ્વારા ભગવાન જ કાર્ય કરે છે. તેમણે પોતાની જાતને શુદ્ધ કરીને તેમના દ્વારા તથા તેમની અંદર ભગવાનને તેનું પોતાનું કાર્ય સાધવા દેવાનું છે. શ્રી નલિનીકાન્ત ગુપ્તે બહુ સરસ રીતે કહ્યું છે કે અહીં કુદરત પોતે જ યોગ કરી રહી છે, અને કુદરતને તેના પોતાના જ કાનૂનો છે, એટલે યોગમાં માણસે ઘડેલા નિયમોને કશું સ્થાન નથી. જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે સાધનામાં માતાજીની સહાય મળી શકે છે. તેઓ સહાય કરવાને હંમેશાં તત્પર છે. પણ તેઓ તેમની પોતાની રીતે જ સહાય કરે છે, સાધકે બાહ્ય રીતે તે માંગી ન હોય તોપણ, તેને તેની ખબર ન હોય તો પણ.

## સાધકોનું જીવન

સાધકોનું વ્યક્તિગત જીવન પણ બહુ ધ્યાન ખેંચે તેવું હોય છે. એમાંના ઘણા અત્યંત સુશિક્ષિતો છે. કેટલાકમાં ઘણી ઉચ્ચ કોટિની કલા તથા સાહિત્યની શક્તિઓ છે, કેટલાક

કવિઓ છે, કેટલાક સંગીતકારો છે, કેટલાક ટેક્નિકલ કે એવી બીજી કેળવણી પામેલા છે, પણ કેટલાક સાધકો એવા પણ છે કે જેમને આ પૂર્વે કદી કશી તાલિમ મળેલી ન હતી, અથવા જેમનામાં કલાશક્તિ નજરે ન આવી હતી છતાં તેઓ અહીં આવ્યા પછી અસાધારણ કોટિનાં ચિત્રો કે કાવ્યો લખતા થયા છે. તેઓ જ કબૂલ કરે છે કે અહીં આવ્યાં તે પહેલાં તેમનામાં આવી કશી શક્તિ ન હતી. અને તેઓએ યોગની દીક્ષા લીધી તે પછી તેમને અંદરથી કોઈ પ્રેરણા કરતું જણાયું અને ઉપરથી કોઈ કૃપાળુ સહાયક તત્ત્વે તેમને મદદ કરીને ચિત્ર તથા કાવ્યનાં આ સર્જનો કરાવ્યાં છે. તેમની આગળ એક નવી સૃષ્ટિ જાણે ખુલી છે. તે સૃષ્ટિથી કેટલીક પ્રેરણાભરેલી ક્ષણોમાં તેમના મનમાં સંદેશાઓ દોડાદોડ કરતા ઊતરી આવે છે. અને તેઓ પોતે તેને રંગમાં કે લયબદ્ધ વાણીમાં મૂર્ત કરવાનું સાધન માત્ર બને છે. સાધકોમાં કેટલાક જાણીતા સંગીતકારો છે. તેમનાં મુગ્ધ કરી નાખે તેવાં ગીતોને સાંભળતાં કોક દિવ્ય રસાસ્વાદ પ્રાપ્ત થતો હતો. તે સંગીતની આધ્યાત્મિક અસર બહુ જ અચૂક હોય છે. સંગીતકાર જ્યારે ગાય છે ત્યારે જાણે તે પ્રેરિત થઈને ગાય છે. અને તેમનાં ગીતોમાં કંઈ સ્વર્ગીય તત્ત્વ છે એમાં જાણે શંકા જ નથી રહેતી. મને તથા પેલા ચાઈનીસ પ્રોફેસરને સાધકો સાથે મળવાના ઠીકઠીક પ્રસંગો પ્રાપ્ત થયા હતા. તેમનો સમાગમ ખૂબ અસરકારક અને ઉન્નત કરનાર હતો. સાધકો બહુ જ માયાળુતાથી અમારી સાથે વર્તતા હતા. તેમનાં દરેક કાર્યમાં એક જાતનો આંતરિક સ્પર્શ અનુભવાતો હતો. અધ્યાત્મને લગતા તથા સંસ્કૃતિને લગતા અમારા પ્રશ્નોના તેમણે આપેલા જવાબો ખૂબ પ્રકાશ ફેંકનારા હતા.

આશ્રમમાં એક જ વાર બધા સાધકો મળે છે. તે છે સાંજનું ધ્યાન. શ્રી અરવિંદ જે જગ્યાએ માળ ઉપર રહે છે તેની બરાબર નીચેના ભાગમાં એક અલગ ખંડ આ માટે રાખેલો છે. ત્યાં રોજ સાંજે સાધકો ભેગા થાય છે. અને માતાજીની હાજરીમાં ત્યાં લગભગ પોણો કલાક શાંતિથી ધ્યાન કરે છે. તે વેળા સંપૂર્ણ શાંતિ હોય છે અને આસપાસ જાણે એક શક્તિ ત્યાં સ્ફુરાયમાણ થઈ રહી હોય એવું લાગે છે.

આ આશ્રમ કુતૂહલપ્રેમીઓ માટે નથી. તેમ જ આરામ કે નિવૃત્તિ શોધનારાંઓ માટે પણ નથી. જેમને અંતરમાં સાદ થયો હોય છે તેમને જ અહીં આવવા દેવામાં તથા રહેવા દેવામાં આવે છે. કારણ કે, આપણે એ ધ્યાનમાં રાખી લઈએ કે આ સ્થળ ભગવાનની સંપૂર્ણ દોરવણી અને યોજકતા હેઠળ થઈ રહેલા નવજીવનની સાધનોનું કેન્દ્ર છે. ભાવિનાં મહાન કાર્યો માટે ભગવાન અહીં પોતાનાં સાધનોને સંપૂર્ણ કરી રહ્યા છે. અને જેઓ પહેલેથી થોડીક આંતરિક તૈયારી લઈને એ દિવસ માટે પણ ત્યાં જાય છે તેમને પણ આશ્રમની દરેક વસ્તુમાં આનાં અચૂક ચિહ્નો દેખાઈ આવે છે. એ આનંદની વાત છે કે આજે હિંદમાં અને પરદેશમાં એવા માણસો છે, અને જેમની સંખ્યા વધતી જાય છે, કે જેઓ શ્રી અરવિંદના સંદેશના ગહનતર રહસ્યને સમજવા લાગ્યા છે. પરંતુ બીજી દુઃખની વાત એ પણ છે કે શ્રી અરવિંદ વિષેના પોતાના ઉપરછલ્લા જ્ઞાનથી તેમને તથા તેમના કાર્યને હલકું પાડનારા માણસો પણ છે. આધ્યાત્મિક મૂલ્યોનો ઇનકાર કરી, પોતાના આત્માનું દારિદ્રય પ્રગટ કરનાર માનવ માટે જગતમાં એથી વધુ બીજી કોઈ વિપત્તિ નથી. માનવજાતિને અજ્ઞાન અને અપૂર્ણતામાંથી છોડવવાને શ્રી અરવિંદ જે કાર્ય કરી રહ્યા છે

તેમાં એમને અંગત લાભ તો કશો છે જ નહિ. માનવજાતિ જો તેમનું નહિ સાંભળે તો તેમને તો કશું જ ગુમાવવાનું નથી. પણ માનવજાતિ જો પોતાના અહંને બાજુએ મૂકી, શ્રી અરવિંદ પાસે પ્રેમ, નમ્રતા અને શ્રદ્ધાથી જશે તો તેને અનહદ લાભ થવાનો છે.

પોતાની તપસ્યામાં વિજય મેળવવા માટે શ્રી અરવિંદે જે અવિરત સાધના કરેલી છે તેમાં તેમને કેવાં ગજબ વિઘ્નોની સામે થવું પડ્યું છે તેની આપણને કશી ખબર નથી. એ તપસ્યાનું સાક્ષી એવું મકાન હજી પણ આશ્રમમાં છે. એ મકાનના એક ખૂણામાં પુરાઈને, દિવસોના દિવસ, મહિનાના મહિના, અને વરસોનાં વરસ લગી, પોતાને પરમાત્મદર્શન ન થયું ત્યાં સુધી શ્રી અરવિંદે અચળ રીતે પોતાની ખોજ ચાલુ રાખી હતી. ૧૯૨૪માં શ્રી અરવિંદ સાથે કવિવર રવીન્દ્રનાથની મુલાકાત થઈ હતી. ત્યારે કવિવરે કહેલું કે હું શ્રી અરવિંદના સંદેશની રાહ જોઈ બેઠો છું. એ સંદેશ અપાઈ ગયો છે, એ શબ્દ ઉચ્ચારાઈ ગયો છે. હવે માનવજાતિએ આવી તેને ગ્રહણ કરવાનો છે ને સુખી થવાનું છે.

## સાધનાની શક્યતાઓ

જગતના ઇતિહાસમાં સૌ પહેલાં હિંદ જ અનંતની શોધ માટે નીકળી પડ્યું છે. એ શોધ ચાલુ જ રહી છે, અને તેના વિજયો પણ ચાલુ જ છે. તેમ છતાં લાંબો વખત હિંદના જીવનનું ખમીર ટકી ન રહ્યું. તેની પડતીનાં અનેક કારણોમાં એ પણ એક કારણ છે કે તેણે લૌકિક મૂલ્યોને 'માયા' ગણીને તરછોડી નાખ્યાં, અને સ્થૂલ તત્ત્વ ( matter ) પણ બ્રહ્મ છે અને તેને આત્મામય બનાવવામાં જ તેનું પરમ સાફલ્ય છે એ ઋષિમંત્રનું સાચું રહસ્ય તેના હાથમાં ન આવ્યું. તેથી પોતાના ભાવિનું નવવિધાન કરવા માટે હિંદને માટે આજે એ જરૂરી છે કે પોતાના જીવનને શુદ્ધ કરવાનાં અને તેને સંપૂર્ણતાની કોટિએ લઈ જવાનાં સાધનો શોધી કાઢવાં. શ્રી અરવિંદે આત્મા અને જડ તત્ત્વ–સ્થૂલનું અદ્વૈત પ્રત્યક્ષ કર્યું છે. અને પોતાના યૌગિક દર્શનમાં જોયું છે કે સ્થૂલ તત્ત્વ અને આત્માના સમન્વયને માનવના અંતઃકરણમાં સિદ્ધ કરવા માટે એક શક્તિ પૃથ્વી ઉપર ઊતરી રહી છે. અત્યારે જે રૂપે આપણું જીવન, મન અને શરીર છે તે રૂપમાં ભગવાનનો આવિષ્કાર થઈ શકે તેમ નથી. માટે તેને પેલી શક્તિની મદદથી પરિવર્તિત કરવાનાં છે. શ્રી રામકૃષ્ણ કહેતા હતા કે, 'પીતળનાં વાસણને માંજવાની જરૂર પડે છે, સોનાનાંને નહિ.' તે જ મુજબ જો માણસ એ શક્તિ તરફ સાધના દ્વારા પોતાની જાતને ખુલ્લી કરી શકે અને સોનું થઈ જાય, તો પછી તેની પાર્થિવ પ્રકૃતિ તેને કદી વળગી રહેવાની નથી. કારણ તે પણ બદલાઈ ગઈ હશે, અને પછીથી તે ભગવાન માટે યોગ્ય વાહન બની રહેશે. શ્રી અરવિંદની તેજસ્વી વાણીમાં કહીએ તો : "આપણા યોગનું એક માત્ર લક્ષ્ય એ છે કે આપણે એવી રીતે આંતરિક વિકાસ સાધવો કે, જેથી જતાં જતાં અમુક કાળે સર્વમાં તે એકનું દર્શન થાય અને માનસિક ચેતના, કરતાં પણ એક ઊંચી કોટિની આધ્યાત્મિક મનસાતીત ચેતના આપણામાં વિકસે કે જે માનવસ્વભાવને બાળી નાખી તેને દિવ્ય રૂપનો કરે." શ્રી અરવિંદ માને છે, કે "આપણે અત્યારે જે અજ્ઞાનમય જીવન જીવીએ છીએ તેના જ એક ઉચ્ચ પરિણામ

# અલંકાર અને સત્યાન્વેષણ

પ્રતાપરાય

“સ્પષ્ટવક્તૃત્વને ખાતર આપણે કહેવું જોઈશે કે શબ્દોના જે આલંકારિક ઉપયોગ વક્તૃત્વકલાએ ઉપજાવ્યા છે તે ફક્ત લાગણીઓને બહેકાવનાર, અસત્ય વિચારોને પોષનાર અને તેથી જ વિવેકશક્તિને અવળે માર્ગે દોરનાર છે. અલંકારો પહેલા નંબરના ધૂર્ત છે. × × × એટલે પ્રવચનોમાં અને જાહેર ભાષણોમાં એથી વક્તૃત્વને ગમે તેટલો ઓપ આવતો હોય છતાં જ્યાં સત્યાન્વેષણ એ એક જ ધ્યેય હોય એવા વ્યાપારમાં એ અલંકારશાસ્ત્ર ત્યાજ્ય છે. એના ઉપયોગથી કાં તો ભાષામાં અગર તેના બોલનારમાં દોષ જ પ્રતીત થાય છે. × × × મનુષ્યને પ્રતારણા કેટલી પ્રિય છે! અલંકાર-શાસ્ત્ર કે જે પ્રતારણા અને પ્રમાદનું પ્રબળ શસ્ત્ર છે તેનું જાહેરમાં શિક્ષણ અપાય છે! એના પ્રાધ્યાપકો હોય છે! એને સબહુમાન આવકાર મળે છે! મને ખાત્રી છે કે મેં આટલું લખ્યું તે ઉપરથી મને ગમાર નહિ તો ધૃષ્ટ તો જરૂર લેખવામાં આવશે. × × × વક્તૃત્વ સ્ત્રીની પેઠે મોહિની લગાડે છે તો પછી જે પ્રતારણા–વ્યાપારમાં માણસ છેતરાવામાં પણ આનંદ માનતો હોય એ વ્યાપારના દોષો કાઢવા બેસવું એ જ વ્યર્થ છે.”

(‘લોકના તત્ત્વજ્ઞાનનાં વ્યાખ્યાનો’માંથી)

*

સૉક્રેટિસ: અલંકારશાસ્ત્ર એ કેવા પ્રકારની કલા છે એમ તમે પૂછો છો?

પોલસ: હા.

સૉક્રેટિસ: સાચું કહું તો, પોલસ, એ કલા હોય એમ હું માનતો નથી.

પોલસ: એમ? ત્યારે અલંકારશાસ્ત્ર એ શું છે?

સૉક્રેટિસ: એક જાતનું ચાતુર્ય.

પોલસ: શેનું ચાતુર્ય?

સૉક્રેટિસ: અમુક પ્રકારનો સંતોષ અને પ્રમોદ ઉપજાવવાનું.

(સૉક્રેટિસનો જૉર્જિયસ સાથેનો સંવાદ)

*

આ તત્ત્વજ્ઞાનીઓ જાણે એમ માને છે કે સત્યાન્વેષણનો ઇજારો અમારો છે; અને એમાં આ કવિઓ અને વક્તાઓ માધુર્યનું તત્ત્વ ઉમેરીને સત્યનો બજારભાવ ઘટાડી દે છે. તેઓ માનતો હશે કે સત્યના આરાધન માટે જે તપ અને અભ્યાસ જોઈએ, જે જહેમત અને આત્મત્યાગ જોઈએ તે કવિની રોચક અને મૃદુ કાવ્યપ્રણાલિમાં ક્યાંથી આવે? સત્યનું દર્શન વિરલ છે—તત્ત્વજ્ઞોના મત પ્રમાણે શબ્દોના અતિપ્રયોગ અને અપપ્રયોગને લીધે આલંકારિકોએ એને છેક ક્લિષ્ટ બનાવ્યું છે; એટલું જ નહિ પણ નિર્વ્યાજ સત્યને બદલે,

સત્યને ભળતું જ કંઈક સત્ય જેવું. બનાવ્યું છે. પ્રજા પાસે રજૂ કરીને, પ્રજાની સત્યાન્વેષણુની સ્વાભાવિક ભૂખ મારી નાખી છે.

ઉપર બે તત્ત્વજ્ઞાનીઓના વિચારો મૂકયા છે. એ તત્ત્વજ્ઞાનીઓ પોતાના જ દેશ અને કાલ પૂરતા ફરિયાદ કરતા હોત તો વાંધા જેવું નહોતું. ગ્રીક વાગ્મિતાનું વર્ચસ્વ યુરોપ ઉપર એ કાળે એવું હતું કે સત્યને મૂક બનાવી મૂકે. પ્રજા અલંકારશાસ્ત્ર પાછળ ઘેલી હતી. સારામાં સારા વિચારકો પણ એની મોહનીમાં અંજાતા. એ શાસ્ત્રને રાજ્યાશ્રય પણ મળતો; જ્યારે ફક્ત સત્ય માટે ભેખ લેનારનો કોઈ ભાવ પૂછતું નહિ. અરે, તર્કસિદ્ધ સત્ય રજૂ કરી, ઊગતી પ્રજાને સત્યનો સાચો રાહ બતાવનારને વિષપાન કરાવવામાં આવ્યું હતું!

પણ સત્ય પ્રત્યે પક્ષપાત ધરાવનાર આ વિદ્વાનો અતિવ્યાપ્તિયુક્ત આવાં વિધાનો કરે એની ખબર લેવી જ જોઈએ. શું અલંકારશાસ્ત્ર ધૂર્તવિદ્યા છે? કોઈ પણ વિદ્યા ધૂર્તના હાથમાં જાય એટલે ધૂર્તવિદ્યા બની જાય. પણ એમાં વિદ્યાનો શો દોષ કાઢીએ? આપણા જમાનામાં આપણે વૈજ્ઞાનિક શોધોનો દુરુપયોગ નજરે જોઈએ છીએ. પણ તેથી શું વિજ્ઞાન એ રાક્ષસવિદ્યા છે એમ આપણે કહીશું? લૉકની દલીલ લૉક પોતે જ લૂલી બનાવે છે. પોતાના ગ્રન્થમાં સ્થળે સ્થળે તે અલંકારોનો છૂટથી ઉપયોગ કરે છે.

ઉપરના તત્ત્વજ્ઞાનીઓના મત સામે પૂર્વપક્ષ તરીકે હું પ્રો. ડીક્સનનું વાક્ય ટાંકું: "It is the office of imagination to tell the truth." સત્યાન્વેષણનો અધિકાર કવિની પ્રતિભાનો છે. એ સત્યને ફક્ત સિદ્ધ કરવાનો અધિકાર તત્ત્વજ્ઞોનો છે. તત્ત્વજ્ઞાનીઓને એમના તપઃપૂર્ણ અભ્યાસનો ગર્વ હોય તો ભલે રહ્યો. હું તો કહું છું કે, કવિને પ્રતિભાથી સત્યનું જે સહજ દર્શન થાય છે તે સ્વભાવરમણીય જ હોય છે. એમાં ધૂર્તવિદ્યા કરીને અરમણીય વસ્તુને રમણીય બનાવવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી.

કવિ અને તત્ત્વજ્ઞ બન્નેને સત્યના ઉપાસક તરીકે ઘડીભર માની લઈએ. 'ઘડીભર' જ. કારણકે કવિ સભાનપણે સત્યની ઉપાસના કરે છે એમ કહેવું એ યથાર્થ નથી. બન્નેની ઉપાસનામાં તાત્ત્વિક ભેદ છે. કવિનો અભાન પ્રયત્ન છે; તત્ત્વજ્ઞનો સભાન પ્રયત્ન છે. અને માટે જ તત્ત્વજ્ઞને પોતાના જ્ઞાન અને અધિકારનો કંઈક ગર્વ રહે છે. સકામ અને નિષ્કામ કર્મ કરનાર વચ્ચે જેવો અનુભવભેદ હોય છે તેવો જ કંઈક આ અનુભવભેદ થયો.

બન્નેના પ્રયાસની પદ્ધતિ પણ જુદી છે. ગદ્ય અને પદ્ય વચ્ચેનો ફરક સમજાવતાં શેલી જે વિચારો રજૂ કરે છે તે વિચારો, ખરું જોતાં, આ બે પદ્ધતિનો મૂળભૂત તફાવત સ્પષ્ટ કરે છે. તત્ત્વજ્ઞનો વ્યાપાર પૃથક્કરણશીલ છે. એમાં ચોકસાઈ, શ્રમ, સત્યાન્વેષણ માટે અદમ્ય જિજ્ઞાસા, નિર્ગ્રન્થપણું (પૂર્વગ્રહોનો ત્યાગ), બહુશ્રુતતા, તિતીક્ષા વગેરે ઉચ્ચ-અલભ્ય અતિઉચ્ચ—ગુણોની આવશ્યકતા છે. પોતાના અનુભવમાં આવેલા વિષયોનું તારતમ્યથી—તર અને તમ ના વિવેકથી—એ અવલોકન કરે છે અને પછી સત્યની ઈમારતમાં એકાદ ઈંટ એ મૂકતો જાય છે.

કવિનો વ્યાપાર વિલક્ષણ છે. એની દૃષ્ટિ સમન્વયની છે, પૃથક્કરણની નહિ. તત્ત્વજ્ઞમાં જે ગુણસમુદાય ઈષ્ટ છે તે તેનામાં મૂર્ત સ્વરૂપે ન હોય પણ સંસ્કારરૂપે હોય. એ સંસ્કાર

એને પૂર્વજન્મની કમાઈથી, અથવા મને ખબર નથી એવી બીજી કોઈ રીતે, પ્રાપ્ત થયેલો હોય છે. એ સંસ્કાર વિશેષથી એ સત્યનું સમ્યગ્દર્શન કરે છે.

કાકાસાહેબે 'પ્રસ્થાન'માં એક લેખ આપેલો. 'અહિંસક જ્ઞાન' કે એવું કંઈક શીર્ષક હતું. ઉપર ઉપનિષદનું વાક્ય ટાંક્યું હતું કે "હૃદય વડે (માણસ) સત્યને જાણે છે." આ દષ્ટાનો માર્ગ—સત્યની ઉપાસનામાં-પ્રકૃતિનાં તત્ત્વો સાથે એક થઈ ને કવિ પ્રકૃતિના છેક ગર્ભદ્વારમાં પહોંચીને સત્યનો પયગામ લઈ આવે છે. ભૌતિકશાસ્ત્રીઓ તો કહે છે કે બહુ નજીક જવાની ધૃષ્ટતા કરીએ ત્યારે પ્રકૃતિ અંધારપછેડી ઓઢીને ઊભી રહે છે.

રખે કોઈ એમ માની લે કે હું સત્યાન્વેષણનો ઇજારો તત્ત્વજ્ઞાની પાસેથી લઈ કવિને આપું છું. મારી સમજણ પ્રમાણે તો સત્યાન્વેષણમાં બન્નેનો હિસ્સો સરખો છે. સર જગદીશચન્દ્ર બોઝ યથાર્થ જ કહે છેઃ

"સત્યાન્વેષણ માટે બે બાબત જરૂરી છેઃ એક સત્યની ઝાંખી કરાવનારી પ્રતિભા; અને બીજું, તે સત્યની પ્રાયોગિક સિદ્ધિમાં તે પ્રતિભાનો વિનિયોગ. × × હિંદના જિજ્ઞાસુઓએ ઘણા સમય પહેલાં સ્વીકારી લીધું છે કે આ વિશ્વમાં કેટલાક અતીન્દ્રિય વ્યાપારો છે કે જે આપણા ઇન્દ્રિયગ્રામની અપૂર્ણતાને લીધે આપણે પ્રત્યક્ષ પરખી શકતા નથી. × × × પરસ્પર અસંબદ્ધ જણાતી બાબતોમાંથી સમન્વયથી સત્ય સમજવાની પ્રતિભા હિંદમાં છે. × × × હિંદી માનસ એ માટે વધારે અનુકૂળ છે. × × × પણ આ પ્રતિભા અને પ્રયોગસિદ્ધિની સમતુલા જો જાળવવામાં ન આવે તો સત્યાન્વેષણને ક્ષતિ પહોંચે છે.*

૨

કવિ અલંકારથી સત્યનું પ્રતિપાદન ભલે નથી કરતો, (અમુક ક્ષણ પૂરતો, કદાચ, કરે છે) પણ એ સત્યની કાચી ધાતુના પત્થર તો ખોદી આપે છે. સર જગદીશે વનસ્પતિમાં લાગણીઓનું પ્રતિપાદન કર્યું તે પહેલાં કાલિદાસે વનસ્પતિમાં લાગણીનો આરોપ કરેલો. અને સત્યનું આ દર્શન એને રમણીય લાગેલું જેથી એક કરતાં વધારે વાર એ કહે છેઃ

'જાણે આંસુ વહે છે, લતા ગેરવી પાંડુ પાંડુ પત્રો!'

(શાકુંતલનું શ્રી. મગનભાઈ પટેલનું ભાષાન્તર)

नृत्यं मयूराः कुसुमानि वृक्षा दर्भानुपात्तान्विजहुर्हरिण्यः।

(સીતાત્યાગ-રઘુ૦)

अकरोत्पृथिवीरुहानपि स्रुतशाखारसबाष्पदूषितान्।

(અજવિલાપ-રઘુ૦)

तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति।

(મેઘદૂત)

અરે, વ્યાસ પણ કહી ગયા છેઃ अन्तः संज्ञा भवन्त्येते। વૃક્ષોને અંતઃસંજ્ઞા હોય છે!

* જુઓઃ બનારસ હિંદુ યુનિવર્સિટીના ઉદ્ઘાટન પ્રસંગે તેમણે આપેલું ભાષણઃ "From the Voiced to the Unvoiced."

પ્રતિભાથી પેખેલા સત્યને શબ્દદેહે રજૂ કરવામાં લૌકિક ભાષા બહુ ઉપયોગમાં ન આવે એ તો દેખીતું છે. અલબત્ત લૌકિક શબ્દોનો જ ઉપયોગ લેખકને કરવાનો હોય છે. પણ એ શબ્દો વપરાશને લીધે રૂઢ થયેલા હોવાથી તેની વ્યંજના ઘસાઈ ગઈ હોય છે. એટલે લોકોત્તર સત્ય રજૂ કરવામાં એ શબ્દોની આસપાસના ઇતર શબ્દોના સાહચર્યના બળે એ શબ્દમાં વિલક્ષણ શક્તિ અને વ્યંજના લેખક ઊભી કરે છે. આ શબ્દશક્તિ તે અલંકારશાસ્ત્રનો મૂળ પાયો. વાક્યાર્થને અપેક્ષિત માર્ગે અલમ્ કરવા માટે શબ્દશક્તિનો વ્યાપાર તે અલંકાર. મારે ઉમેરવું જોઈએ કે તત્ત્વવેત્તા લોક પણ, આ અર્થમાં, અલંકારને આવકારદાયક ગણે છે.

હવે જરા ઊંડા પાણીમાં ઊતરીએ. ઉપર કાલિદાસમાંથી 'વૃત્તિમય ભાવાભાસ'નાં ચાર ઉદાહરણ મેં આપ્યાં છે. કાલિદાસના સમયમાં તેની પ્રાયોગિક સિદ્ધિ થઇ શકે એટલી સાધનસામગ્રી ન હતી. છતાં લોકમાનસે એને સ્વીકારી લીધેલાં. કારણ મનુષ્યનું હૃદય સત્ય તરફ અનાયાસે પ્રવૃત્ત થાય છે, દલીલ વગર એને કબૂલ રાખે છે. કારણ કે એ ચિત્તંત્રનો નિયામક આત્મા નો સત્યસ્વરૂપ જ છે ના ? તમે કહેશો કે એ સત્ય વૈજ્ઞાનિક સત્ય ન કહેવાય, વહેમ કહેવાય. જરા વિચાર કરશું તો જણાશે કે વિજ્ઞાન—પછી તે ભૌતિકવિજ્ઞાન હોય કે ખગોળવિજ્ઞાન હોય—પ્રથમ વહેમ સાથે સંકળાએલું હતું. ઘણાં વૈજ્ઞાનિક સત્યોને, દૂરબીનની શોધ થયા પહેલાં, સિદ્ધિ ખાતર, રાહ જોવી પડેલી. બીઝને ફરીવાર ટાંકું તો 'આપણા ઈન્દ્રિયગ્રામની અપૂર્ણતાને લીધે.'

એટલે સત્યની ઝાંખી અને સત્યનો સાક્ષાત્કાર એ બે વચ્ચે અમુક કાળનું અંતર રહે છે. સમયના એટલા વચગાળામાં પણ મનુષ્યહૃદય તો કુદરતને પ્રશ્ન પૂછ્યા જ કરે છે અને પોતાનો ક્ષેત્રસ્થ આત્મા સંતોષાય એવો જવાબ મેળવી, કામચલાઉ સત્ય મેળવ્યાથી આનંદ પામે છે. વિજ્ઞાન તો દરેક સત્યને 'કામચલાઉ સત્ય' જ કહે છે. એને દાખલા દલીલ અને પ્રત્યક્ષ નિદર્શનથી તોડી પાડનાર બીજું સત્ય ન આવે ત્યાં સુધી આ સત્ય. પૃથ્વી આસપાસ સૂર્યમંડળ ફરે છે એમ કહેનારા પણ તેમના જમાનાના વૈજ્ઞાનિકો હતા ! સત્યનો ઉપાસક એક સત્ય ઉપરથી બીજા સત્ય ઉપર વિકાસ પામતો પહોંચે છે. અગાઉનું સત્ય પછી તેને અપૂર્ણ લાગે. એને તમે અસત્ય કહેતા હો તો ભલે. પણ એમાં પ્રતારણા હતી એમ તમે ન કહી શકો. તમે પ્રથમથી જ પૂર્ણ સત્ય મેળવવાનો આગ્રહ રાખો તો તમે સંપૂર્ણ તરતાં આવડે પછી જ પાણીમાં પડવાની પ્રતિજ્ઞા લીધી છે, એમ મારે કહેવું પડે.

સત્યની ઝાંખી પ્રતિભાથી થાય છે. એ પ્રતિભા અલંકારશાસ્ત્રની જનની છે. એ સત્ય પ્રાકૃત અવસ્થામાં હોય છે—તેના ઉપર સંસ્કરણની આવશ્યકતા હોય છે ત્યારે પણ તેના અસમર્થ વર્ણન માટે અલંકારની જરૂર રહે છે; અને જ્યારે પ્રયોગસિદ્ધ થાય છે ત્યારે પણ એ સત્યને શબ્દદેહે રજૂ કરતાં—ભાષાને નવે માર્ગે ખેડવાની હોવાથી—અલંકાર ઉપયોગી થાય છે. આમ સત્યાન્વેષણના આદિ મધ્ય અને અંતમાં અલંકારશાસ્ત્ર ઉપકારક છે. ફરીથી કહી દઉં : એનો દુરુપયોગ પણ થઈ શકે; પણ તેથી તેની ઉપકારકતા માટે બેમત ન હોઈ શકે.

☆

# નિત્શેનાં વચનો

કૃષ્ણવદન જેતલી એમ. એ.

"He (Nietzsche) goes right through the conception of the theologians, metaphysicians, and historians, using their forest of contentions *and brushwood of intricacies* as piles on which to build his stern and narrow road. That is why he is so immensely stimulating and invigorating. The road of his 'valuation of life' lands you right outside the old-fashioned provinces. Truly it takes you far ! further than you are *ready to* be taken, a road of assumption on which science cannot



પણ મને કહો, મારા ભાઈઓ, સિંહ જે ન કરી શક્યો એવું બાળક શું કરી શકે છે? ઘોર સિંહે શા માટે બાળક થવું જોઈએ?

સ્ત્રી પુરુષ કરતાં બાળકોને વધુ સમજી શકે છે, પણ સ્ત્રી કરતાં પુરુષ વધુ બાળક જેવો છે.

સાચા મર્દમાં બાળક છુપાયેલો છે; તે રમવા ઇચ્છે છે. ઓ સ્ત્રીઓ, જાગો અને પુરુષમાં રહેલા બાળકને મને બતાવો !

ભવિષ્યની દુનિયાના સદ્‌ગુણોથી વિભૂષિત, શુદ્ધ અને નાજુક રત્ન જેવાં રમકડાં સમી સ્ત્રીને રહેવા દો.

તમારા પ્રેમમાં તારાનું કિરણ હો ! તમારી આશા, હું નરોત્તરને જન્મ આપું એવી હો !

સપાટી એ સ્ત્રીનો સ્વભાવ છે—છીછરાં પાણી પર આમ તેમ અથડાતું ફીણ.

પણ પુરુષનો સ્વભાવ ઊંડો છે. ભૂમિ નીચેની ગુફાઓમાં તેનો ઝરો વહે છે : સ્ત્રી તેના બળને જાણે છે, પણ સમજી શકતી નથી.

*

મેં કહ્યું, ઓ સ્ત્રી ! મને તારું નાનકડું સત્ય આપ. અને એ નાનકડી ડોશી બોલી: તું સ્ત્રી પાસે જાય છે? તારી ચાબુકને યાદ કર !–

*

તું જુવાન છે અને બાળક તથા લગ્ન ઇચ્છે છે. પણ હું તને પૂછું છું, "તું બાળકને ઇચ્છવા યોગ્ય મર્દ છે ?"

*

હું લગ્નને બે જણની, તેના સર્જનારાને ટપી જાય એવાને સર્જવાની ઇચ્છા કહું છું. આવી ઇચ્છા રાખનારાના એક બીજા પ્રત્યેના માનને હું લગ્ન કહું છું.

*

જ્યારે બુદ્ધિમાન મૂર્ખ સાથે સંબંધ બાંધે છે ત્યારે મને થાય છે કે ધરણી ધ્રૂજી ઊઠે છે.

*

બધા ખરીદ કરનારાને મેં સાવચેત અને લુચ્ચા જોયા છે. છતાં સૌથી લુચ્ચો પોતાની સ્ત્રીને કોથળામાં ખરીદે છે.

*

કશાની ઇચ્છા નહિ, કશાની માયા નહિ, કાંઈ સર્જવાનું નહિ — ઓહ, આ મહા કંટાળો મારાથી હંમેશાં દૂર રહો.

*

ગરમ હૈયું અને ઠંડું મસ્તક જ્યાં ભેગાં થાય, ત્યાં જનસમૂહનો વક્તા, ઉદ્ધારક પેદા થાય છે.

*

આળસુ અને ઊંઘતા મનો સાથે સ્વર્ગીય ફટાકડા સમી ગર્જનાથી વાત કરવી જોઈએ.

પણ સુંદરતાનો અવાજ ધીમેથી બોલે છે; તે તો સૌથી પ્રબુદ્ધ આત્માઓમાં ગુપ્ત પ્રવેશ કરે છે.

*

ઝિંદગી એ આનંદનો ઝરો છે; પણ જે જે ઝરેથી સમુદાય પીએ છે, તે ઝરાઓ ઝેરી બને છે.

*

તમે લોકોની અને લોકોના વહેમોની સેવા કરી છે, ઓ પ્રખ્યાત શાણાઓ,—તમે સત્ય સેવ્યું નથી! એ કારણે જ તમે પૂજાયા છો.

*

શિકારી કુત્તાઓથી જેમ વરૂ તિરસ્કાર પામે તેમ લોકોથી જે તિરસ્કાર પામે તે સ્વતંત્ર વિચારક છે, જંજીરોનો શત્રુ છે, તે પૂજામાં માનતો નથી, તે જંગલમાં વસે છે.

*

કેટલાક વખતથી મેં તારી આંખોમાં મીટ માંડી હતી, ઓ ઝિંદગી! અને મને લાગ્યું કે હું અગાધમાં ડૂબ્યો હતો.

પણ તેં તારા સોનેરી કાંટાથી મને બહાર કાઢ્યો. મેં તને અગાધ કહી તેથી મશ્કરી કરતી તું હસવા લાગી.

'આમ જ બધી માછલીઓ કહે છે,' તેં કહ્યું, 'જે તે માપી શકતી નથી, તે તેમને મન અમિત છે.'

*

આજ્ઞા પાળવા કરતાં આજ્ઞા આપવી એ અઘરું કાર્ય છે. એટલામાં જ આજ્ઞા આપનાર પરનો આજ્ઞાધારકોની જવાબદારીનો ભાર પૂરો થતો નથી. એ ભાર કદાચ તેને કચડી પણ નાખે.

*

મૂંગા રહેવું એ બહુ ખરાબ છે. બધાં અણબોલ્યાં સત્યો ઝેરી બને છે.

*

જો મહાન માણસ તેની મહત્તાથી કંટાળી જાય તો જ તેની સુંદરતા જાગે, તો જ તે મને ગમે અને મારી પસંદગી તેના પર ઊતરે.

જ્યાં સુધી તે પોતાની જાતથી દૂર નહિ જાય, ત્યાં સુધી તે પોતાના પડછાયાથી દૂર સીધો પોતાના પ્રકાશમાં નહિ કૂદી શકે.

*

પ્રેમ અને વિનાશ બંને અનંત કાળથી જોડાયેલાં છે. પ્રેમની ઇચ્છા એટલે મૃત્યુ માટે ખુશી-મરજી છે.

*

તમે વેરાન છો તેથી જ તમારામાં શ્રદ્ધા નથી. પણ જન્મથી સર્જકનાં ભાવિ સ્વપ્નો અને ચિન્હો અવકાશમાં સદા હોય છે—અને તે શ્રદ્ધામાં માને છે.

*

પહેલાં તમારી જાતમાં માનવાની હિંમત ધરાવો—તમારી જાતમાં અને તમારાં આંતરડાંમાં! જે પોતાની જાતને માનતો નથી તે જૂઠો છે.

*

રસ્તે પસાર થતાં લોક તરફ મીટ માંડી ઊભા રહેનાર રાહદારીઓ જેમ તેઓ (અભ્યાસીઓ) ખડા રહે છે અને બીજાએ વિચારેલા વિચારોને તાકી રહે છે.

*

અને આપણે (કવિઓ) અલ્પજ્ઞાની છીએ, એટલે જે તત્ત્વમાં કૃપણને પણ સંપૂર્ણ હૃદયથી ચાહીએ છીએ—ખાસ કરીને જો તે યુવતીઓ હોય તો!

*

કવિનો આત્મા પ્રેક્ષકો ઝંખે છે—પછી ભલે તેઓ ભેંસો હોય!

*

આઝાદીની ઘોષણાને તમે સૌથી પ્રિય માનો છો, પણ એ ઘોંઘાટ અને ધુમાડામાં લપેટાયેલા 'મહાન બનાવો'માંથી મેં મારી શ્રદ્ધા ગુમાવી છે.

અને મારું માન, મિત્ર નારકીય ઘોંઘાટ! સૌથી મહાન બનાવો આપણો સૌથી ઘોંઘાટમય નહિ પણ આપણી સૌથી શાંત ઘડીઓ છે.

*

ભૂતકાળના માનવોના પાપનું પ્રાયશ્ચિત્ત કરવું અને દરેક 'એ આમ હતું' ને 'મારે એ આમ જોઈએ,' એમાં ફેરવી નાંખવું—એને જ હું પાપમુક્તિ કહું છું!

ઇચ્છાશક્તિ–એ મુક્ત કરનાર અને આનંદ લાવનારનું નામ છે; આવું મેં તમને શીખવ્યું છે, મારા મિત્રો! પણ હવે આ પણ શીખો: ઇચ્છાશક્તિ જાતે જ હજુ બંદી છે.

ઇચ્છા મુક્ત કરે છે; પણ મુક્ત કરનારને પણ જંજીરમાં જકડનારને તમે શું કહો છો?

'તે આમ હતું;' એ તેનું નામ છે, ઇચ્છાશક્તિનું દાંત કચકચાવવા સાથે સૌથી અટૂલું રુદન. જે થઈ ગયું તેની સામે અસહાય, તે છે અશુભ દૃષ્ટિ નાંખનાર બધા વીતેલ પર.

*

વેર પોતાની જાતને 'દંડ' કહે છે. આ જૂઠા શબ્દથી તે પોતાનું અંતઃકરણ સ્વચ્છ હોવાનો દંભ કરે છે.

વાત કરનાર માટે ખાસ કરીને, માણસો સાથે રહેવું મુશ્કેલ છે, કારણ મૌન રાખવું અત્યંત કઠિન છે.

*

મિથ્યાભિમાનીની નમ્રતાની સંપૂર્ણ ઊંડાઈ કોણ માપી શકે? હું તેની નમ્રતા ખાતર તેના તરફ આદર અને અનુકંપા ધરાવું છું.

એની જાતમાં તમે માનો છો, એમ એ તમારી પાસેથી જાણવા માંગે છે. તે તમારાં દૃષ્ટિપાતો જમે છે અને તમારા હાથમાંની પ્રશંસા ખાય છે.

તમે જ્યારે તેનાં વખાણ કરતાં જૂઠું કહો, ત્યારે તે તમારાં જૂઠાણાંને પણ માને છે; કારણ તેના અંતરના ઊંડાણમાં તે નિઃશ્વાસ નાખે છે: "મારી શી વિસાત?"

*

જે શબ્દો તોફાન જગવે છે તે સૌથી શાંત હોય છે. કબૂતરના પગલે આવનારા વિચારો જગત પર શાસન કરે છે.

*

તું તારી મહત્તાના રસ્તે જાય છે: પાછા જવાનો એકે રસ્તો નથી એ જ તારી સૌથી દૃઢ હિંમત હોવી જોઈએ. તું તારી મહત્તાના રસ્તે જાય છે; તારી પાછળ અહીં કોઈ આવશે નહિ ! તારી પાછળનો રસ્તો તારાં પગલાંએ જ ભૂંસી નાખ્યો છે અને એના પર લખેલું છે : અશક્યતા.

*

ખૂબ જોવા માટે દરેકે પોતાની જાતથી દૂર જોવું જોઈએ. આવી કઠોરતા દરેક પર્વત પર ચડનારમાં હોવી જોઈએ.

*

માણસ સૌથી હિંમતવાન પ્રાણી છે, એટલે જ તેણે દરેક પ્રાણી પર જય મેળવ્યો છે. રણભેરીના નાદથી તે દરેક દુઃખ પર જય પામ્યો છે. છતાં માનવનું દુઃખ સૌથી ઊંડું દુઃખ છે.

*

હૈયામાં તો દરેક પોતાના બાળકને અને પોતાના કાર્યને જ ચાહે છે; અને જો તે પોતાની જાતને ખૂબ ચાહે તો, તે ગર્ભ રહ્યાની નિશાની છે, એવું મને માલૂમ પડયું છે.

*

અનંતતાના ઝરણામાં સ્નપિત થઈને બધી વસ્તુઓ શુદ્ધિ પામે છે, અને સુ અને કુ થી પર બને છે; પણ સુ અને કુ જાતે જ ફક્ત આડા આવતા પડછાયા, દુઃખની ઝડીઓ, અને સરી જતાં વાદળો છે.

*

ક્ષુદ્ર ( સત્તાસંપન્ની ) સામે ક્કડ થવું, એને હું શાહુકારીનું ડહાપણ ગણું છું.

*

જે વખાણ કરે છે, તે કાર્યની કદર કરવાનો દંભ કરે છે; પણ સાચું કહીએ તો, તે વધુ ભેટની ઈચ્છા રાખે છે !

*

કેવળ સામાન્ય સદ્‌ગુણ જ આરામ સાથે સુસંગત છે.

*

જે પૂરો મર્દ છે, તે જ સ્ત્રીમાંનું સ્ત્રીત્વ જાળવી શકે છે.

*

પોતાની આરપાર અને પોતામાં ઊંડે કોઈ જોઈ ન શકે માટે મોં ઢાંકનારાં અને પોતાનાં પાણી ડહોળનારાં, મેં ઘણાં ચતુર માણસો જોયાં છે.

પણ એમને જડબાતોડ, વધુ અશ્રદ્ધાવાનો જ મળ્યાં છે. એમણે તેમની શ્રેષ્ઠ ગુપ્ત માછલીને ઓળી કાઢી છે !

પણ પ્રકાશિત, બળવાન, પારદર્શક—એમને જ હું શાંત માણસોમાંના સૌથી ડાહ્યા ગણું છું : કારણ તેમનું તળિયું એટલું ઊંડે છે કે સૌથી નિર્મળ પાણી પણ તેને દગો દેતું નથી !

*

તારી નસોમાં ગંધાતું, ગંદું, મલીન લોહી શું નથી વહેતું ? તેથી જ તું કુથલી અને નિંદા કરતાં શીખ્યો છે.

*

અફસોસ ! જેના હૈયામાં અનંત શૌર્ય અને આનંદ હોય, એવા હંમેશાં થોડાં જ હોય છે. એવાઓના આત્મા પણ ધૈર્યયુક્ત હોય છે. પણ બાકીના બીરૂ છે.

*

જ્યાં માછલી નથી, ત્યાં માછલી પકડવા જનારને હું અનુપયોગી કરતાં યે હલકો ગણું છું.

*

પ્રકાશ કરતાં તિમિરમાં સમયનો બોજો વધુ ભારે લાગે છે.

*

અહીં ( એકાંતમાં ) મારી સમક્ષ માનવજાતના શબ્દો અને શબ્દમંદિરો ખુલ્લાં થાય છે; અહીં બધા વાણીમય બનવા ઇચ્છે છે, બધાં મારી પાસેથી વાણી શીખવા ઇચ્છે છે.

*

દરેક ક્ષુદ્ર વસ્તુ પોતાની ક્ષુદ્રતાથી અજાણ છે.

*

ઘોર ખોદનારાઓ ( સંશોધકો ) પોતાના માટે રોગો ખોદે છે. દરેક પુરાણા કચરા નીચે ગંદકી હોય છે. કોઈએ કાદવ ન ચૂંથવો જોઈએ. દરેકે પર્વતોમાં વસવું જોઈએ.

*

'પિતા તરીકે તે ( ઇશ્વર ) ભાગ્યે જ તેનાં બાળકોની સંભાળ લે છે; માનવ-પિતાઓ એનાથી વધુ સારા !'

'તે ખૂબ વૃદ્ધ છે ! તેનાં બાળકોની તે કાંઈ પણ સંભાળ રાખતો જ નથી.'

'તેને બાળકો છે ? તે જાતે પુરવાર ન કરે ત્યાં સુધી કોઈ તે સાબિત કરી શકે નહિ ! હંમેશ માટે તે એક વખત એ વાત સ્પષ્ટપણે સાબિત કરે તો કેવું સારું.'

'સાબિત કરે ? તેણે કંઈ યે સાબિત કર્યું છે ? તેને સાબિત કરવું ગમતું નથી; લોકો તેનામાં શ્રદ્ધા રાખે, એમાં જ તેને મહત્તા લાગે છે.'

'હં-હં ! શ્રદ્ધાથી તે ખુશ થાય છે—તેનામાં શ્રદ્ધા. બુઢ્ઢાઓની રીત એવી જ હોય છે. આપણે પણ એમ જ કરીશું.'

*




## આવકારપાત્ર અનુવાદો.

સુશીલાનો દેવ:—લેખક: પ્રો. વામન મલ્હાર જોશી. અનુવાદક: ગોપાળરાવ ભાગવત. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂા. સવા બે.

પ્રો. વામન મલ્હાર જોશીથી ગુજરાત અજાણ્યું નથી. પંદરેક વર્ષ પહેલાં તેમની 'આશ્રમહરિણી' અને દશેક વર્ષ પહેલાં 'રાગિણી' એ બે કૃતિઓના ગુજરાતી અનુવાદો થયેલા છે. પણ ત્રણ વર્ષ પહેલાં શ્રી. ગોરધનદાસ ક. અમીને 'નીતિશાસ્ત્રપ્રવેશ' નામનો પ્રો. જોશીનો નીતિશાસ્ત્રની શાસ્ત્રીય વિચારણા કરતો ગ્રંથ ગુજરાતીમાં ઉતાર્યો ત્યારે શ્રી. જોશીના વિપુલ જ્ઞાનરાશિનો અને તેમના ચિંતનસમૃદ્ધ માનસનો ગુજરાતને સાચો પરિચય થયો. પ્રો. બળવંતરાય ઠાકોરે પણ એક સામયિકમાં 'સુશીલાના દેવ' ગુજરાતીમાં ઉતારવાની ભલામણ કરી હતી. તે કૃતિનો શ્રી. ગોપાળરાવ ભાગવતે આ સુંદર અનુવાદ કર્યો છે. કાકા કાલેલકરે એની પ્રસ્તાવના તેમજ પ્રો. જોશી વિશે પરિચયાત્મક લેખ લખીને ગ્રંથને સવિશેષ આકર્ષક બનાવ્યો છે.

પ્રસંગનાં આલેખન કે પાત્રની લાગણીઓનાં નિદર્શન કરતાં પાત્રોનાં માનસપરિવર્તનમાં પ્રો. જોશીને વધારે રસ છે. નવલકથામાં જે કંઈ પ્રસંગો આવે છે તેનો ગ્રંથકર્તા માત્ર ઉલ્લેખ જ કરે છે; પણ પાત્રોના વિચારો કેમ બદલાયાં, નવાં મંતવ્યો કેમ બંધાયાં, એ વાતની સવિસ્તર ચર્ચા કરવાનું તેઓ કદી ભૂલતા નથી. સુશીલાના બચપણથી તે મોટી થઈ, તેનાં લગ્ન થયાં, પછી તે વિધવા બની, શાળામાં જોડાઈ, અને તેણે ફરી લગ્ન કર્યાં ત્યાં સુધીની પ્રસંગમાળા રજૂ કરીને પ્રો. જોશીએ દેવને વિશે સુશીલાની ભાવના કેમ બદલાતી રહી તેનું નિરૂપણ કર્યું છે. કાકાસાહેબ કહે છે તેમ, "આ નવલકથામાં વામનરાવ ઉચ્ચ કોટિનું કલાવિધાન સાધી શક્યા છે. આમાં વર્ણનવિસ્તારની સાથે સાથે શૈલીના ઠસ્સાને પણ દૂર કરી કેવળ સ્વભાવ-ચિત્રણ, સંવિધાન-કથન, મનો-વિશ્લેષણ વગેરે બાબતોનો સમારેલો ગજ એમણે વાચકો સામે ધર્યો છે. આ નવલમાં વામનરાવ કેવળ લોકરંજક ન રહેતાં સમાજના વિચાર-ધુરીણ બન્યા છે. ઈશ્વરવિષયક ઠેઠ બાલિશ અને પૌરાણિક કલ્પનામાંથી નીકળી બુદ્ધિવાદની ખીણ વટાવી તેઓ એવી સમતલ ભૂમિએ પહોંચ્યા છે કે જ્યાં કેવળ જ્ઞેય એ જ ઈશ્વર છે."

પ્રો. જોશીની શૈલી સચોટ અને વિચારપ્રેરક છે. તેમાં ધર્મ, ઈશ્વર, પુનર્લગ્ન, સમાજરચના, સામાજિક અન્યાય અને તેને ટાળવાના ઉપાયો વગેરેની ઘણી ચર્ચા આવે

છે, તેના પરથી કર્તાને જીવનના જુદા જુદા વિષયોમાં કેટલો ઊંડો રસ છે તેનો ખ્યાલ આવે છે. વસ્તુકથનમાં પણ પત્રો, નોંધો, વ્યાખ્યાનો, ચર્ચાઓ વગેરેની ઓથે રહીને કર્તા ધીરેધીરે પોતાનું વક્તવ્ય રજુ કરતા જાય છે તે પ્રયોગ નવલકથાલેખનની દષ્ટિએ વિચારવા જેવો છે. તેથી વસ્તુનો પ્રવાહ ધીમો ચાલે છે, પણ પાત્રોના સ્વભાવનો સચોટ પરિચય એથી મળે છે અને બહુ જ સ્વાભાવિકતાનું વાતાવરણ એથી રચાય છે. અલબત, વાંચનાર અધીરા થઈને અકળાય નહીં તેટલા પૂરતી તેમાં કર્તાને કાળજી રાખવી પડે છે.

શ્રી. ગોપાળરાવ ભાગવત આ પુસ્તકનો અનુવાદ કરવામાં સચોટતા અને શુદ્ધિ બરાબર જાળવી શકયા છે, અને પ્રો. જોશીની શૈલીની લાક્ષણિકતાઓ ગુજરાતીમાં સફલતાથી ઉતારી શકયા છે. પરપ્રાન્તોમાંથી આપણે ત્યાં આવતી કૃતિઓમાં 'સુશીલાનો દેવ' અનુવાદ તરીકે પણ ઉચ્ચ સ્થાનને પાત્ર છે.

**પથેર પાંચાલી**:—મૂળ લેખકઃ શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય. અનુવાદ કરનારઃ શ્રી. ઊર્મિલા. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂઃ ૨-૦-૦

અપુ અને દુર્ગા નામનાં બે નાનાં બાળકોની આ કથા છે. વનવગડામાં રખડતાં અબોધ ભાઈબહેનની આ કથામાં શરદ્‌બાબુ આલેખે તેવાં સંસારચિત્રો નથી, કવિવર રવીન્દ્રનાથ આલેખે છે તેવાં સૂક્ષ્મ સંવેદનો નથી. બે મુગ્ધ બાળકોનાં જીવનમાં નાના નાના બનાવો બનતા જાય છે, અને અપુ તેર વર્ષનો થાય છે ત્યાં તો આ કથા પૂરી જાય છે. અપુ પૈસો ગળી જાય, તે સસલું જુએ, બીલોરી કાચ જડતાં હીરો જડયો એમ માની લે, વાસણ સાંધવાવાળો પ્રીતમ વાસણો લઈ નાસી જાય, અપુ રેલની સડક જુએ, ગામમાં નાટક આવે કે કળવાળો ઘોડો તેને જોવા મળે—એવી એવી સાવ નજીવી લાગતી વાતો જ આમાં આવ્યા કરે છે. કશું અસાધારણ બનતું નથી. અપુ બહુ બહુ તો કાશી જાય છે, દુર્ગા મૃત્યુ પામે છે, વત્સલ હરિહર મૃત્યુ પામે છે, મોટા ઘરમાં અપુ માર ખાય છે. પણ આવી સામાન્ય લાગતી વાતોમાંથી લેખક ગાઢ કરુણા જગાવી જાય છે. જીવનની કઠોરતામાંથી સુખ શોધી કાઢતાં બે નિર્દોષ બાળકો સહૃદયી વાચકોને માટે એવી હૃદયહારી સૃષ્ટિ ખડી કરી દે છે કે પુસ્તક-વાચનના પરિશ્રમનો પૂરતો બદલો મળી રહે છે. પ્રવેશક લખનાર ભાઈએ સાવ સાચું જ કહ્યું છે કે "પહેલે પાનેથી જ, જો ચિત્તમાં સહૃદયતા હોય, માનવતા પણ પૂરી જાગ્રત હોય તો હૃદય કરુણાથી ભીંજાઈ જાય છે...આખી વાર્તા સમગ્ર રીતે જે કહી જાય છે, હૃદયમાં ભરી જાય છે તે ધ્વનિમાં કરુણા છે, પ્રેમ છે, સહૃદયતા છે અને ચુંદાઈ જતાં ફૂલોનું આક્રંદ છે. કોઈ કશું કહેતું નથી છતાં એમ થાય છે કે 'એવો અપુ જો મારે હોય! એવી સર્વજયા જો મારા પડોશમાં હોય!' આવું આવું થવા લાગે છે ને કંઈક કરવાની લાગણી જન્મે છે, હૃદય ભીનું બને છે, આંખ ક્લિન્નમ્ર બનીને નીચી નમે છે, જે નીચે પડયાં છે તેમની પાસે બેસવાની ઈચ્છા જાગે છે."

કલકત્તાની શાળામાં નોકરી કરતાં કરતાં કોણ જાણે કયારે યે શ્રી. વિભૂતિભૂષણે શસ્ય-શ્યામલા બંગભૂમિની વનશ્રીનું સૌન્દર્ય નયનો ભરીભરીને પી લીધું હશે. પણ આ આખી વાર્તામાં જે મનોહર વર્ણનો આવે છે તેવાં હજી સુધી એકે બંગાળી નવલકથામાં આપણે જોયાં નથી. શિરીષ, છાતિમ અને સોંદાલી, શેફાલિ, શીમૂલ અને તાલમેઘ, કાંઠાલ, જગડુમૂર

અને સરૂનાં ઝાડ, રાગચિતાનાં જંગલ, શેવડા તથા વાંસનાં વન, અપરાજિતા, વનધૂંધલ અને ગુલંચલતા, કાશફૂલ, પરગાછા અને નાલફૂલ એ બંગાળાની વિપુલ વનસ્પતિસમૃદ્ધિ તથા ત્યાંની પ્રચંડ વર્ષા, જલસભર નદીઓ અને પ્રશાંત સરોવરો—એ સર્વ માટે લેખક એવા અનન્ય પ્રેમથી, એવી નિરવધિ મમતાથી વાત કરે છે કે વાંચનારે પણ એની સાથે તન્મય બની જાય છે. અપુ અને દુર્ગાને મુગ્ધ કરનાર ‘વગડાની, વનની, સૂર્યના પ્રકાશની, નદીનાં નીરની, લાખમલાખ ફૂલોની’ સૌન્દર્યસૃષ્ટિ વાચકને પણ મુગ્ધ કરે છે.

વાર્તાનાં પાત્રો-દ્વારા બંગાળના દીન, નિર્ધન પલ્લીસમાજનો આપણને નિકટનો પરિચય થાય છે. વૃદ્ધ ઈન્દિર ઠાકુરણ, અપુના ગુરુમહાશય, દેશાટનપ્રેમી રાજકૃષ્ણ સન્યાલ, કંસારો પ્રીતમ, ગોકુળની ગરીબડી વહુ, તરુણ નીરેન, નાટકકંપનીનો સુકુમાર અજય, અબોધ જેવી શુલકી, સંતાનવત્સલ હરિહર, જાજરમાન વચેટ વહુ, નાની લીલા અને સ્નેહભરી સર્વજયા—એ સર્વ જીવંત અને ન ભુલાય તેવાં પાત્રોમાં બંગાળી સમાજ તાદૃશ સ્વરૂપે દર્શન દે છે. તે પરથી ત્યાંનું ગ્રામજીવન, નાના કલેશ-કલહો, નાના આનંદ-ઉત્સવો, હર્ષ-શોકની વિવિધરંગી ઘટનાઓ એ સર્વનો સરસ ખ્યાલ આવે છે.

પુસ્તકનું મુખ્ય આકર્ષણ તેની શૈલીમાં છે. બાલસૃષ્ટિની આ કથા છે અને તેથી લેખક જાણે કે બાળકના જેવી જ ચંચલ કુતૂહલભરી દૃષ્ટિથી એકેએક વસ્તુને જુએ છે. શૈશવની આ મુગ્ધ દૃષ્ટિ તમામ ચીજમાં અનન્ત આશ્ચર્યો નિહાળે છે. રેલવેની સડક, હીરાની શોધ, ગંજીપતાની રમત, વાવાઝોડું અને વરસાદ, રેલ્વે સ્ટેશન કે જીર્ણ કારખાનું એ સર્વમાં બાળકની આંખે લેખક પારાવાર રહસ્યો જુએ છે; અને અપુનું એ નાનું નિશ્ચિંદપુર, મ્યાંખારીપુકુર વાંસવન, સોનાડાંગાનું મેદાન, કદમ તળાવડીનો પાણીઘાટ, ઈચ્છામતિનું પૂર, અપરાજિતાનાં ફૂલ, વડ નીચેનો સૂર્યાસ્ત—એ સર્વ સાદી વસ્તુને કવિત્વના અજબ રંગોથી લેખક રંગી દે છે.

અનુવાદ કરનાર બહેને મૂળ પુસ્તકનો ભાવને જીવંત રાખવા બરાબર કાળજી રાખી જણાય છે. બંગાળી નામો, બંગાળી વૃક્ષો, બંગાળી ગીતો આ વાર્તામાં આવ્યાં કરે છે તેથી રસપ્રવાહને જરાય હાનિ થતી નથી. વાતાવરણ એવું ચંચળ, ઉલ્લાસપૂર્ણ અને આકર્ષક છે કે તેની પરપ્રાન્તીયતાથી રસમાં વિક્ષેપ થતો નથી. અનુવાદની ભાષા સરલ, સ્વાભાવિક અને વેગવંતી છે. અનુવાદ કરવામાં મુશ્કેલ એવી મૂળ શૈલીનું માધુર્ય ગુજરાતીમાં શ્રી. ઊર્મિલા સરસ રીતે લાવી શક્યાં છે. બંગાળી શબ્દોના ગુજરાતી અર્થમાં પ્રયોગો વિરલ છે. (દા. ત. પૃષ્ટ ૧૨૦—‘શિક્ષાદાન’ને બદલે ‘શિક્ષણ’ જોઈએ. ‘શિક્ષા’ એટલે ‘કેળવણી’ એ અર્થ બંગાળી કે હિન્દુસ્તાનીમાં થાય છે, પણ ગુજરાતીમાં તે થતો નથી.) નવલકથામાં આવતાં વનસ્પતિનાં નામો વિશે સવિસ્તર માહિતી આ વાર્તાનાં પુસ્તકમાં આપી ન શકાય, પણ બંગાળી ગીતોના અર્થ નીચે ફૂટનોટમાં મૂક્યા હોત તો તે ઉપયોગી થાત.

નિઃસર્ગના ખોળામાં રમતાં રમતાં મોટાં થતાં બે સુકુમાર બાળકોનાં મનોરાજ્યની આ સુંદર કથાને આટલી સફળતાથી ગુજરાતીમાં ઉતારવા માટે, તેમજ શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય જેવા પ્રતિભાસંપન્ન લેખકનો ગુજરાતને પરિચય કરાવવા માટે શ્રી ઊર્મિલાને અભિનંદન ઘટે છે.

**અન્નપૂર્ણાનું મંદિર:**—અનુવાદકર્તા: શ્રી ટોપણ દ. ઘેલાણી. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ. મૂલ્ય: રૂ. બે.

બંગાળી નવલિકાકાર શ્રીમતી નિરુપમાદેવીની નવલકથાનું આ ગુજરાતી ભાષાંતર છે.

બંગાળમાં પ્રચલિત વરવિક્રયની અનિષ્ટ પ્રથા અને તેથી નિર્ધન કુટુંબમાં જન્મેલી કન્યાને સહન કરવી પડતી વિકટ દુ:ખપરંપરા એ આ નવલકથાનું વસ્તુ છે. રામશંકર ભટ્ટાચાર્યની મોટી પુત્રી સતી બહુ સમજુ અને ગુણસંપન્ન છે. ઘરમાં કશું ખાવાનું નહીં હોવાથી કાકીમાનાં કટુવચનો સાંભળી રામશંકર ભટ્ટાચાર્ય કાંઈ ઉપાય શોધવા ચાલી નીકળે છે ત્યાં વિશ્વેશ્વર નામનો યુવક તેમને દશ રૂપિયાની નોકરી અપાવી દે છે. વિશ્વેશ્વરનાં માશીમા લગ્નની વાત કાઢે છે, પણ બીજી બધી રીતે સમજુ, ચાલાક, પરગજુ અને સૌજન્યશીલ વિશ્વેશ્વર લગ્નની વાત હસીને ઉડાવી દે છે. સતીનાં લગ્ન તેની સાથે થતાં નથી. રામશંકર ભટ્ટાચાર્ય પોતાનું મકાન વેચીને, માત્ર પરોપકારને ખાતર પરણતા એવા વૃદ્ધ નવગ્રામવાસી લાહાડી મહાશય સાથે સતીનાં લગ્ન કરી નાખે છે. કન્યા પરણાવીને એ રીતે રામશંકરે નાતમાં આબરૂ સાચવી, પણ તેને તેનો પારાવાર પશ્ચાત્તાપ થાય છે. તેમાં જ તે મૃત્યુ પામે છે. થોડા દિવસે સતી વિધવા થાય છે. સતીનો મોટો ભાઈ હરિ જાગીરદાર નરેન્દ્ર સાથે નાટક કરતો ફરે છે; અને આ કુટુંબ ગરીબીની નાગચૂડમાં વધારે ને વધારે ભીંસાતું જાય છે. વિશ્વેશ્વરની મદદ સતી સ્વીકારતી નથી. જાગીરદાર નરેન્દ્રની સતી પર કુદૃષ્ટિ થતાં તે આપદા સતીથી સહન થતી નથી. સતી પ્રાણઘાતક ઔષધિ પીને આત્મહત્યા કરે છે.

મરતાં પહેલાં સતી વિશ્વેશ્વર પર એક પત્ર લખે છે. નવલમાં એ પત્ર મહત્ત્વનું કાર્ય કરે છે. સતીની મનોવ્યથાનો વિશ્વેશ્વરને ત્યારે જ સાચો ખ્યાલ આવે છે. એ દુર્ભાગી નારીની જીવનઘટમાળમાં પોતે કેવી મહાન વિપત્તિઓનું નિમિત્ત થયો હતો તેનું તેને ભાન થાય છે. સતીની નાની બહેન સાવિત્રીનાં લગ્ન કરી આપવાનું તે માથે લે છે, મુરતિયો શોધી કાઢે છે, પણ લગ્ન વખતે વરના બાપ પૈસા વધારે માગે છે. તકરાર થતાં જાનને રજા આપી દઈ વિશ્વેશ્વર પોતે જ તે રાત્રે સાવિત્રી સાથે લગ્ન કરે છે. માશીમા અન્નપૂર્ણાના આનંદનો પાર રહેતો નથી.

વસ્તુ સાદી અને સરલ છે, પણ લેખિકાએ તે બહુ કાળજીથી વિકસાવી છે. રામશંકર ભટ્ટાચાર્ય, તેની પ્રેમાળ પત્ની જાન્હવી, ઉગ્ર સ્વભાવનાં કાકીમા, ઉદાર વિશ્વેશ્વર, મુગ્ધ કમળા, સહનશીલ સતી, સ્વાર્થમગ્ન નરેન્દ્ર વગેરે ઓછાં પણ જીવંત પાત્રો લેખિકાએ સર્જ્યાં છે. આમ જોઈએ તો, બંગાળી યુવકના ન પરણવા જેવા અવિચારી વર્તનથી કન્યાઓને કેટલી આપત્તિ સહન કરવી પડે છે તેનો કન્યાનો પક્ષ લઈ લેખિકાએ અહીં કેસ રજુ કર્યો છે. વાર્તાને અંતે વિશ્વેશ્વરનાં માશીમા એવી અસહાય કન્યાઓને વર મેળવવામાં મદદ કરવા માટે મોટું મંદિર બંધાવે છે, એ વાત વાંચી ગુજરાતી વાચકને નવાઈ લાગશે; કારણકે આપણે ત્યાં વરવિક્રયનો એવો રિવાજ નથી. કન્યાવિક્રયનો રિવાજ છે અને તેથી ઘણા પુરુષોને લગ્ન કરવામાં મુશ્કેલીઓ નડે છે, પણ તે મોટે ભાગે કરુણરસ કરતાં હાસ્યરસને પોષે તેવી હોય છે.

નિરૂપમાદેવી સ્વ. શરદ્‌બાબુનાં મોસાળનાં સંબંધી થાય. બંને વચ્ચે ગાઢ મૈત્રી હતી. સામાજિક અંતરાયો નડવાથી શરદ્‌બાબુનાં તેમની સાથે લગ્ન ન થઈ શક્યાં. કહેવાય છે કે

આ બનાવ પરથી 'દેવદાસ'ની પાર્વતીનું સર્જન થયું. શરદ્‌બાબુની પ્રેરણાથી નિરૂપમાદેવી વાર્તાઓ લખતાં થયાં. આ નવલકથામાં વસ્તુની પસંદગી, તેનું નિરૂપણ, પાત્રરચના વગેરેમાં શરદ્‌બાબુની સ્પષ્ટ અસર જણાઈ આવે છે.

શ્રી. ઘેલાણીએ કરેલો આ અનુવાદ રસને જાળવી રાખે તેવો અને એકંદરે સંતોષકારક છે; પણ છતાં તે ભાષાની દૃષ્ટિએ સાવ દોષરહિત નથી. બંગાળી નવલનું વાતાવરણ જાળવવા માટે તેના સંસ્કૃત શબ્દપ્રયોગો તેમના તેમ જ ગુજરાતીમાં મૂકવા જતાં સ્વ. મનસુખરામની સંસ્કૃતપ્રચુર શૈલીની યાદ આપે તેવાં વાક્યો કોઈ વાર મળી આવે છે. 'દીના રમણી', 'હાસ્ય સ્વરૂપા મા', 'પતિપ્રાણા', 'યોગમાં નિમગ્ના યોગિની', 'અધમા જાતિ', વગેરેમાં તે તે સ્થળે દીન, હાસ્યસ્વરૂપ, જ્ઞાનશૂન્ય, પતિપ્રાણ, નિમગ્ન, અધમ—એમ લખ્યું હોત તો વધારે સ્વાભાવિક લાગત. 'તડાકો' (પૃ. ૩૬)ને બદલે 'તડકો', 'અભેરાઈ' (પૃ. ૧૩૦) ને બદલે 'અભરાઈ', 'અભાગિણી' (પૃ. ૧૯૨) ને બદલે 'અભાગણી' કે 'અભાગિની', 'ભેક' (પૃ. ૧૯૪) ને બદલે 'ભેટ' એમ લખવું જોઈએ. જરા કાળજીથી શ્રી ઘેલાણી આવી ભૂલો જરૂર સુધારી શક્યા હોત.

સ્વ. શરદ્‌બાબુની એકની એક નવલનાં નવાં નવાં નામો આપી જુદાં જુદાં ભાષાંતરો કરવાને બદલે હવે નવા લેખકો અને લેખિકાઓની કૃતિઓ ગુજરાતીમાં ઊતરવા લાગી છે એ, શુભચિન્હ છે.

દુર્ગેશનન્દિની:—લેખક: સ્વ. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય. અનુવાદક : શ્રી સુશીલ.
પ્રકાશક: આર. આર. શેઠની કંપની. મૂલ્ય રૂ. ૨-૦-૦

'દુર્ગેશનન્દિની' એ સ્વ. બંકિમબાબુની પ્રથમ કૃતિ છે અને બંગાળી સાહિત્યની એ પ્રથમ ઐતિહાસિક નવલકથા છે.

સાહિત્યના કોઈ પણ પ્રકારની પ્રારંભદશામાં રચાતી કૃતિમાં ઘણી ક્ષતિઓ હોવા સંભવ છે. કલાદૃષ્ટિનો પૂરો વિકાસ થયો ન હોય ત્યારે વસ્તુસંયોજન, ચિત્રનિરૂપણ, કથનની સુસંગતતા વગેરેમાં લેખક પૂરતી કુશળતા બતાવી ન શકે. બનાવોને સ્વાભાવિક બનાવનારી વિગતો રજુ કરવામાં લેખક ભૂલો કરે એવું બને. બંકિમબાબુની આ નવલમાં પણ તેવું ઘણું છે. પણ તેવા દોષો હોવા છતાં નવલ જે રસ ઉપજાવે છે તેમાં લેખકના સામર્થ્યનો પુરાવો મળે છે.

દેવમંદિરમાં મહાપરાક્રમી રાજકુમાર જગતસિંહ બે રહસ્યભરી રમણીઓને મળે છે. પ્રથમ દૃષ્ટિએ પ્રેમ થાય છે. વિરહની વેદના જાગે છે. આતુર તિલોત્તમાને તેનો રાજકુમાર મેળવી આપવા વિમળા અરણ્યના અંધારા માર્ગે ઊપડે છે. રાજકુમાર દુર્ગમાં આવે છે, પણ ઉઘાડી રહી ગયેલી બારીએથી પઠાણો પણ આવે છે. પછી યુદ્ધ જામે છે. તિલોત્તમાને પઠાણો લઈ જાય છે. તેના સ્વમાની પિતાનો શિરચ્છેદ થાય છે. જખમી રાજકુમાર પઠાણોના હાથમાં કેદ પકડાય છે.

રાજકુમારના જખમો ધીમે ધીમે રુઝાવા લાગે છે. પઠાણ સરદારની પુત્રી, આયેશા તેની સેવા કરે છે. અને તે શાંત ગંભીર સહનશીલ રમણીનું હૃદય રાજકુમારને ચરણે ઢળે છે. આયેશા જાણે છે કે તે રાજકુમારને મેળવી શકે તેમ નથી. પઠાણ સરદારનું ખૂન

થાય છે. સંધિ કરવા માટે રાજકુમારને મુક્ત કરવામાં આવે છે. તિલોત્તમા તથા રાજકુમારનાં લગ્ન થાય છે. લગ્ન વખતે આયેશા આવે છે અને તિલોત્તમાને આશીર્વાદ આપી જાય છે. આયેશા આત્મહત્યા ન કરતાં જીવનભર નિરાશાનું દુઃખ સહેવાનો નિશ્ચય કરે છે એ છેલ્લો પ્રસંગ હૃદયદ્રાવક છે.

આયેશાનું પાત્ર જીવંત છે. તિલોત્તમા તથા જગતસિંહની પ્રેમકથા તથા આયેશાનું પાત્ર એ બંકિમબાબુનાં કલ્પિત સર્જન છે. તે સિવાયની ઘટના માટે સ્વ. જદુનાથ સરકારે પ્રમાણપત્ર આપ્યું છે કે "બંકિમબાબુએ પગલે પગલે ઐતિહાસિક સત્યની રક્ષા કરી છે." રસ ઉપજાવવા માટે લેખકે પ્રસંગયોજના પર જ આધાર રાખ્યો છે, મનોવિશ્લેષણ કે પાત્રનિરૂપણ પર નહીં. જ્યારે કોઈ સ્ત્રીપાત્રનો પરિચય આપવાનો હોય ત્યારે લેખક એ "કેવી સૌન્દર્યવતી છે તે જાણવા અમારા વાચક મહાશયોનાં દિલ ક્યારનાં યે તલસી રહ્યાં હશે. ચાલો, ત્યારે એ જ અધ્યાય આરંભીએ" એમ કહીને વર્ણન શરૂ કરે છે; અને વિમળા, તિલોત્તમા, આસમાની, આયેશા વગેરે તમામ સ્ત્રીપાત્રોનાં એવાં કૃત્રિમ, લાંબાં અને અતિશયોક્તિભર્યાં વર્ણનો આપે છે કે લેખકની રસવૃત્તિની એ વિચિત્રતા વાચકને આનંદને બદલે ત્રાસ આપે છે.

શ્રી સુશીલે પ્રકરણની સંખ્યા 'અષ્ટાદશ પરિચ્છેદ', 'દ્વાવિંશતિતમ પરિચ્છેદ' એમ સંસ્કૃતમાં શા માટે રાખી હશે તે સમજાતું નથી. ગ્રંથપરિચયમાં પણ તેમણે વિચિત્ર શરૂઆત કરી છે. બંકિમબાબુના જન્મ વખતે રાત્રે "કિન્નરો અને ગંધર્વોએ અદૃશ્ય ઉત્સવ ઊજવ્યો હતો. દુંદુભિનાદથી દેવ-દેવીઓએ આકાશ ગજાવી મૂક્યું હતું. સ્વર્ગના દેવોએ તે દિવસે પૃથ્વી પર પુષ્પોની વૃષ્ટિ કરી હતી." કારણકે તે દિવસે બંકિમબાબુનો જન્મ થયો હતો. આવી જૂનવાણી ઢબે વાત કહેવાથી બંકિમબાબુની મહત્તા ભાગ્યે જ કંઈ વધે છે. "બંગીય સાહિત્યના વગર તાજના સમ્રાટ્" જેવાં એકપક્ષી વિશેષણોનો ઉપયોગ પણ ઓછો થાય તે ઈચ્છવાયોગ્ય છે.

શ્રી. સુશીલે વાત નોંધી છે કે વાર્તાના રસ અને ભાષાની મોહિનીએ મધુસૂદન સ્મૃતિરત્નને એટલા તલ્લીન બનાવી મૂક્યા હતા કે વ્યાકરણનો વિચાર કરવાની શુદ્ધિ જ એમને રહી નહોતી. એ બનવાજોગ છે, પણ તેથી વાર્તાની કિંમત વધતી નથી. "વ્યાકરણ દોષ તો ઘણા હતા, પણ એ દોષને લીધે તો ભાષા વધુ મધુર બની જતી દેખાઈ." વ્યાકરણ-દોષથી ભાષા મધુર બને એ વિધાન અપૂર્વ છે.

છતાં 'વંદેમાતરમ્'નું રાષ્ટ્રગીત દેશને આપનાર સ્વ. બંકિમબાબુની પ્રથમ કૃતિનો આ નવા રૂપરંગમાં પ્રસિદ્ધ થયેલો સુવાચ્ય અનુવાદ આવકારપાત્ર છે; કારણકે અભ્યાસીઓને બંગાલી નવલકથાના પ્રારંભ સ્વરૂપનો એ સરસ ખ્યાલ આપી શકે તેમ છે, એટલું જ નહીં પણ આયેશાના આત્મબલિદાનની આ કથામાં બંકિમબાબુએ માનવહૃદયનાં ચિરંતન સત્યનું વેધક નિરૂપણ કર્યું છે જે વાચકના હૃદયને સ્પર્શ્યા વગર રહે જ નહીં.

**ચાર અધ્યાય અને માલંચ:**—કર્તા: કવિવર રવીન્દ્રનાથ ટાગોર. ભાષાંતરકાર: શ્રી અમુભાઈ શુક્લ. પ્રકાશક: આર. આર. શેઠની કંપની મૂલ્ય: પોણા બે રૂપિયા.

કવિવર ટાગોરની ગુજરાતને આજસુધી અપરિચિત રહેલી આ બે વાર્તાઓમાં પ્રથમ

'ચાર અધ્યાય' તે બંગાળના ક્રાન્તિકારીઓનાં જીવનને સ્પર્શતી વાર્તા છે. અતીન અને એલા બન્ને પ્રેમીઓ છે, પણ તેઓ વિપ્લવનાં ધ્યેયને વરેલાં છે. તેથી એલા અતીન જેવા બુદ્ધિમાન પુરુષને પ્રેમનાં પિંજરમાં ન પૂરવાનો સંકલ્પ કરે છે. પરિણામે પારાવાર અસ્વસ્થતા અને નિર્વેદનો બંને અનુભવ કરે છે. ખૂબ લાંબા સંવાદો, નહીં જેવી જ પ્રસંગયોજના અને ક્રાન્તિકારીની વિકૃત મનોદશાના નિરૂપણને લીધે વાર્તામાં આકર્ષક તત્ત્વ ઓછું જણાય છે. પણ આ દેશમાં હિંસક-ક્રાન્તિમાં માનનારા વિપ્લવવાદીઓને જે અંધકારમય માનસિક સ્થિતિમાંથી પસાર થવું પડે છે તેનો કવિવરે આ વાર્તામાં સાચો ખ્યાલ આપ્યો છે. વાર્તાના માર્ગભૂલેલા નાયક અતીન વિશે તેઓ કહે છે—"ડાન્ટેની માફક જ રાષ્ટ્રીય ક્રાન્તિના વમળમાં અતીને ઝંપલાવ્યું હતું; પણ એમાં સત્ય ક્યાં ? વીર્યનાં વહેણ ક્યાં ? ગૌરવ ક્યાં ? જોતજોતાંમાં તો એના અનિવાર્ય વેગે એને કાદવે ધસડાવું પડ્યું. મહોરાં પહેરી ચોરી લૂંટ ચલાવવામાં, અંધકારે ખૂનખરાબી કરવામાં, ઈતિહાસના ઉજ્જવલ સ્તંભોની ઈમારતો ક્યાંથી ઊભી થાય ? આત્માને ખુવાર મેળવી છેવટ આજે એને સમજાયું કે એમાંથી કશું યથાર્થ ફળ પ્રાપ્ત ન જ થાય. શંકારહિત પરાજય જ સામે ખડો હતો. પરાજયનાં યે મૂલ્ય તો છે; પણ આત્માના પરાજયનાં નહિ. જે પરાજય બીભત્સ અને બીહામણાં સ્વપ્નો સાથે સંતાકૂકડીના દાવ ખેલાવે, જેનો કશો અર્થ જ નથી, વ્યર્થ છે અને જેનો અંત પણ નથી, એવા પરાજયની સાર્થકતા ક્યાં ?"

પહેલી વાર્તા જેમને નીરસ લાગી હોય તેમને બીજી વાર્તા 'માલંચ'માં શ્રમનો બદલો મળી રહે છે. નિરજા પથારીવશ છે. તેનું પ્રેમભૂખ્યું હૃદય પતિને બાંધી રાખવા ચાહે છે; અને જ્યારે તે સરલાને સ્વામીના સ્નેહમાં ભાગ પડાવતી જુએ છે ત્યારે તે ખૂબ દુઃખી થાય છે. પોતાનું સર્વસ્વ સરલાને આપી દેવાનો તે સંકલ્પ કરે છે, પણ તેનું મન અણીને વખતે તેટલું ઉદાર થઈ શકતું નથી. મરતાં મરતાં એ "નહિ બને ! એ નહિ બને ! હું આપી નહિ શકું; ના નહિ શકું" એમ પોકારી ઊઠે છે. ત્યાં વાર્તાની પરાકાષ્ઠા આવે છે. કવિની પ્રતિભા માનવહૃદયના અગમ્ય ખૂણા પર પ્રકાશની ઝલક પાથરી દે છે. આદિત્ય, રોમેન, સરલા, નિરજા વગેરે સુંદર પાત્રો, સ્વાભાવિક શૈલી અને સરલ વસ્તુ-પ્રવાહથી વાર્તા આકર્ષક બની છે.

પ્રસ્તાવનામાં શ્રી બચુભાઈ શુકલે લખ્યું છે કે "'બે બહેનો' નામની રવીન્દ્રનાથની વાર્તા આ સાથે સરખાવી જોજો. રસ પડશે. એ જ એનો ઉદ્દેશ છે." બંને વાર્તાની સરખામણી રસ ઉપજાવે તેવી છે. પણ એવી સરખામણી એ જ વાર્તા લખવાનો કે પ્રસિદ્ધ કરવાનો એક માત્ર ઉદ્દેશ કેમ હોઈ શકે ? અને શ્રી બચુભાઈએ આના પહેલાં ગુજરાતીમાં ઉતારેલ પુસ્તક 'લાવણ્ય'ને કોઈ સમાલોચકે 'નમાલું' કહેલું. એની ચર્ચા આટલા દિવસ પછી આ બીજા પુસ્તકમાં ઉપસ્થિત કરવાની કંઈ આવશ્યકતા ન હતી. ભાષાંતરકારે ખ્યાલ રાખવો જોઈએ કે પુસ્તક માલવાળું છે તેની ખાત્રી પ્રસ્તાવનામાં આપવાની જરૂર હોતી નથી. પુસ્તક જ એ વાત વધારે સારી રીતે કહી શકે.

૧ કવિવરની પરવાનગી મેળવીને આ વાર્તાઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે, એટલું જ નહિ પણ તેને માટે કવિશ્રીને રોયલ્ટી પણ આપવામાં આવી છે એ જાણીને આનંદ થાય છે. પ્રકાશકસંસ્થાએ એ શુભ શરૂઆત કરી છે.

**પશ્ચિમના સમરાંગણે:**—અનુવાદક : શ્રી હરજીવન સોમૈયા. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય: ૧–૮–૦

આ નવલકથા All Quiet on the Western Front નો મૂળ જર્મન લેખક એરિક મેરિયા રેમાર્ક અઢાર વર્ષની વયે નિશાળમાંથી સીધો લડાઈમાં ગયો અને ત્યાં કચરાતી માનવતાનું તેને જે દર્શન થયું તે તેણે આ વિશ્વવિખ્યાત નવલમાં રજુ કર્યું છે. શ્રી. અનંતરાય રાવળે સુંદર પ્રવેશક લખી આ કૃતિનું તલસ્પર્શી મૂલ્યાંકન કર્યું છે. તેઓ કહે છે તેમ આ નવલમાં "એક પછી એક આવતાં એવાં ચિત્રવર્ણનો સમસ્ત યુદ્ધનું એક અનુભવનિષ્ટ અને તેથી સાચું વાતાવરણ સજીવ કરી જાય છે. કુમળાં મગજેને દેશાભિમાનની અને ફરજની વાતોથી ઉશ્કેરી થતી સૈન્યભરતી, અર્થહીન કડકાઈવાળી તાલીમ, સમરાંગણના અને મૃત્યુના પ્રથમ દર્શનના આઘાતપ્રત્યાઘાતો, ઘાયલોની ઇસ્પિતાલોમાં થતી સારવાર, સગવડિયા ઓપરેશનથી જીવનભર અપંગ બની જવાથી સૈનિકોની યુદ્ધચર્યા અને આરામની પળોએ થતી ચર્ચાઓ, લડાઈમાંથી જન્મતી ભાઈચારાની લાગણી, ખાઈઓ, અંધારી રાતના ઓંઓ, તોપો અને રોકેટોનું પ્રલયગીત, ખુલ્લી ઝપાઝપીઓ, ધડુડુ ધડુડુ કરતી ઓંગ ગર્જનાથી નવા કાચા સૈનિકોને થતો ભય-ક્ષોભ-જન્ય ચિત્તભ્રમ, એવા અનુભવો તો રોજ રોજ થવાથી સૈનિકોમાં આવતી સ્થિતિસ્થાપકતા અને રીઢાપણું, છતાં મૃત્યુ સન્મુખ આવી ઊભે ત્યારે થતી આત્મરક્ષણની પ્રવૃત્તિમાં દેખાતી અદમ્ય જિજીવિષા, પકડાયેલા શત્રુકેદીઓ પ્રત્યે રખાતો વર્તાવ, કડક દેખાતા લશ્કરી અમલદારોની ભીરુતા, સૈનિકોના ખોરાકમાં જ આવી રહેતો જીવનરસ—આવી બધી વિગત વિષે યથાપ્રમાણ માહિતી પુસ્તકમાંથી મળી જાય છે, ને યુદ્ધની નગ્ન વાસ્તવિકતા તથા ભયાનકતાનો ચોટદાર ખ્યાલ આપે છે......

આ પુસ્તક માનવતાપ્રેમી દૃષ્ટિએ એક એવો પ્રબળ અનુભવ રજૂ કરે છે, તે સાથે તેને સરસ લેખનશૈલીની પણ મદદ મળી છે. એ અનુભવે પોતાને અનુરૂપ ભાષા અહીં મેળવી લીધી છે—પ્રસંગવર્ણનમાં આગળ કહ્યું તેમ ચિત્રાત્મક, લાગણીદર્શનમાં આર્દ્ર અને સચોટ, અને ચિંતનમંથનમાં કેટલીક વાર ફિલસૂફી ને કોઈ વાર કવિતાના પ્રદેશમાં સંચાર કરી આવે તેવી.

એવી કૃતિનો ગુજરાતી અનુવાદ અવશ્ય આવકાર્ય છે એટલું જ નહિ, એ આથી વહેલો થવો જોઈતો હતો એમ પણ કહી શકાય. ખંતીલા અનુવાદકે સુરુચિની દૃષ્ટિ રાખીને ગુજરાતી વાચકોને આપવું ઠીક ન ધારીને કેટલુંક (ખાસ કરીને સ્ત્રીઓ જોડેનો સૈનિકોનો પ્રસંગ) કાઢી નાખ્યું છે. મહાન કૃતિઓ ભાષાંતરના અનિવાર્ય ગેરલાભો ખમીને પણ ભાષાંતરસ્વરૂપમાં મૂળની અસરથી વાચકોને હલાવી જાય તેવી હોય છે. આ 'પશ્ચિમના સમરાંગણે' પણ ગુજરાતી વાચકોને મૂળ કૃતિની બધી સુગંધ આપી જશે એમાં શક નથી."

અનુવાદ વાંચ્યા પછી સહુ કોઈ શ્રી. રાવળના એ શબ્દો સાથે સહમત થઈ શકશે.

નાથાલાલ દવે

☆

# અનુક્રમણિકા

પુસ્તક ૩૦ | આશ્વિન : ૧૯૯૬ | અંક ૧૨



ગ્રાહકોને : જેમનું સં. ૧૯૯૭ ના કારતકથી આસો સુધીનું લવાજમ મળી ગયું હશે તેમને કાર્તિક પૂર્ણિમા પછી ભેટ પુસ્તક પોસ્ટલ સર્ટિફિકેટ લઈને રવાના થશે. જેમનું લવાજમ સં. ૧૯૯૭ ના ચૈત્ર સુધીનું મળ્યું છે, તેમણે બાકીના ૭ માસના ( સં. ૧૯૯૭ ના વૈશાખથી આસો ) રૂ. ૨–૮–૦ તથા ૦–૪–૦ ભેટપુસ્તકટપાલખર્ચના મોકલવા.

મુંબઈના એજન્ટ : સી. જમનાદાસની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨

લવાજમ : હિંદમાં ૫–૮–૦; બર્મા તથા પરદેશમાં ૭–૮–૦; છૂટક નકલ ૦–૮–૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ જ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૧૭–૧૦–૪૦